# શિષ્ટ અને સંસ્કારી સાહિત્ય

## ભોજ અને કાલિદાસ

હાસ્ય અને હાજરજવાબીની ૧૦૪ ચમત્કારીક વાર્તાઓ નવી આવૃત્તિ : ૪૧૬ પનાં

૪-૦-૦

## પાનસોપારી

હાસ્ય, મર્મ અને કટાક્ષ વેરતા શ્રી. ચિનુભાઇ પટવાકૃત રસ, રંગ અને રમૂજભર્યા સચિત્ર ટુચકાઓ

૪-૦-૦

## મેનાપોપટ

શામળભટ્ટકૃત સિંહાસન બત્રીસીની કુતૂહલ અને ચમત્કારભરી, રસિક અને રંગીલી વિલક્ષણ વાર્તાઓ

૩-૮-૦

## ચંપો અને કેળ

શ્રી. ચુનીલાલ મડિયા કૃત દામ્પત્ય જીવનની દિલ ડોલાવતી ૧૭ સામાજિક નવલિકાઓ

૩-૦-૦

## સાધના

સ્વાર્થ અને ત્યાગ વચ્ચે માનવીના મનમાં ચાલતાં મંથનને મૂર્ત કરતી નવલકથા

૨-૮-૦

## તોફાની બારકસો

વિદ્યાર્થીજીવનનાં સંસ્મરણોને સજીવ કરતી સાચી બાલવાર્તા

૨-૦-૦

## અપૂર્વ મિલન

રાષ્ટ્ર અને સમાજના ઉત્થાનની નવા યુગની પ્રેરક નવલકથા

૫-૦-૦

## ધન્યવાદ કોને ?

પ્રેમ અને કામ તેમજ ધર્મ અને ધતિંગના ભેદ સમજાવતી ભાતીગળ નવલકથા

૩-૧૨-૦

## મલિના

ચારુચંદ્ર બંદોપાધ્યાયની સામાજિક વાર્તાનું રોચક ગુજરાતી ભાષાન્તર

૩-૦-૦

## પ્રેમનો પુનર્જન્મ

પ્રેમમાંથી વૈર અને વૈરમાંથી પાછો પ્રેમનો પુનર્જન્મ થતો દર્શાવતી રહસ્યભરપૂર નવલકથા

૩-૮-૦

## અંતે એ પરણી

મામા વરેરકરની નારીહૃદયનું નવું દર્શન કરાવતી નવલકથા

૩-૮-૦

## જનેતાની જવાબદારી

બાળકના શરીર અને મનની માવજત વિષે વ્યવહાર અને વૈજ્ઞાનિક માહિતીથી ભરપૂર પુસ્તક

૨-૦-૦

શ્રી. ચંદ્રવદન મહેતાકૃત

## શકુન્તલા

શાકુન્તલનું કન્યાવિદાય સુધીનું કરુણ ગંભીર નમણું રૂપાન્તર

૧-૦-૦

## પાંજરાપોળ

લગ્નસંસ્થા સામે લાલબત્તી ધરતું હાસ્યભરપૂર નાટક

૨-૦-૦

લગ્નમાં ભેટ અને લહાણી આપવા લાયક પુસ્તકો

## અલંકારિકા

ઘરનું આંગણું તેમ જ અંદરનો ખૂણેખૂણો સાદી ઘરગથ્થુ ચીજો વડે આકર્ષક અને કલામય બનાવતાં શીખવતું સાથીઆ અને ગૃહશણગારની દોઢસો રંગીન તથા સાદી આકૃતિઓથી ભરપૂર અનોખું પુસ્તક

૪-૮-૦

## રસોઇનું રસાયણ

પાકશાસ્ત્ર ઉપરાંત ઘરવૈદુ, સુવાવડ, બાળઉછેર, વગેરે માહિતીથી ભરપૂર પુસ્તક

૩-૧૨-૦

## ફૂલદોલ

પ્રો. મનસુખલાલ ઝવેરી કૃત ભાવ અને ભાષાની ભભકભર્યાં કાવ્યોનો સંગ્રહ

૧-૮-૦

## કાવ્યસૌરભ

શ્રી. હિં. ગ. અંજારિયા સંપાદિત કાવ્યમાધુર્ય પછીનો કાવ્યસંગ્રહ

૩-૦-૦

## ગંધાક્ષત

પ્રા. અનંતરાય મ. રાવળકૃત સમતોલ અને તલસ્પર્શી વિવેચન લેખોનો સંગ્રહ

૪-૦-૦

**એન. એમ. ત્રિપાઠી લિમિટેડ,**

બુકસેલર્સ : પબ્લિશર્સ
પ્રિન્સેસસ્ટ્રીટ, મુંબઇ—૨.

દરેક પ્ર. પત્રની પ્રવેશ ફી ફક્ત ૧૦ આના } **કસોટી સુવર્ણ દીપોત્સવી વ્યૂહ ૧૪૦** બંધ તારીખ ૧ નવેમ્બર બુધવાર

# એકંદર ઈનામો રૂા. ૫૦,૦૦૦

## પ્રથમ ઈનામ ૨૫૦ તોલા સોનું

## અગર રૂા. ૩૦,૦૦૦ રોકડા

**સંપૂર્ણ વિગતો માટે 'મક્કમ' અઠવાડિક જુઓ**

અને આજ પ્રમાણે દરેક પ્ર. પત્રના દસ આના લેખે ફી ગણવી. જ્યારે મક્કમના ગ્રાહક માટે દર ૧૬ પ્ર. પત્રની ફી રૂા. ૫-૦-૦ છે.

**આડી ચાવીઓ:**

(૧) આ વ્યૂહનું પ્રથમ ઇનામ જીતી નૂતન વર્ષની...શરૂઆત કરો.

(૪) લગ્નને બંધન માનનાર યુવતી પોતાની સખીઓના સુખી સંસાર જોઈ ઘડીક...થાય તે સંભવિત છે.

(૭) 'પોતાની...પર વિશ્વાસ ન રાખવો.' એવું વલણ તમને ઘણી સ્ત્રીઓમા જોવા મળશે.

(૮) ધંધાવિષયક સઘળી ગણતરીઓ ઊંધી વળતા નવોસવો વેપારી ...લાગે તો નવાઇ નહિ

(૧૦) સોલંકી યુગમાં ભગવાન સોમનાથના...નો મહિમા ઘણો હતો.

(૧૧) લોકો જેને...માને છે તેની સાથે સામાન્યતઃ દુશ્મનાવટ બાંધવાનું પસંદ કરતા નથી.

(૧૨) ઠેકું.

(૧૪) આવા માણસનું જીવન જોઇ લાગણીપ્રધાન વ્યક્તિને સહેજે ગ્લાનિ થઇ આવે છે.

(૧૫) ...ને કારણે માનવી કયારેક સ્વજનોની સમૂળગી સહાનુભૂતિ ગુમાવી બેસે છે.

(૧૬) પદ્ધતિ.

(૧૮) મધ્યમ વર્ગનું જીવન આજે ઘણું...બન્યું છે એમ કહેવામા ભાગ્યેજ અતિશયોક્તિ લેખાશે.

(૧૯) અક્ષરો છાપેલા છે.

(૨૩) શ્રેષ્ઠ શણગારો જોઈ જેનું મન લલચાતું નથી તે નારી...હશે એમ માનવા હરકત નથી.

(૨૪) ગ્રાહકોનું આકર્ષણ વધે એવી તરકીબો...વેપારીઓ સામાન્ય રીતે વધુ અજમાવતા હોય છે.

**ઊભી ચાવીઓ:**

(૨) ...વિના માલ સંઘરનાર વેપારી ઘણીવાર વિકટ પરિસ્થિતિમા મુકાઇ જાય છે.

(૩) ગૂંચવાયેલ 'તિલપુર.'

(૪) ઘમંડી પત્ની પોતાની ખુશામત કરતી આવે ત્યારે પતિ ઘડીક...અનુભવે તે સ્વાભાવિક છે.

(૫) અધીરા માણસોનું વલણ સામાન્યતઃ દરેક વાતમા...કરવા તરફ વધુ હોય છે.

(૬) ...નાં ઘોડાપૂરને કોણ ખાળી શક્યું છે?

(૯) વૃદ્ધ વયે માનવીને...વાતોમાં વધુ રસ પડે છે એમ મનાય છે.

(૧૨) સંસારના કટુ અનુભવો માનવીને મોટે ભાગે...થવા પ્રેરે છે.

(૧૩) ઓરડી.

(૧૪) ચતુર ગૃહિણી એને આધારે કેટલીય વાનીઓ બનાવી શકે છે

(૧૭) ..નો કટુ અનુભવ માતા કયારેક લાંબો સમય વિસરી શકતો નથી.

(૨૦) કેટલીકવાર માણસ તેની...ને કારણે સમાજમા વગોવાઇ જાય છે.

(૨૧) ...માં તલ્લીન બનનાર વ્યક્તિને અન્યનો ઉપદેશ આકરો લાગે તે અસંભવિત નથી.

(૨૨) વારંવાર...ભોગવ્યા છતાં એદી માણસનું મન કદી કામમાં ચોંટતું નથી.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ મં | ૨ ગ | ૩ લ | | ૪ ચ | | ૫ ત | | ૬ જુ |
| | ૭ | તિ | | મ | | ૮ ડ | | વા |
| ૯ રં | | ૧૦ પૂ | જ | | | | | |
| ૧૧ | બ્ભ | ૨ | | | ૧૨ દ | ડ | ૧૩ | |
| ભ | | | ૧૪ વે | | યા | | ૧૫ દ | |
| ૧૬ રી | ૧૭ ત | | | | | | રિ | |
| | ૧૮ ક | | ણ | | ૧૯ ન | ૨૦ વ | કા | ૨૧ ર |
| | | | | ૨૨ | | | | મ |
| ૨૩ વિ | ૨ | | | ૨૪ જા | | તા | | |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ મં | ૨ ગ | ૩ લ | | ૪ ચ | | ૫ ત | | ૬ જુ |
| | ૭ | તિ | | મ | | ૮ ડ | | વા |
| ૯ રં | | ૧૦ પૂ | જ | | | | | |
| ૧૧ | બ્ભ | ૨ | | | ૧૨ દ | ડ | ૧૩ | |
| ભ | | | ૧૪ વે | | યા | | ૧૫ દ | |
| ૧૬ રી | ૧૭ ત | | | | | | રિ | |
| | ૧૮ ક | | ણ | | ૧૯ ન | ૨૦ વ | કા | ૨૧ ર |
| | | | | ૨૨ | | | | મ |
| ૨૩ વિ | ૨ | | | ૨૪ જા | | તા | | |

**અમદાવાદના કલેકટરે તા. ૨૬-૪-૪૯ ના લાયસન્સ નંબર ૧ થી મંજૂર કરેલી હરીફાઈ**

કસોટી હરીફાઇના સર્વ શરતો-નિયમો મને કબૂલ મંજૂર છે.

પ્રવેશપત્રો એકી સાથે કાપજો

નામ ______________________

ઠેકાણું ______________________

ગામ ______________________

મેં મારા નામે કુલ પ્રવેશપત્રો નંગ ......ભર્યાં છે.

મેં મારી પ્રવેશ ફીના રૂા...... આ સાથે......થી મોકલ્યા છે.

**પ્રવેશ પત્રો મોકલવાનું તથા પત્રવ્યવહારનું સરનામું:**

**કસોટી કાર્યાલય : ગાંધીરોડ, અમદાવાદ**




ઊર્મિ નવરચના — સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૨૦ : 'નવરચના' વર્ષ ૧૫ : અંક ૭ મો

ઓક્ટોબર : ૧૯૫૦


ક્રમ






: વાર્ષિક લવાજમ :

દેશમાં : ૭–૮–૦ :: પરદેશમાં : રૂા. ૧૦–૦–૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ–૧

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી ઈશ્વરલાલ મો. દવે
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ–૧

મુદ્રક : જયંતી ઘેલાભાઈ દલાલ : વસંત પ્રેસ, ઘીકાંટા રોડ, ઘેલાભાઈની વાડી : અમદાવાદ.

## નવાં પુસ્તકો

| | |
|---|---|
| વૈતરણી તીરે | ૨-૪-૦ |
| મૂંગુરુદન | ૩-૦-૦ |
| મરૂભૂમિમાં | ૩-૮-૦ |
| શેખચલ્લી | ૧-૦-૦ |
| સંસ્કારકથાઓ | ૧-૦-૦ |
| બોધકથાઓ ૧-૨ | ૨-૦-૦ |
| જીબ્રાનની જીવનવાણી | ૩-૮-૦ |
| કાજળકોટડી | ૩-૮-૦ |
| પ્રલય | ૫-૮-૦ |
| કાંચન ને ગેરૂ | ૪-૮-૦ |
| છાયા પ્રકાશ | ૫-૦-૦ |
| શોધ અને સિદ્ધિ | ૨-૦-૦ |

અમારે ત્યાં દરેક પુસ્તકો મળે છે

**ભારતી સાહિત્ય સંઘ લિ,**

ફરનાન્ડિઝ પુલ નીચે, ગાંધીરોડ, અમદાવાદ

રોજબરોજના જીવન ધબકાર રજૂ કરતું માસિક



વાર્ષિક લવાજમ ભેટ પુસ્તક સાથે રૂ. ૭,
પરદેશમાં શિલીંગ બાર

કોલેરા, ઝાડા, શરદી,
હાંફિવા, ખાંસી, શુળ,
અમુંઝણ, દરેક જાતના
વાય તથા અનેક
જાતના દરદો
થાટે અમુલ્ય
ઓષધી

**જીવનધારા**

રજી. ટ્રે. મા. નંબર નં. ૩૦૨

બધે મળે છે.

**જે. એન. શેઠના**

જીવનધારા ઓફીસ, નડીઆદ (ગુજરાત)

સ્ટોકીસ્ટ:—કંચનલાલ વાડીલાલની કું.
પ્રીન્સેસ સ્ટ્રીટ, મંગલદાસ રોડ, મુંબઈ ૨

## નિરંજન વર્મા-જયમલ્લ પરમારનાં પુસ્તકો

### નવલકથાઓ

| | |
|---|---|
| ખંડિત કલેવરો | ૩-૮-૦ |
| અણુખૂટધારા | ૩-૮-૦ |
| કદમ કદમ બઢાયેજા | ૩-૮-૦ |

### વાર્તાઓ

| | |
|---|---|
| દેશદેશની લોકકથાઓ ભા. ૨-૨ | ૨-૦-૦ |
| પરીકથાઓ ભા. ૧-૨ | ૭-૦-૦ |
| રૂપકથાઓ | ૩-૦-૦ |
| શેખચલ્લી | ૧-૦-૦ |

આ પુસ્તકોના ઓર્ડર માટે લખોઃ

**ભારતી સાહિત્ય સંઘ લિ.**

ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીરોડ, અમદાવાદ-૧



# બે ત્રણ પ્રસંગો

## [૧]

શાકલ્ય અને યાજ્ઞવલ્કયનો એક સંવાદ બહુ સમજવા જેવો છે. શાકલ્યે યાજ્ઞવલ્કયને પૂછયું: 'હે યાજ્ઞવલ્કય પૂર્વ દિશામાં દેવ કોણ ?'

આ સવાલનો જવાબ તો સૌ કોઇ આપી શકે કે પૂર્વ દિશામાં સૂરજ ઊગે છે. માટે આપણે હમેશાં પ્રભાતે એ તરફ જોતાં આનંદ પામીએ છીએ. માટે એ દિશાનો દેવતા સૂરજ છે. પણ પછી શાકલ્યે એમ પૂછયું કે 'આ સૂરજને આધાર શેનો ?'

અને યાજ્ઞવલ્કયે ઘણો જ સમજવા જેવો ઉત્તર આપ્યો: એક હજાર સૂરજ એકી સાથે ઊગે, પણ માણસની પોતાની આંખ ફૂટી ગઇ હોય તો ? બધુંય કાળું ધબ ! માટે સૂરજનો પણ આધાર આપણી આંખ. હવે આ આંખ પણ જો વિવેકહીન હોય, ધારો કે કોઇ માણસ ગાંડો થઈ ગયો છે, તો એની આંખ શું જુએ ? કાંઇ જ નહિ ! એને રૂપ-અરૂપ કોઇનું કાંઈ ભાન નથી. માટે આંખનું કામ એ કે એ સુંદર—અસુંદરનો વિવેક રાખે. તો એનું જોવું એ જોવું ગણાય. પણ આંખ જે રૂપ જુએ છે, તે કાંઇ પોતાના બળથી જોઇ શકતી નથી. બે માણસો હોય, બંનેને બબ્બે આંખો હોય, બંનેની આંખો સારી હોય, છતાં એક જણો જ્યાં સુંદરતા જોઇને રાચશે, ત્યાં બીજો એ પ્રમાણે નહિ રાચે ! એટલે એને આનંદ નહિ મળે ! તો એ વાંક કોનો ? આંખનો ? ના. ત્યારે કોનો ? કોઇનો નહિ. આંખને જ્યાંથી બળ મળે છે, જેના વડે આંખમાં રૂપ જોવાની શક્તિ આવે છે, તે હૃદયના ઉપર આ રૂપ—અરૂપનો આધાર છે, કારણ કે રૂપ પદાર્થમાં રહેતું નથી. સૂર્યના પ્રકાશમાં પણ રહેતું નથી. આંખમાં પણ રહેતું નથી. એ તો માણસના હૃદયમાં વસે છે. હૃદયમાંથી અમૃત ઝરે—એટલે રૂપ ઊભું થાય. એના એ હૃદયમાં વિષ હોય તો રૂપ ઉડી જાય. જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ એ આનું નામ. આમાંથી સમજવાનું એ છે કે સંસારમાં મોટી જણાતી વસ્તુઓનું આપણે જેને મોટી માનીછીએ એ તે વસ્તુઓનું ખરું મહત્ત્વ, આપણા પોતાના મન ઉપર આધાર રાખનારું છે.





[ ૨ ]

એક વખત ભગવાન તથાગતે પોતાના શિષ્યોને એક અદ્ભુત જાદુગર બતાવ્યો. એ જાદુગર કંદુકનો ધારેલો ઘા કરી શકતો હતો. ધાર્યું નિશાન પડવાનું છે જ—એવી અજબ શ્રદ્ધા એની આંખમાં, મોંમાં, હલનચલનમાં ગતિમાં—બધે હતી. અરે! એનો કંદુક પણ એની પાસેથી છૂટયા પછી જાણે એની એ શ્રદ્ધાને પોકારતો જતો હતો!

ભગવાન તથાગતે કહ્યું: 'શિષ્યો! આ માણસની પાસે જીવનકલા છે. તમે કહેશો, શી રીતે? તો એનો આ કંદુક એને વશવર્તી છે. આપણું મન આપણી આંખ દ્વારા બહાર જાય છે, પણ પછી એ આપણું કહ્યું માનતું નથી. એ પોતાની સૃષ્ટિ લઇ આવીને, ઊલટા આપણને એના દાસ બનાવી દે છે! એટલા માટે હું કહું છું, જીવનકલા એ છે—જે બહાર અને ગમે ત્યાં હરે ફરે—છતાં એનો દોર આપણા મનમાં હોય : ને મન આપણા હાથમાં હોય.

[ ૩ ]

એક વખત ભગવાન તથાગતે કહ્યું: 'ગુરુઓ પણ ત્રણ પ્રકારના છે. કેટલાક એવા હોય છે, જેમને દિવ્ય શક્તિની પ્રાપ્તિ થાય છે, પણ પછી એ શક્તિ એમને પૃથ્વીનો સ્પર્શ જ ભુલાવી દે છે. એ જાણે કે એટલા ઉત્તુંગ રીતે અસ્પૃશ્ય રહે છે–કે દુનિયાને એમની પાસેથી હવા વિના બીજું કાંઈ જ નહિ મળે!

બીજા પ્રકારના ગુરુઓને દિવ્યશક્તિની પ્રાપ્તિ થાય છે અને એ પૃથ્વીનો સદંતર સ્પર્શ છોડતા પણ નથી. પણ જીવનની અનેક આંટી ઘૂંટી, નબળાઇઓ, શંકાઓ, પ્રશ્નો, ભરતી ઓટ એમાંથી માણસ શી રીતે રસ્તો મેળવે, એ આખી કેડીનો એમનો અભ્યાસ ભાગ્યેજ સામાન્ય માણસને ઉપયોગી નીવડે છે. એમણે ફણીધરના મોંની પેઠે મનને પહેલેથી પકડી લીધું હોય છે. એટલે આ સામાન્ય નબળાઈઓ તરફ એમનું ધ્યાન જ ગયું નથી. આ ગુરુઓ પણ સામાન્યો માટે કોયડા જેવા જ રહેવાના છે. કેવળ ત્રીજા પ્રકારના ગુરુઓ, જેમણે એકડે એકથી ઊંચુ શિખર જોયું છે, એ સામાન્ય જનોની તમામ મુશ્કેલીઓનો રાહ જાણે છે. બીજી રીતે, પેલા બન્ને વર્ગના ગુરુઓ સાથે છતાં, આ ત્રીજો વર્ગ, લોકકલ્યાણપંથ માટે ખરેખરો મહત્ત્વનો છે, કારણ કે રસ્તા ક્યાં ને કેમ જુદા પડે છે, એ એ જાણે છે, અને જેટલું એ જાણે છે, તેટલું સમજાવવાની એમનામાં ધીરજ પણ હોય છે. આ જીવનસંગ્રહી મહાન વિચારકોને ચરણે રહીને જીવન ઘડી શકાય.

ધૂમકેતુ



# સમયનાં ક્ષીરનીર

'રાજહંસ'

## લાલચીન આપણી સાથે કે સામે?

વળી પાછાં ભારતની સરકારે લાલચીનને સાથી સંસ્થામાં સામેલ કરવા યત્ન કર્યો અને એમાં નિષ્ફળતા મળી. જવાબમાં સંભળાવવામાં આવ્યું કે સાથી સંસ્થા દુનિયામાં શાંતિ સ્થાપવા માગે છે અને એ કાર્યમાં લાલચીન હરકત કરશે એટલે એને બહાર રાખો. આનો જવાબ નેહરુ પાસે ક્યારે આવશે તેની આપણે રાહ જોવી જોઈએ.

લાલચીનના પ્રતિનિધિ, જાણે કશી ઉતાવળ નથી એમ સ્ટીમરની–રેલગાડીની ધીરી મુસાફરી કરતા કરતા, ભારતના પાટનગર સુધી પહોંચી ગયા છે. એમની સાથે વાટાઘાટો થશે કે નહિ તેની કોને ખબર. પરન્તુ, ભારતની નીતિ સાથે એમના દોરની ગાંઠ વળશે એવો ઇશારો હજુ દેખાતો નથી. જે મૈત્રી બતાવવામાં આવી છે એમાં કશું સૂચક નથી. તિબેટમાં કેવુંક નીપજે છે એ ઉપરથી કદાચ સમજાશે. અફવાઓ તો આવી છે કે લાલ લશ્કરો તિબેટમાં દાખલ થઈ ચૂક્યાં છે, અને લામાઓની ઘડીઓ ગણાય છે. ભારતની લાગણીઓને લાલચીન માન આપશે?

અને તે પહેલાંય કદાચ લાલચીનને કપરો નિર્ણય કરવાનો સંજોગ આવી જશે. કોરિયામાં સાથી સૈન્યોની પીછેહઠ અટકી ગઈ છે અને હવે વળતા હલ્લાઓ શરુ થયા છે, બીજો મોરચો પણ ખોલ્યો છે, અને લાલમદદ આવતી અટકાવવાના કાર્યમાં સફળતા મળી છે. એ વખતે લાલકોરિયાને લાલચીન છોડી દેશે કે એમાં ઝંપલાવશે તે જોવાનું રહે છે. એણે ખુલ્લી રીતે સાથી દેશોની સામે લડાઈમાં ઝંપલાવ્યું તો?

## હવે બીજી શરુઆત કોણ કરે છે?

પરન્તુ, એ રીતે લાલચીન ઝંપલાવે તે પહેલાં રશિયાને પોતાની વ્યૂહરચના સંભાળવાની રહી. કોરિઆનું કામ ધાર્યા મજબ પાર ના પડ્યું તો બીજે પડશે એવું કેમ માની લેવાય? કોરિયામાં શિકસ્ત મળે, બીજો મોરચો ના ખોલે તો એનો અર્થ રશિયાની પીછેહઠ થવાનો. એમાં અમેરિકાને આહ્વાન રહેવાનું. એ પણ બહાર ના પડે તો દુનિયાને વળી પાછા 'ઠંડા વિગ્રહો'ની ભેદી યાતનાઓ વેઠવાની.

કોરિયા પછી અમેરિકા પાસે તક છે—વિખૂટાંઓને ભેગાં કરી દેવાની. જર્મનીનાયે ભાગલા નાબૂદ કરી દેવા જોઈએ. બીજા જે રાજ્યો રશિયાએ એની ભેદી રીતે કબજે કર્યાં હોય તેમને છોડાવવાં જોઈએ. પોલેન્ડ, ચેકોસ્લોવાકિયા, ફિન્લેન્ડ સુધી તો જવું જ જોઈએ. ચીનનું શું થાય તે ત્યાંસુધીમાં જણાઈ જશે.

રશિયાના બળની હાંસી ઉડાવી શકાય એમ નથી. એમ છતાં, એ બળમાં ઉમેરો કરવાની તક આપવી એ ય વાજબી નથી. મોડો મુકાબલો થાય તેમાં દુનિયાને ગુમાવવાનું જ છે, કારણ કે એ મુકાબલો ઠેલી શકાય, નિવારી શકાય એમ નથી, અને વિલંબ કર્યાથી તો એ વધારે આકરો, વધારે વ્યાપક બની રહેશે.

પશ્ચિમ યુરોપનું સંગઠન આગળ વધતું જાય છે. જર્મની ઉપર હુમલો થાય તો વડી ત્રણ સત્તાઓ પોતાના ઉપર હુમલો થયો એમ ગણશે એવી જાહેરાત પણ થઈ ગઈ છે. ગ્રીસ અને યુગોસ્લાવીયામાંથી રૂસી અસર ઓછી થઈ છે. ચેકોસ્લાવિયામાં લોકો લાલ પ્રથાઓથી કંટાળ્યા છે. સાથી દેશોને બીજો મોરચો ખોલવાની તકો અહીં પડેલી છે.

પ્રશાંત દેશોની વાટાઘાટો શરુ થવાની છે. જાપાન સાથેની સંધિમાં અમેરિકાને કેટલાંક નૌકા મથકો ને હવાઈ મથકોવાળા ટાપુઓની જરૂર રહેશે એવાં સૂચનો પણ થયાં છે. ફોર્મોસામાં જૂના ચીનની સત્તા ટકી છે અને એ દિશામાં મોરચો ખોલવાની પ્રવૃત્તિથી લાલચીનને રશિયાએ રોકી રાખ્યું છે. બાઓદાઈવાળા હિંદીચીનની સીમા વધતી જાય છે. આમ લાલ આક્રમણ થંભી ગયું છે, એટલું જ નહિ, પાછળ પણ પડ્યું છે.





અમેરિકામાં લશ્કરી મંત્રી તરિકે માર્શલ આવે છે, એ લશ્કરી માણસ છે એટલે યુદ્ધની શક્યતાઓ વધી કહેવાય.

## આપણા પરદેશ સંબંધો

પોતાની તટસ્થનીતિના કારણે ભારત અમેરિકાને લશ્કરી મથકો નહિ આપે એમ માની અમેરિકાએ ગોઆને પોતાની અસર હેઠળ લીધું છે. ત્યાનો રેડિયો, ત્યાંનું હવાઇમથક, ત્યાંનું બંદર એ આજે તો અમેરિકી અસર હેઠળ મુકાઈ ગયાં છે. આ રીતે પોંદીચેરીમાં બને તો નવાઇ નહિ.

ગમે તેમ, પણ પ્રજામતવાળી કસોટીમાંથી પસાર થવાની જરૂરિયાત ભારતની સરકાર નહિ કબૂલ રાખે એમ કહી શકાય.

દક્ષિણ આફ્રિકામાં જ્યારે હિંદીઓ વિરૂદ્ધ ઉગ્ર પ્રચાર ચાલે છે ત્યારે ત્યાંના વતનીઓની આફ્રિકન પાર્ટીએ હિંદીઓને ટેકો આપ્યો છે. થોડા મહિના અગાઉ એ લોકોની દ્વારા હિંદીઓ ઉપર જુલમો થયા હતા, પરન્તુ હવે આફ્રિકનોને હિંદીઓમાં પોતાના મિત્રો દેખાયા છે.

અફઘાનિસ્તાને પોતાનો દાવો આગળ કરી પઠાણોના મુલકની માગણી કરી છે, એમાંયે પાકિસ્તાનને તો હિંદીઓને દોષ દેવાનું સૂઝે છે. ભારતની ઉપર વાંક ઢોળ્યા સિવાય પાકિસ્તાન એક ડગલુંયે આગળ વધી શકે એમ નથી.

## કાશ્મીરમાં પ્રજામત નહિ પણ લડાઇ

અને કાશ્મીરના મોરચે કયારે લડાઇ ફરીથી ફાટી નીકળશે એ કહેવાય એવું નથી. હમણાં કુદરતી આફત આવી પડી છે તેમાં લડાઇ જામી પડી તો વળી વધારે મુસીબત. ભાગલાની વાત ફરીથી આગળ આવી છે. પરન્તુ, એકાદ લડાઈ વિના એમાંયે સમજૂતી થાય એવું લાગતું નથી.

કાશ્મીરમાં શેખ અબ્દુલ્લાની લોકપ્રિયતા વધતી જાય છે. જમીનદારો પાસેથી ખેડૂતોના હાથમાં જમીન અને ખેતી આવતાં જાય છે અને સમાજવાદી પદ્ધતિએ ત્યાં અખતરો થઇ રહ્યો છે. ત્યાં સફળતા મળે તો પછી ભારતમાંયે એ પ્રથા અજમાવવાની તક આવી જવાની.

કાશ્મીરના મોરચે લડી લેવાની પૂરી તાકાત અને તૈયારી છે એમ ત્યાંના લશ્કરી વિભાગોમાં હમણાં ફરી આવનારને અનુભવ થયો છે. જે નડે છે તે આંતરરાષ્ટ્રીય કાયદાપણું કે પરદેશનો પ્રજામત. અને આ બન્ને માટે આપણે કૈંક કામચલાઉ પણ ગોઠવી લેવું જોઇએ, ખાસ કરીને જ્યારે ન્યાય આપણા પક્ષમાં છે એમ માનીએ છીએ ત્યારે.

## નાશિકનું અધિવેશન ભરાયું જ શાથી ?

કોંગ્રેસના અધિવેશને નિરાશા ઉત્પન્ન કરી છે.

પહેલાં લોકોને એમ લાગ્યું કે ટંડનબાબુ પ્રમુખ ચૂંટાયા એટલે કોંગ્રેસમાં પક્ષાપક્ષી થશે. નહેરુએ પોતે એમ માન્યું અને મુદ્દાઓ સ્પષ્ટ કરવા નિવેદન કર્યું. એ નિવેદનને પડકાર તરીકે ગણવામાં આવ્યું: હું રહું કે તમે રહો. પણ ટંડનબાબુ શાંત રહ્યા અને નેહરુને શરણે ગયા. હાલ તુરત તો બધું થાળે પડી ગયું.

અફવાઓ આવી: સરદાર જે ઘડીની રાહ જોતા હતા તે હવે આવી છે. દરેક પ્રાંતનું પ્રધાનમંડળ એમની મરજી મુજબનું, ગવર્નરો ને રાજપ્રમુખો એમના વળના, કોંગ્રેસના પ્રમુખ એમની તરફેણના. હવે એ હાથ બતાવી દેશે. પરન્તુ, અફવા ખોટી ઠરી. સરદારે કૈં જ કહ્યું નહિ, કર્યું નહિ.

સાંભળવા મળ્યું કે કૃપાલાનીએ અલગ ચોકો જમાવવા યત્ન કરી જોયો, પણ હવે લોકોને એમાં રસ કયાંથી હોય ? ઊગતા સૂરજને મૂકીને એવી જંજાળમાં કોણ પડે ? કોમી પ્રશ્ન ઉપર નહેરુએ એટલું દબાણ કર્યું કે બીજા બોલતા જ બંધ થઇ ગયા.



સરકારને ટેકો આપતા ઠરાવો થયા. જે જરા સરખો ઉહાપોહ થયો તે નાટકિયો લેખાયો. પ્રમુખે શ્લોકો ગાયા, નેહરુએ જયહિંદ પોકાર્યું અને હતા તેવા બધા છૂટા પડ્યા. વરસાદના દિવસોમાં આવાં મોટાં અધિવેશનો ના ભરવાં જોઈએ એટલી યે ટીકા ના થઈ.

કોંગ્રેસમાં સડો પેઠો છે, ભાવના ઘટી છે, લોક સંપર્ક રહ્યો નથી, સત્તાની ભૂખ વધી છે, પ્રધાનોને ટેકો મળતો નથી આવા કેંક આક્ષેપો આગેવાનોએ કર્યાં અને એનો કોઈએ વિરોધ ના કર્યો, ઉપાય પણ ના કર્યો. કદાચ ઉપાય હશે જ નહિ.

ચૂંટણીઓ આવે છે તેમાં કઈ રીતે ઝંપલાવવું તેની ચર્ચા થઈ પણ અધૂરી રહી. જીતા ના થવાય એવી રીતે સહુએ લુગડાં ઊંચા લેવા માંડ્યાં. એટલે મુખ્ય મુદ્દો બને એવો આ સવાલ ફરી પાછો ઊઠે ત્યારે. કદાચ છે એમનું એમ ચાલ્યા કરશે. કોંગ્રેસની સત્તામાં કે સેવામાં નવાનો ઉમેરો કરવા સારુ હજુ બીજો તબક્કો જોવાનો રહ્યો.

નાશિકમાંથી કંઈ પણ દેખાયું હોય તો આટલું કે નેહરુ સિવાય દેશને ચાલવાનું નથી. મારે કે તારે —જે કરે તે નેહરુ. એમની રાજકીય કામગીરી ફાવે તેવી હોય, એમની હાજરી, એમનું વ્યક્તિત્વ, એમની પ્રતિભાથી બધા અંજાઈ ગયા છે. વિરોધની તાકાત રહી નથી. વિરોધની જે કાંઈ શક્યતાઓ સંભળાતી તે હવે તૂટી ગઈ છે.

## નહેરુનાં નીતિ અને બળ

બહુ સબળ રીતે આપણને કહેવામાં આવ્યું કે અંકુશો જરૂરી છે, એટલે એ હવે રહેવાના એમ માનીને એમની દોસ્તી કરવી રહી, બહુ તો એમના સંચાલનમાં ક્યાંક સમાધાનનું તેલ પૂરી શકાય અને ઘર્ષણ ઘટે તો સારું. અછત બિચારીનો વાંક નથી, એને ઢૂંઢનારાઓને એ વહેલી જડી જાય છે. આજે અનાજની હશે, ખાંડની હશે તો કાલે ચા—કોફીની, લાકડાની, દવાની, માસ્તરોની, ભંગીઓની એમ જુદી જુદી જાતની અછતો દેખા દેશે અને એ બધા સામે અંકુશ લઈને સરકાર પહોંચી શકશે એમ કોઈ માનતું હોય તો ખેદજનક છે. અને સાથે સાથે આયાત નિકાશના પરવાના, પુરવઠા ખાતાની પાવતીઓ, પોલીસ કચેરીનાં નો—ઓબ્જેક્શનો, મ્યુનિસિપાલિટીનાં લાઈસન્સો, ફારમો, વિગેરે, અરજીઓ—એ વધતું જવાનું. ધીરે ધીરે કદાચ રાજ્ય એટલે કે સરકાર પોતે જ ઘણીખરી ચીજો પેદા કરશે, સંઘરશે ને વહેંચશે. એથી કોને લાભ કે સગવડ થશે તે હમણાં જાણી શકાય નહિ, અને તે વખતે કહી શકાય એવું રહેશે કે નહિ તે ત્યારે ખબર પડે.

પાકિસ્તાનના હિંદુઓ ઉપર જુલમ થાય એના બદલામાં અહીંના મુસ્લિમો ઉપર જુલમ ના થવો જોઈએ એ સમજાય એવું છે. પરન્તુ એથી એ સવાલ ઊકલતો નથી, એ નિરપરાધી લોકોને સારૂં શું કરી શકાશે એ સ્પષ્ટ થાય તો દેશમાં લાગણી ના ઉશ્કેરાય અને કોમી પ્રશ્ન ઊભો જ ના રહે, એમના બચાવનો રસ્તો ના જડે ત્યાંસુધી નવી ભારતીય સંસ્કૃતિ અને સમન્વય—વાળી વાતો ટકે એવી નથી.

પાકિસ્તાન સાથે સંબંધો સુધારવાની આપણી હોંશ છે, પણ એની કદર થતી નથી. જે જોર ઉપર પાકિસ્તાન થયું તે જોર આજે ય એવું જ છે; પાછળનો દોરીસંચાર ગયો નથી, વધ્યો છે. પાકિસ્તાને ઈસ્લામી જગતમાં નામના મેળવી છે અને એ લાગવગ વધે એવું અમેરિકા—બ્રિટન ઈચ્છે છે. એ બન્ને ઈરાન—ઈરાકમાંથી પેટ્રોલ ઉપાડે છે, ઈજારા ધરાવે છે, એ ગુમાવવા નથી. એ જાળવી રાખવામાં પાકિસ્તાનને મળતિયા બનાવે છે. પાકિસ્તાનની ગરજ એમના વડે સરી છે એટલે એણે તો કહ્યું એમ કરવાનું. આવાં પાછળનાં બળોની આપણે ઉપેક્ષા કરીએ છીએ. લાલચીનની વકીલાત એ તાજો દાખલો છે. પાકિસ્તાન આ સમજ્યા પછી આપણી





એકેય વાત માને, કે સમાધાન કરે એ માનવું ભૂલ ભરેલું છે. અને એની વાત આપણે ના માનીએ તો એ ફટ ચાવી લગાડે છે—અપહરણ, લૂંટ, ખૂનરેજી. આપણી પરદેશ નીતિ ગમે તેવી આદર્શ હોય, ઘર–આંગણે ફળદાયી નીવડશે કે કેમ એમાં શંકા છે.

આમ છતાં, નેહરુ એમનું ધાર્યું કરશે. નેહરુ વિના કોંગ્રેસ ટકે એમ નથી એ દીવા જેવી વાત છે. કોંગ્રેસની અંદર કે બહાર રહીને પણ નેહરુ જીતી શકે એમ છે. એટલે નવી ચૂંટણીઓના સમય સુધી તો આજ નીતિ રહેવાની અને ઘણું કરીને તે પછી પણ, કારણ કે ચૂંટણીઓમાં બીજા કોઇના ઘોડાં દોડી શકવાનાં નથી. સરદાર બિમાર રહે છે, એમની પરદેશની નામના ઓછી, દેશમાં નેહરુ જેટલી લોકપ્રિયતા નહિ. એ ધીર પુરુષ છે એટલે પોતાની શકિત માપીને ડગલું ભરશે. પછી જે રહ્યા તેમણે વિરોધ જગાવવા એકડે એકથી ઘૂંટવાનું, એટલે ફાવે તો યે સહેજે દાયકો નીકળી જાય. કોંગ્રેસની બહારના પક્ષોમાં કશી તાકાત નથી, નેતાગીરી નથી, લોકપ્રિયતા નથી. એટલે નવા ફેરફારોની કંઇ શકયતા નથી.

## કોંગ્રેસ સામેનાં ભયસ્થાનો

ભાષાવાર પ્રાંતો નોખા પાડવાના સવાલ ઉપર ફરીથી ઝુંબેશ ચાલશે એવી જેમની ગણતરી હતી તે નિરર્થક ગઇ. મુંબઇ શહેરને મહારાષ્ટ્રમાં ભેળવવા જે માગણી થતી તે ય પાછળ રહી ગઇ. આંધ્રવાળા યે બોલ્યા નહિ અને પંજાબવાળા પણ સમજી ગયા. આમ આ સવાલ ઠંડો પડેલો છે, પણ એટલી ઢીલ મૂકયાથી પાર ઊતરી જવાય એવું નથી. એ બાબત ઉપર કોઇએ સારો કાબુ મેળવવો જોઇશે.

પુખ્તવયનો મતાધિકાર આ દેશ માટે આજે તો ગજા ઉપરાંતની સાહ્યબી છે. આવો મતાધિકાર ધ્યેય તરીકે રાખી એમાં ક્રમાનુસાર પ્રગતિ કરવી જોઇતી હતી.

કોંગ્રેસના પ્રમુખનો હોદ્દો સન્માનને લાયક તો રાખ્યો છે. પરન્તુ, ડૉ. પટ્ટાભીએ જણાવ્યું તેમ એ હોદ્દા વડે જે મળે છે તે શક્તિ વિનાનું માન, તક વિનાની આશા, અને સત્તા વિનાની જવાબદારી. અગર જો પ્રમુખની સ્થિતિ આટલી કફોડી છે તો બીજા સામાન્ય સમિતિના સભ્યોનું શું ગજું? આથી પ્રમુખે પોતાના કાર્ય વિષે ચોખવટ કરી લેવી જોઇએ, અને સમિતિના સભ્યોને ચોક્કસ દોરવણી આપવી જોઇએ.

કોંગ્રેસ સામે ગરીબ વર્ગમાં એવી છાપ પડતી જાય છે કે એ સંસ્થા હવે ગરીબો માટે રહી નથી. મધ્યમ વર્ગનો કોંગ્રેસને સારો ટેકો હતો, પણ એ વર્ગને ય ઘણો અસંતોષ રહ્યો છે. મધ્યમવર્ગની નજર ભલે શ્રીમંતવર્ગ તરફ રહેતી, ત્યાંસુધી પહોંચી જવાની એની શક્તિ નથી. એમને ગમે તેમ ગરીબ જ રહેવાનું હશે તો કોંગ્રેસને કેવી રીતે આવકારશે!

હિંદીની ઘોષણા વારંવાર સંભળાય છે, ભલે એ ચાલુ રહેતી. પરન્તુ, એની પ્રગતિ અંગ્રેજી ભાષાના ભોગે ના થવી જોઇએ. સાહિત્ય અને વિજ્ઞાન, પરદેશના સંબંધો, શબ્દો અને વાકયરચનામાં આવેલી ચોક્કસ સ્થિરતા—એવું બધું અંગ્રેજીના આધારે સરળ બને છે. અંગ્રેજી ભાષાને પાછળ મૂકવામાં દેશ પાછળ મુકાશે એ વિચારવા જેવું છે.

પ્રધાનોએ પગારમાં કાપ મૂકયા અને પોતાની કામગીરીને સેવા ગણાવી. સેવા અને સત્તાનો મેળ બરોબર ખાતો નથી. ભલે એ લોકો પોતાનું યોગ્ય વેતન લે, પરન્તુ સેવાનો દાવો છોડી દે તો પ્રજાના સેવકો પણ ઓળખાય ને એમની સેવા માન પામે.

કેટલાંયે અખબારો કોંગ્રેસની અને તેના પ્રધાનોની બેહૂદી ટીકાઓ કરી પોતાનાં છાપાં ધૂમ વેચે છે. એની સામે જાણે કંઇ ઇલાજ નથી એમ માનવું દુઃખદ છે. આવાં લખાણો દ્વારા પ્રજામાં પુષ્કળ બેજવાબદારી વધે છે અને જે સારાં તત્વો હોય તેનો ઉપહાસ થવાથી ઝંખવાય છે. આવી ગંદી ટીકાઓ ચાલુ રાખવી એ પ્રજાને નીચે પાડવા જેવું છે.

હડતાળ અને અરાજકતા ફેલાવનારાઓને સમયસર ચેતવી દેવા જોઈએ કે જો તમે રશિયની નીતિથી કામ કરવા ઇચ્છતા હો તો તમને ત્યાં હોય છે એટલી જ સ્વતંત્રતા મળશે, અને તમારો ન્યાય રશિયન પદ્ધતિએ જ થશે. એમના ચરણમાં ચૂકવી આપવું એમાં ખોટું શું છે?

કોંગ્રેસે આઝાદી સાથે ભાગલા અને હત્યાકાંડો સર્જ્યાં છે તેમ હવે એની સાવચેતીવાળી કહો કે આદર્શવાદી નીતિ કરો પરન્તુ એમાંથી તિબેટ, નેપાળ, કાશ્મીર એ બધું જવા બેસે તો એમાં નર્યું લાંછન લાગવાનું છે.

અને છેવટે લડતમાં નહિ જોડાયેલા, ખાદી નહિ પહેરેલા એવા પણ શક્તિશાળી પુરુષોને દેશમાં મદદની કામગીરી ના મળે તો એમાં એ કોંગ્રેસને જ નીચા જોવું છે. આજે તો કોંગ્રેસીઓને પણ પૂરતું કામ નથી, ત્યાં ઇતરની તો શી વાત કરીએ!

## બિનરાજકીય વિદ્યાર્થીસંઘ

મુંબાઈમાં નેશનલ યુનિયન ઑફ સ્ટુડન્ટસ (NUS) ની બેઠક મળી અને નેહરુએ એમને ઉદ્બોધન કર્યું: રાજકારણથી દૂર રહો. આવી સલાહ આપનાર પણ રાજકારણમાં પડેલા જ હતા અને વિદ્યાર્થી કે યુવક પ્રવૃત્તિ સાથે સંકળાયેલા હતા. કોઈ તટસ્થ વિદ્વાન, કોઈ કલાકાર, કોઈ લેખક, કોઈ પત્રકાર કોઈ વિદ્યાપીઠના કુલપતિ, કોઈ પ્રતિભાસંપન્ન—એવું કોઈ એમને કેમ ના મળ્યું? કેમ જાણે આપણી વિવિધ પ્રવૃત્તિઓ ઉપર આપણે સીધો કે આડકતરો પણ રાજદ્વારી નેતાઓનો અંકુશ માગી લઈએ છીએ. વિદ્યાર્થીઓને તેમના પોતાના પ્રશ્નો છે. દેશમાં કેવી રીતે તેઓ ઉપયોગી થઈ પડે તે જોવું જરૂરી છે. એમનું સંગઠન થાય અને એમાંથી સારી પ્રવૃત્તિ ચાલ્યા કરે એ ઈચ્છવા જેવું છે. પરંતુ તે સારુ એમને ય કોઈની સલાહ ને દોરવણી જોઈશે. કોઈ કૃપાલાની જેવા કોંગ્રેસનું કામ ઊંચું મૂકી દઈ વિદ્યાર્થીઓની પ્રવૃત્તિ દેશમાં ઉપાડી લે તો એનું પરિણામ જરૂર સારું આવે પરન્તુ, કોંગ્રેસનો મોભો છોડી દઈ એટલા વિદ્યાર્થી જગતમાં કોણ આવે? મોટા આગેવાનોને પાછલા સંબંધો અને વાદોનાં લફરાં લાગેલાં હોય છે એમાંથી કેવી રીતે છૂટા થવાય? આપણે ત્યાં ઈન્દુલાલ યાજ્ઞિક જેવા આવી વિદ્યાર્થીઓની પ્રવૃત્તિ બહુ સફળતાથી જમાવી શકે, પણ એમને દેશના બીજા પ્રશ્નો ઉપર પણ ઝુંબેશ ચલાવવી હોય તો વિદ્યાર્થીઓમાં કેવી રીતે ભળે, ને ભળે તોયે કેટલુંક નભે?

વિદ્યાર્થીઓ રાજકારણથી પર રહી પ્રવૃત્તિ ચલાવે અને એમના કાર્યક્રમમાં પર્યટનો, લોકરંગભૂમિ, લોકશિક્ષણ, પર્વતારોહણ, ગ્રીષ્મવર્ગો, છાવણીઓ પાઠ્યપુસ્તકોના સસ્તા ભંડારો, ગરીબ વિદ્યાર્થીઓને પ્રોત્સાહન, પ્રાંતપ્રાંતના વિદ્યાર્થીઓ વચ્ચેના સંબંધ, શાળાઓ ને શિક્ષકો સાથેના સંબંધો, શિક્ષણવિષયક ફરિયાદો, એવું ઘણું કરી શકે એમ છે. આ જાતની તાલીમ મળે તો આગળ ઉપર બીજાં ક્ષેત્રોમાં પણ ઉપયોગી થઈ પડે. કમનસીબે આપણે ત્યાં કોઈપણ પ્રવૃત્તિમાં પ્રભાતફેરી કે સરઘસ, સભા ને પત્રિકાઓ સિવાય બીજું થોડું જ દેખાય છે.

વિદ્યાર્થીઓમાં ઉત્સાહ છે ને શક્તિ છે, એમનામાં કેટલોક અસંતોષ પણ છે. નિષ્ફળતાની કે હતાશ થવાની હદ સુધી એમને ધકેલવામાં ન આવે તો એમની શક્તિ ને ઉત્સાહ ટકી રહે, વધે. જ્યાંસુધી એની પ્રવૃત્તિને કોઈ ચોક્કસ કાર્યક્રમ તરફ વાળવામાં ના આવે ત્યાંસુધી એ ટકવાની આશા ઓછી. નકારાત્મક સલાહ આપ્યાથી ચેતવણી આપી શકાય, સંસ્થાઓ ઊભી ના થાય. આ સંસ્થાને, ગમે તેવા શુભ આશયો સેવા છતાં, જીવવું હોય તો એ રીતે જ જીવી શકશે. નહિ તો વળી પાછી બીજા કોઈને શરૂઆત કરવાની જ રહેશે.

## દારૂબંધીની ચાસણી વધારે કડક થઈ

મુંબઈ પ્રાંતની દારૂબંધીના કાયદા સામે હાઈકોર્ટમાં કેસ ચાલ્યો એવા લાગે જ કોઈ દારૂબંધીનો





હિમાયતી દેખાયો. બન્ને પક્ષે અને એમને સાંભળનાર એમ સહુ કોઈ વત્તા ઓછા અંશે દારૂની લિજ્જત માણનારા જણાયા. અને છતાં કાયદામાં જે ઊણપો નીકળી તેથી કાયદો વધારે કડક બની ગયો. કોઈએ નહિ ધારેલું એવું પરિણામ આવ્યું, અને ફાવતી વાત લઈ મુંબાઈની સરકાર બેસી ગઈ. પાછળથી થોડી છૂટછાટો રાખી પણ એથી પરિસ્થિતિમાં ખાસ પલટો ના આવ્યો.

કબૂલ રાખીએ કે પ્રજાને પોતાનું હિત જાળવતાં નથી આવડતું અને એમના ઉપર કડક નિયમનો હોવાં જોઈએ. ચોકમાં અને રસ્તામાં એંઠવાડ ફેંકવાની કે પાણીના નળ ખુલ્લા રાખવાની કુટેવો ઘડેલી છે તે પણ પ્રજાને સામુદાયિક રીતે નુકસાનકારક છે, તેનું શું થાય? એવી તો કેટલીયે બાબતો છે જેમાં આરોગ્ય, અર્થશાસ્ત્ર, નીતિ, કે બીજાનાં બંધારણો તૂટતાં હોય એ બધાનો ઉપાય પ્રજાની કેળવણીથી થશે કે કાયદાથી?

અને દારૂબંધીની પ્રવૃત્તિમાં પ્રજાનો કયો ભાગ રસ લે છે, કેવુંક આંદોલન ચલાવે છે, કે પછી સંસાર-સુધારાનું આ કામ સરકારને માથે પડ્યું છે?

જાહેર સ્થળોમાં ને મેળાવડામાં દારૂબંધી હોવી સારી. એને માટે એકઠા થનારની સંખ્યા ઉપર મર્યાદા મૂકી શકાય. પણ કોઈના ખાનગી જીવનમાં દારૂના બહાને અંતરાયો ઊભા કરવાની સરકારને જરૂર નથી.

## જાહેર પ્રવૃત્તિઓ કોની પાસે રહે?

લોકોપયોગી કામોમાં બિનરાજકીય સંસ્થાઓની જરૂરિયાત સ્વીકારવી જોઈએ કે નહિ એ એક મુદ્દો છે. સરકાર પોતે જ જાગ્રત હોય અને કાયદાથી કામ ચલાવી શકે એમ હોય તો જાહેર સંસ્થાઓ અને એમની દ્વારા ચાલતાં પ્રજાકીય આંદોલનો વાજબી રહે કે નહિ? સાહિત્ય પરિષદ, વ્યાયામ મંડળ જુદાં જુદાં જ્ઞાતિમંડળો, ધર્માદા સંસ્થાઓ, પુસ્તકાલયો, દવાખાનાં, આશ્રમો, અબલા આશ્રમો, સ્ત્રીઓની પ્રવૃત્તિઓ, શિશુસંસ્થાઓ, વિદ્યાર્થીઓ એ બધા સરકારના આધારે સોંપી દેવાનાં છે?

અને જો એ બધાંની જરૂર હોય, એમનાથી પ્રજામાં જાગૃતિ ને પ્રવૃત્તિ રહેતી હોય, એથી પ્રજાનું માનસ ઘડાતું હોય, ટેવો કેળવાતી હોય કે કર્તવ્યનું ભાન રહેતું હોય, એથી એ પ્રજા વિચાર કરતી, ચર્ચા કરતી અને આદર્શપ્રેમી બનતી હોય તો સુધારાની પ્રવૃત્તિઓ સરકાર પચાવી પાડવી ના જોઈએ. થોડો થોડો ટેકો આપી એમને પ્રોત્સાહન આપવું જોઈએ.

સંભવ છે કે આવી કોઈ જાહેર પ્રવૃત્તિઓ સાથે સરકાર સંમત થતી હોય અને ના પણ થતી હોય. જ્યાંસુધી જાહેર પ્રવૃત્તિઓ પ્રજાના મન ઉપર પોતાની સારી કામગીરીથી કબુ રાખી શકતી હોય, અને બીજાને નુકસાનરૂપ થતી ના હોય ત્યાંસુધી સરકારે એમને ચલાવવાની તક આપવી જોઈએ. એમનું કામ પોતે ઉપાડી લઈ એ પ્રજાને પરાવલંબી બનાવે છે.

## આર્યસંસ્કૃતિનો મોહ છોડવો પડશે

'તમારો એક પગ ગઈકાલમાં હશે તો તમારી આજ આવવાની નથી' કોઈ ચીની કહેવતનો આ સાર છે.

કંઈક આવી ચેતવણી મુંબઈ પ્રાંતના મુખ્ય ન્યાયાધીશ ચાગલાએ હમણાં આપી. એવો જ ઇશારો નેહરુએ એમના નાશિક અધિવેશન પહેલાના નિવેદનમાં કર્યો. ભૂતકાળને સજીવન કરવાના યત્નોથી આપણે પાછળ જઈશું અને આપણું ભવિષ્ય ઉજ્જવળ થતાં વિલંબ થશે એમ એ બન્નેએ ભારપૂર્વક જણાવ્યું.

ક્ષત્રિયોની બહાદુરી, અજંતાનું ચિત્ર, સાંચીના દ્વારનું સ્થાપત્ય, ગૌમાતાનો મહિમા, યોગીઓના ચમત્કાર, સતીઓના બલિદાન, એવાં કેટલાંય પારાયણો કરી આપણે સંતોષ માની લઈએ છીએ. એ સ્થિતિ ફરી સ્થાપવાનાં સ્વપ્નાં સેવીએ છીએ. કવિતાઓ કરીએ છીએ કે કનૈયો ફરીથી બંસી વગાડે,

ધીનો હોવો, બળદની ખેતી, અંધશ્રદ્ધા, બ્રાહ્મણોની પ્રતિષ્ઠા, રાજપૂતોની ટેક, એવા કેટલાક શબ્દો આગળ આપણે ગળગળા થઇ જઇએ છીએ. પછી આર્યત્વની સ્થાપના જેવો નાદ સંભળાય ને ભાન ભૂલી જઇએ એમાં શી નવાઇ !

નેહરુએ આપણા આગળ આધુનિક જમાનાનું વાસ્તવદર્શન રાખ્યું છે, અને પેલી માયામાં ખેંચાઇ જતા અટકાવ્યા છે. આર્યસંસ્કૃતિ સારી હશે તોયે આપણે એને અસલના સ્વરૂપનાં આજે નહિ અપનાવી શકીએ, એમાં આજની દુનિયાની પ્રગતિ પારખી ફેરફાર કરવા પડશે અને તેમાંય જગત આગળ એની બડાશો હાંકતાં પહેલાં ઘરઆંગણે એની યોગ્યતા તપાસી લેવી પડશે.

આપણા તો પગ અને નજર બન્ને ભૂતકાળમાં છે. ભૂતકાળ આપણા ગળે વળગે તો તેનો ઉપાય કરી શકાય, પરન્તુ આપણે ભૂતકાળને ગળે વળગતા જઇએ તો એમાંથી કોણ છોડાવે ? અને આર્ય સંસ્કૃતિનો નવો આધુનિક લેબાસ ઘડવાનું કાર્ય સહેલું છે એવુંયે કોઇ રખે માને.

## ધાર્મિક તહેવારો દૃઢ ના કરીએ

ભલે આપણે ધાર્મિક તહેવારો બંધ ના કરી શકીએ, પરન્તુ એના મહિમા ખોળીકાઢી એમને સજીવન કરવામાં, એમના આંદોલનો ચલાવવામાં સાથ ના આપીએ.

કૃષ્ણજયંતી આવે અને ગીતાનું પારાયણ ચાલે, હોળી આવે અને વ્યાયામનો ભિભરો નીકળે, દિવાળી આવે ને અભિનંદનો નીકળે, ગણપતિ આવે ને જાહેર સમારંભો ગોઠવાય–એ કરતાં રાષ્ટ્રીય તહેવારો નિર્માણ કરતા જઇ સાંપ્રદાયિકતામાંથી આપણે વેળાસર નીકળી જઇએ.

ગાંધીજયંતીમાં હરિજનપ્રતિષ્ઠા વધારીએ, મહોત્સવના હરિજનને પ્રેમથી ઘેર ભોજન ઉપર નિમંત્રી બ્રાહ્મણ જમાડયા જેવું ગણીએ તો શું ગાંધીજીને ગમવાનું નથી ? ૨૬મી જાન્યુઆરીએ પરસ્પર અભિનંદનો મોકલવાનો કે નાની સરખી ભેટ આપવાનો રિવાજ ચાલુ કરી શકાય એવો નથી શું ? વનમહોત્સવમાં વૃક્ષારોપણ ચાલુ કરી શકાય એવું છે. અને જેમ રિવાજ પડતા જશે એમ નવા નિર્માણ થતા જશે.

બાકી આપણા ઘણા દેવોના જન્મ વિવાહ ને વિજય સંભારી રાખ્યા કરીશું તો આજના કોઇ પ્રસંગનું મૂલ્ય નહિ સમજાય અને તો પછી એમાંથી પ્રેરણાતો મળશે જ શાની ?

## આસમાની સુલતાની માટે કાયમી વ્યવસ્થા

કુદરતી સંકટો કેમ જાણે મન કરીને આપણી કસોટી કરવા નીકળ્યાં છે.

તીડનું ટોળું, વરુનો હુમલો, નદીમાં રેલ, વરસાદની હેલી, વરસાદની અછત, વાવાઝોડું, રેલ્વે અકસ્માતો, ધરતીકંપ, એની હકીકતોથી છાપાં ભરેલાં રહે છે. દરેક જગ્યાએ રાહત આપવાનું કપરું કામ આવી પડે છે, અને તે પણ આપણી સરકાર થઇ એટલે બીજાને માથે નંખાય પણ કેમ ?

પણ કેટલાંક સંકટો તો દર વર્ષે દેખા દે તેમનું શું ? કેટલીક નદીઓ પ્રવાહ બદલે એ તો અકસ્માત, પણ રેલ તો લાવે જ છે, એમાં ગામડાં તણાઇ જાય નહિ તો બીજું શું થાય, રેલના પાટા ધોવાઇ જાય તો શી નવાઈ, શહેરમાં પાણી ફરી વળે તો કોનો ગુનો ? એવાં હઠીલાં દર્દોનો ય ઇલાજ તો કરવો જ રહ્યો.

અણધાર્યાં સંકટોમાં રાહતકાર્ય એટલે સામાન્ય જનતા માટે જેને ફાવે તે ફાળા કરે, એ ફાળા માટે નાટકો ને સંગીતના જલસા કરી ફાવે તેટલો ખર્ચ કરે, અને પછી કોને પહોંચાડે ને કેવી રાહત થઇ તે પ્રભુ જાણે. આવી રાહતોનું પ્રજા સામે સોનાનું





પતરું આવીને ખડું થાય છે અને સંકટનો સૂર્ય જાણે એટલેથી ઢંકાઈ જાય છે.

કેંક વિશેષ અને પ્રબળ આયોજનની જરૂર છે. આપણી સરકાર પાસે આવી વિષમ પરિસ્થિતિઓને પહોંચી વળવાની કાયમી શક્તિ આપણે પૂરી પાડવી જોઇએ. પ્રજાને વિશ્વાસ રહેવો જોઈએ કે સરકારને ટહેલના જવાબ ઉપર આધાર રાખવો નહિ પડે, જે કાંઇ થવું જોઇએ તે કરી છૂટવાને સરકાર પૂરી શક્તિમાન છે.

આસમાની સુલતાનીના અવસરે આપણી ફોજોને બિનસંકોચે કામે લગાડવી જોઇએ. એમની પાસે એની તાલીમ છે અને સાધનો પણ છે. એ પરિસ્થિતિનો સામાન્ય વહીવટી ઉકેલ સંભવિત નથી. લશ્કરી ઢબે એને પહોંચી વળવામાં ક્ષોભ ના રહેવો જોઇએ. સંભવ છે કે એમને માથે એ ભાર પડશે તો એમાંથી બચવાના માર્ગોનું ચોક્કસ સૂચન પણ આવી મળશે.

## રમતોમાં એશિયાપણું–

એશિયાની રમતગમતો અને મેદાની હરીફાઇઓની ગોઠવણો વધતી જાય છે અને તેનું કેન્દ્ર ભારત બનશે એમ લાગે છે. પતિયાળાના મહારાજાની આગેવાની હેઠળ આવી કોઈ યોજના હાથ ધરવામાં આવી છે. મલાયાના ખેલાડીઓ અહીં આવી ગયા, અહીંના એ બાજુએ ગયા. દરેક બાબતોમાં પશ્ચિમ તરફ જોવું પડે એ સ્થિતિમાં પલટો આવ્યો છે એમ માનીએ તો હવે ખોટું નથી.

## હિમાલય ઊંચો વધ્યો

આશરે બસો ફીટની ઊંચાઇ વધવાથી આપણે તો હિમાલયને સાબાશી આપવી જોઈએ. પણ એ સંજોગોથી કેટલું નુકસાન થયું કે થવાનું છે તેનો વિચાર કરીએ ત્યારે મન પાછું પડે છે. આસામના ધરતીકંપો પછી કહે છે કે લંકા ભારતથી વધુ દૂર ગઇ હશે, અને એના બીજા પ્રત્યાઘાતો વિષે ખાસ સંશોધન ના થાય ત્યાં સુધી એક પ્રકારનો ભય અનુભવવો જોઇએ.

એ હિમાલયનાં જુદાં જુદાં ત્રણ શિખરો ઉપર નોર્વેની, સ્વીસની અને બેલ્જિયનોની એમ ત્રણ ટુકડીઓ વિજય મેળવી આવી. આપણે ત્યાં આવી બડાશ મારનારા તો નીકળ્યા હતા, પરન્તુ તે પછી એમનું કાંઇ સંભળાયું નહિ.

## રાષ્ટ્રીય પ્રશ્ન તરીકે 'વનસ્પતિ'

'વનસ્પતિ' વિરુદ્ધની ચળવળમાં રાષ્ટ્રીય મહાસભાના નવા પ્રમુખ પણ જોડાયા છે. એ ખરેખર આશ્ચર્ય છે. એમણે ગૌરક્ષાને પ્રાણપ્રશ્ન બનાવ્યો છે અને 'વનસ્પતિ' એમાં આડખીલી લાગ્યું છે. હવે તો ખરેખર 'વનસ્પતિ' એ રાષ્ટ્રીય પ્રશ્ન બની ગયો ગણાય.

દેશને પૂરતા પ્રમાણમાં છાશ, દહીં, માખણ, દૂધ, ઘી મળતાં નથી, ઢોર છે પણ એમાંથી માલની આવક ઓછી છે. જે મળે છે તેના ભાવ ઘણા છે. જે મળે છે તેમાં વિવિધ મિશ્રણો થાય છે અને કસ ઓછો મળે છે. ગરીબોને અને મધ્યમ વર્ગને ઘી દૂધ રોજ પરવડે એવાં રહ્યાં નથી. તેવા સમયે ગૌરક્ષના નામે 'વનસ્પતિ' ઉપર તૂટી પડયું એમાં નરી હિંસા છે.

દૂધમાં પાણી ભળે એટલે શું પાણીની બંધી કરી શકાશે? માખણ કાઢી લીધેલું દહીં વેચાય તો તેના ભાવ નીચા હોવા જોઈએ કે નહિ? ઘીમાં ચરબી ભેળવેલી હોય તો યે તેને ઘી તરીકે જ ઓળખાવી શકાય ખરૂં કે? આપણે દગો અટકાવવો છે અને ઘી દૂધ ઉપર પ્રીતિ કરાવવી છે. એ કાર્યમાં 'વનસ્પતિ' એકલો જ દુશ્મન છે, કે એને હટાવી દેવાથી આપણું કાર્ય સરે એમ છે? એમ ના હોય



તો આપણે બીજા રસ્તા ખોળવા જોઇએ અને 'વનસ્પતિ'ને લોકોની ઇચ્છા ઉપર છોડી દેવું જોઈએ.

આપણી સામે બીજું પણ મહત્ત્વનું કામ પડયું છે; 'વનસ્પતિ'ને બંધ કરાવ્યાનો સંતોષ મળતો હોય તો એ રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખે એમાં પડવું ના જોઈએ.

## મીઠી દિવાળી

મુંબઇનાં પ્રધાન કહી ચૂક્યા. હવે દિલ્હીના પ્રધાને પણ પ્રજાને વાણીમાં સાકર પીરસવા માંડી છે અને વધુ મીઠી દિવાળીનું અભયવચન આપ્યું છે.

ખાંડની કટોકટી આવી ત્યારે પ્રધાનો કહેતા કે એના વિના મરી જવાતું નથી. પરદેશથી આયાત કરવામાં હૂંડિયામણની સંકડાશ વિષે સૌ માહિતગાર છે. અન્નસંકટ તો ઊભું જ છે, તેવે સમયે લોકોને વધુ ખાંડ ખવડાવવામાં સરકારનો શો હેતુ તે સમજાતું નથી.

જે લોકો કહેતા કે અંકુશો મૂક્યા એટલે આયાત થવાની તેમની વાત માનવા જેવી લાગે છે; ખાંડની તપાસ પૂરી થઇ નથી, અને આયાતનું નક્કી થઇ ગયું. પછી પરદેશીઓ શાને ના કહે કે રાખો રાખો હવે, તમે ભારતવાસીઓ ખાંડ ખાઓ છો!

એ તો સારું છે કે લોકોએ સંતોષ માની દિવાળીની ખાંડ કબૂલ રાખી છે, નહિ તો શ્રાદ્ધપક્ષમાં કેમ નહિ? અને તે પહેલાં ગણપતિના ઉત્સવમાં કે પવિત્ર શ્રાવણ માસમાં કે પુરુષોત્તમ માસ જેવા અધિક માસમાં વધારાનું પડીકું કેમ ના મળે? એટલે આવતા સંવતમાં કયા કયા દિવસોએ ખાંડનો વધારો મેળવી શકાશે એ પણ તહેવારોની સાથે સરકારે જાહેર કરવા જેવું બની જાય. નહિ તો વળી પાકિસ્તાન કહેશે કે હિંદુ રાજ્યમાં મુસલમાનોને અડચણ પડે છે અને એમને વહેંચવા પોતે ખાસ ગૂણીઓ મોકલાવશે, તો? અને નાતાલની કેક માટે કાંઈ નહિ?

પ્રજાને રીઝવવી હોય તો આથી જરા સારી રીત ખોળવી જોઈતી હતી.



# જીવનપંથ [૧૦]

ધૂમકેતુ

'રંગભૂમિ' સ્વ. શ્રી. વિભાકરે કાઢેલું. તેમાં મેં એક બે લેખ મોકલેલા અને તે વિભાકરને ઘણા જ પસંદ પડેલા. એ ઉપરથી શ્રી. વિભાકર સાથે પત્ર-વ્યવહારનો સંબંધ બંધાયો. વિભાકર પછી તો, ઘણા વિખ્યાત નાટકકાર તરીકે પ્રસિદ્ધિ પામ્યા. અને તેમની નાટકોની જાહેરાતે, મારા હજી સ્થિર ન થયેલા એવા મનને મુંબઈનું આકર્ષણ પણ આપ્યું મારા મનને એ વખતે નાટક કંપનીના 'કવિરાજ'નું બિરુદ ઘણું રસિક ને માનભર્યું લાગવા માંડયું હતું. મને પણ થયું કે જો એકાદ નાટક કંપનીમાં 'ચાન્સ' લાગી જાય તો બેડો પાર થઇ જાય! રાત્રે રાજારૂપે દેખાતા માણસોને બે દિવસની ખીચડીના પણ ક્યારેક વાંધા હોય એની એ વખતે કાંઇ ખબર નહિ. વળી મને લાગે છે, જે સંસ્કાર મનમાં સુપ્ત પડયા હતા, તેમણે પણ પરિસ્થિતિ અનુકૂળ થતાં જોર કર્યું હોય. ગમે તેમ મારા મનના મનમાં હું નાટકનો રાજપાટ ભજવવા મંડયો હતો.

વીરપુરમાં નાટક કંપની આવેલી ત્યારે નાટકો જોયેલાં. જૂનાગઢમાં પણ જોયેલાં. વળી જૂનાગઢમાં એક બે નાટકવાળા સાથે એવી રીતે લટક સલામીની દોસ્તી થયેલી કે અમે જ્યાં જમવા જતા હતા તે પટાવાળાની એક દીકરીનું વેવિશાળ—એક નાટકવાળા સાથે ત્યારે થયેલું. અને એ નાટકવાળા છોકરાનાં ઘણાં વખાણ થતાં હતાં—એટલે આ બધા સૂતેલા સંસ્કારોએ મને લાગે છે ત્યારે જોર કર્યું ને 'કવિરાજ'નું બિરુદ પ્રાપ્ત કરવા માટે મેં પણ આકાશ પાતાળ એક કરવા માંડયું.

અહીં એક આડકથા—હમણાં બનેલી કહેવાનું મન થઇ આવે છે. તે દિવસે ઇચ્છેલું 'કવિરાજ'નું બિરુદ ત્યારે અકસ્માત જ પ્રાપ્ત થઇ ગયું હતું તેથી એ યાદ આવે છે.

એવું બન્યું કે મારે એક ગામ પાટણ પાસે સાંડેસર જવાનું થયું. મૂળ તો એનું નામ સિદ્ધેશ્વર છે. અને ત્યાં ત્રીજી ચોથી સદીનાં—ને દસમી અગિયારમી સદીનાં બે સુંદર મંદિર છે. સિદ્ધેશ્વરના મહંત સિદ્ધપુરના પણ ગુરુ ગણાય છે.

આ સિદ્ધેશ્વરમાં કોઇ એક કામની શરૂઆત માટે રવિશંકર મહારાજ આવવાના હતા. એ વાત ત્યાં પ્રસિદ્ધ થયેલી, એટલે આસપાસનાં ગામડાંમાંથી ગાડાં કરીને પંચુ ટોળો, ઠાકરડા વગેરે, આવેલા. શ્રી. રવિશંકર મહારાજ તો બીજે કામે રોકાઇ ગયા હતા, એટલે આવ્યા નહતા—પણ ત્યાં જામેલી ત્રણ ચાર હજારની ઠાકરડા, બૈરાં મેદનીમાં રવિશંકર મહારાજને બદલે મને ઊભો કરવામાં આવ્યો, અને સ્કૂલના માસ્તરે મારી ઓળખાણ લેખે, એ મેદનીને, 'ચૌલાદેવી' નવલકથાથી પરિચય આપવાની શરૂઆત કરી. હું તો બધો વખત એ જ મૂંઝવણમાં હતો કે આ મેદનીને સંબોધવી શી રીતે અને એની સાથે વાતની શરૂઆત કરવી શી રીતે?

સદ્‌ભાગ્યે એ વખતે મેં શરૂઆત કરેલી 'પ્રૌઢ સંસ્કારમાલા'ની 'જ્ઞાન ગોષ્ઠિ'નાં 'પ્રુફ્સ' ખિસ્સામાં પડ્યાં હતાં, એમાં દૃષ્ટિ કરતાં બે ચાર સુંદર દૃષ્ટાંત-કથાઓ નજરે આવી ગઇ. એટલી વાત તો પૂરતી હતી. એ દૃષ્ટાંતકથાઓએ ધારી અસર ઉપજાવી. એટલું જ નહિ એણે તો લોકોને મારામાં રસ લેતા કરી મૂક્યા.

બપોરે નિરાંતે લાડુ ચડાવીને હું મંદિરમાં આડે પડખે પડયો હતો, ત્યાં બે ચાર ઠાકરડા જેવા ભાઇઓ આવ્યા. એમણે મને પૂછ્યું: 'પેલા 'કવિરાજ' ક્યાં છે?'

'મેં કહ્યું: 'કયા કવિરાજ?'

'કેમ. પેલી સદના કસાઇની કથા કહી તે?'

'હા.' હું સમજી તો ગયો કે આ લોકો મને જ ખોળી રહ્યા છે. પણ મેં વિનોદમાં જ કહ્યું: 'કવિરાજ ઉપર મેડીએ હશે, ભાઈ!'

એ ઉપર ગયા, પણ ત્યાં ઘટસ્ફોટ થતાં પાછા મારી પાસે આવ્યા: 'અરે! શું તમે પણ? અમને બનાવ્યા' કહીને હસી પડયા. પછી તો એ ચોટયા

કે અમારા ગાડામાં બેસીને બસ અમારે ગામ આવો તે આવો ને આ વાતો બધાને કહો, તમને પાછા સ્ટેશને અમે જ પહોંચાડવા આવીશું !

એ વખતે તો મેં આડીઅવળી વાત કહીને જવાનું માંડી વાળ્યું. પણ એ અનુભવ, 'કવિરાજ' બિરુદનો ત્યારે થયેલો એ આ પ્રસંગ આવતાં સાંભરી આવ્યો. એમાંથી એક વસ્તુ ઉપયોગી મળી. "પ્રૌઢ શિક્ષણ સંસ્કાર" માટે શરૂ કરેલી 'મનગોષ્ટિ'નું ક્ષેત્ર ને શૈલી બનાવવ અનુરૂપ જ હતાં, પછી તો એમાં વસ્તુ આગળ ચાલી રહ્યું જ છે.–

ત્યારે આ પ્રમાણે 'કવિરાજ'નું બિરુદ સાર્થક કરવા માટે મેં કેટલાક ઢાળ પણ જાણવા માંડેલા. મારા મનને એમ હતું કે નાટકી ઢબ કરતાં દેશી ઢબ વધારે સ્થાયી નીવડે. મેઘાણીભાઈએ થોડી લોકગીતોની વાનગી ચીતરવા પણ માંડેલી. એ વખતે ભેગાં કરીને સાચવેલાં થોડાં લોકગીતો એક નોંધ-પોથીમાં પડી રહ્યાં છે: આજે તો એ ઘણાંખરાં વધારે શુદ્ધ સંશોધન પામીને પ્રગટ થઈ ગયાં છે, છતાં તેમાંથી એક બે વાનગી લેખે આંહીં ઉતાર્યાં છે:

રૂડી અયોધ્યા નગરી તે સોહામણી જો,
ત્યાંના રાજ કરે દશરથરાય જો,
ગરબી ગાઈએ રૂડા રામની જો.

કે' રાજા દશરથને બે રાણીયું જો,
કે' તેનાં કેકય કૌશલ્યા એવાં નામ જો,
ગરબી ગાઈએ રૂડા રામની જો.

કે' માતા કૌશલ્યએ જાયા બે બેટડા જો,
તેનાં રામ લક્ષ્મણ એવાં નામ જો,
ગરબી ગાઈએ રૂડા રામની જો.

કે' રાણી કેકૈયીએ જાયા બે બેટડા જો,
તેનાં ભરત શત્રુઘ્ન એવાં નામ જો,
ગરબી ગાઈએ રૂડા રામની જો.

કે' રાજા દશરથનો અંગૂઠો પાકિયો જો,
તેના અંગૂઠામાં અતિ ઘણાં દુઃખ જો,
ગરબી ગાઈએ રૂડા રામની જો.

રાણી મુખમાં અંગૂઠો લઈ પોઢિયાં જો,
અંગૂઠો ફૂટ્યો કાંઈ અધ મધરાત જો,
ગરબી ગાઈએ રૂડા રામની જો.

પછી રાજા દશરથ એ ઉપરથી વરદાન માગવાનું કહે છે એવી વાત આવે છે. ભગવાન તથાગતના સમયમાં થયેલા બિંબિસાર ને અજાતશત્રુની કથા આ પ્રમાણે આમાં સેળભેળ થતી દેખાય છે.

જેને ખાસ કરીને લોકવાણીમાં 'ઠેશિયા' કહે છે એ ઢાળના મોહક આરોહ અવરોહે એવાં લોક–ગીતો ઠીક ઉતરાવ્યાં છે. આ એનો એક નમૂનો છે:

રવિ ઉદયા આધણી થાશે, ઊલટા હાર રિસાશે,
વા'ણાં વાશે રે, રસિયા રીસ તજો.
સોમવારે શામળિયા હું શુધબુધ ગઈ છું હારી,
કુંજવિહારી રે રસિયા રીસ તજો.
મંગળવારે મોહન રસિયા, વા'લા મનમાં વસિયા,
નયનો હસિયાં રે, રસિયા રીસ તજો.

આ પ્રમાણે આ આઠ વારની વાત ચાલે છે:

'શુક્રવારે તે શું કહું તમને, લોક હસે છે અમને;
શરમ ન તમને રે, રસિયા રીસ તજો.

×

સવા બસેનું મારું દાતરડું રે લોલ,
ખડયું લાલિયે લવાર, મારા વા'લમજી હો !
હવે નહિ જાઉં વીડી વાઢવા રે લોલ !
હું ને દેરીડો બેય ચાલિયાં રે લોલ,
આવી ઊભાં વગડાવચ, મારા વા'લમજી હો !
હવે નહિ જાઉં વીડી વાઢવા રે લોલ !
દેરીડે તે પાંચ પૂળા વાળિયા રે લોલ
મેં વાળ્યા દસવીસ, મારા વા'લમજી હો !
હવે નહિ જાઉં વીડી વાઢવા રે લોલ !
કે' દેરીડો તે પૂળા લઈ વળ્યો રે લોલ,
મને મૂકી વગડા વચ, મારા વા'લમજી હો !
હવે નહિ જાઉં વીડી વાઢવા રે લોલ !

આ લોકગીતો તો ઘણાંખરાં પાઠાંતર ફેર હોય એટલું જ, બાકી શ્રી. મેઘાણીએ સંગ્રહી લીધેલાં





હોઈ પુનરુક્તિ કરવાની જરૂર નથી. માત્ર તે વખતે આ ઢાળને નાટકદ્વારા કેમ લોકપ્રિયતા અપાય એવો વિચાર કરેલો. પણ આટલું છતાં કાવ્યમાં કે નાટકમાં બીજી ખાસ પ્રવૃત્તિ કરી જણાતી નથી; જ્યારે 'મસ્ત ચિતારા' વગેરે નવલકથાઓ આગળ વધતી રહી હતી.

એ વખતે—'પૃથ્વીશ'ની પ્રસ્તાવના માટે અમુક નોંધ કરેલી. એ નોંધ આખી તો નહિ પણ થોડો છૂટક ભાગ સચવાયેલો પડ્યો છે. તેમાં 'પ્રસ્તાવના' લખતાં જે દૃષ્ટિબિંદુઓ રજૂ કરવા માટે ટપકાવ્યાં છે તેમાં આ એક દૃષ્ટિબિન્દુ આજે ધ્યાન ખેંચનારું જણાયું છે :

(૪) પચીસ–૫૦ વર્ષ પછી દેશી રાજ્યો નહિ હોય, માટે એમના વિનાશનાં કારણોની નોંધ લેવી. નવી પ્રણાલિકા પણ "કેળવાયેલી પ્રજા ને નિઃસ્વાર્થ નેતા વિના" એટલી જ ભયંકર નીવડશે. રાજ્યવ્યવસ્થાનો તો જ અર્થ છે.

તે વખતની હવામાં પણ આ બન્ને વાતો હતી એટલું જ આમાંથી સમજવાનું છે.

પણ આંહીં જે વિભાકરનું સ્મરણ કર્યું છે તે એક બીજા પ્રસંગ માટે છે.

વિભાકર ઘણું કરીને જૂનાગઢમાં ભણેલા. તે વખતે એમના ગુરુપદે સ્વ. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા હતા. તે વખતના સૌરાષ્ટ્રમાં કૌશિકરામભાઈનું નામ એક મહા સમર્થ 'હેડમાસ્તર' તરીકેનું હતું. શ્રી. નૃસિંહપ્રસાદ ભટ્ટ જ્યારે બોલાવવામાં આવતા ત્યારે એ વખતે વિદ્યાર્થીઓ પાસે જે પ્રાર્થનાગીત ગવરાવતા—'પ્રિયતમ પ્રભુ! નમીએ આપને!' એ ગીતના રચનારા શ્રી. કૌશિકરામભાઈ હતા. તે વખતે એ ગીત સંસ્કારી પ્રાર્થના લેખે ઘેર ઘેર ગવાતું. આ કૌશિકરામભાઈનો એક લેખ તે વખતે 'રંગભૂમિ'માં આવેલો. વિભાકરે પોતાના ગુરુ પાસેથી પ્રાપ્ત કરેલો. એ વખતે શ્રી. કૌશિકરામભાઈનો સૌરાષ્ટ્રનિવાસ છેલ્લા ચરણમાં હતો. એમણે જૂનાગઢ, રાજકોટ, ભાવનગર એમ સૌરાષ્ટ્રનાં મુખ્ય નગરોમાં વિદ્યાગુરુ તરીકે સારી કીર્તિ સંપાદન કરી હતી. 'ગુજરાતી'ના દિવાળી અંકોમાં એમના 'સવૈયા' એક ખાસ વિશિષ્ટ સ્થાન જાળવી રાખતા. એમને ઇતિહાસનો પણ ઘણો શોખ હતો.

એ વખતે એ સૌરાષ્ટ્રનિવાસ તજીને આંહીં અમદાવાદમાં રહેતા.

હવે ત્યાં ગોંડલમાં બેઠાં મેં એક ધંધો આદરેલો કે જ્યાં કોઈ જાહેરખબર દેખાય ત્યાં અરજી કરવી, એ નવગાના ધંધાના ક્રમ પ્રમાણે એક ફરફરિયું આંહીં અમદાવાદની જાહેરખબરના પ્રત્યુત્તરમાં મોકલાવેલું. એનો કોઈએ જવાબ આપ્યો નહિ ને એ વાતને તો છ આઠ મહિના વીતી પણ ગયા. ત્યાર પછી તો હું મોરબી જઈ આવેલો. અને પટવારી સાહેબની પ્રીતિ એટલે ત્યાં હાઈસ્કૂલમાં ખાસ વિશિષ્ટ પગારથી સુતરિયાએ નિમણૂક પણ કરેલી, પણ હજી ત્યાં જવાનું નક્કી નહિ કરેલું.

દરમ્યાન જે હાજીમહમ્મદના 'વીસમીસદી' માટે એક વાર્તા મોકલી હતી, ને જે હાજીમહમ્મદે એને માટે 'સો ગીની'નું ઇનામ આપું તોપણ ઓછું છે એમ કહ્યું હતું, તે જ છેવટે તો લડાઈના વખતમાં ઈંગ્લંડ બ્લોક બનાવવા જતાં, જળશાયી થઈ ગઈ હતી, તે વિરલ સાહિત્યપ્રીતિ ધરાવનાર હાજીમહમ્મદનું પોતાનું જ અવસાન થયું હતું. એને માટે શ્રી. રવિભાઈએ 'હાજીમહમ્મદ સ્મારક ગ્રંથ' પણ પ્રકટ કર્યો તે વાત આગળ આવી ગઈ. એ ગ્રંથમાં જે લેખો પ્રસિદ્ધ થયા તેણે જે નામના અપાવી હતી, તે નામનાએ હવે કામ શરૂ કર્યું.

બન્યું એવું કે શ્રી કૌશિકરામભાઈ તે વખતે શ્રી. અંબાલાલ સારાભાઈને ત્યાં રહ્યા હતા. આ 'રંગભૂમિ'માં જ્યાં મારો લેખ પ્રગટ થયો હતો ત્યાં જ અકસ્માત સામે પાને એમનો લેખ પણ હતો. મેં જે અમદાવાદની અરજી આપેલી તેને તો ઘણી મુદ્દત વીતી ગઈ હતી, એટલે એ રાબેતા મુજબ કચરાની ટોપલીને સ્વાધીન થયેલી હશે, એમ માનીને હું તો ત્યાં ગોંડલમાં નિરાંતે બેઠો હતો. મારું નામ ત્યાં પણ જરાક વિદ્યાર્થીજાણીતું તો થયું હતું, એટલે એક બે ટ્યુશન મળ્યાં

[ ૨૬ ]

રાત્રિ આખી એની અફળ રાહ જોવામાં લગભગ પૂરી થવા આવી છે. રખેને એ વહેલી પ્રભાતે અકસ્માત મારે આંગણે આવી ચડે અને હું થાકીને લોથપોથ થઈ નિદ્રામાં પડયો હોઉં ! પણ રે મિત્રો ! એમ થાય તો એને આવવામાંથી રોકતા નહિ. રસ્તો ખુલ્લો રહેવા દેજો !

પણ જો એના પદરવે મારી નિદ્રા ન ઊડે, તો મને જગાડવાનો પ્રયત્ન ન કરતા. હું એટલું તમને પ્રાર્થીને કહું છું. હું મારી નિદ્રામાંથી, પક્ષીઓના ઘોંઘાટ વડે, કે પ્રભાતના મંગલ ઉત્સવ માટે થતા પવનના તુફાની અવાજ વડે જાગવાનું ઈચ્છતો નથી. તો તો મને નિરાંતે જ ઊંઘવા દેજો. પછી ભલેને એ અકસ્માત પોતે મારે આંગણે આવીને ઊભા હોય !

આહા, મારી નિદ્રા મારી મીઠી નિદ્રા જે, ઊડી જવા માટે કેવળ એના સ્પર્શની જ રાહ જુએ છે. અને ઓહો મારી આ મીંચાયેલી આંખો ! જે પોપચાં ખોલી નાખવા માટે નિદ્રાના અંધકારમાંથી ઉદ્ભવતા મધુર સ્વપ્ન જેવા એના સ્મિતની રાહ જુએ છે !

તમામ પ્રકાશ અને તમામ રૂપના પ્રથમ મૂળ ઝરણ જેવા એને જ સૌથી પહેલાં હું દેખું- મારી એ જ પ્રાર્થના છે. મારા જાગ્રત આત્માને આનંદ ઘડીનો પ્રથમ સ્પર્શ એના નેત્રમાંથી પ્રાપ્ત થાઓ ! અને મારું અસ્તિત્વ મારામાં લુપ્ત થાય-એ પણ એનામાં જ લુપ્ત થાનારું હો !

[ ૨૭ ]

પ્રભાતનો મૌનસમુદ્ર જાણે પક્ષીના કલરવ-રૂપી તરંગોથી જાગી ઊઠયો, અને પુષ્પોએ નૃત્ય આરંભ્યું, સોનેરી રેતની લક્ષ્મી વાદળાંઓ સોંસરવી વેરાઈ રહી. જ્યારે અમે તો અમારા ધંધામાં લીન—આ કાંઈ દેખતા ન હોઈએ તેમ ચાલી રહ્યા હતા !

અમારા દિલમાંથી, નર્તન ગીતની હેલી આવતી ન હતી—કે અમારા મનમાંથી કોઈ રમ્મત જાગતી ન હતી. કોઈ હસતું ન હતું. બોલતું ન હતું. મોં પણ મલકાવતું ન હતું. રસ્તે જરા થોભવાની પણ વાત ત્યાં ન હતી. જેમ વખત ગયો તેમ અમે તો વધુ ને વધુ ઝડપે આગળ ચાલતા રહ્યા !

પછી આકાશની મધ્યે સૂર્ય આવ્યો. અને કબૂતરોએ છાયામાં બેસીને પ્રેમગોષ્ઠિ આરંભી. ખરતાં પાકાં પર્ણોએ તાપભરી હવામાં નૃત્ય શરૂ કર્યું ! અને વટવૃક્ષની ઘાટી છાયામાં રણાદ્રીના છોકરા પોતાની સ્વપ્નભરી નિદ્રામાં પડયા. હું જલકિનારે, હરિયાળા ઘાસમાં, મારા થાકેલાં અંગને આરામ આપતો લાંબો થઈને પડયો રહ્યો !

મારા મિત્રોએ મારી મશ્કરી કરી : એ સહુ પોતાનો પથ કાપવા આગળ ને આગળ પ્રયાણ કર્યું.

---

હતાં. કામ ચાલતું હતું. વાર્તાઓ લખાતી હતી. 'નવચેતન' આવતું હતું. ઘણે ઠેકાણે લેખો આવતા હતા. તે જમાનામાં આ ઠીક લાગતું હતું—પણ મનમાં હજી ક્યાંક ભાગીને કાપ્ટક કરી નાખવાનો અસંતોષ રહ્યો હતો.

ત્યાં ગામડામાં તો કાંઈ કામ ન હતું. શાક માર્કીટ એક ઢેકાવા આઘે હતી, એટલે સવારમાં વહેલા ઊઠીને નદીએ ફરવા જવાનો નિયમ રાખ્યો હતો.

એક દિવસ એ પ્રમાણે રવિવાર હતો અને હું ફરવા ગયો હતો. ફરવા પણ ખૂબ આઘે ગયેલો એટલે પાછા વળતાં લગભગ નવ થયા હશે. ઘર તરફ જ ફરી રહ્યો હતો ત્યાં રસ્તામાં પોસ્ટમૅન મળ્યો : 'સાહેબ ! આપનું કવર છે' કહીને કાગળ સામે ધર્યો.

ટાઇપ કરેલું સુંદર કવર જોઈને વિચારમાં પડી ગયો : 'કોનું હશે ?'

[ ક્રમશઃ ]





એમણે ન તો પાછા ફરીને જોયું. ન તો આરામ લેવા કયાંય લંબાવ્યું. કેવળ આગળ આગળ પ્રયાણ જ કર્યું! એ ક્ષિતિજમાં અદૃશ્ય થઇ ગયાં. કેટલાંય ઘાસખીડ, કેટલીએ ટેકરીઓ, કેટલાય ડુંગરા ઓળંગતા એ દૂરના અજાણ્યા પ્રદેશોમાંથી પસાર થયા. હે 'આગળ ધસો' ના અવિશ્રાંત પથિકો! તમારા વીરત્વને મારા હજાર હજાર માનભર્યા પ્રણામ હો! મશ્કરી અને ઉપાલંભે મને પણ ઊભો કરી દીધો, પણ છતાં આગળ જવા માટે ન પ્રેર્યો. ત્યાં પડછાયાના ઝાંખા પ્રકાશમાં મેં રાજીખુશીથી મારી નિર્માલ્ય સ્થિતિ સ્વીકારી લીધી.

ત્યાં જાણે સોનેરીરૂપેરી ભરતગૂંથણીભર્યા લીલા ઘાસની ઉદાસીનતા મારા હૃદયને સ્પર્શી ગઈ. હું શા માટે આ મુસાફરી વેઠી રહ્યો હતો એ વાત જ જાણે ભૂલી ગયો. અને ત્યાંના પડછાયા ને ત્યાંની ગીતાવલિને જાણે કે મેં સારું મન સોંપી દીધું!

છેવટે જ્યારે હું જાગ્યો અને મેં મારી આંખ ઉઘાડી, તો કોઈ નહિ-પણ તું પોતે, મારી નિદ્રાને તારા સુંદર સ્મિતના પ્રકાશથી ભરી દેતો ત્યાં ઊભો હતો!

અરે! હું કેવો અકારણ ભય સેવી રહ્યો હતો કે રસ્તો ઘણો લાંબો હતો—અને તને મેળવવાનો પંથ ઘણો વિકટ હતો!

વિકટ તો એ એમને માટે હતો જે તને શોધવા માટે નીકળ્યા હતા. પણ જે તને જોઈ જ રહ્યા હતા—એમનો માત્ર હાથ જ લંબાવવાનો હતો!

[ ૨૮ ]

તું તારા સિંહાસનેથી ઊતરીને મારી ઝૂંપડી પાસે ઊભો રહ્યો!

હું તો એક ખૂણામાં બેઠો એકલો મારું ગીત ગુંજી રહ્યો હતો! અને એનો કોઈ સ્વર તારે કાને પડી ગયો હતો!

તું તો સિંહાસન છોડીને, મારી ઝૂંપડીના દ્વારે આવીને ઊભો રહ્યો!

તારા દીવાનખાનામાં મોટા મોટા ગવૈયાઓના મજલસ જામે છે, ને અનુપમ ગીતો ત્યાં ગવાય છે—રાત ને દિવસ.

પણ આ મારા સાદા ગીતગુંજનનો કોઇ સ્વર તારા પ્રેમતંતુને સ્પર્શી ગયો—અને તું ત્યાં આવીને ઊભો રહ્યો!

દુનિયાના નિત્ય ચાલી રહેલા મહાન સંગીત વચ્ચે થઈને આવેલો મારો આ એક પ્રેમસ્વર તને સંભળાયો, અને એક ફૂલની અંજલિ માટે તું મારે આંગણે દોડયો આવ્યો.

હે રાજાના રાજા! ત્યારે જ મેં જાણ્યું કે તું એક જ રાજા છે, ને બીજા તમામ ભિખારી છે!

મારા છેલ્લા ગીતમાં મારો બધો આનંદ છલકાઈ રહેજો—આનંદ, જે હરિયાળાં નીલ ક્ષેત્રમાં પૃથ્વીને નર્તન કરતી કરી મૂકે છે, જે જીવન મૃત્યુ બે બાંધવાને વિશાળ જગતમાં નૃત્ય કરતાં શીખવાડે છે, જે પવનના તુફાનમાં તમામ જીવનને જાગ્રત કરતો ખડખડાટ હસી પડે છે. એ આનંદ જે, દુ:ખના રક્તગુલાબની પાંદડી ઉપર છાનોમાનો અશ્રુમાળા લઇને બેસે છે, એ આનંદ, જે પોતાની પાસેનું બધું રાખોડીમાં વેરી નાખે છે, અને એ આનંદ, જે શબ્દાતીત છે. મારા છેલ્લા ગીતમાં એ આનંદ હજો, એ આનંદ હજો! વિલુપ્ત થઇ જવાનો મહા આનંદ!

★

તાનસાની સખી

# વૈતરણા

શિવશંકર પ્રાણશંકર શુક્લ

મેં બહુ નાનપણમાં ગરુડપુરાણ સાંભળ્યું હતું. એમાં એક વૈતરણી નદીનો ઉલ્લેખ આવે છે. મરણ પછી પાપી માણસોને એ પાર કરતાં ઘણાં કષ્ટ વેઠવાં પડે છે એવું એવું વિકરાળ દૃશ્ય એમાં ચીતરેલું હોઈ એની ભયંકર છાપ ત્યારથી મારા મગજ પર પડેલી હતી. પણ અત્યંત સુન્દર ને પુણ્ય સલીલથી ભરેલી વૈતરણા નદી ગુજરાતની પાડોશમાં જ કોંકણપટ્ટીને ભેદીને ચાલી આવતી જોઈ ત્યારે પેલી અસર ભૂંસાઈ ગઈ.

જો આપણે ત્ર્યંબકેશ્વરમાં ગોદામૈયાનું ઉગમસ્થાન જોવા જઈએ તો ત્યાં પાસે જ આ વૈતરણાનો પણ જન્મ થતો દેખાશે. ગોદાવરી તો પછી પૂર્વાભિમુખ બની પૂર્વઘાટને ભેદી સમુદ્રને મળવા જાય છે. વૈતરણા જુદી દિશાએ ઊતરે છે; એટલે કોંકણની એ ગોદાવરી જ છે.

સહ્યાદ્રિના એ શિખરથી બહુ વેગથી પાણી ફૂટે છે. જનસ્થાનમાં વિચરતાં ને પંચવટીમાં પર્ણકુટી બાંધી રહેતાં સીતા, રામ ને લક્ષ્મણ જરૂર કોઈકવાર ગોદાવરીનું મૂળ જોવાયે ગયાં હશે અને ત્યાં પાસે જ આ વૈતરણામાં પણ એમણે પોતાના ચરણ પખાળ્યા હશે! એ રામચંદ્રજીની રામકથા એ જ ગોદાવરીનાં જલ કલકલ નિનાદે સંભળાવી રહ્યાં છે, તેમ વૈતરણાનાં પાણી પણ રામચંદ્રની ગાથાનું પારાયણ કર્યા કરે છે.

ગોદાની પેઠે એને નાશિક, પ્રતિષ્ઠાન તરફ જવાનું તો ન મળ્યું, પણ એ એવી બાજુએ ઊતરી કે એને કિનારે એક કાળે આર્ય વસાહત જામી તેમ જ અનાર્યો ને આદિવાસીઓ પણ શાતા પામ્યા—એનો સાગરસંગમ આગળનો પ્રદેશ તથા સાગરથી એને કિનારે કિનારે ઘાટ ને દેશ સુધી જતી વાટ એ એવો ધોરી વેપારમાર્ગ હતો કે આર્યોના વસાહત કરનારા અતિ પ્રાચીન લોકોમાંના કેટલાક આ વૈતરણાને કિનારે આવી વસ્યા હતા. નારદ, વસિષ્ઠ વગેરે ઋષિઓ તેમજ ખુદ ઇંદ્ર કેટલોક કાળ તેને કિનારે વસ્યો હતો. યક્ષો ગંધર્વો અને કિન્નરો ત્યાં આવી રહેતા. ચાર પવિત્ર નદીઓમાંની તે એક છે એવું મહાભારતમાં તેનું વર્ણન કરેલું છે. પરશુરામે એને કોંકણમાં વહેતી કરી એવું કહેવાય છે. મનોર ગામથી ઉપલાણમાં ઓહે નામની વસાહત હતી અને ટોલેમીને તે ઉપરથી ગોયારિસ એ નામે આ નદીની માહિતી હતી એમ લાગે છે. એના સમયમાં એટલે ઈ. સ. ૧૫૦ના અરસામાં છેક ઓહે સુધી વહાણો જતાં હોવાં જોઈએ.

સહ્યાદ્રિ છોડયા પછી વૈતરણાનાં પાણી કોંકણમાં એ જ પર્વતના પગ પાસે એકઠાં થાય છે અને પછી તે ધીરેધીરે ડુંગરો ને ખીણોમાં માર્ગ કરતાં કરતાં આગળ વધે છે. અને તેનો પ્રવાહ બરાબર પશ્ચિમ તરફ ચાલ્યો જાય છે. એના કિનારા ભીંત જેવા ઊભા હોઈ ૧૦ થી ૨૦ ફૂટ ઊંચા હોય છે. વચ્ચે-વચ્ચે ખડકાળ ભાગ આવતો જાય છે. વચ્ચે કોઈકવાર ડુંગર ડુંગરી આવી ગયાં તો વૈતરણા એની જોડેનો ઝગડો ટાળી દઈ પોતાની ગતિ કંઈક ઉત્તર યા દક્ષિણ તરફ ફંટાતી કરી દે છે ને નાહકની અથડામણ ટાળે છે.

એ ઊંચા ડુંગરોની ખીણ પૂરી થતાં એ વાડે તાલુકામાં પૂર્વ સીમાની રેખા બને છે અને લંભે ગામ પાસે થઈ આશરે વીસ માઈલ સુધી મેદાનોમાં વહેતી જાય છે. ઓહે પાસે આવતાં ટકમક નામનો ડુંગર એનો માર્ગ રોકે છે એટલે એ બીચારી દસ માઈલનો ઉત્તરનો ચકરાવો લઈ મનોર સુધી જઈ પહોંચે છે. અને મનોર પાસે તો સાગરના પાઠવેલા ખારા ઘોડા એને લેવા માટે આવીને ઊભા જ હોય છે.

તળેટીથી માંડી તે આગાશી પાસેના સાગરસંગમ સુધીમાં ઘણી નાનીમોટી નદીઓ તેને આવીને મળી હોય છે. મોખડે પેટામાં નાશેરગામ પાસેથી નીકળેલી પિંજાળ વાડે તાલુકામાં અલમાન ગામ પાસે વૈતરણાને મળે છે. જવ્હારસંસ્થાન અને થાણા જિલ્લાની





સીમા ઉપર એ નદીનો મોટો ભાગ આવેલો છે. થાણા જિલ્લાની સૌથી મોટી નદી તો વૈતરણા જ છે. અલમાનની ઈશાનમાં આશરે દશ માઇલ ઉપર પિંજાર કે જેનું બીજું નામ બેર્જી પણ છે તેની ડાબી બાજુએ લોહાણી નદી મળે છે. એ લોહાણી ઉધળે અને સૈદ એ બે ગામને બસાઈને ચાલી આવતી હોય છે. પશ્ચિમે આશરે બાર માઈલ ઉપર કરજગામ પાસે મનોરની ઉપલાજુમાં અગ્નિ ખૂણામાં દેહેર્જે નદી બહારથી આશરે પચીસ માઈલ સુધી નૈર્ઋત્યમાં વહેતી આવી વૈતરણામાં એકત્વ પામે છે. પછી આઠેક માઇલ પસાર થતાં ખામલોળી ગામ પાસે ગંભીરગઢથી માંડી આશરે ત્રીસ માઇલ સુધી જવ્હાર સંસ્થાન અને દહાણુ તાલુકો તથા માહિમ તાલુકામાં પિશેરી પેટા વચ્ચે વહેતી સૂર્યા નદી વૈતરણાંને મળે છે. ચિંચોરે ગામ પાસે ઉત્તરમાંથી જમણી બાજુએ આવનારી સુસારી નદી સૂર્યા નદીને મળી હોય છે.

ડાબી બાજુએ મળનારી એકલી તાનસા છે. જો કે તાનસા વૈતરણીમાં લીન થઇ જાય છે ખરી, પરંતુ તેનું વ્યક્તિત્વ ખૂબ મહત્ત્વનું ને આકર્ષક છે. તાનસા શાહપુર તાલુકામાં ખર્ડી ગામ પાસેથી નીકળે છે. માહૂલી નામના ડુંગરની ઉત્તર બાજુએથી એ વહે છે. ત્યાં એની ગતિ પરિશ્રમને લીધે કંઈક ધીમી પણ પડે છે. ભિવંડી તાલુકાની ઉત્તરે પોતાનો પ્રવાહ વહેવડાવતી—વહેવડાવતી એ વજ્રબાઈ દેવીના સુપ્રસિદ્ધ સ્થાન પાસે દર્શનાર્થે આવી પહોંચે છે અને ત્યાંથી પછી એ વસઈ તાલુકામાં પ્રવેશે છે. એ ચાલે છે તો સીધી સમુદ્ર તરફ અને માત્ર આઠ જ માઇલ બાકી રહે છે એવામાં મારગમાં વૈતરણા જેવી પવિત્ર નદી પણ સાગરે ઘેર ફરવા જ નીકળી છે તેમાં પોતે ચિત્રણે ગામ પાસે મળી જાય છે. તાનસા સાવ નાની નદી નથી, પણ છતાંયે એ વૈતરણા જ બની જવાનું પસંદ કરે છે. તાનસામાં ભરતીનું પાણી આઈલો સુધી ચાલ્યું આવે છે. અને આ બે નદીઓના મેળ આગળ પણ એ સમુદ્રના ઘરની પ્રસાદી ચખાડે જ છે. તાનસાના પાત્રમાં ઊના પાણીના ઝરા છે. એને કિનારે ઉસગાંવ, ખાનિવડે; ભાતાણે, ચિમણે વગેરે ગામો આનંદકલ્લોલ કરે છે. આમ આનંદોર્મિઓ જેવી અનેક નાની મોટી નદીઓને પોતામાં સમાવી વૈતરણા આગાશે પાસે સમુદ્રને વરમાળ પહેરાવી દે છે.

વૈતરણી બહુ પવિત્ર નદી ગણાય છે

વૈતરણીને સાગરના સંગમસ્થાને જે સ્નાનદાન કરે છે તેને યમયાતના થતી નથી એવું એ પવિત્ર ને સુંદર સ્થાન છે. દર વર્ષે કારતક વદ અગિયારસે આ નદી ઉપર યાત્રા ભરાય છે અને દર સાઠ વર્ષે કપિલા છઠ્ઠને દિવસે વૈતરણાના તીર્થનું માહાત્મ્ય પુષ્કળ ગણાય છે. એવી એ પાપહારિણી નદીમાને નમન હો !



## વિજ્ઞાન-પ્રવેશ-ધો. ૫-૬-૭ :

( લે. હરરાય અ. દેસાઇ, પ્ર. અનડા બુક ડેપો, અમદાવાદ; બાર ચૌદ ને સોળ આના )

સને ૧૯૪૯ ના નવા અભ્યાસક્રમને લક્ષમાં રાખી એક અનુભવી નિવૃત્ત શિક્ષકે પ્રાથમિક કક્ષાનાં પાંચમા, છઠ્ઠા અને સાતમા ધોરણ માટે લખેલાં આ પુસ્તકો વૈજ્ઞાનિક માહિતીને ચિત્રોની મદદથી સરળ ભાષામાં રજૂ કરતાં હોઈ તેમના પ્રકાશનના હેતુને સિદ્ધ કરે તેવાં વિદ્યાર્થિભોગ્ય છે.

# પ્રણયમાધુરીની પ્રશસ્તિ

રમણલાલ વસંતલાલ દેસાઈ

કનુ દેસાઈની પ્રશસ્તિની જરૂર છે ખરી ?

કનુ દેસાઈનાં ચિત્રોને પ્રશસ્તિની જરૂર છે ખરી ?

કદીકદી હું પ્રસ્તાવના લખું છું. કદીકદી હું વિવેચન લખું છું. કદીકદી ટીકા પણ કરું છું. પ્રશસ્તિ કદી લખતો નથી. છતાં પ્રશસ્તિ લખવાનું મન થાય એવી ગણીગાંઠી વ્યક્તિઓમાં અને તેમની કલાકૃતિઓમાં કનુ દેસાઈ અને તેમની કૃતિઓ જરૂર આવી જાય. મને કનુ દેસાઈ અને તેમની કલાકૃતિઓ બહુ ગમે છે.

કદી ગણતરીમાં નહિ એવા ગુજરાતને હિંદના નકશામાં આગવું સ્થાન અપાવનાર વિશિષ્ટ વ્યક્તિઓમાં કનુ દેસાઈને સ્થાન છે. હા, શરમાળ, પાછળી હરોળમાં સંતાઈ જવાની આતુરતાવાળા કનુ દેસાઈનું વિશિષ્ટ સ્થાન છે. ત્રીસેક વર્ષ પૂર્વે જો આમ કહ્યું હોત તો એ કથન ગુજરાતના મિથ્યાભિમાન તરીકે મનાત. કનુભાઈ જેટલા જ શરમાળ, કનુભાઈના ગુરુ રવિશંકર રાવળે કલાને જીવન સમર્પણ કર્યું એ વાતને દાયકા વીતી ગયા. કોઈનું ગુરુસ્થાન સ્વીકારવાની સતત ના પાડતા એ શરમાળ કલાગુરુએ કલાની સાત્ત્વિક પણ અસરકારક સેવા શરૂ કરી દીધી, કલાને ચિત્રકલાને માનભર્યું સ્થાન અપાવ્યું અને એકએકથી ચઢિયાતા ગુર્જર કલાકારોનું એક એવું સુભગ વૃંદ ઊભું કર્યું કે જેણે ગુજરાતને સાચી કલાજાગૃતિ આપી, સાચી કલાદૃષ્ટિ આપી અને ભગિની પ્રાંતોની કલાપ્રગતિ સાથે ગુજરાતની કલાના પણ પગ પડે છે એમ સાબિત કરી આપ્યું. એ આખુંયે કલાકારોનું ઝૂમખું બહુ જ શરમાળ. એમાં કનુ દેસાઈનું સ્થાન અગ્ર અને બહુ ચમકતું. કનુ દેસાઈ એ ગુજરાતનો બહુ વહાલો ચિત્રકાર.

## ચિત્ર એટલે ?

ચિત્ર એટલે આંખની કવિતા. આપણા પ્રત્યેક અંગે પોતપોતાની કવિતા ઉપજાવી છે. સંગીત એ આપણા શ્રવણની કવિતા. સુવાસિત પુષ્પ, બગીચા એ આપણી ઘ્રાણેન્દ્રિયની કવિતા. એમ આપણી આંખ પણ કવિતા ખોળે છે અને આંખને ચિત્રકારો કવિતા આપે છે. રસનિષ્પત્તિ એ જો કાવ્યનો ઉદ્દેશ હોય તો ચિત્રની કાવ્યમાં ગણના થઈ શકે. આપણા આર્ય રસવિધાને તો આખી કલાસૃષ્ટિના આત્માને રસ તરીકે ઓળખાવ્યો છે, અને બધી કલાઓનું સહોદરપણું સ્વીકાર્યું છે. એ જ સાચી દૃષ્ટિએ કનુ દેસાઈ એક ચિત્રકાર તરીકે આમ આપણા એક સરસ રસવિધાયક છે—એક સરસ કવિ છે. એમણે ચિત્રો દ્વારા આપણને અનેક કવિતાઓ આપી છે, ચિત્રાવલિઓ દ્વારા અનેક કાવ્યગુંફનો આપ્યાં છે.

કનુ દેસાઈએ ચિત્રોમાં શું શું આપ્યું છે એ પ્રશ્ન ઘણાએ ચર્ચ્યો છે, ઘણાએ ઉકેલ્યો છે અને ઘણાઘણાએ વિચાર્યો છે એણે શું આપ્યું છે એ જણાવતાં પહેલાં એણે શું નથી આપ્યું એ સહજ કહી જાઉં !

એણે બીભત્સ ગણાય એવું હજી એકકે ચિત્ર નથી આપ્યું.

શિષ્ટતાએ જેને સ્વીકાર્યાં ન હોય એવા અંગઉપાંગોનું ચિત્ર હજી તેણે આપ્યું નથી. એની અનેક ચિત્રાવલિઓ હું ધારીધારીને જોઉં છું, પરંતુ દીવાનખાનામાંથી લઈ જઈ એકાંત શયનગૃહમાં મૂકવાનું છૂપું મન થાય એવું એક પણ ચિત્ર નથી. સાથેસાથે શયનગૃહમાં ન મૂકી શકાય એવું એક પણ ચિત્ર નથી. એ ચિત્રો મહેફિલો રચે છે, પરંતુ એ રાજદરબારની મહેફિલ નહિ, એ કોઈ સંગીત–શોખીન અમીર–ઉમરાવ કે શેઠ–શાહુકારના દીવાનખાનામાં જામતી મહેફિલ નહિ. અપ્સરા, ગાયિકા કે અભિનેત્રીના પોતાના રંગખંડમાં જામતી મહેફિલ તો એ નહિ જ, નહિ. કનુની ચિત્ર–મહેફિલ એટલે મંદિરમાં, દેવસાંનિધ્યમાં, ધૂપ દીપ અને કર્પૂરની આરતીના સુવાસપ્રકાશમાં દેવને અર્પણ થતી એ મહેફિલ છે. અને દેવ એટલે ? આપણી ભાવના, આપણી કલ્પના, આપણા સંસ્કારની વિશુદ્ધમાં વિશુદ્ધ પરિપાટીએ આપણે બિરાજમાન કરેલા આદર્શ કે આદર્શના સંકેત પ્રતીક.

આમ કનુની કલામાં કશું બીભત્સ તો ન જ હોય, પરંતુ તેમાં અછકલાપણાનો, નિરર્થક હળવા-

પણાનો જરાયે ભાસ નહિ. એવા કોઈ પણ ભાવ સાથે આપણે કનુના ચિત્રમંદિરમાં પ્રવેશીએ તોપણ આપણા એ ભાવ અંદર નજર કરતાં આપોઆપ ઊતરી જ જાય.

શરમાળ કનુ! અને તે પણ શરમાળ ગુજરાતી. ગુજરાતમાં ઘણાઘણા દોષ હશે, પરંતુ ગુજરાતની શિષ્ટતા, ગુજરાતની સંસ્કારિતા, ગુજરાતનું શીલ અને ગુજરાતની મર્યાદા ખરેખર અન્ય પ્રજાઓથી ગુજરાતને જુદાં પાડી દે છે. એ જુદાં પાડતાં તત્ત્વો આપણું સાચવી રાખવા જેવું ધન છે અને કનુ દેસાઈ તો આપણને એ તત્ત્વનો અર્ક ચિત્રોમાં આપી રહેલ છે. રવિશંકર રાવળથી શરૂ થયેલી આપણી સમગ્ર ચિત્રકારોની ચિત્રાવલિ ગુર્જર શિષ્ટતાનું પ્રતિબિંબ પાડે છે. સહુમાં વિશેષ ગુજરાતીપણું કનુ દેસાઈએ પોતાનાં ચિત્રોમાં સાચવી રાખ્યું છે. ગુજરાતીપણું એટલે ગુજરાતનું સૌંદર્ય, ગુજરાતની સંસ્કાર-વિશિષ્ટતા. માનવજાતે સ્વીકારવા જેવું, સંગ્રહી રાખવા જેવું એ ગુજરાતીપણું. કનુ ગુજરાતની સંસ્કૃતિને ચિત્રમાં જન્માવે છે એમ કહેતાં મને ગર્વ થાય છે—પ્રાંતીય ગર્વ ન હોવો જોઈએ એમ માનવા છતાં.

કનુ દેસાઈની અનેક રચનાઓ જોઈ. પ્રણયમાધુરીમાં એ વળી આંખને—એટલે હૃદયને જ ને?—નવીન રસઝૂમખું આપી રહેલ છે. એ ચિત્રઝૂમખાને આપણે એકએક જોઈએ. ઊડતી વિસ્તૃત રેખાઓ, વળાંકો, દેહશણગાર અને રંગરચનાઓમાંથી પોતાની લાક્ષણિક ઢબે ચિત્રસર્જન કરતો આ કવિ 'પ્રણય માધુરી'માં સ્પષ્ટ ગુજરાતને જ અંકિત કરી ગયો હોય એમ જણાયા વિના રહેતું નથી. વર્ડ્ઝવર્થ કહે છેઃ

'To be young was very heaven'. જીવનની ધન્ય ક્ષણો કઈ? જીવનમાં ધન્યતા જોનારને તો અનેક ક્ષણો, અનેક જીવનકક્ષાઓ ધન્ય લાગે. અને એ બધી જ ક્ષણો, બધી જ જીવનકક્ષાઓ આપણી કવિતાઓ છે અને ચિત્રાવલિઓ છે; છતાં કનુ દેસાઈ સાથે સંમત થઈ આપણે સહુ એટલું તો કબૂલ કરીશું કે ધન્ય ક્ષણો માની, ધન્ય કક્ષાઓ માની, શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ક્ષણ અને કક્ષા તે પ્રણયની પ્રથમ દૃષ્ટિ. એ પ્રથમ દૃષ્ટિથી માંડી સહચાર, સંઘાત, સખ્ય અને અદ્વૈતમાં પરિણામ પામતી માનવીની જીવનમાલા એ માનવીને, સૃષ્ટિને, કહો કે જીવનસમગ્રને માન્ય માધુર્યભર્યો જીવનપંથ છે એમાં શંકા નથી. એ આખોયે જીવનપંથ કનુ દેસાઈ આપણી પાસે મૂકી દે છે. એ ચિત્રપથ તે કનુ દેસાઈની પ્રણયમાધુરી.

પહેલા ચિત્રને આપણે પ્રથમ ઓળખીએ : એ જ



'પ્રથમ દૃષ્ટિ.' યુવતીની જે દૃષ્ટિએ પડતાં યુવક ગમી જાય છે એ જ દૃષ્ટિ. બહુ જ સૂચક રીતે કનુએ યુવકને દેખાડ્યો નથી. એ દેખાડવાની જરૂર પણ ક્યાં છે? યુવતીનું મુખ આપણે જોઈએ તો એની દૃષ્ટિમાં જ એક ગમી ગયેલો યુવક આપણે કલ્પી શકીએ છીએ. એ દૃષ્ટિમાં શું શું છે! દૂર દેખાયેલા પ્રીતમ ઉપરનું ત્રાટક. એ ત્રાટકમાં લજ્જા છે. લજ્જા ઉપરાંત—કહો કે લજ્જા સાથે ઊપજતી અનેક હૃદય-ઊર્મિઓ ઊછળતી આપણે જોઈ શકીએ



છીએ. એકલી એ જાણે કોઇ બારણાની ઓથે છુપાઈ છે એમ આપણને નથી લાગતું? હૃદયને ઘણુંઘણું કહેવું છે પણ, બીડેલું કમળપત્ર શું મુખ કંઇ કહેવા દેતું નથી, અને છતાં એ યુવતીનાં અંગે-અંગ કહી ઊઠે છે કે પ્રથમ દષ્ટિ છે, અને તે ગમી ગયેલા યુવક ઉપર કેન્દ્રિત થયેલી છે. સાથેસાથે ચિત્રની પીઠિકા જોઇ પ્રથમ દષ્ટિમાં ઊભી થતી રંગીન આકૃતિઓ, વર્તુલો, ચતુષ્કોણો એના હૃદયનો જ રંગ લઇને તેને ઓપ આપતા ન હોય! તે સાથે શરમાતી યુવતીની વસ્ત્રમર્યાદા પણ કેમ ન નોંધી લઇએ! ચિત્રનું એ પણ એક વિશિષ્ટ અંગ છે.

આંખ ખસેડવી ગમતી નથી છતાં હવે બીજા



ચિત્ર તરફ આપણે દૃષ્ટિ કરીએ. પ્રથમ દૃષ્ટિ સુભગ હોય તો તે 'મિલન'માં જ પરિણામ પામે. પ્રથમ દૃષ્ટિને ઓળખી શકતો યુવક હવે ચિત્રમાં પ્રવેશ પામે છે, જેમાં યુવતી અને યુવક પરિચય–દૃષ્ટિ મેળવી નજીક આવેલા હોય છે. નજીક એટલે ઠીક ઠીક નજીક, એકાંતભર્યું નજીક, ધીરત્વભર્યો સ્પર્શ થઇ શકે એવું નજીક. એ મિલન વખતે બન્નેની સમક્ષ કોઈ જ હાજર નહિ. હાજર છે માત્ર યુવક અને યુવતી. આમ તો આકાશ છે, તારાઓ છે. અદૃશ્ય દેવો પણ છે, વૃક્ષો છે, વેલીઓ છે અને પુષ્પો છે. પરંતુ આ મિલનમાં તો યુવતી ને યુવક છે. અને યુવક ને યુવતી છે. પ્રથમ દૃષ્ટિમાં જે તાકોડી હતી તે બદલાઇ યુવતીની આંખમાં શરમે ભાર એટલો ભર્યો છે કે તે ચિત્રમાં ન દેખાડેલી પગપાની તરફ જ ઢળી પડેલી છે. ઊર્મિનું ઉડ્ડયન યુવતીના મુખ ઉપર ઊડતા ઘેરારંગી વસ્ત્રે બરાબર આપ્યું છે. કાળી સુંદર નાગણ સરખી યુવતીની વેણી પણ આંખની સાથે જ પગ ભણી લંબાય છે. આછો સ્પર્શ સ્કંધે કરતો યુવક તેની વેણીમાં અપૂર્વ સૌંદર્યભર્યું એક પુષ્પ ગોઠવી રહ્યો છે. પ્રથમ મિલનમાં પુષ્પ કરતાં વધારે સારી કઈ ભેટ હોય? અને પુષ્પનો સ્પર્શ થતાં જ પોતાના પ્રેમીને હૃદયમાં બેસાડી જ દીધો એમ શું યુવતીના હસ્ત-સંપુટથી નથી લાગતું? યુવતીનું અંગસૌષ્ઠવ કવિએ હાથમાં જ જાણે વ્યક્ત ન કર્યું હોય? યુવતીના હૈયામાં વસંત ખીલી ઊઠી હોય એમ વસંતરંગી વસ્ત્ર પણ કહી રહ્યું છે. અને પ્રથમમિલન એટલે જ જીવનની વસંત ઋતુ.

દૃષ્ટિ પછી મિલન અને મિલન પછી પત્ર. પ્રેમના



આ સર્વમાન્ય ક્રમમાં સહુ સંમત થાય. ત્રીજા ચિત્રમાં





આપણે એ યુવતીને 'પ્રણય પત્ર' વાંચતી જોઈએ છીએ. પત્ર વાંચતાં કોઇ જોઈ જાય એ મૂંઝવણનો ધબકારો તો ખરો. પરંતુ પત્ર વાંચતે વાંચતે ઊપજતા અનેરા ભાવ સાડીનો છેડો ઊંચકતાં તેના જમણા હાથે ઉપજાવેલી વસ્ત્ર–પરિસ્થિતિમાં સ્પષ્ટ થાય છે. અને જોતજોતામાં પત્રવાચન યુવતીની સમાધિ બની જાય છે. પ્રથમ મિલન તો થઈ ચૂક્યું હતું. પત્રે સૂચવેલું પ્રેમમિલન યુવતીની પાર્શ્વભૂમિમાં દોરાયેલા અજંતાના ચિત્રોની યાદ આપતા કોઈ પુરુષ–પ્રકૃતિના દેહસંપુટ-ના ચિત્રમાંથી અનોખી રીતે ઊપસી આવે છે. કનુનું આ પરમ વિજય ચિત્ર કહી શકાય. અને એવાં ચિત્રો તો કનુએ સારા પ્રમાણમાં આપણને આપ્યાં છે. વાસ્તવતા અને કલ્પનાનું સુભગ મિલન આખી ચિત્રરચનામાંથી જેવી ઢબે મળે છે તેવું બીજે ભાગ્યે જ મળે. પત્ર, ધ્યાનસ્થ યુવતી અને યુવતીની કલ્પનામાં સજીવન થયેલાં પુરુષ–પ્રકૃતિએ ત્રણેનો સુમેળ ધ્યાનમાં લેવા સરખો છે. પત્રમાં શું લખ્યું છે એ આપણને યુવતી શાની વાંચવા દે! ભલે, એ યુવતી એના પ્રિયતમનો પ્રેમપત્ર નિરાંતે વાંચે. પત્રના વાચનની આપણી અરસિક જિજ્ઞાસા આપણે પાછી વાળી લઈએ અને હવે ચોથા ચિત્ર ભણી આપણે દૃષ્ટિ કરીએ.

ચોથું ચિત્ર એટલે 'મુદ્રિકા'. મુદ્રિકાના અભિનયને વધારે સમજાવવાની જરૂર છે? પ્રેમનું જગતવ્યાપી પ્રતીક કાલ–કાલાંતરને કૂદી કનુના ચિત્રમાં આવીને બેસી ગયું છે. કાલિદાસના શાકુન્તલને આપણે મુદ્રિકાનું કાવ્ય કહી શકીશું? અને એ કહ્યા પછી મુદ્રિકા ઉપર કોઈથી વિશેષ વિવેચન થાય ખરું? વીંટી પહેરી જોઇ છે, પહેરાવી જોઇ છે. કોને તે નહિ કહું. પરંતુ એ વીંટી પહેરતી, પહેરાવતી વખતે વાતાવરણ જે અદ્‌ભુત રંગો ધારણ કરે છે, એ રંગોની રચના વચ્ચે યુવક યુવતીને મુદ્રિકા પહેરાવે છે તે ક્ષણના યુવકયુવતીના ભાવ ચિત્ર જોયા પછી વર્ણવવાની જરૂર જ નહિ રહે. યુવક તો યુવતીના મુખ સામે જુએ છે, પણ યુવતી તો નથી યુવક સામે જોઇ શકતી, નથી વીંટી પહેરાવતા કે પહેરતા હાથ સામે જોઈ શકતી, અને છતાં તેણે હસ્તસ્પર્શ કર્યો છે, કરવા દીધો છે અને તેનો આહ્‌લાદ યુવતી જરૂર અનુભવે છે. આ પ્રસંગે કોઇ બોલે તો શું? સમીર-માં લહેરાતાં વૃક્ષોની ડાળીઓ અને પાંદડાં અરસ-પરસ સ્પર્શ કરી જે કહેવાનું તે કહે છે, બન્નેના ઉરમાં કોઈ સનાતન સંગીત છે, જે અનંત આકાશની ભૂરાશમાં આછું આછું વ્યાપી રહ્યું છે.

પ્રેમીઓનાં દૃષ્ટિ, મિલન, પત્ર અને સ્પર્શ ભલે એકાંતમાં હો, પરંતુ એ સાથ બીજાની નજરથી સતત બહુ છૂપું રહેતું નથી. પાંચમા ચિત્રમાં પ્રેમી







યુવતીનો પ્રેમ પકડાઇ જાય છે, અને એ પકડનાર પણ કોણ? એના સરખી એની સખી. સ્ત્રીજીવનમાં સખીનું સ્થાન અનોખું છે, અને આર્યકવિઓએ તો સખીને ખૂબ ખૂબ બિરદાવી છે. કનુ સરખો આર્યગુજરાતી કલાધર પણ એ સખીને કેમ વીસરે! સખીની આંખમાં પ્રશ્નોની પરંપરા છે. યુવતીના સુંદર ગૌર મુખ ઉપર લાલાશ કેમ વધી? ચંદ્ર સરખા વિશાળ ભાલમાં નવીન ચંદ્રક શો! કેશાવલીમાં આટલી બધી વ્યવસ્થા કેમ? રોજનાં સદા એરિંગ આજ વધારે ચમકતાં કેમ લાગે છે? નવી બંગડીઓ નવો જ ખણખણાટ કરે છે શું? બંગડીઓમાં સંગીત ક્યાંથી પુરાયું? અને આ વસ્ત્રોની સજાવટ કેમ આટલી અવનવી? વળી પેલી સંતાતી, ચમકતી, મુદ્રિકા...સખીની આંખમાં ઊઠતા પ્રશ્નો તેની જિહ્વામાં ઊતરે તે પહેલાં તો યુવતી શરમાઇ જાય છે અને સખીના પ્રશ્નો કેટલીયે વખત આંખમાં ને આંખમાં રહે છે. પણ પછી એ તો જીભમાં ઊતરી આવે, અને સખી પાસે આખાયે પ્રેમવીતકોનો શરમાતે શરમાતે 'એકરાર' કર્યા વિના યુવતીને કેમ ચાલે? યુવતી પકડાઇ ગઇ. શરમ, સ્મિત, છણકો એ કશું સંતાડી શકતી નથી. 'પ્રણયમાધુરી'ની યુવતીના દેહમાં વીર ચમક ચમકાવનાર કયો ભાગ્યશાળી યુવક, એ પણ સખી હવે જાણ્યા વિના રહે? ચિત્રકારની કલમનો આ અતિ નાજુક નમૂનો છે. હૃદયના ઊંડાણને ઓળખનાર કલાકાર સિવાય આ ચિત્ર સંભવતું નથી.

ચિત્ર ખસેડવું ગમતું નથી છતાં આ રંગરંગના ફુવારા સરખું દેહું ચિત્ર શું કહી રહ્યું છે? સંધ્યાના રંગ, પ્રકૃતિને રંગી રહ્યા છે. બીજનો ચંદ્ર, અમૃત વર્તુલ દોરતો જરાક અટકી ગયો છે. યુવતીએ સખી પાસે એકરાર તો કર્યો કે પ્રથમ દૃષ્ટિ મળી, પ્રથમ મિલન થયું, પત્રલાલસા પણ જાગી—સહજ તૃપ્ત પણ થઇ. મુદ્રિકા—અર્પણમાં સ્પર્શ પણ થઇ ગયો. પરંતુ મિલનનો અભાવ અમૃતના અભાવ સરખો છે. કઇ ક્ષણ હોય જ્યારે પ્રિયને ન મળવું એમ થાય? એટલે પ્રેમીના જીવનમાં 'પ્રતીક્ષા' એ તો નિરંતુ માધુર્યભર્યું દર્દ હોય જ. એ માધુર્યભર્યા દર્દને 'પ્રતીક્ષા'માં આપણા કલાકારે ઝડપી લીધું છે. આપણે ચિત્રને બરાબર જોઇએ. શું કાર તો વાતવરણમાં છે જ. યુવતી આસપાસ જોતી નથી. ત્યારે શું જુએ છે? પોતાની બંગડીને ગોળગોળ ફેરવે છે, કંઠમાં વિંટાતી આછી માળાના મણકા શું એ ગણે છે? હા, પાર્થિવ દૃષ્ટિને એમ લાગે. પરંતુ બંગડી ઉપર હાથ મૂકતાં, માળાના મણકાને સ્પર્શતાં, તે બંગડી જેવી ચમકતી ઊર્મિઓને, મણકા જેવાં રંગીન સ્મરણોને એ ગણતી જાય છે. અને એ ગણે છે એટલા જ માટે કે એવી એક સ્મરણ—ક્ષણ, એવી એક ઊર્મિ પણ હમણાં જ, અત્યારે, અબઘડી આવી પહોંચે છે—અને તોયે એ ક્ષણ હજી કેમ નથી આવતી? પાછળ આછો નિકાલ ઓળા લંબાવતો જાય છે તોયે શું? પ્રતીક્ષા કરનારને તો એ અંધકારનો વિચાર જ કેમ આવે? સામે બીજ—શકુનભરી બીજ થંભી ગઇ છે. આખું ચિત્ર કહે છે, હજી ના આવ્યા? રાહ જોઉં છું.

એટલે સાતમું ચિત્ર 'અબોલા'નું જ હોય ને? જીવનની પહેલી મીઠી તકરાર 'પ્રતીક્ષા' જ કરાવે. પ્રતીક્ષા પછી બન્ને મળ્યાં તો ખરાં, બીજની પૂર્ણિમા પણ થઇ ચૂકી. પરસ્પરના ભાવ કુદરતના રંગોમાં પ્રતિબિંબ પામી ચૂક્યા છે. પરંતુ પહેલું સામું કોણ જુએ? પહેલું બોલે કોણ? દેહ

બન્નેના અટકી રહ્યા છે. હૃદય બન્નેનાં એક



બની રહ્યાં છે. છતાં બન્નેએ પરસ્પરથી મુખ ફેરવી લીધું છે. વિશુદ્ધ પૂર્ણિમાનો ચંદ્ર, સંપૂર્ણ રીતે દેખાવા મથે છે, છતાં પેલાં નાનકડાં સુક્કાં વૃક્ષસ્થળ ચંદ્રના ખંડ પાડી દે છે. આખો ચંદ્ર હજી દેખાતો નથી. પરંતુ ચંદ્ર આખો નહિ દેખાય તો એ જશે ક્યાં ? 'પ્રણયમાધુરી' પૂર્ણ ચંદ્રને જોયા વગર રહેશે કેમ ? જરા ચંદ્રને ઊંચે ચઢવા દો, તો ? 'અબોલા'માંથી વાણીનો ધોધ, ઊર્મિનો ધોધ વહેવા માંડશે.—જેમ ચંદ્રમાંથી અમૃતધોધ વહે છે તેમ. આ નાજુક પ્રસંગને, નાનીશી હઠને ચિત્રકારે એવા સુંદર વાતાવરણમાં ઝબકોળી છે કે આપણે જોતાંજોતાં બન્નેને શિખામણ આપીએ છીએ : બોલો, બેમાંથી એક જણ તો બોલો. યુવક, તારે જ પહેલું બોલવાનું છે, યુવતીને જિતાડીને. જીવનભર સુખી થવું હોય તો યુવતીને જીવનભર જીતવા જ દેજે. ચિત્ર જોતાં લાગે છે કે, યુવકની હઠ, યુવકના અબોલા ઓસરી જવા માંડયાં છે. એ ખાતરી થતી હોય કે ન થતી હોય છતાં આપણે આઠમું ચિત્ર જોઈએ જે આ પ્રશ્નનો નિકાલ કરશે.

આઠમું ચિત્ર એટલે 'પ્રણયશોધ'—પ્રેમીઓની સંતાકૂકડી. અનુભવી દુનિયા ન જ માને કે સાતસાત ચિત્રોમાં—સાતસાત પ્રણયપગલાંમાં—સાતસાત પ્રણય-પ્રસંગોમાં થઈને આઠમા ચિત્રમાં આવેલી યુવતી હવે સતત શરમાળ જ રહેશે. એના હૃદયમાં અને દેહમાં મસ્તી આવી છે. માત્ર મીઠાં વાક્યોમાંથી, મીઠાં મહેણાં સુધીનો સ્વાદ ચાખ્યા—ચખાડ્યા પછી યુવતી જો પ્રેમીને સતાવવાનું ભૂલી જાય તો એ આખા જીવનને ભૂલી જાણવી. પણ એમ શેની ભૂલ



કરે ? યુવકને તો યુવતી સાથે ઘણી વાર બેસવું હતું. પરંતુ યુવકે પણ પ્રણયની કિંમત આપવી રહી. 'લો, આવજો' કહી હાથતાળી આપી સંતાઈ રહેલી યુવતીને યુવાન પ્રેમી શોધી રહ્યો છે. યુવતી એટલી દૂર તો નથી જ ગઈ કે જેથી તે પકડાય જ નહિ. તોય એ એટલી પાસે તો નથી જ કે યુવકનો હાથ લાંબો થાય અને તેને પકડી પાડે. પરંતુ સંતાકૂકડી એ તો રમત છે. 'પ્રણયશોધ' એ પણ પ્રણયનો એક પ્રસ્તાર જ છે. શોધ તો થઈ ચૂકેલી છે. સ્થાપત્ય – દર્શનમાં ચિત્રના ઉપલા ભાગમાં દોરાયેલાં જીવનચિત્રોનો સંકેત, જીવન–ચક્ર નીચે મૂકેલી સંતાકૂકડીની ચિત્રરમતમાં પ્રગટ થાય છે. આંખ મીંચ્યા છતાં, ઓળખી કાઢવું એ

સંતાકૂકડીની રમત. પકડવાને આતુર છતાં ન પકડાતાં પ્રણયીને શોધી કાઢવાં એનું નામ પ્રણયશોધ. એ પકડવાને જ સર્જાયાં છે. પરંતુ હવે 'પ્રણય'માં સરતીએ પ્રવેશ કર્યો છે, આમ આપણે ચિત્રકારની સાથે જરૂર કહી શકીશું. એક ચિત્રમાં ચિત્રકાર શું શું કહી જાય છે?

પ્રશ્ન પૂછીને આપણે નવમા ચિત્ર તરફ વળીએ.



'પ્રણય'જીવન લજ્જાળુતા છે! તોફાન છે! સાથેસાથે એ સૌંદર્યનું, સંસ્કારનું ઉડ્ડયનશીલ ભાવગીત પણ છે. 'પ્રણયમાધુરી'માં રહેલાં સંસ્કાર, વિશુદ્ધ, કલ્પના અને સંગીત પ્રણયી યુવક–યુવતી કાવ્ય કે 'ગીત'માં અનુભવતાં દેખાય છે. સાચું? યુવતી કાવ્ય સાંભળે છે કે કાવ્ય બોલતા યુવક સામે જુએ છે; અને યુવક કાવ્ય વાંચે છે, ગીત ગુંજે છે કે કાવ્ય અને ગીત પાછળ રહેલી પ્રણયમાધુરી સમી યુવતીમાં લીન થયો છે? બે વ્યકિત વચ્ચેનું રસમાધુર્ય જાણે ગાઈ ઊઠતું હોય! 'તું કે હું?' हंसः सोऽहम् सोऽहम् हंसः।

એ ભવ્ય ગીતને, ભવ્ય કરતાં પણ સુંદર ગીતને મુકતું મૂકીને આપણે પ્રણયમાં રહેલી અપૂર્વ ભવ્યતાના પ્રતીક સરખું દશમું ચિત્ર જોઈએ. એ દશમું ચિત્ર તે 'અનંત સખ્ય'–કહો કે અખંડ સખ્ય. પ્રણય એ માત્ર શરબતનો જામ નથી, કારણ જીવન પોતે જ માત્ર મીઠાશ નથી. જીવનમાં સુખ છે અને દુઃખ છે, માર્દવ છે અને કઠોરતા છે. મલયાનિલ પણ છે અને ઝંઝાવાત પણ છે. ચંદ્રની ચાંદની પણ છે અને મધ્યાહ્નના કઠોર સૂર્યનો શોષી નાખતો તાપ પણ છે. આછી હિલોળા લેતી ઊર્મિ પણ છે અને ઘડીમાં આકાશ અને ઘડીમાં પાતાળ પહોંચાડતું એ વિરાટ આંદોલન પણ છે. અનંત સાથમાં એ બધુંય દેખાય છે, અને એ બધાયની ઉપરવટ જઈ સર્વ દ્વંદ્વો ઉપર ભવ્ય સવારી માંડતું પુરુષ–પ્રકૃતિને સૂચવતું, વિરાટ આકાશને ભરી દેતું અનંત મિથુન, અખંડ જોડલું, અભંગ સખ્ય, અવિભક્ત આત્મા, સ્પષ્ટ ચિતરાયેલાં, બન્ને યુવક–યુવતી જોઈ રહે છે. સખ્ય–સાથ તો વ્યાપક જ છે. ઉપર નીચે આકાશમાં, પૃથ્વીમાં અને પાતાળમાં. એ સંગીત હશે? સંગીત ગરમી પણ હોય અને ખ્યાલ ધ્રુપદ પણ હોય. યુગલનર્તનમાં લાસ્ય પણ હોય અને તાંડવ પણ હોય. શકિત પણ હોય અને ભકિત પણ હોય. એ અનંત સખ્યને સર્વત્ર વ્યાપેલું નિહાળતું યુવક–યુવતીનું જોડલું અત્યંત ગાંભીર્યસહ વધારે અને વધારે નિકટ આવે છે. વધારે સાચી નિકટતા ...





અને પછી અગિયારમા ચિત્રમાં આપણે વિશુદ્ધ સર્વ ભાવ–ભાવનાના મિશ્રણને પી ચૂકેલું 'જીવન-



સાથી'નું એક પરમ સાહચર્ય જોઈએ છીએ. આ અનુપમ ચિત્ર, ચિત્રની રેખાઓ, ચિત્રના રંગો, ચિત્રનું પુષ્પ અને ચિત્રના અભિનય જગતભરનાં પ્રેમ-ચિત્રોમાં સ્થાન પામે એવું મને લાગ્યું છે. બન્ને પ્રણયી, પતી–પત્નીની સ્પષ્ટતામાં ઊપસી આવેલાં લાગે છે. પ્રેમ, આશા, અભિલાષા, આકાંક્ષા, આદર્શ, બન્નેનાં જાણે એક જ બની ગયાં હોય એમ આખો દેહ સ્પષ્ટ રીતે બન્ને દેહના હસ્ત સાથ અનુભવી રહ્યા છે, એકતા અનુભવી રહ્યા છે, પગલાં મુકાય છે, પ્રયાણનો ભાવ છે, પણ તે સાથ વગર નહિ. કોણ, કોની સાથે મિશ્રિત થઈ જાય છે કહી શકાશે? ના, હું નથી કહી શકતો. કદાચ ચિત્ર પણ એ કહેતું નથી. એ પ્રશ્નને ઉત્તર જ નથી. 'જીવનસાથી વગર જીવનનો આનંદ નથી, ઉદ્ધાર નથી. જીવનસાથી વગર આનંદ નથી, ગતિ નથી, પ્રગતિ નથી અને ઉદ્ધાર નથી યુવકને કે યુવતીને. છેલ્લા એ ચિત્રમાં તો કનુની કલા પરાકાષ્ઠાએ પહોંચતી લાગે છે. ચિત્રપરિચય મને થયો તેવો મેં સમજાવ્યો. કનુ દેસાઈ આપણી પરમ સંસ્કાર–જ્યોત છે. એ અખંડ રહો.

એટલું કહ્યા પછી કનુભાઈને એક ઠપકો આપી લઉં!

'કનુભાઈ, તમને પણ મારી માફક સ્ત્રીઓ જ વધારે ગમે છે કે શું!'

બિચારો પુરુષ! કનુભાઈ એના તરફ વધારે લક્ષ ન આપે!



મૂળ લેખક : મોહનસિંહ સેંગર
અનુવાદક : જયન્ત પરમાર

પંજાબ અને દિલ્હીમાં સાંપ્રદાયિક ઘેલછામાં થયેલી અમાનુષી ઘટનાઓ હજુ ભુલાય નહિ ત્યાં વળી એક કમનસીબ નાનકડી ઘટનાને લઇને એ જ આગની જ્વાળાઓ પૂર્વ પાકિસ્તાનમાં પણ ઝબકી ઊઠી. ધર્મ અને સંપ્રદાયના નામે જે આંધળી કડવાશ, તિરસ્કાર, અવિશ્વાસ અને અણગમાથી દેશ દાઝી રહ્યો હતો એમાં આ ખળતામાં નવું ઘી વળી પાછું જાણે હોમાયું. આ આંધળી ઘેલછાને લીધે જે કાંઇ બન્યું, એ વિગતવાર વર્ણવવું કે ધરમકાંટે એ જુલમો ને દોષો તોળવા એ અવિવેક જ ગણાય. હા, એ બીનાઓ અને વ્યક્તિઓનો પ્રચાર તો જરૂર થવો જોઇએ કે જેઓ આ ગાંડપણ કે ભરતીમાં ન તણાતાં, પોતાનો વિવેક અને સાનભાન ન ગુમાવતાં, આ ભયંકર તોફાનમાં પણ માનવતાના ટમમગતા દીવડાને પોતાના લોહીના ભોગે બુઝાતો બચાવ્યો છે. જે ભલી વ્યક્તિઓએ નિરાધાર નિર્દોષોની રક્ષામાં પોતાના જાનની પણ પરવા ન કરી તેમને આપણી બાકી રહેલી શ્રદ્ધા અને કૃતજ્ઞતા પણ ઓછી જ છે. પણ જે પોતાનું માથું હથેળીમાં રાખીને, પોતાના જ ધર્મભાઇઓની ધમકીઓ અને જોખમોની કંઇ પણ પરવા ન કરતા જુલમગારોના શિકારોને છૂટે હાથે મદદ કરી રહ્યા છે, એમને શું કહેવું? ખરેખર માનવતા પરવારી ચૂકેલા આ તોફાનમાં એ જ સાચા માનવ—બલકે ફિરસ્તા—છે, જે માનવતામાંથી ડગમગી જતા આપણા વિશ્વાસને મજબૂત બનાવી દે છે. આ એવી એક વ્યક્તિની વાત છે.

× ×

શરણાર્થીઓથી ભરેલી એક સ્ટીમર નારાયણગંજમાંથી કલકત્તા જવાની તૈયારીમાં હતી. એમાં જેટલા ઉતારુઓ કાયદેસર હોવા જોઇએ એથી પણ વધારે ભરાયા હતા. એ જ વખતે સ્ટ્રેચરમાં એક ડોશીમાને લાવવામાં આવ્યાં, તેની સાથે એક ૧૦–૧૨ વરસનો છોકરો હતો. પોતાને અને ડોશીમાને એ જ સ્ટીમરમાં લઇ જવા માટે ખૂબ કાકલૂદીભરી વિનંતી કરી, કારણ કે અહીં તેની માની કોઇ પણ જાતની સારવાર થઇ શકે તેમ નથી. ડોશીનો જીવ જાણે તેના ગળા સુધી આવી ગયો હતો. એ કોઇ હિસાબે બચી શકે તેમ નહોતું. એ સ્ટીમરમાં જ મરી જાય એટલે સ્ટીમરમાં લઇ જવી ઠીક નથી એમ સ્ટીમરના એક કર્મચારીએ કહ્યું ત્યાં તો છોકરો ઊખડીને કહેવા લાગ્યો, 'વાહ રે, તમે તો બહુ સારી સલાહ આપી રહ્યા છો! માને આવી હાલતમાં એકલી છોડીને જાઉં?' પણ બીજો કોઇ ઇલાજ નહોતો. સ્ટીમરમાં જગ્યા પણ નહોતી કે ડોશીની સારવાર અને દેખરેખની વ્યવસ્થા થઇ શકે એ પણ અસંભવ હતું. છોકરાને ફરી સમજાવ્યો. પણ એ તો જાણે કંઇ સમજી જ નહોતો શકતો.

થોડેક જ આઘે ઊભેલી બે મુસ્લિમ યુવતીઓ આ બધું જોઇ–સાંભળી રહી હતી. એમાંની એકની આંખો ભરાઇ આવી. તેણે આગળ આવીને છોકરાને કહ્યું, 'મારા વહાલા ભાઇ, તું જો અહીં ન રહેવા ઇચ્છતો હો તો સ્ટીમરમાં ચાલ્યો જા. ડોશીમાની સારવાર અને દેખભાળની જવાબદારી હું લઉં છું.'

બધાં બાઘાની જેમ એનો ચહેરો જોવા લાગ્યાં. પોતાની સાહેલી અને એ બંને એક દાક્તરને બોલાવી લાવી. દાક્તરે ડોશીમા ઉપર એક નજર ફેરવી અને દવાખાને લઇ લેવા કહ્યું. બંને યુવતીઓએ સ્ટ્રેચર ઉઠાવ્યું ને છોકરાને કહ્યું, 'મારા નાના ભાઇ, હવે તું નિશ્ચિંત થઇને જઇ શકે છે. આમને અમે સંભાળશું.' એ બંને, એ ડોશીમાને લઇને નજીકના એક દવાખાના તરફ ચાલી. છોકરો સ્ટીમર ઉપર ચઢી ગયો.

× ×

એક ઘરડા અને જૂના ક્રાન્તિકારીએ નારાયણગંજમાં પોતાના ઘરમાં અપહૃત સ્ત્રીઓને આશ્રય આપ્યો છે. તેમને પાછી લાવવાના કામમાં એક મુસ્લિમ શિક્ષિકાએ મોટો ભાગ ભજવ્યો. એ શિક્ષિકા સાથે જ એક કન્યા–છાત્રાલયની સુપરિન્ટેન્ડન્ટ પણ હતી કે જેને પોતાની નોકરીમાંથી કાઢી મૂકવામાં આવી હતી. કારણ કે તેણે થોડીક





હિંદુ છોકરીઓને આશ્રય આપ્યો હતો. એ પીઢ માણસે એનો પરિચય દેતાં કહ્યું—'નૂરજહાંએ જે સાહસ, મક્કમતા અને મહેનતથી આ મુશ્કેલ કામને હાથમાં લીધું એ ખૂબ હેરત પમાડનારું છે. અમલદારો અને ગુંડાઓના આગેવાનોએ તેને બધી રીતે હેરાન કરી, ધમકીઓ આપી અને ડરાવી પણ ખરી; પણ એ ન માની. રાતદિવસ જોયા વગર એની પાસે જે કાંઇ હતું એ બધું સમર્પી દઇને નૂરજહાંએ તો પોતાના જાતભાઇઓનાં પાપોનું પ્રાયશ્ચિત્ત કર્યું. તેની જ મદદથી પચાસેક હિન્દુ છોકરીઓને બચાવી લેવામાં આવી છે.'

બીજું કેટલુંયે મેં તો જાણે સાંભળ્યું જ નહિ. મારા મન ઉપર નૂરજહાંનું એક કાલ્પનિક ચિત્ર ઊઠી આવ્યું. મને તેના તરફ બાકીની શ્રદ્ધા અને કૃતજ્ઞતાથી ભીંજાઇને અવાક્ થયેલો જોઇને એ પીઢ માણસે મને પૂછ્યું: 'કાં શું વિચારમાં પડી ગયા?' મેં કહ્યું: 'ના રે, કાંઈ ખાસ નથી. નૂરજહાં જેવી દેવીનાં દર્શન કર્યા વગર મારે પાછું ફરવું ન જોઇએ એમ વિચારતો હતો.'

એ હસ્યા. વળી બોલ્યા: 'એ તે કઈ મોટી વાત હતી? દસ તો થવા આવ્યા, હવે એ આવતી જ હશે.'

એ પછી શરણાર્થી અને હિન્દુ-મુસ્લિમ સમાજ સાથે વિચાર-વિનિમય કરવા લાગ્યા. ખૂબ વેદનાપૂર્વક અને કરુણાર્દ્ર સ્વરે એ બોલ્યા: 'ભાઈ, આપણે મુસલમાનો સાથે લાંબા વખતથી જે ખરાબ વર્તન રાખ્યું છે, એમનો સામાજિક બહિષ્કાર કર્યો છે, એમના પ્રત્યે ઘૃણા રાખી એ પાપનું જ આપણે આજે ફળ ભોગવી રહ્યા છીએ.'

એ જ વખતે બે સ્ત્રીઓ આવી. એક બુરખામાં હતી, અને બીજી ઉઘાડે મોંએ-સાડી પહેરેલી. તેનો ચહેરો પણ ઓળખીતો લાગ્યો. તેણે આવતાંની સાથે જ બીજી સ્ત્રીનો બુરખો ઉતાર્યો અને પેલા પીઢની તરફ આગળ વધીને કહ્યું: 'લો બાબા, આને સંભાળો. આ સાવિત્રી છે. ખૂબ મુશ્કેલીથી તેને અમારાં કપડાં પહેરાવીને કોઇ પણ હિસાબે લઇ આવી છું.'

પીઢ માણસ કંઇ કહે એ પહેલાં તો સાવિત્રી દોડતીકને એમના ગળે બાઝીને મોકળે મને રોવા લાગી.

પાસે ઊભેલી બાઈને મેં કહ્યું: 'આપને તો કાલે સ્ટીમરના ધક્કા પર જોયેલાં. આપ જ પેલાં બિમાર ડોશીમાને દવાખાને લઇ ગયાં હતાં ને?'

'જી, હા.' ખૂબ સંકોચથી એ બોલી.

એ જ વેળા પેલા પીઢ માણસ બોલ્યા: 'આ જ નૂરજહાં છે બસ, થયાંને દર્શન!'

આશ્ચર્ય અને આહ્લાદથી મારી આંખો ભરાઇ ગઈ અને મેં મનમાં જ એ દેવીને શ્રદ્ધા અને કૃતજ્ઞતાથી સો વાર વંદન કર્યાં.

☆

## હર્ષ અને શોક

એક દિવસ હર્ષ અને શોકને મારા બારણા પાસે ઝઘડતાં જોઈને મને આશ્ચર્ય થયું. એમને શાંત પાડીને મેં પૂછ્યું, "તમારો મતભેદ શો છે?"

શોક કહે, "હું હર્ષનો પુરોગામી છું" અને હર્ષ કહે, "ના, શોક મારો અનુગામી છે."

મેં કહ્યું, "તમે કજિયો કરવા થોભ્યા ન હોત તો કંકાસ કદાપિ તમારી વચ્ચે પ્રવેશી શકત નહિ, કારણ કે જેની તમે પ્રદક્ષિણા કરો છો તે વર્તુળ એટલું બધું નાનું છે કે તમે સર્વદા અન્યોન્યનાં પુરોગામીયે છો અને એકબીજાનાં અનુગામી પણ છો!"

—પુરુષોત્તમ સંઘવી

×

# પદ્મિની

ધૂમકેતુ

પદ્મિની [સ્વગત] દક્ષિણ સમુદ્રને કિનારે, જલનિધિમાં ઝૂલી રહેલા કમલ સમું સિંહલદ્વીપ જ્યારે જ્યારે હું સંભારું છું, ત્યારે ત્યારે મારું મન ત્યાંની હરિયાળી વનકુંજોમાં ફરવા નીકળી પડે છે! ક્યાં એ હરિયાળી વનકુંજો અને ક્યાં આ ભીષણ પહાડોની વચ્ચે આવેલી અણનમ ચિતોડદુર્ગની વજ્જર ભીંતો! રાજજ્યોતિષી સમુદ્રશર્મા ભાગ્યરેખાની વાત કહેતા હતા એ ભાગ્યરેખા શું આ હશે? કોને ખબર? પણ પિતાજીએ અને શા માટે ઘોડેસવારી શિખવાડી, શા માટે સમશેર ધારણ કરતાં શિખવાડી, શા માટે જુદ્ધવિદ્યાનો પરિચય આપ્યો, એની મને આજ સમજણ પડે છે. હું તો કવિ કાલિદાસ અને કવિ સેતુબંધની અનેક રમણીય કાવ્યપંક્તિઓ પેલા હીરારૂણ પોપટને મોંએથી સાંભળીને આનંદ વિનોદ કરી રહી હતી. એવામાં એક દિવસ પિતાજી આવ્યા, એમણે કહ્યું: 'પદ્મિની! બેટા! આ સમશેર અર્બુદગિરિથી આવી છે: શિરોહીની એ બનાવટ છે. મેવાડના મહારાણા રામેશ્વરની જાત્રા કરવા આવ્યા છે એમણે એ મોકલાવી છે. આવતી કાલથી તું એના દાવ શીખવા માંડ!'

મેં કહ્યું:—'પણ પિતાજી કેમ, પિતાજી! એટલી બધી ઉતાવળ?'

એમણે કહ્યું—'બેટા! હું ખર્યું પાન ગણાઉં. આજ છું ને કાલે ન હોઉં! દીકરી! જમાનો હવે એવો આવ્યો છે કે જ્યારે રજપૂતાણીનાં ખરાં માતા પિતા બે જ હશે, તલવાર અને તુરંગ. તલવાર એના હાથમાં હોય અને જાતવાન અશ્વ ઉપર એની સવારી હોય, પછી એને રખેવાળાં ભગવાન શ્રી રામચંદ્રનાં!

એમનાં એ વેણ ત્યારે સમજાયાં ન હતાં. આજ હવે એ અનુભવવાણી સમજાય છે. નારીજાતની મહામોંઘી સમૃદ્ધિ શિયળ. એની સાચવણી જાતવાન સમશેર વિના બીજું કોણ કરી શકે? આજ હવે આંહીં શું બન્યું છે?

બાદશાહ અલાઉદ્દીને કેવળ મારે માટે થઇને ચઢાઈ કરી છે! ચિતોડદુર્ગને ઘેરીને એ ૭ મહિનાથી આંહીં પડ્યો છે. સેંકડોનો સંહાર થઇ રહ્યો છે. હજારો યોદ્ધાઓ રણમાં પડ્યા છે. દુર્ગની એક કાંકરી હજી ખરી નથી— ખરવાની પણ નથી—પરંતુ આ બધો સંહાર કોને માટે? કેવળ મારે માટે? શું આમાંથી કોઇ જ માર્ગ નહિ હોય? રાજકવિ આવતાં જણાય છે. એ આવી પહોંચે ત્યાંસુધી પેલું દૂરનું સૈન્ય નિહાળું!

રાજકવિ—રાજકવિઓને હવે માત્ર કવિતા કરવી પરે, એ જમાનો ગયો છે. સલહના દૂત તરીકે પણ એને જ ફરવું પડે એ જમાનો આવ્યો છે. આજે વળી એક નવી જ વાત સાંભળી. અલાઉદ્દીન કહે છે કે માત્ર પદ્મિની રાણીનાં દર્શન કરીને—પ્રત્યક્ષ નહીં તો પરોક્ષ દર્શન કરીને પણ—પોતે ચાલ્યો જશે. મેં ભીમસિંહજીને વાત કરી—એટલે આ રાણીજીને સમજાવવા જવાનું મારે ભાગે આવ્યું. ચાલ જાઉં તો ખરો... રજપૂત રાણી માને તો સેંકડોની સંહારલીલા અટકે... અને નહીંતર આંહીં આવતી કાલે શું હશે એ કેવળ આ ચોસઠ જોગણીઓ જાણે!

રાણીજીના કાકા ગોરાકાકાને આ વાત નથી ગમી. ને છતાં એ વાત કરવા ગયો તો છે. જરાક હા હો થાય એટલે હું જાઉં! કાં તો આ એ જ આવ્યા:

રાજકવિ—કેમ ગોરાકાકા! શું કહ્યું?

ગોરાકાકા—ખીલજી પાછો વળી જતો હોય તો ભલે અરીસામાં જોઇ લેતો!

રાજકવિ—તો હું કહું બાદશાહી કાસદને? મારી રાહ જોતો દરવાજે ઊભો છે!

ગોરાકાકા—બારોટજી! દગો તો નહિ હોય ના?





રાજકવિ—એકલો આવવાનું કબૂલ કરે છે—પછી શું દગો કરશે? ને દગો કરશે તો એ વહેલો ટળશે.

ગોરાકાકા—ભલે ત્યારે કાસદને એ પ્રમાણે કહી આવો. હું પણ ભીમસિંહજીને વાત કરું.

[ ૨ ]

રાજકવિ—અમારા રાજકવિના 'આ કેવા ભાગ્યલેખ છે? બાદશાહી કાસદને મેં કહ્યું, બાદશાહ એ પ્રમાણે આજે આવ્યો પણ ખરો, હમણાં સુધી બધું ઠીક હતું...હમણાં જ પેલો એક બાદશાહી કાસદ દોડીને મને સમાચાર આપી ગયો, કે તમારા ભીમસિંહ કેદમાં છે! છોડાવવા હોય તો પદ્મિની રાણી પોતે આવે! ઝાંઝ તો એવી ચડી કે એક ઘાએ એના બે ટુકડા કરી નાખું! પણ એને મારવાથી શું થાય? ભીમસિંહજી ઉદારતા બતાવવા ગયા—ને વિશ્વાસે ડુબ્યા. છેક બાદશાહની છાવણી સુધી એને વળાવવા સુધી એને વળાવવા ગયા! એવું કોઈ કરે?

આગળના અમે ત્યાં તરત સંકેત પ્રમાણે સૈનિકો ઘેરી વળ્યા હોય એમ લાગે છે. હવે એ જંજીરમાં પડયા છે—ને ગોરાકાકાને પદ્મિની દેરી બોલાવે છે. પણ એમને હવે છોડાવવા શી રીતે? આ ગોરાકાકા આવ્યા. લ્યો ગોરાકાકા! આ તો ભારે દગો થયો છે!

ગોરા—મેં તો પહેલેથી જ ના પાડી હતી. એના તે પડછાયાનો પણ વિશ્વાસ હોય?

રાજકવિ—પણ હવે શું કરવું છે?

ગોરા—પદ્મિની કાકીને મળી તો આવું.

રાજકવિ—હા, હા, જઇ આવો. હું પણ બધે સમાચાર તો આપું.

ગોરા—હા ભલે, હું પણ જાઉં છું.

[ ૩ ]

પદ્મિની—ગોરાકાકા! તમે સાંભળ્યું નાં? મેં મહારાજને સમજાવ્યું હતું હો! પણ પોતે કહે, જો હજારો સશસ્ત્ર સૈનિકોની ચોકીમાં બાદશાહ એકલો આવતાં ડર્યો નહિ, તો આપણે એને એના શિબિર સુધી મૂકવા જતાં શા માટે વિશ્વાસ ન મૂકીએ? અને એ વાતની હાંસી કેટલી થાય! હવે પરિણામ આ આવ્યું! પેલો ગાંડો રાજકવિ જ ખબર આપી ગયો કે મહારાજને તો ત્યાં છાવણીમાં નજરકેદ કર્યા છે!

ગોરા—નજરકેદ એ તો બહુ જ મોળો શબ્દ વાપર્યો. મહારાજ તો ત્યાં સશસ્ત્ર સૈનિકોની ચોવીશે કલાકની ખડી ચોકીમાં છે! જે પળ જાય છે તે દરેક પળ, મહારાજના જીવનની કસોટીની પળ છે!

પદ્મિની—ગોરાકાકા! આ તમારો બાદલ આવ્યો. એને કહો સૈનિકોને, સરદારોને, સામંતોને, રાવ-રાણાઓને તમામને ખબર કરે. મહારાજની એક પળ કેવી જતી હશે એ વિચાર કરતાં મારું હૃદય કંપે છે. કાલે હું પોતે બાદશાહી છાવણી ઉપર હલ્લો લઇ જવાની છું. કાં આ પાર ને કાં પેલે પાર!

ગોરા—[હસીને] ચિતોડગઢમાંથી હજી રજપૂતો ખુટયા નથી કાકી! કે તમારે સૈન્યને દોરવું પડે! જુદ્ધ એ તો અમારા જેવા નિર્માલ્ય રજપૂતોનો ધર્મ છે. તમારે લલાટે તો દેવીઓ! જૌહર લખાયેલું છે. જુદ્ધ એ તો જૌહરના પ્રમાણમાં નાનકડી છોકરીઓની રમત છે! અને રજપૂતોએ જુદ્ધ ઘણાં કર્યાં, હવે જુકિત કરવી પડશે!

પદ્મિની—પણ ત્યારે મહારાજને ત્યાં જીવતું મૃત્યુ મળે તે જોયા કરવું એમ! બાદશાહનો શો સંદેશો છે?

ગોરા—તે તમારે સાંભળવા જેવો નથી.

પદ્મિની—તોપણ......

ગોરા—તોપણ—એ કે રાજકવિને કાસદ કહી ગયો, બાદશાહ મહારાજને તો છોડે જો...

પદ્મિની—સમજી છું બાદશાહી જનાનામાં દાખલ થાઉં તો? કાં? એમ જ છે નાં?

ગોરા—હા, છે તો એમ જ.

પદ્મિની—ગોરાકાકા, બાદશાહે આંહીં આવવાનું કહેવરાવ્યું ત્યારે જ તમે તો કહ્યું હતું કે આ ખોટું થાય છે. પ્રતિબિંબ જોઇને એ પાછો



ફર્યાં, ત્યારે પણ તમે કહ્યું હતું કે એની છાવણી સુધી આપણે ન જવું. પણ એના શબ્દો એટલા વિશ્વાસપ્રેરક હતા, એણે મહારાજની મૈત્રી બાંધવાની એવી એવી વાતો કરી હતી કે, મહારાજ છાવણી સુધી ગયા. અને ગયા તેવા નજરકેદ થયા. એક પળ પણ વિચારવાની એમને મળી નથી! હવે મને તો એક જ રસ્તો દેખાય છે. મહારાજનું જીવન તો બચે!

**ગોરો**–શું?

**પદ્મિની**–હું જાતસમર્પણ કરું, ગોરાકાકા! બીજો કોઈ ઉપાય નથી. પળેપળ કિંમતી છે. બાદશાહને કહેવરાવો. હું બાદશાહી છાવણીમાં આવવા માટે તૈયાર છું! પણ મહારાજને છોડો!

**ગોરો**–અરે! આ શું હું સિંહલદ્વીપની કુંવરીને બોલતાં સાંભળું છું? આ શું હું મેવાડની રાણીનો શબ્દ સાંભળું છું? ચિતોડગઢ ધ્રૂજી જાશે, દીકરી! આ કોઈ રજપૂતાણીનો શબ્દ નથી!

**પદ્મિની**–સાંભળો ગોરાકાકા! જરા શાંતિથી સાંભળો. તમે જ હમણાં શું કહ્યું હતું? જુક્તિનું કહ્યું હતું નાં? હું ત્યારે બાદશાહની છાવણીમાં જવાની છું, પણ એકલી નહિ. મારી સાથે તો સાતસો મ્યાના આવશે. પણ જુઓ, ગોરાકાકા! આ સાતસો મ્યાનામાં મારી દાસીઓ બેઠી હશે. એક એકમાં ચાર ચાર. હું પણ મહારાણી મેવાડની છું. બાદશાહી છાવણીમાં મારા ગૌરવને શોભે એટલાં દાસદાસી ને ઠાઠમાઠ લઈને જવાની છું. સમજ્યા? સમજી ગયા?

**ગોરો**–પૂરેપૂરું નહીં, પણ કાંઈક સમજાય છે ખરું.

**પદ્મિની**–ત્યારે હવે પૂરું સમજો કાકા! હવે આપણે આપણું કામ પૂરું કરીએ. જુઓ આ સાતસો મ્યાના ઉપાડવાવાળા છ છ ભોઈઓ હશે. હિસાબ ગણો. સાત હજાર થયા નાં? બાદશાહ અલાઉદ્દીન ભલે એમ માને કે પંખી આપણા માળામાં આવે છે! પણ આપણે તો કાકા! પંખીને ઉડાડી મૂકવા જવાનું છે. જાઓ ત્યારે, સાતસો મ્યાના તૈયાર કરાવો. પણ જોજો કાકા! એને જરીવસ્ત્રોથી શણગારવામાં પાછી પાની ન કરતા આ તો રણમહોત્સવ છે.

**ગોરો**–રણમહોત્સવ? તમે શું કહો છો, કાકી?

**પદ્મિની**–હું ઠીક કહું છું. આ જ રણમહોત્સવ છે, એટલે કે મૃત્યુમહોત્સવ. અને તેથી જ જે દાસીઓને મ્યાનામાં મૂકો તે ચૂંટી ચૂંટીને મૂકજો. ભોઈઓ પસંદ કરો તે પણ ટકોરો વગાડીને લેજો. તમારા એ એકેએક સૈનિકને માટે આ કેસરિયા જુદ્ધનું આમંત્રણ છે!

**ગોરાકાકા**–બાદશાહ અલાઉદ્દીનને ચિત્તોડના જોદ્ધાઓએ જુદ્ધ તો બતાવ્યું!

**પદ્મિની**–અને જુવતીઓ હવે જુક્તિ બતાવશે!

**ગોરાકાકા**–એટલે જુદ્ધ, જુક્તિ અને જૌહરનો લહાવો એમને આપવો છે એમ?

**પદ્મિની**–હા, એમ જ છે. પણ પણ જોજો હોં, આ જુક્તિ વહેલી ન ફૂટે. નહીંતર એ છ સાત હજાર બહાદુર સૈનિકોનાં જીવન જોખમાઈ જશે. બાદશાહી છાવણીમાં પહોંચ્યા પછી હું મહારાજને વિદાય વેળાની છેલ્લી છેલ્લી મળવા જઈશ. ત્યારે તો એ શિબિરની આસપાસ કોઈ ચકલુંય આડું ઊતરવું ન જોઈએ! બાદશાહને કહેવરાવો, કાકા! જો આ શરતોનું અક્ષરેઅક્ષર પાલન થાય તો પદ્મિની ત્યાં આવવા તૈયાર છે! રજપૂતોને મન જનાનો કેટલી પવિત્ર વસ્તુ છે, એ એને લખજો. કાકા! એક પણ દાસીનું જો અપમાન થશે, તો હું ત્યાંથી જ પાછી ફરી જઈશ! તમે તૈયારી કરો, કાકા! હું પણ પણ તૈયારી કરું છું!

[૪]

**રાજકવિ**–હું રાજકવિ! કેટલાં કેટલાં કાવ્યો હમણાં હમણાંનો જોઈ રહ્યો છું! આ જ છેલ્લું મહાકાવ્ય નજરોનજર દીઠું! બાદશાહી છાવણીની આસપાસથી ચોકીપહેરો ઉડાવી લેવામાં આવ્યો





હતો. પદ્મિનીદેવી ત્યાં પહોંચ્યાં, મહારાજને મળ્યાં. અને એક મ્યાનામાં મહારાજ સાથે જ એ તો તરત પાછાં ફર્યાં. મહારાજનો મ્યાનો તો જવા દેવાનો હતો એટલે કોઈએ તેની રોકટોક કરી નહિ. પણ વખત થતો ગયો ને દેવી પદ્મિની તો નજરે ચડ્યાં નહિ, એના મ્યાનાઓ ત્યાં પડ્યા હતા, એટલે બાદશાહે કહેવરાવ્યું કે, આ તો બહુ વખત જાય છે. જવાબ મળ્યો કે હજી તૈયાર થાય છે! વખત થયો એટલે ફરી કહેવરાવ્યું. ત્યારે તો......કેવાં દેવી ને કેવી વાત! ત્યાં તો મારી માતા દુર્ગાભવાનીની રણહાક સાંભળવા મળી ને સૌ ચોંકી ગયા! ને પછી તો જેમ આડાવળાનાં વજ્જર ખડકો છૂટે તેમ ત્યાં સૈનિકો છૂટ્યા! હું નજરોનજર એ જોઈને આવ્યો છું. પણ આ છોકરડો બાદલ ક્યાં દોડ્યો જાય છે? દેવી પાસે જ જતો લાગે છે. કાંઈક નવાજૂની લાગે છે. હું પણ પાછળ જાઉં!

**પદ્મિની**—અરે બાદલ! ક્યાંથી રણક્ષેત્રમાંથી? તારા કાકા કેવી રીતે લડ્યા એની માંડીને વાત કરીશ, બેટા?

**બાદલ**—અરે કાકી! એ જુદ્ધ તો એવું હતું કે જાણે અમે ખેતરમાં ઠૂંડાં કાપવા નીકળ્યા! અરે કાકી! આવું યુદ્ધ તો જિંદગીમાં નો'તું દીઠું! એ જુદ્ધ જેણે જોયું એ ધન્ય થઈ ગયો. એમાં મર્યો તે દેવ થઈ ગયો!

**પદ્મિની**—હા, બેટા! આવું જુદ્ધ તો જિંદગીમાં નો'તું દીઠું, પણ હવે અમારોયે સામો આવ્યો છે. જા બેટા! જા! રણનાં દુદુંભિ પાસે વાગી રહ્યાં છે. પેલી દાસીઓને મોકલતો જા...'

**દાસી**—માતાજી! મને બોલાવી?

**પદ્મિની**—હા. રજપૂતાણીઓને કહેવરાવો કે કાલે સવારે સૂર્ય ઊગતાં જ જોહરની તૈયારી કરે. આપણે જૌહર કરવાનું છે. દક્ષિણ દરવાજેથી આજે દુશ્મન સૈન્ય પેસી ગયું હતું. હવે રોકાયું નહીં રોકાય. તમામ રજપૂતોએ કેસરિયાં કર્યાં છે. આપણે જૌહર કરવાનું છે...જા...

[૫]

**રાજ**—અરે! રાજકવિ આ તું શું જુએ છે? ઘેર ઘેરથી રજપૂતાણી આવીને જોહર કરવા ખડી ઊભી છે! મહારાણી પદ્મિની તો સૌને મોખરે છે. મને થાય છે કે હું તે આ સ્વપ્ન દેખું છું કે ભીષણ સત્ય? જુઓને, ત્યાં અગ્નિકુંડને કિનારે ઊભેલી સેંકડો રજપૂતાણીઓ! મારા રોમરોમમાંથી જાણે એક આર્ત્ત પ્રાર્થના નીકળે છે, 'હે દેવ એકલિંગજી! મારી વાણીને તું પોતે આવીને હવે શબ્દો પૂરા પાડે તો, બીજું કોઈ કાવ્ય નહીં, આજે આ ભીષણ કાવ્ય જે મેં જોયું તે, દુનિયાને હું કહેતો તો જાઉં! બાકી આ વર્ણનાતીત વસ્તુનું હું શું વર્ણન કરવાનો હતો? મારી વાણીમાં એ બળ જ ક્યાંથી હોય? અને છેવટે મેં જે જોયું તે?...

મહારાણી પદ્મિની ત્યાં ઊભી હતી. દૂર દૂરની ડુંગરમાળાઓ ઉપર એની નજર હતી. આકાશના સાંધ્ય રંગોએ એની દેહને શણગાર આપ્યો હતો. એની આંખમાં અલૌકિક તેજ હતું. શરીરના રોમરોમમાંથી શાંત અગ્નિ પ્રગટી રહ્યો હતો. એની સામે એ જ ગોરાકાકાનો અવાજ સંભળાતો હતોઃ "જૌહરને હિસાબે જુદ્ધ એ તો એક નાનકડી રમત છે, દીકરી!" પદ્મિનીનો અનુપમ, વજ્જર સમો પ્રાણવાન દેહ ત્યાં ઊભો હતો. રાખ થઈ જવાની આગલી સાંજે એ આ જ પ્રમાણે ઊભી હતી; મારી આંખમાં બેસી ગયેલી એ પ્રાણવાન પ્રતિમા—એને સરજવાનું ભગવાન મને બળ આપે, તો મારી જિંદગી પણ સફળ થઈ જાય. જય હો—આવી ભીષણ નિશ્ચયી પ્રાણવાન પ્રતિમાનો!×

× ઑલ ઇંડિયા રેડિયો અમદાવાદના સૌજન્યથી.

★

## ઔરંગઝેબનો અમલ અથવા પહેલી મુસ્લિમ પ્રતિક્રાન્તિ (૧૬૫૮—૧૭૦૭)

### પ્રકરણ ૯મું
### આલમગીર ઔરંગઝેબ

શાહજહાંના ચાર પુત્રોમાંથી સૌથી મોટો દારા એના પિતાનો માનીતો હતો. પણ એ, પોતાના બાપની ધર્માંધતાથી તદ્દન મુક્ત હતો. એ અમીરી સ્વભાવનો રાજકુમાર ધર્મની બાબતમાં બરાબર અકબર જેવા વિચારો ધરાવતો હતો, એટલું જ નહિ, પણ પાંડિત્યની દૃષ્ટિએ જોઇએ તો મધ્યયુગે સર્જેલા ગણ્યા ગાંઠ્યા પ્રથમ પંક્તિના પંડિતો સાથે એનું સ્થાન છે. એણે વેદાંત, તલમુદ, બાઇબલના નવા કરાર અને સૂફી સાંપ્રદાયના લેખકોનાં સઘળાં પુસ્તકોનો અભ્યાસ કર્યો હતો. એ અરબી, ફારસી અને સંસ્કૃત એ ત્રણે ભાષાઓનો પ્રખર વિદ્વાન હતો. સંસ્કૃત અને હિંદુ ધર્મનો અભ્યાસ કરવા માટે એ ખાસ બનારસ જઇને બ્રાહ્મણો અને હિંદુ સાધુસંતો પાસે અનેક વર્ષ રહ્યો હતો, તેમજ એણે અનેક બ્રાહ્મણો અને હિંદુ વિદ્વાનોને ઇનામ અકરામો અને જમીન જાગીરો આપીને પ્રસન્ન કર્યા હતા. કેટલાક બ્રાહ્મણ વિદ્વાનોની મદદથી એણે અથર્વવેદ, ઉપનિષદો, ભગવદ્‌ગીતા અને યોગવાશિષ્ઠ રામાયણનાં સંસ્કૃતમાંથી ફારસીમાં ભાષાંતરો કર્યાં. એ ઉપરાંત એણે પોતે હિંદુ તત્ત્વજ્ઞાનની પરિભાષા ઉપર એક સ્વતંત્ર પુસ્તક લખ્યું હતું. આ બધાં પુસ્તકો બગદાદ અને ઇસ્તમ્બુલને રસ્તે યુરોપ પહોંચ્યાં. આ આ પુસ્તકોએ પહેલીવાર યુરોપના વિદ્વાનોને હિંદુઓના અમૂલ્ય સંસ્કારધનનો પરિચય કરાવ્યો.

આ ઉપરાંત એણે મુસ્લિમ સંતોની સાલવારીનું એક પુસ્તક તેમજ સૂફી તત્ત્વજ્ઞાન વિષે કેટલાક ગ્રંથો લખ્યા હતા. એની આ બધી પ્રવૃત્તિઓથી સ્વાભાવિક રીતે જ મુસ્લિમ સમાજ અસંતુષ્ટ રહેતો, અને એને ધર્મદ્રોહી કાફર માનતો. પણ વાસ્તવિક રીતે જોતાં એને પણ અકબરની પેઠે ઇસ્લામ પર શ્રદ્ધા હતી, માત્ર એના કર્મકાંડ અને બાહ્યવિધિઓ પ્રત્યે આસક્તિ નહોતી. એની ઇચ્છા એના દાદા અકબરની પેઠે સૌ ધર્મોનાં સારાં, સમાન અને સુંદર તત્ત્વો શોધી એમનો સમન્વય કરવાની હતી. આમ કરવામાં એ કેવળ સૂફી સંપ્રદાયની સમન્વયદષ્ટિ રજૂ કરતો હતો. અને સૂફી સંપ્રદાય એ તો ઇસ્લામનું એક માન્ય અને પ્રતિષ્ઠિત જીવનદર્શન હતું.

મોગલાઇના ચમનમાં ખીલેલાં બે સુવાસિત ગુલો ખુશરૂ અને દારા, આ સંસારમાં પોતાની બહાર ફેલાવ્યા પહેલાં જ ચીમળાઇ ગયાં. દારા શિકોહની જીવનકથાનો લેખક વાજબી રીતે જ કહે છે કેઃ "એમ કહેવામાં ભાગ્યેજ અતિશયોક્તિ છે કે, જો કોઈ વ્યક્તિને હિંદમાં ધાર્મિક શાંતિના પ્રશ્નનો ઉકેલ લાવવો હોય, તેણે દારાએ પોતાનું કામ જ્યાંથી અધૂરું મૂક્યું છે, ત્યાંથી શરૂ કરવું જોઇએ, અને એ રાજકુંવરે આંકી આપેલે માર્ગે આગળ વધવું જોઇએ."

પણ બીજી બાજુ, "જો એ દિલ્હીના સિંહાસન ઉપર બેઠો હોત તો એ યુગની કેળવણીનું સ્વરૂપ, અને એની સાથે હિંદનું ભાગ્ય પણ સાવ જુદી જ રીતે ઘડાયાં હોત" એ પ્રકારનો સર વિલિયમ સ્લીમેને આ કમનસીબ રાજકુંવરની કબર આગળ આપેલો અભિપ્રાય ખાસ પ્રતીતિકર લાગતો નથી. જહાંગીરના સમયથી જેનો વિનિપાત શરૂ થઇ ચૂક્યો હતો, એ સંસ્કૃતિને ફરી ઊંચે ચઢાવવાનું સામર્થ્ય દારાના વ્યક્તિત્વમાં નહોતું દારા એક સજ્જન, સંસ્કારી, વિદ્વાન અને ખાનદાન રાજકુમાર હતો. પણ સૌજન્ય, સંસ્કારિતા, વિદ્વત્તા અને ખાનદાનીથી સામ્રાજ્યો સર્જાતાં કે સચવાતાં નથી. એને માટે તો પહેલી જરૂર સામર્થ્યની છે. અને એ રીતે જોતાં શાહજહાંના સઘળા પુત્રોમાં ઔરંગઝેબ સૌથી વિશેષ શક્તિશાળી હતો એ નિર્વિવાદ છે.

અકબરના સંસ્કારો દારામાં ઊતર્યા હતા, અને એની શક્તિઓ ઔરંગઝેબમાં ઊતરી હતી. શક્તિએ સંસ્કારની કતલ કરીને પહેલી મુસ્લિમ પ્રતિક્રાન્તિનો પાયો નાખ્યો.

આ દેશમાં આવ્યા પછી, ઇસ્લામી સંસ્કૃતિએ મોગલયુગમાં પોતાની સર્જકશક્તિની પરાકાષ્ઠા બતાવી હતી. અકબરના રૂપમાં પોતાનો સર્વશ્રેષ્ઠ





પુરુષ, અને તાજમહાલના રૂપમાં પોતાનું સર્વશ્રેષ્ઠ સ્થાપત્ય એણે સર્જ્યું હતું. અકબર કરતાં મહાન માણસ, અને તાજમહાલ કરતાં વધુ સુંદર ઇમારત, સર્જવાનું કામ એ સંસ્કૃતિના ગજાઉપરવટનું હતું, એટલે સ્વાભાવિક રીતે જ એ સંસ્કૃતિ વિસ્તરતી અટકી અને એણે સંકોચાવા માંડયું. એ સંકોચનું પહેલું પરિણામ આલમગીર ઔરંગઝેબ !

એક સંસ્કૃતિ સંકોચાવા માંડી, એટલે એણે જગદ્દગુરુ શંકરાચાર્ય સર્જ્યા, બીજી સંસ્કૃતિ સંકોચાવા માંડી એટલે એણે આલમગીર ઔરંગઝેબ સર્જ્યો.

જ્યારે પશ્ચિમ યુરોપના દેશોના કોલમ્બસથી કેપ્ટન કૂક સુધીના સાહસિક વહાણવટીઓ પોતાના વિશ્વનો પરિઘ વિસ્તારવામાં ગુલતાન હતા, ત્યારે હિંદુઓનું જગત અને મુસ્લિમોની આલમ હિંદના ચાર ખૂણામાં જ સમાઇ જતાં હતાં.

આલમગીર ઔરંગઝેબે શરૂ કરેલી પહેલી મુસ્લિમ પ્રતિક્રાન્તિ પૂરાં પચાસ વર્ષ ચાલી. મુસ્લિમ સંસ્કૃતિએ આ દેશમાં કરેલી સઘળી પ્રતિક્રાન્તિઓમાં સૌથી વિશેષ વીર્યવાન એવી આ પહેલી પ્રતિક્રાન્તિ હતી. બાહ્ય રીતે જુઓ તો આ પ્રતિક્રાન્તિ માટે કોઈ વાજબી કારણ નહોતું. આ દેશમાં મુસ્લિમ સંસ્કૃતિનાં અને મોગલ સામ્રાજ્યના મૂળ ઊંડાં ગયાં હતાં. હિંદુ સંસ્કૃતિનો સડો ચાલુ જ હતો. એને નવું જીવન આપવામાં અકબર માત્ર અમુક હદ સુધી જ ફાવ્યો હતો. વાઘ જેવા રજપૂતો મોગલોના ઘરની પાળેલી બિલાડીઓ જેવા થઈ ગયા હતા. મોગલ શહેનશાહની હાક દેશપરદેશમાં વાગતી હતી, એટલુ જ નહિ, પણ ગાદી હાથ કરતી વખતે ઔરંગઝેબે પોતાની જાતને હિંદમાં સર્વશ્રેષ્ઠ સેનાપતિ તરીકે તેમજ એક ખટપટી અને કાવતરાખોર મુત્સદ્દી તરીકે સાબિત કરી હતી.

એટલે કોઇપણ બાહ્ય વજૂદવાળું કારણ મોજુદ ન હોવા છતાં, આ દેશના સઘળા બિનમુસ્લીમો સામે જે પહેલી મુસ્લિમ પ્રતિક્રાન્તિ થઇ, એના આંતરિક કારણો આપણે તપાસવાં રહ્યાં. આપણે આગળ જોઇ ગયા તેમ અકબરના સમયથી મુસ્લિમ સંસ્કૃતિનો આત્મા અને શાહજહાંના સમયથી એ સંસ્કૃતિનો દેહ જડ થતા ચાલ્યા હતા. એટલે આ મરતી સંસ્કૃતિએ આત્મરક્ષણ માટે પહેલી પ્રતિક્રાન્તિ કરી. શંકરે જેમ પડતી શ્રમણ સંસ્કૃતિ પર પ્રહાર કર્યો તેમ ગરીબ ગાય જેવી હિંદુ સંસ્કૃતિ પર ઔરંગઝેબે પોતાની સમશેર ચલાવી પણ બે પરિસ્થિતિ વચ્ચે કેટલોક તફાવત હતો. શ્રમણ સંસ્કૃતિમાં પ્રતિક્રાન્તિ કરવા જેટલું દૈવત નહોતું, જ્યારે સામે પક્ષે હિન્દુ સંસ્કૃતિમાં એટલું સામર્થ્ય બાકી રહ્યું હતું. "આંતરી બિલાડી વાઘ થાય." એ ન્યાયે આ સમશેરબાજ શહેનશાહ સામે રજપૂતો, શીખો, મરાઠાઓ, જાટો અને સતનામીઓએ પોતપોતાની સમશેરો ખેંચી એને સમજણ પાડી કે હિંદુ સંસ્કૃતિ હતપ્રાણ થઇ ગઇ છે, પણ નિષ્પ્રાણ નથી થઈ.

ઔરંગઝેબનો રાજ્યકાળ બે સરખા હપતામાં વહેંચાઇ જાય છે. પહેલાં પચીસ વર્ષ એની પ્રવૃત્તિનું કેન્દ્ર ઉત્તર હિંદ હોય છે. છેલ્લાં પચ્ચીસ વર્ષ એની પ્રવૃત્તિનું કેન્દ્ર દક્ષિણ હિંદ હોય છે.

તાજમહાલના સર્જન અને દારાની કતલથી ઇસ્લામનો સુવર્ણયુગ પૂરો થાય છે, અને કથીરયુગ શરૂ થાય છે. પહેલી હિંદુ પ્રતિક્રાન્તિમાં શંકરાચાર્યે જેમ શુદ્ધ વૈદિક ધર્મનો જીર્ણોદ્ધાર કરવાનો પ્રયત્ન કર્યો, તેમ ઔરંગઝેબે પહેલી મુસ્લિમ પ્રતિક્રાન્તિમાં ઉત્ક્રાન્તિયુગના સમન્વય સંસ્કારો ભૂંસી નાખીને શુદ્ધ ઇસ્લામનો જીર્ણોદ્ધાર કરવાનો પ્રયત્ન કર્યો.

ઔરંગઝેબ બે વાર ગાદીએ બેઠો. પહેલીવાર આગ્રા કબજે કર્યા પછી, બીજીવાર પોતાના નિર્ણયાત્મક વિજયો પછી જૂન ૧૬૫૯માં એણે ભારે ઠાઠમાઠ સાથે રાજ્યારોહણ કર્યું. એના નામનો મસ્જિદોમાં ખુત્બા પઢાયો અને એણે આલમગીર, પાદશાહ, અને ગાઝીના ત્રિવિધ ઇલકાબો ધારણ કરીને પોતાના ધર્મલોભ, રાજ્યલોભ, અને ધનલોભને છુટ્ટા મુકી દીધા.

ઔરંગઝેબનું પોતાનું ખાનગી જીવન સાદું, શુદ્ધ, સરળ અને સખત હતું. એણે ગાદી મેળવ્યા



પછી કુરાનના કાયદા મુજબ એક ચુસ્ત સુન્ની તરીકે રાજ ચલાવવાનું શરૂ કર્યું. કાફર દારાની કતલ કરી, બિનસુન્ની રાજ્યો સામે જેહાદ શરૂ કરી. પોતાના જન્મદિવસ અને રાજ્યારોહણના દિવસના ઉત્સવો તદ્દન સાદા કરી નાખ્યા. ઝરૂખાદર્શન, તુલાદાન, અને નવરોઝની હિંદુ અને પારસી પ્રથાઓ બંધ કરી. સાક્ષરો, ચિત્રકારો, સંગીતનેતાઓ અને કલાકારોનો રાજ્યાશ્રય બંધ કરી જોષીઓને હાંકી કઢયા.

સિક્કાઓ ઉપર પાડવામાં આવતો કાલિમા (મુસ્લિમ ધર્મમંત્ર) વિધર્મીઓ ખરાબ કરે એ ભયથી એણે એ છાપવાનું બંધ કર્યું. અકબરના સમયનું ધાર્મિક અને નૈતિક સ્વાતંત્ર્ય પ્રજા પાસેથી ખૂંચવી લઇને એણે ધર્મપ્રચાર અને નૈતિક સુધારણાનો પોતાનો પ્રયોગ શરૂ કર્યો. કડક દારૂબંધી અને ભાંગબંધી કરી. નર્તકીઓ અને ગણિકાઓને કાં તો પરણી જવાનો કે પછી રાજ ખાલી કરવાનો હુકમ કર્યો. બીભત્સ ગીતો અને સ્ત્રૈણ પોશાકો ઉપર પ્રતિબંધ મૂક્યો. હિંદુઓના ધાર્મિક અને સામાજિક ઉત્સવો બંધ કરાવ્યા. સતી થવાની મનાઈ કરી. યાત્રાવેરા અને જજીયાવેરાને જીવતા કર્યા, અને જે મુસ્લિમ બને એમને એમાંથી માફી આપી.

ઔરંગઝેબને ખબર મળી કે કાશીમાં બ્રાહ્મણો પાસે અનેક મુસ્લિમો હિંદુ ધર્મશાસ્ત્રો શીખવા માટે જાય છે; એટલે તુર્ત જ એણે બનારસ ઉપર લશ્કર લઈ સવારી કરી કાશીવિશ્વેશ્વરનું પ્રખ્યાત દેવળ તોડયું, અને પુસ્તકાલય બાળ્યું, અને બીજાં અનેક મંદિરો જમીનદોસ્ત કરી, એ પ્રખ્યાત મંદિરની જગ્યાએ પહેલી મુસ્લિમ પ્રતિક્રાન્તિની વિજયપતાકા જેવી એક મસ્જિદ ચણાવી.

મહમ્મદ બિન કાસીમથી ઇબ્રાહીમ લોદીના સમય સુધી મક્કાની આક્રમક અને કાશીની સંરક્ષક એમ બન્ને સંસ્કૃતિઓ પરસ્પર અમાનુષી ઝનૂનથી અથડાયા કરી. આ બે સંસ્કૃતિઓના સંઘર્ષમાંથી મોગલોએ દિલ્હીની સમન્વયલક્ષી સંસ્કૃતિ રચી. પણ ઔરંગઝેબના સમયથી આ ઝગડાનું સ્વરૂપ બદલાયું અને મક્કા અને કાશીનું સ્થાન દિલ્હી અને કાશીએ લીધું, જે આજ સુધી ચાલુ છે. આજનો હિંદી ઉર્દૂનો ઝગડો એ કાશી અને દિલ્હીનો ઝગડો છે, લોકભાષા અને રાજભાષાનો ઝગડો છે.

પોતાની પ્રજાની ધાર્મિક અને નૈતિક ઉન્નતિ કરવાના ઔરંગઝેબના પ્રામાણિક પ્રયત્નોનું પરિણામ એ આવ્યું કે, આ દેશની અનેકરંગી પ્રજા એની શુભનિષ્ઠા સમજી શકી નહિ, અને હિંદુઓએ ઠેરઠેર સામ્રાજ્યની સામે શસ્ત્રો ઉપાડયાં.

સૌથી પહેલાં મથુરા જિલ્લાના જાટો પોતાના નેતા ગોકલની સરદારી હેઠળ ઊઠયા અને એક વરસ સામ્રાજ્ય સામે ઝઝૂમ્યા. છેવટે હસનઅલી ખાનની સરદારી હેઠળ આવેલા મજબૂત મોગલ લશ્કરે આ બળવો કચડી નાખ્યો, ગોકલને મારી નાખ્યો, અને એના કુટુંબને બળાત્કારે મુસ્લિમ બનાવ્યું, અને મથુરાનાં મંદિરો તોડીને એને તારાજ કર્યાં.

આ રીતે ચોથીવાર ઈ. સ. ૧૬૬૯–૭૦માં મથુરા મુસ્લિમ ધર્માંધતાનો ભોગ બન્યું.

બળવો કચડાયો પણ જાટો તો જીવતા હતા. તેઓ બીજીવાર રાજારામની સરદારી હેઠળ ઈ. સ. ૧૬૮૫માં ઊઠયા. ઈ. સ. ૧૬૮૮માં અકબરની સિકંદ્રાની કબર લૂંટી. રાજારામ હાર્યો અને માર્યો ગયો, અને ઈ. સ. ૧૬૯૧માં એ બળવો શમ્યો.

પણ ટૂંક સમયમાં જ ચુરામનની વધુ સમર્થ સરદારી હેઠળ જાટો ત્રીજીવાર ઊઠયા. ચુરામને છિન્ન-ભિન્ન જાટોને એક જબરી લશ્કરી સત્તામાં ફેરવી નાખીને ઔરંગઝેબના મરણ પછી મોગલો સામેનો વિગ્રહ ચાલુ રાખ્યો.

મોગલો સામે બીજો સશસ્ત્ર બળવો બુંદેલખંડના છત્રસાલે કર્યો. ઔરંગઝેબની ધર્માંધ રાજનીતિથી ઉશ્કેરાયેલા બુંદેલખંડ અને માળવાના હિંદુઓએ, શિવાજીના જીવન અને કાર્યમાંથી પ્રેરણા પામેલ આ હિંદુ ધર્મવીરને પૂરેપૂરો સાથ આપી એના સાહસને સફળ બનાવ્યું. મોગલો સામે એણે અનેક વિજયો મેળવ્યા, અને છેવટે પૂર્વ માળવામાં પોતાનું સ્વતંત્ર રાજ્ય કોતરી કાઢયું.

ત્રીજો બળવો સતનામીઓએ કર્યો. પણ આ અણઘડ ખેડૂતો મોગલોના તાલીમ પામેલ સૈન્ય સામે જોતજોતામાં કચડાઇ ગયા, અને એમનામાંના મોટા ભાગના માર્યા ગયા.

સામ્રાજ્યના ચોથા શત્રુઓ શીખો થયા. શીખ સમ્પ્રદાયની સ્થાપના ગુરુ નાનકે પંદરમી સદીમાં કરેલી એનો ઉદ્દેશ બધા ધર્મોનાં મૂળતત્ત્વોની એકતા અને સત્યનો સ્વીકાર કરીને એમની વચ્ચે સમન્વય સ્થાપવાનો હતો. શીખ–સંપ્રદાય શરૂઆતમાં રાજકારણથી અલિપ્ત એવો એક ધર્મસંપ્રદાય હતો.

શહેનશાહ અકબરના સમકાલીન ગુરુ રામદાસ પ્રત્યે એ શહેનશાહને ઘણો જ આદર હતો. એણે એમને અમૃતસરમાં એક સરોવરવાળો જમીનનો ટુકડો આપ્યો, જેની ઉપર પાછળથી અમૃતસરનું પ્રખ્યાત મંદિર બંધાયું. એ જ રીતે પાંચમા ગુરુ અરજનમલને દર્શને પણ અકબર પ્રસંગોપાત્ત જતો, અને એમના પ્રત્યે આદર દર્શાવતો.

આ ગુરુમાં ભારે વ્યવસ્થાશક્તિ હતી. એના સમયમાં પંજાબમાં શીખધર્મનો ખૂબ ફેલાવો થયો. એણે એ ધર્મનું સંગઠન કર્યું, અને એણે એની અગાઉના ચાર ગુરુઓ અને મધ્યકાલીન હિંદુ–મુસ્લિમ સંતોનાં લખાણોમાંથી ચૂંટેલા ફકરાઓ ને કાવ્યો ભેગાં કરી "આદિ ગ્રંથ" સર્જ્યો. પાછળથી એનો વિસ્તાર થઇને એનું પરિવર્તન "ગ્રંથસાહેબ"-માં થયું.

એ ઉપરાંત આ ગુરુએ પોતાના ધર્મસમાજની અર્થનીતિ નક્કી કરી. પહેલાં અપાતા અનિશ્ચિત બદલે, એણે દરેક શીખને માથે પોતાના "આધ્યાત્મિક ફાળા" તરીકે અમુક રકમ આપવાની ફરજ પાડી.

પોતાના બળવાખોર કુંવર ખુશરૂને આશ્રય આપવા બદલ જહાંગીરે આ ગુરુનો વધ કરાવ્યો ત્યારથી પરિસ્થિતિ મુજબ શીખોના મોગલો સાથેના સંબંધો બગડતા અને સુધરતા રહ્યા.

અરજનમલના દીકરા અને શીખોના છઠ્ઠા ગુરુ હરગોવિંદે પોતાના લડાયક અને સાહસિક સ્વભાવને કારણે શીખોને શસ્ત્રસજ્જ કર્યા. એણે શરૂઆતમાં જહાંગીરના હાથ નીચે કાર્ય કરેલું, પણ પાછળથી પોતાના બાપનો દંડ ભરવાની ના પાડવા બદલ જહાંગીરે એને બાર વરસ સુધી ગ્વાલિયરના કિલ્લામાં કેદમાં રાખેલો. પાછળથી એણે શાહજહાં સામે બળવો કર્યો, પણ એ સરવાળે નિષ્ફળ ગયો.

નવમા ગુરુ તેગબહાદુરના સમય સુધીમાં તો અરજનમલની અર્થનીતિ અને હરગોવિંદની શસ્ત્રનીતિને કારણે મોગલ સામ્રાજ્યની અંદર શીખ રાજ્ય એ એક અર્ધસ્વતંત્ર રાજ્ય થઇ ગયું હતું.

આવી સ્થિતિમાં ઔરંગઝેબે પોતાનો પ્રતિક્રાન્તિ દ્વારા પૂર્વોદયનો પ્રયોગ શરૂ કર્યો. પરિણામ એ આવ્યું કે ગઇ કાલ સુધીના સામ્રાજ્યના મિત્ર ગુરુ તેગબહાદુરે ઔરંગઝેબની ધર્મનીતિ સામે પોતાનો વિરોધ જાહેર કર્યો, એટલું જ નહિ પણ કાશ્મીરના બ્રાહ્મણોને આ પ્રકારની ધાર્મિક ને નૈતિક જોહુકમી સામે માથું ઊંચકવા ઉશ્કેર્યા. આપખુદ ઔરંગઝેબ આવો વિરોધ સાંખી શકે એમ હતું જ નહિ. એણે તુર્ત જ તેગબહાદુરને દિલ્હી પકડી મંગાવ્યો. એને શાહી ફરમાન મળ્યું કે કાં તો પાક ઇસ્લામ સ્વીકારો કે પછી તમારું મસ્તક આપો.' ગુરુ તેગ બહાદુરે મઝહબ આપવાને બદલે મસ્તક આપ્યું. **सीर दिया सर ना दिया.**

ગુરુની શહીદીથી શીખો કચડાઇ જવાને બદલે વધુ સંગઠિત સબળ અને ધર્માગ્રહી બન્યા અને એમના નેતા સંગ્રામસંત ગુરુ ગોવિંદસિંહે ભીષ્મ-પ્રતિજ્ઞા લીધી કે :

जब चीडियांसे बाज लडाऊं,  
जब बकरीसे शेर लडाऊं,  
सवा लख्खसे एक लडाऊं,  
तब नाम गुरु गोविंद कहाऊं ॥

ગુરુ ગોવિંદસિંહનો લોખંડી ખડગધર્મ ઔરંગઝેબના મરણ સુધી ચાલ્યો. પોતાના જીવનના અંતકાળમાં આ સંતપુરુષને ત્રાસ દેવા બદલ ઔરંગઝેબને પશ્ચાત્તાપ થયો અને એણે સુલેહ ઇચ્છી, પણ ત્યારે કમનસીબે ઘણું જ મોડું થઇ ગયું હતું.

ઔરંગઝેબનો શીખો કરતાંય વધુ ઉગ્ર અને અસરકારક સામનો રજપૂતોએ કર્યો.



તે વખતે રજપૂતાનામાં મેવાડ, મારવાડ ને જયપુર એ ત્રણ આગેવાન રજપૂત રાજ્યો હતાં. ત્રણે ઔરંગઝેબની ધાર્મિક નીતિનાં કટ્ટર વિરોધી. એમાંથી દખ્ખણના વિજેતા અંબરપતિ રાજા જયસિંગનું દખ્ખણમાં જ સામ્રાજ્યની સેવામાં ઈ. સ. ૧૬૬૭માં મરણ થયું.

મારવાડના રાજા જસવંતસિંગ પ્રત્યે એની દારા સાથેની જૂની મૈત્રીને કારણે ઔરંગઝેબ પહેલેથી જ શંકાની નજરે જોતો હતો. એ કાંટો દૂર કરવા માટે ઔરંગઝેબે એને કાબુલ મોકલ્યો. ત્યાંની ખરાબ હવામાં એના બે પુત્રો મરણ પામ્યા. ત્રીજા પુત્ર પૃથ્વીસિંહને ઔરંગઝેબે દિલ્હી બોલાવી એની ઉપર વિષપ્રયોગ કર્યો. સામ્રાજ્યની સેવા કરતાં કરતાં પુત્રમરણના શોકથી જ એ વીર રજપૂત મર્યો. આ સમાચાર મળતાં જ ઔરંગઝેબે મારવાડ જપ્ત કરી, ઈંદ્રસિંગ રાઠોડ નામનાને રાજા તરીકે ગાદીએ બેસાડી એની આજુબાજુ મોગલ અમલદારો મૂકી એક પૂતળા સરકાર રચી. એટલામાં તો પોતાના પશ્ચાત્‌ પ્રસૂત પુત્રને લઈને જસવંતસિંગની વિધવા રાણી દિલ્હી આવી પહોંચી, અને જસવંતસિંગના સરદારોએ શહેનશાહ આલમગીરને વિનંતી કરી કે જસવંતસિંગની ગાદી ઉપર એના નવજાત શિશુ અજિતસિંગને બેસાડવો.

આ વિનંતીનો શાહી જવાબ એમ મળ્યો કે "કાં તો અજિતને મારા જનાનામાં ઉછેરો કે પછી એને મુસ્લિમ બનાવો, તો એને જોધપુરનું રાજ્ય આપવામાં વાંધો નથી." આ હડહડતું અપમાન ગળી જવાનું કામ શૂરવીર રજપૂતો માટે અશક્ય હતું, એટલે પોતાના બાલરાજાના રક્ષણ માટે, ઘેરઘેરથી તલવારો તાણીને, મોતને મુઠ્ઠીમાં લઈને રાઠોડ યોદ્ધાઓ આ રાષ્ટ્રીય કટોકટીને વખતે જો રાઠોડોને યોગ્ય નેતા ના મળ્યો હોત તો એક પ્રચંડ સામ્રાજ્યની સુવ્યવસ્થિત સત્તા સામે બળવો ઉઠાવનાર શૂરા રજપૂતોએ કેસરિયાં દ્વારા સામુદાયિક આપઘાત જ કર્યો હોત, અને એમનું મૂળ ધ્યેય ક્યાંય રખડી જાત.

પણ મારવાડને સદ્‌ભાગ્યે આ કટોકટીના કાળમાં વીર દુર્ગાદાસના રૂપમાં એક એવો નેતા પ્રગટ્યો કે જેનામાં રજપૂત શૌર્ય અને મોગલ મુત્સદ્દીગીરીનો સમન્વય થયો હતો. પૈસાથી ખરીદી ના શકાય, વૈભવથી આંજી ના શકાય, સત્તાથી કચડી ના શકાય, અને લશ્કરથી હરાવી ના શકાય એવા એ રાઠોડ યોદ્ધાને વશ કરવાનું કામ તો ઔરંગઝેબ જેવા સમર્થ સુલતાન માટે પણ લોઢાના ચણા ચાવવાનું કામ હતું.

ઔરંગઝેબની નીતિનો ખ્યાલ આવતાં જ, વીર દુર્ગાદાસ પોતાના મરણિયા રજપૂતોને લઈને શાહી સેના ઉપર તૂટી પડ્યો, અને તોફાનની અંધાધૂંધીનો લાભ લઈ, રાણી ને બાલકુંવરને લઈને રજપૂતાના તરફ રવાના થઈ ગયો. તુર્ત જ એનો પીછો પકડવા માટે શાહી ફરમાનો છૂટ્યાં. જુદાજુદા પ્રાંતોમાંથી લશ્કરો આવ્યાં, પોતાના ત્રણ રાજકુંવરો મુઆઝમ, આઝમ અને અકબરને ઔરંગઝેબે રજપૂતાનામાં રવાના કર્યાં, અને છેવટે પોતે જાતે ત્યાં જઈને આ સંગ્રામનું સૂત્રસંચાલન કરવા માંડ્યું.

સૌથી પહેલું જોધપુર પડ્યું ને લૂંટાયું; ત્યાં સુધીમાં તો રાણી ને કુંવર મેવાડ પહોંચી ગયાં હતાં. ઔરંગઝેબની ધાર્મિક જેહાદ સામે મારવાડના રાઠોડો સાથે મેવાડના સિસોદિયાઓએ હાથ મિલાવ્યા. એમને શિક્ષા કરવા માટે શાહી સેના મેવાડ રવાના થઈ. મેવાડના રાણાએ ડહાપણ વાપરી, મોગલોની જબ્બર સેનાનો સીધો સામનો કરવાનું માંડી વાળી, શહેરો ને ગામો ખાલી કર્યાં, મેદાનોમાં ધીખતી ધરા કરી, આખી પ્રજાને ડુંગરામાં ભરાઈ જવા ફરમાવ્યું.

મોગલોએ ચિતોડ સહેલાઈથી કબજે કર્યું, એટલે એ કિલ્લો શાહજાદા અકબરને સોંપીને શહેનશાહની સવારી અજમેર તરફ ઊપડી. પણ ત્યાં તો રજપૂત ગેરીલાઓએ મોગલ થાણાંઓ ઉપર અણધારી ઝડપ અને હિમ્મતથી હુમલાઓ શરૂ કર્યા. ખડતલ રજપૂતોનાં ઉપરાછાપરી આક્રમણોથી મોજીલા મોગલ સરદારોમાં અરેરાટી વ્યાપી ગઈ. શાહી સેના ભૂખે મરવા માંડી, અને સૌ શાણા સરદારો સમજી ગયા કે રજપૂતોને છંછેડીને ઔરંગઝેબે સાપના દરમાં હાથ નાખ્યો છે!





પણ આ આફતમાં પોતાની બેવકૂફી જોવાને બદલે, ઔરંગઝેબે શાહજાદા અકબરની નાલાયકી વાંચી, એને પદભ્રષ્ટ કર્યો. પરિણામે એ શાહજાદાએ પોતાના પિતાનો પક્ષ છોડીને રજપૂતોની મૈત્રી શોધી. રજપૂતોએ એને દિલ્હીના રાજા તરીકે સ્વીકાર્યો.

આ સોનેરી તકનો લાભ લેવાની સ્ફૂર્તિ મોજીલા અકબરમાં નહોતી, તેમજ એને માટે જોઈતી દીર્ઘદૃષ્ટિ રજપૂતોમાં પણ નહોતી. પરિણામે ઔરંગઝેબે પોતાનો પક્ષ મજબૂત બનાવ્યો, અને શત્રુપક્ષમાં ફૂટ પાડી. રજપૂતોના જાસૂસોએ પકડેલ એક ઔરંગઝેબના બનાવટી પત્રથી રજપૂતોને લાગ્યું કે અકબર આપણી સાથે દગો રમવા આવ્યો છે. પોતાના બાપની આ અણધારી યુક્તિથી સ્તબ્ધ બનેલો અકબર પોતાનો જીવ બચાવવા નાસી છૂટયો, અને છેવટે રખડી રઝળીને ઇરાનમાં મૂઓ. પાછળથી રજપૂતો ઔરંગઝેબની રમત પામી ગયા, પણ ત્યારે તો બહુ મોડું થઈ ગયું હતું.

આ બે–ત્રણ વર્ષના યુદ્ધમાં મેવાડની પ્રજાની હાડમારી બેહદ વધી ગઈ. સામે પક્ષે મોગલો પણ ત્રાહિત્રાહિ પોકારી ગયા હતા, એટલે છેવટે લડીલડીને થાકેલા બન્ને પક્ષો સમાધાન કરવાના નિર્ણય ઉપર આવ્યા. પ્રતાપને એકલા છોડવાનું જાણે કે ઈતિહાસ વેર લેતો હોય એમ એના વંશજ રાણા જયસિંહે, વીર દુર્ગાદાસને એના ભાગ્ય ઉપર છોડી શહેનશાહ સાથે સ્વતંત્ર સુલેહ સંધી કરી. ઔરંગઝેબે સીધો જજિયાવેરો લેવાનું માંડી વાળી, રાણા પાસે એના પેટે કેટલોક પ્રદેશ પડાવ્યો, અને મોગલોએ મેવાડ ખાલી કર્યું.

આ નવી પરિસ્થિતિથી ગભરાયા વિના વીર દુર્ગાદાસે પોતાનું બહારવટું ચાલુ રાખ્યું. આ બહારવટું ત્રીસ વર્ષ ચાલ્યું.

આ સમય દરમ્યાન દુર્ગાદાસે મોગલોને એટલો બધો ત્રાસ આપ્યો કે એના મારમાંથી બચવા માટે મોગલ અમલદારો એને ચોથ આપતા થઇ ગયા! છેવટે ઔરંગઝેબના મરણ પછી એના પુત્ર બહાદુરશાહ પહેલાએ મારવાડ સાથે માનભરી સુલેહ કરી, અજિતસિંહને મારવાડના રાજા તરીકે સ્વીકાર્યો, ત્યારે જ આ બહારવટાનો અંત આવ્યો.

ઔરંગઝેબની સામે રજપૂતો અને મરાઠાઓ એકત્ર થવાની વાત તો બાજુએ રહી, પણ રાજસ્થાનના જે રજપૂતો બાબરના રાજકીય પડકાર સામે રાણા સંગની સરદારી હેઠળ એકત્ર થયા હતા, તે જ રજપૂતાનાના રજપૂતો બાબરના રાજકીય પડકારથી અનેકગણા વિશેષ ભયંકર એવા ઔરંગઝેબના સાંસ્કૃતિક પડકાર સામે પણ છેક સુધી એકઠા થઇને લડી શકયા નહિ! આ એકતાના અભાવને કારણે અપ્રતિમ વીરતાવાળા રજપૂતો પોતાનું સ્વાતંત્ર્ય સાચવી શકયા નહિ મોગલોના પંજામાંથી છૂટીને તેઓ મરાઠાઓના પંજામાં સપડાયા અને ત્યાંથી નીકળીને અંગ્રેજોના ગુલામ બન્યા.

ઔરંગઝેબની આત્મઘાતી નીતિમાં એને સતત સાથ આપનાર શૂરા અને વફાદાર રજપૂતોને આ રીતે શત્રુ બનાવીને ઔરંગઝેબે પોતાના પગ ઉપર એક વિશેષ કુહાડો માર્યો. ચારચાર પેઢી સુધી સામ્રાજ્યની સતત સેવા કરનારા, અને દખ્ખણમાં મરાઠાઓ જેવા સ્વધર્મીઓ તેમજ ઉત્તરમાં અફઘાનો જેવા વિધર્મીઓને અંકુશમાં રાખનારા આ શૂરા સૈનિકો હવે પછી 'સામ્રાજ્યના ઇતિહાસમાં મહત્ત્વનો ભાગ ભજવતા અટકી ગયા. ઔરંગઝેબના રજપૂતવિગ્રહોએ જાનમાલની ભારે ખુવારી કરી, સામ્રાજ્યની પ્રતિષ્ઠા હલકી પાડી અને એમાંથી કશું જ સ્થાયી શુભ પરિણામ આવ્યું નહિ.

ઔરંગઝેબનો રજપૂતો કરતાંય વધુ ઉગ્ર અને અસરકારક સામનો મરાઠાઓએ કર્યો. ઔરંગઝેબ અને એના પછીના મોગલો સાથેના મરાઠાઓના સંબંધો જુદું જ પ્રકરણ માગી લેશે. અત્યારે તો આપણે એની દખ્ખણની વિજયયાત્રાની મુખ્યમુખ્ય હકીકતો જોઇ લઇએ.

શિવાજીની દક્ષિણમાં દિનપ્રતિદિન વધતી જતી સત્તા ઉપર જયસિંહે કાપ મૂકયો, અને એને હરાવી



એણે આગ્રા મોકલ્યો. ઉત્તમ તકનો લાભ લેવાને બદલે ઔરંગઝેબે એને કેદ કર્યો. પરિણામે એક સંભવિત મિત્ર કટ્ટર શત્રુ બન્યો. આગ્રાથી નાસી છૂટી પોતાના જીવનના અંત સુધી શિવાજીએ ઔરંગઝેબ સામે સફળ યુદ્ધ કર્યા કર્યું. શિવાજી પછી સંભાજી, રાજારામ અને તારાબાઈએ માહારાષ્ટ્રનું સ્વાતંત્ર્યયુદ્ધ સતત ચાલુ જ રાખ્યું.

મરાઠાઓના કેટલાક કિલ્લાઓ લઈને ઔરંગઝેબે પોતાનું ધ્યાન દખ્ખણનાં શિયા રાજ્યો તરફ દોર્યું. આ રાજ્યો લેવામાં એકલો રાજ્યલોભ જવાબદાર નહોતો, સાથેસાથે કાફર મરાઠાઓને ઊંચા હોદ્દા આપનારાં આ શિયાપંથી મુસ્લિમ રાજ્યોને નાબૂદ કરી એને ઇસ્લામના સુન્નીપંથનો વિજયવાવટો ફરકાવવો હતો.

સૌથી પહેલાં સવા વરસના સખત ઘેરા પછી દુષ્કાળથી પીડાતું બીજાપુર શરણે આવ્યું. શહેરમાં પેઠા પછી શહેનશાહે પહેલું કામ બીજાપુરનરેશ સિકંદરના મહેલનાં સઘળાં સુંદર ચિત્રોના સંપૂર્ણ વિનાશનું કર્યું! થોડાં વર્ષોમાં જ સ્વાતંત્ર્યલક્ષ્મી ગુમાવી બેઠેલું એ નગર ખંડેરોના ઢગલાઓમાં ફેરવાઈ ગયું.

ત્યારબાદ ગોવળકોંડાનો અભેદ્ય દુર્ગ શસ્ત્રોથી ન લઈ શકાતાં, લાંચરુશવત અને દગાફટકાથી લીધો, અને એ રાજ્ય પણ જપ્ત કર્યું! સૌથી છેલ્લે, સંભાજીનો ક્રૂર રીતે વધ કરીને, તાંજોર અને ત્રિચિનોપલીનાં હિંદુ રાજ્યો પાસે ખંડણી વસૂલ કરીને, ઔરંગઝેબે પોતાનું સાર્વભૌમત્વ નિર્વિવાદ રીતે સિદ્ધ કર્યું.

આ રીતે ઇ. સ. ૧૬૯૦માં ઔરંગઝેબ સત્તાના શિખરે બેઠો હતો. હિંદનો એ ચક્રવર્તી સમ્રાટ હતો. અશોક પછી કોઈ પણ બૌદ્ધ, હિંદુ કે મુસ્લિમ સમ્રાટે ન મેળવી હોય એટલી વિશાળ ધરતીનો એ ધણી હતો. ધર્માંધ મુસ્લિમો આજે પણ એ મહાન પ્રતિક્રાન્તિકારને પ્રણિપાત કરે છે, એમાં કાંઈ આશ્ચર્ય નથી!

આ સમયનું ચિત્ર બે રીતે જોઈ શકાયઃ બાહ્ય, આંતરિક. બાહ્ય રીતે જુઓ તો ઔરંગઝેબે બધું જ મેળવ્યું હતું. આંતરિક રીતે જુઓ તો એણે બધું જ ગુમાવ્યું હતું! આ ધર્માંધ આપખુદ એનું પ્રારબ્ધ દખ્ખણમાં ખેંચી લાવ્યું હતું અને કેવળ ત્યાં એ પોતાની સમશેર વડે પોતાના જ નહિ પણ સાથેસાથે મુસ્લિમ સંસ્કૃતિ, સમૃદ્ધિ અને સામ્રાજ્યનીય કબર ખોદી રહ્યો હતો!

૧૬૯૦! મોગલાઈની સત્તાનું શિખર અને પતનનો પ્રારંભ એ બન્નેને એકી સાથે વ્યક્ત કરતું હિંદના ઇતિહાસનું એ યાદગાર વર્ષ! એ વર્ષ પછી જ ઔરંગઝેબના જીવનનું છેલ્લું, દુઃખદ અને અતિ કરુણ પ્રકરણ શરૂ થયું. શાહજહાંના સમયમાં મોગલ સંસ્કૃતિ ગુરુશિખર સંસ્કૃતિ થઈ ગઈ હતી. ઔરંગઝેબના સમયમાં મોગલ સામ્રાજ્ય ગુરુશિખર સામ્રાજ્ય થયું. આ મહાકાય સામ્રાજ્યનો વહીવટ હાથીઘોડાના જમાનામાં એક માણસ કે એક કેન્દ્ર કરી શકે એ તદ્દન અશક્ય હતું. ગૂંચવાડાને વધુ ગૂંચવનાર ઔરંગઝેબનો વહેમી, કપટી ને સંકુચિત સ્વભાવ હતો. એના શાસનનો અર્ધો જેટલો સમય તો દખ્ખણના અનંત, મહાભારત અને માયાવી વિગ્રહમાં વેડફાઈ ગયો. જેનું કદી તળિયું નહોતું એ મોગલ તિજોરીનું તળિયું દેખાઈ ગયું. ઔરંગઝેબની સાંસ્કૃતિક નીતિના જવાબરૂપે એને ગુરુપદે સ્થાપીને, મરાઠાઓ, રજપૂતો, શીખો અને જાટોએ પ્રતિક્રાન્તિ દ્વારા પૂર્વોદયનો પ્રયોગ શરૂ કરી દીધો. ચોમેરથી ઊઠેલા આ શત્રુઓને એ હરાવી શક્યો, પણ ન તો કચડી શક્યો, કે ન તો એમનો જુસ્સો ભાંગી નાખી શક્યો. દૂર દખ્ખણમાં બેઠેલા બુઢ્ઢા સુલતાને દિલ્હીના વહીવટ ઉપરથી સઘળો કાબુ ગુમાવ્યો હતો. સૂબાઓ સ્વચ્છંદી થયા, અમલદારો લાંચિયા થયા, સ્થાનિક ઠાકોરો ને જમીનદારો માથાભારે થયા, ઉત્તર અને મધ્ય હિંદમાં અનેક સ્થળોએ





ચોરલૂંટારાઓનું જોર જામી પડયું, અને આખો રાજવહીવટ શિથિલ અને સડેલો બની ગયો. છેવટે વહીવટી સડો એટલી હદે પહોંચ્યો કે અનેક પ્રાંતોમાંથી મહેસૂલ આવતું અટકી ગયું, સૈનિકો ભૂખે મરવા મંડયા, અને કેટલાંય સ્થળોએ એમણે પોતાની નાદાર અને નાદાન સરકાર સામે બળવાઓ કર્યા. આ વ્યાપક અશાંતિમાંથી સામ્રાજ્યના હૃદય જેવાં દિલ્હી આગ્રા પણ મુક્ત નહોતાં.

ઔરંગઝેબના જીવનનાં છેલ્લાં વર્ષો દરમ્યાન એનો એક માત્ર આધાર બંગાળનું મહેસૂલ હતું. લમણે હાથ દઇને વૃદ્ધ ઔરંગઝેબ આ દૂર દૂરથી આવતા મહેસૂલના આગમનની પ્રતીક્ષા કરતો. બંગાળનો એનો સમર્થ સૂબો મુર્શીદકુલીખાન એકધારી વફાદારીથી એ મહેસૂલ નિયમિત મોકલ્યા કરતો, એમાંથી શહેનશાહનું ઘરખર્ચ ચાલતું અને લશ્કરનો ચઢેલો પગાર વહેંચાતો.

ઔરંગઝેબના ચોખલિયા અને મરજાદી સ્વભાવને લીધે તેમજ આર્થિક બરબાદીને કારણે સાહિત્ય, સંગીત ને કલાનાં સંસ્કારઝરણાં સુકાઇ ગયાં. પછીની પેઢીઓને એની મહત્તા યાદ આવે એવું એક પણ સુંદર મકાન, પુસ્તક કે ચિત્ર એ મૂકી ના ગયો. ઔરંગઝેબના જીવનની સૌથી મોટી કરુણતા તો એ છે કે આવડા મોટા સામ્રાજ્યનો એ ધર્માંધ ધણી બીજું કાંઈ ના કરી શકયો એ તો જાણે કે ઠીક, પણ એ આ દેશને મસ્જિદો અને મદ્રેસાઓથી પણ ભરી કાઢી ના શકયો !

ઔરંગઝેબનું સર્જક કામ ફકત એક જ: "ફતાવા-ઈ-આલમગીરી." હિંદમાં થયેલા મુસ્લિમ કાયદાઓના એકીકરણોમાં આ એકીકરણ સૌથી મોટું હતું. એક આથમતી સંસ્કૃતિ પોતાના ભવ્ય ભૂતકાળ તરફ છેવટનો દૃષ્ટિપાત કરી લેતી હોય તેમ આ ન્યાયશાસ્ત્રનો ગ્રંથ આપી દીધા પછી, મુસ્લિમ સંસ્કૃતિએ આ દેશમાં કોઇ પણ નોંધપાત્ર સિદ્ધિ મેળવી નથી.

ઔરંગઝેબની આખી કારકિર્દી કાળજીપૂર્વક તપાસતાં એ સ્પષ્ટ દેખાય છે કે:

गर न होते गुरु गोविंदसिंग तो सुन्नत होत सबकी। એ પ્રકારની સૂફી સંત બુલ્લેશાની બીકમાં કે शिवाजी न होत तो, सुन्नत होत सबकी। એ પ્રકારનું ભૂષણ કવિની પ્રશંસામાં વાસ્તવદર્શન કરતાં કવિની અતિશયોક્તિ વિશેષ પ્રમાણમાં છે. કારણ કે ઝડપથી નિર્વીર્ય બનતી જતી મુસ્લિમ સંસ્કૃતિમાં સૌની સુન્નત કરવાની શક્તિ રહી જ નહોતી !

ઔરંગઝેબના છેવટના દિવસો કોઇપણ સહૃદયી વ્યક્તિના મનમાં અનુકંપા ઉત્પન્ન કરાવે એવા છે. જેમ જેમ વર્ષો જતાં ગયાં તેમ તેમ નિષ્ફળતાઓ આફતો અને મુશીબતોનો ગુણાકાર થતો ચાલ્યો. ભવિષ્યની બીકથી એનું મન ઉદ્વેગમાં રહ્યા કરતું. પોતાના પુત્ર આઝમને એ લખે છે કે, "હું એકલો આવ્યો હતો, અને એકલો જ જઉં છું. મેં દેશનું અને પ્રજાનું કલ્યાણ કર્યું નથી. અને ભવિષ્યની કોઈ જ આશા નથી." સખત પરિશ્રમ અને સતત ચિંતાઓથી ઘસાઇ ગયેલો એનો જીર્ણ દેહ, મુસ્લિમ મંત્રોચ્ચારો કરતો કરતો ઇ. સ. ૧૭૦૭ના માર્ચની ૩જીએ પડયો, અને મુસ્લિમ સંત બુરહાનઉદ્દીનને પડખે જ દોલતાબાદમાં એ અનંત નિદ્રામાં પોઢી ગયો.

મલેક કાફૂરે વિંધ્યાચળ ઓળંગ્યો, ત્યારથી જ મુસ્લિમ સંસ્કૃતિનો પ્રવાહ ઉત્તરથી દક્ષિણ હિંદ તરફ વહેવા લાગ્યો હતો. સાથેસાથે એનો સફળ નિષ્ફળ સામનો પણ શરૂ થઈ ચુકયો હતો. આ સાંસ્કૃતિક સંઘર્ષ દક્ષિણમાં સત્તરમી સદીમાં પરાકાષ્ઠાએ પહોંચ્યો. એનું એક પરિણામ એ કે હિંદના સત્તરમી સદીના ચાર મહાન વીરોએ—આલમગીર ઔરંગઝેબ, છત્રપતિ શિવાજી, ગુરુ ગોવિંદસિંહ, અંબરપતિ જયસિંગે—ત્રણ પ્રતિક્રાન્તિકારો, અને એક સમર્થ સેનાપતિએ, પોતાના જીવનનો છેલ્લો શ્વાસ દખ્ખણની ધરતી ઉપર લીધો, અને એ ઉદાર ધરતીએ ભૂતકાળનો વેરઝેરભર્યો ઇતિહાસ ભૂલી જઇને એ મુસ્લિમ, મરાઠા, શીખ અને રજપૂત વીરોને પોતાના

ખોળામાં પ્રેમપૂર્વક લઈ એમને એક સરખી શાંતિ આપી છે.

### ઔરંગઝેબ પછીની ઇસ્લામી સંસ્કૃતિ

અકબરનો રાજ્યઅમલ એટલે મુસ્લિમ સંસ્કૃતિની ટોચ, શાહજહાંનો અમલ એટલે મુસ્લિમ સમૃદ્ધિની ટોચ, અને ઔરંગઝેબનો અમલ એટલે મુસ્લિમ સામ્રાજ્યનું મોટામાં મોટું શિખર. ઔરંગઝેબના મરણ પછી મુસ્લિમ સંસ્કૃતિ, સમૃદ્ધિ અને સામ્રાજ્ય એ ત્રણેની એક સામટી અધોગતિ અતિશય ઝડપથી થવા મંડી. ઔરંગઝેબની આત્મઘાતક નીતિ, એની પાછળ આવેલા નિર્વીર્ય વંશજો, હિંદુસ્તાનની ગરમીએ કરેલો મોગલ ખમીરનો હ્રાસ, નાનામોટા સૂબાઓએ હાથ કરેલું સ્વાતંત્ર્ય, હિંદુ પુનર્વાદયવાદીઓનાં પ્રબળ આક્રમણો, અને નાદીરશાહ ને અહમ્મદશાહ અબદાલીએ વર્તાવેલો કાળો કેર, આ સૌ અંદરબહારનાં કારણોથી મોગલાઇની પડતીનો વેગ વધી ગયો.

મોગલાઇ પડવા માંડી એટલે ઇસ્લામી સંસ્કૃતિનો અગ્નિ સાચવવાનું કામ વધુ ને વધુ મુશ્કેલ બનવા મંડયું. છેવટે એ અગ્નિ સાચવવાનું બીડું અવધ, બંગાળ, હૈદ્રાબાદ અને મ્હૈસૂરના ચાર મુસ્લિમ રાજ્યોએ ઝડપ્યું. આથમતી મોગલાઇના મહેતા-મુત્સદ્દીઓથી માંડીને કડિયા–કારીગરો ને ચિત્રકારો સુધીના સઘળા આશ્રિતો આ ચાર રાજ્યોમાં જઈ ઠર્યા, અને ઇસ્લામની સંસ્કારપરંપરા અવિચ્છિન્ન રાખવાનો પ્રબળ પ્રયત્ન કર્યો. આમ હોવા છતાંય આખી ઇસ્લામી સંસ્કૃતિ એટલી ઝડપથી સડતી હતી કે આ રાજ્યોની કારકિર્દી, આપણે ગુપ્ત સામ્રાજ્યના પતન પછી સર્જાયેલા શંકર યુગનાં હિંદુ રાજ્યોની કારકિર્દી સાથે ભાગ્યે જ સરખાવી શકીએ. ક્યાં સોલંકીયુગ અને ક્યાં નિઝામયુગ ? ગુપ્તયુગ પછી હિંદુ રાજ્યો પ્રાંતે પ્રાંતે સ્થપાયાં; જ્યારે મોગલયુગ પછી આ ચાર જ નોંધપાત્ર મુસ્લિમ રાજ્યો સ્થપાયાં. એમાંથીય અવધ, બંગાળ ને મ્હૈસૂરનાં રાજ્યો તો અંગ્રેજ આક્રમણના પૂરમાં તણાઇ ગયાં, એટલે હૈદ્રાબાદના નિઝામે અને ઉત્તર પ્રદેશની મુસ્લિમ પ્રજાએ આજ સુધી ઇસ્લામી સંસ્કૃતિનો અગ્નિ સાચવી રાખ્યો, નવા યુગમાં એને જામિયા યુનિવર્સિટી અને અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટીના રૂપમાં વ્યક્ત કર્યો, અને પાકિસ્તાનની સ્થાપના થતાં એને એ સાંસ્કૃતિક અગ્નિ આપી દઈ ને આ બે પ્રાંતોએ કૃતકૃત્યતા અનુભવી.

જગદ્ગુરુ શંકરાચાર્યથી મહાત્મા ગાંધીજી સુધીની અગિયાર સદીમાં હિંદુ સંસ્કૃતિની જે અધોગતિ થઈ, એની સરખામણીમાં આલમગીર ઔરંગઝેબથી કાયદે આઝમ મહમ્મદઅલી ઝીણા સુધીની અઢી સદીમાં મુસ્લિમ સંસ્કૃતિની ઘણી વધારે અધોગતિ થઈ !

ઔરંગઝેબ અને શિવાજી એ સત્તરમી સદીના બે મહાન હિંદુ–મુસ્લિમ પ્રતિક્રાન્તિકારો, પણ બન્નેના રાજકીય કદમાં કેટલો તફાવત ! એક હિંદનો ચક્રવર્તી સમ્રાટ, બીજો સ્થાનિક છત્રપતિ. પણ અઢી સદી પછી જ આ બે સંસ્કૃતિઓના ચિત્ર તરફ નજર નાખો, તો આખું ચિત્ર ઊલટું થઈ ગયું હોય એમ દેખાય છે. આપણી નજરે ગાંધી અને ઝીણા ચઢે છે. એક છે રાષ્ટ્રપિતા અને બીજા છે પ્રદેશપિતા. એક, દેશની સઘળી કોમોને એકઠી કરવા મથે છે, તો બીજા જમાલભાઇનો જુદો ચોકો જમાવે છે.

છેલ્લી સાડાસાત સદીનું આપણું રાજકીય જીવન જુઓ. પહેલી પાંચ સદી દરમ્યાન એનું નેતૃત્વ મુસ્લિમોના હાથમાં રહ્યું છે. મુસ્લિમો નેતાઓ હતા. હિંદુઓ અનુયાયીઓ કે અસહકારીઓ હતા. છેલ્લી અઢી સદીમાં સ્વતંત્ર રીતે અને બ્રિટિશ છત્રછાયા હેઠળ પણ આપણા રાજકીય જીવનના નેતાઓ હિંદુઓ રહ્યા છે, મુસ્લિમોએ અનુયાયીઓ કે અસહકારીઓનો જ ભાગ ભજવ્યો છે.

હવે આપણે મોગલાઇ પછીના સ્થાપત્ય તરફ એક નજર નાખી લઇએ.

શાહજહાંએ તાજમહેલ બંધાવ્યા પછી હિંદમાં બરાબર એના જેવા જ બીજા બે તાજ બંધાયા. બીજો તાજ ઔરંગઝેબે પોતાની પુત્રીની કબર ઉપર





ઔરંગાબાદમાં બાંધ્યો. ત્રીજો તાજ અયોધ્યાના એક નવાબે પોતાની આરામગાહ તરીકે લખનૌમાં ઓગણીસમી સદીની શરૂઆતમાં બાંધ્યો. ત્રણે તાજ બાહ્ય રીતે જોતાં લગભગ સરખા દેખાય છે, છતાંય એક સ્થાપત્યરસિક પ્રેક્ષકના મન ઉપર એ સાવ જુદી જુદી છાપ પાડે છે. એનું કારણ શું? ત્રણેના દેહ સરખા, પણ આત્મા જુદા જુદા! પહેલામાં એક ચઢતી સંસ્કૃતિની રસિકતા છે, બીજામાં એક પડતી સંસ્કૃતિની જડતા છે, ત્રીજામાં એક પડી ચૂકેલી સંસ્કૃતિની હીન રસવૃત્તિનું ખર્ચાળ અને મૂર્ખાઈભરેલું પ્રદર્શન છે.

છેલ્લી અઢી સદીનું ધાર્મિક ને બિનધાર્મિક ઇસ્લામી સ્થાપત્ય જુઓ તો એમાં જુદી ઇમારતોનાં નિષ્પ્રાણ, નિષ્પ્રભવ, અને રૂઢિજડ અનુકરણો સિવાય બીજું કાંઇ મૌલિક કે મહત્ત્વનું તત્ત્વ જડતું નથી.

સત્તરમી સદીની પછીની મુસ્લિમ સંસ્કૃતિનું દરેકે દરેક અંગપ્રત્યંગ તપાસો, સૌ સ્થળે સરખો વિનિપાત નજરે પડે છે.

બૌદ્ધ સંસ્કૃતિની પેઠે ઇસ્લામી સંસ્કૃતિનો પણ જેટલી આશ્ચર્યકારક રીતે અસ્ત થયો તેટલી જ આશ્ચર્યકારક રીતે અસ્ત થયો. પણ શંકર અને શિવાજીના યુગમાં મોટામાં મોટું અંતર એ હતું કે, નવમી સદી કરતાં સત્તરમી સદીમાં હિંદુ સંસ્કૃતિ એટલી બધી નિષ્પ્રાણ અને નિષ્પ્રભવ થઇ ગઇ હતી કે, એનામાં મુસ્લિમ સંસ્કૃતિનું પાચન અથવા વમન બેમાંથી એકે કરવાની શક્તિ રહી નહોતી. હિંદુ અને મુસ્લિમ એ બે સંસ્કૃતિઓ વચ્ચે તફાવત એટલો જ હતો કે પહેલી સંસ્કૃતિ ધીમે ધીમે મરતી હતી, જ્યારે બીજી ઝડપથી મરી રહી હતી. પરિણામે આજે વીસમી સદીમાં પણ હિંદુ સંસ્કૃતિના સર્વશ્રેષ્ઠ પુરુષો એ પડતી અને સડતી મુસ્લિમ સંસ્કૃતિને પંપાળવા સિવાય બીજો કોઇ મોટો પુરુષાર્થ કરી શકતા નથી!

ઔરંગઝેબ પછીના મોગલો શહેનશાહો કહેવાતા; તેઓ દીવાનેઆમ ને દીવાનેખાસમાં બેસતા, દરરોજ નાચરંગ ને મુજરા થતા, એમની આગળ અમીરઉમરાવો કુર્નિશ બજાવતા; પણ વાસ્તવિક રીતે તો તેઓ સ્વચ્છંદી સૂબાઓ, કાવતરાખોર ઉમરાવો, સાહસિક આક્રમણકારો, સમશેરબાજ મરાઠાઓ કે મુત્સદ્દી અંગ્રેજોનાં રૂપાળાં રમકડાં જ હતા.

છેલ્લા મોગલો માટે આજે પણ દિલ્હીમાં કહેવત ચાલે છે કે;

**नाम शाहआलम, मगर सल्तनत दिल्हीसे पालम!**

ઔરંગઝેબના વખતની કાશ્મીરથી કાવેરી સુધીની આલમ શાહઆલમના સમયમાં સંકોચાતી સંકોચાતી દિલ્હીમાં પાલમ જેવાં પગાંઓ સુધીમાં આવીને અટકી ગઇ હતી!

છેવટે ઇ. સ. ૧૮૫૦ના બળવા પછી છેલ્લા બાદશાહ બહાદુરશાહ બીજાને પદભ્રષ્ટ કરી, અંગ્રેજોએ મોગલાઇના વારસનો અંત આણ્યો.

[ આવતે અંકે : ઇસ્લામયુગના હિંદુ-મુસ્લિમ સંબંધો ]

( ક્રમશઃ )



# પ્રાચીન ભારતીય સંગીત

ચૈતન્ય દેસાઈ

## [ ૧ ]

### પ્રસ્તાવ

### ભરતકાલીન સંગીતમાં રાગોનું અસ્તિત્વ

પ્રાચીન ભારતીય સંગીતના સ્વરૂપમાં બારમા તેરમા સૈકામાં એકાએક આટલો બધો ફેરફાર થઈ ગયો કે સંસ્કૃત ગ્રંથમાં વર્ણવેલું તેનું સ્વરૂપ અને તેમાંથી એક પણ બાબત આપણા વિદ્વાનોની સમજણમાં હજી સુધી આવી શકી નહીં. પ્રાચીન સ્વર સપ્તક જ નક્કી થઈ શક્યું નહીં, જો કે સ્વરાંતરના ન્હાનલા વિભાગો શ્રુતિ નામે પ્રાચીનોએ કહેલા તેની ઉપર ઘણાઓએ ચર્ચા કરી છે, અને કંઈ પરિણામ પણ આવ્યું છે. પ્રાચીન સંગીત સમજી લેવાના વિદ્વાનોના બધાય પ્રયત્નો અત્યાર સુધી નિષ્ફળ થયા, તેથી પ્રાચીન સંગીત સમૂળગું નષ્ટ થયું, એવી નિરાશાભરી કલ્પના સંગીતના ક્ષેત્રમાં આજે પ્રચલિત થઈ છે. પણ લાંબા વખતના અભ્યાસ અને શોધ પછી હું કહી શકું છું કે પ્રાચીન ભારતીય સંગીત નષ્ટ બિલકુલ થયું નથી. ચાલુ હિંદુસ્તાની સંગીત પ્રાચીનનું રૂપાંતર અને ઔરસ વારસ છે. આ વિષયને લગતી એક બાબત કે જે ઐતિહાસિક મહત્ત્વ ધરાવે છે, તે અહીંયાં આગળ આજે આપું છું.

પ્રાચીન ભારતીય સંગીતમાંના મહત્ત્વના વિષયોમાંથી સ્વરસપ્તકની અને શ્રુતિઓની શાસ્ત્રીય ચર્ચા શ્રી. દેવલે પહેલવહેલી કરી; મિ. ક્લેમેન્ટ્સે તે આગળ પહોંચાડી. મૂર્છના અને જાતિ ઉપરનું ક્લેમેન્ટ્સનું લખાણ બહુ કિંમતી છે, પણ આપણા પંડિતોએ તે ઉપર હજી સુધી ધ્યાન જ આપ્યું નથી. પ્રાચીન સંગીતની સામાન્ય માહિતી અને ચર્ચા કે. ડે., કે. વિલાર્ડ, કૃષ્ણધન બાનર્જી અને રાજા ટાગોર એઓએ સારી આપી છે, જેનો ટૂંકસાર પં. ભાતખંડેએ 'હિંદુસ્તાની સંગીત પદ્ધતિ' નામક મરાઠી ચાર પુસ્તકોમાં રાગવર્ણન સાથે આપી દીધો છે; સાથે સાથે સંગીતના સંસ્કૃત ગ્રંથોનો પરિચય, પ્રાચીન સંગીતની ટૂંક ચર્ચા, ગવૈયાઓની અને પંડિતોની મુલાકાતના અને ગપોડાની ગંમત પણ આ પુસ્તકોમાં સંઘરેલી છે, જે અનેક દૃષ્ટિથી સંગીતના નવા વિદ્યાર્થીને માટે બહુ જ કિંમતી નીવડે એવી છે.

## [ ૨ ]

### વિદ્વાનોનું મંતવ્ય

સંગીતની ઐતિહાસિક ચર્ચા આજ સુધી થઇ છે, તેનો સાર આ છે, કે ભરતના વખતમા રાગસંગીત હતું જ નહીં. ભરત નાટ્યશાસ્ત્ર ગ્રંથનો સમય ખ્રિ. પૂ. ૨૦૦ થી ઇ. સ. ૫૦૦ સુધી માનવીમાં આવે છે, જેની ચર્ચા સ્વતંત્ર જ કરવી પડશે. ભરત પછીનો એક ગ્રંથકાર મતંગ ઇ. સ. ૪૦૦ થી ૯૦૦ સુધીના કાળમાં થઈ ગયો, એમ માનવામાં આવે છે. તેના 'વૃહદ્દેશી' ગ્રંથમાં રાગોનું વર્ણન આપેલું છે, જેથી તેના વખતથી રાગોનો પ્રચાર થઈ ગયો, એમ આપણા વિદ્વાનો માને છે. મતંગ પહેલાં રાગોની જગ્યામાં 'જ્ઞાતિ'નું સંગીત કે જે ઢાળ-(તર્જ= Tune) ના રૂપમાં હતું, તે ગાવામાં આવતું એમ પાશ્ચાત્ય અને હિંદુસ્તાનના વિદ્વાનો એકમતથી માને છે.

ભરત નાટ્યશાસ્ત્રમાં સંગીતનો ખાસ અધ્યાય ૨૮ મો છે, જેનું ભાષાંતર ઘણાં વર્ષો પહેલાં ફ્રેન્ચ ભાષામાં ગ્રૉસે એ (Grosset) પ્રસિદ્ધ કર્યું છે, જે પાશ્ચાત્ય લેખકોને માટે આધારભૂત થયું અને પાશ્ચાત્યોના લેખ હિંદુસ્તાની લેખકોને પ્રેરણા આપતાં થઈ ગયા. સંગીતના શાસ્ત્રીય અને ઐતિહાસિક વિષયોમાં પં. ભરતખંડેના આધાર કે. ડે., વિલાર્ડ, બાનર્જી અને ટાગોર આ મુખ્યતઃ રહ્યા. પ્રાચીન સંગીતના મુખ્ય ગ્રંથો નારદી શિક્ષા, ભરત નાટ્ય શાસ્ત્ર અને સંગીત રત્નાકર આદિ પં. ભાતખંડેએ કામ પૂરતા થોડા ઘણા વાંચ્યા હતા. તેમણે કહ્યું છે (હિંદુસ્તાની સંગતિ પદ્ધતિ ૨।૩૦; ૨(૧૫૮) તે પ્રમાણે પ્રાચીન સંગીતનો વિષય તેમનો ન હતો,





પ્રાચીન સંગીતનો બને તેટલો પરિચય આપવાનું કામ તેમણે તેઓનાં પુસ્તકોમાં કર્યું છે, એટલું જ નહીં પણ તેનો કંઈક અર્થ લગાડવાનો પ્રયત્ને ય તેમણે કર્યો છે, જે વિશેષ સફળ થયો નથી. બીજું, પોતાનો બચાવ કરવા માટે તેમણે પોતાનાં પુસ્તકોમાં બિનજવાબદાર અને અસ્પષ્ટ શૈલીનો આશ્રય કર્યો છે, જેથી તેઓ પોતે શું કહેવા માગે છે, તે સમજણમાં આવવું મુશ્કેલ થયું છે. પોતાના દરેક સિદ્ધાન્તની આગળ અને પાછળ "કોઇ એમ કહે છે" અને "કોઈ તેમ પણ કહે છે"ની બેવડી દીવાલ તેમણે ઊભી કરી રાખી છે અને વાચકોની સાથે પોતાની પણ ફસામણ કરી છે.- દાખલા તરીકે, નારદી શિક્ષામાંના અને ભરતના રાગની બાબતના ઉલ્લેખો તેમની સામે આવ્યા હતા, પણ આ મહત્ત્વના વિષયને તેમણે આગળ મુજબ બગલ આપી. આપણા કેટલાક પંડિતો કહે છે, કે ભરતના વખતમાં રાગ શબ્દ જ પ્રચારમાં ન હતો. પણ કલ્લિનાથની ટીકામાં તેણે ભરતના આધાર આપ્યા છે; ત્યારે આ ભરત કોઇ બીજો જ છે યા તો ભરત એક કુટુંબવાચક નામ છે, એવો તર્ક કોઇ કરશે. નારદીશિક્ષામાં '**ग्रामराग**' એવો સ્પષ્ટ ઉલ્લેખ છે; તો પછી આ નારદ કયો અને ક્યારે થયો આ પ્રશ્નો આપણી સામે આવશે. લેખી પુરાવા વગર આવી ભાંજગડોમાંથી આપણે સહીસલામત બહાર કેવી રીતે નીકળી શકશું?" (हिं. सं. प. २ (१२) "**ग्रामरागो**"નું આવું કેટલુંક વર્ણન નારદી શિક્ષામાં છે, પણ તેનો અર્થ હજી સુધી કોઇએ પણ લગાડયો નથી. "(૨।૨૧)" ભરતના ગ્રંથમાં રાગો નથી, એમ આપણા વિદ્વાનો કહે છે. "(૨।૩૧)" ભરતના ગ્રંથમાં રાગ નથી "(૨।૪૪૬) આમાંથી છેલ્લું વાક્ય માત્ર સ્પષ્ટ છે, એવું કબૂલ કરવું પડશે. શાસ્ત્રીય વિષય કોઇએ શીખવી રાખ્યો હોય તો તે પીગસવાની કળા પંડિતજીમાં સારી હતી! અસ્તુ.

પં. ભાતખંડેના શિષ્યોમાં શ્રી. **રાતાંજનકરજીને** ગ્રંથો અને શાસ્ત્રનો અણગમો છે. બીજા શિષ્ય સ્વ. પં. **વાડીલાલ** સારા સંસ્કૃતજ્ઞ હતા અને તેમનો સંસ્કૃત સગીતગ્રંથોનો વ્યાસંગ બનતાં સુધી પંડિતજી કરતાંય ચઢિયાતો હતો, એમ મને લાગેલું. સંગીતરત્નાકરનું ગુજરાતીમાં ભાષાંતર (કેટલાક અધ્યાયોનું) પં. વાડીલાલે સારું કર્યું છે, તેમાં તેઓ લખે છેઃ–" ભરતના વખતમાં રાગો પ્રચારમાં હતા નહીં, એવું અનુમાન કેટલાક પંડિતોએ કર્યું છે. કે. ડે. પણ એવો જ ઇશારો કર્યો છે "(सं. २० पृष्ठ ९८).'

શ્રી. દેવલ–કલેમેંટ્સના લખાણનો ઉપયોગ મિ. ફોક્સ સ્ટ્રેંગ્વેજે પોતાના અજોડ ગ્રંથમાં સારો કર્યો છે. રાગ બાબત તેઓ બીજું શું લખવાના હતા? "Gati:–Specied, Bharata's name for Rag." (The Music of Hindostan, P. 357.)

'**भारतीय संगीत**' નામે પુસ્તક મરાઠીમાં સ્વ. મૂળેએ લખ્યું છે જે બીજા કેટલાકોનાં લખાણના સંગ્રહરૂપ છે અને તેનો મુખ્ય અંશ ભરત રત્નાકરના સંગીતના વિષયોનાં ભાષાંતરરૂપ છે. પ્રાચીન સંગીતની શોધખોળ કરવી શ્રી. મૂળેની શકિતની બહારની વાત હતી; છતાં તેમણે કેટલાક સિદ્ધાંતોની તરફદારી કરવાનો પ્રયત્ન કર્યો છે અને ઘણી મહત્ત્વની બાબતો ઉપર મૌન પણ સેવન કર્યું છે! ભરત નાટ્ય શાસ્ત્રના રાગ બાબતના શ્લોકોનું ફકત શબ્દશઃ ભાષાંતર આપી તેઓએ છુટ્ટી લીધી છે. (भ. सं. पृ. २३२)

સંગીતના એક જાણકાર અને વિદ્વાન લેખક પૂનાવાળા પ્રો. ગ. હ. રાનડે M. Sc. એ પણ લખ્યું છે કે, ભરતના વખતમાં રાગો ઉત્પન્ન થયા ન હતાઃ— "His music had not developed any Ragas." (Hindusthani music etc. P. 6) "The Ragas came into being after Bharat." (P. 4) આ વાત કબૂલ કરવી પડશે કે પ્રોફેસર સાહેબે લખેલ બેત્રણ




ચોપડીઓમાં આ ચોપડી સારી છે, છતાં તેઓએ પ્રાચીન સંગીત બાબતમાં જે લખાણ કર્યું છે, તેમાં ગપગોળાઓ વધારે છે. જેમકેઃ-(૧) દરેક ગ્રામના ૭ા૭ મૂર્છનાઓમાંથી ૭ા૭ જાતિઓ પેદા થાય છે. (H. M. P. 3) (૨) ષડ્જ પંચમ ભાવથી (Chain of successive Fifths) સ્વરસપ્તક બનાવી લેવાની રીત ભરતના વખતમાં હતી (Ibid, P. 31) (૩) ષ. પં. ભાવનાં પાંચ પગથિયાં (Steps) થયા પછી એક શ્રુતિ છોડી દેવાની રીત પ્રાચીન સંગીતમાં હતી. (P. 31) વગેરે. પ્રાચીન સંગીતના જેટલું જ પ્રાવીણ્ય શ્રી. રાનડે સાહેબ પ્રચલિત સંગીતમાં પણ ધરાવતા દેખાય છે, જ્યારે તે મીંડ-ઘસીટ આદિ ગમકોની પોતડીમાં 'તાન' 'આલાપ' અને 'પલટે' બધાને ઢાલવી દેય છે ! પ્રોફેસરે કમતીમાં કમતી પં. ભાતખંડેનાં પુસ્તકો બરાબર વાંચ્યાં હોત, તો સંગીતશાસ્ત્રને આ નુકસાન ન કરત. એ જ પ્રોફેસર બિચારા ગવૈયાઓ માટે કહે છેઃ—"How many of them know its physics or psychology? **संगीत कला-विहार मासिक**, માર્ચ (૧૮૫૦) પોતાને બાદ કરી દુનિયાનાં બાકીનાં માણસો સંગીતને કળા તરીકે યા શાસ્ત્ર તરીકે બિલકુલ જાણતા નથી એવું સમજતા પ્રોફેસર ફરીથી કહે છેઃ-Nobody understood the function of music either as an art or as a science.." (એ જ) આનો જવાબ જ નથી ?

[૩]

નાટ્યશાસ્ત્રના ૨૮થી ૩૪ સુધીના અધ્યાયોમાં સ્વર, ગ્રામ, મૂર્છના, જાતિ, ધ્રુવા આદિ પ્રાચીન સંગીતના વિષયો ભરતે વિસ્તારથી લખ્યા છે. સંગીત-સંગીતના વિષયો પહેલાં નારદે કહેલો હતો, તે ફરીથી મેં કહ્યો છે, એમ ભરતે જણાવ્યું છેઃ—

**गांधर्वमेतत कथितं मया हि।**
**पूर्वं यदुक्तं त्विह नारदेन ॥**
(भ. ना. ३२। ४८४)

નારદમુનિનો ગાંધર્વવેદ યા નારદસંહિતા નામનો ગ્રંથ હોવાનો ઉલ્લેખ પ્રાચીન ગ્રંથોમાં છે, તેમજ તેના ગ્રંથમાંના થોડાક અંશ પણ મતંગ અને રત્નાકરે આપી દીધેલા છે. નારદનો આ ગ્રંથ કયો હતો, તેનો વિચાર બીજા વખત પર છોડીશું.

[૪]

## નારદી શિક્ષા

**વૈદિક સ્વરોનો વિષય** નારદી શિક્ષા નામની આ નાની ચોપડીનો મુખ્ય છે. ક્રુષ્ટ આદિ સામવેદના સ્વરોનો સમન્વય આ ગ્રંથે સંગીતના સાત સ્વરો સાથે કરી બતાવ્યો છે, આ એનો મહત્ત્વનો ગુણ છે. ભરતોક્ત છ ગ્રામરાગોનાં લક્ષણો ટૂંકમાં નારદી શિક્ષાએ આપ્યાં છે, તે પણ મહત્ત્વનું છે. **બર્નેલ** આદિ વૈદિક પંડિતોએ નારદી શિક્ષાને આધુનિક ઠરાવી છે. નારદી શિક્ષામાંના વિષય અને તેના સમય-નો વિચાર બીજી વખતે કરીશું.

[૫]

## હરિવંશમાંના રાગ

હરિવંશ આ મહાભારતનું આખ્યાન પછીના વખતનું એટલે ઇ સ. ૨૦૦ થી ૪૦૦ સુધીમાં રચાયેલું માનવામાં આવે છે. પ્રાચીન સંગીતમાંના ગ્રામરાગોનો ઉલ્લેખ હરિવંશમાં છેઃ—

(१) **जग्राह वीणामथ नारदस्तु**
**षड्ग्राम-रागादि-समाधि-युक्ताम्। ३-६८**
(२) **स्थाने विधानान्यथ मूर्च्छनासु**
**षड्-ग्रामरागेषु च तत्र कार्यम्। ८२ ॥**

ઉપલામાંથી (૧) મા 'સમાધિ' શબ્દ આવ્યો છે તેનો અર્થ મૂર્છના કરવો ઠીક રહેશે. (૨) માં રાગોની બાબત મૂર્છનાનો ઉલ્લેખ આવ્યો ઉપરાન્ત બન્ને શ્લોકોમાં ગ્રામ રાગની સંખ્યા છ બતાવી છે, તે ઉલ્લેખનીય છે.

રોમન લોકોનો ચાંદીનો સિક્કો (રૂપિયો) દીનાર (Roman denorius) ખ્રિ૦ પૂ૦ ૨૬, ૯ વર્ષમાં પ્રચલિત થયો, તેનું નામ ('दीनारा:')





હરિવંશમાં આવ્યું છે. દીનાર નાણું ઇ. સ. ૧૦૦–૨૦૦ ને આશરે ભારતમાં આવ્યું, એમ The great Epic of India મા લેખક હોપકિન્સે લખ્યું છે.

પોતે મહાભારતમાં સંગીતના કેટલાક વિષયોના ઉલ્લેખ ઘણે ઠેકાણે આવ્યા છે, તે જોવાની અહીંયાં જરૂરત નથી. મુખ્ય મહાભારત ખ્રિ. પૂ. ૫૦૦ થી ૩૦૦ ના કાળમાં અસ્તિત્વ ધરાવતું હતું, એમ વિદ્વાનો માને છે, તે **મહાભારતમાં મૂર્ચ્છનાનો અને ગાંધાર ગ્રામરાગનો ઉલ્લેખ છેઃ—**

वीणेव मधुरालापा गांधारं साधु मूर्च्छति ।
[ विराट पर्व– १७ । १४ ]

આ શ્લોકમાં દ્રૌપદીના ભાષણને વીણાવાદનની ઉપમા આપી છે. બીન, સિતાર આદિ તંતુવાદ્યોને પ્રાચીનો વીણા કહેતા, ખાલી તંબૂરાને નહિ. ગંધાર શબ્દ પ્રાચીન સંગીતમાં સ્વર, ગ્રામ તેમજ એક રાગ મળી ત્રણ વસ્તુને આપવામાં આવતો. ઉપલા શ્લોકમાં 'मूर्च्छति'' આ ક્રિયાપદ છે, તેની વાચક ક્રિયાનો એટલે મૂર્ચ્છનાનો સંબંધ રાગો સાથે જ આવે છે. રાગ માટે વિશિષ્ટ મૂર્ચ્છના એટલે સ્વરક્ષેત્ર (Compass)ની જરૂરત પડતી. 'मूर्च्छर्यते येन रागो हि मूर्च्छनेत्यभिसंज्ञिता ' એવી મૂર્ચ્છનાની વ્યુત્પત્તિ મતંગે આપી છે (वृहद्देशी पृ. २२ श्लो. ९४) સંગીત રત્નાકરના ટીકાકાર કલ્લિનાથે આવો જ અર્થ બતાવ્યો છેઃ-'यया करणभूतया रागो मूर्च्छर्यते' व्याप्यत, इति ।' (सं० र० १ । ४ । १२) મહાભારતના ઉપર્યુક્ત શ્લોકમાંના 'गांधार'નો અર્થ મહાભારતના વિદ્વાન લેખક સ્વ૦ ચિં૦ વિ૦ વૈદ્યે 'તંબૂરાની ખર્જની તારમાંથી આંસુરૂપે સંભળાતો (Harmonics E એટલે સ્વયંભૂ–) ગંધાર સ્વર' એવો કર્યો છે (महाभारत–उपसंहार पृ. २७४) તે દૂરાન્વયી છે. સ્વયંભૂ (Harmonic) સ્વરો આ પાશ્ચાત્ય ધ્વનિશાસ્ત્રની આધુનિક શોધ છે, અને આપણા તેમજ ગ્રીક, ઈરાની આદિ બીજા પ્રાચીન સંગીતશાસ્ત્રકારોએ પણ સ્વયંભૂ સ્વરોનો ઉલ્લેખ કરેલો નથી. ખર્જમાંથી પ્રાચીનોને ગંધાર સંભળાયો જ નહીં હોય, એમ મારા કહેવાનો અર્થ નથી !

[ ૬ ]

## પંચતંત્રમાંના રાગ

પંચતંત્ર ઇ. સ. ૫૦૦નું રચ્યું હોવાનું પ્રસિદ્ધ છે. તેના પાંચમા ભાગ 'अपरीक्षित–कारकम्'માં છઠ્ઠી વાર્તા 'उद्धत' નામક ગાનાર ગર્દભની છે, જે રંગમાં આવી સંગીતશાસ્ત્રની ગપો હાંકે છેઃ—

सप्त स्वरास्त्रयो ग्रामाः ० ।
रागाः षट्त्रिंशतिर्भावाश्चत्वारिंशत् ० ॥
( निर्णय० प्रति, प. २२४ )

આ શ્લોકમાં ૩૬ રાગો ગણાવ્યા છે, પણ આ સંખ્યા ગધેડાના ગાયનના મુજબ કાલ્પનિક જ છે; કેમકે ૬ રાગો અને ૩૬ રાગિણીઓની ગણતરી આધુનિક છે અને પ્રાચીન તથા મધ્યકાલીન ગણતરી જુદી જ છે. ઉપલા શ્લોકમાં 'भाव' ૪૦ કહ્યા છે, તે પણ ગલત છે. ફોક્સ સ્ટ્રૅંગ્વેજે भावની જગ્યા 'भाषा' શબ્દ આપ્યો છે (Music of Hindustan P. 82) તે સંગીતના વિષયને બંધ બેસતો છે. Arthur D. Ryderનું પંચતંત્રનું ઇંગ્લિશમાંનું ભાષાંતર ઠીકું પણ મજાનું છે, તેમાં આ જગ્યા Languages એટલે ભાષા એવો જ શબ્દ લીધેલ છે. ફો૦ સ્ટ્રે૦ એ પણ ભાષાનું આમ જ ભાષાંતર કરેલું છે, જે બંનેનું ખોટું છે. भाषा શબ્દનો સંગીતમાં रागभाषा એટલે રાગોના એક વર્ગનું નામ એવો અર્થ થાય છે. એવી જ રીતે રાયડર સાહેબે Pitchesનું ભાષાંતર તાલ એમ ઠોકી માર્યું છે !...પંચતંત્રમાં રાગોનો ઉલ્લેખ સ્પષ્ટ છે, આ વાત સર્વમાન્ય છે.

[ ૭ ]

## ભરત નાટ્યશાસ્ત્રમાં રાગનો સામાન્ય ઉલ્લેખ

સંસ્કૃત ભાષામાં રાગ શબ્દના સામાન્ય અને યૌગિક અર્થ (૧) પ્રેમ, (૨) લાગણી (Feeling)

# શાંતિની ઉપાસના

લેખકઃ વિ. સ. ખાંડેકર

અનુવાદક : ગોપાળરાવ ગ. વિદ્વાંસ

કાળાં વાદળોમાંથી ધીરેધીરે સૂર્યનું લાલ બિંબ ઉપર ચઢતું હતું. એ દૃશ્ય દેખી કોઇ કવયિત્રીએ ગાયું હોત : 'સુવર્ણ કલશ સાથે ગઇ સંધ્યાએ સાગરમાં ઊતરી ગયેલી રજની જુઓ હવે ઉપર આવે છે! પરંતુ સાગરને તળિયે સુવર્ણ કલશ શોધતાં શોધતાં એના પાલવે જડેલા હીરાના અલંકારો સાગરમાં ગૂમ થયા હશે; એથી એની શોધમાં ફરી તેણે સાગરમાં ડૂબકી દીધી છે, અને એના હાથ માંહેનો પેલો સુવર્ણ કલશ જ એકલો ઉપર તર્યા કરે છે!'

એ રમણીય દૃશ્યના દર્શને કોઇ બાળકે ઉદ્ગાર કાઢ્યા હોત : 'નંદનવન માંહેના સુંદર આમ્રવૃક્ષ પરનાં ફળો પાકી ગયાં હોઇ એમાંનું કોઇ પાકું ફળ જ આકાશમાંથી જાણે નીચે સરી પડે છે!'

જ્યારે કોઈ વૃદ્ધના દિલમાં આ દૃશ્યે એવી તરંગમાલિકા પેદા કરી હોત : 'યૌવનના સુમધુર પરંતુ માદક મોહસ્વપ્નમાં ગૂંચવાઇ રહેલો માનવનો આત્મા હને વધુ જાગ્રત થયો છે, અને શુદ્ધ સ્વરૂપે હવે તે પ્રગટ થવા લાગ્યો છે!'

પણ એ સમયે અરણ્યમાં એક સરિતાના ખળખળ વહેતા પ્રવાહમાં ઊભાં ઊભાં સૂર્યને અર્ઘ્ય આપી રહેલા એક સાધુના દિલમાં કલ્પના ઉદ્ભવી નહિ. મનમાં ગાયત્રીમંત્રનો જાપ જપતાં તે પ્રાર્થી રહ્યો હતો : 'હે જગન્નિયંતા! તું પ્રકાશમય છે. તારી કૃપા વડે પૃથ્વીતલ પર પથરાયેલા અંધકારનો આમ રોજરોજ લોપ થયા કરે છે; પરંતુ તેના પર વસતા માનવીના–પ્રાણીમાત્રના હૃદયમાં જે અંધકાર વ્યાપી રહ્યો છે તેનો તું ક્યારે વિનાશ કરીશ? પ્રાણીમાત્રમાં એક જ પરમાત્મા વસી રહ્યો છે, તેનું જ્ઞાન સહુને ક્યારે થશે? હે દયાસાગર! દુનિયામાં વ્યાપી રહેલો આ અશાંતિનો દાવાનળ કેવળ એક તું જ શમાવી શકે આજ્ઞા કરે તો મારું સઘળું તપ, મારું સુખ સર્વ આપી દઉં, મારું સ્વર્ગ પણ હું જતું કરી દઉં, પરંતુ પૃથ્વીતલ પર કોઇ રીતે શાંતિનું સામ્રાજ્ય પથરાય એવી કૃપા કર! વનરાજ સિંહની સાથે અજશાવ ખેલે, ગરુડના પડખામાં સર્પ ડોલે, અગર અનાર્ય જંગલી જાતોની સાથે સુધરેલી આર્ય પ્રજાઓ સદાય ખેલદિલી દાખવે એવું જોવાની મારી મનીષા છે. એ શાંતિના સાગર તારી કૃપા વડે જ સફલ થશે.

× ×

સમળી પોતાના માળામાંથી એ જ વખતે બહાર ડોકાઇને સૂર્યબિંબ નિહાળી રહી હતી. એ લાલ ગોળો જોઇ એને આનંદ થયો. કૂકડીના છેક નાના તાજા બચ્ચાના કૂણાકૂણા માંસની કદાચ એને યાદ આવી હશે!

એનું એકનું એક બચ્ચું એ જ વખતે માળામાંથી આગળ સરકતું તેના પડખામાં ચાંચ ઘસતું હતું. વાત્સલ્યભાવે પાછું વાળી સમળી માએ પોતાની ચાંચ બચ્ચાની ચાંચમાં હરખભેર પરોવતાં કહ્યું: 'બેટા! તારે માટે ખાવાનું લેવા જવાનો હવે વખત થયો છે. અત્યારે હું જાઉં છું, હો! કાલે

---

અને (૩) રંગ (Colour) એ પ્રસિદ્ધ છે; પણ **સંગીતમાંના રાગ શબ્દનો અર્થ** આથી જુદો છે. 'વિશિષ્ટ સ્વરસમુદાય' આ તેનો સંક્ષિપ્તમાં અર્થ થાય છે. "વાદી વગેરે લક્ષણોથી યુક્ત સ્વરસંનિવેશવિશેષ એટલે રાગ" અને "રાગ તેમજ તાલથી બદ્ધ એવા અક્ષરો એટલે ગીત" આ કલ્લિનાથે કરેલી તેની સુંદર વ્યાખ્યા છે. (સં. ર. ૨।૨।૩૨)

ભરતના નાટ્યશાસ્ત્રમાંની નીચલી જગ્યાએ રાગ શબ્દનો ધ્વન્યર્થ સૌંદર્ય એમ કરવો પડશેઃ—

(૧) 'जाति–राग०' (भ. ना. २८।३६)

(२) 'यस्मिन्वसति रागस्तु' (२८।७१)

(३) 'नाट्यं रागं न गच्छति।' (२८।४८०)

[આવતા અંકે પૂરો થશે]







તું માળામાંથી ઊડી જવા ભારે અધીરું બન્યું હતું, ખરું ! પણ બેટા, હજુ તારી પાંખોમાં પૂરું જોર નથી આવ્યું. સામેના આ નીલા આકાશમાં એક ડાકણ લપાઇ રહે છે, એ તારા જેવા નાનકડા બચ્ચાને એકલું ભાળી ભમાવીને ઉઠાવી જાય છે. તને તે મીઠા સ્વરે સાદ પણ પાડશે અને બોલાવશે, વાદળાંના હાથી ઘોડા પર સવારી કરાવવાની તને લાલચ દેખાડશે; પણ યાદ રાખજે, બેટા ! એ ડાકણ મહાદુષ્ટ છે. મારા હૈયાના હાર ! નાનાં બચ્ચાંઓને ફુસાવીને ઉઠાવી જઇને તેનાં માંસ ખાઈ જવાની એને બૂરી આદત છે. તને મારા સોગન છે, તું કોઇ રીતે માળા બહાર ન નીકળીશ ! હું તારે માટે શું શું લાવવાની છું ખબર છે ? આજે તો તારા માટે એક સાપનું નાનું બચ્ચું લઈ આવીશ. '

' સાપનું બચ્ચું ? ' સમળીના બચ્ચાએ માને પૂછ્યું.

' હા, સાપના બચ્ચાનું માંસ બહુ કૂણું હોય છે; એ ખાવાની તો એવી મજા આવે ! તું જાતે ચાખીશ ત્યારે જ તને એના સ્વાદની ખબર પડશે. '

' એ બચ્ચાને બા નહિ હોય ? '

સમળીએ માત્ર માથું હલાવી હા કહી.

' એ બચ્ચાને મારીને તું લઇ આવે તો એની મા રડશે નહિ ? '

' અરે રામ ! સાવ ભોળિયું છે તું તો ! ગાંડા ભાઈ ! સાપની જાત જુદી અને આપણી જાત પણ જુદી છે. અને આપણે અને એને તો જન્મનાં વેર છે ! '

' વેર એટલે શું, બા ? '

' સમળી સાપનો દુશ્મન ગણાય, સમજાયું ? '

' પણ દુશ્મન એટલે શું ? '

' દુશ્મન એટલે જેને જાનથી મારી નાખવો પડે તે ! '

' એને કેમ જાનથી મારવો પડે ? '

' આપણે ખાવું તો જોઇએ ના ? '

' પણ આપણે કાંઇ બીજું ન ખાઇ શકીએ ? '

' સાવ મૂરખ દેખું છું તો ! આપણા જંગલમાં પેલો સાધુ રહે છે ના, એને ત્યાં તારે જન્મ લેવો જોઇએ ! મારે પેટ તું પડ્યું એમાં કાંઇક ભૂલ થઇ છે. ' એમ કહી હસીને બચ્ચાની ચાંચમાં વહાલથી ફરી પોતાની ચાંચ ભેરવીને સમળી મા માળો છોડી નીકળી પડી. એણે પાંખો વિસ્તારી– જાણે સ્વર્ગમાંથી મોજ કરતું કોઇ વિમાન ઊતરી પડતું ન હોય !

× ×

એ જ વેળા એક ભીલ પોતાની ઝૂંપડીમાંથી તીર-કામઠું ખભે ચડાવી બહાર નીકળતો હતો. પોતાના વહાલસોયા એકના એક બાળકને ગાલે બચી લેતાં તેણે કહ્યું : ' બેટા ! કાલે તું ફૂલોના રંગો પાછળ ગાંડો બની જઇ જંગલમાં રખડવા નીકળી પડયો હતો; પણ જોજે એકલાં ક્યાંય જવાતું નથી, હો ! આ જંગલમાં બધે કચરો પાંદડાં વેરવિખેર પડયાં હોય એમાં નાના મોટા જીવ સંતાઈ રહે. ફરતાં ફરતાં આપણને એ ક્યારે ડસે એ નક્કી ન કહેવાય. જો બેટા ! મારા વિના તારે ક્યાંય નથી જવાનું. '

' પણ બાપુજી ! '

' પણ બણ હું કશું નથી સાંભળવાનો. કાલે આકાશમાં તેં પેલી સમળી ઊડતી જોઈ, ને બસ એને જ આણી આપવાની તેં હઠ લીધી; સાંભરે છે ? આજે તને એવી સમળીનું જ એક નાનું બચ્ચું આણી આપીશ, પહેલાં એ કરીશ, બીજો શિકાર પછી. બસ ? '

બાળકે પૂછયું: ' એ બચ્ચાને મા હશે કે નહિ ? '

' ગાંડા ! મા વિના આ દુનિયામાં કોઇ જન્મે ખરું ? '

' તો મારે એ બચ્ચું નથી જોઈતું ! એને પકડીને તમે અહીં લાવો તો એની મા ઘેર એકલી



રડયા કરે ! કાલે હું ખોવાઇ ગયો ત્યારે તમે ને બા કેવાં રોતાં હતાં !'

બાળકને વાંસે વહાલભર્યો હાથ ફેરવતાં ફેરવતાં ભીલ પિતા બોલ્યો : 'બેટા ! તારી વાત પણ અજબ છે ! આપણા જંગલમાં પેલા સાધુ મહારાજ ફર્યા કરે છે એને ઘેર જ તું શોભે ! મારી ઝૂંપડીએ તું જન્મ્યો એમાં કાંઇક વિધાતા જ ભૂલી લાગે છે ! ગાંડાભાઇ ! પંખીની જાત જુદી અને આપણ માનવીઓની જાત પણ જુદી. ચાલ, હવે તારું તીર કામઠું લઈ આટલામાં જ રમ્યા કરજે, હો !'

× ×

એ જ વખતે એક નાગણ જાળામાં ભરાઇને પોતાના બચ્ચા સાથે ગેલ કરતી હતી.

બચ્ચાએ કહ્યું: 'બા, બા ! જો તો; તડકો કેટલો ચડ્યો ! ચાલ, આપણે હવે દરમાં ભરાઈને સંતાઇ જઇએ !'

જરા ગુસ્સામાં નાગણે જવાબ આપ્યો: 'નહિ, અત્યારમાં નથી જવું ! ઊભું રહે જરા. પેલો શિકારી રોજ અત્યારે આ રસ્તેથી જ નીકળે છે. એને બરાબરનો એક ડંખ ન મારું ત્યાંસુધી મને ચેન નહિ પડે.'

'પણ બા ! એમાં આટલી બધી ગુસ્સે શાની થાય છે ? કાલે બિચારાનો પગ તને ભૂલથી અડી ગયો હશે, એમાં આટલો બધો ખાર હોય ? હું તો તારા પર કેટલુંય આળોટયા કરું છું !'

'સાવ ગાંડું લાગે છે તું તો ! પેલા આપણા જંગલમાં સાધુ રહે છે એના જેવું ! એને ત્યાં જનમવાને બદલે ભૂલથી તું મારે પેટ પડયું લાગે છે !'

'પણ બા ! તું એ શિકારીને ડસે એટલે એ તો મરી જાય; પછી એનો પેલો નાનો છોકરો તો રોયા જ કરશે.'

'બેટા ! તું જાણતું નથી. એ છોકરો ભલે રડયા કરે. એમાં આપણે શું ? એની જાત જુદી અને આપણી જાત પણ જુદી છે !'

એટલામાં બાજુના જંગલમાં પાંદડાં ખખડયાનો અવાજ થયો. કોઇને પગે કચરાતાં સૂકાં પાંદડાં ખખડતાં હતાં. એ સાંભળતાં જ નાગણ બોલી ઊઠી, 'જરા રહે, હું હમણાં જ પાછી આવું છું. તુ અહીં બરાબર સંભાળથી સંતાઇને રહેજે, હો બેટા ! આ જાળામાંથી ક્યાંય બહાર ન નીકળીશ.'

હજુ પાંદડાં કચડાતાં હોય એવો અવાજ આવ્યા જ કરતો હતો. બચ્ચાને પંપાળીને નાગણ જાળામાંથી બહાર નીકળી પડી—વેગભર સાગરને મળવા દોડી જતી નદીના રેલાની પેઠે અનેક વાંકાચૂંકા વળાંક લેતી સરસરાટ તે દોડવા લાગી.

શિકારી સમળીનો માળો શોધતો ફરતો હતો. સંતાતી છુપાતી નાગણ તેની પાછળ પડી. એટલામાં કાંઇક પડછાયો પડયો. ઊંચે જોયું તો સમળી આકાશમાં ચક્કર મારતી હતી—તીણી નજરે જમીન પર કાંઇક શોધતી હતી. નાગણ ધ્રૂજી ઊઠી. ઝટ કરતી પાસેના એક નાનકડા જાળામાં તે લપાઈ ગઇ.

થોડીવારે બહાર નીકળીને જોયું તો સમળી દૂર દૂર ઊડી જતી હતી. નાગણે આસપાસ જોયું, પણ પેલો શિકારી અદૃશ્ય થઇ ગયો હતો. ગુસ્સાભેર ફૂંફાડા મારતી તે એને શોધવા દોડી.

× ×

નાગણ નીકળી ગયા પછી તેનું બચ્ચું પણ તેની પાછળ બહાર નીકળી પડયું હતું પણ એની નાગણને જાણ નહોતી. શિકારીની પાછળ તેનો દીકરો પણ જંગલમાં રખડવા નીકળી પડયો હતો, અને ઊડવાનું આકર્ષણ અસહ્ય થવાથી સમળીનું બચ્ચું પણ માળામાંથી નીકળી પડી આકાશમાં નાનાંનાનાં ચક્કર મારતું થયું હતું.

માબાપ શિખામણ આપ્યા કરે અને બચ્ચાંઓ એને ગણકાર્યા વિના સ્વચ્છંદે વિહર્યા કરે એ જ પ્રાણી માત્રનો જીવનક્રમ હશે શું ?

શિકારી આકાશમાં જોતો હતો. પેલું સમળીનું બચ્ચું તુરત એની નજરે ચડયું. તેણે નિશાન તાકી બાણ છોડયું. સનનન કરતું બાણ છૂટયું.





એ જ પળે પેલી નાગણે આવી પહોંચી જોસભેર એને પગે ડંખ માર્યો.

અને ત્યાં તો નાગણની પાછળ દોડ્યા આવતા એના બચ્ચા પર સમળીએ ઝડપ દીધી !

× ×

શાંતિના પરમ ઉપાસક પેલા સાધુની સૂર્ય ભગવાનને ઉપાસના-અર્ધ્યપ્રદાન વિધિ પૂરી થઇ હતી. પરમાત્માનું ચિંતન કરતો કરતો તે પર્ણકુટી ભણી પાછો વળતો હતો. એને કાને એકાએક કોઈ કરુણ ચીસો સંભળાઈ: 'બાપુ ! બાપુ !

એ કલ્પાંત–એ રુદનની દિશામાં સાધુએ પગલાં ઉપાડ્યાં. દૂરથી એની નજરે જે દેખાયું તેથી એની ખાતરી થઈ કે શાંતિ માટેની પોતાની અખંડ ઉપાસના ખરેખર આજે ફળીભૂત થઇ છે ! કોઇ સમાધિચઢાવેલા યોગીની પેઠે સમળી શાંતિથી બેઠી છે, અને તેની બાજુમાં જ એક નાગણ નિરાંતે આરામ લઈ રહી છે. જગતનાં પ્રાણીમાત્ર પરસ્પરનો વેરભાવ ભૂલી જઇ મિત્રભાવે વસે એવી પોતાની નિત્યની પ્રાર્થના આજે પરમાત્માએ સાંભળી છે એવો એને ભાસ થયો. એ પ્રાણીઓની જ બાજુમાં એક માનવી બાળક પણ દેખાતો હતો. નાગણ સમળીથી બીતી નથી, માનવી સર્પથી ડરતો નથી, અગર સમળી માનવીથી ભય પામીને ઊડી જતી નથી—કેવું અદ્‌ભુત દશ્ય ! કેવું અલૌકિક ! પોતાની અંતર ઇચ્છાની કેવી આ સફળતા ! આકાશ સામે જોઈ ભક્તિભાવે નમ્ર બની હાથ જોડી ત્યાં ઊભાં ઊભાં જ સાધુએ ઉદ્‌ગાર કાઢ્યા: 'ધન્ય, પ્રભો ! ધન્ય છે. તારી લીલા અપાર છે !'

આંખો ખોલી સાધુ વધુ નજીક આવ્યો. પણ ત્યાં તો તેની સામે ત્રણ મડદાં પડ્યાં હતાં–એક માનવી, એક સમળીનું બચ્ચું અને એક નાગણનું બચ્ચું !

એ જોતાં જ સાધુના હાથ માંહેનું કમંડલુ સરી પડ્યું ! આકાશ તરફ નજર કરવાંની હવે તેનામાં હિંમત રહી નહોતી. નીચું માથું રાખી માત્ર જમીન તરફ જોવાનું એણે ચાલુ રાખ્યું. એની આંખે ચોધાર આંસુઓ ટપકી રહ્યાં હતાં !



## છાયા

પાનખરનાં દિવસો આવ્યા અને અમારા આંગણામાના પીપળાનાં બધાંય પાન એક પછી એક ખરી પડ્યાં, ઠૂંઠાં ડાળખાં પસારીને વૃક્ષ ઉદાસ ઊભું હતું, અને સ્વચ્છ આંગણાંમાં પટ ઉપર એનો પડછાયો પણ એવો જ પથરાયો હતો.

એ જોઇને મેં તરૂવરને કહ્યું, "આજે તારી ડાળીઓનો પડછાયો પણ કેવો બદસૂરત અને કદરૂપો લાગે છે !"

એ સાંભળીને ડાળીઓમાંની એક જે પીઢ અને પુખ્ત વયની હતી તે ઝટ બોલી ઊઠી, "તમે ભૂલો છો, એ પડછાયો શાખાઓનો નહિ પણ મૂળિયાંઓનો છે. જુઓને, એનો આકાર જ કહી આપશે કે એ કોનો છે? પોતાની વિરૂપતા સંતાડવા તેઓ ભોંયમાં લપાયાં છે પણ કંઈ પડછાયો છાનો રહે ?"

મેં ચૂપચાપ સાંભળ્યા કર્યું અને કશો જ ઉત્તર આપ્યો નહિ.

દિવસો જતાં કંઈ વાર લાગે છે? જોતજોતાંમાં તો ફાગણ આવ્યો ! અને વૃક્ષ નવપર્ણોથી નાચી ઊઠ્યું ! સૂર્યકિરણો એમાંથી ચળાઈને ભોંય ઉપર પથરાવા લાગ્યાં અને અમારા ચોકનાં સમસ્ત પટવિસ્તાર ઉપર નવાં નવાં છાયાચિત્રોની ભાત પથરાવા લાગી.

એક દિવસ જ્યારે મુગ્ધભાવે એ હું જોઈ રહ્યો હતો ત્યારે પેલી પુખ્ત શાખા બોલી, "જોઈ અમારી છાયા? કેવી દષ્ટિમધુર અને મનોહારી છે !"

**પુરૂષોત્તમ સંઘવી**

×

# કર્તનશીલ વર્ગ વિષે થોડી માહિતી

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઇ

કોતરી કોરીને ખાવાવાળાં આ પ્રાણીઓનો વર્ગ ઘણો મોટો છે. મોટા જૂથમાં વસે છે. આ પ્રાણીઓ બીજાં પ્રાણીઓની સરખામણીમાં બહુ નાજુક દેહ ધરાવવાવાળાં છે. તેઓ જીવન પણ જુદી જુદી રીતે વ્યતીત કરે છે. તેમાં કેટલાંક ધરતી માથે ફરે છે તો વળી કેટલાંક ધરતીમાં ધ્વાન ખોદી રહેવાની સગવડ કરે છે. ત્યારે વળી કેટલાંક વૃક્ષ-વાસી છે, તો કેટલાંક જળમાં જીવન ગુજારે છે. જેવો પોતાનો વસવાટ તેવો તેની કાયાનો ઘાટ અને બાંધો પણ બદલાય છે તે તેઃ સ્વાભાવિક છે. છતાં તેઓ કર્તનશીલ વર્ગનાં છે એ તેઓના આગલા દાંત ઉપરથી વરતી શકાય છે. વળી આ દાંતનો ઘાટ જે તે પ્રાણીના ખોરાક અને તે ખાવાની રીત સાથે સંકળાયેલો છે.

આ વર્ગનાં તમામ પ્રાણી ખાસ કરીને શાકાહારી છે એક એવી ખાઇ શકાય એવી વનસ્પતિ નથી કે જે આ પ્રાણી ન ખાતાં હોય. પણ જાત પ્રમાણે તેની ખાવાની રીતમાં ફરક હોય છે. ખિસકોલીના વર્ગનાં તમામ પ્રાણી ખોરાકને કોરીને ખાય છે. આ કોરવું તે તેના આગલા દાંતથી કરે છે, જેમાં તેના આગલા દાંત ખાસ તેજ કામ માટે પ્રકૃતિએ બનાવ્યા હોય એમ લાગે છે. આ દાંત બહુ તીક્ષ્ણ અણીવાળા લોઢાની છીણીના આકારના છે, જેનાથી તેઓને કોતરવું બહુ સુગમ પડે છે. તેમાંનાં ઘણી જાતનાં પ્રાણીઓમાં આ બે દાંત ઉપરના જડબામાં તેમજ બે દાંત નીચલા જડબામાં આવેલા છે, જ્યારે સસલાંનાં સગાં અને સસલાં અપવાદરૂપ છે. તેઓને ઉપલા જડબામાં આવા ચાર દાંત હોય છે; તેમાં આગલી જોડી મોટી અને પાછળ નાની જોડી આવે છે. આ દાંત જડબામાં બહુ ઊંચે સુધી પકડાયેલા છે અને એવી ગોઠવણવાળા છે કે ગમે તેટલો તેનો ઉપયોગ થાય છતાં તેને બહુ ઘસારો નથી લાગતો અને છીણી જેવી બારીક ધારવાળા રહી શકે છે. આપણે જોઇ ગયા તેમ કર્તનશીલ પ્રાણીના દાંતનો ઘાટ લોઢાની છીણીને મળતો આવે છે. આ છીણીને અંદર નરમ લોઢું હોય છે અને ઉપર પોલાદનું પડ ચઢાવે છે તેમ આ દાંત અંદર નરમ અને ઉપર મજબૂત કોઠીનું પડ ચઢાવેલા હોય છે. આ પડનો રંગ કાંતો નારંગી અથવા પીળો હોય છે. હવે પેલું પોલાદનું પડ નરમ લોઢાની સાથે જલદી ઘસાતું નથી એટલે તેની ધાર લાંબા વખત સુધી સારી રહે છે. એવી જ રીતે આ દાંતની અણી રહે છે અથવા ધાર રહે છે. કોરવામાં તેના દાંત ઉપર જે કઠણ કોઠી રહેલી છે તે કરતાં નરમ પદાર્થ જલદી ઘસાય છે અને જેમ છીણી પોતાની ધાર બરાબર સતેજ રાખે છે તેમ આ દાંત પણ પોતાની ધાર સતેજ રાખે છે. કોઇ રીતે ઘસાઇ જવાનો ખતરો નથી, કારણ કે આ દાંત આવાં પ્રાણીની જિંદગી સુધી વધતા જ રહે છે. આ તેના કોરી ખાવાવાળા દાંત વિશેની વાત થઇ. કર્તનશીલ વર્ગને. આ દાંત તેના ખાવાના ખોરાક સાથે અને ખાવાની રીત સાથે સરસ બંધબેસતા આવે છે. આ વર્ગમાં રાક્ષીઓનો અભાવ દેખાય છે, આથી તેના આગલા દાંત અને પાછલા દાંત વચ્ચે જડબામાં જગ્યા રહે છે. આ રીતે રહેલી જગ્યાનો ચોક્કસ ઉપયોગ છે કે જેનાથી ગાલની ચામડી સારી રીતે અંદર જઇ શકે છે. આમ મોંમાં ગાલ ભેળા થવાને અંગે મોંમાં બે ભાગ પડે છે, જેથી એક ભાગ પેલા કાતરવાના દાંત માટે બને છે અને બીજો ભાગ ચાવવાની દાઢો માટે બને છે. બહારનો ભાગ અંદરની જગ્યામાં આવવાનો રસ્તો ગાલની ચામડી અંદર ખેંચાવાથી સાંકડો થઇ શકે છે, આથી અંદર બાજુની ચામડી કે જેની ઉપર કાંતો પુષ્કળ અથવા તો છૂટાછવાયા બાલ આવેલા છે, એટલે તેના ગાલ એક ચાળણીની ગરજ સારે છે. આ ચાળણીમાં ચળાઇને બારીક કોરેલો ખોરાક મોંના અંદરના ભાગમાં જાય છે અને ન ચવાઇ શકે એવી જાડી વસ્તુ બહાર ફેંકી દે છે, જે ખોરાક આવી રીતે કોરાઇને અંદર જાય છે. પછી તે દાઢથી ચાવી બારીક કરી નાંખી ગળી જાય છે. આ વર્ગનાં પ્રાણીઓને બંને તરફ ત્રણ ત્રણ દાઢો આવેલી હોય છે. વળી એટલું પણ ખરું કે આ પ્રાણીઓનાં મોંની અંદરની રચના સાવ જુદી જ છે અને તેના ખોરાક સાથે અને તેને





કોરવા સાથે બહુ સંબંધ રાખનારી છે.

જગતને ખૂણે ખૂણે કર્તનશીલ વર્ગનાં પ્રાણી વસ્યાં છે, જેમાં ઉત્તર અને દક્ષિણ ગોળાર્ધનો સમાવેશ થતો નથી, પણ દરિયાની સપાટીથી ઘણી ઊંચાઈએ તેઓ વસ્યાં છે. વળી એવાં પણ કર્તનશીલ પ્રાણીઓ છે કે જેણે નવા વસવાટ સાથે બહુ જલદી મેળ લઈ લીધો છે. તેઓની રખડપટ્ટીથી અથવા તો માણસના પડાવ સાથે ઊંચકાઇને આ મેળ કરી લીધો છે. દાખલા તરીકે આપણો ઘરનો ઉંદર સચોટ રીતે સાબિત કરી બતાવે છે કે તે દુનિયાના કોઇપણ ભાગમાં પોતે અનુકૂળ થઇ જીવન વ્યતીત કરી શકે છે.

આપણો ઘરનો ઉંદર પોતાના વસવાટ સાથે તેના રંગમાં ફેરબદલી કરે છે. જે ઉંદરો ખુલ્લી જગ્યામાં વસે છે જેવાં કે ખેતર અથવા રણપ્રદેશ, તેઓનો રંગ લાલાશ પડતો પીળો અને પેટાળ સફેદ રંગનાં સાચવ્યાં છે કે જે રંગ પહેલાં રતાશ પડતો મનાતો હતો. પણ આપણા સહવાસ આગળ અથવા ઘરમાં વસવાથી તેના રંગનો ચળકાટ તદ્દન ઝાંખો થઇ ગયો જેમાં પેટાળ મેલું કર્યું. આ ફેરબદલી આપણા મકાનમાં વસવાથી ઉંદરમાં આવી છે. તે જ વર્ગનાં બીજાં કોતરીને ખાનારાં પ્રાણીઓનો રંગ કેવો જુદો પડે છે! દાખલા તરીકે ખિસકોલી જેઓ માનવ-સમાજ વચ્ચે કે આસપાસ વસે છે, તેના રંગમાં આ તફાવત દેખાઇ આવે છે. અલબત તેના રંગમાં પણ ઋતુ અને જગ્યા સાથે ફેર પડે છે. સૂકી અથવા ભેજવાળી હવા રંગ બદલવામાં મોટો ભાગ ભજવે છે. ભેજવાળી જગ્યા હંમેશાં ઘેરો અને સૂકી હવા આછો રંગ પેદા કરે છે. હવા કરતાં બીજી પણ એવી બાબતો છે કે જેનાથી રંગમાં ફેરબદલી થાય છે. તેમાં ઘરમાં ફરતી ઉંદરડીઓમાં કેટલીક ઘેરા રંગની તો વળી કેટલીક ઝાંખા રંગની તો વળી ત્રીજી તો નતો ઘેરો કે નતો ઝાંખો કહી શકાય એવી હોય છે. તેઓ એકસરખાં હવાપાણી અને વસવાટનો ઉપયોગ કરતી હોય છતાં આવું બને છે. જે ઠેકાણે આવું બને છે ત્યાં તે રંગો હવાપાણી ઉપર આધાર નથી રાખતા પણ તેના બચાવને માટે ઝાંખા ઘેરા રંગ પેદા થાય છે. એ ઉપરથી સમજાઇ જાય છે કે જ્યાં જેવી જગ્યા ત્યાં તેનો એવો રંગ હોય છે. આથી તેઓ તેના દુશ્મનની આંખથી બચી જાય છે. જ્યાં જમીન આછા રંગની ત્યાં વસતાં ઘેરા રંગનાં પ્રાણીઓ પણ આછા રંગમાં બદલાઇ જાય છે. જગ્યાને અનુરૂપ રંગ હોય તો દુશ્મન સહેલાઇથી તેને શિકાર ન બનાવી શકે. આથી તેની આખી જાતનું નિકંદન નીકળતાં અટકે છે. અને જેવો જમીનનો રંગ તેવો તેની ઉપર વસતાં પ્રાણીઓનો રંગ, અને આવાં જ પ્રાણીઓની જમાવટ ત્યાં થાય છે. આવા કારણથી એક જાતનાં પ્રાણીઓ કેટલાંક હલકા અને કેટલાંક ઘેરા રંગનાં થયાં છે. કર્તનશીલ પ્રાણી સિવાયનાં બીજાં પ્રાણીઓમાં હવાપાણી રંગની બદલી કરવામાં ભાગ ભજવતાં હોય અથવા તો બચાવ કરવાની ઉપયોગિતાનું પરિણામ હોય અથવા તો બન્ને તત્ત્વો ભેગાં મળી કામ કરતાં હોય છે. પણ નાનાં કર્તનશીલ પ્રાણીઓ કે જેઓની ઉપર તેના દુશ્મનની મોટી જમાત ગુજરો ચલાવે છે તેમાં આવી રીતે આસપાસના વાતાવરણ સાથે પોતાના રંગથી ભળી જવું એ ખાસિયત ખાસ મહત્ત્વની હોવી જોઇએ.

હવે કર્તનશીલ વર્ગનાં પ્રાણીઓની ખાસિયત અને કેવી જગ્યામાં વસવાટ કરે છે તે જોઇએ.

૧ સૌથી પહેલાં તો આપણે ત્યાં વસતાં આવાં પ્રાણીઓ શિયાળુ નીંદરમાં પડતાં હોય એમ જણાતું નથી કારણ કે અહીં બરફ કે ઠંડી સખત પડતી નથી. પણ હિમાલયમાં મારમોટ નામનું ખિસકોલી જેવું પ્રાણી થાય છે જે લગભગ દરિયાની સપાટીથી ૧૮૦૦૦ ફીટની ઊંચાઇએ વસે છે તે પ્રાણી આવી લાંબી શિયાળુ નીંદરમાં પડે છે. આવી નિદ્રા લેવાનું કારણ એ હોય છે કે શિયાળામાં બરફ વરસવાથી ખોરાક બધો તેની નીચે દબાઇ જાય એટલે તે મેળવવો મુશ્કેલ પડે છે. વળી આ મારમોટ પોતાના ધાતમાં શિયાળામાં લગભગ પડ્યા પડ્યા ખાવા ખોરાક જમા પણ કરતું નથી. આવાં બે કારણોને લઇને તેઓ શિયાળુ લાંબી નિદ્રામાં પડી જાય છે.



બીજાં ઘણી જાતનાં આવાં પ્રાણીઓ બરફ વરસવાથી ખોરાક મળતો નથી એટલે અગાઉથી ખોરાકનો સંગ્રહ કરે છે. પણ મારમોટ શિયાળાની આ સખત કડકડતી ઠંડીનો સામનો આવી લાંબી નીંદર દ્વારા કરે છે. અસહ્ય ઠંડી ઊંઘ લાવે છે. આવાં જ બીજાં હિમગિરિવાસી માઉસહેર–(Mouse hare) કે વોલ્સ (Voles) એટલી ઊંચાઈએ વસે છે પણ તેઓ આવી શિયાળુ નીંદરમાં પડે છે કે નહિ તે જાણવામાં નથી, છતાં એટલું છે કે જે જગ્યામાં ઉનાળાનાં તેઓ ઘણી સંખ્યામાં વરતાય છે ત્યાં શરદઋતુમાં દેખાતાં નથી. આ પ્રાણીઓ આખો શિયાળો ચાલે એટલો અન્નસંચય પોતાના ઘાંતમાં કરે છે. વોલ્સને માટે કહેવાય છે કે આ પ્રાણી આખો શિયાળો હરફર કરે છે અને જ્યારે અન્નસંચય ખૂટી પડે છે છતાં શિયાળો હજુ પૂરો થયો ન હોય તો બરફ જ્યારે ઓગળી જાય છે ત્યારે નીચે તેની ખોદેલી જગ્યાઓ મળી આવે છે, જેમાંથી તેઓ ખોરાક શોધી લે છે. એવી જ રીતે હિમાલયના ઊંચા પ્રદેશમાં વસતી ઊડતી ખિસકોલી વૃક્ષની પોલમાં શિયાળુ નીંદરમાં પડી જાય છે, પણ રાતી ઊડતી ખિસકોલી ૧૦૦૦૦ ફીટની ઊંચાઈએ સખત ઠંડીમાં પૂરતી સ્ફૂર્તિમાં ફરતી દેખાઈ છે. જો તેઓ આવી નીંદરમાં પડતી હોય તો મનાય છે કે તેઓ બહુ સખત રીતે સૂઈ જતી નહિ હોય એટલે જરા જેટલી ગરમ હવા તેઓને તરત જ સતેજ કરી દે છે. આવું બીજાં ઘણાં શીતનિદ્રા લેતાં પ્રાણીઓમાં બને છે, છતાં આ રાતી ઉડતી ખિસકોલી તો પેટ પૂરતું ખાવાનું જડી રહે તો શિયાળામાં પણ ખૂબ સ્ફૂર્તિમાં ફર્યા કરે છે.

આપણે ત્યાં ખરગોશ અથવા સસલાં અને તેના જેવાં બીજાં પ્રાણીઓ ઋતુ પ્રમાણે પોતાનો વસવાટ કરે છે. જ્યારે ચોમાસું હોય અને સર્વત્ર સંતાવાની જગ્યા મળી રહે છે ત્યારે ખરગોશ અનુકૂળ જગ્યામાં વસે છે. પણ જ્યારે ઉનાળામાં મોલાત તથા બીજું ઘાસ સુકાઈ જાય ત્યારે તેઓ જાળાંઝાંખરાંવાળી કાંટાનો આશરો શોધે છે. તે પણ જ્યાંથી ખોરાક મેળવવો સહેલો થાય તેવી જગ્યા પસંદ કરે છે અને ઉનાળામાં તો તેઓ ઘાસનો ઉગાવો ખાવા આપણાં આંગણાં અને ફળિયાની પણ મુલાકાત લે છે. વળી જ્યારે ચોમાસામાં પાછી મોલાત તથા ઘાસનો ઉગાવો થઈ જાય ત્યારે પાછાં એવે ઠેકાણે વસવા ચાલ્યાં જાય છે. આપણા ઘરમાં વસતા ઉંદરોની સંખ્યાનો ચોમાસામાં બહુ ભરાવો થાય છે, કારણ કે તેઓને વરસાદથી બચાવ શોધવો પડે છે, અને જ્યારે કોરી ઋતુ આવે ત્યારે આજ ઉંદરો બહાર વસવા માટે ચાલ્યા જાય છે, એટલે આપણને તેની સંખ્યામાં ઘટાડો લાગે છે.

મારા અવલોકનમાં એવું આવ્યું છે કે જ્યાં ચોમાસામાં પાણી ભરાવાની વકી હોય તેવે ઠેકાણે તેઓ ઊકરી જમીન જેવી કે માટીના ઢગલા અથવા ખેતરના પાળામાં ઘાંત ખોદી વસે છે. પણ જ્યાં જમીનનું ઓળાણ હોય ત્યાં દર વરસે ઘણા પુખ્ત ઉમરના ઉંદરો અને નાનાં બચ્ચાં અને ઉંદરડીઓ પાણીમાં ડૂબી નાશ પામે છે.

કુદરતે જ આ કૂદકે અને ભૂસકે સંખ્યાબળમાં વધતાં પ્રાણીઓ ઉપર ઘણા સાધનદ્વારા અંકુશો મૂકયા છે. અકસ્માત, રોગ, શિકારી પ્રાણીઓ અને પંખીઓ અને તેના લોહીનો ચારો કરતી તેના ઉપર થતી જિવાત તે ઉપરાંત હવામાનના ફેરફાર તેઓની વધતી સંખ્યા ખૂબ જ અટકાવે છે. જેમ ખાવાનો ખોરાક વધારે તેમ તેની વસ્તીમાં વધારો થવા લાગે છે. પણ જ્યારે ખોરાકની વિપુલતા, અનુકૂળ હવામાન અને એ સિવાય બીજાં અનુકૂળ તત્ત્વો કર્તનશીલ પ્રાણીઓની ઉત્પત્તિમાં અજબ વિકાસ કરે છે, ત્યારે કુદરતી રીતે જ તેમાં રોગ આવી અમુક વખતે ઘણા મૂષકનો નાશ થાય છે. દુષ્કાળ પછી બનતાં સુધી આવું બનવા પામે છે, કારણ કે જ્યારે વરસાદ ન થયો હોય ત્યારે તેઓની સંખ્યામાં પુષ્કળ વધારો થયો હોય, પણ બીજે વરસે ખૂબ વરસાદ આવે એટલે ઘણા ખેતરાઉ ઉંદરો ડૂબીને ખલાસ થઈ જાય છે. આથી આપણે એટલું સમજી શકીએ છીએ કે દુષ્કાળમાં પાણીનાં પૂર ન હોય અને એ ન હોવાને અંગે ઉંદરનો નાશ થતો નથી. તેમાં ખાસ કરી નાનાં





બચ્ચાં તો બરાબર જીવી જાય છે. એ સિવાય કેટલી જિવાત અને ચાંચડ પણ તેનો નાશ કરે છે. આ જિવાત અને ચાંચડને વધવા માટે ભેજ જોઈએ છે. આ બધા સાધારણ અંકુશોની ગેરહાજરીમાં પણ ઉંદરની વસ્તી વધે છે.* દુષ્કાળમાં આ વધારાને બચવા માટે નવો નોખો ખોરાક જડી રહે છે. જ્યારે બીજે વરસે ખાદ્ય પદાર્થની વિપુલતા થાય ત્યારે આ ઉંદરોની સંખ્યા બહુ જલદી બચ્ચાં દેવા લાગી જાય છે. એ બધાં મોટાં થઈ બીજે વરસે એ જગ્યાને વસવાટ માટે સાંકડી કરી મૂકે છે અને સીમની ઘણી મોટી જગ્યાને નુકસાન પહોંચાડે છે, આ તો એક કહેવાએલી સમજ છે પણ આ બાબત હજુ ઘણો વધુ અભ્યાસ માંગી લે છે જેથી આપણે નક્કી કરી શકીએ કે ખેતરાઉ ઉંદરની વૃદ્ધિ અને નાશનાં કારણ શાં છે. કર્તનશીલ પ્રાણીનો વસ્તીવધારો ઘણા મોટા પ્રમાણમાં થાય છે તેનું કારણ તો એ સમજાય છે કે તેઓને ઘણાં મોટાં જોખમ, અકસ્માતો અને તેને મારી ખાવાવાળાં પ્રાણી પંખીની તેના ઉપર નજર રહેવા અંગે આમ વધારે ઉત્પાદન થતું હોય.

કર્તનશીલ વર્ગ બધો બહુ દુર્બળ પ્રાણીઓની નાત છે, જેનું કદ તથા બળ બહુ નજીવું છે, છતાં તેઓએ આજે જ્યારથી એમની ઉત્પત્તિ થઈ હશે ત્યારથી ગમે તેવા અને તેટલા દુશ્મનોની સામે ઝઝૂમીને પણ પોતાનાં નાત અને કુટુમ્બને ઉગાર્યાં છે. આ પ્રાણીઓનો બચાવ એની ચપળતા, લુચ્ચાઈ બીક અને ચમક અથવા ભડક, છુપાઈને રહેવાની ટેવ અને એ બધા ઉપર તેઓની અજબ ભોગશક્તિને લઈને તેઓની પ્રજોત્પત્તિ કરવાની ઉતાવળ છે. વળી આ વર્ગનાં કેટલાંક પ્રાણીને શિશોળિયાનાં હથિયારથી રક્ષાએલાં છે. તેમાં શેઢાડી અથવા શાહુડી રક્ષણ કરવા માટે આવા શિશોળિયાનાં હથિયારથી સજજ થયેલી છે. અણીદાર ખૂંચી જાય તેવાં શિશોળિયાંનાં હથિયાર સિવાય બીજી રીતે બચાવ કરવા તેઓ અશક્ત છે. મોટા જંગલમાં ઘાતકી પશુ જેવાં કે વાઘ દીપડાનો પણ ક્યારેક આ શેઢી તેની નાજુક ઇન્દ્રિયમાં તેનાં શિશોળિયાં ભોંકીને નાશ કરે છે. કર્તનશીલ વર્ગનાં પ્રાણી નબળી કાઠીનાં અને બીકણ પ્રાણી છે. પણ ક્યારેક ભૂખ તેઓને અજબ હિંમતવાન બનાવી દે છે. ભૂખ્યા ઉંદર ઘણી વખત આપણી ઉપર અથવા બીજાં મોટાં પશુ ઉપર હુમલો કરે છે. ઉંદર અને નાની ઉંદરડીઓએ પાળેલા હાથીના પગ કોરી ખાધાના અને પાળેલાં કૂતરાં ઉપર હુમલા કર્યાના દાખલા જોવા મળી આવે છે. નાનાં પ્રાણીઓ તેમજ પાળેલાં તથા જંગલી પંખીનાં ઈંડાં-તેમજ બચ્ચાં તેઓના ખોરાકની એક વસ્તુ છે.

કુદરતની કરકસરમાં કર્તનશીલ પ્રાણી બહુ ચોક્કસ તરેહનો ભાગ ભજવે છે, કારણ કે તેઓમાં સંખ્યાબળ છે. ખાસ કરીને તો આ વર્ગ શાકાહારી છે, આથી કરીને ઝાડપાનની સૃષ્ટિને અંકુશમાં રાખે છે. પણ તેની આ ખાસિયત તેનો શિકાર કરી નિભાવ કરનાર પ્રાણીને બહુ સહેલી રીતે તેનો શિકાર કરવાની અનુકૂળતા કરી આપે છે. ખરી રીતે જોઈએ તો કેટલાંક નાનાં ઘાતકી પશુનો આ વર્ગમાં આવતાં પ્રાણીઓ ઉપર ખાસ જીવનનિર્વાહ છે. પણ જો નાનાં ઘાતકી પશુઓ જેવાં કે બિલાડાં, નોળિયા, શિકારી પંખીઓ, સર્પો અને ઘો તથા કર્તનશીલ વર્ગ ઉપર થતી જિવાતનો અંકુશ ન હોય તો આ પૃથ્વીનો મોટો ભાગ ઉજ્જડ થઈ જાય અથવા તો ત્યાં રહેવું અશક્ય થાય. આવા કુદરતી અંકુશોને કારણ વિના નકામા માની નાશ કરવામાં આવે તો માનવજીવન ભયમાં મુકાઈ જાય; અને ઘણી વખત બહુ દુઃખદ પરિણામ આવ્યાં છે.

આ પ્રાણીઓએ વસવાટ માટે બનાવેલાં ઘાંત બીજાં ઘણાં પ્રાણીઓને વસવાટ માટે જગ્યા પૂરી પાડે છે. ઘણી વખત ઝરખ શેઢાડીના ઘાંતને મોટા કરી વસે છે. એ સિવાય બીજાં શિકારી પશુઓ પણ આ ઘાંતનો વસવાટ માટે ઉપયોગ કરે છે. તેમાં ચામાચીડિયાં તો આવા ઘાંતને વસવાટ માટે ખૂબ જ પસંદ કરે છે. રણનો વગડાઉ ઉંદર પોતાના ઘાંતનો બીજાં જીવો જેવાં કે જમીનનાં દેડકાં વાંદા અને બીજા નાના જીવોને ખુશીથી ઉપયોગ કરવા દે છે. એમાં એવું પણ બને છે કે ખોદ ઉંદર અને ભોગવે ભોરીંગ, જેઓ ઘાંત બનાવવી વસતા ઉંદરને મારીને



ખાઇ જાય અને પછી તેમાં અડ્ડો જમાવી આસપાસ-વસતા બીજા ઉંદરોને પણ પોતાનો શિકાર બનાવી દે છે

કર્તનશીલ વર્ગ પોતાની જાત સાથે કેવું વર્તન રાખે છે તે જોઇએ. જો કે ઉંદરમાં એવી ખાસિયત છે કે પોતાની જાતનો કોઇ ઉંદર મરેલો કે ઘાયલ થયેલો જોઇ જાય તો તેને મારી નાંખે, અને ખાઇ જાય છે પણ ખરી રીતે તો તેઓ સંપીલાં પ્રાણી છે. જેમ બીજાં પ્રાણીઓમાં છે તેમ ખોરાકનું વધતું ઓછું પ્રમાણ અને તે મેળવવા માટે હરીફાઇ એ તેઓનો અંદર અંદરનો એકબીજી નાની જાતના કર્તનશીલ સાથેનો સંબંધ જાળવવાનો વર્તાવ મુખ્ય સવાલ છે. અતિ સંખ્યા અને હરીફાઇ કે જે બાબત તેઓના અસાધારણ વધારાને લઇને પેદા થાય છે. આથી ભૂખમરો અને રોગ ફાટી નીકળે છે કે જેથી સમજી શકાય છે આ બાબતો તેઓની વસ્તીની સંખ્યાને જોઇએ તે કરતાં વધારે વધવા દેતી નથી, અથવા તો તેમ કરવામાં મદદરૂપ થાય છે. બે જુદી જુદી જાતિ વચ્ચેની હરીફાઇ તો બળિયાના બે ભાગ પ્રમાણે સામી જાતને વિનાશની નજીક પહોંચાડે છે.

જે પ્રાણીઓ માનવ જાતિ સાથે નુકસાન કરવા જોડાયેલાં છે તેમાં ઉંદર અને ઉંદરડીઓ જેટલું બીજું કોઇ પ્રાણી આવી ન શકે. આ વર્ગમાં અમુક જ ખરાબ ખાસિયત છે એવું બનવતી નથી, પણ તેનુ સંખ્યાબળ વધારે નુકસાનકર્તા છે. તેનો નાશ કરવાની તમામ યોજના તેની વંશવૃદ્ધિ જે બહુ જલદી થાય છે તે નાકામિયાબ નીવડી છે. આપણા હિન્દુસ્તાન-માં ઉંદરો ખેતીને નુકસાન પહોંચાડે છે તેનો અંદાજ કાઢવો જ અતિ દુષ્કર છે. પણ તે કરોડો રૂપિયા સુધીનો થવા જાય છે. દરેક પ્રકારનો દાણો તેનો મુખ્ય ખોરાક છે. એટલે દાણો જ્યારથી લવાય ત્યારથી તેની દરેક પ્રગતિથી માંડીને ખળામા આવે અને જ્યાં સંગ્રહાય ને ઠેઠ રંધાય ત્યાંસુધી તે તમામ ઉપર જબ્બર મોં ચલાવે છે. તે સિવાય જે ગજબનાક નુકસાન આપણાં પાંદડાં અને ફળફળાદિકને કરે છે તથા આપણાં પાળેલાં પંખી અને મુરઘાંનાં બચ્ચાં તથા ઈંડાં ખાઇ જે ત્રાસ વરતાવે છે તેનું માપ નથી. વળી તેઓ ખાવા કરતાં બગાડવાની વૃત્તિ ઘણી વધારે છે. ઉંદરે છુંદેલો દાણો કે બીજો ખોરાક માણસની તથા જનાવરની તંદુરસ્તી ઉપર ખૂબ અસર કરે છે.

આપણે દાણો બગાડીને ઉંદર જે નુકસાન પહોંચાડે છે તેથી વધારે સખ્ત નુકસાન તો તેઓ આપણી વચ્ચે વસવાથી રોગો પેદા કરીને કરે છે. મરકીનો રોગ જે આપણા હિન્દમાં હજારો માનવીનો ભોગ લે છે તેમજ જગતના ઘણા ભાગોમાં પણ લે છે તે રોગ ઉંદરની રૂંવાટીમાં વસતા ચોક્કસ પ્રકારના ચાંચડથી ઉત્પન્ન થાય છે. ઉંદરો પણ આ દરદથી ઓછા થઇ જાય છે. આ રીતે કુદરત તેઓનું સંખ્યાબળ ઘટાડે છે. મરકી થવાથી ઉંદર મરી જાય અને તેના આ દરદવાળા લોહી ઉપર નભતા ચાંચડ જ્યારે તેને ખોરાક પૂરો પાડતો ઉંદર મરી જાય એટલે તેની ઉપરથી ઊડીને બીજાં કર્તનશીલ પ્રાણીને શોધે, તેમાં બીજાં પ્રાણીઓ પણ આવી જાય છે અને તે પ્રાણી-ઓમાં માણસ પણ બાકી રહેતું નથી. આ દરદના ફેલાવા માટે હથિયાર તરીકે ખાસ વપરાતો આપણો ઘરનો ઉંદર છે. તેમાં નાની ઉંદરડી અને મોટી ઘૂંસનો પણ સમાવેશ થાય છે. આટલા પ્રાણી સિવાય આપણી ખિસકોલી પણ તેના એક હથિયાર તરીકે કામ આવતી હોય તો બનવા જોગ છે, કારણ કે તેઓ પણ આપણી વચ્ચે વસે છે. આ મરકીના દરદ સિવાય પણ ઉંદર બીજા રોગ ફેલાવે છે, તેમાં ખાસ ધ્યાન ઉપર આવે તે ઉંદરનો કરડ કે જે કરડથી તાવ ચઢે છે. આ તાવ વધીને માનવીને ક્ષીણ કરી નાંખે છે અને લાંબો વખત રહે છે. આપણા હંમેશના પરિચયથી ઉંદર નીડર થઈ જાય છે અને રાતના સૂતેલા આદમી અશક્ત નાના બાળક-ને જેઓ પોતાના બચાવ માટે સાવ અશક્ત છે તેવાને કરડી જાય છે. ઘોડામાં નેસનું દરદ પણ ઉંદર ફેલાવે છે. આમ તો નેસ સાથે ઉંદરને કાંઇ સંબંધ નથી, પણ આ રોગ થયેલા ઘોડાના તબેલામાં ફરીને વળી તંદુરસ્ત ઘોડાના તબેલામાં જાય, આથી આ ચેપી રોગને તે સાથે લેતો જાય છે. આ દરદના ફેલાવામાં ઉંદર બહુ મદદગાર થાય છે.

★

# ગાર્ગી

મિથિલા નગરીમાં રાજા જનકે યજ્ઞ આદર્યો. દેશવિદેશના બ્રાહ્મણો, ઋષિઓ, મુનિઓ ત્યાં આવ્યા. એ બધાને ત્યાં એક સાથે જોઇને રાજા જનકના મનમાં એક નવી નવાઈની વાત ઊભી થઇ. એને એમ થયું કે આટલા બધા વિદ્વાનોમાં સર્વશ્રેષ્ઠ કોણ હશે ?

હવે સર્વશ્રેષ્ઠ કોણ છે એ શી રીતે ખબર પડે ?

પૂછવા નીકળે તો કાંઇ પત્તો લાગે નહિ. મત લેવા બેસે તો એમાં પણ મતભેદ જ મળે. પણ જેની વિદ્વત્તા વિષે બે મત જ ન હોય, એવો સર્વશ્રેષ્ઠ આમાં કોઇક તો હોવો જ જોઈએ.

રાજા જનકે પરીક્ષાની એક રીત શોધી કાઢી. એને એમ થયું કે પૂછવાથી તો કોઇ નહિ કહે કે હું શ્રેષ્ઠ છું ! પણ આપણે એક વાડામાં એક હજાર ગાયો પૂરો. એ ગાયોને શીંગડે સોનામહોરો બંધાવો. પછી ઘોષણા કરાવો કે જે સર્વોત્તમ બ્રાહ્મણશ્રેષ્ઠ હોય, જે બ્રહ્મનિષ્ઠ હોય, તે આ ગાયો લઈ જાય !'

રાજા જનકની એ ઘોષણા સૌએ સાંભળી.

પણ આંહીં જ્યાં સેંકડો બ્રાહ્મણપુત્રો આવ્યા હતા, ત્યાં કોની પાસે કેવી અગાધ વિદ્યા હશે, એનો શો પત્તો લાગે ? એટલે આ હજાર ગાયોને લેવા માટે કોઇ આગળ આવવા હિમ્મત કરતો નથી. ૧

સુંદર કામધેનુ જેવી એકહજાર ગાયનું જૂથ ત્યાં ઊભું છે. દરેક ગાય શણગારેલી છે. દરેકને શીંગડે સોનામહોરો બાંધી છે, પણ હિમ્મત કોની ચાલે કે પોતાને સર્વશ્રેષ્ઠ ગણાવે ? ઊભો થઇને ગણાવે ને બીજો કોઇ વિદ્વાન એને બ્રહ્મવિદ્યાના પ્રશ્નો પૂછીને હંફાવી દે તો ? હાથે કરીને પોતાની આબરૂના કાંકરા થાય ! એટલે કોઈ ઊભું થતું નથી.

એવામાં એક ઋષિ ઊભા થયા. યાજ્ઞવલ્કય એનું નામ. થોડીવાર એ વિદ્વત્સભા તરફ જોઇ રહ્યા પછી પોતાના શિષ્ય સામશ્રવાને તેણે શાંતિથી કહ્યું: 'સામશ્રવા ! આ ગાયો આપણે હાંકી જયો !'

એનાં એવાં વેણ સાંભળતાં તો મોટો કોલાહલ થઇ પડયો. પ્રશ્નો પુછાવા માંડયા: 'એ કોણ પોતાને વિદ્વાનોમાં શિરોમણિ માને છે ? કોણ છે એ ? બ્રહ્મ વિષે એ શું જાણે છે?'

જનકરાજાનો પુરોહિત આશ્વલ પ્રશ્ન કરવા ઊભો થઈ ગયો :

'યાજ્ઞવલ્કય ! તું શું અમારામાં સૌથી શ્રેષ્ઠ છે કે આ ગાયો લઈ જાય છે ? તું શું બ્રહ્મનિષ્ઠ છે ?'

લેશ પણ શાંતિ ખોયા વિના યાજ્ઞવલ્કયે જવાબ વાળ્યો :

'અમે શ્રેષ્ઠતાનો દાવો કર્યો નથી. અમે તો માત્ર ધેનુઓ લઈ જવાની વાત કરી છે. પણ હવે તમે તમારી વાત શરૂ કરોને !'

આશ્વલે યાજ્ઞવલ્કયને કહ્યું: 'હે યાજ્ઞવલ્કય ! સૌ કોઇ મૃત્યુને અધીન છે; ત્યારે યજ્ઞ કરનારો માણસ શી રીતે મૃત્યુને જીતે છે ?'

'વાણી એ એક જ એવી શક્તિ છે, આશ્વલ ! જે મૃત્યુને હંફાવે છે. આજથી સો વર્ષ પહેલાંનો—કે આજથી હજાર વર્ષ પહેલાંનો માણસ—આપણી વચ્ચે, કેવળ વાણીને લીધે, જાણે કે જીવે છે ! આપણે એને જાણે કે બોલતો સાંભળીએ છીએ; એવું એ વાણીમાં



બળ છે. પણ વાણીનું એ બળ—એ અગ્નિમાંથી જન્મે છે. અગ્નિ જેમ બધાને ભસ્મ કરે છે અને તેજ પણ આપે છે, તેમ જે દોષોને ભસ્મ કરે છે અને અનુભવની સરાણે વાણીને તેજસ્વી બનાવે છે, તે અમર વાણી કહી શકે છે. એ વાણી જીવે છે, એટલે મેં કહ્યું કે હોતા—યજ્ઞ કરનારો—વાણી વડે મૃત્યુ જીતે છે. ”

ત્યારપછી જે સંવાદ થયો, એમાં એક પછી એક બીજા વિદ્વાનો પણ ઊભા થતા ગયા. કોઈએ કાંઇ પૂછયું. કોઈએ બીજું પૂછયું. પરંતુ લેશ પણ થડકયા વિના યાજ્ઞવલ્કયે સૌને એવા તો સુંદર પ્રત્યુત્તરો આપ્યા કે સૌનાં મોં ઝાંખા પડી ગયાં ! યાજ્ઞવલ્કયની પાસે એવી વિદ્વત્તા હતી કે જેની પાસે સૌની વિદ્વત્તા પાણી ભરે !

જ્યારે સૌ હાંફી ગયા ત્યારે ગાર્ગી ઊભી થઇ. એ વિદ્વાનની પણ વિદ્વાન ગણાતી. તેણે કહ્યું : ‘ હું હવે બે પ્રશ્નો પૂછું ? ’

‘ પૂછોને. ’ યાજ્ઞવલ્કયે કહ્યું.

‘ આ જગત શેમાં રહ્યું છે ? જેવી રીતે તાણાવાણા છૂટા કરો—એટલે ત્યાં કેવું વસ્ત્ર ને કેવી વાત !—તેમ આ જગત એ શેમાં રહ્યું છે ? ’

‘ હે ગાર્ગી ! જેમ વસ્ત્ર એ તાણાવાણાને આધારે છે, તેમ જગત્ એ એક બીજા જગત્‌ને આધારે છે. તાણાવાણા વણાતા જાય છે તેમ વસ્ત્ર થાય છે. એવી રીતે જે જગત્ દેખાય છે તે સ્થૂળ જગત્ છે. પણ તે છે, સૂક્ષ્મ જગતને આધારે. એને અવકાશ—કહો તો ચાલે, કારણ કે ઘણાને માટે એ જગત્ છે જ નહિ ! ખાલી આકાશ જ છે ! ’

‘ હવે યાજ્ઞવલ્કય ! ત્યારે હું એક બીજો પ્રશ્ન પૂછું છું. ’

‘ પૂછો ! ’

‘ આ બાજુ સૂક્ષ્મ જગત છે, એ શેમાં ઓતપ્રોત છે ? ’

‘ સ્થૂલ જગત્ સૂક્ષ્મ જગત્‌ને લીધે છે. જેમ આ મારી આંખ છે તે સ્થૂળ છે. તે જોવાનું કામ કરે છે. પણ ખરી રીતે એનામાં એ જોવાની શક્તિ કયાંથી આવી ? આંખ જોવાનું કામ કરે, નાક સૂંઘવાનું કામ કરે, એવી અતિ સૂક્ષ્મ રચના કોણે કરી ? એ રચના જેની સાક્ષીથી ચાલી રહી છે, તે મારું સૂક્ષ્મ જગત. એને હું આંખની પણ આંખ ગણું. પણ એ આંખની પણ આંખ, જેની આજ્ઞા વિના ફરકી શકતી નથી, તે અવિનાશી છે. તે જ ખરા કારણરૂપ છે. કોઈ આંહીં રહે—હજારો વર્ષ રહે, બધાં શાસ્ત્રો વાંચે, પણ જો આ અવિનાશી તત્ત્વ વિષે કાંઈ જ જાણે નહિ, તો એનું જીવ્યું બધું ફોક ! એ જીવ્યો ન જીવ્યો. એ સૂક્ષ્મતત્ત્વ આંખે જોવાય તેમ નથી, કારણ કે એ પોતે જ આંખને તેજ આપી રહ્યું છે. આંખ પોતે પોતાને શી રીતે જોઈ શકે ? કાન પોતે પોતાને શી રીતે સાંભળે ? હવે આ સૂક્ષ્મ તત્ત્વ એ બુદ્ધિથી મેળવાય તેમ નથી, કારણ કે એના વડે જ બુદ્ધિ કામ કરે છે. પણ એના સિવાય—બીજું કાંઈ જ નથી. એને જ બ્રહ્મનિષ્ઠો અવિનાશી અક્ષર બ્રહ્મ કહે છે. જે એને અનુભવે—એને પછી બીજું કાંઈ અનુભવવાનું ન રહે, કાંઇ મેળવવાનું ન રહે, કાંઇ જાણવાનું ન રહે. આ અવિનાશી બ્રહ્મ જ બધાના મૂળમાં છે. પાંદડું





હાલે તો એની ઇચ્છાથી, ધરતીકંપો થાય તો એની ઇચ્છાથી. એની ઇચ્છા જે જાણી શકે તે બ્રહ્મનિષ્ઠ, કારણ કે એ બ્રહ્મમાં રહ્યો છે ને બ્રહ્મ એનામાં રહ્યું છે.'

યાજ્ઞવાલ્કયની અનુભવવાણી સાંભળીને ગાર્ગી છક્ક થઇ ગઇ. એ સમજી ગઇ કે તમામ વિદ્વાનોએ અભ્યાસ કર્યો હતો; આ યોગીએ તો બ્રહ્મનો અનુભવ કર્યો હતો. આ યોગીની તોલે કોઈની વાણી ન આવે. તે બે હાથ જોડીને બોલી : 'હે બ્રાહ્મણો! આના પરાજયનો વિચાર છોડો. આની પાસેની વાણી કોણ જાણે ક્યાંથી આવી રહી છે!'

પછી યાજ્ઞવલ્કયને શકલના પુત્રે એક અટપટો પ્રશ્ન પૂછયો : 'હે યાજ્ઞવલ્કય! દેવ કેટલા?'

હવે યાજ્ઞવલ્કયે તો એક જૂના મંત્રને આધારે કહ્યું કે ત્રણહજાર ત્રણસો અને છ.

પણ આ દેવનો અર્થ સમજવા જેવો છે "આંખના દેવતા ઊઠી ગયા" એમ કહીએ છીએ. "વાણીના દેવતા ગયા!" એમ કહીએ છીએ. માણસ મરણોન્મુખ થતો હોય ત્યારે આ પ્રમાણે આપણે બોલીએ છીએ. એનો અર્થ એ કે દેવતા—એ એક પ્રકારની એવી આંતરશક્તિ છે કે જેને આધારે ઇંદ્રિયો કામ કરે છે. આવી શક્તિઓ, કોઇએ ત્રણ હજાર ત્રણસો અને છ કહી છે, જે માનવ શરીરને અનેકવિધ કામમાં પ્રેરે છે.

એટલે યાજ્ઞવલ્કયે કહ્યું : 'ત્રણ હજાર ત્રણસો અને છ.'

પણ તરત જ શકલના પુત્રે ફરીને પૂછયું : 'એ તો બરાબર. છતાં ખરેખર દેવ કેટલા?'

'તેત્રીસ!' યાજ્ઞવલ્કયે કહ્યું.

'એ પણ બરાબર. પણ હજી ફરીને કહો—દેવતા કેટલા?'

'ત્રણ!'

'એ પણ બરાબર—પરંતુ ખરેખર કેટલા?'

'એક!'

યાજ્ઞવલ્કયનો છેલ્લો જવાબ સૂચક હતો. જે કાંઇ છે તે પ્રાણને આધારે છે પ્રાણ શરીરમાં હોય, તો સત્ત્વવૃત્તિ, રાજસીવૃત્તિ, તમોવૃત્તિ—એમ વૃત્તિઓ ઊભી થાય ન હોય તો શું ઊભું થાય? કાંઈ જ નહિ! માટે છેવટે તો એક જ રહે છે : પ્રાણ!

અને એ પ્રાણ પણ—મહાપ્રાણમાં સમાઈ જાય છે!

એટલે જેટલાં શરીર એટલા પ્રાણ. પણ શરીરના ચોકા નોખા નોખા. તો છતાં પ્રાણ તો બધાંના એક. જેટલા પ્રાણ—એટલાં જુદાં જુદાં શરીર દેખાય. તમામ પ્રાણોનો છેવટનો આધાર—મહાપ્રાણ. એ અમર. એને મરણ નહિ જન્મ નહિ, ઘટવાપણું નહિ, વધવાપણું નહિ. એની જ આ બધી લીલા

આ યાજ્ઞવલ્કયનો ઇતિહાસ જાણવા જેવો છે તે વૈશંપાયનના શિષ્ય—પણ આ વૈશંપાયન તે મહાભારતના વૈશંપાયન નહિ. "વૈશંપાયન એણી પેર બોલ્યા, તું સાંભળ જનમેજય રાયે" એમ જે મહાભારતની કથામાં આવે છે, તે વૈશંપાયન આ નહિ. આ બીજા હતા. તે પણ જ્ઞાની હતા. પણ યાજ્ઞવલ્કયે તો ઘણું જ્ઞાન પોતાની જાતે પ્રાપ્ત કરેલું. એનો મુખ્ય વિષય જ યોગનો. 'અહં બ્રહ્માસ્મિ' એ ગૌરવભરેલા મહાવાકયના બોલનારા એ. હું આત્મા જ છું. અને આત્મા જ પરમાત્મા છે. એટલે સુખ, દુઃખ, શોક, મોહ, લોભ, વાસના, પાપ એ કોઇ ખરી રીતે માણસ માટે છે જ નહિ માણસનો સાચો વારસો તો કેવળ એક જ પદાર્થ માટે



છે. આનંદ માટે—એ આનંદ—એવો છે કે જેનું કોઇ વર્ણન કરી શકતું નથી, કારણ કે એ વર્ણનનો વિષય નથી, અનુભવનો વિષય છે. આપણે સાકર ગળી છે એમ બોલીએ, પણ જો કોઈ એમ પૂછે કે કેવી ગળી? તો એ અનુભવ એને સમજાવી શકીએ નહિ. એના જેવો આ આનંદનો વિષય છે.

આ યાજ્ઞવલ્કયને બે પત્ની હતી. એકનું નામ મૈત્રેયી. બીજીનું નામ કાત્યાયની. આમાંથી કાત્યાયનીને લીધે એનો જીવનવ્યવહાર સચવાતો. તો મૈત્રેયી–એના તત્ત્વજ્ઞાનમાં રસ લેનારી તેજસ્વી નારી હતી.

એક વખત યાજ્ઞવલ્કયને વિચાર થયો કે વનમાં એકાંતમાં રહેવું જોઈએ. એ અનુભવ વળી કાંઈ નવું જ સત્ય આપી જશે.

એટલે તેમણે તો તરત, જે ક્ષણે વૈરાગ્ય આવે તે જ ક્ષણે સંસાર છોડી દેવો, એ સૂત્ર પ્રમાણે વનમાં જવાની તૈયારી કરી. બન્ને સ્ત્રીઓને બોલાવી એમના વચ્ચે સરખા ભાગ પાડી દીધા કે પાછળથી કોઇ કાંઇ બોલે નહિ!

પણ એમાંથી મૈત્રેયીને તો એમણે તત્ત્વજ્ઞાનનો રસ ચખાડયો હતો. એને ખબર હતી, કે ધન, વૈભવ ને મોટાં મોટાં રાજ—અરે! આ આખી પૃથ્વી પણ, પ્રાણ જતાંની સાથે, આંહીં જ રહી જાય છે. માટે સૌથી અમૂલ્ય પદાર્થ માણસનો પ્રાણ—આત્મા છે. એ જે કાંઇ આંહીંથી પોતાની સાથે ઉપાડી જતો હોય, વાસના, કર્મ કે સ્મૃતિ—એમના વિષે વધારેમાં વધારે શોધખોળ કરવામાં જ ખરી મજા રહી છે. એટલે એણે યાજ્ઞવલ્કયને કહ્યું: ‘તમે મને આ ધનસંપત્તિ તો આપી, પણ એ ધનસંપત્તિ વડે હું અમરત્વ પામીશ?’

‘અમરત્વ? ના રે ના, મૈત્રેયી, તારા આ પ્રશ્નથી તો તું મને વધુ પ્રિય લાગે છે, કારણ કે એમાં જ્ઞાનની સાચી જિજ્ઞાસા રહી છે. ધનસંપત્તિ આખી પૃથ્વીની ભેગી કરો—તો પણ અમરત્વ ન મળે!’

‘ત્યારે એ જે રીતે મળે તે રીત મને બતાવો. મારે તો એનું કામ છે!’

‘જો મૈત્રેયી! આ દુનિયામાં જે કાંઇ આપણને પ્રિય લાગે છે, તે ખરી રીતે, આત્મા છે, એટલે પ્રિય લાગે છે. આત્મા ન હોય તો એમાંનું કશું જ પ્રિય નહિ લાગે. મરી ગયેલા મનુષ્યને એક કરોડ ધેનુઓ આપો તોપણ એનું રૂંવાડું નહિ ફરકે! એનો અર્થ તો એ થયો કે સૌથી વધારે જાણવા જેવું આત્મા વિષે છે. આ આત્મા તમામ પ્રાણીઓમાં એક જ રીતે રહે છે. ચેતના રૂપે. જ્ઞાન રૂપે. અવાજ તમારે સાંભળવો હોય તો કર્ણેન્દ્રિયનો ખપ પડે. પણ આત્મા વિના કર્ણેન્દ્રિય પણ કામ નહિ કરે. માટે તમામ અવાજ, તમામ રૂપ, તમામ આનંદ, તમામ વિદ્યા, તમામ મનોરથો, એ બધું આત્માને આધારે છે. આત્મા ગયો કે ખેલ ખલાસ!’

‘અરે! પણ આ તો ક્ષણિક જીવન વિષે ગૂંચવાડો ઊભો થાય તેવું છે!’

‘પણ મૈત્રેયી! એમાં કાંઈ જ ક્ષણિક નથી. આત્મા તો અવિનાશી છે. એ એનો ધર્મ છે. એ આત્માને તમે જાણો—એટલે તેની સર્વવ્યાપકતા જોઇને છક્ક થઈ જાઓ. પછી તો ‘મૂંગે કું સુપનો ભયો—સમજ સમજ હરખાય’ એવી આનંદમય અવસ્થા આવે આના કરતાં વધારે જ્ઞાન ક્યાંય નથી. આત્મજ્ઞાન થયું કે માણસ અમર થઈ ગયો.

★

अ. म. रा.

## મહાદેવભાઈનું પૂર્વચરિત

[ લે. નરહરિ દ્વા. પરીખ; પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; બાર આના ]

'સ્વ. મહાદેવભાઈ દેસાઈ ગાંધીજી સાથે જોડાયા ત્યાંસુધીના એમના જીવનનો આ અહેવાલ તેમના મિત્ર શ્રી. નરહરિ પરીખે મૂળ તો મહાદેવભાઈની ડાયરીના ચોથા પુસ્તકની આગળ જોડવા માટે લખેલો, પણ નવજીવન પ્રકાશન મંદિરે એને અલગ પુસ્તક બનાવી પ્રગટ કર્યો છે. એ લખવામાં પ્રકાશક સંસ્થાએ એકઠી કરેલી મહાદેવભાઈના ચરિત્ર સંબંધી સામગ્રીનો કર્તાએ યથોચિત ઉપયોગ કર્યો છે.'

મહાદેવભાઈની પાંચ દાયકાની જીવનલીલામાંથી પહેલા અઢી દાયકાની વિગતો આ પુસ્તક સમાવે છે. ગરીબ પણ સંસ્કારી અને બુદ્ધિમાન શિક્ષકને ત્યાં ઇ. સ. ૧૮૯૨માં જન્મેલા મહાદેવભાઈનાં બાળપણ, સંસ્કારઘડતર, લગ્ન, વિદ્યાભ્યાસ, નોકરી, વકીલાત, ગાંધીજી સાથેનો પ્રથમ પ્રસંગ આ સર્વ બાબતો વિશે ક્રમપુરસ્સર મુદ્દાસર માહિતી આપી, શ્રી. નરહરિભાઈએ પોતે અને મહાદેવભાઈ કેવી રીતે ગાંધીજી પ્રત્યે વિશેષ આકર્ષાતા જઈ આખરે આશ્રમમાં જઈ વસ્યા એનો ઇતિહાસ રજૂ કરી, મહાદેવભાઈના પ્રથમ કારાવાસ અને મુક્તિનો ય ઉલ્લેખ કરી, તેમના પિતાશ્રીના અવસાન સુધીની હકીકત આ પુસ્તકમાં રજૂ કરી, મહાદેવભાઈની ડાયરીનો ચોથો ભાગ વાંચવો શરૂ કરતાં પહેલાં વાંચકોએ જાણવું જરૂરી એટલું મહાદેવભાઈનું પૂર્વચરિત ગુજરાતને ભેટ ધર્યું છે અને એ રીતે પોતાના એ હૃદય મિત્રનું શ્રાદ્ધ કર્યું છે. મહાદેવભાઈનો શાંત, સીધો વિનયી સ્વભાવ, બાહ્ય ગરીબી વચ્ચે એમની અંતરની ગર્ભશ્રીમત્તા, એમની અભ્યાસપરાયણતા, એમની વિનોદવૃત્તિ, એમની શ્રદ્ધાશીલ આસ્તિકતા કે ભાવિકતા, એમની ટેવો, એમનું ભાષાપ્રભુત્વ અને ભાષાંતરપ્રાવીણ્ય, એમનું દાંપત્ય, એમની શુશ્રૂષાપ્રીતિ, એમની પિતૃભક્તિ, એમની ગાંધીજીભક્તિ, ભાવનાશીલતા અને કર્મકૌશલ—આ એમનાં ગુણલક્ષણો સાથે એમના વ્યક્તિત્વનો મધુર પરિચય આ પુસ્તકમાં આપણને થાય છે. કુશળ રત્ન પારખુ ઝવેરીની આંખથી ગાંધીજીએ પચીસ વરસના જુવાન મહાદેવભાઈને કેવા પારખી લીધા અને પોતાની સેવામાં માગી લીધા એની આ પુસ્તકમાં રજૂ થતી હકીકત સૌનું ધ્યાન ખેંચે તેવી છે.

[ પુસ્તકના અંતમાં જેમની ગુણસંપત્તિનો અને જેમના વ્યક્તિત્વનાં બધાં ચમકદાર પાસાંનો નિઃશેષ પરિચય શ્રી. કિશોરલાલ મશરૂવાળાની સુંદર મિતાક્ષરીવાણીમાં કર્તાએ ધરી દીધો છે એવા સ્વ. મહાદેવભાઈ ગાંધીજી પાસે કેવી અને કેટલી સંપત લઈને આવ્યા હતા અને પછી એને બળે તેઓ એમના કેવા લાયક શિષ્ય, ભક્ત, સાથી અને મંત્રી બન્યા હતા એ બતાવવાનું પ્રયોજન મહાદેવભાઈનું આ પૂર્વચરિત પૂરું સિદ્ધ કરે છે.]

## છાયા પ્રકાશ

[ અનુ. ગોપાળરાવ વિદ્વાંસ; આર. આર. શેઠની કં. મુંબઈ–૨; મૂલ્ય પાંચ રૂપિયા ]

મહારાષ્ટ્રના રમણલાલ દેસાઈ કહેવાય એવા શ્રી. વિ. સ. ખાંડેકરની મરાઠી નવલકથા 'દોન મને'નું અધિકારી અનુવાદક શ્રી. ગોપાળરાવ વિદ્વાંસને હાથે થયેલું આ સુવાચ્ય ગુજરાતી ભાષાંતર છે. માનવીનું મન કેવું વિચિત્ર–કેવું દ્વંદ્વગ્રસ્ત હોય છે, માનવી અંતરમાં કેવી ઉમદા ભાવનાઓને ભજતો હોય છે અને આચરણમાં એ ક્યાંનો ક્યાં જઈ પડે છે, અને માનવી જીવનમાં કેવા પરિવર્તો અનુભવે છે એ આ કથામાં શ્રી. ખાંડેકરે બતાવવા ચાહ્યું છે. અભ્યાસકાળે સાથે જ રહેલા, એક જ આદર્શથી આકર્ષાયેલા પરંતુ પાછળથી પરિસ્થિતિ અને વ્યક્તિગત સ્વભાવધર્મને કારણે જુદી જુદી રીતે ઘડાતા ત્રણ મિત્રોની કથા એમણે એમાં કરી છે. અભ્યાસકાળમાં રસિક, રંગીલો,

ખરચાળ અને બાલગંધર્વના નવી નવી ફેશનના વેશપરિધાનનો પ્રશંસક સુબોધ નાઈક ગાંધીજીના આદર્શને અનુસરતો સેવાપરાયણ આશ્રમસંચાલક બને છે; બાળગંગાધર દેશમુખ જેના હરિભાઉની 'નવલકથાના છેલ્લા પાના સાથે ચોંટાડેલા કાગળમાંના 'જીવન એ એક સંગ્રામ છે, જીવન એક યજ્ઞ છે, જીવન એ સાગર છે' એવા શબ્દો તેના પુત્રને જબરી પ્રેરણારૂપ થઇ પડે છે તે પોતે તો ધીકતી કમાણી કરતો બૅરિસ્ટર બની શ્રીમંતાઇના અનિષ્ટોમાં લપસી પડતો સિનેમાનટી ચપલાનો સહવાસ સેવતો સ્ત્રીસુખપરાયણ રિક્તહૃદય ભોગી બની જાય છે; અને ટિળક મહારાજની રાજકીય ચળવળમાં જોડાવાની ભાવના સેવતો આગટે દાદાની ઇચ્છાને તાબે થઇ પ્રોફેસર બની જેમાં તેને અંતરની શ્રદ્ધા નથી રહી એવું છોકરાં ભણાવવાનું કામ કરે છે અને ત્રણ ત્રણ સ્ત્રીઓ પરણી ઘર બંધાવી દુનિયાની નજરે સફળ બને છે, પણ અંતરમાં અસુખ જ અનુભવે છે. આ ત્રણે મિત્રોની પાસે કર્તાએ તેમનાં અંતર કથામાં ઉઘાડ્યાં છે. સિનેમાનટી ચપલાનો પણ એવો જ બે મનનો સંગ્રામ તેનું આંતરમન જાગ્રત અને સાત્વિક બનાવીને કર્તાએ આલેખ્યો છે.

આવી આશયપ્રધાન અને વિશ્લેષણાત્મક કથા રસભેર વાંચી શકાય તેવી વસ્તુની ગોઠવણી કર્તાએ કરી તો છે. એ થોડીક શિથિલ છે ખરી પણ તે નભી જાય તેમ છે. કેટલીક પરિસ્થિતિઓ અને પ્રસંગો બુદ્ધિથી વિચારતાં સ્વાભાવિક લાગવાને બદલે કર્તાએ પોતાના હેતુ ખાતર એવાં ગોઠવ્યાં હોવાનું લાગે એમ બાળાસાહેબના બાળવિધવા લલિતા સાથેના સંબંધના ફળ શ્રીને હરિજનવાસમાં ઊછરેલો બતાવી હરિજન–પ્રશ્નને કર્તા કથામાં જે રીતે લાવ્યા છે તે 'દિવ્યચક્ષુ'માં શ્રી. રમણલાલ દેસાઇએ કિસનના જન્મ અને ઉછેરને લગતા યોજના-વસ્તુના સામ્યને લીધે ઠીક રસ જમાવે તેવું છે. કથા તેની ખાડેકરી લખાવટને કારણે પૂરતી રસપ્રદ અને અને સુવાચ્ય બની છે.

## પ્રેમનો પુનર્જન્મ

[ લેખિકા, વી. એમ. પી.; પ્ર. એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઇ–૨; સાડા ત્રણ રૂપિયા ]

પ્રેમમાં નિરાશ થયે વેર અને તિરસ્કારને અંતરમાં ઘોળતો થઈ બદમાશ ટોળીમાં ભળી પોતાની અન્યને પરણેલી પ્રિયતમાનું અપહરણ કરતો જુવાન આખરે હૃદયપલટો અનુભવે છે, તેનો જૂનો પ્રેમ વેરના ભંગારમાંથી સજીવન થઇ ભાઇ-બહેનના વિશુદ્ધ પ્રેમમાં પરિણમે છે અને પોતે જ પોતાના સાગરીતોના પંજામાંથી એ યુવતિને છોડાવે છે. આવા વસ્તુવાળી આ જાસૂસકથામાં અપહરણ, મારામારી, ડિટેક્ટીવ અને બદમાશ ટોળીની ચતુરાઇ, એકમેકને મહાત કરતા દાવપેચ તેમજ ભોંયરું, પિસ્તોલ, બુરખા, વેશપલટા, ભેદી આકૃતિ અને એવી જાસૂસકથાઓની જાણીતી સામગ્રી લેખિકાએ સારા પ્રમાણમાં રજૂ કરી તેને વાચનક્ષમ બનાવી છે.

## ધન્યવાદ કોને ?

[ લે. શાસ્ત્રી ગંગાશંકરામ મૂળજી; પ્ર. ત્રિપાઠી લિ૦ મુંબઇ–૨; પોણાચાર રૂપિયા ]

એક યુવતિ પોતાના પ્રિયતમને તેના અંતરમાં રમતી તેની પ્રિયતમા જોડે કેવી રીતે ઉદારતાથી પરણાવી આપે છે તેની કથા ખૂબ વિસ્તારીને જૂના નાટકના જેવું વસ્તુ ગોઠવી લેખકે આ પુસ્તકમાં રજૂ કરી છે. પોતાના પ્રિયતમની એ પ્રિયતમાને તેના દેહના ઉમેદવારની બદદાનતમાંથી પુરુષનો વેશ ધરી જે ચતુરાઇથી એ બચાવે છે તે એ પાત્રને આકર્ષક બનાવે છે અને નવલકથાને થોડો ખટપટ–રસ બક્ષે છે. કથામાં વૈષ્ણવ મંદિરના મહારાજની કામ-લીલાનું આલેખન કરવા જતાં લેખકે સુરુચિભંગ કેટલેક સ્થળે કર્યો છે. કથા સાધારણ કોટિની ગણાય.





## ભભૂકતો અગ્નિ

[ લે. રમણલાલ ધીરજલાલ શાહ; પ્ર. આર. આર. શેઠની કં. મુંબઈ–૨; પાંચ રૂપિયા ]

આ પુસ્તકમાં ત્રણ લાંબી વાર્તાઓ છે. એમાં પહેલી બે વાર્તાઓ રાજાઓની તથા તેમની જુલમખોરી અને તેની સામે સફળતાથી લડાતી સત્યાગ્રહની–લડાઈની વાર્તાઓ છે. વિજયનગરના મધ્યકાલીન રાજ્યશાસનની કહી છે તેવી પહેલી વાર્તામાં 'આઝાદી' અને 'ઇન્કિલાબ ઝિન્દાબાદ' જેવા શબ્દોનો પ્રયોગ વિચિત્ર લાગે છે. બીજી વાર્તા તો પાત્રોના નામબદલા સાથે રાજકોટના ઠાકોર ને વીરાવાળાને ત્યાંની પ્રજાએ આપેલી લડતની જ કથા છે. લેખકનો હેતુ પ્રચારનો છે અને વાર્તાકલા ક્યાંય દેખાતી નથી. એ દેખાય છે પ્રણયવાર્તા. 'વીણા'માં, પણ તે થોડી જ: વિગતોના તિરસ્કાર–પુરસ્કારની દૃષ્ટિ જ લેખકને ઓછી છે. પુસ્તકનું સાહિત્યદૃષ્ટિએ મૂલ્ય ઓછું છે.

## અંતર નિરીક્ષણ

[ લે. ન. પોરબંદર; પ્ર. સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય–અમદાવાદ; એક રૂપિયો ]

૧૧૬ સુવિચાર–સંવાદોના આ ધ્યાન ખેંચે તેવા સંગ્રહનું કર્તૃત્વ પોરબંદરના મહારાણા શ્રી. નટવરસિંહજીનું છે; જો કે એમણે પોતે તો આમાં આપેલા વિચારોના પ્રેરક સર્વેશ્વરને જ ગણ્યા છે. માનવીનાં મૂલ્યો, ભોગ, ત્યાગ, અસત્ય, શિક્ષણ, પ્રારબ્ધ, પુરુષાર્થ, કર્મફળ, પુનર્જન્મ, શાંતિ, સુખ, ઈશ્વર, જગતનું મિથ્યાત્વ, આધ્યાત્મિક પ્રગતિ, દુઃખ, ઈશ્વરકૃપા, સ્વાતંત્ર્ય, બંધન, સેવા, નમ્રતા, ગુરુની શોધ, તૃષ્ણા, લગ્ન, વિશ્વપ્રેમ અને ઈશ્વરદર્શન જેવા વિષયો પર જ્ઞાનગોષ્ઠિ જેવા સંવાદોના સ્વરૂપમાં સરળ સાફ ભાષામાં જે વિચારો આ પુસ્તકમાં રજૂ થયા છે તેમાં રાજવી લેખકના હૃદયની શુચિતા, ઈશ્વરશ્રદ્ધા, અધ્યાત્મપ્રીતિ અને ચિંતન–મનન–પરાયણતાનું તેમના પ્રત્યે માન જમાડે એવું દર્શન થાય છે. પુસ્તક સંસ્કારપ્રિય અને સુવિચારપ્રેમી વાચકોને ઘણું ગમી જશે.

## ભીમનાં પરાક્રમો

[ લે. માધવજી ગો. પટેલ; પ્ર. સ. સા. કાર્યાલય, અમદાવાદ; સવા રૂપિયો ]

પોતે ભાવનગરના દક્ષિણામૂર્તિ વિદ્યાભવનના છાત્રાલયના ગૃહપતિ હતા ત્યારે શ્રી. માધવજી પટેલે ભવનના કિશોરો અને કુમારોને રોજ રાત્રે 'ભીમના ટોઠા' એ નામથી મહાભારતના તેમને આકર્ષે એવા પાત્ર ભીમનાં પરાક્રમોની જે વાતો પોતાની અનોખી રમૂજી કહેણીમાં કહી તેમને વાર્તારસ અને નિર્દોષ ગમ્મત પીરસ્યાં હતાં, તેનો આ સંગ્રહ છે. લેખક એમાં ચુસ્ત રીતે મહાભારતકારને અનુસર્યા નથી. પોતાની કલ્પનાનો સારો એવો ઉપયોગ તેમણે કર્યો છે. એક તો ભીમનાં તોફાનમસ્તી ને પરાક્રમોની વાત અને તેમાં લેખકની વાર્તા કહેનારની કળાવાળી લખાવટ, આ બંનેને લીધે આ પુસ્તક તે જેમને માટે પ્રગટ થયું છે તે કિશોરોને તો ઘણું પ્રિય થઈ પડશે જ. પણ મોટેરાં પણ તેમાંથી મોજ મેળવી શકે એમ છે.

## વિક્રમની વાર્તાઓ

[ લે. કેશવપ્રસાદ છો. દેસાઈ, પ્ર. સ. સા. કાર્યાલય, અમદાવાદ; અઢી રૂપિયા ]

કવિ શામળભટ્ટની 'સિંહાસન બત્રીસી'ની પદ્યવાર્તાઓ ઉપરથી સરળ ગદ્યમાં આમજનતા માટે આ વાર્તાઓ શ્રી. કેશવપ્રસાદ દેસાઈએ તૈયાર કરી છે. વિક્રમના સિંહાસન પર બેસવા જતા ભોજરાજાને



સિંહાસન પરની બત્રીસ પૂતળીઓએ વિક્રમના પર-દુઃખભંજનની બત્રીસ વાતો કહી તે અહીં રજૂ થાય છે. આ વાર્તાઓમાં મડાપચીસીની વાર્તા પણ આવી જાય છે. પણ એની મુખ્યા વાર્તા જ આ પુસ્તકમાં રાખીને બાકીની ચોવીસ અંતર્વાર્તાઓ દૂર કરી છે. વર્ષોથી જનતાની કલ્પનાને કબજે કરી બેઠેલા વીર વિક્રમનાં એક એકથી ચઢિયાતાં પરોપકારનાં કાર્યોની આ વાર્તાઓ વાચકોના સાહસરસને અને એમની કલ્પનાને પૂરતું ખાદ્ય પીરસવા ઉપરાંત એમને મનોરંજન, વ્યવહારજ્ઞાન અને નીતિબોધ પણ સારા પ્રમાણમાં આપશે. વાર્તાઓમાં વચમાં વચમાં શામળની કેટલીક પદ્યપંક્તિઓ ઉતારી છે એ સારું કર્યું છે.

### મદનમોહના

[ લેખક પ્રકાશક ઉપર મુજબ : ચાર આના ]

ઉપરની પદ્ધતિએ વચમાં શામળની પંક્તિઓનો ઉપયોગ કરતા જઈ સરળ ગદ્યમાં લેખકે ઉતારેલી શામળકૃત 'મદનમોહના'ની આ વાર્તા છે. મદન અને મોહનાનાં સ્નેહલગ્ન અને ત્યારપછીનાં એમનાં પરિભ્રમણ અને ત્યારપછીના એમનાં પરાક્રમો વાંચનારાઓને આકર્ષશે. વાર્તાકાર શામળની બધી જ વિશિષ્ટતાઓને મૂર્ત કરતી આ વાર્તાને લેખકે 'બાળ વાર્તા' કેમ કહી હશે? તો તો પછી શામળની બધી જ વાર્તાઓને બાળવાર્તાઓ કહેવી પડશે.

### સંત મૂળદાસ

[ પ્ર. મોરારજી છ. ઠક્કર; પ્રકા. સ. સા. કાર્યાલય, અમદાવાદ; છ આના ]

સૌરાષ્ટ્રના મહાત્મા મૂળદાસના જીવનના તેમના ગૃહત્યાગથી તેમની સમાધિ સુધીના આઠ પ્રસંગોને તેમાં આધુનિક વાર્તાછટા લાવવાનો જરા વધુ પડતો પ્રયત્ન કરીને આ પુસ્તિકામાં રજૂ કરવામાં આવ્યો છે.

### સાહેબની વાણી

[ સં. નાનાલાલ પ્રા. વ્યાસ; પ્ર. ઉપર મુજબ, ચાર આના ]

કબીર સંપ્રદાયના જાણીતા સોરઠી સંતભજનિકો ભાણુદાસ, રવિદાસ અને મોરાર જેઓ ભાણુસાહેબ, રવિસાહેબ અને મોરારસાહેબ, તરીકે, ઓળખાય છે તેમનાં ભજનોમાંથી સારી વીણુણી કરીને આ પુસ્તીકામાં રજૂ કરવામાં આવી છે. ભાણુદાસનાં ૧૬, રવિદાસનાં ૭૦ અને મોરારસાહેબનાં ૩૭ પદો આમ અહીં મુદ્રિત થયાં છે. ભક્તિ, જ્ઞાન અને યોગનો મર્મ સમજાવતી અને સંસારીઓને વૈરાગ્યનો ઉપદેશ કરતી આ સંતવાણીને જનતા માટે સુલભ કરી આપવા માટે પ્રકાશક સંસ્થા ધન્યવાદની અધિકારી છે.

### સંક્ષિપ્ત કેશવકૃતિ

[ કેશવલાલ ભટ્ટ; પ્ર. ઉપર મુજબ; ચાર આના. ]

ગુજરાતમાં એક કાળે ખૂબ લોકપ્રિય બનેલ 'કેશવકૃતિ'માંથી ચૂંટેલી ૪૮ કાવ્યોની આ પુસ્તિકા લોકોને તેઓ કંઠે કરી શકે એવી ત્રણ ચાર સુંદર પ્રાર્થનાઓ તથા કેટલાંક સુબોધક પદ્યોની ભેટ ધરે છે.

### ગીતાસાર

[ લે. કાકા કાલેલકર; પ્ર. ઉપર મુજબ; ચાર આના ]

કાકા કાલેલકરે તારવેલા ગીતાનિષ્કર્ષની આ ત્રીજી આવૃત્તિ છે. ગીતાનો સંદેશ અધ્યાય દીઠ સારરૂપે એમાં તારવવામાં આવ્યો છે. કાકાસાહેબની ગીતાસમજનો પરિચય કરાવવા ઉપરાંત વાચકોના ગીતાજ્ઞાનને પણ દૃઢાવશે. પણ આ ગીતાસાર છે એવો કે મૂળ ગીતાનો એકવાર અભ્યાસ જેમણે કર્યો હશે તેમને એ વાંચવો વિશેષ ફાવે અને તેમને જ એ વિશેષ ઉપયોગી અને લાભદાયી થાય.





બાળક

[ અનુ. કુસુમબેન ચી. શાહ; પ્ર. ઉપર મુજબ; સવા રૂપિયો ]

હિંદી શિક્ષણ પત્રિકા 'ના સંપાદક પ્રિં. બંસીધર અને શ્રી. અમરનાથ ગુપ્તે પોતાના લેખો સાથે શ્રી. ગુરુદયાળ મલ્લિક, સ્વ. ગિજુભાઇ, શ્રી. તારાબેન મોડક, પ્રો. જગદીશસિંહ અને એવાં અન્ય કેળવણીકારોના લેખો ભેળવી સંપાદિત કરેલા હિંદી પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ આવકારને પાત્ર છે. બાલમાનસના રસિયા અભ્યાસી અધિકારીઓએ બાલમાનસ, બાળકોની રમતગમતો ને પ્રવૃત્તિઓ, બાળશિક્ષણ, તથા બાળઉછેરને લગતા પ્રશ્નો પર અહીં જે લખ્યું છે, તે માબાપોને અને શિક્ષકોને તેમની જવાબદારીનું ભાન કરાવી બાળઉછેર અને બાળશિક્ષણની સાચી પદ્ધતિ તેમને શીખવશે. બાળકનો ઘણો વિકાસ એનાં પહેલાં ત્રણ વરસમાં થાય છે; બાળકનો ખરો વિકાસ થવા દેવા માટે તેના વ્યક્તિત્વને માન આપી તેની સ્વતંત્રતા અને સ્વયંસ્ફૂર્તિથી તેને કામ કરવા દેવું જોઇએ; બાળકને પણું શીખવાનું અને વિકસવાનું રમતોમાંથી જ મળી જાય છે; બાળશિક્ષણમાં સજા, ઇનામ અને હરીફાઇ અનિષ્ટ છે:—આવા ઘણા વિચારો સરળ ભાષામાં રજૂ કરતા અને બાલઉછેર તથા બાળશિક્ષણને અંગે અનેક કિંમતી વ્યવહારુ સૂચનાઓ આપતા આ પુસ્તકનો લાભ બહોળા પ્રમાણમાં લેવાવો જરૂરી છે.

## સૌથી પહેલા દાદાજી

[ લે. છોટુભાઈ જો ભટ્ટ; પ્ર. ઉપર મુજબ; ૭ આના ]

સૌથી પહેલા દાદાજી એટલે આદિ માનવ. એનાં શરીર, પોશાક, ખોરાક, રહેઠાણ, હથિયાર વગેરે વિશે દાદાજી અને કિશોર આનંદ વચ્ચે થતા સંવાદરૂપે કિશોરભોગ્ય માહિતી આમાં આપવામાં આવી છે. કેટલાક ભારે શબ્દો પરત્વે અને વાક્યોને ખંડો પાડીને છપાવ્યાની વ્યવસ્થા પરત્વે વિરોધમાં કંઇક કહી શકાય એમ છે, છતાં ચાલુ બાળસાહિત્યમાં ભાત પાડે એવું પ્રકાશન આ ગણાય.

## અખાની વાણી

[ પ્ર ઉપર મુજબ; ત્રણ રૂપિયા ]

ફરી પાઠશુદ્ધિ કરીને તેમજ અગાઉ આપેલા અઘરા શબ્દોના અર્થોમાં વિસ્તાર કરીને, સ્વામી સચ્ચિદાનંદ... સ્વયંજ્યોતિના અખાપરિચય અને શ્રી. ઉમાશંકર જોષીના અભ્યાસપૂર્ણ આમુખ સાથે સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયે પ્રકાશિત કરેલી 'અખાની વાણી'ની આવૃત્તિનું આ પુનર્મુદ્રણ એ આનંદદાયક બિના છતી કરે છે કે અખા જેવા વીર્યવંત મધ્યકાલીન વેદાંતી કવિની તેજસ્વી વાણીના ભોગીઓ ગુજરાતમાં વધતા જાય છે. અજ્ઞાન, અર્ધજ્ઞાન, ભ્રમ, દંભ અને જડ ક્રિયાકાંડના સખત ટીકાકાર અખાના છપ્પાનું વાચન ખૂબ વધે એ જરૂરનું છે. વેદાંતપ્રિય વાચકોને અદ્વૈત સિદ્ધાન્તનું આ પુસ્તકમાંનું ઘરગથ્થુ દૃષ્ટાંતો અને ચોટદાર બાનીમાં કરાયેલું લોકગમ્ય નિરૂપણ ઘણું ઉપયોગી થઇ પડશે.

## હસ્તામલકસ્તોત્ર અને વાક્યસુધા

[ અનુ. ગિરિજાશંકર શાસ્ત્રી; પ્રકા. ઉપર મુજબ; બે આના ]

જડ જેવા દેખાતા હસ્તામલકને 'તું કોણ છે?' એવા શ્રીશંકરાચાર્યે પૂછેલા પ્રશ્નના જવાબમાં તે જ્ઞાની બાલકે વર્ણવેલા આત્મસ્વરૂપનું સ્તોત્ર તથા સંક્ષેપમાં વેદાન્તરહસ્ય શીખવતી 'વાક્યસુધા' એ બે શંકરાચાર્યવિરચિત કાવ્યકૃતિઓ મૂળમાં તેના ગુજરાતી અનુવાદ સાથે આપતી આ પુસ્તિકા વેદાંતપ્રિય જનો વડે ખૂબ આવકારાશે એમાં શક નથી.




## પ્રશ્નોત્તર રત્નમાળા

[ અનુ. તથા પ્રકા૦ ઉપર મુજબ; ત્રણ આના ]

આ પુસ્તિકામાં શંકરાચાર્યવિરચિત સુબોધક 'પ્રશ્નોત્તર રત્નમાળા' તથા જીવન્મુક્ત જ્ઞાનીની દૃષ્ટિ તથા લક્ષણો વર્ણવતી 'જીવન્મુક્ત-આનંદલહરી' એ બે કૃતિઓનો સરળ ગુજરાતી અનુવાદ મૂળ શ્લોકો સાથે છાપવામાં આવ્યો છે. પ્રકાશક સંસ્થા આવી પુસ્તિકાઓ આટલી ઓછી કિંમતે પ્રજાને સંપડાવી મોટી સેવા બજાવી રહી છે એમ કહેવું જોઇએ.

## શ્રીમદ્ ભગવદ્ગીતા

[ પ્રકા. ઉપર મુજબ; બાર આના ]

જેમની આંખો તણાતી હોય એવા વાચકોને વાંચતાં ફાવે એટલા મોટા અક્ષરવાળી ભગવદ્ગીતાની મૂળ શ્લોકો અને ગુજરાતી સરલાર્થ સહિતની આ આવૃત્તિ પ્રકાશક સંસ્થાએ પ્રગટ કરેલી ગીતાની એકવીસ આવૃત્તિઓમાં એકનો ઉમેરો કરે છે.

## શુદ્ધ કાર્તિકી પંચાંગ-૨૦૦૭

[ કર્તા, શાસ્ત્રી હિમ્મતરામ મ. જાની; પ્ર. ઉપર મુજબ; સાત આના ]

પ્રકાશક સંસ્થાએ દર વર્ષ મુજબ આ વર્ષે પ્રગટ કરેલું આ અમદાવાદ અક્ષાંશ ૨૩-૨ પલભા ૫-૫નું સંવત ૨૦૦૭ની સાલનું ગ્રહલાઘવીય શુદ્ધ કાર્તિકી પંચાંગ તેમાં આપેલી અનેકવિધ માહિતી ને સામગ્રીને લીધે દરેક ઘરમાં ઉપયોગી થાય એવું છે.

## શોધ અને સિદ્ધિ

[ લે. ડૉ. શેઠના અને ડૉ. શાહ; પ્ર. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; બે રૂપિયા ]

વિજ્ઞાનનું લોકભોગ્ય સાહિત્ય આપણે ત્યાં સામાન્ય વાચકને ખ્યાલમાં રાખીને બહુ ઓછું લખાય છે. આ પુસ્તક એ ખોટ પૂરી પાડવામાં પોતાનો થોડોક ફાળો આપે છે. એમાં રંગો અને રાસાયનિક ઔષધોની ચમત્કારિક શોધો, પેનિસિલિન, ડી. ડી. ટી. અને મેલેરિયાનાશક નૂતન ઔષધો, રૉકેટ, જેટ વિમાન, રડાર એમ અનેક બાબતો વિશે સામાન્ય વાચકને લક્ષમાં રાખી ખપજોગી માહિતી સરળ અને લોકભોગ્ય શૈલીમાં તેના ઉત્સાહી લેખકો શ્રી. સુરેશ શેઠના અને શ્રી. નરસિંહ શાહે પીરસી છે. પુસ્તકમાં મેલેરિયા અને બીજા તાવ તથા જીવલેણ રોગોનાં અભ્યાસ અને નિવારણ અર્થે થયેલા પ્રયાસની તેમજ પૃથ્વી પરના બંને ધ્રુવ પ્રદેશ, સાગરનાં ઊંડાણ તથા અંતરિક્ષના સ્ટ્રેટોસ્ફીયરને જીતવાના માનવીઓના વિજયવંત પુરુષાર્થની જે કથા રજૂ થઇ છે તે તો વાચકોને ઘણી ગમી જશે. બંને લેખકો રસાયનશાસ્ત્રના અધ્યાપકો છે એટલે સ્વાભાવિક રીતે જ રસાયનને લગતા લેખો પુસ્તકમાં વધુ પ્રમાણમાં છે. ખગોળ, ભૂસ્તર અને જીવનવિજ્ઞાનને લગતી થોડીક સામગ્રી અત્ર રજૂ થઇ શકી હોત તો પુસ્તકની કિંમત વધત. અધિકારીઓને હાથે લખાતાં આવાં વિજ્ઞાન-વિષયક લોકભોગ્ય પુસ્તકો જરૂર આવકારપાત્ર ગણાય.

## કેળવણી વિકાસ

[ લે. કિશોરલાલ મશરૂવાળા; પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; સવા રૂપિયો ]

આપણા જમાનાના એક અગ્રગણ્ય કેળવણીવિચારક શ્રી. કિશોરલાલ મશરૂવાળાના કેળવણીવિષયક લેખોના શ્રી. રમણીકલાલ મોદીની મહેનતથી થયેલા આ સંપાદનમાં 'કેળવણી વિવેક' પછીનું આ પુસ્તક છે. 'સાબરમતી' અને 'સેવાગ્રામ' એ બે ખંડમાં વહેંચેલા એમાંના અઢાર લેખોમાંના પહેલા ખંડના છમાં કર્તાએ અક્ષરજ્ઞાન તેમજ કેળવણી એ ભ્રમ દૂર કરી, ધંધાના નિશ્ચય અને તેના શિક્ષણની જરૂર સમજાવી છે અને બીજા ખંડના બાર લેખોમાં 'ઉદ્યોગ દ્વારા કેળવણી'નો વર્ધા પદ્ધતિનો પાયારૂપ સિદ્ધાંત સમજાવી તેનો ભાવના અને





વ્યવહાર ઉભયની દૃષ્ટિએ સારો વિચાર કર્યો છે. છેલ્લે 'ઇતિહાસનું જ્ઞાન' એ લેખ 'સમૂળી ક્રાન્તિ'માંથી મૂકવામાં આવ્યો છે. એ લેખ આપણે ત્યાં ઠીક ચર્ચાસ્પદ બન્યો હતો. પણ ઇતિહાસનાં જે પરિણામ આવ્યાં છે એ જોઈને જ આ પ્રજાહિતૈષી વિચારકે ઇતિહાસનું મહત્ત્વ કેળવણીમાં ગૌણ કરી મૂક્યું છે એ જાણવું જરૂરી છે. પહેલા ખંડમાંથી 'વંધાનો નિશ્ચય' અને બીજામાંથી 'વર્ધા પદ્ધતિ,' 'બે સંસ્કૃતિઓ', 'દ્વારા, અને, ની ?', 'ઉદ્યોગ દ્વારા કેળવણી' અને 'ઇતિહાસનું જ્ઞાન' એ લેખો ખાસ વાંચવા જેવા છે. આરંભમાં મૂકેલી શ્રી. નરહરિ પરીખની ભૂમિકા નઈ તાલિમનો ઇતિહાસ, તેના મુખ્ય સિદ્ધાંત, તેની સાથે જોડાયેલો સ્વાવલંબનનો પ્રશ્ન, તેને નડનારી મુશ્કેલીઓ અને તેના ઉકેલની સુવ્યવસ્થિત વિચારણા તેમજ ઇતિહાસના શિક્ષણ અંગે થોડાં મહત્વનાં સૂચનો રજૂ કરતી હોઈ પુસ્તકની મહત્ત્વની પુરવણીરૂપ છે.

## સરોજ-સુરભિ

[ લે. નલિન ભટ્ટ; ગીતાસદન, વલસાડ; પ્ર. નટવર પ્રિ. પ્રેસ, બીલીમોરા; સવા રૂપિયો ]

'નલિની-પરાગ'ના કવિ શ્રી. નલિન ભટ્ટનો આ બીજો કાવ્યસંગ્રહ છે. એની એક વિશિષ્ટતા એ છે કે એનાં ૧૧૭ છંદોબદ્ધ કાવ્યોમાં લગભગ બધાંમાં કવિનું બહેનને ભાવભર્યું સંબોધન છે. જિજ્ઞાસુ ધર્મભગિનીની પ્રત્યેના પોતાના શીળા કૂંળા સાત્ત્વિક વહાલથી પ્રેરાઈ તેને અમર કરવા 'અચિત હેતના હીરમાં' 'કુસુમ કાવ્યની હાર આ' કવિએ રચેલ હોવાનું 'અમૃતદાન' નામે કાવ્ય કહે છે. ભગિનીપ્રેમને જુદી જુદી રીતે ગાતાં આ કાવ્યોમાં કવિની આસ્તિકતા અને ધર્મજ્ઞાન એમની સારશોધકતા કે લોકપ્રીતિ, એમનો પ્રકૃતિ-પ્રેમ, એમની સંવેદનશીલતા અને એમનું પદ્ય-પ્રભુત્વ વાંચનારાઓની નજરે તરત ચડે એટલા પ્રમાણમાં વ્યક્ત થાય છે.

જગત સાહિત્યમાં સ્થાન પામેલી
અદ્વિતીય મહાન નવલકથા

# ગોરા

ભાગ ૧-૨

લેખક
રવીન્દ્રનાથ ટાગોર

બન્ને ભાગની
કિંમત ૯-૮-૦
પોસ્ટેજ ૧-૦-૦

માનવજીવનના ઉચ્ચ ભાવોને
પ્રેરતી હૃદયસ્પર્શી નવલકથા

# ગિરિબાલા

લેખક
રવીન્દ્રનાથ ટાગોર

કિંમત ૩-૮-૦
પોસ્ટેજ ૦-૮-૦

વાચકને ઉર્ધ્વગામી બનવાને પ્રેરે
તેવી શ્રેષ્ઠ વાર્તાઓનો સંગ્રહ

# વરકન્યા

લેખક
રવીન્દ્રનાથ ટાગોર

કિંમત ૩-૪-૦
પોસ્ટેજ ૦-૮-૦

જીવનનું ઊંડુ દર્શન કરાવતી
ભાવવાહી પ્રેરક નવલકથા

# કર્મફળ

લેખક
રવીન્દ્રનાથ ટાગોર

કિંમત ૩-૮
પોસ્ટેજ

જીવન સાહિત્ય મંદિર-અમદાવાદના આ પ્રકાશનો

# ભારતી સાહિત્ય સં



ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધી

**ઊર્મિ અને નવરચના** સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૨૦ : 'નવરચના' વર્ષ ૧૫ : અંક ૮ મો
નવેમ્બર : ૧૯૫૦

ક્રમ



—: વાર્ષિક લવાજમ :—
દેશમાં : ૭–૮–૦ :: પરદેશમાં : રૂ. ૧૦–૦–૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ–૧

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી ઈશ્વરલાલ મો. દવે
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ–૧
મુદ્રક : જયંતી ઘેલાભાઈ દલાલ : વસંત પ્રેસ, ઘીકાંટા રોડ, ઘેલાભાઈની વાડી : અમદાવાદ.

દરેક પ્ર. પત્રની પ્રવેશ ફી ફક્ત ૫ આના } **કસોટી શબ્દ વ્યૂહ ૧૪૧** બંધ તારીખ ૨૨ નવેમ્બર બુધવાર

એકંદર ઈનામો **રૂા. ૨૦,૦૦૦**

**પ્રથમ ઈનામ રૂા. ૧૧,૦૦૦**

**બીજું ઇનામ રૂા. ૪૫૦૦ ત્રીજું ઈનામ રૂા ૩૫૦૦**

**સંપૂર્ણ વિગતો માટે 'મક્કમ' અઠવાડિક જુઓ.**

અને આજ પ્રમાણે દરેક પ્ર. પત્રના પાચ આના લેખે ફી ગણવી. જ્યારે મક્કમના ગ્રાહક માટે દર ૧૬ પ્ર. પત્રની ફી રૂા. ૨-૮-૦ છે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ મ | ૨ નો | રં | ૩ જ | ૪ ન | | ૫ આ | | ૬ ક |
| | ક | | ૭ | મ | | | | |
| ૮ ગ | | ૯ | | ૧૦ ન | | ર | ૧૧ ચ | ના |
| ણિ | | ૧૨ ઠા | | તા | | | | |
| ૧૩ | ૧૪ મો | | | ૧૫ | ક | રા | ૧૬ ર |
| | ટ | | ૧૭ | | | | | |
| ૧૮ અ | | મા | ન | | ૧૯ બ | | ૨૦ વ | વા |
| | | | ૨૧ ભં | | ર | | | |
| | ૨૨ ઉ | | ગ | | | | ૨૩ લ | |


| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ મ | ૨ નો | રં | ૩ જ | ૪ ન | | ૫ આ | | ૬ ક |
| | ક | | ૭ | મ | | | | |
| ૮ ગ | | ૯ | | ૧૦ ન | | ર | ૧૧ ચ | ના |
| ણિ | | ૧૨ ઠા | | તા | | | | |
| ૩ | ૧૪ મો | | | ૧૫ | ક | રા | ૧૬ ર |
| | ટ | | ૧૭ | | | | | |
| ૧૮ અ | | મા | ન | | ૧૯ બ | | ૨૦ વ | વા |
| | | | ૨૧ ભં | | ર | | | |
| | ૨૨ ઉ | | ગ | | | | ૨૩ લ | |


### આડી ચાવીઓ:

(૧) કસોટી શબ્દ વ્યૂહોમાંથી આપને મનોવ્યાયામ સાથે...પણ મળી રહેશે.

(૫) દેશની...બાજુ વિકસાવ્યા વિના જનકલ્યાણની કોઈ યોજના સફળ થાય એ સંભવ ઓછો છે.

(૭) સૂઝ.

(૮) કેટલીકવાર માણસ કેવળ ...હોવાને કારણે અન્યની ખુશામત કરતો હોય છે.

(૧૦) નવેસરથી રચવું તે.

(૧૨) માથાભારે નોકરો શેઠને ભાગ્યે જ...હોય છે.

(૧૩) ઇચ્છિત...ની પ્રાપ્તિ ભાગ્યશાળીને થાય છે એમ મનાય છે. (અક્ષરો ઊંધેથી વાંચજો.)

(૧૫) 'આજની સ્ત્રીને મુદ્દલ ઘરકામ નથી ગમતું,' એવું તમે કોઇ આધુનિક યુવતીને કહેશો તો તે મોટેભાગે...કરશે.

(૧૮) જડ પ્રકૃતિનો માણસ... જેવી વસ્તુને ભાગ્યે જ સમજે છે.

(૧૯) કેટલાક બુદ્ધિશાળી માણસો આજે દુનિયાને...આદર્શની વાતો ઉચ્ચારી રહ્યા છે.

(૨૧) શરણે થયેલા સૈન્ય પાસેથી વિજેતાઓને ઘણીવાર શસ્ત્રસરંજામનો...હાથ લાગતો હોય છે.

(૨૨) મોટી ઉંમર સુધી કન્યા ન મળે ત્યારે કોડીલા માણસો લગ્ન માટેનો...પ્રાયઃ ઘટતો જાય છે.

(૨૩) ગામડાનો રહેવાશી શહેરમાં ખૂબ...જોઈ આશ્ચર્ય પામે તેમાં નવાઇ નથી.

### ઊભી ચાવીઓ :

(૨) સર્વથા અનુકૂળ...ને તિલાંજલિ આપતાં માણસ મનોમંથન અનુભવે તે સ્વાભાવિક છે.

(૩) જગત.

(૪) નમ્રતા.

(૫) કયાંય જરા પણ...ન મળે તો માણસ ઘણીવાર ઓશિયાળો બની જાય છે.

(૬) મોટા ઈનામની...કયારેક હરીફોને વધુ પ્રવેશ પત્રો ભરવા પ્રેરે છે.

(૮) પ્રાચીન કાળમાં...વિષે આપણે ત્યાં કેટલાક પ્રમાણભૂત ગ્રંથો લખાયા છે તે જાણી તમને કદાચ નવાઈ લાગશે.

(૯) ઝીણી નજરે જોનારને એમાં ભારોભાર શઠતા જણાઈ આવશે.

(૧૧) ખૂબસુરત ન હોવા છતાં કયારેક કોઇ...ચિત્ત પર જબરી અસર કરી જાય છે.

(૧૪) શ્રીમંતો જ્યાં જાય છે ત્યાં ઘણું ખરું એમની...પણ લેતા જાય છે.

(૧૬) જવા બેઠેલી પ્રતિષ્ઠાને...ની માણસને કયારેક પ્રબળ લાગણી થઈ આવે છે.

(૧૭) લોભી શેઠ પાસે પગાર વધારાની માગણી કરનાર નોકરો નવા વધુ-સંભવ છે.

(૧૮) અંધકારમાં...ને જતાં કાચોપોચો માણસ છળી ઊઠે તે સ્વભાવિક છે.

(૧૯) પત્થર પર જોરથી પટકાતાં કેટલીકવાર એના કુરચા ઊડી જાય છે.

(૨૦) તીડનું ટોળું પોતાના ખેતર તરફ...છે એ વિચારે ખેડૂત ફફડી ઊઠે તે સ્વાભાવિક છે.

**અમદાવાદના કલેકટરે તા. ૨૬-૪-૪૯ ના લાયસન્સ નંબર ૧ થી મંજૂર કરેલી હરીફાઈ**

કસોટી હરીફાઇનાં સર્વ શરતો-નિયમો મને કબૂલ મંજૂર છે.

પ્રવેશપત્રો એકી સાથે કાપજો.

નામ ______________________

ઠેકાણું ______________________

ગામ ______________________

મેં મારા નામે કુલ પ્રવેશપત્રો નંગ ......ભર્યાં છે.

મેં મારી પ્રવેશ-ફીના રૂા....... આ સાથે......થી મોકલ્યા છે.

**પ્રવેશ પત્રો મોકલવાનું તથા પત્રવ્યવહારનું સરનામું:**

**કસોટી કાર્યાલય :** રેવડી બજાર, અમદાવાદ



# કેટલાક પ્રસંગો

[ ૧ ]

કોન્ફ્યુશીયસને કોઇએ પૂછ્યું : વિશ્વના અસ્તિત્વના છેક મૂળ વિષે આપણે કાંઈ જાણી શકીએ ?' અને એણે જવાબ આપ્યો: 'હા આપણે જાણીએ છીએ ત્યારથી એ આ પ્રમાણે જ છે. અને એટલું જાણવું તે બસ છે.' તે વખતે તો પ્રશ્ન પુછનારના મનનું સમાધાન થઇ ગયું અને તે માણસ ગયો. પણ બીજે દિવસે એ હાજર થયો. એણે ફરીને પૂછ્યું : 'કાલે તમે કહ્યું ત્યારે કાંઇક સમજાયું હતું. આજે એ બધું અસ્પષ્ટ થઈ ગયું છે. એમ કેમ ?'

કોન્ફ્યુશીયસે જવાબ વાળ્યો: 'કાલે તમારું મન કુદરતી રીતે વાતને ગ્રહણ કરતું હતું. આજે હવે એ કુદરતી રીત સાથે બીજો ત્રીજો ભેળ ભળી ગયો છે. ભૂતકાલ નથી. વર્તમાન નથી. ભવિષ્ય પણ નથી. આદિ કે અંત નથી. જો જીવનમાં મૃત્યુ એ જીવનનો અંત નથી—તો એનો અર્થ એ થયો કે જીવન અને મૃત્યુને કાંઇ જ સંબંધ નથી. દરેક પોતે સ્વતંત્ર હોઈ શકે. જીવનનું મૃત્યુ એમ ન હોય. વિશ્વમાં એક વખત એક જ સત્ હતું. એ અનંત છે. અનંત તત્ત્વ—અજન્મા છે. અને છતાં દરેકનો જન્મ એને લીધે છે. આ લીલાનું કારણ કેવળ પ્રેમ છે એ પ્રેમલીલા છે!'

[ ૨ ]

એક વખત એક રાજા જંગલમાં ભૂલો પડયો. એને ઘોડા ચારનારો ભરવાડનો છોકરો મળ્યો. તેને રાજાએ રસ્તો પૂછ્યો. પછી તો છોકરાની ચાલાકી જોઈને રાજા મુગ્ધ થયો. તેણે તેને સહેજ પૂછ્યું: 'તને રાજ ઉપર બેસારીએ તો તું શી રીતે રાજ કરે ?'

'આ ઘોડા ઉપર હું રાજ કરું જ છું ને!' છોકરે જવાબ વાળ્યો: 'એમાં બીજું શું કરવાનું ? એ બરાબર ચરે છે એ જોવાનું. પોત પોતાનું કામ કરતા હોય તો એમને બોલાવવાનું નહિ!'





રાજાને છોકરાની વાતમાંથી એક સત્ય મળ્યું 'જે ઘણા કાયદા કરીને લોકની ડખલ કર્યા જ કરે છે તે લોકની શાંતિ જ હરી લે છે!'

[ ૩ ]

એક વખત એક રાજાને વિચાર આવ્યો કે અમુક પર્વતકંદરામાં એક પવિત્રપુરુષ રહે છે, તેને રાજ સોંપ્યું હોય તો વધારે સારી રીતે રાજ ચાલે.

તેણે સામે પગલે જઇને તેને રાજ આપવાનું કહ્યું: પેલાએ જવાબ વાળ્યો: 'હું રાજ તો સ્વીકારું, પણ તેનાથી મને શું વિશેષ લાભ થાય એ મારે જાણવું જોઇએ!'

'તમને સત્તા મળશે!'

'એ તો બરાબર છે: પણ એ સત્તા શું હું એકલો વાપરવાનો છું?

'ના, તમે મુખ્ય માણસ બની, બીજાના મારફત સત્તા ચલાવશો!'

'એતો બરાબર છે. પણ એ બીજા વળી, એમના કરતાં નાના મારફત સત્તા ચલાવશે ખરું?'

'હાં. એ તો ખરું!'

એમ ને એમ એ સત્તા ગામડે પહોંચશે. ત્યાં તો એ મારી સત્તા રહી પણ નહિ હોય! એ તો દરેક વાપરનારાના મનની દાસી હશે. એટલે અકલ્યાણ થશે ત્યારે, ગાળો મને મળશે–કલ્યાણ થશે, ત્યારે યશ બીજા લેશે. આવી સત્તાને હું શું કરું?'

અત્યારે તો હું સારો રાજા છું. પછી તો હું જેનો રાજા થઈશ એનો ખરી રીતે ગુલામ હોઈશ! આવી સત્તાને હું શું કરું? અત્યારે તો હું પ્રભાતે ફરું છું. બપોરે જમું છું. સેઢે વિસામો લઉં છું. સાંજે ઘેર પાછો ફરું છું. જમીને વાતો કરતો સૂઇ જાઉં છું. રાજા થયા પછી આમાંની કઈ વાત રહેશે? એકે નહિ! એવું રાજ મારે જોઈતું નથી. રાજ કરનારાઓ પોતે ડાહ્યા હોય છે, માટે રાજ કરે છે, એવું કાંઈ નથી; ઘણી વખત લોકો જ વધારે મૂરખા હોય છે–માટે રાજકર્તાઓ ડાહ્યા જેવા દેખાય છે એટલું જ. સાચે ત્રાજવે તોળાતાં એમના જેવા મૂરખાઓ કોઈ જ નીકળતા નથી!

આવા સ્થાને જઈને લોકનું શું સારું કરું? એના કરતાં જેમને અભિલાષા થાય તે આંહીં આવે છે ને હું એમને મારી અનુભવની બે વાત કહું છું એ જ વધારે સારું છે!

[ ૪ ]

એક નગરમાં એક શાહુકાર રહેતો હતો, એની સમૃદ્ધિ એ પોતે ગણી ન શકે એટલી હતી. અને છતાં પૈસો પૈસાને આણે તેમ એને ત્યાં પૈસા વધતા જ જતા હતા. લક્ષ્મી એના ઉપર પ્રસન્ન થઇ ગઇ હતી.

પણ એની લક્ષ્મીની લાલસાને કોઈ હદ ન હતી. એણે તો લક્ષ્મીને ખુદને પ્રસન્ન કરવા માટે મંત્ર જપ તપ માંડયાં.

લક્ષ્મીદેવી પ્રસન્ન થયાં. એણે કહ્યું–'હવે શું જોઇએ છીએ?'

'હજી મારે ત્યાં છપન ઉપર ભૂંગળ કયાં વાગે છે માતાજી?'

'છપન ઉપર ભૂંગળ વાગશે ત્યારે પણ શેઠિયા! વધુપડતું બધું ખરાબ છે એવું લાગશે હો!

'કાંઈ ફીકર નહિ માતાજી! પૈસો હશે તો બધુ ય, બરાબર થઈ જાશે!'

'સારું, પણ થાક ચડે તો ફરીને સંભારજો!'

થોડાક વખત ગયો ને શેઠિયાને ત્યાં તે




પૈસાનો વરસાદ વરસવા માંડયો. જેમાં હાથ નાખે એમાં પૈસા જ પૈસા.

શેઠિયો તો ખુશ ખુશ થઇ ગયો. છપ્પન ઉપર ભૂંગળનો વખત આવી ગયો. પણ પછી કોણ જાણે શું થયું એની નિદ્રા ઉડી ગઈ શાંતિનું નામનિશાન ક્યાંય મળે નહિ. આખી રાત પડખાં ફેરવે પણ નિંદર નામ આવે નહિ ને!

એમ કરતાં એક દિવસ એને એક ગરીબ, અપંગ, અશક્ત રોગી માણસ મળી ગયો. એને જોઈને માણસને ચીતરી ચડે એવું એનું શરીર હતું. એણે આ શાહુકાર શેઠ પાસે પૈસા માગવા હાથ લાંબો કર્યો. પણ જેવો એણે લાંબો હાથ કર્યો તેવો જ તરત એણે પાછો ખેંચી લીધો, જાણે કે દેવતા અડયો હોય!

ત્યારે છપ્પન ઉપર ભૂંગળવાળાને લાગ્યું કે માળું આરામાં કાંઈક ફેરફાર થયો છે!

મને જોઇને આવો ભિખારીમાં ભિખારી પણ ભિખ માગવાનું છોડી દે, શું એટલું બધું નપાવટ મારૂં કામ થઈ ગયું હશે?

અને એણે ઘેર જઇને અરીસામાં જોયું તો એ પોતે છળી ઊઠયો! જાણે કે કોઈ પૈસાનો ભાર વહેનારું પોતે પશુ હોય એવો દેખાવ એના જોવામાં આવ્યો! ત્યારે એને માતાજીના શબ્દો સાંભર્યા: 'બધું અતિ ખરાબ છે હો!'

ધૂમકેતુ



( અનુસંધાન પેજ ૧૭નું )

(૪) એ. પી.ને બદલે ઉંડા શ્વાસોચ્છવાસ લેવાની ક્રીયા અજમાવવાનો એલિયટનો ખ્યાલ એને જે રીતે આવ્યો તે રીતે મેં વર્ણવ્યો છે. એ રસ્તો ભયાનક હતો તેનો મને સંપૂર્ણ ખ્યાલ હતો. એ. પી. ની આખી ટ્રીટમેન્ટનો એલિયટનો ખ્યાલ આપ્યો છે એ ખ્યાલ આપવામાં મારી કદાચ રેતચૂક થઇ હોય તો બનવા જોગ છે.

(૫) એલિયટના ક્ષયના તબક્કાની ...થતિ એને પુછી જોશો તો તે યોગ્ય રીતે જણાવશે. તેનું સરનામું ડો. વિ. એલિયટ, નગરી મીલ પાસે, રાજપુર અમદાવાદ છે. કદાચ શ્રી વર્મા કહે છે તે પ્રમાણે તેની શારીરિક સ્થિતિમાં ફેરફાર થયો હોય અથવા તેના ફેફસાંના ક્ષયના ભાગનું કેલશીફીકેશન (calcification) થયું હોય એમ પણ બનવાજોગ છે. એટલે એના શરીરમાં કયા કયા ફેરફારો થયા એ વર્ણન 'કુમાર'માં કરી શકાય? એને માટે તો કોઇ મેડીકલ જર્નલ જોઇએ અને લેખક કોઇ ક્ષયનો નિષ્ણાત જોઇએ. આ ફેરફાર પારખવા આપણી પાસે સાધનો પણ કયાં? અને તાલિમ પણ કઈ?

(૬) શ્રી વર્મા ક્ષયરોગી લાંબુ જીવન જીવી શકે છે એમ જણાવે છે તેનો એલિયટ દાખલો ગણાય.

શ્રી વર્માની આ ચર્ચાથી મને જે થોડુંઘણું નવું જાણવાનું મળ્યું તે બદલ તેમનો અંતઃકરણપૂર્વક આભાર. આ પ્રકારની ચર્ચા પરસ્પર વિકાસ સરળ બનાવે છે, એમાં મને જરાયે દુઃખ નથી થયું બલ્કે ઘણો આનંદ થયો છે.

રમણલાલ નાગરજી મહેતા

'રાજહંસ'

## રશિઆ સમય માગે છે

કોરીઆના મેદાનમાં પોતાની બાજી ધૂળ મળતી જોઈ એટલે રશિઆએ મોરચો બદલ્યો છે. એનો રેડિઓ કોરીઆનો મુક્તિયજ્ઞ ભૂલી ગયો છે, લાલ-ચીન પણ પાડોશી રાજ્ય ઉપરના હુમલા સામે આંખ આડા કાન કરી ગયું છે. અને હવે સાથી સંસ્થામાં ચર્ચાઓ કરી મામલો ખોરંભે નાખવા યત્ન થવા માંડ્યા છે.

દુનિઆ ઉપર સામ્યવાદનું વર્ચસ્વ જમાવવા રશિઆએ જે યોજના ઘડી છે એમાં હવે પછી ભોગ બનનારાં રાજ્યોમાં હિંદીચીન, ઈરાન, જર્મની, તુર્કી આવે છે. હિંદીચીનમાં ઉથલાત શરુ થઈ ગઈ છે. અને ઈરાનમાં ક્યારેય લડાય ફાટી નીકળશે?

પરન્તુ, એટલું સ્પષ્ટ સમજાઇ ગયું છે કે રશિઆ ખુલ્લીરીતે યુદ્ધ શરુ કરવા હજુ તૈયાર નથી. એને હજુ સમય જોઈએ છે. એ સમય કાં તો પોતાની યુદ્ધશક્તિ ખીલવવાનો અગર તો અમેરિકાની તૈયારીઓને ગભરાટથી ખૂબ વધવા દઈ એના ભારથી એનું અર્થ-તંત્ર ભાંગી પાડવાનો.

## ભારતની તટસ્થતા તૂટે છે

ભારતે આડત્રીશમી રેખાંશ ઓળંગવા સામે વિરોધ કર્યો. કોરીઆની વ્યવસ્થા નક્કી કરવા સારુ નીમવામાં આવતા પંચમાં જોડાવા ના પાડી. ભારતે જણાવ્યું કે આક્રમણકાર ઉત્તર કોરીઆ ઉપર યુદ્ધે ના ચઢવું અને બીજા સમાધાનના માર્ગો ખોળવા, ભારતની આવી પરદેશનીતિથી અમેરિકા ચોંકી ઉઠ્યું છે. આપણને ય નવાઈ ઉપજે છે કે દુનિયાની શાંતિ જોખમાય એવી રીતે યુદ્ધે ચઢી જનાર ઉત્તર કોરીઆ પાસે ન્યાય કે નીતિ જેવું કશું રહ્યું જ ન હતું કે જેથી ભારતે એનો પક્ષ કરવો જોઈએ. ૩૮મી રેખા ઉપર ઉભા રહી કઈ રીતે કોરીઓની એકતા થઇ શકવાની હતી? ત્યારે શું આપણે કોરીઆની મુક્તિની, એકતાની કે સલામતીની વિરુદ્ધ હતા કે ઉત્તર કોરીઆને અખંડ અને હુમલાથી ઉગારી લેવાનું કહી શકીએ?

ઉત્તર કોરીઆને આડકતરો ટેકો આપી, આપણે કોરીઆમાં લડી રહેલાં સાથી સૈન્યો ને ઉતારી તો નથી પાડ્યાં ને!

## એ તટસ્થતા ભયપ્રદ નિવડતી જાય છે

હિંદીચીનના પ્રશ્ન ઉપર તટસ્થ રહી આપણે વધારે ગુંચવણ ઉભી કરી છે. જે વિભાગ ઉપર ફ્રેંચ અધિકાર હેઠળ બાઓદાઈ રાજ્ય કરે છે તેનો આપણે સ્વીકાર કરતા નથી. જે વિભાગ ઉપર ડૉ. હો ચી મીન્હ રશિઆના ટેકાવડે રાજ્ય કરે છે એની વિરુદ્ધ પણ કશું કહેતા નથી. ઉત્તર અને દક્ષિણ કોરીઆ જેવી જ પરિસ્થિતિમાં હિંદીચીન મુકાયેલું છે અને બાઓદાઈને ટેકો નહિ મળે તો ડૉ. હો ચી મીન્હ ફાવી જશે એમાં શંકા નથી. એ રસ્તે રશિઆ પોતાનું ધાર્યું કરે છે અને આપણે જોયા કરીએ છીએ.

હિંદી ચીનમાં ફ્રેંચોએ ત્યાંની પ્રજાની સ્વશાસન ચલાવી શકે એવું કાર્યક્ષમ તંત્ર ઉભું કર્યું નથી એ દુઃખદ ઘટના છે. એટલી એજ વાત પકડી રાખી આખો મુલક સામ્યવાદીને ભલે સોંપાઈ જાય એમ માનવું એમાં જોખમ છે. આપણે એટલું જરૂર યાદ રાખવું જોઈએ કે ફ્રાન્સનો કે અમેરિકાનો શાહીવાદ મીટાવી શકાય છે, જ્યારે રશિઆનો શાહીવાદ એકવાર જ્યાં વળ્યો ત્યાં વિરોધનું નામ નિશાન રહી શકે એમ નથી, અને પડોશના રાજ્યમાં એ જ પ્રકારનાં તોફાનો ભેદી રીતે ચાલુ થઇ જવાનાં—સામ્યવાદની જાળ આગળ પથરાવાની.

## તિબેટનો મામલો શંકા ઉપજાવે છે

પેકીંગથી કોઇ ખબર મળતા નથી, અને આપણા એલચીખાતાને જવાબ પણ મળતો નથી કે તિબેટમાં લાલ સૈન્યો ઘૂસી ગયાં છે કે નહિ. હિંદમાં ચીનના એલચી છે તે પણ સ્પષ્ટ બોલતા નથી. આખા સવાલ ઉપર પડદો ઢાંકવામાં આવ્યો છે. આ બીના અતિ દુઃખદ છે.

તિબેટના પ્રતિનિધિ મંડળે એકવાર ભારતની સહાય માગી હતી. આપણે લશ્કરી સહાય ભલે ના આપી શકત. પરંતુ, પરદેશી કચેરી દ્વારા સારી દરમ્યાનગિરિ કરી શકત. લાલચીન આપણું મિત્ર



થવા ઈચ્છા રાખે તો આપણને વિશ્વાસમાં લઈ શકત. પરન્તુ, લાલચીને આપણને શું સારું લાગશે એવો વિચાર સરખો પણ કર્યો નથી અને તિબેટના કોઈ સમાચાર આપણે મેળવી શકયા નથી.

એક સ્હવારે આપણે ઉઠીશું ત્યારે જણાશે કે તિબેટ તો ગયું ત્યારે આપણે નેપાળ રહ્યું છે કે નહિ એટલી જ તપાસ કરવાની રહેશે. કાશ્મીરથી આસામ સુધી વિસ્તરી રહેલા આ પ્રદેશમાં ચીની આક્રમણ થયું છે કે નહિ એ પણ આપણે ખાતરીથી જાણી શકતા નથી, ને પૂછી શકતા પણ નથી કે શું?

**વિશ્વસૈન્ય તૈયાર બને છે**

સાથી સંસ્થાએ જોયું કે કોરીઆમાં ટેકો આપવા છતાં લશ્કરોને સરંજામ મોકલવાની ઘડી આવી ત્યારે બધા અમેરિકાનું મોઢું જોઈ બેસી રહ્યા. એ ઉપરથી અમેરિકાએ બોધપાઠ લીધો અને દરેક દેશને પોતાના સૈન્યોનો થોડો ભાગ સાથી સંસ્થા માટે નિયુક્ત કરવાની માગણી કરી. ભારતે આનો પણ વિરોધ કર્યો, ત્યારે ઘણાને શંકા ગઈ કે નહેરું રશિઆ તરફી થયા છે કે શું? નહિ તો, જે વાતનો રશિઆ વિરોધ કરે તે વિરોધ ઉઠાવવાની પહેલ આપણે શેના કરીએ?

નહેરુ શું એકલા અમેરિકા વિરોધી થયા છે કે રશિઆ ભારતને ફાવતા સાથી ગણી શકે? આ નીતિથી આપણે અમેરિકા ઉપર દબાણ લાવવા માગીએ છીએ કે રશિઆની નજરમાં આદર પાળવાની આશા રાખીએ છીએ? કે પછી આપણને આદર્શનો એક ઘમંડ સુઝયો છે–શક્તિ વિના સલાહ આપવાનો?

દુનિઆની શાંતિના ઇતિહાસમાં પહેલી જ વાર વિશ્વસેના તૈયાર થવાની વાત બહાર આવી છે; ઉપદેશ, સંદેશ ને પ્રવચનો તો ઘણી વાર થયા છે. માનવજાતિનું આ પગલું ઘણું મહત્વનું છે; તેને સાથ આપવો ઘટે છે. વિરોધ નહિ.

**કાંતો સાથ આપીએ, કાંતો ચૂપ થઇએ**

બહુ નાજુક સમયમાંથી આપણે પસાર થઈ રહ્યા છીએ. આપણે ઇચ્છીએ કે નહિ તો યે રશિઆ એના સામ્યવાદનો ફેલાવો કરવા આપણો ભોગ લેવા તૈયાર છે. એક પછી બીજા દેશો એમાં ઝડપાતા જાય છે. જો એક વાર એની પકડમાં આવી જાય છે તે છૂટવા મુશ્કેલ છે. ચીન જેવડો મોટો દેશ એના સંકજામાં આવી ગયો અને આખી દુનિઆ જોતી રહી. એ સ્થિતિ જરાકે વધુ સમય ચાલવા દીધી તો પછી એની સામે થવાનું જે બળ આજે છે તે રહેવાનું નથી.

ટ્રુમેનને આ વાત સ્પષ્ટ દેખાઈ એટલે એમણે સાથી સંસ્થાની અનુમતિ લઈ પોતાનાં લશ્કરો કોરીઆમાં ઝીંકયાં એમાં કેટલીક પીછેહઠ ને ખાનાખરાબી થઈ. પણ જે કોઈ યુદ્ધનો પડકાર ઝીલે એણે એવી તૈયારી તો રાખવી જ પડે. એ પછી એમને વિજય મળ્યો. એ વિજય મુક્ત દેશોનો પ્રથમ વિજય હતો. રશિઆનાં પડાવીખાનારાં, ગુંડાગીરીવાળાં દળો સામે માનવજાતે પહેલીવાર કસોટી કરી લીધી અને એની કુચને ચંપાવી શકાય એવો વિશ્વાસ પેદા કર્યો.

એ વિજયથી આપણે રાચવું જોઈતું હતું. છતાં, આપણે તો ઉલ્ટું ૩૮મી લીટી આગળ ઉભા રહેવાની અને શાંતિના પેગામની વાત કરી. સારું છે કે ભારતની આ વાત ઘોળીને પી ગયા. પાકિસ્તાને દૃઢ અવાજથી કહ્યું કે લડાઈ આગળ ધપાવો. એની વાત સમજાઈ, આપણી વાત ઉડી ગઈ.

અને છતાં આપણે દુનિઆનો ટેકો ખોળવા નીકળ્યા છીએ. આપણે વિશ્વના પ્રજામતનો સાથ જોઈએ છે. જે રીતે આપણે હમણાં હમણાં ગુલાંટો મારવા મંડયા છીએ એ રીતે તો આપણને ટેકો મળશે તો પેલા ગપચાવી જનાર ઉઠાવગીરોનો–જેમનો એક મિનિટ માટે પણ ભરોસો કરવા જેવો નથી.

અને, એટલે આ તર્ક સિદ્ધાંતની પોકળ વાતોથી, અલગતાવાદથી, આંખ આડા કાન કરી વાસ્તવદર્શનની ના પાડવાથી, આપણી પ્રતિષ્ઠા નથી વધવાની, નથી દેશની, સેવાની કે સલામતીની સેવા થવાની, નથી આપણું ભવિષ્ય ઉઘડવાનું, કે નથી આપણા આજના મહત્વના પ્રશ્નોમાં સાથ મળવાનો.

જે કોઈ આજે એક યા બીજા બહાને વિશ્વશાંતિના કાર્યમાં અંતરાય ઉભા કરે છે તે આગ સાથે રમત કરે છે અને દુનિઆમાં આવી રહેલી છેલ્લી આશાની અવહેલના કરે છે. આપણો ધર્મ છે ને કર્તવ્ય છે કે આ અણીની પળ આપણી સમગ્ર-





શક્તિ એક મહાન હેતુની સિદ્ધિ માટે વાળેલી હોવી જોઈએ. એમાં રૂકાવટો કે તાત્વિક મતભેદો ઉભા કરીને આપણે કલ્યાણ સાધી શકવાના નથી.

એ ન કરી શકીએ તો બહેતર છે કે આપણે ઘરના પ્રશ્નો ઉપર કેન્દ્રિત થઇએ અને પરદેશની નીતિ ઉપર ચૂપ બેસવાની અમુક સમયની મર્યાદા નક્કી કરી લઈએ.

**સાથી સંસ્થાનું મંત્રીપદ ના જોઇએ**

સાથી સંસ્થાના મંત્રીની ચુંટણી વેળાએ ભારતે ફરીથી રશિઆને ગમતો ભાગ ભજવ્યો છે. કોઈક ઠેકાણેથી સૂચવાયું છે એ મુજબ એ મંત્રીપદ ભારતને જોઈએ છે એ માની શકાય એવી વાત નથી. વિશ્વના રાજકારણમાં સક્રિય ફાળો આપવાની તક આવી મળે તો યે આપણે તેનો સ્વીકાર કરવાની આજની ઘડીએ ઉલટ રાખવી ના જોઈએ.

આપણે જાણીએ છીએ કે સાથી સંસ્થામાં હજુ ગોરી પ્રજાઓનું પ્રભુત્વ રહેલું છે. એમનું ચાલશે તો રંગીન પ્રજાઓને અણુબોંબ ને હાઇડ્રોજન બોંબ ના સ્વાદ ચખાડશે. એશિઆઇ પ્રજાઓના પુનરૂદ્ધારની વાતો જો કે શરુ થઇ છે પરન્તુ, યુરોપ કે બીજી ગોરી પ્રજાની વસાહતો આગળ એશિઆને ગૌણ લેખવામાં તેઓ પાછી પાની કરે એમ નથી. એવી સંસ્થામાં આપણું જોર લગાવતાં પહેલાં થોડી વાર ખમી જવું જોઈએ.

મંત્રીપદ, પ્રમુખપદ કે જવાબદારીવાળી નિમણુંકો પાછળ એક યા બીજા જુથનો દોરી સંચાર રહેલો હોય છે અને એના ભોગ બની જવાનું આપણે શી રીતે કબુલ રાખીએ? જ્યાંસુધી આપણી લાગવગ, શક્તિ અને સાધનો વિશાળ અને દૃઢ ના બને ત્યાં સુધી આપણે એ ખેંચતાણથી દૂર રહેવું સારું છે.

ભારતની જે કાંઇ પ્રતિષ્ઠા વધી છે તે તેની તટસ્થતા અને શાંતિપ્રિયતાને લીધે. પક્ષાપક્ષીમાં પડી ગયા પછી મિત્રો વધવાને બદલે શત્રુઓ જ વધશે અને એ સોદો આપણે કરવા જેવો નથી.

**વડી સત્તાઓ અને સાથી સંસ્થાઓ**

વળી એવી વાત પણ બહાર આવી છે કે સાથી સંસ્થામાંથી કોઈ પ્રશ્ન ઉપાડી લઇને વડીસત્તાઓ આગળ તે મૂકવો. રશિઆને પણ આ વાત મંજુર રહેશે એમ લાગે છે કારણ કે સાથી સંસ્થાનું બંધારણ લોકશાહી ઢબનું છે અને મહત્વ વધારવાની એને કશી જ પડી નથી. ભારતે આવી ચર્ચાઓને આવકારી, જે કાંઇ નિર્ણયો લેવાય તે સાથી સંસ્થામાં મૂકવાનો આગ્રહ રાખવો જોઈએ.

કોરીયાના યુદ્ધ વખતે નેહરુએ લાલચીન સમેત વડીસત્તાઓની ચર્ચા માગી હતી. તે વખતે તો લાલચીનથી ભડકીને બધા ખસી ગયા, પણ સાથી સંસ્થાની ઉપરવટ થઇને નિર્ણયો લેવાય તે વાત નેહરુએ શાથી કરી? શું લાલચીનની સિફારસ કરવામાં–આડકતરી રીતે ભેળવી લેવામાં એમને વિશ્વસંસ્થાને નાનમ આપવાનું ગમ્યું?

અને આજે ય જો મોટી સત્તાઓ ચર્ચા કરવા એકઠી મળે તો તેમની આગળ કયા મુદ્દા ચર્ચાય તેની યાદી કે સુચના સાથી સંસ્થાએ તૈયાર કરવી જોઇએ. એમ નહિ કે કોરીઆની વાત ચર્ચાય અને હિંદીચીનની વાત ઉડી જાય. જર્મનીની વાત ચર્ચાય અને કાશ્મીરની વાત ઉડી જાય. એમની ચર્ચામાં મોટે ભાગે તો સિદ્ધાંતોની ચર્ચા થવી જ જોઈએ અને તે પછી રશિઆએ મૂકેલો 'લોખંડી પડદો' ઉઠાવી લેવાવો જોઈએ.

**પશ્ચિમ જર્મની તૈયાર થાય છે.**

પશ્ચિમ જર્મનીમાં લશ્કર ઉભું કરવા બાબત ફ્રાન્સ વિરોધ કરે તો તે સમજી શકાય તેવું છે, પરન્તુ રશિઆ જ્યારે ના પાડે ત્યારે એની પાછળ ભય નહિ પણ પોતાના આક્રમણમાં કોઇ આડખીલી ના હોવી જોઇએ એ વિચાર કામ કરતો દેખાઈ આવે છે. પૂર્વ જર્મનીમાં એણે શું કર્યું છે એ બીના જાણવાની પણ તક બીજાને આપવા એ તૈયાર નથી, તપાસ અને ખુલાસાની વાત તો આઘે રહી. અને આમ છતાં રશિઆ સાથે વાટાઘાટો કે સમાધાન, સહકાર કે સંબંધોની જાળવણીની ચિંતા આપણી બાજુની દુનિઆને હજુ રહી છે.

જાપાન સાથે સુલેહના કરારો કરવા બાબત રશિઆએ અચિવિસરની વાતો કરવા તૈયારી બતાવી છે. અહિં પણ એનો હેતુ તો એવો જ રહેવાનો કે




એકવાર યોજના સમજી લીધી હોય તો મનફાવતો વિરોધ કરી શકાય. બાકી યુદ્ધ વીત્યે ચાર વર્ષ થયાં છતાં સુલેહની વાતો જ કરવાની હોય ?

રશિઆને જવાબ આપતાં પહેલાં એની પાસેથી કેટલા જવાબ લેવાના બાકી છે તે તપાસી જવું જરૂરી છે. પહેલાં એ પૂરા કરી રહે, પછી જ એ વાનોની આશા રાખે એવું સ્પષ્ટ જણાવી દેવું જોઇએ.

**રશિઆને ડગલે પાકિસ્તાન.**

એજ નીતિ પાકિસ્તાને ચાલુ કરી છે. સરહદી હુમલાઓ થયા જ કરે છે. એનાં લખાણો આવ્યા કરે પણ જવાબ આપવાની એને શેની ફિકર હોય ? અફઘાનીસ્તાનની સરહદ તરફ પણ એણે એવી કારવાઈ ચાલુ કરી છે. અને તોયે એનું ચાલે છે.

એની સાથે વેપાર કરવા લગતી છૂટછાટોનો સમય પૂરો થયો અને માલની હેરફેર અટકી ગઇ. એના હુંડિયામણના દરનો સવાલ તો ઉભો જ છે. નહેરનાં પાણી, હિન્દુ અને શીખોની મિલ્કતો, અપહૃતાઓ, સરકારી રુએ માલની વહેંચણીના ઝઘડા, એવી ઘણી બાબતો જેમની તેમ પડી રહી છે. એના ઉકેલ શોધવાને બદલે દુનિઆમાં હિન્દને બદનામ કરવા પાછળ એ ધૂમ પૈસા ખરચે છે.

આમ છતાં આપણે એમ માનવું જોઇએ કે હિન્દુ–શીખ વસતિને એ ત્યાં ટકવા દેશે ? જે કોઇ કરાર એણે કર્યા છે તે દુનિઆની આગળ પોતાને પાપમુક્ત દેખાવા પુરતા છે. જોગેન્દ્રનાથ મંડળ જેવા તકવાદીઓ પણ કંટાળી ગયા. એમના આરોપોનો જવાબ આપવા ત્યાંના પ્રધાને ફાંફા માર્યા પણ કોઈને ય સમજાવી શક્યા નહિ.

**આપણી શુભેચ્છાઓ ખપતી નથી**

કાશ્મીરના મોરચે 'અમે યુદ્ધ નહિ કરીએ' એવી જાહેરાત નેહરુએ કરી હતી તેના કોઈ શુભ પ્રત્યાઘાત આવ્યા નથી. બીજા સવાલોના નિકાલ સારુ બન્ને દેશના બબ્બે જજ નીમી તેમની દ્વારા ઉકેલ શોધવાની ઑફર પણ ત્યાં જ પડી રહી. આપણે જ નવી દરખાસ્તો રજુ કરતા જવાની, અને એને તો એમાં વાંધા જ ખોળવાના.

એટલે કે ચાલુ પરિસ્થિતિથી એને ખૂબ જ સંતોષ છે અને એમાં ફેરફાર કરવાની એને ઉતાવળ કે ફિકર નથી. જ્યાં સુધી એને કોઇ વાતની ગરજ નહિ લાગે ત્યાં સુધી નથી ન્યાય સુઝવાનો કે નથી ભલમનસાઇની કદર થવાની.

પાકિસ્તાનની અત્યારની નીતિ માટે ઊંડે ઊંડે આપણી પરદેશ નીતિ જવાબદાર છે એમ માનવામાં વજુદ છે.

**નેહરુનું માન વધારી આપ્યું**

કોન્ગ્રેસની વર્કિંગ કમિટિની નિમણૂંકે 'ચાના પ્યાલામાં વાવાઝોડા'નો ખ્યાલ આપ્યો. નેહરુને ભાવ ખાવો હતો એમ જણાયું. કેટલાયે દિવસોની મંત્રણા આવી નજીવી બાબત માટે કરવામાં આવી તે કોન્ગ્રેસને જરા યે શોભારુપ નથી. પ્રમુખ ટંડન કોઇ મહત્વનો મુદ્દો લઇ નેહરુ સામે ઉભા હોત તો દેશને દોરવણી મળત. આ તો નર્યા ફુસકા ખાંડ્યા બરાબર થયું.

બે વાર જોર અજમાવ્યા પછી એમ માનવાને કારણ મળતું નથી કે હવે ત્રીજી વાર આ લોકો છેડાઈ નહિ પડે. એમ તો નેહરુને કેટલીક વખત સાચવી રખાશે ? ટંડને અને કોન્ગ્રેસે નેહરુની નેતાગીરી કબુલ રાખી, એમની નીતિ પણ કબુલ રાખી અને તેમ છતાં એ બધાને વારંવાર ફિકર તો રહ્યા કરવાની કે નેહરુ ખિજાશે કે મનાશે, એમનાં કર્યા મંતવ્યોને ટેકો આપી સ્વીકાર કરવો પડશે.

**અંતર વધી જશે એવો ડર શાથી ?**

શા માટે કોન્ગ્રેસ દેશની સરકારની રખેવાળ બને છે ? અને વાસ્તવમાં શા માટે સરકારની પાછળ ઘસડાયા કરે છે ? કોણ કોની ચોકી રાખે છે ? કોન્ગ્રેસ પાસે એ સિવાય બીજું કાર્ય નથી ? એ કાર્યમાં સરકારી પ્રધાનોને શા માટે રોકી પાડે છે ?

આ બન્નેનો સહિયારી ભાગીદારીનો આગ્રહ દેશ માટે ફાયદાકારક નથી. બન્નેને એકબીજાને પૂછી પૂછીને પાણી પીવાનું હશે તો કોઈથી હિંમતપૂર્વક આગળનું ડગલું લેવાશે નહિ અને દેશને જે અત્યંત જરૂરી છે એવી નીડર અને સ્વપ્નદ્રષ્ટાવાળી આગેવાની મળશે નહિ. જો નેહરુને વર્કિંગ કમિટિની બહાર રહેવા દીધા હોત તો એક નવો શિરસ્તો શરુ થાત અને દેશના મહાઅમાત્ય સંસ્થાના વિવિધ ધરેણુ સવાલોમાં





ગુંચવાયેલા ના રહેત એટલું જ નહિ પણ દિવસે દિવસે સરકાર અને કોન્ગ્રેસનાં કાર્યક્ષેત્રો નોખાં, સ્પષ્ટ અને વધારે ધ્યાન અપાયેલાં બની શકત.

એને બદલે, નેહરુને અંદર સામેલ કરવાના આગ્રહ પાછળ એવું દેખાય છે કે સરકાર અને કોન્ગ્રેસ વચ્ચે અંતર પડી જાય નહિ એટલા ખાતર અમુક ભોગ અપાયો છે. આવા અંતરનો ડર શાથી છે? બન્નેને એકઠાં તો કરવાં નથી, બન્નેને અલગ રાખવાં જ છે, પછી બન્નેનું નિરાળું વ્યક્તિત્વ ખીલવવાની તક કેમ છોડી દેવામાં આવે છે? જ્યારે આટલા ગાઢ પરિચયવાળા, વર્ષોના વિશ્વાસુ અને પીઢ કાર્યકરો બન્ને બાજુએ મોજુદ હોય ત્યારે પણ ડર રહેશે તો પછી ભવિષ્યમાં તો એનો સંભવ જ ક્યાંથી રહેશે?

કે પછી છેવટે બન્નેને એક કરી કશું જ અંતર ના રહે એવી [illegible] છે ખરી? એ રસ્તો તો સરમુખત્યારશાહીનો, સા[illegible] એનો કે સત્તાજુથનો છે. કોન્ગ્રેસ એ રસ્તે ના જાય, જે રસ્તે પાકિસ્તાન જઈ રહ્યું છે.

અને એથી, હજુએ કોન્ગ્રેસ પોતાનું વિશિષ્ટ કાર્ય નક્કી કરી તેના ઉપર એકાગ્ર થવાની શરુઆત કરે તે ઇચ્છવા જેવું છે.

### મીલ હડતાળની ભીતરમાં.

મુંબાઈની મીલ-હડતાળનું આખરે છેવટ આવ્યું અને સમાજવાદીઓના કહેવાથી કામદારવર્ગ કામ ઉપર ચઢી ગયો! આ હડતાળની પાછળ કોઈ કહે છે અમદાવાદના મીલોવાળાનો હાથ હતો, કોઈ કહે છે પાકિસ્તાનનો ને કોઈ કહે છે રશિઆવાળા સામ્યવાદીનો. કોઈ મોટાના ખાનગી ટેકા સિવાય સમાજવાદીઓના જોર ઉપર આટલા દિવસ આવી હડતાળ નભે નહિ. ને તેમાંયે બે બોનસ તો મળવાનાં હતાં, છતાં!

ગરીબ અને મધ્યમવર્ગ—જે મીલોનું કાપડ વાપરે છે તેમની પાસેથી બહુ ઉંચા ભાવ ઠરાવી સરકાર મીલોને જાણી જોઈને નફો કરાવે છે, ને એ નફામાંથી પેલી અદાલતી લવાદી વાપરી મજુરોને બોનસ અપાવે છે. આમ છતાં, એને આવી મુંઝવણમાંથી પસાર થવું પડ્યું. તો આશા રાખીએ કે સરકાર હવે ભાવ ઘટાડા ઉપર પહેલી તકે ધ્યાન આપશે, નહિ કે ઊંચા ભાવ, મોટા નફા, આકરા કર, અને છેવટે બોનસની વહેંચણીમાંથી ઉદ્ભવતા ઝઘડા.

અને આ અદાલતી લવાદી કોને ભાવી છે? એને કોઈ હિત જોવાનું—જાળવવાનું નહિ હોવાથી એ શાંત બેસી રહી શકે. એ નિષ્ક્રીયતા ના હોત તો કદાચ હડતાળ વહેલી ઉકલી ગઈ હોત. એ ઝઘડો પત્યો એમાં એ લવાદીનો ફાળો ઝાઝો નથી.

મુંબાઈમાં એટલે કે ઔદ્યોગિક શહેરમાં આવી જાતજાતની હડતાળો પંડવાની, ટ્રામની, ગેસની, ઝાડુની, કારખાનાંની—એવી વિવિધ હડતાળોમાં નમતું જોખવાની વાત હવે રોકાઈ ગઈ છે એ કૈંક સંતોષની બીના છે. એમને ન્યાય કરવા જતાં દેશના લાખો કામદારોનો અને એમને નિભાવનારા કરોડો ગરીબ લોકોના જીવનના ધોરણનો સતત ખ્યાલ રાખવો જરૂરી છે. એક ધંધામાં મોટું આકર્ષણ ઉભું કરવાની વૃત્તિના કેવાં ખતરનાક પરિણામો ચલાવે છે તે હવે સ્પષ્ટ થયું છે.

### લખનૌની પેસિફિક કોન્ફરન્સ.

દક્ષિણ એશિઆના દેશોની જે પરિષદ લખનૌમાં મળી તેમાં ચર્ચાઓ તો સારી થઈ. કેટલીકવાર એક જ દેશના પ્રતિનિધિઓએ નીડર રીતે જુદાં જુદાં મંતવ્યો રજુ કર્યાં. એશિઆ તરફી નજરે દુનિઆના સવાલોની ચર્ચા થઈ શકે એ અનુભવ નવો તો ન હતો, પણ એવું આંદોલન તો એ જરૂરી હતું.

બાકી એ પરિષદમાં કોઈ સમજુતી કે કોઈ કાર્યક્રમની આશા રાખવામાં આવી હોય તો સામ્યવાદી આક્રમણોને ખાળવા એક સંયુક્ત મોરચો રચવા વિષે હતી, અને એ દૃષ્ટિએ જોતાં પરિષદ નિષ્ફળ નિવડી.

### સીલોનમાં હિંદીઓનો વિરોધ.

લંકા જેવા નિકટના દેશને ભારતવાસીઓની અવગણના કરવાનું પાલવે છે એ આશ્ચર્ય છે. ધીરે ધીરે એ દેશમાં હિંદીઓના હક, લાગવગ કે હિતો ઉપરનો કાપ વધતો જાય છે. આ સ્થિતિ નભાવી




લીધી તો સંભવ છે કે ત્યાં પણ પાકિસ્તાન જેવી જ દુશ્મની વેઠવાનો પ્રસંગ આવવાનો. એક વાર લંકાવાસીને ભારતીયો અળખામણા થયા પછી એમને એ ખૂંચવાના અને કાઢ્યે જ જંપવાના. એટલે, વાત વધી ના જાય તેસારુ હાલમાં જ દૃઢ પગલાં લેવાની ખાસ જરૂર છે.

**ખામીઓ કાયદામાં કે બંધારણમાં ?**

મુંબઇ સ્ટેટ ટ્રાન્સપોર્ટવાળા કાયદામાં ખામી નીકળી. તે અગાઉ દારુબંધીમાં, અટકાયતમાં અને નાગરિક સ્વાતંત્ર્યવાળી બીજી બાબતોમાં ખામીઓ બહાર આવી ગઇ છે. હવે તો જાણે સરકાર સામે કેસ થયો એટલે એની હાર થવાની એવો ભાસ થાય છે.

રાષ્ટ્રપ્રમુખે નાનીસરખી વાત કરતાં કહી નાખ્યું કે 'અગર મારા હાથમાં સત્તા હોત તો—' એટલે એમના હાથ પણ કાયદાની બાબતમાં ઢીલા રહ્યા. આ સ્થિતિ લોકશાહીમાં ભલે સ્વાભાવિક અને આવકાર પાત્ર હોય, બહુ માનભરી તો નથી

જે રાષ્ટ્રપ્રમુખ પાસે ઑર્ડિનન્સ કાઢવા જેટલી વિશાળ સત્તા હોય અને તાકીદની પરિસ્થિતિને અંકુશમાં લાવી શકવાની શક્તિ પડેલી હોય તેમની પાસે કાયદાની રૂએ કે વ્યવહારમાં સાધારણ બાબતોને પહોંચી વળવા તાકાત નથી ! દેશનાં જુદાં જુદાં રાજ્યો 'લોક હિતાર્થે' નવા નવા કાયદાઓ અમલમાં મૂકાતા જાય છે તે ય પડકાર થતાં ઢીલા પડે છે. એ શું એમ બતાવે છે કે દેશનું બંધારણ ઘડતાં આપણે જરા બહુ ઊંચા ખ્યાલ રાખ્યા છે, જે આજની ઘડીએ વ્યવહારુ નથી ?

**વહીવટી અધિકારીઓનું પ્રચારકાર્ય**

બિજાપુરના કલેકટરે સફાઇના કાર્યને વેગ આપવા જાતે ઝાડુ હાથમાં લીધું. એની તસ્વીરો પ્રગટ થઇ. ઝાડુ મારવું એમાં હીણપત નથી, પણ એકાદ દિવસના પ્રચારમાં જીલ્લાના હાકેમો ઝાડુ પકડતા થઇ જાય એ બહુ વાજબી નથી લાગતું. એમના અધિકારનું ગાંભીર્ય ને તટસ્થતા જોખમાય છે.

એકલું ઝાડુ જ શા માટે ? પ્રભાતફેરી કે કાંતણ યજ્ઞમાંયે અધિકારીઓને ભેળવી એ કાર્યોને ગૌરવ અપાવી શકવાના નથી. જવાહરલાલ કે મોરારજી એવું કહી શકે, જીંદગીમાં લગભગ એવાં જ કામ એ લોકો સતત કરતા આવ્યા છે ને કરવાના છે. પ્રચારક તરિકે એમણે નામના મેળવી છે. પરન્તુ, આપણું વહીવટીતંત્ર પ્રચાર કાર્યમાં ના પડે તો સારું. નહિ તો બહુ સંભવ છે કે અમલી કાર્યો માત્ર પ્રચારનું રૂપ પકડી બેસી જશે, આગળ વધશે નહિ.

**ક્રિકેટમાં 'કોમનવેલ્થ'.**

પહેલાં વિલાયતના ખેલાડીઓ અહિં ક્રિકેટ રમવા આવતા અને બાદશાહી પરોણાગત મેળવતા. એ પ્રથા હવે બંધ થઇ ગઇ અને તેને સ્થાને રાષ્ટ્રસમુહના નામે ઓળખાતી ટુકડીઓ અહિં આવવા લાગી. રાજકીય બાબતોમાં તો ઠીક, પણ ક્રિકેટમાં આવો મેળ બેસાડવાની શી જરૂર છે ? એની પાછળ બીજું કૈંક તો નથી ને ?

અને પરદેશથી આટલા ખાસ પ્રયત્નથી ટુકડીઓ લાવી ક્રિકેટના જંગ કોને ખાતર ખેલાય છે ? એ ક્રિકેટના આધારે મોટાં સ્ટેડીઅમો બંધાવી આપણે શું કરવા ધાર્યું છે ? કે પછી કોઇ ચાલાક ભેજું આખા દેશને ઉંઠાં ભણાવી જાય છે ?

આપણે ખીલવવાં જેવાં છે ફુટબોલ–હોકી. એને બદલે આ ક્રિકેટને આટલી આળપંપાળ કયાંથ વધતી જાય છે ? પહેલાં હાઇસ્કૂલોમાં ક્રિકેટનો મહિમા હતો. એવો નથી રહ્યો, કહો કે નામની કસરત લેવામાં આવે છે. મેદાની રમતોનું તો ઠીક પણ વ્યાયામનું યે બરોબર જામતું નથી. ત્યાં ક્રિકેટને પ્રયત્નપૂર્વક તાજું રખાવવામાં કોનું શ્રેય છે ?

❋

# ' કુમાર 'માં ભ્રામક જીવનચરિત્ર

નિરંજન વર્મા:
જયમલ્લ પરમાર

તંત્રી શ્રી ' ઊર્મિ '

[ ' કુમાર 'ના ઑગસ્ટ, ૧૯૫૦ના અંકમાં ક્ષયરોગ પર દોડીને જ વિજય મેળવ્યો એવું ડો. એલિયટનું એક ભ્રામક ચરિત્ર પ્રગટ થયેલું. તે ચરિત્રના ભ્રામક મુદ્દાઓ વિષે મેં ' કુમાર 'ના તંત્રીશ્રીને પત્ર લખેલો. તંત્રીશ્રીએ એ પત્ર ચરિત્રના લેખક પર મોકલેલો. આ સાથે મારો પત્ર તથા ચારિત્રલેખકનો જવાબ મોકલું છું. ચરિત્રલેખકે મારા લગભગ બધા મુદ્દાનો સીધી યા આડકતરી રીતે સ્વીકાર કર્યો છે. કોઈ પણ સામયિકમાં કોઈ ભ્રામક લખાણ રજુ થાય ત્યાર બાદ તેનું નિરસન મળે તો તેણે પોતાની વાચકજનતાના હિત ખાતર તે છાપવું શોભાસ્પદ તથા ઉચિત ગણાય. પણ ' કુમાર 'માં તેવા લખાણ માટે જગ્યા ન હોઈ એ પત્રો આપના પર મોકલું છું. તે છાપી આભારી કરશો. નિરંજન વર્મા : જયમલ્લ પરમાર ]

તંત્રીશ્રી ' કુમાર '

ઑગસ્ટ, ૧૯૫૦માં ડૉક્ટર વી. એલિયટની જીવનકથા વાંચી. મેરેથોન રનર થવા માટે ચરિત્રનાયકે કરેલ પ્રચંડ પુરુષાર્થ ખરેખર અભિનંદનને પાત્ર છે, પરંતુ એમની એ પુરુષાર્થકથાને ક્ષયરોગ પરના વિજય સ્વરૂપે રજુ કરવામાં આવી છે. તેમાં થોડાંક અવાસ્તવિકતા તેમજ અવૈજ્ઞાનિકતા આવી ગયાં છે. એ રજુઆત કોઈ ભાવનાશીલ વાચકને ગેરરસ્તે દોરવીને જીવન ચૂંથી નાખનાર ન બને માટે કેટલીક બાબતો આપની સમક્ષ રજૂ કરવા માગું છું. આપણી બાજુ ક્ષયરોગ સંબંધી ઠીકઠીક અજ્ઞાન પ્રવર્તે છે, ઉપરાંત ઉટપટાંગ ઉપચારોનો આરોવારો નથી, જે કેંક ક્ષયરોગીનાં જીવન ચૂંથ્યા કરે છે. આ લખાણ ક્ષયરોગ સંબંધી ભ્રમણાઓમાં ઉમેરો ન કરે માટે વિચારણા માગે છે.

વૈદકીય વિજ્ઞાનનો આ પ્રશ્ન હોઈ તેની ચર્ચામાં વૈજ્ઞાનિક પરિભાષા અનિવાર્ય બને. પણ તેમ કરવા જતાં દુર્બોધતા આવી જવા સંભવ છે. એ કારણે ચરિત્રલેખન લખાયું છે તેમ સામાન્ય પરિભાષામાં જ ચર્ચા કરવા યથાશક્તિ પ્રયત્ન કરું છું.

એક રીતે જોઈએ તો ડૉક્ટર એલિયટનો કિસ્સો અસામાન્ય છે. આવા અસામાન્ય કિસ્સામાં સુધારો કેવી રીતે થયો તે પુરવાર કરવા ઘણી ચોક્કસ લિંગતોની જરૂર પડે. જો એમની માંદગીની વિગતવાર માહિતી નોંધ [રેકોર્ડ] મળી આવે તો એ સહેલું બની જાય, પરંતુ જે રીતે ચરિત્રલેખન લખાયું છે તે બતાવે છે કે એવી કોઈ ચોક્કસ માહિતી–નોંધ પરથી એ નથી લખાયું, જીવનલેખક પોતે વૈદકિય વિજ્ઞાનનાં નિષ્ણાત નથી લાગતા. જ્યારે જીવનનાયક પોતે વૈદકિય જગતના સંપર્કમાં લાગે છે 'જો કે ડૉક્ટર ઉપાધિ કેમ આપવામાં આવી છે તે લખાણમાંથી નથી સમજાયું. ) પરંતુ તેઓ દોડવાની મહાત્ત્વાકાંક્ષામાં અતિ ઉત્સાહી છે, તેથી તેઓ મનભાવતાં વિધાનો તારવવા સહેજે દોરવાઈ જાય. પણ આપણે તો લખાણની ભૂમિકા પર જ વિચાર કરવાનો છે, તેની તેમાંથી જરૂરી મુદ્દા લેતો જાઉં.

**પ્રથમ વાત:** એ. પી. ટ્રીટમેન્ટની લેખક લખે છે કે, (પાનું ૨૭૧, બીજું કૉલમ, છેવાડે) 'એ. પી. ઉપચારમાં ફેફસાંમાં પ્રાણવાયુ ભરવામાં આવે છે, અને તેને પરિણામે ક્ષયનાં જંતુઓનો નાશ થાય છે, એમ મનાય છે.' એ પછી આગળ ઉપર ચરિત્રનાયકની વિચારણા રજુ કરતાં લખે છે કે 'પરંતુ એલિયટ જુદી જ રીતે વિચારતો હતો. તેને લાગતું કે જો પ્રાણવાયુ જ ક્ષયનો દુશ્મન હોય તો હવામાંનો પ્રાણવાયુ સીધો જ ફેફસાંમાં ભરવામાં શો વાંધો ? ફેફસાંના બંધ ભાગોમાં હવા પહોંચાડવા માટે તો ઊંડા શ્વાસોચ્છવાસ જેવી બીજી કોઈ સારી રીત નથી. અને ઊંડા શ્વાસોચ્છવાસ દોડતી વખતે આપોઆપ થાય છે. એટલે દોડવામાં પણ કાંઈ વાંધો ન હોય.'

એ. પી.ની સારવાર ફેફસાંમાં પ્રાણવાયુ ભરવા માટે



આપવામાં આવે છે એ વાત જ પ્રથમ ખોટી છે. A. P. એટલે Artificial Pneumothorax ના પ્રથમાક્ષરો લઈને રચવામાં આવેલું ટૂંકું નામ. ફેફસાની આસપાસ આવેલા પ્લુરાનાં બે પડ વચ્ચે કૃત્રિમ રીતે હવા ભરીને ફેફસાને બંધ કરી દેવું તે એ. પી.ની સારવાર. (કેટલીક વાર કુદરતી રીતે રોગ-રૂપે પ્લુરાનાં બે પડ વચ્ચે હવા ભરાઈ જઈને ફેફસાને બંધ કરી તે Natural Pneumothorax ) એ. પી. સારવારમાં બહારથી હવા ભરવામાં આવે છે ખરી, પણ તે ફેફસાંમાં નહિ, ફેફસાની આસપાસ રહેલી પ્લુરાનાં બે પડ વચ્ચે, ફેફસાને પ્રાણવાયુ આપવા માટે નહિ, પણ ફેફસાને બંધ કરીને તેને પ્રાણવાયુ લેતું બંધ કરી દેવા માટે.

શરીરના અન્ય કોઈ અવયવને રોગ થાય તો એને આરામ આપવામાં આવે છે. હાથ-પગ માટે હલન-ચલન બંધ કરી દેવામાં આવે, જઠર-આંતરડાં માટે ખોરાક બંધ કરવામાં આવે ને તે રીતે આરામ અપાય. પણ ક્ષયરોગમાં મુખ્યત્વે ફેફસાં સંડોવાયેલાં હોય છે. ચોવીસે કલાક અવિરત કુદરતી રીતે ચાલતી શ્વસન-ક્રિયાને થંભાવવી કેવી રીતે? એ થંભાવવા એ. પી. ની સારવાર લેવાય છે. એ. પી. થી ભરેલી હવા થોડાક દિવસમાં પચી જાય છે, એટલે તો ફેફસાને ચાલુ બંધ રાખવા સમયાંતરે ફરી ફરી હવા ભરવામાં આવે છે. જ્યારે આ રીતે દબાઈ ગયેલાં ફેફસાં રોગમુક્ત થઈ જાય ત્યારે ધીમે ધીમે એ. પી. ની સારવાર બંધ કરી દેવામાં આવે છે.

એટલે એ. પી. ની સારવારને બદલે ફેફસાંનાં બંધ ભાગોમાં હવા પહોંચાડવા ચરિત્રનાયકે કરેલી કસરત તદ્દન ખોટી વિચારણા પર કરી એમ કહી શકાય.

બીજી વાત; ચરિત્રલેખનના જુદા જુદા પ્રસંગો અને ઉઠાવદાર વાતચીતો પરથી સચોટપણે મુખ્ય ધ્વનિ એ ઉઠાવવામાં આવ્યો છે કે ચરિત્રનાયક ક્ષયના ગંભીર બીજા તબક્કામાં હતા, અને મુખ્ય હેડીંગોમાં આડકતરી રીતે તેમ જ 'આ પ્રમાણે માત્ર દોડીને જ ક્ષય પર વિજય મેળવનાર...' એ જાતના લેખનના સ્પષ્ટ અંતથી સીધેસીધું તારતમ્ય એવું ખેંચવામાં આવ્યું છે કે બીજા તબક્કામાં પહોંચેલા ગંભીર ક્ષયરોગ પર ચરિત્રનાયકે દૃઢ સંકલ્પ અને પુરુષાર્થથી દોડીને જ વિજય મેળવ્યો. આ શક્ય છે ખરું?

ક્ષયનો બીજો તબક્કો એટલે શું? એનાં પેટાવર્ગીકરણ તથા અન્ય વિગતો જવા દઈને સામાન્ય રીતે સમજીએ તો—હિંદી વર્ગીકરણ પ્રમાણે એક બાજુના અર્ધા ફેફસાને કે બન્ને બાજુનાં ફેફસાંમાં મળીને અર્ધા ફેફસા જેટલા ભાગને ક્ષયરોગની અસર પહોંચી હોય તે બીજો તબક્કો. ક્ષયરોગના આ તબક્કાની ઉગ્ર સ્થિતિમાં દર્દીથી દોડી શકાય ખરું? એથી એને ફાયદો થાય ખરો?

ક્ષય એટલે જીવનશક્તિનો બેહદ ઘસારો. એટલો બધો ઘસારો કે શરીરનાં મૂળ તંતુઓનો જ નાશ-ક્ષય થવા લાગે અને શરીર ઘસાવા લાગે તે ક્ષય. આક્ષસ્વરૂપે ફેફસાંમાં સોજો આવે, પાક થાય, છાલાં પડે અને છેવટ કોરાઈને દર (Cavaty) પડવા લાગે. ફેફસાની આ સ્થિતિને જનાસરખાયિ શરીરના હલન-ચલનનો શ્રમ અને તેથી શ્વાસોચ્છ્વાસ પર પડતું દબાણ ઉશ્કેર્યા કરે અને રોગને ફેલાવ્યા કરે. ક્ષય-રોગના આ ઘસારા અને ઉશ્કેરાટને રાહત આપવાનો સૌથી પ્રથમ ઉપાય આરામ. ક્ષયરોગ પર એલોપથી, નેચરોપથી, આયુર્વેદિક કે હોમીઓપથી-કોઈ પણ પદ્ધતિથી સારવાર કરવામાં આવે, તે પદ્ધતિઓમાં દવા કે ખોરાક વગેરેના ઉપચારવિધિ ભલે જુદા પડે, પણ આ બધી પદ્ધતિઓ ક્ષયરોગના મૂળમાં પડેલા બેહદ ઘસારાને માટે-રોગ પ્રથમ, બીજા કે ત્રીજા-ગમે તે તબક્કામાં ઉગ્ર સ્થિતિમાં હોય ત્યારે-સંપૂર્ણ આરામને પ્રાથમિક આવશ્યકતા તરીકે અચૂક સ્વીકારે છે અને એ જ રીતે આગળ વધે છે.

આવો આરામ પણ ક્યારેક પૂરતો ન થાય અને જ્યાં ફેફસાને અમુક સમય માટે શ્વાસ લેતું યે બંધ કરી દેવા એ. પી.ની સારવાર અપાય કે ક્યારેક તો





શસ્ત્રક્રિયા દ્વારા પાંસળીઓ કાઢીને ( Thoracoplasty operation ) ફેફસાંને કાયમ બંધ કરી દેવાની જરૂર પડે છે, ત્યાં ક્ષયરોગ પર દોડીને જ વિજય મેળવવાની વાત કેવી લાગે છે?—કોઈ માણસમાં પાંચ મણ વજન ઉપાડવાની શક્તિ હોય, તેના પર દસ મણ વજન લાદતાં તે કચરાઈ મરવાની બૂમ મારતો હોય, એ વખતે તેના ઉપાય તરીકે તેના પર બીજા વીસ મણ લાદીને તેના દુખમાંથી બચાવવાની કોઈ વાત કરે—તેના જેવી આ વાત છે. પ્રબળ સંકલ્પશક્તિથી માણસ અકલ્પ્ય પરિણામો બતાવે તેવા કાર્યો કરી શકે, પણ તે કુદરતના અટલ નિયમો અનુસાર વર્તીને, નહિ કે તેનો પ્રતિકાર કરીને. ગમે તેવો પ્રબળ સંકલ્પ કરીને કોઈ અગ્નિમાં હાથ નાખે તો એ દાઝવાનો જ, અગ્નિથી ઠંડી નહિ અનુભવવાનો. સંકલ્પશક્તિથી અગ્નિને સહન કરવાની શક્તિ બતાવે તે અલગ વાત થઈ, એ રીતે જ્યાં શ્વાસ લેવો પણ શ્રમ સ્વરૂપ ગણાય તે ક્ષયરોગમાં તેના ઉપાય તરીકે કોઈ દોડવાનું શરુ કરે તો સર્વનાશ જ નોતરે, બીજું નહિ.

પરંતુ અહીં ચરિત્રનાયકને ક્ષયરોગ થયો છે અને તે દોડયા છે, એ બંને હકીકત છે. એનું શું? તેમાં એક મહત્ત્વની કડી ખૂટે છે. જ્યારે ચરિત્રનાયકે દોડવાનું શરુ કર્યું ત્યારે ક્ષયરોગનો બીજો તબક્કો કઈ સ્થિતિમાં હતો? પ્રારંભિક સ્થિતિમાં, ઉગ્ર સ્થિતિમાં કે રોગ કાબૂમાં આવતાં સુધારાની સ્થિતિમાં? કેમકે શું પહેલો, બીજો કે ત્રીજો–ત્રણે તબક્કા હંમેશાં એક જ સ્થિતિમાં રહેતા નથી. રોગની ઉગ્રતા–મંદતાની સ્થિતિ બદલાતી રહે તે પ્રમાણે ઉપચારો પણ બદલાતા રહે. ક્ષયરોગમાં આરામ અનિવાર્ય છે, પણ તે તો રોગ ઉગ્ર સ્થિતિમાં હોય ત્યારે. રોગ જ્યારે કાબૂમાં આવવા લાગે ત્યારે રોગીને આરામની જેમ જ વ્યાયામ પણ જરૂરી બને છે.

વ્યાયામ બે હેતુ સારે છે: એક, શરીરને કસીને રોગ સામે પ્રતિકારશક્તિ મેળવવાનો અને બીજો, રોગ હજી અંદર પડયો હોય તો એને બહાર આવવા દઈને એને કાબૂમાં લેવા અન્ય ઉપચારો અજમાવવાનો. અલબત્ત, એ વ્યાયામ ઘણો પ્રમાણસર અને ક્રમિક હોવો જોઈએ. ઘણાં સેનેટોરીઅમમાં અન્ય ઉપચારો કે શસ્ત્રક્રિયા પતી જાય પછી યે અંત સુધી આરામ જ આપવામાં આવે છે, અને પછી તરત જ દર્દીને રજા આપવામાં આવે છે આવી સ્થિતિમાં ઘણા દર્દીને ઘેર પહોંચતાં જ અંદર પડેલો રોગ હુમલો કરે છે ને પાછા ફરવું પડે છે.

આ દૃષ્ટિએ જોઈએ તો ચરિત્રનાયકે દોડવાનું શરુ કર્યું ત્યારે રોગની શી સ્થિતિ હતી? એ વિષે ચરિત્ર લેખક કે ચરિત્રનાયકને કશો ખ્યાલ લાગતો નથી, તેથી ઉલ્લેખ કર્યો નથી. ખ્યાલ હોત તો સમગ્ર લખાણની રજુઆત તદ્દન બદલાઈ જાત.

આમ છતાં આપણી સામે લખાણની ભૂમિકા પડી છે, તે પરથી વિચારીએ તો આટલી સંભાવિત શકયતા તારવી શકાય છે:

તા. ૨૩ જુન; ૧૯૩૩ના રોજ ડૉક્ટરે ચરિત્રનાયકનો ક્ષયરોગ પારખ્યો. બીજે દિવસે કાકડાનું ઓપરેશન પણ કરી નાખ્યું. એ પછી કાંઈક દવા શરૂ કરી ( એનું બહુ મહત્વ નથી. કેમકે હજી સુધી ક્ષયરોગ પર કોઈ આખરી દવા શોધાઈ નથી. ) લાંબે ગાળે ચરિત્રનાયક કંટાળે છે ને દવા બંધ કરીને દોડવાની વાત કરે છે. ડૉકટર ફરી છ અઠવાડિયાનો સંપૂર્ણ આરામ ફરમાવે છે ને પછી એપેન્ડીસાઈટીસનું ઓપરેશન કરે છે, તા. ૫–૮–૧૯૩૪, એટલે કે ક્ષયરોગ પરખાયા બાદ એક વરસ અને દોઢ માસ પછી આટલા લાંબા સમયનો આરામ, પૌષ્ટિક ખોરાક કે અન્ય કુદરતી મદદથી ચારિત્રનાયકનો રોગ સુધારા પર આવતો જતો હોય. અન્ય ગૂંચ ન હોય તો ક્ષયને કાબૂમાં લાવવા આટલો સમય તદ્દન પૂરતો છે.

એજ વખતે એમણે એ. પી. ને બદલે ઊંડા શ્વાસ અને ત્યારબાદ સંપૂર્ણ સાવચેતીથી ( કેટલી સાવચેતીથી એ તો લેખક જ વિગતથી કહે છે ) દોડવાનું શરૂ કર્યું. સંભવ છે કે આરામ બાદ જ્યારે શરીરને વ્યાયામની જરૂર હતી ત્યારે જ એ શરૂ થયું હોય. શરૂઆતમાં કાકડાનું ઓપરેશન અને અંતમાં



એપેન્ડીસાઈટીસના સફળ ઓપરેશનથી આરોગ્યવૃદ્ધિના અન્ય અવરોધો દૂર થતાં શરીર-સુધારાનો માર્ગ સુગમ બની ગયો હોય. દોડવાથી કશું જ વિપરીત પરિણામ ન આવ્યું તે માટે તો ચરિત્રનાયકને સંપૂર્ણ નસીબદાર ગણવા જોઈએ. અલબત, તેમાં સહાયભૂત થવા માટે સંપૂર્ણ સાવચેતી અને પ્રબલ સંકલ્પ તો મદદમાં હતાં જ.

ત્યારે ડૉક્ટરે સૂચવેલ એ. પી. ની સારવારનું શું? ડૉક્ટર પ્રત્યે સંપૂર્ણ માન જાળવીને કહી શકાય કે કદાચ ચરિત્રનાયકને એ. પી. ની જરૂર જ ન હોય. એ. પી. ની સારવાર ક્યારે આપવી એ ઘણો અનુભવ અને જ્ઞાન માગી લે છે. હજી આજે પણ (પછી તે દિવસોનું તો કહેવું જ શું?) આપણી બાજુ જ નહિ, હિંદના મોટા ભાગમાં જ્યાં ક્ષયરોગના અનુભવી નિષ્ણાત નથી હોતા ત્યાં દર્દીને વિનાકારણ એ. પી. ની સારવાર નિર્દોષ સમજી શરૂ કરી દેવામાં આવે છે અને એથી દર્દીનો રોગ રુંધાઈ જાય છે. અહીં (આરોગ્ય વરમમાં) એવા કેટલાયે દર્દી આવી પડે છે, જેમને અપાતી એ. પી. ની સારવાર બંધ કરીને કુદરતી રીતે મૂળ સ્થિતિ પર લઈ જવાની જ સારવાર મુખ્ય થઈ પડે છે. અમસ્થા તેઓ એ. પી. વગર થોડા સમયમાં ઠીક થઈ જાત, તેને બદલે એ. પી. થી ત્રણ ચાર ગણો સમય તેઓ રોગમાં સપડાઈ રહે છે અને ક્યારેક તો ગંભીર સ્થિતિમાં મુકાઈ જાય છે. સંભવ છે કે ચરિત્રનાયક એ. પી. ન લેવાથી ઊલટા વિપરીત પરિણામોમાંથી સદ્ભાગ્યે બચી ગયા હોય.

પણ સૌથી મહત્ત્વની વાત બીજી છે. થોડાં વરસ પહેલાં ક્ષય એટલે સર્વનાશ મનાતું અને જેને એ રોગ થાય તે જીવન બાતલ ગણાતો. પણ પાછલાં વર્ષોના અનુભવે સાબીત કરી આપ્યું છે કે સમયસર રોગ પારખીને સારવાર લેવામાં આવે તો ક્ષયરોગને કાબૂમાં લઈ શકાય છે અને ત્યારબાદ દર્દી સંપૂર્ણ સાવચેતીથી રહે તો અન્ય માનવીઓ જેવું જ જીવન ગાળી શકે છે. કાબૂમાં આવી ગયા પછી વારંવાર ઉથલા મારતા આ ભયંકર રોગ માટે 'સંપૂર્ણ સાવચેતી' એ શબ્દ ધ્યાન માગી લે છે. આ રીતે ક્ષયના ભૂતપૂર્વ અસંખ્ય દર્દીઓ જીવન જીવતા થઈ પણ ગયા છે.

આપણા ચરિત્રનાયક એથી આગળ વધે છે. તેમનું જીવન બતાવે છે કે દૃઢ સંકલ્પ, પ્રબળ પુરુષાર્થ અને સંપૂર્ણ સાવચેતીભર્યો વ્યાયામ મળે તો ક્ષયરોગનો ભૂતપૂર્વ દર્દી સામાન્ય માનવીઓ જેવું જ નહિ, પણ મેરેથોન રનર થવા જેવું અસાધારણ પરિણામ પણ લાવી શકે. એક સમયે જેને શ્વાસ લેવો એ શ્રમરૂપ ગણાય તે છવીસ માઈલ દોડી શકે અને તે પણ અનેકવાર, એ કોઈ જેવી તેવી વાત છે? ક્ષયરોગની ભયંકરતા જેણે જોઈ છે તે જ આવી સિદ્ધિનું મૂલ્ય સમજી શકે, આવી સિદ્ધિ પ્રચંડ પુરુષાર્થ અને પ્રબળ સંકલ્પશક્તિ માગી લે છે. એ સિદ્ધિસાધનામાં ભારોભાર પ્રેરણાતત્ત્વ પડ્યું છે. મને લાગે છે કે ચરિત્રનાયકનું જીવન આ રીતે રજૂ થયું હોત તો અન્ય ભ્રામક રજુઆતમાંથી બચી જવાત, ચરિત્રનાયકની જીવનસિદ્ધિને યોગ્ય અંજલિ અપાત અને વાચકોને યોગ્ય સ્વરૂપે તે પ્રેરણામય બની જાત.

[૨]

રા. નિરંજન વર્માએ ઊભા કરેલા પ્રશ્નોના જવાબ નીચે પ્રમાણે છે :—

(૧) એલિયટની માંદગીની નોંધ મળવા સંભવ નથી કારણ કે ડૉ. ફ્રાક્ષે તેમનું સ્થળ વલસાડથી નવસારી ફેરવ્યું છે અને એલિયટના કિસ્સાને ઘણાં વર્ષો થયાં છે, અને ડૉ. ફ્રાક્ષે પાછળથી તેનાં દર્દ અને સુધારામાં ખાસ રસ લીધો નથી.

(૨) એલિયટ રજીસ્ટર્ડ મેડીકલ પ્રેક્ટીશનર છે આથી તેને ડૉક્ટરની ઉપાધી આપવામાં આવી છે.

(૩) એ. પી. ની ટ્રીટમેન્ટનો વિગતવાર ખ્યાલ આપવા જતાં લેખમાં લખાણ વધી જવા સંભવ હતો. એટલે સામાન્ય માણસો સમજી શકે એ રીતે ફેફસાંમાં પ્રાણવાયુ ભરવામાં આવે છે એવું વિધાન કર્યું છે. શ્રી વર્માએ એ ટ્રીટમેન્ટનો યથાયોગ્ય ખ્યાલ આપ્યો છે.

(અનુસંધાન માટે જુઓ પેજ ૭)

# સાપના ભારા

[ કેટલાંક વર્ષ પહેલાં 'માનસી'માં આ અવલોકન આવેલું. ચાલુ વરસમાં 'સાપના ભારા' B.A.માં ટેક્સ્ટ તરીકે ચાલતું હોઈને વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડશે એ આશાએ ફરીથી એ છાપીએ છીએ.

તંત્રી. ]

ગિરિ-વિહારઃ મહાબળેશ્વર
તા. ૨૨-૫-૩૭

પ્રિય જ્યોતિબ્હેન,

તે દિવસે હું તને બેલાર્ડપીઅર ઉપર મૂકવા આવેલી ને મ્હેં મારા હાથમાંથી "સાપના ભારા" ઝૂંટવી લઈ, તારી બૅગમાં મૂકી દીધેલું ત્યારે મને જરા રીસ તો ચઢી હતી. પણ પછી થયું કે ના, સારું જ થયું. તું સ્ટીમર ઉપર કે પ્રવાસ દરમિયાન કોઈ શાંત પળોમાં એ વાંચી નાખશે; અહિં આવીને, કૉલેજની ધમાલમાં પડયા પછી ત્હને આવી નિરાંત મળવાની હતી ક્યાં ? ને મારું ધારવું ખરૂં પડ્યું. તેં ત્રણ દિવસમાં જ એ વાંચી નાખ્યું, એટલું જ નહિ પણ તારા પહેલા જ પત્રમાં પોર્ટ સૈયદથી પોસ્ટ કરેલો તેમાં એ વાંચી તારા મન ઉપર કેવી છાપ પડી તે તેં આટલી વિગતે લખ્યું તેથી મને તો બહુ જ આનંદ થયો. અહિં આવીને મ્હેં યે ચાર પાંચ દિવસમાં એ પૂરું કર્યું ને મ્હને થયું કે હું યે પાંચ સાત પાનાં ચિતરી નાખું ને ત્હને મોકલું.

આવા પુસ્તક ઉપર ગુજરાતી ભાષાના કલમબાજો ને વિદ્વાન વિવેચનકારો લખ્યા વિના રહેવાના નથી. મ્હને આશ્ચર્ય તો એ થાય છે કે હજી સુધી કેમ કોઈએ કંઈ લખ્યું નથી ? એ ગમે તેમ હોય; પણ મ્હારા મન ઉપર એને વિશે કેવા સંસ્કાર પડ્યા તે વાંચી તું કદાચ વધારે વિચાર કરે, ને મ્હારી માફક ત્હારી First impressions ફેરવે તો યે બસ. બળવંતરાય ઠાકોર કે રામનારાયણ પાઠક, વિજયરાય કે નવલરામ ત્રિવેદીની પેઠે વિવેચનની કલા સૌને સાધ્ય નથી હોતી, પણ રાજકારણમાં જેને man in the street કહે છે, તેવા સાહિત્યના યે સાધારણ વાચકનું દૃષ્ટિબિન્દુ નાંખી દેવા જેવું નથી હોતું. વસ્તુતઃ એ જ સૌથી અગત્યનું ગણાવું જોઈએ એમ મ્હારી-ખરી કે ખોટી-માન્યતા છે.

કાલે રાત્રે લગભગ બાર વાગે પુસ્તક પૂરું કરીને હું સૂતી ત્યારે મ્હને યે First impression ત્હારા જેવી જ પડેલી. "How disappointing !" ને જરા કચવાટ પણ થયેલો. પણ આજે સ્હવારે ઉઠી રામનારાયણ પાઠકનો 'પરિચય' વાંચ્યો, હું ઘણુંખરૂં પુસ્તકોના આવા 'પરિચય' 'બે બોલ' 'નિવેદન' ને 'પ્રસ્તાવના' પુસ્તક પૂરું કરી રહ્યા પછી જ વાંચું છું. પુસ્તક વાંચ્યા પહેલાં વાંચીએ તો એમાં બહુ સમજણ પડતી નથી, કારણ એમાં એ પુસ્તકના વિષય સંબંધી વિવેચન હોય તે, એ વાંચ્યા પહેલાં કેવી રીતે સમજાય-કે એના ગુણદોષ દેખાય ? મ્હેં તો હમેશાં જોયું છે કે આવાં 'આદિવચનો' ને 'પ્રસ્તાવનાઓ' સૌથી છેલ્લાં વાંચ્યાથી એની વધુ સારી કદર થાય છે. મ્હને તો ઘણી વાર એમ પણ થયેલું કે લોકો આવા પરિચયો પુસ્તકને છેડે કેમ નહિ છાપતા હોય ? જો એમ કરે તો એ વધુ વંચાયઃ પણ વિશેષ લાભ તો એ થાય કે ત્હારા જેવાં ઉતાવળિયાં લોકો જે પુસ્તકનો આવો, એક રીતે સૌથી અગત્યનો ભાગ, વાંચતાં જ નથી કે ઉપરઉપરથી જોઈ જાય છે તે કંઈક વધુ સમજથી ને ધ્યાનથી એ વાંચે, ને પુસ્તકની કંઈક ખૂબીઓ જે એમને દૃષ્ટિગોચર ન થઈ હોય તે કોઈકના કરાવ્યાથીએ એ જુએ તો એમનું વધારે સાર્થક થાય. પણ આવો નવો ચીલો તો ચંદ્રવદન જેવો કોઈ 'ચક્રમ' ગણાતો લેખક પાડે ત્યારે ને ?

વળી પાછું આ 'અપ્રસ્તુત' લખાઈ ગયું. એ વાંચી ત્હારા મુખ ઉપરનો કંટાળો આટલે દૂરથી યે જાણે હું સ્પષ્ટ જોઈ શકું છું. એટલે હવે તો મુખ્ય મુદ્દા ઉપર જ આવું.

એક રીતે તો આ નાટકો સંબંધી જેટલું કહેવા જેવું હતું તેટલું ટૂંકામાં રામનારાયણભાઈએ એમના પરિચયમાં કહી દીધું છે, ને તે એકંદરે બહુ અચ્છી રીતે કહ્યું છેઃ એના ગુણો ને મર્યાદાઓ-મર્યાદાઓ

કરતાં ગુણે–વધારે સારી રીતે બતાવ્યાં છે. એટલે બીજું તો શું લખવાનું હોય? પણ તોયે, ૧૯૨૨માં પ્રસિદ્ધ થયેલા આપણા સાહિત્યમાં આ નાટકોનો સંગ્રહ સ્પષ્ટ રીતે જુદી જ ભાત પાડે છે અને ઈંગ્રેજી સાહિત્યના આ વિભાગની સરખામણીમાં, કંઈક હજી નહિ જેવા જ ખેડાયલા આપણા નાટકસાહિત્યમાં એક અગત્યનો ઉમેરો છે. એટલે એની કંઈક વધુ વિગતવાર સમાલોચના કરવાનું મન થાય છે.

આ સંગ્રહની કેટલીક વિશિષ્ટતાઓ–જે બીજાં નાટકોથી એને ભિન્ન પાડે છે તે–તો ઉપલકીઆ વાંચનારને યે તરત દેખાઇ આવે એવી છે. એનાં ૧૧ નાટકોમાંથી ૮ નાટકો ગામડાનાં ને ગ્રામજીવનનાં છે (બાકીનાં કાં તો શહેરનાં કે અસ્પષ્ટ background વાળાં છે) અને એ આઠેમાં ભાષા ગામડાની છે. એ કદાચ કોઇકોઇને ન ગમે–જો કે એ સમજવાની મુશ્કેલી ખાસ પડે તેવું નથી. સહજ અભ્યાસથી સાધારણ વાચક પણ એનાથી ટેવાઇ જાય છે અને એના હાર્દમાં પૂરા ઉતર્યા પછી તો એનું ઔચિત્ય, મીઠાશ, સચોટપણું સવિશેષ પ્રતીત થાય છે. વસ્તુતઃ આ પુસ્તકમાં વપરાયલી ભાષા એની સફળતાનું એક ન છૂટું પાડી શકાય તેવું અંગ છે. જો ઉમાશંકરે એને 'સુધારી' હોત તો એની ખૂબી તદ્દન મરી જ જાત......મ્હારું બાળપણ તદ્દન ગામડામાં તો નહિ પણ લગભગ ગામડું કહી શકાય એવા એક ઊગતા શહેરમાં વ્યતીત થયેલું; ને અંબા, દોલતરામ ને નંદુ, જીવી, ભીખી ને રઘુ, હેતી, કચરો ને હીરી, એમની ઉક્તિઓ વાંચતાં વાંચતાં એવી મીઠી, તળપદી ભાષા સાંભળ્યાનાં વર્ષો પ્હેલાંનાં સ્મરણો જાગૃત થયાં. તેથી પણ કદાચ મ્હને એમ લાગતું હોય. પણ ભાષા વિશેની ફરિયાદ ત્હારા પત્રમાં નથી એટલે ત્હારા જેવી "શહેરની સુંદરી"ને યે એ મુશ્કેલી નડી નહિ હોય એમ માની લઉં છું.

બીજી એક વિશિષ્ટતા ત્હેં તરત જોઇ લીધી લાગે છેઃ "બધામાં લગભગ એક સરખું જ આવે છે ને તેથી monotony જેવું લાગે છે." એનું જરા પૃથક્કરણ કરીએ. સંગ્રહનાં ૧૧ નાટકોમાંથી સાત કે આઠ સ્પષ્ટ રીતે કરુણાંત છે અથવા કરુણ રસથી રંગાયલાં છે. ફક્ત એકનો જ અંત સુખી છે એમ કહી શકાયઃ બાકીનાં તો જે વર્ગમાં મૂકવાં હોય તેમાં મૂકાય: જો કે એમાંયે Pathosનું તત્ત્વ સાવ નથી એમ નહિ. લેખકના કરુણરસ તરફના આ પક્ષપાતને એમના અનુભવ સાથે કે માનસિક જીવન સાથે કેટલો સંબંધ હશે એ તો હું કે તું–કે એમના નિકટ પરિચય વિનાનું કોઇએ–શું કહી શકે? પણ સાહિત્યના મ્હારા અલ્પ અભ્યાસમાં યે મ્હેં એક વાત જોઇ છે–જો જે, ત્હેં મ્હને Saintsbury કે Edmund Gosse કહીને ચીઢવી છે તો ત્હારી વાત છે!–કે The Tragedy lends itself more than any other form of literature to a really artistic treatment...જીવનમાં મોટે ભાગે સુખ કરતાં દુઃખ અને કરુણતા વિશેષ પ્રમાણમાં છે, અને લેખકે પોતે નજરે જોયેલું જીવન તાદૃશ ચીતર્યું છે. આ હકીકત ઉપરાંત, લેખકનો Tragic તરફનો પક્ષપાત ઉપલા કારણસર તો નહિ હોય?...મ્હને યાદ છે ત્યાં સુધી તો જ્યારે જ્યારે આપણે કોઈ સિનેમા જોઇ આવ્યાં છીએ ત્યારે musical comedy ને Farce–કોક 'ખાધું પીધું ને મઝા કરી' એવી સુખાંત વસ્તુસંકલના કરતાં, જિંદગીનાં Problems ચર્ચતાં ને કરુણ રસની આછી કે ઘેરી છાયાવાળાં Pictures આપણને વધારે ગમે છે. મ્હને અત્યારે નામ તો યાદ નથી આવતાં–ત્હારી માફક હું ડાયરી રાખતી હોત તો વળી એ યે કહી શકત–પણ બીજી અનેક Films ભુલાઇ ગયાં છતાં 'East–lynne કે 'Crime and Punishment' તો તું યે હજી ભૂલી નહિ હોય.

'સાપના ભારા', સંગ્રહનું પ્રથમ નાટક, જેના ઉપરથી પુસ્તકનું નામ રાખ્યું છે તે–'બારણે ટકોરા,' અને કંઇક અંશે 'ઉડણ ચરકલડી': આ ત્રણ નાટકોનું સૌંદર્ય–દર્શન રામનારાયણભાઇએ કંઈક વિસ્તારથી





અને ઉચિત અવતરણો સાથે એમના 'પરિચય'માં સરસ રીતે કરાવ્યું છે, એટલે એને માટે બહુ લખવાનું રહેતું નથી. મધુરીએ પણ એ વાંચ્યાં ને એને ચે બહુ ગમ્યાં.

ધની વેવાણના શબ્દો :

"...અને આ અમારો વેલો દસ પંદર પેઢીથી પેલા લંબરનો છે તે તમારી દીકરીને લીધે હવે મૂળમાંથી જવા બેઠો..." (પાનું ૧૨)

–અને નાટકને અંતે તદ્દન અણધારી રીતે પ્રકટ થતું રહસ્ય :

What superb irony !

'બારણે ટકોરા'માં નંદુ ગોરાણીનું પાત્રાલેખન સરસ છે ને એનો અંત પણ બહુ કલાભર્યો છે. નવલિકાક્ષેત્રમાં ધૂમકેતુની કો ઉત્તમ કૃતિની સાથે આ નાટક ગર્વપૂર્વક ઊભું રહી શકે એવું છે.

પણ "ઉંદરણ ચરકલડી" પૂરું કરતાં મ્હને સ્હેજ અસંતોષ રહી ગયો. ઉમાશંકરે–પોતાની બ્હેનપણીઓને એક પછી એક પરણી જતી જોઇ, અણુપૂરાયલા કોડથી આંસુ સારતી ચંદણી જેવું રમણીય પાત્ર સરજ્યું : એની, જીવીની ને વાલીની મીઠી મૈત્રી ચીતરી : અણુવર કેશુનો અને ચંદણીનો નાનકડો પણ સુંદર–એમના જીવનનો પહેલો ને છેલ્લો–પ્રેમ પ્રસંગ એક સિદ્ધહસ્ત કલાકારની પીંછીથી આલેખ્યો: ને એ જ અણુવરના વૃદ્ધ બાપ સાથે ચંદણીનો વિવાહ નક્કી કરી વધાઈ ખાવા આવતા એના બાપનો સંતોષ ને આનંદ દેખાડી Pathetic irony–કરુણ કટાક્ષ–ની સીમા આણી. પણ એ સમાચાર ચંદણી અને જીવી, જાણે કોઈ સાધારણ વાત હોય તેમ આટલી શાંતિથી–કદાચ કંઇ અવ્યક્ત આનંદથી–સાંભળે છે અને સ્વીકારી લે છે એ મ્હને જરા અસ્વાભાવિક ન લાગ્યું ! હા–આવા સંયોગોમાં શહેરની કોઈ ભણેલી છોકરી બળવો ઉઠાવે ને બાપે નક્કી કરેલો આવો વિવાહ નાકબૂલ કરે એટલી આશા આપણે ગામડાની ચંદણી પાસે કદાચ ન રાખીએ; પણ આવા, ગામડામાં કદાચ રોજ બનતા, પણ તદ્દન મૂર્ખાઇભર્યા વિવાહ સામે પોતાનો વિરોધ કે અણગમો સરખો, શબ્દથી, વર્તનથી કે સૂચનમાત્રથી યે એમાંથી કોઇ ન બતાવે એ મ્હને તો બહુ ખૂંચ્યું. મધુરીથી તો ન રહેવાયું. "બળ્યું, આવું સરસ નાટક લખ્યું: પણ આટલી ક્ષતિ ઉમાશંકરને કેમ નહિ જણાઇ હોય ? હું એમને ઓળખતી હોત તો તો એ સુધારી લેવાનું એમને જરૂર લખત."

'બેહુ–જીવનનાં દુઃખો આલેખતા 'બેતરને બોળે' એ નાટકમાં રઘુનો ભીખી માટેનો કૂંળો પ્રેમ : હિંદુ સંસારમાં વહુની સ્થિતિ : અને એમાંથી છૂટવા અનેક વહુઓની માફક ભીખીએ લીધેલો કૂવો પૂરવાનો એકપૂરો માર્ગ : આ બધું સારી રીતે લખાયું છે. આ સંગ્રહનાં ૧૧ નાટકોમાં ફકત આ એક જ કંઇક સુખી અંતવાળું કહી શકાય એવું છે. પણ ભીખીના ભાઇનો હૃદય–પલટો બહુ abrupt લાગે છે, તે–એ ભાગ જરા વધુ વિકસાવ્યો હોત તો ન લાગત. અને અંત વધારે કલાભર્યો સહજ બનાવી શકાત.

હિંદુ સંસારમાં પુત્રીનો જન્મ એટલે જાણે પથરો અવતર્યો–એ માન્યતા હજી યે પૂરી લુપ્ત નથી થઇ. એ રૂઢ માન્યતા 'શલ્ય'–નો વિષય છે. આપણે ત્યાં બાળલગ્નો હવે બહુ ઓછાં થયાં છે ને શહેરોમાં વીસ, બાવીસ કે પચીસ વર્ષની અનેક કુમારિકાઓ આજે પોતાનું જીવન પોતાની રીતે જીવી રહી છે. એ જમાનામાં પાર્વતીના શબ્દો :

"......આ મારા પુનમીઆની મહિનાની ધાવણી છે. જુઓ, એનું નક્કી હો !–તમારે ત્યાં દિકરો અવતરે તો..." (પાનું ૭૫) અને કંકુમાની, થોડી આનાકાની પછી, એમાં સંમતિ....

ઘોડીયામાં લગ્નો થયેલાં સાંભળ્યાં છે પણ બાળકના જન્મ પહેલાંયે આવા વિવાહો નક્કી થાય એ મ્હને કદાચ વિચિત્ર લાગ્યું હશે. પણ એવાં લગ્નોયે થાય છે એ મ્હારી નજરે જોયેલી વાત છે. મ્હારી એક દૂરની સગી–પિત્રાઇ બહેનનો વિવાહ એવી જ રીતે, જન્મ પ્હેલાં નક્કી થયેલો. અને આજે અમારી જ્ઞાતિમાં કજોડાના એક આદર્શ નમૂના તરીકે એ યુગલ

હજીએ જીવતુંજાગતું મોજુદ છે...નાટકના અંતભાગમાં આવતું "દીકરી દીવો ઘરનું તેજ" એ મીઠું ને કવિત્વભર્યું ગીત અમને તો બહુ જ ગમ્યું...ઉમાશંકર નાટકકાર તરીકે બહાર આવ્યા તે પહેલાં કવિ તરીકે સાહિત્યના આકાશમાં પ્રગટયા હતા એ તો ત્હને ખબર છે...મધુરી તો કહેઃ "આછી–સૂચિત કટાક્ષ સિવાય બીજી કાંઈ ખાસ ચમત્કૃતિ વિનાના આ નાટકમાં એ ગીત, રેતીનાં રણમાં લીલોતરીભર્યા ન્હાના Oasis સમું છે."

હું...વચ્ચે પાછું કંઈ અપ્રસ્તુત પૂછી લઉં? ત્હેં ઉમાશંકરને ગાતા સાંભળ્યા છે? મ્હેં ત્રણ વર્ષ ઉપર એક કવિસંમેલનમાં 'માતા' સાંભળેલા. ને એક બ્હેનપણીને ઘેર એ આવેલા ત્યારે અમે બહુ આગ્રહથી એમના પોતાના કાવ્યસંગ્રહમાંથી એક બે ગાનો એનની પાસે ગવરાવેલાં. એમનો કંઠ કોકિલ જેવો તો ન કહી શકાય. પણ પોતાની જ મીઠી હલકથી અમને એ ગાઈ સંભળાવેલાં; એ પણ કરુણરસથી ભરેલાં હતાં ને ગવાયાથી એમનું હાર્દ વધુ સરસ રીતે સમજાયલું–એવું ઝાંખું ઝાંખું યાદ છે.

ગુજરાતનો–બલ્કે હિંદભરનો ખેડૂત ગળા સુધી દેવામાં ડુબેલો છે ને દિવસે દિવસે વધારે ડૂબતો જાય છે, શાહુકારના વ્યાજ જેટલું પણ ઉત્પન્ન કરી શકતો નથી; કોઈ વર્ષ સારો પાક થાય તો હિમ કે અતિવૃષ્ટિ જેવી કુદરતી આફતો એ પાકનું નિકંદન કાઢે છે. ને કદાચ ખેડૂતને સદ્ભાગ્યે એમાંથી યે બચે તો એ ધાન એની કોઠી સુધી પહોંચતું નથીઃ એના લહેણા પેટે એ સીધું વાણિયાને ઘેર જ સિધાવે છે. આ હકીકતો હિંદી અર્થશાસ્ત્રના નવાસવા નિશાળીઆને યે હવે તો સામાન્ય સૂત્રો જેવી મુખપાઠે થઈ ગઈ છે. એમનું બહુ સચોટ આલેખન 'કડલાં'માં લેખકે કર્યું છે.

થોડી મકાઈ માટે લોભી વાણીઆને પીગળાવવા હેતીબાઈ જે સિફતથી કેરીની 'ભેટ' એને ધરાવે છે તેઃ અને–સંતાન માટે તલસતી નિઃસંતાન વાણિયણ સ્વભાવથી નહિ પણ અનેક દુઃખિયાઓના નીસાસા લઈ હૃદયહીન થઈ ગયેલા એના પતિના વર્ષોના સહવાસથી અને કેવળ એ ઘરના વાતાવરણની અસરથી જ, અકસ્માત નજરે પડેલાં હેતીભાભીનાં કડલાંને અનાજ પેટે–એ વિચાર પણ પૂરો આવે તે પહેલાં જ જાણે–ગીરો મૂકવાનું સૂચન કરે છે તેઃ આ બે વસ્તુઓનું નિરૂપણ બહુ જ સમર્થ રીતે ઉમાશંકરે કર્યું છે. ને પછી સોનીને ઘેર બનતો પ્રસંગ–કડલાં જતાં હેતીની રુસણ, અકથ્ય મનોવેદના, વાણિયાની લગભગ ન માની શકાય તેવી અમાનુષતા, અને સોનીની માનવતા–આ સૌનું આલેખન કોઈ પણ ઉત્તમ કલાકારની કલમને જેબ આપે એવું છે.—and, altogether, in this play of 12 pages, you have a perfect little masterpiece.

Theme–વિષય–ગમે તેવો સારો હોય પણ એનું Execution સારું ન હોય તો એ મરી જાય છે એનાં દૃષ્ટાંત 'પડઘા' અને 'ગાજરની પીપુડી'માં આપણને મળી રહે છે. એકમાં, માબાપ 'નાટક' જોવા જાય છે ત્યારે છોકરાંઓ શહેરની એક ચાલીમાં 'નાટક' કરે છે અને કલ્પનામાં ઘણું ઘણું કરી નાખે છે. પણ એ બધાની ગૂંથણી બહુ સારી નથી. મ્હને તો એ ઉતાવળિયું ને અસંબદ્ધ લખાણ લાગ્યું. બીજામાં 'કંઈક કરી નાંખવું' એવા ઉત્સાહવાળા યુવાનો ભેગા થઈ, અનેક બડીબડી અર્ધદગ્ધ વાતો કરે છે અને ચ્હાપાણી પી છૂટા પડે છે. નથી એમાં કંઈ વસ્તુસંકલના કે નથી કંઈ ખાસ પાત્રનું સારું આલેખન. કોઈકોઈ ઠેકાણે Clever conversation ચમકારા કરે છે. પણ કાવ્યનું–અને નાટકનું પણ–એક અગત્યનું અંગ–ચમત્કૃતિ–તે કોઈ ઠેકાણે દેખાતી નથી. 'પડઘા'ને તો જો લેખક નવેસરથી લખે તો વધારે સુશ્લિષ્ટ ગૂંથણીથી ને સહેજ વિકાસથી સરસ બનાવી શકે. પણ 'ગાજરની પીપુડી' માટે તો એટલું યે કહી શકાય તેમ નથી. એકંદરે, આ પુસ્તકમાંથી એને બાતલ રાખ્યું હોત તો એનું મૂલ્ય જરાયે ઘટત નહિ. આજના કોલેજિયનોમાં મળી આવતી એક Typeની સામે





કટાક્ષ-ચિત્ર તરીકે એ ઠીક છે. પણ નાટકોના આ સંગ્રહમાં તો એ અસ્થાને જ લાગે છે.

'દુર્ગા' વાંચીને તો મધુરી ગમગીન બની ગઇ. ત્હને ખબર છે ને ?–એનો ભાઇ હરનાથના જેવો જ વેદીયો, આશાવાદી હતો. ને વસંતભાભીની દશા તો જોઇ જાય એવી ન હતી. એ તો છેવટે ભાઇ કુદરત આગળ હાર્યા ને બધું રસ્તે પડયું. નહિ તો શું થાત એ પ્રભુ જાણે. ભાભીની ત્રણ ચાર વર્ષની એ દોહ્યલી જિંદગી મધુરીને સાંભરી આવી, ને મ્હને કહે: 'સરયૂ!' દુર્ગાની દશા ખરેખર દયાપાત્ર છે. મ્હારી નજર આગળ જાણે મ્હેં એનું જ જીવન જીવાંતું જોયું છે. હરનાથ જેવાને, પોતે પરણીને બિચારી કોઇ આશાભરીની જિંદગી બરબાદ કરવાનો શો હક છે ?' વાત તો સાવ સાચી...પણ નાટક તરીકે એ બહુ સફળ છે. આદર્શો અને Human urge એ બે વચ્ચેનું સનાતન યુદ્ધ નાટકકારે બહુ સરસ રીતે ચીતર્યું છે. ને બિહારીનો પ્રસંગ વચ્ચે વણી દઇ એને ઓર બહલાવ્યું છે...સંતોષ એટલો જ છે કે આવા આદર્શવાદીઓ–છેલ્લી લડત વખતે કોઇ કોઇ પાકયા હશે પણ હવે તો–આપણે ત્યાં દીવો લઈ શોધવા જઇએ તો યે જડવા મુશ્કેલ છે. એટલે જ ઉમાશંકરે એમને 'હરનાથ'દ્વારા અમર કરી નાખ્યા તે સારું કર્યું. એકંદરે આ સંગ્રહનાં ૧૧ નાટકોમાંનું આ એક ઉત્તમ કહી શકાય. તેમાંયે દુર્ગાનું પાત્રાલેખન! It is so intensely human! and for that very reason, great!

'ઢેડના ઢેડ ભંગી'ને, એમના પરિચયનાં ફક્ત સવાબે લીટીમાં પતાવી દઇને, રામનારાયણભાઇએ ભારે અન્યાય કર્યો છે. 'સાપના ભારા'માં જેમ વિધવાજીવનની એક બાજુને લેખકે સ્પર્શી છે, તેમ આ નાટકમાં અસ્પૃશ્યતાના પ્રશ્નને કેન્દ્રરૂપે લીધો છે. 'અસ્પૃશ્ય' અને ઢેડભંગી, એમ આપણે તો બધાને ભેગા એક વર્ગમાં જ મૂકીએ છીએ. પણ ગામડાંઓમાં ઊંચ વર્ણો જે તિરસ્કાર ઢેડવર્ગ તરફ બતાવે છે, તેવો જ તિરસ્કાર ઢેડવર્ગ ભંગીઓને પોતાનાથી એટલા જ ઉતરતા ગણી એમની તરફ બતાવે છે એ ત્હને ખબર હતી ? મ્હેં તો એ વાત આ નાટક વાંચીને જ જાણી. બ્રાહ્મણ ઓમકારનો દંભ, જમાનાઓથી પોતાની તરફના ઊંચ વર્ણના વર્તનથી એ અસ્પૃશ્યોના મનમાં ઊંડાં મૂળ ઘાલી બેઠેલ Inferiority complex અને એ જ Complexથી પીડાતા પણ ઢેડોમાંયે ભગત ગણાતા, વાલીયાની ભંગીઓ તરફની Superiority complex–આ બધું તો ઉમાશંકરે બહુ જ સરસ રીતે ચીતર્યું છે. પણ મંદિરના માથા ઉપર સોનાના કળશ સમો, આ ન્હાના નાટકનો ઉત્તમ ભાગ તો એનું ત્રીજું દશ્ય–ને તેમાંયે એનો અંત છે... In the last few lines–they are almost a poem in prose–the dramatist rises to wonderful heights. મધુરી તો એના ઉપર ફિદા થઇ ગઇ, ને કહે "It's a master stroke"... આનાથી કંઇક જુદા પ્રસંગે, પણ કરુણરસનો આવો અવધિ કલ્પીને જ મહાકવિ ભવભૂતિએ પેલી અમર પંક્તિ ઉચ્ચારી હશે :

**अपि ग्रावा रोदित्यपि दलति वज्रस्य हृदयं।**

ઉપરનાં ઘણાંખરાં નાટકોમાં આવતાં સાક્ષાત કે સૂચિત પાત્રોને એક નવા જ પાત્રની આસપાસ ભેગાં કરી, એક અનેરી જાતનો સાહિત્ય-પ્રયોગ 'વિરાટ જનતા'માં લેખકે કર્યો છે. આ પ્રયોગ જેટલો કૌતુકમય અને અપૂર્વ છે તેટલો જ સફળ–કોણ જાણે કેમ–મ્હને તો ન લાગ્યો. It is an original idea marred by a not perfect execution. દુખિયાની સેવા કરવા નીકળેલા ભણેશરીને એ લોકો સમજી શકતાં નથી, અને સાચી નિષ્ઠાથી ભલું કરવા જતાં ઊલટી એ એમની કુસેવા કરે છે. આ વિરોધ બહુ સરસ રીતે બતાવાયો છે. અને છતાં એમાં 'કંઇક' કચાશ લાગે છે. ભણેશરીનાં કાર્યોમાં motivation નથી; સંપૂર્ણ હેતુ જડતો નથી. પરિણામે એક ઉત્તમ કલાપ્રદર્શન જોઇને



બહાર નીકળતે નીકળતે, દ્વાર પાસે છેલ્લું ચિત્ર નજરે પડે: જેમાં કોઈ મહાન ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવાનો ચિત્રકારે લગભગ સફળ યત્ન કર્યો હો; પણ Just the Final Touch આપવાનો રહી ગયો હોય ને જે આછો અસંતોષની છાપ મન ઉપર રહી જાય એવું જ કંઈક થાય છે. અને તેથી જ, મ્હેં શરૂઆતમાં કહ્યું તેમ, પુસ્તક પૂરું કરી રહ્યા પછી "How disappointing!" એવી ન પડવી જોઈતી છાપ મન ઉપર રહી જાય છે, એમ તો નહિ હોય?

× ×

બાપ રે! સવાબાર થઈ ગયા! લખતે લખતે કંઈ ભાન જ ન રહ્યું. કાલે સહવારે સાત વાગ્યામાં તો અમારે પ્રતાપગઢ તરફ કૂચ કરવાની છે. વહેલા ઊઠી તૈયાર નહિ થઈ જઈએ તો વળી મ્હોટી બહેન સહવારના પ્હોરમાં એ સંભળાવશે. એટલે હવે તો સૂઈ જાઉં.

...પણ, ઠીક યાદ આવ્યું—ગયા અઠવાડીઆમાં જ મુંબાઈથી ભાઈએ 'શ્રાવણી મેળો'—ઉમાશંકરનો નવલિકાસંગ્રહ—મોકલેલો મળ્યો. મ્હેં એમને લખ્યું છે તે એક નકલ ત્હને મોકલશે. તે ત્હને વેનીસમાં—યૂરોપ છોડતાં પહેલાં જ—મળશે. એટલે સ્ટીમર ઉપર વાંચી નાંખજે. મ્હેં તો એ ત્રણ દિવસમાં જ વાંચી નાખ્યો. કવિ અને નાટકકાર હવે નવલિકાકાર તરીકે ઝળકે છે. મ્હને તો એ વાંચીને લાગ્યું કે નાટકો કરતાં ... ... પણ જવા દે. નહિ તો પાર જ નહિ આવે. બનશે તો બીજા પત્રમાં એને વિશે કંઈ ચીતરી કાઢીશ. ને નહિ તો ૨૧મી જુન હવે ક્યાં આઘી છે? આપણે કૉલેજમાં મળીશું ને બહુ પેટભરીને વાતો કરવાની છે ત્યારે તે ભેગી એની ને એના લેખકની ઝાટકણી જેટલી કાઢવી હશે તેટલી કાઢીશું.

ચમેલીબ્હેનને ને શીરીન બ્હેનને મારી સલામ કહેજે. *

લી. સરયૂનાં સ્નેહસ્મરણ

*નોંધ :

આ લેખ ફરી વાંચતાં વિચાર આવ્યો કે એમાં સુધારા વધારા કરું—થોડાં નવાં દૃષ્ટિબિન્દુઓ ચર્ચું—કેટલોક ભાગ વિસ્તારું—ને કોઈ ઠેકાણે ઉમાશંકરને અન્યાય થયો હોય તો તે સુધારી લઉં. પણ એ બધું કરવા માટે 'સાપના ભારા' ફરીથી વાંચી જવું પડે—ને કદાચ લેખ આખો નવેસરથી જ લખવો પડે. એ બધું કરવા માટે જરૂરી સમય ને શક્તિ આજે નથી—તેથી ૧૩ વર્ષ પહેલાં જેવો લખાયલો તેવો જ આ લેખ ફરીથી છપાય છે. બી. એ. ના બે-ચાર-પાંચ વિદ્યાર્થીઓને ય આ 'અવલોકન' સ્હેજ પણ ઉપયોગી નીવડશે તો મ્હને ને 'ઊર્મિ' ને સંતોષ થશે.

મુંબઈ
૨૬–૧૦–૫૦

—લેખક

*સાપના ભારા : લે. ઉમાશંકર જોષી, પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ લિ. ગાંધીરોડ; અમદાવાદ બીજી આવૃત્તિ: સોલ એજન્ટ; એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઈ–૨. કિંમત રૂ. ૨–૧૨–૦.

# સરસ્વતીચંદ્ર અને કુસુમ

હીરાબહેન પાઠક : ધીરુભાઈ ઠાકર.

હી–કેમ ધીરુભાઇ ! સર૦ નો ગ્રંથ લખાતો હતો તે સમયે તો એણે વાચકવર્ગમાં ઘણો ઊહાપોહ મચાવેલો. કંઇક સુતાનો પણ સાધુ થવા માટે ચાલી ગયેલા. એવી આ મહાનવલના મહાપાત્ર સર૦ સંબંધી તમારું શું ધારવું છે ? તે કુસુમને પરણીને સુખી થયો કે નહિ !

ધી—હીરાબહેન ! તમે કહો છો તે સાચું છે સર૦ ગ્રંથની મોહની એ જમાના પર ઘણી હતી. પણ સર૦ પાત્રની વાત કરીએ તો સર૦ ને પોતાને જ પોતે સુખી હોય કે દુઃખી તેની ક્યાં પડી હતી? વળી, બીજાઓ એ સુખી છે કે દુઃખી તેની દરકાર કરે એ પણ તેને નહોતું ગમતું. એ પોતે જ પહેલા ભાગમાં નથી કહેતો કે "સુખી હું તેથી કોને શું, દુઃખી હું તેથી કોને શું !"

હી—અરે ! કેટલાક માણસોની માફક કેટલાંક પાત્રો પણ એવાં હોય છે કે તેમને પોતાને પોતાની નથી પડી હોતી, તેટલી તેમની ચિંતા તેના વાચકો કરતા હોય છે. જો એમ ન હોત તો એ નવલકથાની સમાપ્તિ પછી કઈ કેટલાય વાચકો પત્રો લખીને લેખકની શા માટે ખબર લેત કે તમે વિધવા કુમુદને સર૦ સાથે કેમ ન પરણાવી?

ધી—એથી પણ આગળ ઘણીવાર એવું બને છે કે કોઈ અમુક પાત્રની, લેખકને નથી પડી હોતી એટલી વાચકને પડી હોય છે ! સર૦ કારે સર૦ ના કુસુમ સાથે લગ્ન કરાવીને, ગ્રંથ પૂરો કરી, હાથ ધોઇ નાખ્યા ! અને એમણે વાચકની સર૦ વિશે ની અપેક્ષા અધૂરી રહેવા દીધી એટલે તો આપણે આજે ચર્ચા કરવા ભેગાં થયાં છીએ કે સર૦ કુસુમને પરણીને સુખી થયો કે નહિ ?

હી—મને તો એમ લાગે છે કે સર૦ કુસુમને પરણીને સુખી થયો જ હશે, એટલું પૂર્ણ સૂચન સર૦ ના ૪થા ભાગમા છેલ્લા પ્રકરણથી આપણને થઇ જાય છે.

ધી—તમે સર૦ના ૪થા ભાગના છેલ્લા પ્રકરણની વાત કરો છો. પણ તેની પહેલાંનાં પ્રકરણો લુપ્ત થઈને છેલ્લું નથી આવ્યુ. એ પ્રકરણોમાં જુઓને કુસુમે શું શું કહ્યું છે ?

હી—કેમ, વળી, એવું તે કુસુમે શું શું કહી નાખ્યું છે ?

ધી—એને તો, જાણો છો ને, મીસ ફ્લોરાની પેઠે અખંડ કૌમાર્યવ્રત પાળવુ હતું ! આથી તો, માનચતુર જ્યારે તેને કુમુદનાં ભગવાં ઊતરાવવાની ચતુરાઈ દાખવવાનું કહે છે, ત્યારે કુસુમ ચોખ્ખો અને ચટ જવાબ દઈ દે છે કે, 'દાદાજી, ચતુરાઇ તો ભગવાં રાખવામાં છે—ઊતારવામાં નથી !' એવી છોકરી પરણીને સર૦ને શું સુખ આપવાની હતી !

હી—તમે કહો છો તેમ કુસુમ, કુમુદ અને સર૦ની માફક વૈરાગ્યને જ ઇચ્છે છે ત્યાં આગળ તો, એક રીતે કુસુમની અને સર૦ની મનોદશા અને અભિલાષા પરસ્પર સુસંગત જ છે ને ? એ સુખી લગ્નને, અનુકૂળ હકીકત છે.

ધી—પણ ગમે તેટલાં સાચાં વિરાગી સ્ત્રીપુરુષ ભેગાં થાય, તેથી કાંઇ લગ્ન સુખી નીવડે છે, એમ થોડું છે ? ઊલટું એ તો લગ્નની નિષ્ફળતાનું કારણ બને.

હી—હા; એ વાત સાચી. પણ સર૦ વિશે એ ગ્રંથમાં અનેક સ્થળે ઉલ્લેખ થયો છે કે, તે જેટલો વૈરાગી છે, તેટલો જ રસિક પણ છે. તેથી તેનો ઉલ્લેખ કરતાં તેના મિત્ર ચન્દ્રકાન્તે વૈરાગી કહીને ખરેખર રાગી એટલે કે રસિક હતો તેમ કહ્યું છે. અને કુસુમનો તરવરાટ તો જોઈ જ શકીએ છીએ. એટલે કે, આ પાત્રોને લાગે વળગે છે ત્યાં સુધી, વૈરાગ્ય તેમના લગ્નજીવનને બાધક ન ગણાવો જોઈએ.

ધી—પણ કુસુમ એ બંધનને સ્વીકારવા જ ક્યાં તૈયાર છે ? એ તો કહે છે કે મારે સ્વતંત્ર રહેવું છે.

હી—કુસુમની એ દલીલ તો કેવળ મુગ્ધાની જ દલીલ છે.

ધી—મુગ્ધા એટલે ? તમે એ વખતે કુસુમની વય કેટલી માનો છો ?



હી—તેર વર્ષ.

ધી—પણ, તેર વર્ષની કન્યા કેટલું બધું સમજે છે?

હી—હા, એ બાળક હતી તેમ છતાં તેને લેખકે Precautious child—એટલે કે વય કરતાં વિશેષ સમજણુબુદ્ધિવાળી બતાવી છે. એને સ્વતંત્રતા પ્રિય છે એ દૃષ્ટિએ જોવા જઈએ તો પણ, કુમુદ કુસુમને બાંહેધરી આપે જ છે કે સર૦ તેની સ્વતંત્રતા છીનવી નહિ લે એટલું જ નહિ, કુસુમે કલ્પેલી સ્વતંત્રતા તો નિષ્ફળ—ફોગટ છે, એવું પણ કુમુદ જણાવે છે.

ધી—પણ, બીજી બાજુ, એ પણ ભૂલવાનું નથી કે, કુસુમ પોતે સર૦ને પરણીને સુખી કરી શકશે એની ખાત્રી આપતી નથી, એટલું જ નહિ, પોતે સુખી થશે એમ પણ માનવા તૈયાર નથી. એ તો કુમુદને ચોખ્ખું સંભળાવી દે છે કે "સર૦ ને સુખી કરવાની શક્તિ મારામાં નથી. ને સંસાર જેને સુખી ગણે છે તે સુખ મને સુખી કરી શકે એમ નથી."

હી—એના જવાબમાં કુમુદે કેટલી સબળ દલીલો કરી છે? એક દલીલ તો એ કે કુમુદના ભગ્નહૃદયની સરખામણીએ કુસુમનું પ્રસન્ન કૌમારહૃદય સર૦ ને અવશ્ય પ્રેરણા આપી શકશે.

ધી—પણ એકદમ આપણે એમ શા માટે માની લઈએ? વારુ, પણ તમારે આગળ શું કહેવું છે?

હી—આપણા તેમજ પરદેશી સમાજ માટે એ હકીકત તમને સ્વાભાવિક નથી જણાતી કે મોટી બહેન જે પાત્રને કોઈપણ સંજોગોમાં પરણી ન શકે તે પાત્રને એ તેની નાની બહેન આપવા સ્વાભાવિક રીતે ઈચ્છા કરે છે. એ એક મનુષ્ય સ્વભાવ છે. માટે જ કેવળ આપણા જ નહિ પણ પરદેશી સાહિત્યમાં પણ તેનું આલેખન થયેલું જણાય છે. થૉમસ હાર્ડીની પેલી સુંદર અને પ્રસિદ્ધ નવલકથાની નાયિકા ટેસ મરતાં મરતાં પોતાના પ્રિયતમને પોતાની બહેન સાથે પરણવાનું વિનવતી જાય છે.

ધી—એમ?

હી—અહીં કુમુદ મૃત્યુ નથી પામતી. પણ આપણા તે કાળના સમાજને જોતાં વિધવા કુમુદ સર૦ ને પરણી શકે તેમ નથી. તો પોતાના, કુસુમના, સર૦ ના—સહુના સુખની દૃષ્ટિએ કુમુદ, સર૦ સાથેના કુસુમના લગ્નની યોજના વિચારે, તેમાં ખોટું શું છે? અસ્વાભાવિક શું છે? વળી, કુમુદ—કુસુમની વયમાં પણ એટલો તફાવત નથી. કે જેને લીધે કુસુમ—સર૦ નું કજોડું થાય. આમ, વય પણ સર૦ કુસુમના આડે આવતી નથી.

ધી—પણ પ્રેમનું શું? સર૦ ખરેખર કુમુદને જ ચહાતો હતો એ તો તમે સ્વીકારો છો ને? પછી કુમારિકા કુસુમ, કે બીજી કોઈ પણ યોગ્યતા વાળી કુસુમ, એને પરણીને શી રીતે સુખી કરવાની હતી?

હી—કુમુદ જાતે જ આ ઉપાય સૂચવે છે, એ ભૂલવું ન જોઈએ. તમે જાણો છો ને કે એણે કુસુમને સમજાવતાં છેવટે એમ પણ કહ્યું હતું કે "સગી માતાને અભાવે જે સરસ્વતીચંદ્રે સંસાર છોડ્યો, તે સર૦ને તારા જેવી સુપાત્ર પત્નીને અભાવે મહાકલ્યાણનું સ્વપ્ન જતું કરવાનો વખત આવશે."

ધી—હા. પણ એમાં સર૦ને સુખી થવાની વાત ક્યાં આવી?

હી—કેમ? એની સ્વપ્નસિદ્ધિ જ એનું મહાસુખ હોઈ શકે ને? વળી કુમુદ ઉપરાંત માનચતુર, ચન્દ્રકાન્ત, વિદ્યાચતુર, ઇ, આ બન્ને પાત્રનાં બધાં સ્વજનો, કુસુમ જ સર૦ને સર્વથા યોગ્ય છે, એમ સતત માનતાં અને કહેતાં આવે છે; તે પણ એમ બતાવે છે કે સર૦ એને પરણીને જ સુખી થઈ શકે.

ધી—એ બધા પાત્રોદ્વારા લેખકને જ એમ બતાવવું છે કે કુસુમ સિવાય બીજી કોઈ સ્ત્રી સર૦ને લાયક નથી. આની તૈયારી લેખકે છેક બીજા ભાગથી કરી રાખી છે. ચન્દ્રકાન્ત અને માનચતુર





બન્ને, કુસુમને સર૦નો પક્ષ લેતી જોઇને, સર૦ને માટે કુમુદ કરતાં કુસુમ જ વિશેષ યોગ્ય છે, એમ અભિપ્રાય આપે છે. ચન્દ્રકાન્ત તો એ જ પ્રસંગે બે વાર મનમાં ને મનમાં કહે છે પણ ખરો કે, "સર૦, કુમુદસુંદરી ગરીબ સ્વભાવની છે-પણ ત્હારે યોગ્ય તો આ જ છે-કારણ એ ત્હારા માથાની નીવડશે અને ત્હારા સદાના ગંભીર અને આડા સ્વભાવને પાંશરો કરશે-પણ -એ દિન કયાં ?" વળી કહે છે : "ત્હારે તો આ જ જોઇયે-પણ-તું કયાં ?" આ બધું જોતાં તો મને લેખકનું આ મોટું કાવતરું લાગે છે. સર૦ના લોકકલ્યાણના સ્વપ્નને સિદ્ધ કરવાનું, જાણે કુસુમ એક સાધન ન હોય, એમ એ પાત્રને તેમણે નવલકથામાં ગોઠવ્યું છે.

હી—તમે કુસુમના પાત્રને સાધન લેખો છો, તેની સામે મારો વિરોધ છે. કુસુમ પોતે જ આ બધી પરિસ્થિતિ સમજે છે, સર૦ના ભાવનાવાદને એ સત્કારે પણ છે; એટલું જ નહિ, એ સ્વપ્ન એનું પોતાનું પણ એક રીતે છે. તો તે સાધન નહિ પણ સ્વતંત્રપણે એ ભાવનાની સાધક થવા ઇચ્છે છે. અને એમાં સર૦નું સાહચર્ય સ્વીકારી લે છે. તે કેવળ વડીલોના સ્નેહના દબાણને વશ થઇને લગ્ન કરતી નથી. પણ સ્ફુટા સ્ફુટ રૂપે એના મનનું વલણ તે માર્ગ ગ્રહી શકે છે, માટે તે તેમ કરે છે.

ધી—સર૦નું સાહચર્ય કુસુમ સ્વીકારે છે, એમ નહિ; પણ સર૦ કુસુમનું સાહચાર્ય સ્વીકારે છે એમ કહેવું વધારે ઉચિત છે; નહિ ? વારુ. સર૦ની લોકકલ્યાણની ભાવના કુસુમના સાહચર્યથી સિદ્ધ થઈ એમ માની લઈએ. પણ તેથી કાંઈ સર૦નું લગ્નજીવન સુખી નીવડયું એમ ફલિત થતું નથી.

હી—પણ ધીરુભાઇ ! કુસુમને સર૦ પ્રત્યે પહેલેથી જ પક્ષપાત હતો. જેને કુમુદ પ્રેમ તરીકે ઓળખાવે છે. અને પ્રેમ હોય ત્યાં લગ્નસુખી હોય જ.

ધી—તો પછી કુસુમે જ કુમુદને કહ્યું હતું કે "મારામાં તો પ્રીતિ નથી જ અને સામા પક્ષમાં [ એટલે સર૦માં ] તો એ પ્રીતિનું મૂળ પણ નથી...ઇ૦ શબ્દોનો તમે શો ખુલાસો આપશો ?

હી—હું ફરીથી કહું છું કે કુસુમનો એ મુગ્ધાવસ્થાનો ઉદ્‌ગાર છે. તેમ છતાં, ઓછામાં ઓછું એટલું તો તમે કહેવા તૈયાર થશો જ ને, કે કુસુમને સર૦ સંબંધી કોઇ વિરોધની નહિ, પણ માનની, તેને સાચી રીતે સમજવા માટેની તત્પરતાની લાગણી તો છે જ. તે, પ્રેમને અનુકૂળ ભૂમિકા નથી ? અને કુસુમનો એ અજ્ઞાત પ્રેમ છેલ્લા પ્રકરણમાં 'આરતી'ના પ્રસંગમાંથી મૂર્ત રૂપ પામે છે, જ્યારે 'ઘેલી મારી કુસુમ' એવો ઉદ્‌ગાર કુમુદના મુખમાંથી સરી પડે છે. અને આખી નવલકથાનું એ છેલ્લું સૂચક વાકય છે, એ ભૂલવું ન જોઈએ.

ધી—તમે જાણો છો કે આ આખી પરિસ્થિતિના વ્યંગ્યાર્થ સંબંધી આપણા સાહિત્યમાં મોટો મતભેદ છે ?

હી—હા કવિ નાનાલાલે તો આમાં સામાન્ય દામ્પત્યપ્રેમની પરિપુષ્ટતાનો અર્થ જ ઘટાવ્યો છે.

ધી—પણ પ્રો. બળવંતરાય ઠાકોરે આના પહેલાં તેમની વચ્ચેના પ્રેમને યાવજ્જીવન સૂક્ષ્મસ્વરૂપનો ગણ્યો છે. અને કહ્યું છે કે "આને અફલાતુની સ્નેહ (Plasonic Love) જ કહો. સાત્ત્વિક લગ્ન જ કહો."

હી—સાંભળ્યું છે કે આ મતભેદનો પ્રશ્ન સર૦ દયારામ ગીડુમલે ખુદ ગોવર્ધનરામને પૂછેલો હતો. અને ત્યારે ગોવર્ધનરામે તેનો એવો જવાબ આપેલો કે સરસ્વતીચન્દ્ર—કુસુમના આ પ્રસંગની આસપાસનાં પાત્રોએ, દા. ત. ગુમાને ભલે તેવો તેનો અર્થ કર્યો હોય; તો પણ એમને પોતાને તો બન્ને વચ્ચેનો સૂક્ષ્મ પ્રેમ જ અભિપ્રેત હતો. પણ ધીરુભાઇ ! આ સૂક્ષ્મ પ્રેમના ઉલ્લેખથી તમે એમ તો નથી માની લેતાને, કે તમારો પક્ષ એથી સબળ થઇ ગયો ?



ધી—ધારો કે હું એમ માનતો હોઉં તો? કારણ કે તમે એક વખત પ્રેમને સૂક્ષ્મ કરી નાખો. પછી પત્ની તરફના ને અન્ય માણસ તરફના પ્રેમમાં ફરક ક્યાં રહ્યો?

હી—પણ સર૦માં આવતી કામમીમાંસામાં આ સૂક્ષ્મ પ્રેમને પણ વિશિષ્ટ દામ્પત્યપ્રેમ જ ગણ્યો છે. એનું વિશેષ સમર્થન કવિ નાનાલાલના 'જયા-જયંત'માં મળે છે.

ધી—પુસ્તકમાં એવી કામમીમાંસા હોય તેથી હરકોઈ એક પાત્રનો એવો જ પ્રેમ છે, એમ કેમ કહી શકાય?

હી—અલબત, બીજા કોઇ પાત્ર વિશે એમ ન કહીએ. પણ સર૦ તો વિષ્ણુદાસનો પટ્ટશિષ્ય છે. અને આ કામમીમાંસા તેને ઉદ્દેશીને જ થયેલી છે. એની મારફત જ કર્તાને પોતાનું પ્રયોજન સિદ્ધ કરવું છે. એટલે સર૦ પરત્વે તો એમ માનવું જ ઇષ્ટ છે.

ધી—સૂક્ષ્મ પ્રેમના આદર્શનું પ્રયોજન સર૦ દ્વારા સિદ્ધ કરવાનો લેખકનો ઉદ્દેશ હોય, તોપણ એ સિદ્ધ થયો જ છે, એમ માની લેવા આપણે વાચક તરીકે, બંધાયેલા નથી. મારે એમ કહેવું છે, કે, આપણે બધા આંતરિક પુરાવાઓને ભેગા વિચારીને, ઘટે તે નિર્ણય ઉપજાવવા જોઈએ.

હી—વારુ. ત્યારે બન્ને વિકલ્પે—એટલે કે તેમને (૧) માત્ર સૂક્ષ્મપ્રેમદૃષ્ટિ હોય કે, (૨) સૂક્ષ્મ-સ્થૂલ ઉભય ઇષ્ટ હોય, એ બન્ને માટે એમના જીવનમાં પૂર્ણ ધર્મસંમત અવકાશ હતો. એટલે કે સર૦ કુસુમને પરણીને સુખી થયો એમ જ ગણવું જોઈએ. હવે તો તમે કબૂલ કરશોને?

ધી—ના. એવું કબૂલ કરવાની જરૂર નથી. કારણ કે આ સંવાદ પૂરતો મેં એ પક્ષ લીધો છે. અને હવે બોલવાનો સમય પૂરો થયો છે, એટલે તમે મને પૂછી શકવાના નથી!*

* અમદાવાદ રેડિયોના સૌજન્યથી.



# ઋષિકન્યા વિશ્વામિત્રી

શિવશંકર મા. શુક્લ

ભોળીભાળી ઋષિની દીકરી! અને તે કોણ યાદ કરે? પણ વર્ષમાં એકાદવાર એ યાદ કરાવ્યા વિના રહેતી નથી જ. વિશ્વામિત્રના ક્રોધની માફક કોઈકવાર ચોમાસામાં આધુનિક કૃત્રિમ સંસ્કૃતિને તોડી પાડવાની ઇચ્છા કરી ગુજરાતની એક મહાનગરી વડોદરાનો એ વહેવાર થંભાવી દે છે, પુલને તોડી નાખવાનો મનસુબોયે કરી બેઠી હોય એમ લાગે છે ત્યારે આખું ગુજરાત એને સંભારતું થઈ જાય છે. એના તોફાનને રાજરાણીનું સોનાનું શ્રીફળ શમાવી શકતું નથી. એ તો હસતીહસતી વેગપૂર્વક ધસે જ જાય છે. નમવા આવેલી મહારાણીની એ અવજ્ઞા કરતી નથી પણ એને એનો અનુરાગેય નથી.

અનુરાગ નથી કારણ કે એણે મૂળમાં જ તેમજ પોતાને કિનારે રાજ્યો ઊગતાં ને નાશ પામતાં જોયાં છે, તેમ જ ઋષિઓના આવાસોયે નિહાળ્યા છે. પોતાના પાણીને વિશ્વામિત્રને ત્યાં આવતા અનેક પાવન ઋષિઓની ચરણધૂલિથી પવિત્ર થતું તેમજ વિગ્રહોના રક્તથી કલુષિત થતુંયે અનુભવ્યું છે. મહારાણી એને માટે કોઈ આંજી નાખે એવી વસ્તુ નથી. અને છેલ્લા બે સૈકામાં નવાબોના અંતઃપુરની બેગમોને પોતાને કિનારે દટાઇ જતી ને રાજાઓની રાણીઓને પોતાને તીરે ચિતા પર ખાખ થતી એણે જોઈ છે અને સર્વ રાજ્યરંગો એણે પાવાગઢથી તે પિંગળવાડા સુધી અનેક રીતે જોયા હોઈ એ બધું નવેસરથી નિહાળવાની એને જરાયે વાસના નથી રહી. એ તો સામાન્ય જન માટે–જનતા માટે જીવન વહેવડાવી રહી છે.

એ નમવા આવેલી મહારાણીઓને કહે છે, "બી જશો મા! રાજાઓને માટે નહીં પણ તમારે ને પ્રજા માટે હું હમણાં જ શાંત પડી જઈશ." અને એમ કહેતે કહેતે કિનારે આવેલી મહારાજાઓની સમાધિઓનાં મૂળને ઘસાઈને જતો વિશ્વામિત્રીનાં પાણી દર વર્ષે તેમને પાવન કરવાનું ચૂકતાં નથી. પોતાની મસ્તી, તોફાન, ક્રોધ ઘડીભર દેખાડી ફરી એ શાંત થઈ જાય છે ને વડોદરા પાછું ભયમુક્ત બને છે.

કોઈક કહેશે કે એ વડોદરા આગળ શકુંતલાની માફક ઋષિકન્યા મટી કંઈક રાજરાણી બનવા ઇચ્છતી હોય એમ નથી લાગતું શું? એને કિનારે નગરી વસી છે, મહેલાતો ખડી થઈ છે, ઉદ્યાનો ને ઉપવનો છવાયેલાં છે. એને ઘડીભર મન તો થઈ જતું હશે કે રોકાઈ જાઉં પણ મહારાણી થવા માટે તો નહીં જ; કારણ કે એણે રજવાડાંની સ્થિતિ ઘણા વખતથી જોયા જ કરી છે ને કાયર થઈ ગઈ છે. વળી પોતાના પિતા વિશ્વામિત્રે ઉત્પન્ન કરેલા કૃત્રિમ વિશ્વો કરતાં વધુ રેઢિયાળું તો અહીં ક્યાંય કશુંયે નહીં હોય એમ એ જાણતી હોવાથી શકુંતલાનું અનુકરણ કરવાની એને વાસના જ થતી નથી. એને કોઈ વાસના હશે તો ય તે પોતાના પિતાના નામને સાર્થક કરવાની જ હશે. એને તો વિશ્વામિત્રનો વિશ્વબંધુત્વનો સંદેશો સંભળાવવો છે અને રાજાઓ પણ એ ઋષિકન્યાને લલચાવવાને બદલે બ્રહ્મક્ષત્રિય બાલિકાની તેહનાતમાં જ ઊભા રહ્યા છે. એક કિનારે ઉછળતા ઘોડા પર સવાર થયેલા નરેન્દ્ર સયાજીરાવ અને બીજે કિનારે ઊભેલા તેમના પુત્ર ફતેસિંહરાવ રાતદિવસ, અનિમેષ નેત્રે વિશ્વામિત્રીની સેવામાં ખડેપગે ઊભા છે. તેમને જનસેવા માટે આશીર્વાદ આપી વિશ્વામિત્રી આગળ ચાલી જાય છે અને છેવટે જ્યારે પ્રતાપસિંહરાવ રાજા મટી, પ્રજાને રાજા બનાવી પોતે પ્રજાજન બને છે ત્યારે તો તે વાત સાંભળી લક્ષ્મીવિલાસ મહેલ સુધી દોડી જઈને પણ એમને ધન્યવાદ આપી આવવાનું મન એ નદીને યે થઈ આવે છે ખરું.

કીર્તિમંદિર પર યાવચ્ચંદ્ર દિવાકરૌ અમર રહેવા માટે ગોઠવેલા પિત્તળના ચંદ્રસૂર્યને દિવસના સાચા સૂર્યના પ્રકાશમાં ને રાતે સાચા ચંદ્રની ચાંદનીમાં જોઈ એ મોં મલકાવે છે, ને પછી પોતાની વાદળી ને ઉનાળામાં લીલી સાડીના પાલવ નીચે મોં સંતાડી

એ બધી ક્ષુલ્લકતાઓ પ્રત્યે અંતરમાંથી ઉત્પન્ન થતા સ્મિતને છુપાવી દઈ નીચું માથું ઘાલી એ આગળ ચાલી જ જાય છે. થોભવાનું એ ઇચ્છતી નથી, રસ્તાની એને ખબર નથી, ક્યાં જવું છે એ એણે નક્કી નથી કરેલું. કેવળ જવું જ છે એટલી જ વાત એના મનમાં રહી છે.

નદીઓનાં મૂળ જેમ સ્હેજે મનોરમ હોય છે એમ વિશ્વામિત્રીનું પિયર પ્રાકૃતિક સુંદર દશ્યોથી સભર ભરેલું છે; વનશ્રીએ ત્યાં નાનું ઉદ્યાન રચી દીધું છે. એનું ઉગમસ્થાન પાવાગઢ ગુજરાતના સમગ્ર અસ્તિત્વનો ચિરંતન દ્રષ્ટા છે, અને પાવાગઢ ઉપર આદિથી આજ સુધી જે કાંઇ બન્યું તેની અખંડ દ્રષ્ટા વિશ્વામિત્રી છે. ટપકેટપકે એ કરાળ પથ્થરોમાંથી પ્રગટ થાય છે. જરાક નીચે ઊતરી એ સફેદ આરસી જેવા દેખાય છે ત્યાં એક સાધુ–બાવા વિશ્વામિત્રોની પથ્થરની મૂર્તિ બનાવી બેઠેલા જોવામાં આવે છે અને ત્યાંથી મેદાન તરફ નજર ફેરીએ તો વિશ્વામિત્રીની આખી ખીણ, ચાંપાનેર ને છેક હાલોલ સુધી નજર પહોંચી વળે છે. જેમ ઉપર જઇએ છીએ એટલે સુંદર વૃક્ષોની ઘટા ને ઝીંઝવા ઘાસની લહેરીઓ મનને ઠારી દે છે, અને ક્યાંક્યાંક ઘાસ ચરતી ગાયો કે ઘાસ કાપતી સ્ત્રીઓ એ નિર્જનતામાં સજીવતાનું વાતાવરણ સર્જે છે.

આવા સુન્દર સ્થાનમાં લહેર કરતી, નાચતી કૂદતી, ગાતી બાલિકાને તે છોડીને કયાંયે જવાની ઇચ્છા તો નહીં જ થઇ હોય. પણ કોણ જાણે કયાયે કારણથી વિશ્વામિત્રી પાવાગઢની બારીએથી એકાએક ભૂસકો મારે છે. પથ્થરોને અથડાઇ પડવાથી પોતાના ભુક્કા ઊડી જશે કે વૃક્ષોનાં જાળાંમાં ભરાઇ જવાશે એનો વિચાર સરખો પણ ન કરતાં એ આંખ મીંચીને કૂદી જ પડે છે. આમ કૂદી પડતી એ ઋષિકન્યાએ માથાના વાળની જટા બાંધી લીધી છે અને ચાત્ર ભગવી કંથા સિવાય બીજું કંઇ જ પહેર્યું નથી. પટકાઇ પડ્યા પછી એ ચિરંતન શાંતિની શોધમાં મૂઠીઓ વાળીને દોડ્યા જ કરે છે: એવી એ મુગ્ધ નદી રાજરાણી થવાનું શી રીતે પસંદ કરી શકે?

ભૂસકો માર્યા પછી એ અરણ્યમાં ભૂલી પડી આમતેમ માર્ગ શોધતી પશ્ચિમ દિશા તરફ ચાલવા માંડે છે એટલામાં એની જ શોધમાં એની પાછળ કૂદી પડેલી સૂર્યા ને વાઘલી એને જઇ મળે છે. એક બાજુથી સૂર્યા આવે છે ને બીજી મેરથી વિશ્વામિત્રી ચાલી આવતી હોય છે. અને એ બે જ્યારે ઓચિંતી ભેટી પડે છે ત્યારે સૂર્યાને જે હર્ષ થાય છે ને જે ઉમળકો આવી જાય છે તેને પરિણામે આજવા સરોવર ભરાઇ જાય છે.

“एकि कडोनी विश्वामित्री तटिनी ये धावुनी
होई तन्मय आलिगुनी ।
दुसरी कडोनी दुसरी सुंदर सरिता दुडदुड गातो
भेटे प्रणये जलधि प्रति ॥

हृदयसरितांच्या संगमावरी तुषारां न त्या मिती
नद्या जणुं उधळिती ॥

किती विविध चमत्कृति तुषारा हे दाविती
किती इंद्रधनुर्ष्ये त्यां तुनि हे चमकती,
की प्रणयसंगमी तोरणे च कडकती ।
चमत्कृतिनी अनेक ऐसा तटप्रांत साजिरे
कौतुका मन्मनि सीमा नुरे ॥”

કવિ પેંડસેએ આને પ્રણયસંગમ કહ્યો છે. મહારાષ્ટ્રમાં કરાડ પાસે કૃષ્ણા ને કોયના મળે છે તે પ્રીતિસંગમને નામે પ્રસિદ્ધ છે. એક જ સ્થાનેથી ચાલી આવતી નદીઓનું મિલન બીજા કયા નામથી ઓળખી શકાય? પણ પેંડસેનું ઉપરનું સુંદર કાવ્ય વાંચી મને દુઃખ તો એ થયું કે વિશ્વામિત્રી ને સૂર્યાના પ્રીતિસંગમનું પાણી પીનાર વડોદરાવાસી કોઈ ગુજરાતી કવિને એનું સ્મરણ સરખુ કરવું યે ન સૂઝ્યું! પણ નદીને સ્તુતિ કે નિંદાની ઓછી જ પડી હોય





છે ? એ તો જાણે છે કે માણસ ગાય છે પોતાનો આનંદ, વિશાદ વગેરે લાગણીઓ વ્યક્ત કરવા. એને પોતાની ખુશામત માની લેવા જેટલી એ મૂર્ખ નથી હોતી. એ તો હંમેશા પાણી પાય છે, નવડાવે છે, શીતળ બનાવી હૃદયને ઠારે છે કેવળ માતાના વાત્સલ્યપ્રેમથી, ભગિનીના ઉમળકાથી, દીકરીની અનુકંપાને લીધે જ. કશા જ બદલાની એને વાસના સરખીયે કર્યા હોય છે ?

સૂર્યા મળ્યા પછી એ કંઈક સ્વસ્થ થઈ જાય છે. પોતાના હૃદયની બધી જ વ્યથા અને વિમાસણ સૂર્યાને કહી દીધા પછી એ જરા હળવી પડી જાય છે. કઈ દિશાએ જવું છે એ તો અગાઉથી નક્કી જ નથી કરતં. ફક્ત તે આપગાઓ નીચાણ તરફ ચાલ ચાલ કરે છે. સમુદ્રના ઘરની એને ખબર નથી. ખબર કાઢવાની ઉત્સુકતા જન્મે એવી એ પ્રગલ્ભા નથી. નિશ્ચકર્માની ભઠ્ઠી જેવો દેખાતો પાવાગઢ ક્ષિતિજ પર ઉપસેલા આછા વાદળ જેવો જ દેખાવા લાગે છે. હરણી આગળ આવ્યા પછી વિશ્વામિત્રી વંકાતી વંકાતી ચાલે છે. વડોદરાની હદમાં પેસતાં જ એ વિચારમાં પડી જાય છે. એ પ્રાચીન ચંદનાવતીના ઉદ્યાનમાં પેસતાં જ એક મોટો ચંદ્રાકાર ચકરાવો લે છે. પછી એ વડોદરાને ઘસાઈ થોડે દૂર નીકળી ગયા પછી તેને જાંબુવો આવીને મળે છે. દેવલિયા ગામ આગળથી નીકળેલી એ નદી પચીસેક માઈલનો પંથ કાપ્યા પછી થાકી જતાં વિશ્વામિત્રીનો ખભો પકડી લે છે. જાંબુવો પણ ચોમાસામાં વિશ્વામિત્રીની પેઠે પાણીપાણી કરી દે છે. આમ બીજી નદીઓનો સથવારો મળતાં એ જરા હાશ અનુભવી રહી છે એવામાં પિંગળવાડા આગળ સોખડા રાજુ પાસે ઢાઢર એને રોકી લે છે. " એમ એકલી ના થઈશ બહેન, ચાલ મારી સાથે " એમ કહી એને પોતાની આંગળીએ વળગાડી ઢાઢર એને સમુદ્ર તરફ લઈ જાય છે.

મહારાણીઓનાં સોનાનાં નાળિયેર કે ગરીબોના પૈસા, સોપારી કે નાળિયેરનાં શ્રીફળ એ બધું જ એને સમાન છે. એ પોતાની સાથે કંઈ જ લઈ જતી નથી. એ બધું ભૂમિમાંથી ઉત્પન્ન થયેલું એ તે જ ઠેકાણે ભૂમિમાતાને સમર્પણ કરી દે છે.

ચોમાસુ વટતાં પાછી એ શાંત પડી જાય છે. પાવાગઢ, વડોદરાના સંગ્રહસ્થાન કે સંગ્રહસ્થાન પાસેના પુલ આગળ, વિશ્વામિત્રી સ્ટેશને અને દુમાડ ને પિંગળવાડાની હદમાં સોખડા રાજુ આગળના એના ઢાઢર સાથેના સંગમસ્થાને જ માત્ર એને કોઈ યાદ કરતું હશે. અથવા તો માગ જેવો કોઈ રખડેલ શરદની દૂધભરી ચાંદની રાતે એનાં પાણીમાં ખેલતાં માછલાંની રમત કલાકો સુધી નિહાળ્યા કરતો હશે. અને પાસેના કામનાથ મહાદેવમાં ગુજરાતના મહાકવિ પ્રેમાનંદને વિશ્વામિત્રીએ સરસ્વતી અર્પણ કરી તેનાં સ્વપ્નાં સેવતો હશે, તથા પ્રેમાનંદની વીંટીઓવાળી આંગળીઓના માણ પર થતા પ્રથમ રણકાર પર કાન માંડી રહ્યો હશે, અથવા તો વિશ્વના અનેક દેશોમાંથી આવેલાં વિવિધ પશુ-પક્ષીઓ સાથે મતાની મમતા ને વાત્સલ્યથી મધરાતે વિશ્વામિત્રી સુખદુઃખની વાતો કરતી હશે અને માથે પ્રેમાળ હાથ ફેરવતી હશે તે બધું જોતો, સાંભળતો ને ગાતો હશે.

શરદ ઋતુ હતી. આકાશમાં ચંદ્રમા પોતાની બધી જ કોમળતા ને શીતલતા વરસાવતો વરસાવતો પૂર્વમાંથી પશ્ચિમ તરફ નૌકાવિહાર કરી રહ્યો હતો. પણ ચિંતા, દુઃખ, નિરાશાનાં ઘોર વાદળ મારા હૃદય-ચંદ્રમાને ઘેરી વળ્યાં હતાં; એવી એક મધરાતે વિશ્વામિત્રીને કાંઠે ભમતોભમતો હું એના પુલ ઉપર આવીને ઉભો રહ્યો. નદી તો ખળખળ હસી રહી હતી. એમાં માછલાં ને કાચબા લહેરથી ખેલી રહ્યાં હતાં. ચંદ્રનો નૌકાવિહાર પાણીને તરંગેતરંગે ચાલી રહ્યો હતો. ચાંદનીમાં બધું જ હસી રહ્યું હતું. નર્મદાના ગંગાનાથને કિનારે એથી વધુ ઉત્કટ નિરાશામાં નદીગાન ગાવાની જે પ્રેરણા થઈ તે ફરી આ આહ્લાદક, સૌમ્ય, ને શાંત વાતાવરણમાં એકાએક પ્રફુલ્લિત થઈ ઊઠી. કયા માટે નહીં તો કેવળ આ



સુહાસિની સરિતાઓનાં મધુર ગાન સાથે જેવાં આવડે તેવાં ગાન ગાતેગાતે જીવનને કાળમહાસાગરમાં વિલીન કરવું એવી એક સૌમ્ય આનંદ-લહરી ને આશાતરંગ હૃદયમાં ફરી એકવાર જાગી ઊઠયાં ને બીજે સવારે મેં વિશ્વબંધુ વનાં પાણી પાનારી આ નાનકડી ઋષિબાલિકાનું પહેલું જ ગદ્ય-સ્તોત્ર લખ્યું.

નદીઓનાં મનોરમ ને શાંતિપ્રેરક દશ્યો જોવાની, તેમજ તેમના સાંસ્કૃતિ જીવનનો પરિચય સાધવાની ધૂન જાગી તેમ નદીઓનાં કાવ્યો જુદીજુદી ભાષામાં કેવાં લખાયાં છે તે પણ જોવા માંડયું. એવી જ એક ડૂબકી મરાઠી સાહિત્યમાં મારતાં **विश्वामित्रीच्या कांठी** નામનું કાવ્યમોતી હાથ લાગી ગયું. વિશ્વામિત્રીના દર્શને મને પ્રેરણા આપી હતી તે જ સ્થાને તેવી જ ઘડીએ રચાયેલું એ નદીનું પદ્ય સૂકત વાંચતાં મને અવર્ણનીય આનંદ થયો. અને મેં અનેકવાર એ કાવ્યપંક્તિઓ ગુંજ્યા જ કરી.

"विश्वामित्री जलिं या काळीं ।<br>
तटवनभूमि बिंबित झाली ॥<br>
वरती तइसे दिसते खालीं ।<br>
अद्‌भु झाले–पाताळ आजि पाहिले ॥<br>
तारा गण हि स्पष्ट बिंबिले ।<br>
स्नाना जणु हे भूमि अवतरले ।<br>
तेजोनिधि कीं ऋषि बइरुसले ।<br>
ध्यान धरीनां जलसमाधिस्थ होवोनि ॥<br>
शशिराया हे आंत उतरला ।<br>
कलहंसापरि पोहुं लागला ॥<br>
तटिनीनें जणुं हृदयीं धरिला ।<br>
प्रेमल कांत–पाहुनीं येथ एकांत ॥

નદીભક્ત કવિ દત્તુ કોંડો ઘાટેનું આ વિશ્વામિત્રી-સ્તોત્ર એની સમાપનની આરતી જ બની ગયું. જીવનની કંઈક આગાહી જ કરતો હોય એમ કાવ્યાંતે કવિ ગાય છે:

"स्मरणशक्ति के ! जाग्रत होई<br>
दर्शनदुर्लभ शोभा पाहीं ।<br>
विसरुं नको बघ यांति कांही<br>
वारंवार कोठुनी–तसें दिसणार ?

અને ખરેખર વિશ્વામિત્રીનું ફરી દર્શન કરવાનો પ્રસંગ ઘાટેને ન જ મળ્યો. આ એનું છેલ્લું કાવ્ય હતું. જ્યારે જ્યારે વિશ્વામિત્રી જોઉં છું ત્યારે ત્યારે જે નદીનું મેં સૌથી પ્રથમ ગદ્ય સૂકત રચ્યું તેનું જ છેલ્લું પદ્યગાન એવી જ ઉજમાળી રાતે તે જ સ્થાને ઊભા રહી ગાનાર બાવીસ જ વર્ષનો નાનકડો આશાસ્પદ કવિ દત્તુ ઘાટે યાદ આવ્યા વગર રહેતો નથી.

નમન હો એ કવિને; નમન હો એ નદીને.



# નીલમાણુ

ધૂમકેતુ

[ ૧ ]

આંજનો સમય હતો. આધેડ વયનો જણાતો એક માણસ શહેરના ધમાલીયા રસ્તા ઉપર એ વખતે ચાલી રહ્યો હતો. એના હાથમાં રહેલી થેલી શાકભાજીના પ્રદર્શન જેવી લાગતી હતી.

એમાંથી એક દૂધી બહાર લટકતી હતી. જાણે કે એ રસ્તાને જોતી આવતી હોય! તાંદળજાની ભાજી ડોકિયાં કરી રહી હતી. એક બે દાતણને પણ બહાર નીકળી પડવાનું મન જણાતું હતું. બે ચાર અળવીનાં પાન તોફાન મસ્તીમાં પડ્યાં હતાં.

એની આ થેલીમાં પરચુરણ પરચુરણ તો કેટલીએ વસ્તુઓ જણાતી હતી! પડીકાં ના પડીકાં!

એના પગમાં ઉતાવળ બેઠી હતી. પણ મોં ઉપર થાક બેઠો હતો. શરીરમાં કૃત્રિમ સ્ફુર્તિ લાગતી હતી. પણ મનનો વેગ મંદ પડી ગયો હતો.

બે ચાર મહિનામાં પેન્શન ઉપર ઉતરવાનું હોય અને ઘરઆંગણે વધારે ખર્ચની આગાહી હોય, ત્યારે સામાન્ય માણસની, સાધારણ પગાર મેળવનારની જે મનોદશા થાય તે મનોદશાનું જાણે કે આ માણસ પ્રતીક હતો!

એ ઉતાવળે જઈ રહ્યો હતો. ત્યાં પાછળથી એના ખભા ઉપર એક વહાલભર્યો ધબ્બો પડ્યો, "કાં કેશુકાકા! આજે કેમ કાંઈ બહુ ઉતાવળે નીકળી ગયા? છે કાંઈ?"

કેશુભાઈએ ધબ્બો પડતાં ચમકીને પાછળ જોયું: પોતાની સાથે કામ કરનારા મોહનલાલને દીઠા. બન્ને એક જ ઓફીસમાં કારકુન હતા. નાના ને મોટા એટલો જ ફેર.

'આજ તો મોહનલાલ! મારે બહુ કામ છે!' કેશુભાઈએ જવાબ વાળ્યો.

મોહનલાલે કહ્યું: 'અને અમારે નહિ હોય કાં? પણ તમે છો જ એવા. ઘરઘીલા. નિશાળમાંથી નીસરી જવું પાંસરું ઘેર, તેમ તમારે પણ ઓફીસમાંથી નીકળી જવું પાંસરું ઘેર! નહિ કોઈ સાથે કાંઈ વાતચીત, જરી હસવા હારવવાનું, જરા ટોળ છે, ટપ્પાં છે, જરા કોઈને ખીજવ્યા છે, એવું એવું કરતાં તો મેં તમને કોઈ દિવસ જોયા જ નહિ! અરે! શું કેશુકાકા, આ તે કાંઈ જીવન છે! મારે એક દિવસ તમારે ત્યાં આવવું છે!'

'એક દિવસ શું કરવા, આજે જ ચાલોને!'

'ના, એમ નહિ. મારે આવીને કાકીને ફરિયાદ કરવી છે. આ શિયાળામાં તમને કાંઈ બદામપાક–કોળાંપાક ખવરાવે!'

કેશુભાઈ ધીમું હસ્યા: 'બદામપાક ને કોળાંપાક! મોહનલાલ! તમે પરણ્યા નથી એટલે બધું સાંભરે છે! પરણશો ને બે ચાર છોકરાં થાશે, પગાર રૂપિયા મારા જેટલો મળતો હશે, એક છોકરો મેટ્રીકમાં હશે, એક દીકરી પરણવા લાયક હશે–બધું ભૂલી જશો ભાઈ!'

'અરે વાત છે કાંઈ કાકા!' મોહનલાલે ગુસ્સાથી જવાબ વાળ્યો: 'આપણું શરીર બરાબર હોય તો નાણાં તો ત્રણ લોકમાંથી વરસે છે!'

'મોહનલાલ! હજી ભાઈ તમે દુનિયા જોઈ નથી. લ્યો, મારો જ દાખલો લ્યો. મારા જેવો કોઈ સુખી છે?'

'અમને તો સૌને લાગે છે કાકા! કે તમારા જેવું કોઈ સુખી નથી!'

'ત્યારે હું તમને કહું મોહનલાલ, મારા જેવું કોઈ દુઃખી નથી!'

'સુખ દુઃખ તો કાકા, મનના તરંગ છે!'

'એ સાચું ભાઈ! પણ આવતી કાલે છોકરાની ફી ભરવાની હોય, પરમ દિવસ દૂધવાળાને આપવાના હોય, ત્રીજે દિવસે દીકરીને વળાવવાની હોય, ચોથે દિવસે એકાદ જણના ઉછીના ચૂકવવાના હોય–મોહનલાલ! ત્યારે સુખ દુઃખ મનના તરંગ હોય તેમ જણાતું નથી. ત્યારે લાગે છે કાં આપણામાં, કાં જીવનવ્યવસ્થામાં, કાં નવી પરિસ્થિતિ ન સમજવામાં–પણ ક્યાંક એવી ગુંચ પડી ગઈ છે કે જો એ નહિ



ઉકલે તો આપણે ઉકલી જઈશું ! પણ બોલો, કાંઈ વધારાનું ફરફરિયું આજ દેખાયું ?'

'આજ તો કાંઇ નથી કાકા !'

'થયું ત્યારે. મારે હવે દોડવું પડશે. આજ મોડું થઈ ગયું. આજ તો વહેલું પહોંચવાનું હતું !'

'હવે બે ઘડી આમ કે બે ઘડી તેમ—ચાલોને, ચા પાણી કરતા જાઇએ !'

'ના રે મોહનલાલ ! મારે તો જઈને ચૂલા પાસે બેસી જવું પડે તેમ છે !'

'કેમ કેમ ? અમારાં કાકી માંદાં છે કે શું ?'

'માંદાં નથી પણ જરાક હોસ્પીટલમાં જવું પડે તેવું થયું છે !'

'હા. ત્યારે તો છઠ્ઠું ધોરણ કે સાતમું ?' મોહનલાલ ટીખળ કર્યા વિના રહી શક્યો નહિ.

કેશવલાલે એને એક હળવો ધપ્પો લગાવ્યો: 'અરે ! જા રે ! તું તો એવો જ રહ્યો ! બટક-બોલો ! લે હવે હું જાઉં !'

'પણ ધોરણ તો કહેતા જાઓ... '

'જા જા બોટીવાર નહિ તો...'

મોહનલાલ હસતો હસતો ત્યાંથી ફરી ગયો. પણ એટલામાં રસ્તાની બીજી બાજુના 'ફુટપાથ' ઉપર કોઇક છોકરીને એણે ઉભેલી દીઠી અને એ તરફ વળી ગયો. '

રસ્તો ઓળંગતાં કેશુકાકની દૃષ્ટિ ત્યાં પડી. ને એ મનમાં જ બોલી ગયા: 'આપણે આ રચી કાઢયું સંસારનું ચક્ર, અને હવે એમાં ઉકેલ જડતો નથી. પણ એનો ઉકેલ જાતે શોધે ત્યારે. ન શોધે તો શું થાય પછી ? ઉકેલ ન જડે તો કોણ ઉકેલ આપવા આવે ?'

[ ૨ ]

કેશુકાકાને જરાક ફિલસુફ કહી શકાય. આજ ચિંતામાં હતા, નહિતર કોઇને કાંઈ ગઝલ—અરે પ્રારબ્ધ તો ઘેલું ! ' કે એવી—કોઇને કોઇ ગઝલ એમના હોઠ ઉપર રમતી જ હોય ! મોહનલાલથી છુટા પડીને એ ઘર તરફ જવા માટે ઉતાવળે ઉતાવળે ચાલવા લાગ્યા. રસ્તામાં જ એનો મોટો છોકરો એની રાહ જોઈને ઉભેલો દેખાયો. કેશુકાકાના પેટમાં ફાળ પડી. તેમણે ઉતાવળે કહ્યું: 'કેમ નાગેન્દ્ર ? શું છે ?'

નાગેન્દ્રે એની સામે એક ચીઠી ધરી: 'ડોકટરે કહ્યું છે, આ જલદી લાવજો !'

'પણ આ છે શું નાગેન્દ્ર ? તારી બાને કેમ છે ?'

'સારું છે. પણ આ 'ઇન્જેક્શન' જલદી જોઈએ !'

'તે તું લઈ આવને, દોડ, લે હું પૈસા આપું ...' કેશુભાઇએ ખીસામાં હાથ નાખ્યો. એમના મનને એમ હતું કે ખીસ્સામાં એક પાંચ રૂપિયાની નોટ પડી છે. પણ એમનો હાથ ભોંઠો પડયો. એક કાણા-વાળું કાવડિયું માત્ર એમના હાથમાં આવ્યું !

એમને હવે સાંભર્યું. પાંચની નોટ તો કાલે વપરાઇ ગઈ હતી. અત્યારે સિલિકમાં સિલિક આ એક કાવડિયું જ હતું !

તેમણે નાગેન્દ્ર સામે જોયું. 'તું ઓળખતો નથી દાસભાઇને ? દોડને !'

'પણ આ તો કયાંય મળતું જ નથી. કેવળ... એક ઠેકાણે... '

નાગેન્દ્રનાં જવાબે કેશુભાઈના પેટમાં સો મણ ઉનું તેલ રેડાઈ ગયું. 'કેવળ એક ઠેકાણે' એટલે શું એ એ સમજતા હતા. "કેવળ એક ઠેકાણે" એટલે કાળાબજારમાં. એવી ચીજ એનો કેટલા દિ'નો પગાર ઉપાડી જાશે—ને તો પછી—આવતે મહિને બે છેડા શી રીતે મળશે—એની ચિંતામાં એમને ચક્કર આવી ગયાં !

એ પડી જ જાત—પણ નાગેન્દ્રે એમને ટેકો દઇ દીધો હતો, અને એના હાથમાંથી થેલી ઉપાડી લીધી હતી.

હવે આનું શું કરવું એની ચિંતામાં બન્ને બાપ દીકરો ઘરભણી ગયા. ઘરમાં જઇને પહેલવહેલાં કેશુ-





ભાઇ ચા ગટગટાવા માટે ' ટેબલ, પાસે ગયા. ત્યાં એની દીકરી નીલમણિ ચાનો કપ લઇને જ આવી. એના ઉપર આવે પ્રસંગે ઘરનો કારભાર આવી જતો. એટલે એ આવની કાલનો વિચાર કરવાનું અનુભવથી શીખી ગઈ હતી. તેણે ચાનો પ્યાલો પિતાના હાથમાં આપતા કહ્યું: ' બાપુજી ! માસ્તર સાહેબે કહ્યું છે કે ફી નહિ આવે તો હવે નામ કાઢી નાખીશું !'

નીલમણિએ ત્રણ દિવસ થયાં ફી માગી હતી. પણ એ આપવાની રહી ગઈ હતી. પણ અત્યારે કેશુભાઇનું મગજ ચિંતાના ભારમાં હતું. એટલે એક પળભર એ વાત ભૂલાઇ ગઇ. તેણે નીલમણિને જ ઉધડી લીધી. ' પણ ત્યારે તું છેક છેલ્લી ઘડીએ શું ફી માગવા આવે છે ? તમારા કોઇનામાં અકકલ છે કે નહિ ? શું મારા શરીરમાંથી પૈસા ઉગે છે ? હું શું પૈસાનું ઝાડવું છું ?'

કેશુભાઇનું કામ ગ્રામોફોન જેવું થતું ગયું. એ કયાં અટકશે એ કહેવાય તેવું ન હતું. પણ છોકરી નીલમણિ પાસે વ્યવહારુ દૃષ્ટિ હતી. એ ત્યાંથી એ વખતે ખસી ગઇ. બહાર જતાં જ એનાથી ધ્રૂસ્કો મુકાઇ ગયો પણ એનો બીજો ભાઈ દેવેન્દ્ર પડખેથી દોડતો આવ્યો, તેણે તેનો હાથ ઝાલીને એને પાસેના ખંડમાં લઈ લીધી. ' બેન ! તું જોણે છે કે મોટા-કાકા અત્યારે કેટલી ચિંતામાં છે ?'

' પણ તો પછી દેવેન્દ્ર ! કાલે તો મને કોઈ પેસવા નહિ દે !'

નાનકડા દેવેન્દ્ર પાસે એનો શું જવાબ હોય ? બન્ને ભાઇબેન ત્યાં થોડીવાર બેઠાં. કેટલીયે વાર સુધી જમીન તરફ જોઇ રહ્યાં !

પણ જમીન કોઇને જવાબ આપવાને ટેવાયલી નથી. એટલે એણે એમને પણ કાંઇ જવાબ ન વાળ્યો.

થોડીક વાર પછી બન્ને જણાં ઉઠીને ધીમે પગલે કેશુભાઇના ' રૂમ ' તરફ ગયા ત્યાં એમણે નજર કરી તો નાગેન્દ્ર એક ટ્રંક જેવું ખોલીને એમાંથી કાંઇક કાઢી રહ્યો હતો.

બન્ને છોકરાં ભયગ્રસ્ત આંખે એ જોઇ રહ્યાં.

નાગેન્દ્રના હાથમાં સોનાની બંગડી હતી. નીલમણિને એનો અર્થ સમજતાં વાર ન લાગી. તે ઉતાવળે ઉતાવળે નાગેન્દ્રને બહાર નીકળતો જોઇ તેની પાસે ગઈ: ' નાગેન્દ્ર ! હું આવતી કાલથી ભણવાનું છોડી દઉં છું. ઘેર પણ ભણાય છે. નોકરીનું ન ભણાય-પણ બીજું તો ભણાય નાં ? તું બાની બંગડી પાછી મૂકી દે. મારે બાનાં ઘરેણાં વેચીને ભણવા જવું નથી !'

નાગેન્દ્રે કહ્યું: ' બેન ! તારા ભણવા ન ભણવાનું તો ઠીક, દેવેન્દ્રના અભ્યાસનું પણ ઠીક, આ તો આપણે હાડકાં ને ચામડાં ભેગાં રાખવા માટે કાઢી નાખવી પડે તેમ છે. આના વિના કોઈ પૈસા આપે તેમ નથી. ને પૈસા વિના જે બજારમાંથી આ દવા લાવવાની છે તે મળે તેમ નથી. મોટાકાકા આપણા પાડોશીને ત્યાં ગયા છે. મને ત્યાં જલદી જવા દે.'

આટલું બોલીને નાગેન્દ્ર ઝપાટાબંધ પડખેવાળા એના પાડોશીને ત્યાં ગયો.

[૩]

પણ નાગેન્દ્ર ત્યાં જઇને ઉભો રહ્યો અને એના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

એને એમ હતું કે છેવટે બાની સોનાની બંગડી બાના ખપમાં તો આવે છે.

એના ઉપર પૈસા લાવીને પણ આ પરિસ્થિતિ-માંથી અત્યારે ઉગરી જવાતું હોય તો ઠીક. પછી દેખી લેવાય પણ અાંહીં તો વસ્તુસ્થિતિ જ જુદી હતી.

પડખેવાળા નગીનભાઈ કહી રહ્યા હતા કે: 'કેશુભાઈ ! તમે આવ્યા છો એટલે હું ના પાડી શકતો નથી. પાંચ પચીસ લઇ જાઓ તે ભલે, પણ ભાઈસા'બ ! સગા ભાઇને પણ કાળો અક્ષર આપવાની વાત નહિ ! તમે ગુપચુપ મુકી જાઓ, ને ગુપચુપ પૈસા આપીને પાછી લઇ જજો. બાકી કાંઇ કાપી આપવાની વાત કરતા નહિ !'

સામાન્ય પ્રસંગોમાં તો કેશુભાઇએ આની



વાતમાં કોઈ હરકત જેવું હોત નહિ. પણ હમણાં કોણ જાણે શું હતું, દવામાંથી જાણે માણસાઈ ઉડી ગઈ હતી કે ગમે તેમ, કેશુભાઈને એમ પીળે પાને વાત કરવામાં તો હજારવાતનું જોખમ લાગવા માંડ્યું !

પણ ત્યારે બીજું શું થાય તેમ હતું? છેવટે હા ના કરતાં એમ ને એમ બંગડી મૂકીને કેશુભાઈએ પૈસા લઈને નાગેન્દ્રને દોડાવ્યો !

નાગેન્દ્ર જ્યારે ત્યાં બજારમાં ગયો ત્યારે ખબર પડી કે વસ્તુ ખલાસ થઈ ગઈ હતી !

વળી પાછું 'કેવળ એક ઠેકાણે!'. એની સામે આવીને ઉભું રહ્યું. એ આકુળવ્યાકુળ થઈ ગયો. એક તરફથી ડોક્ટરની સૂચના હતી કે જેમ બને તેમ જલ્દી આવવું. બીજી તરફ પિતાએ માંડમાંડ પૈસાનો બંદોબસ્ત કર્યો હતો, ત્યાં આંહીં જે વાત થઇ તે સાચી હોય, ખોટી હોય, કે ગમે તે હોય પણ અત્યારે તો એ છેલ્લો શબ્દ હતો!

**હવે શું થાય?**

તે ત્યાં મૂંઢની જેમ ઉભો રહ્યો. એની આંખમાં એક નાનકડું આંસુ પણ દેખાયું !

દયાવૃત્તિથી પ્રેરાયો હોય તેમ પેલા દુકાનદારનો ભાઈ ગુમાસ્તો બોલ્યો: 'નાગેન્દ્રભાઈ! એક રસ્તો છે. ચાલોને જરા મારી સાથે-તમારું કામ થતું હોય તો!'

બન્ને જણા ઉતાવળે ઉતાવળે એક પછી એક પોળ વટાવતા એક છેક ખુણે પડેલા કોઈ ઘરને ચોથે માળે પહોંચ્યા!

ત્યાં નાગેન્દ્રને બરાબર બેસાડી પેલા પરોપકારી ભાઇ અંદર ગયા!

[ હપ્તા ૨, ૩, ૪, ૫, એ ૬ નો સાર ]

નાગેન્દ્ર ત્યાં પુસ્તક જોતો બેઠો ત્યાં એક જુવાન આવ્યો. તેનું નામ હરુભાઈ. હરુભાઈએ દવા આપી-પણ બીલ માગ્યું ત્યારે તેનો તિરસ્કાર કર્યો. ઉપાય કાંઈ હતો જ નહિ. ઉતાવળે ઘેરે પહોંચ્યો, પણ રાત પડી ગઈ હતી. પછી તો ડોકટરનું દવાખાનું, ત્યાં પણ ખાસ ફી, રવિવારે વીઝીટના બમણા દામ, એ ચક્રમાં કેશુભાઈને બીજી બંગડી મૂકવાનો વખત આવ્યો. તે છતાં ચશ્માંવાળા ડોકટરને ત્યાં પહોંચીને રવિવારનો ગમે તે વધારે ચાર્જ આપીને પણ તાત્કાલિક સારવારનો બંદોબસ્ત કરાવ્યો. ત્યાં ચશ્માવાળાએ બીજી દવાએનું લીસ્ટ આપ્યું-આ લાવો!

કેશુભાઈ પૈસાનો બંદોબસ્ત કરવા દોડયા. નાગેન્દ્ર ત્યાં ચશ્માવાળાના કંપાઉન્ડમાં પેલું લીસ્ટ હાથમાં રાખી બેઠો રહ્યો. થાક્યો હતો. આડો થયો. ઉંઘ આવી ગઈ. પેલા હરુભાઈ આ ડોકટરના દીકરા યોગેશના મિત્ર થાય-ને ટેનીસ રમવા આવ્યા. બન્ને જણ આ નાગેન્દ્રને આંહી જોઈ ઘૃણાસ્પદ મશ્કરી કરી ગયા હતા-તે યોગેશની બેન નલિની સાંભળી ગઈ. તેણે સહાનુભૂતિ બતાવી. બન્નેને ઠપકો આપ્યો. નાગેન્દ્ર પાસેથી નીકળતાં પડી ગયેલી લીસ્ટની ચીઠ્ઠી દીઠી. લઇ લીધી. ને પોતે એ જ વખતે મોટરમાં બેસી, 'કેમીસ્ટ'ની દુકાનેથી દવાઓ દવાખાને પહોંચતી પણ કરી દીધી.

અને પછી આ આખા જીવનવ્યવહારના કંટાળાથી છૂટવા એક કોઈ ગુરુદેવ જેવા ગામ બહાર રહેતા હતા ત્યાં જવા નીકળી.

રસ્તામાં અકસ્માત થયો. પણ ગુરુદેવની ઝુંપડી પાસે જ એ થયો. એને સારવાર કરવા ઝુંપડીમાં લઈ ગયા.

આ તરફ નીલમણિ પણ નાગેન્દ્ર અને પિતાની મુંજવણ જોઈ આ ગુરુદેવ પાસેથી કાંઈક રસ્તો મેળવવા માટે ત્યાં આવી રહી હતી. જ્યારે પેલા બે જણા યોગેશ ને હરુભાઈ નલિનીની શોધમાં નીકળતાં આ તરફ આવી રહ્યા હતા. ગુરુદેવની ઝૂંપડી પાસે નીલમણિ ગઇ ખરી, પણ કોઈ સ્ત્રી અંદર છે એટલે ખમચાઈ પાછી ફરી. પણ એની સન્જ્ઞા આવી જતાં ગુરુદેવ પાછળ દોડયા.

એ દોડ પાછી આંહીં-યોગેન્દ્ર ને હરુભાઈની મોટર સાથે ભટકાણી. ત્યાં બધું પ્રગટ થયું. નલિની પણ મળી ને પેલા બે જણાએ પણ પોતપોતાના





પપ્પાને સમજાવીને વધુ પૈસા કેશુભાઈના પાછા અપાવવાનું નક્કી કર્યું. ત્યારપછી શું થયું ?

[ ૪ ]

બ્રહ્મદેવને એકલું ન ગમ્યું એટલે એણે સૃષ્ટિ ઉત્પન્ન કરી. વાર્તાકારને એકલું ન ગમ્યું, એટલે એણે વાર્તા ઊભી કરી ! પણ વાર્તા અને વનિતા એ બન્ને દુનિયાના આદિકાલથી સાથે જન્મ્યાં છે, અને અંતકાલ સુધી સાથે જ રહેવાનાં છે. વાર્તાને વનિતા વધારે પ્રિય છે કે વનિતાને વાર્તા વધારે પ્રિય છે કે પછી એ બન્ને એક બીજામાં ઓતપ્રોત છે, એ કોયડાનો ભેદ હજી સુધી તો કોઈ ઉકેલી શક્યું નથી! પણ સ્ત્રી હોય નહિ; જેમ સૃષ્ટિ પ નહિ—તેમ એના વિના વાર્તા પણ થાય નહિ ! આ વાર્તાનો દાખલો લ્યો. એ ઊભી થઈ-એક વનિતાની માંદગીમાંથી. જશોદાની માંદગી. એમાંથી છેવટે રસ્તો નીકળ્યો, બીજી વનિતાના માનવતાભર્યા પ્રેમમાંથી. નલિનીએ કેશુભાઈને દવા અપાવી દીધી હતી એ વાત આગળ આવી ગઈ છે. વાર્તાનું એ મધ્યબિંદુ હતું.

હવે આ વાર્તાનો અંત આવે છે, તે પણ એક વનિતાના નિશ્ચયાત્મક પગલાંથી.. આ પગલું લેનાર નિલમણી. એ કેશુભાઈની પુત્રી. એણે શું પગલું ભર્યું ?

એ પગલા વિષે આપણે વધુ જાણીએ તે પહેલાં આ આખું નાટક પાછું રાગે પડી ગયું હતું તે જાણી લેવું જરૂરી છે. જેમ જતા હતા, તેમ જ કેશુભાઈ ઑફીસે જતા હતા. મોહનલાલ પણ જતા હતા. પાછા બન્ને શાક દાતણ ને ચાનાં પડીકાં લાવતા થઇ ગયા હતા.

પેલા ગુરુદેવની પર્ણકુટી પાસે યોગેશ ને હરુભાઈ —એમ બોલી ગયા હતા ખરા, કે કાળા બજારના પૈસા કેશુભાઇને પાછા અપાવી દેશું વગેરે—અને તેમણે બન્નેએ પોતપોતાના 'પપ્પા'ને સમજાવવાનુ વચન પણ આપ્યું હતું! પણ આ જમાનાના 'પપ્પાઓ' એમે કાંઇ કીકલા નથી, કે હાથમાં આવેલા પૈસા છોકરાના કહેવાથી પાછા આપી દે. 'પપ્પાઓ' જુના વખતથી જ કવિતા છોકરાઓ માટે રાખતા આવ્યા છે, અને નગદનાણું પોતા માટે રાખતા આવ્યા છે! એટલે એ જુનો સંસાર થોડા જ દિવસમાં પાછો જેમ ચાલતો હતો તેમ ચાલવા મંડી ગયો! જાણે કે વચ્ચેનું કોઈ નાટક બન્યું જ ન હોય! પેલી જીપકાર, ગુંડાઓ, હરુભાઇ, ડૉ. ચશ્માવાળા, યોગેશ, પેલી નર્સ, મોહનલાલ, સુશિલા, અને છેલ્લે છેલ્લે આવેલા ડેપ્યુટી સાહેબ પ્રાણશંકર —નહિનહિ તો એકાદ ડઝન પાત્રો ભેગાં કરેલાં, અને એ સઘળાં જાણે આ નાટકના રંગમાં આવી જશે એમ થોડો વખત લાગ્યું હતું, પણ એમને એમનાં પોતાનાં નાટકો હતાં, અને એ એમને માટે વધારે સાચાં હતાં, એટલે એ સૌ પોતપોતાના નાટકમાં પડી ગયા. યોગેશ ને હરુભાઇ ટેનીસ રમવા મંડયા. નલિની કાંસકો લઇને અરીસા પાસે ઊભી વાળ ઓળવા મંડી. અને વાળ જરા વધારે લાંબા થયા હતા એટલે વધારે વખત લેવા મંડી ! ડૉ. ચશ્માવાળા વિજ્ઞાનની સિદ્ધિ ઉપર ને પોતાના 'બેંક બેલેન્સ' ઉપર અને સાથે સાથે 'ઇન્કમ ટેક્ષ'માંથી બચવા ઉપર, જેટલી નજર રાખતા હતા તેટલી જ નજર રાખવા મંડયા હતા! મોટરના બબ્બે અકસ્માત આ નાટકમાં થઇ ગયા છતાં કોઈ મર્યું નહિ એ સદ્‌ભાગ્ય હતું. પણ તમે કહેશો, આ બધાનું પછી થયુ શું ? તો જુઓ, હું તમને કહી દઉં! એમાંનો કોઇ મારો પાડોશી ન હતો કે સગોવહાલો ન હતો! એમાંના કોઇને હું ઓળખતો પણ ન હતો. એમાંથી કોઈકને ચુનીલાલ વર્ધમાન શાહ તેડી લાવેલા તો બીજાને પ્રાણલાલ મુનશી કોર્ટમાંથી ઘસડી લાવેલા! 'લ' અને 'ળ'નો ભાષામાં જેમ અભેદ મનાયો છે તેમ સંસારમાં માસ્તરનો અને કારકુનનો પૈસા પરત્વે અભેદ મણાયો છે, એટલે કેશવલાલ ને મોહનલાલ થોડો વખત વચ્ચે માસ્તર જેવા લાગેલા ને એમને ડરાવવા એક ડેપ્યુટી પણ આવ્યા હતા!

પણ જળમાં જેમ બુદ્‌બુદ્‌ થાય ને અદશ્ય થઈ જાય ને મૂળ પ્રવાહ ચાલતો રહે તેમ કેશુભાઇ રહ્યા, એની શાકથેલી રહી, એની મધ્યમવર્ગને ભીંસી નાખનારી અડચણો રહી, અને એમાંથી રસ્તો શોધ-

વાની એમની મથામણ રહી. કેશુભાઈ હજી પણ ચિંતાભરેલી મુખમુદ્રા લઈને બજારમાંથી આવતા મારી નજરે પડે છે! એક કેશુભાઈ નહિ—એક હજાર કેશુભાઈ!

પણ બહાદુર છોકરી તો એની નીલમણિ—કે એણે પોતાની હૈયાઉકલતથી આ પરિસ્થિતિનો સાચો ઉકેલ એક દિવસ શોધી આપ્યો! જાણવા જેવું તો એ છે.

કેશુભાઇ જરાક ફીલસુફીવાળા તો હતા જ. એ હવે પેલા ગુરુદેવ પાસે ઘણી વખત જતા આવતા થયા હતા. એક દિવસ એ પ્રમાણે એ ત્યાં ગયેલા. ત્યારે એમના મગજમાં અનેક વાતો રમી રહી હતી. એમની કલ્પના માત્રથી કાંઇ સમાજ એક દિવસમાં બદલી જાય એ તો શક્ય જ ન હતું, એટલે જ્યારે પેલા ગુરુદેવે એક વાક્ય કહ્યું કે 'આત્માથી આત્માનો ઉદ્ધાર કરવો' ત્યારે કેશુભાઇ તો તે દિવસે એના જ ઊંડા ચિંતનમાં પડી ગયા! એમને લાગ્યું કે પોતાની જ નબળાઈથી માણસ પોતાનો કોયડો વધારે મુશ્કેલ બનાવી દે છે. એ ઘેર આવ્યા. પણ એમનું ધ્યાન જમવામાં ન હતું, વાત કરતા હતા, પણ જવાબમાં ઠેકાણું ન હતું એમનાં વહુ જશોદાએ એ જોયું અને એને પૂછયું પણ ખરું: 'આજ કાંઇ થયું છે ઓફીસમાં?'

કેશુભાઇનું ધ્યાન પોતાની અંદરની વાતમાં હતું એટલે એમણે વિચિત્ર જવાબ આપ્યો: 'સારા ભીંડા તો આઠ આને મળે છે!'

'પણ મેં તમને ભીંડાનું કયારે પૂછયું? કહુંછું કાંઈ ઑફીસમાં થયું છે?' જશોદાએ કહ્યું:

'ના'

'ત્યારે રસ્તામાં કાંઈ થયું છે?'

'ના'

'પણ ત્યારે આટલા નનૈયા ભણો છો—એના કરતાં એક વાત કરોને! શું છે તે આટલી ચિંતામાં પડયા છો?'

'તારી બંગડી આ વખતે પણ નહિ છોડાવાય!'

'પણ એમાં શું થઇ ગયું? એ કયાં તમારે પહેરવી છે, પહેરવી છે તો મારે નાં?'

'પણ આવતા બાર મહિનાના બજેટમાં કયાંય બંગડી છોડાવવાની જોગવાઇ નથી.' કેશુભાઈ ધીમેથી બોલ્યાઃ 'એનું શું?' અને જો, આ નીલમણિના વિવાહ આમ ઝપાટામાં થઇ જાય, સારામાં સારે ઠેકાણે—રૂપિયા ફકત પંદરસો જોઈએ...એ પણ માથે લટકે છે! કયે ઝાડેથી ખંખેરવા?'

'અરે! એનું ઠેકાણે પડતું હોય તો મારો હાર... ...'જશોદા મોઢેથી બોલી ગઈ.

પણ જશોદાનો બોલ એના મોંમાં જ રહી ગયો. બારણું ઉઘાડીને ત્યાં નીલમણિ પોતે ઊભી હતી. એને જોતાં જ બન્ને—માબાપ—એક સાથે બોલી ઉઠયાંઃ 'આવને નીલુ.. તું કોઇ દિવસ.... આપણે આ પોળ—પેલાં હરદયાલના બહેન રહે છે તે.... ત્યાં ગઇ છો?....'

પણ નીલમણિએ પોતાની માનો શબ્દ પકડી લીધો હતો. આ પોળની વાત પણ પોતાના વિવાહ વિષેની જ હતી.

થોડો વખત આ ઘરને વ્યવસ્થિત કરવામાં ન આવે, અને ફરી ગયેલી પરિસ્થિતિ સાથે તાલીમ મેળવવામાં ન આવે—તો આ આખું ઘર, એની પ્રિય માતા, એના પિતા, એના બન્ને ભાઇઓ—નાગેન્દ્ર ને દેવેન્દ્ર—સઘળાં, જેમ ઉંચી કરાડ ઉપરથી માણસ ધસમસતા પાણી પ્રવાહમાં ફેંકાઈ જાય, તેમ ફેંકાઈ જવાના હતા. આ પ્રવાહ પાણીનો ન હતો— ભયંકર જરૂરિયાતોનો હતો! ઊભી કરેલી જરૂરિયાતોને સાચી જરૂરિયાતોથી જૂદી પાડવી—એ એક જ એનો ઉકેલ હતો.

એટલે એણે મક્કમતાથી જવાબ આપવામાં અને પોતાના નિશ્ચયને તત્કાલ પ્રગટ કરવામાં સૌનું હિત જોયું. એના ઉપરથી પસાર થઇ ગયેલા સંકટના એક વાદળે એને હિમ્મતવાન બનાવી દીધી હતી.

તે બે ડગલાં આગળ આવીઃ 'બાપુજી!' તેણે દ્રઢતાથી કહ્યું: 'મારી બાને જ્યારે અસહ્ય માંદગી દેખાતી હતી, તે વખતે મેં એક માનતા માની છે,





આપણે એનો હવે નિર્ણય કરી નાખવાનો છે . . ' કેશુભાઇ એટલા તંગદિલ થઇ ગયા હતા કે કોઇક ખર્ચની વાત આવતાં એના પેટમાં ધ્રાસકો પડી જતો. અત્યારે પણ આ પાંચપચીસના ખર્ચની વાત એને ચિંતા આપી ગઇ. માનતાનો અર્થ એ થતો હતો. એટલામાં નીલમણિએ ફરીને કહ્યું:

'બોલો બાપુજી ! તમે ને બા–બન્ને કરો તેમ હો, તો હું બોલું–ને નહિતર મુંગી રહું !'

'કેટલુંક ખર્ચ થાશે બેટા ?' કેશુભાઇએ જવાબ વાળ્યો.

'ખર્ચ કાંઇ બહુ નથી ?. . . . .' નીલમણિએ સહેજ સ્મિત કરતાં કહ્યું: 'પણ મન મક્કમ જોઇએ.'

'તો પણ ? . . . .'

'બહુ જ થોડું. જુઓને, કેટલુંક તો હું પોતે લાવીશ. આપણે પેલાં નલિની બહેન ખરા નાં ?. .

'આપણને મદદ કરી હતી તે ?'

'હા...એ'

'આપણે તો એને પછી મળ્યાં નથી. . એના પૈસા પણ આપવાના છે . . .' કેશુભાઇએ કહ્યું.

'એ બધી વાત મેં એમને કહી છે બાપુજી ! એમણે મારે માટે એક નાનું સરખું 'ટ્યુશન' શોધી આપ્યું છે. સાંજનું છે. એટલે સવારે હું રસોઇમાં પણ મદદ કરી શકીશ ને સાંજે આ કામ પણ થશે.'

એ 'ટ્યુશન'ના પૈસા નલિની બહેનની દવામાં વાળી દઇશું !

આપણે કોઇની મદદ લેવી નથી. એ લોકો ઐચ્છિક રીતે બધાને માટે પોતાનું વર્તન ફેરવે એટલું જ ઇચ્છવાનું છે. પણ પછી તમારે મારી માનતાનું કરવું એ 'પડશે'.

'ભલે કરીશું. ક્યાં અંબાજી જવાનું છે ?'

'ના. જવાનું ક્યાંય નથી. માત્ર તમારે વચન આપવાનું છે.'

કેશુભાઇ નીલમણિ સામે જોઈ રહ્યા. આ એની પુત્રી, બન્ને દીકરાઓ કરતાં આગળ હતી. પરિસ્થિતિનો સાચો તાળો મેળવવા એ મથી રહી હતી તેમને મન એનું વેણ કિમતી લાગ્યું. એમણે કહ્યું:

'વચન આપ્યું નીલમણિ–એકથી સોનું ભલે ખર્ચ થાય . . . .'

'ત્યારે જુઓ બાપુજી !–અને બા ! તમે પણ સાંભળો. તમે તમારી બંગડીઓ આ મંદવાડમાં મૂકી. . હવે હાર વેચવાની વાત કરો છો . . . . બધું વેચી લીધા પછી કોને વેચશો ! આમાંથી શું સાચો ઉકેલ એ રીતે નીકળે ? એ રીતે કોઇ દિવસ નીકળે ?' કેશુભાઇ ખરેખર વિચારમાં પડી ગયો. પરિસ્થિતિ પ્રમાણે ફરવાની અશક્તિ જ જો રહેવાની હોય, તો તો છેવટે જાત વેચ્યે પણ આમાં આરો ન આવે ! પણ ત્યારે કરવું શું ? એના મનમાં મોટો પ્રશ્ન થઇ પડયો. ત્યાં નીલમણિ બોલી: 'આપણે બાપુજી ! હમણાં કોઈ નવું ખર્ચ કરવાપણું નથી. મારે તમને એ કહેવાનું હતું.

સારી માનતા પાંચ વર્ષની છે. ત્યાં સુધી આ ઘેર કોઇ ઉત્સવ ન થાય. એવી માનતા છે !'

'અરે ! અરે ! ગાંડી થઇ છે કે શું ? આપણે જમાના પ્રમાણે ઓછું ખર્ચ કરીશું !'

પણ નીલમણિ સમજતી હતી. એના જ પડોશમાં એક વખત એણે એક એવું કુટુંબ જોયું હતું, જેમાં દીકરી, પોતાનાં માબાપને ટકાવવા, પાંચ વર્ષનો ઐચ્છિક સંસાર ત્યાગ કરી શકી હતી ! સાદાઇથી–તદ્દન સાદાઇથી–બાપુજી ઉત્સવ ઉજવે, તો પણ ભાર વધવાનો જ હતો. બીજી રીતે નહિ તો આ રીતે કે પોતે મદદ આપતી બંધ થાય: અને વારંવાર ખર્ચ કરાવતી થાય. જ્યારે અત્યારે તો કુટુમ્બનું દરેક માણસ પોતાનો ભોગ આપે એ જરૂરનું હતું અને પોતાના બન્ને ભાઇ દેવેન્દ્ર નાગેન્દ્ર ઉપર જ એ ભાર પડવાનો હતો.

એટલે એણે એનું એ ફરીને કહ્યું: 'પણ મેં તો બાપુજી ! માનતા લીધી છે. પાંચ વરસ સુધી મારા વિષે તમે કાંઈ વિચાર કરશો તો પણ એ પાતક ગણાશે ! અમારા એક શિક્ષક કહેતા હતા, "આત્માથી આત્માનો ઉદ્ધાર કરવો !"

કેશુભાઇને પેલા પર્ણકુટિવાળા ગુરુદેવ સાંભર્યા. આત્માની મોટી વાત જવા દઇએ–તો પણ સામાન્ય




બુદ્ધિથી આ સમજાય તેવું છે કે આપણે જમાના પ્રમાણે ફરી જ જવું જોઇએ! ગમે તેટલી અપ્રિય વસ્તુ લાગે છતાં . . . . .'

કેશુભાઈએ તે વખતે તો નીલમણિને કાંઈ વધુ કહ્યું નહિ. પણ બીજે દિવસે સવારે તેમણે જોયું તો નીલમણિએ આખી ઘરરચના જ જાણે બદલી કાઢી હતી. નાની નાની અનેક વાતોમાંથી એણે એવો તો માર્ગ શોધ્યો હતો—કે કેશુભાઇને પોતાને પણ, પોતાની જાતતપાસ જરૂરી લાગી. એ વિચાર કરી રહ્યાઃ 'બંગડી મૂકવાનો પ્રસંગ ક્યાંથી ઊભો થયો ?'

અને એમણે મનમાં જ ગાંઠ વાળી લીધી.

'આ ઘરમાં હવે "દેવનાં–દીધેલ" અતિથિઓ વધારે પડતા આવી પડે તો એનો કોઈ દિવસ આરો જ ન આવે!

એટલામાં તો એમણે એક બીજું દૃશ્ય જોયુંઃ ચોપડી વાંચતા હોય ત્યારે એને એક બાજુ મૂકીને કામ કરવા માટે એમણે કોઈ દિવસ નાગેન્દ્ર દેવેન્દ્રને દોડતા જોયા ન હતા. આજે એ બન્ને બહાર ચાના પ્યાલા ધોતા હતા!

એટલામાં એમને ચાનો પ્યાલો આપવા આવેલી નીલમણિ બોલીઃ 'બાપુજી! તમારે સાંજની ચા પીવી છે?'

કેશુભાઇ પ્રશ્નનું હાર્દ સમજી ગયા. તેમણે મક્કમતાથી ઉત્તર આપ્યોઃ 'ના.'

નીલમણિ હસી પડીઃ એટલામાં જસોદા દેખાણીઃ 'આ તમારી છોકરીને કાંઇ કહેવું છે? એણે તો કામ કરવાવાળીને કાલ સાંજ સુધીના પૈસા પણ ચૂકવી દીધા! પછી આ ખડકલો વાસણ કોણ ઘસશે?'

'જુઓ બા!' નીલમણિ બોલીઃ 'હવે તમારે કાંઇ કરવાનુ નથી. અમારી ભાઇબેનની કાલ રાતે એક જ્ઞાનગોષ્ટિ થઈ ગઇ છે. એમાં નક્કી થયું છે કે અમારે થોડો વખત ઘરકામમાં પણ આપવો!'

'પછી નપાસ થશો–ત્યારે રોવા કોણ બેસશે?'

'જુઓ બા, ભાઇઓ બન્ને હમણાં થોડી મદદ કરે તેમાં નપાસ ન થાય! એમનો વખત એ ગોઠવી લેવાના છે. આકાશ ફાટયું છે ને જો આપણે એની સામે, સામાન્ય બુદ્ધિના હથિયારથી નહિ લડીએ, તો એ આપણને સૌને ઘસડી જાશે. આ પોળમાં તમે જોતાં નથી? કેટલાં કુટુંબો ધારે તો પોતાનો વ્યવહાર વ્યવસ્થિત ચલાવી શકે તેમ છે? અને છતાં દેખાદેખી, જૂની વાતો, ખોટી આદતો, ડોકટર પણ જાણે દેવ હોય તેવી અંધશ્રદ્ધા–આ સઘળામાંથી કોઈ ઊંચું ન આવે તો પછી કોઇ શું કરે? આપણે આટલું સાધારણ પગલું ભર્યું–તમે શું ધારો છો–કેટલી બચત થાય તેમ છે?'

'ઓ હો હો! આ તમારી છોકરી તો મોઢું નામું રાખવાવાળી નીકળી!'

'પણ એની વાત સાચી છે.' કેશુભાઇ બોલ્યા.

જસોદાએ હસતાં હસતાં કહ્યું: 'અરે! આવતી કાલે જ તમે ઓફીસેથી આવીને બોલવાના છો—આજ તો થાક લાગ્યો છે—તે જરા ચા કરજો!'

પણ નીલમણિએ અભ્યાસ છોડી દીધો. એ વાત કેશુભાઇને કાંટાની પેઠે ખટકી રહી હતી. હવે એમણે દર અઠવાડિયે બધાંએ ભેગાં થઇને–એવી તો સરસ રીતે ખોરાકની, કપડાંની, ઘરની, ખરચ ખૂંટણની વ્યવસ્થા આદરી હતી કે એમને આ કરકસર એક વૈજ્ઞાનિક કોયડાની પેઠે આનંદ આપવા મંડી!

પછી એક દિવસ કેશુભાઇએ નીલમણિને કહ્યું: 'બેટા! તારો અભ્યાસ અધુરો રહે, એ પણ ઠીક નથી. તું આવતી કાલથી હવે જાતી જા...!'

નીલમણિએ જવાબ ન વાળ્યો.

'કેમ બોલી નહિ?'

'તમને મનમાં લાગી આવે માટે'

'શાની વાત છે?'

'અમે ભાઇ બહેને નિશ્ચય કર્યો છે કે બાની બંગડી પાછી આણ્યા પછી જ 'ભણતર'નો વિલાસ.

કેશુભાઇ કેટલીયે વાર સુધી નીલમણિ સામે જોઇ રહ્યા. આવડી છોકરીના મોમાંથી નીકળેલી વાત ભણતરનો 'વિલાસ' એમને અસર કરી ગયો. એમણે પણ દૃઢ નિશ્ચય કર્યો હોય તેમ એને જ કહ્યું:





'બેટા ! પેલી 'ગીતાજી' લાવ તો, હું હવે આજથી ખરો વાનપ્રસ્થ બનું—એક વરસ મળ્યું છે વધારાનું, એટલામાં તૈયારી કરી લઉં ! આપણે જ આપણો કોયડો ઉકેલવાની રીત શોધવી રહી. એ નહિ કરીએ તો પછી—કોઇ તો કોણ કરી આપવાનું હતું ?'

નીલમણિ ગીતાજીનું પુસ્તક આપતી હતી ત્યાં જસોદાએ પ્રવેશ કરતાં કહ્યું :

'તમે સાંભળ્યું કાંઇ ?'

'કેમ શું છે ?'

'આ આપણી પડખે વાળા—જીભાઇ દેવાના ડુંગરા થઇ ગયા—એટલે પોતાની વીનુનાં ઘરેણાં પણ ખાઇ ગયા, તે જમાઇ ઝેર ખાવા બેઠો છે !'

'પણ આ તમારી વીનુને તો સમજાવો !'

'કેમ શું છે ?'

'તમારી બંગડી પાછી આણવાનાણ્યા પછી એ ભણવા જવાની વાત કરે છે !'

'હેં નીલમણિ ?'

'હા બા, એ અમારો નિર્ણય છે.' નીલમણિએ કહ્યું :

'પણ આ નિર્ણય એ શું ભણતર નથી—તે તમે ભણતર ભણતર કર્યા કરો છો ? તમારી બંગડી પાછી ફરશે એને બીજે દિવસેથી હું જઇશ.'[૧]

૧ ઑલ ઇન્ડિયા રેડિયો, અમદાવાદ ઉપરથી "તો પછી ?" એ શીર્ષ નીચે સાત લેખકોની વાર્તામાંથી, શ્રી. ધૂમકેતુના બે હપ્તા.—રેડિયો સૌજન્યથી. અંહી નામ ફેર કર્યો છે.

## સ્વાતંત્ર્યયુગના લેખકો

સ્વતંત્ર ભારતના એક મહત્ત્વના વિભાગ સરખા ગુજરાતમાં લેખકમિલન પહેલીવાર મળે છે. એ પહેલાં મળેલા મિલન પરતંત્ર ભારતનાં હતાં. પ્રાચીન ભારત ગૌરવને ઘટે એવી નવીન સ્વાતંત્ર્યને દીપાવે એવી રાષ્ટ્ર રચના હજી થાય છે. રાષ્ટ્રની નખશીખ મૂર્તિ હજી ઘડાઇ નથી. એ ઘડવામાં ધારાશાસ્ત્રીઓ ધારાના ટાંકણા મારે છે; સત્તાધીશો એ ધારાધોરણને જીવનનાં ચોકઠામાં બેસાડવા મથે છે; શિક્ષણશાસ્ત્રીઓ નવીન માનસ રચના કરે છે. ઉદ્યોગપતિઓ આબાદીની પરબો સરખા ઉદ્યોગો વિકાસવી સ્વાતંત્ર્ય મુર્તિને અલંકારો ધરાવે છે. સૈનિકો એનું રક્ષણ કરવા પોતાના મસ્તકની તેને ભેટ ધરે છે. વાણીના સર્જકો, કલ્પનાના ઘડવૈયાઓ, આદર્શોની ધૂન જગાડનારા લેખકો, સ્વતંત્ર ભારતના ઘડતરમાં કેવો ફાળો આપશે એટલો એક પ્રશ્ન આ પ્રસંગે સહુ લેખકોના હૃદયમાં જાગે એ સંભવિત છે.

ગાંધીજી બીજું ઘણું હતા, સાથે સાથે તેઓ લેખક હતા એ કદી ભુલાય એમ નથી—તેઓ પોતે ના કહેતા છતાં કદાચ એ લેખક ન હોત તો આજ હિંદને સ્વાતંત્ર્ય મળ્યું ન હોત. એમણે સ્વાતંત્ર્ય અપાવ્યું. એજ લેખનવ્યુહના લડવૈયા લેખકો સ્વાતંત્ર્યને જરૂર શોભાવશે, એમાં મને જરાય શક નથી.

રમણલાલ. વ. દેસાઇ.

★

# મૃત્યુંજય

ગ૦ ત્ર્યં૦ માડખોલકર

અનુ૦ જયન્ત પરમાર

એ દિવસે ભગવાન બુદ્ધનો પાટલિપુત્રમાં રાતવાસો હતો. સવારના પહોરમાં એ શિષ્યો સાથે વાતો કરતા હતા ત્યાં એક વીખરાયેલા વાળવાળી બાઈએ ત્યાં દોડતાં આવીને કહ્યું; 'ભગવન્, તમે મૃત્યુને જીતી લીધું છે એમ બધા કહે છે. મારો એકનો એક દીકરો કાલે રાતે જ ઓચિંતો મરી ગયો છે. સજીવન કરીને મને પાછો આપો!'

તે એ શોકમગ્ન માતાએ કકળતે હૈયે કરેલી એ વિનંતીથી તથાગતની આંખો ભીંજાઈ ગઈ. મીઠાશથી એમણે કહ્યું: 'માડી, મેં મૃત્યુને જીત્યું છે એ જે તેં સાંભળ્યું છે તે સાવ સાચું છે–

'એમ ને? તો તો તમે જરૂર મારા દીકરાને જીવતો કરશો!–' એ દુઃખી બાઈ હરખમાં ને હરખમાં વચ્ચે જ બોલી ઊઠી.

'પણ માડી, જે મૃત્યુને જીતે તે મરેલાંને સજીવન પણ કરી શકે એવું નથી. જન્મેલાંને તો મરવાનું હોય છે જ, કુદરતના એ ક્રમને કોઈ બદલાવી શકે નહિ–'

'ત્યારે તમે મોતને જીતી લીધાની ખોટી ડંફાસ જ મારો છો ને?' બાઈએ નિરાશ અને જરા ગુસ્સે થઈને પૂછ્યું

'ના માડી. મોતને જીતવાની મેં ડંફાસ નથી મારી. મોતને જીતવું એ તો સાવ સાદી વાત છે. એ જેવી રીતે મેં સાધ્યું છે એવી રીતે તું પણ સાધી શકે–'

'તો તો મને એની રીત જલદી બતાવો.'

'મોતનાં ભય અને દુઃખ મનમાં ન રાખવાં, એને જ મોત જીત્યું કહેવાય. મોતનાં દુઃખ ને ભયથી જે પર થયું એને મોત શું કરી શકે?'

'ભગવન્, એ બધું વેદાંત તો હું યે સમજું છું. પણ મારો એકનો એક દીકરો સદાને માટે ચાલ્યા ગયાનો એ વિષદંખ મારા મનમાંથી શી રીતે કાઢી શકું?'

ભગવાન બુદ્ધે એ કમનસીબ બાઈને શો જવાબ દીધો એ તો કોને ખબર, પણ એણે ભગવાનને પૂછેલો આ સવાલ કેટલો વાજબ હતો!

'મૃત્યુંજય' શબ્દને તો આપણે રોજ સાંભળીએ છીએ. હાથમાં ખોપરી ધારણ કરીને મસાણમાં જ કાયમનો વાસો કરનાર મહાદેવને પણ ભાવિકો 'મૃત્યુંજય' કહે તો છે; પણ એ યે 'મૃત્યુંજય' હશે? કે આખી દુનિયાને ઉજાડી નાખનાર ઝેરને એક જ ઘૂંટડે ગટગટાવી ગયા એટલે મૃત્યુંજય કહેવાયા? મહાદેવે હળાહળ પીધું એનો શો અર્થ હશે?–કે મૃત્યુવેળા મનમાં હળાહળ જેવી થતી પીડાને મહાદેવે પચાવી એમ પણ કેમ ન હોય? પણ એ મહાદેવ ઉપર પણ દક્ષકન્યાના વિયોગનો પ્રસંગ આવ્યો ત્યારે દક્ષરાજાના હોમકુંડમાંથી બહાર કાઢેલું પોતાની પ્રિયતમાનું શબ હાથમાં લઈને એ શોકાર્ત્ત દેવાધિદેવે જે ભયાનક તાંડવ આદર્યું અને પોતાના એ નૃત્યને ડગલે ડગલે પૃથ્વીને પણ ડચમચાવી દીધી ત્યારે એ મૃત્યુંજય પણ સાવ સામાન્ય માણસની જેમ જ મૃત્યુના દુઃખે દુભાયેલા–ડચકાયેલા લાગેલા!

છતાં મૃત્યુને લીધે થતું દુઃખ ગમે એવું ભયાનક દઝાડનારું હોય તોપણ એમાંથી ઊગરવાનો રસ્તો તો એને ઝેરની જેમ વિવેકથી અજે ઉતારવામાં જ છે; અને એ પ્રમાણે મૃત્યુંજય શબ્દનો જે અર્થ ભગવાન બુદ્ધે એ બાઈને કહ્યો એ જ થઈ શકે. મોતનો ભય અને તેને લીધે થતું દુઃખ બુદ્ધિપૂર્વકના વિચારથી જ જીતી શકાય છે–જીતવાં જરૂરી છે.

એટલે જ શિવાજીના મૃત્યુ પછી આખા મહારાષ્ટ્રમાં અંધાધુંધી ફેલાયેલી જોતાં જ સ્વામી રામદાસે (જેમનું આખું જીવન એક પછી એક દુઃખને બળતું જ આવ્યું હતું) ભગવાનને એવા તો આર્ત્તનાદે બોલાવેલા કે,

**उदास वाटतें जीवीं आतां जावें कुणी कडे**
**तु भक्तवत्सला रामा, बुद्धि दे रघुनायका**

(જીવન જ અસાર લાગે છે ત્યાં જવું પણ ક્યાં? હે રામ, એવે વખતે જ તું બુદ્ધિ આપજે.)

એવા દુઃખદાયક પ્રસંગ વખતે પણ સ્વામીએ અવિચારી બનવું યોગ્ય ન ધાર્યું અને ભગવાન પાસે એ જ વિનવણી કરતા રહ્યા: 'બુદ્ધિ દે રઘુનાય

# અર્વાચીન કવિતા

ભૂપેન્દ્ર ઉપાધ્યાય

અર્વાચીન કવિતાની વાત નીકળે એટલે કોઈ પણ કહેશે કે આજની કવિતા ખૂબ અઘરી હોય છે, કવિતાના વિષયો આનંદ આપે એવા નથી હોતા, વળી એ કવિતા અગેય હોવાથી ઘડી બે ઘડી લલકારીને પણ એનો આનંદ મેળવી શકાતો નથી અને એટલે જ લોકોને અર્વાચીન કવિતા નથી ગમતી. જ્યારે આપણી જ પ્રાચીન કે મધ્યકાલીન કવિતા લોકપ્રિય હતી, નરસિંહ–મીરાંના ભજનો પ્રજાની જીભ ઉપર રમતા. પ્રેમાનંદની આખ્યાન કવિતા સાંભળવા લોકો ઊભરાતા અને ઘેર ઘેર એ આખ્યાનો ગવાતાં. દયારામની ગરબીઓ, ધીરાની કાફી, પ્રીતમનાં ભજનો વગેરે જનસમુદાયના સાંસ્કારિક રંજનનું મોટું કાર્ય પાર પાડતા. એ સમયની કવિતાએ જનહૃદયમાં અનન્ય સ્થાન પ્રાપ્ત કર્યું હતું. આજની કવિતા વિષે આપણે આવું વિધાન કરી શકીશું નહિ. આ પરિવર્તન પાછળ કાર્ય કરી રહેલા બળોનો વિચાર કરવો એ આજના વાર્તાલાપનો પ્રધાન હેતુ છે.

જનસમાજના આદર્શ, મહેચ્છા, રુચિ અને જીવનપદ્ધતિનું પ્રતિબિંબ સાહિત્યમાં જોઈ શકાય છે. કવિ પોતાના યુગની એક વ્યક્તિ બની જનસમુદાય આગળ પહોંચે છે. નરસિંહ–મીરાંથી ઠેઠ દયારામ સુધીના સર્જકોનો એ મધ્યકાલીન યુગ કેવો હતો? ભારતના ગૌરવભર્યા પ્રાચીનકાળની છાયા ભૂંસાવા માંડી હતી જ્ઞાનની સંપત્તિ અને ભૌતિક આબાદીનો અભાવ હતો. અન્યના રાજકીય આધિપત્યે પ્રજાના સ્વમાન ઉપર ઘા કર્યો હતો. વૈજ્ઞાનિક શોધો અને વિચારસરણીથી અપરિચિત મધ્યકાલમાં અનેકવિધ મુશ્કેલીઓથી પસાર થતું જીવન ક્લેશરૂપ, દુઃખપૂર્ણ અને મહાન બોજારૂપ લાગતું. ઉલ્લાસપ્રેરક જીવનદૃષ્ટિ અને આનંદ પ્રમોદનો અભાવ હતો. સૃષ્ટિની ઉત્પત્તિનું રહસ્ય અને એની અદ્ભુત લીલાનો માનવી પોતાની બુદ્ધિથી પાર પામી શક્યો નહિ. આવી પરિસ્થિતિમાં એણે સ્વાભાવિક રીતે જ વિશ્વનિયંતા ઈશ્વરનું આધિપત્ય સ્વીકાર્યું. પરમેશ્વરની ભક્તિ, સ્તુતિ અને મહિમાગાન એમને પ્રિય થઈ પડ્યાં. બોજારૂપ જીવનમાંથી મુક્તિ મેળવવી એ એમની એકમાત્ર ઝંખના બની. જીવનનું સમગ્ર વહેણ ઈશ્વરાભિમુખ બન્યું. અત્યંત ત્રાસ ભરેલો આ જન્મ તો સુખેદુઃખે વીતાવવો જ પડશે, કર્મનું ફળ ભોગવ્યા વિના ચાલવાનું નથી એટલે હવે તો આવતો ભવ સુધારી લેવો જોઈએ એવું વલણ ઠેરઠેર સર્વમાન્ય થયું. રસવૃત્તિ પણ લોકાભિમુખ બની. જીવનના આનંદ પ્રત્યે ઉપેક્ષા કરી જીવનને સ્વપ્ન સમાન, જુઠી માયા રૂપ ગણ્યું અને એમાંથી મુક્ત થવામાં જ સઘળાં પુરુષાર્થ અને પ્રવૃત્તિને કેન્દ્રિત કર્યાં. જનસામાન્યની આ પ્રધાન અને સર્વવ્યાપક વૃત્તિને મધ્યકાલીન કવિતાએ વ્યક્ત કરી, પોષી અને વિકસાવી. નરસિંહ. મીરાંની રચનાઓ પ્રભુ પ્રત્યેનો કોમળ ભક્તિભાવ પ્રેરે, પ્રેમાનંદાદિના આખ્યાનો પરમપિતાની વિવિધ લીલાનું મહિમાગાય સંભળાવે, અખો ધીરો અને ભોજા જેવા ભક્તકવિઓ જીવનની અસારતા અને ક્ષુલ્લકતાનું ભાન કરાવે, પછી પ્રજા પણ એ કવિતાને

---

કારણ કે જીવનમાં તો શોક, ક્રોધ, નિરાશા, અપમાન એ બધા પ્રસંગોને બુદ્ધિપૂર્વક વિચારવા પડે છે, એટલે જ તો નંદના દરબારમાંથી હાંકી કાઢવામાં આવેલ અપમાનિત, ગરીબ છતાં જ્ઞાની ચાણક્યે એ વખતે ભગવાન પાસે એક જ અરજ ગુજારી હતી: '**બુદ્ધિસ્તુ મા ગાન્મમ** ।–મારી બુદ્ધિ જતી ના રહે!'

દીકરાનાં મૃત્યુશોકે વિહ્વળ થઈ ગયેલ એ દુર્ભાગી માતાને મૃત્યુંજય શબ્દનો જે અર્થ બુદ્ધ ભગવાને એ વખતે સમજાવીને કીધો એ એને ગળે નહિ ઊતર્યો હોય. પણ આપ્તજનના મૃત્યુથી જે આઘાત લાગે છે, જીવન અસાર લાગે છે અને મનની જે રાંકડી દશા થાય છે ત્યારે દુઃખશોકથી બહાવરી બની ગયેલી આપણી બુદ્ધિ શાંત અને સ્થિર રહે એ સિવાય બીજી કઈ પ્રાર્થના આપણે ભગવાન પાસે કરવાની હોય? અને હળાહળ ઝેર જેવું મૃત્યુનું દુઃખ પણ બુદ્ધિ સિવાય બીજા કયા સાધનના જોરે જીરવી શકાય?

(નારી દિપરથી)

હૃદયના મોંઘા માનથી સન્માને જ ને ? પ્રજાની પ્રધાન પ્રવૃત્તિ સાથે કવિતાએ સંવાદ સાધ્યો એ એની લોકપ્રિયતાનું સૌથી મહત્ત્વનું કારણ. "વાર્તારસમાં જ્ઞાનની ગોળી" આપવાનું કાર્ય તો સર્જકો કરતા જ આવ્યા છે, ને પ્રમાણે માણના રણકારની સાથે રજૂ થતાં આખ્યાનો વાર્તારસ ઉપરાંત સંગીત, અભિનય, વિવિધપાત્રો અને તત્કાલીન સમાજનું ચિત્ર રજૂ કરી વિવિધ રસો જમાવતા. નરસિંહ મીરાંના ભજનોમાં કે દયારામની ગરબીમાં હૃદયના કોમળ ભાવો વ્યક્ત થતા, અખા જેવા કવિઓની રચના હાસ્ય અને કટાક્ષની અપેક્ષા સંતોષતા તો એની જ 'અખેગીતા' કે 'પંચીકરણ' જેવી રચનાઓ જ્ઞાનમાર્ગનો બોધ કરતી. વળી એ કાળે સાહિત્યનું એક માત્ર વાહન પદ્ય જ હતું. આ પરિસ્થિતિમાં મધ્યકાલીન કવિતાએ ભાવકોનો અતિ મોટો સમૂહ મેળવ્યો હોય એ સ્વાભાવિક છે.

મધ્યકાલ પૂરો થતાં પ્રજાએ મહાન પરિવર્તન અનુભવ્યું. વૈજ્ઞાનિક વિચારણા અને શોધોએ માનસિક ક્રાંતિ આણી. પશ્ચિમના પરિચયથી આપણાં સમસ્ત જીવનમાં અનેક આંદોલનો વ્યાપી વળ્યાં. જીવન પ્રત્યે જોવાની દૃષ્ટિમાં આમૂલ પરિવર્તન થયું. સૃષ્ટિના ગૂઢ રહસ્યો માનવીએ ઉકેલવા માંડ્યાં. ઇશ્વર એમને મધ્યકાલીનોને લાગતો તેટલો મહાન લાગ્યો નહિ. વિજ્ઞાનની શોધોએ જીવનની દુષ્કરતાને હટાવી, માનવીને એની અસહાય સ્થિતિમાંથી મુક્ત કરી આત્મશ્રદ્ધાયુક્ત બનાવ્યો. રાષ્ટ્રીયભાન અને રાજકીય જાગૃતિને કારણે જીવન વિવિધરંગી પ્રવૃત્તિથી ધમધમી ઊઠ્યું. વિરાટ વિશ્વના પરિચયે માનવઅસ્મિતા પ્રગટાવી. રાજકીય સ્થિતિના ભાનમાંથી મંથન જાગ્યું. જીવન પ્રત્યેની ઉપેક્ષાનો ભાવ બદલાઇ ગયો અને જીવનને ઉલ્લાસપૂર્ણ બનાવવાની દૃષ્ટિ પ્રબળ બની. દેશવિદેશના સાહિત્યનો પરિચય થતાં ઇશ્વરને કેન્દ્રમાં રાખી રચાતું સાહિત્ય માનવીને કેન્દ્રમાં રાખવા તરફ વળ્યું. જીવન જેટલું વિશાળ બન્યું તેટલું જ સાહિત્ય પણ વિશાળ થયું. અને છતાં સાહિત્ય પ્રત્યેનું જનતાનું સર્વસામાન્ય આકર્ષણ ઓછું થતું ગયું એ એક ધ્યાનપાત્ર હકીકત બની.

અર્વાચીન લોકસમાજ વિવિધ પ્રવૃત્તિઓ પ્રત્યે આકર્ષાયો, રાજકીય તેમજ જાહેરજીવન, વેપાર, ઉદ્યોગ, વિજ્ઞાન વગેરે ક્ષેત્રોમાં લોકોએ પોતાની રુચિ અનુસાર ભાગ લેવા માંડ્યો. યંત્રયુગનું આધિપત્ય જામતાં જીવનકલહ વધારે મુશ્કેલ બન્યો, નક્કર વાસ્તવિકતાનું મૂલ્ય વધ્યું અને સાહિત્ય જેવી કલાત્મક પ્રવૃત્તિઓ તરફ ઉપેક્ષાનો ભાવ કેળવાયો. રંજન માટે છબીઘરોએ સર્વવ્યાપક આકર્ષણ જમાવ્યું. પરિણામે સાહિત્યનો ઉપભોગ કરનારો વર્ગ મર્યાદિત થવા માંડ્યો. આ મર્યાદા કવિતાપ્રવૃત્તિને સવિશેષ રીતે નડી.

ગદ્યનો વિકાસ થતાં, પશ્ચિમના સાહિત્યના પરિચયથી નવલકથા, નાટક, નવલિકા, નિબંધ, વિવેચન જેવા સાહિત્યપ્રકારો વિકસવા માંડ્યા. વાર્તા રજૂ કરવા માટે મધ્યકાલીન કવિઓને કવિતાનો આશ્રય લેવો પડતો તેને બદલે અર્વાચીન સર્જકને વાર્તા રજૂ કરવા માટેનો કવિતા સિવાયના નવલકથા, નવલિકા જેવા સાહિત્યપ્રકારો વધારે અનુકૂળ લાગ્યા અને વાર્તા એ તો રંજનનું સૌથી વધારે આકર્ષક અંગ, એટલે વાર્તારસિકોને આકર્ષવાની કવિતાની શક્તિ મર્યાદિત થઈ. વાસ્તવિકતા પ્રત્યેનું વલણ વધતાં કવિતા હવાઇ કે તરંગી કલ્પના અને લાગણીવેડાથી મુક્ત બની, ગેયતા માટેનો આગ્રહ શિથિલ થયો. નક્કર ચિંતન અને માનવી મનના સૂક્ષ્મ આવેગો કવિતામાં મહત્ત્વનું સ્થાન મેળવવા લાગ્યા. આવી પરિસ્થિતિમાં કાવ્યભોગી અધિકારીઓની સંખ્યા નાની બનતી જાય એમાં નવાઇ શી ? પ્રજાનું વલણ બદલાયું અને કવિતાએ પોતાનો માર્ગ નિશ્ચિત કરી લીધો. અર્વાચીન કવિતા લોકપ્રિય થવા જેટલી સત્ત્વવંતી નથી અથવા તો પ્રજાને કવિતા પ્રવૃત્તિમાં રસ નથી એવા સામસામા દોષારોપણનું કેટલું મૂલ્ય હોઈ શકે તે આ ઉપરથી સમજી શકાશે.

તો પછી અર્વાચીન યુગમાં કવિતાનું સ્થાન શું ? એના અસ્તિત્વની સફલતા શામાં ? એવા પ્રશ્નો આપણ

આગળ સ્વાભાવિક રીતે જ ઊભા થવાના. અર્વાચીન પ્રજાના પ્રધાન સૂરો ભિન્ન ભિન્ન છે અને એને વ્યક્ત કરવાનું કાર્ય કવિના સિવાય કોઈ કરી શકે એમ નથી જ એવી પરિસ્થિતિ ચાલી ગઈ છે, એ હકીકત સ્વીકાર્યા પછી પણ કહી શકીશું કે કેટલાંક એવાં કાર્યો અને તે પણ મહત્ત્વનાં અને અતિ સૂક્ષ્મ કાર્યો રહ્યાં છે કે જે કવિતા યોગ્ય રીતે પાર પાડી શકશે અને કાવ્યાનંદના ઉપાસકોની અપેક્ષાને પૂરી પાડશે. વિસંવાદથી ભરેલા જગતના આનંદ અને કરુણાનાં સંવેદનો સંભળાવતી પ્રતિભા કાવ્યરૂપે જ અવતરશે. સામાન્ય જીવનની સપાટીથી ઊંચી ને ઊંચી અનુભવાતી ભાવનાઓ વ્યક્ત કરવાનું કાર્ય અર્વાચીન કવિતા પાર પાડશે. આ ભાવનાઓનો સ્પર્શ માનવજીવનને વધુ ઉન્નત બનાવશે. માનવી મનની અંદર ઊડતી ચિત્તની વિવિધ વૃત્તિઓનો પરિચય પણ ભાવકો અર્વાચીન કવિતા દ્વારા મેળવી શકશે. આ પ્રકારની કવિતા દ્વારા માણસ પોતાના મનને ઓળખી શકે છે અને એનું હૃદય જાગે છે. માણસને તુચ્છ થતો અટકાવવા અને એને મહાન થવામાં પ્રેરણા આપવા માટે આવી આત્મજાગૃતિ જરૂરી છે. માનવીના આત્માને જાગ્રત કરવામાં અને એને ઘડવામાં કવિતા પણ પોતાનો ફાળો આપશે એ નાની વાત નથી. પ્રકૃતિમાં રહેલાં સૌંદર્યનું પોતાની વિશિષ્ટ રીતે દર્શન કરી પ્રકૃતિનો માનવ સાથેનો સંબંધ જોડી આપતી અને કલ્પના અને વાણીની શક્તિનો સંવાદ સાધતી કવિતા કેટલાય રસિકોના પ્રેમની અધિકારી બનશે. જગતમાં વ્યાપી વળેલી વિસંવાદિતામાંથી ભાવકના ચિત્તને ઘડી બે ઘડી મુક્ત કરી પવિત્ર સૌન્દર્યના સ્પર્શથી એને નિર્મળ અને પ્રફુલ્લિત બનાવી પરમાનંદની ઝાંખી કરાવશે. વિવિધ પ્રવૃત્તિના ગાઢ અંધકારભર્યાં વાદળાંઓની ઓથે છુપાઈ રહેલા જીવનના રહસ્યસમાન હિતકારી સત્યને પ્રગટ કરવા માટે કોઈ ને કોઈ પુરુષને છેવટે કવિતાનો આશ્રય લેવો પડશે. હૃદય, બુદ્ધિ અને વાણી એ મનુષ્યને મળેલી મોટામાં મોટી બક્ષિસ અને એ ત્રણેનું સૌથી વિકસિત અને ઉચ્ચતર સ્વરૂપ તે કવિતા. યુગ યુગથી મેળવેલી એ શક્તિવડે કવિતા **सत्यं शिवं सुंदरम्**નો આદર્શ પ્રગટ કરશે અને ધન, સત્તા અને બળથી ત્રસ્ત બનેલા જગતને સંસ્કૃતિનો સંદેશ સંભળાવ્યા કરશે.



# વિશ્વાસપાત્ર

મૂળ લેખક: બલાઇચંદ મુખોપાધ્યાય

અનુવાદક: સુરેશ હ. જોષી

બેરીબેરીનો રોગ થવાથી હું હવાફેરે આવ્યો હતો.

દિવાકરબાબુ જ અહીં વિશ્વાસપાત્ર દાક્તર છે એવું મારા સાંભળવામાં આવ્યું હતું. આથી હું એમને જ બોલાવીને એમની ઉપદેશાવલિ ધ્યાન દઇને સાંભળી રહ્યો હતો.

દાક્તર કહેતા હતા: 'જુઓ, પેટમાં કદી ય વધારે પડતું ઠાંસશો નહીં. થોડું થોડું કરીને વધારે વાર ખાવામાં વાંધો નથી, પણ એકી વખતે ઝાઝું ખાશો નહીં તમારું હૃદય ખરાબ થઇ ગયું છે, આથી વધારે ઠાંસશો તો તકલીફ થશે. બીજી એક વાત—બહુ જ અગત્યની વાત, ખાસ ધ્યાનમાં રાખજો—પૂરો આરામ, શારીરિક ને માનસિક આરામ. વધારે હરફર કરવી, ઉત્તેજિત થવું, આ તો તમે બિલકુલ ટાળજો.'

મેં બીતાં બીતાં પૂછ્યું: 'વારતા બારતા વાંચવાનો તો વાંધો નહીં ને?' દાક્તરના કાળા ધોળા દાઢીમૂછથી ઢંકાએલા ચહેરા પર સ્મિતની રેખાએ દેખા દીધી. એમણે કહ્યું: 'મનને ઉત્તેજે એવી વારતા નહીં વાંચો તો સારું. સીધી સાદી એવી વારતા વાંચો તો ખાસ વાંધો નહીં.'

ત્યારપછી એમણે ખાસ્સું લાંબું ભાષણ આપીને મને સમજાવી દીધું કે માનસિક ઉત્તેજનાથી હૃદયના ધબકારાનો વેગ વધી જાય ને હૃદય નબળું પડી ગયું હોવાને કારણે આથી આફત ઊભી થાય. મારા હૃદયની સંગ્રાહક શક્તિ ખૂબ જ ઘટી ગઇ હોવાને કારણે સાવચેતી રાખવાની જરૂર હતી.

'ચોપડી વાંચવાની તમારે જરૂરે ય શી છે? સામેની બારી ખોલી નાંખીને સીનસિનેરી જોયા કરજોને! આવી સીનસિનેરી તમારા ઘરની આજુબાજુ છે પછી શું? જોયા જ કરોને. વખત કેમ ગાળવો એની ચિન્તા રહે છે જ ક્યાં!'

દલીલ કરવી નકામી હતી એ મને સમજાઇ ગયું હતું.

'સિગારેટ પી શકું કે?'

'ના, બિલકુલ નહીં.'

ઝંખવાઇ જઇને હું એમની સામે જોઇ જ રહ્યો. ત્યાર પછી પૂછ્યું: 'ખોરાકમાં શું શું લઉં?'

'આમ તો તમે બધું જ લઇ શકો, પણ એ બધું પચવામાં હલકું હોવું જોઇએ. ભારે ખોરાક ખાશો તો મુશ્કેલીમાં આવી પડશો. તેલ તો બિલકુલ ખાશો જ નહીં. પેટમાં વાયુ થાય એવું પણું કશું ખાશો નહીં. બેએક હલકા બિસ્કુટ છે, ટોસ્ટ છે—પણ ઘીમાં સેકેલો હં...ભૂલશો નહીં—સહેજ ચા, ને જો લઇ શકાય તો થોડું દૂધ કે ઈંડાં, બેએક ફૂલકા રોટલી—જે રુચે તે ખાજો. ખાવાનું તમારે જાતે જ નક્કી કરવું પડશે. કયો ખોરાક કોને રુચશે તે કાંઇ એમ ને એમ થોડું જ કહી દઇ શકાય છે? કોઇ સહેજ સરખી કાકડી ખાઇને તોબા પોકારે, પણ એક પ્યાલો દૂધ પીવાથી એને કશું થાય નહીં. બે વાત ખાસ ધ્યાનમાં રાખજો—વધારે પડતું પેટમાં ઠાંસશો નહીં ને પેટમાં વાયુ થાય એવું કશું ખાશો નહીં તો સારું રહેશે, ભાત ખાશો નહીં.'

'કાંઇ દવાબવા આપશો કે?'

'દવા તો આપવી જ પડે ને? એક કાગળ આપો તો જરા—'

ખિસ્સામાંથી ચશ્માનું ખોખું બહાર કાઢ્યું, ખોખામાંથી ખાસ્સી જાડી ફ્રેમવાળાં ચશ્મા બહાર કાઢ્યાં ને પહેર્યાં. ટેબલ પર એક 'પેડ' પડ્યું હતું તે એમની આગળ ધર્યું.

દાક્તર સાહેબે પૂરાં બે પાનાં ભરીને દવાની યાદી લખી આપી. બે મિક્શ્ચર, એક વાયુવિદારક ને બીજું હૃદયની શક્તિ વધારનાર. કોઠો સાફ કરવા માટે એક પડીકું પણ આપ્યું. જરૂર પડે તો રાતે લઇ લેવું. વિટામિન 'બી'વાળી એક પેટન્ટ દવા પણ દિવસમાં બે વાર લેવાની હતી. આ સિવાય અઠવાડિયામાં કાંઇ નહીં તો ચાર ઇન્જેક્શન પણ લેવાનાં હતાં—એક ગ્લુકોઝનું પચાસ સીસી.નું ને ત્રણ કેલ્શિયમનાં. કેલ્શિયમનો કોર્સ પૂરો કર્યા પછી વિટામિન 'બી' ઇન્જેક્શન શરૂ કરવાનાં હતાં—વિટામિન 'બી' એ





બેરીના રોગ પર ભારે અસરકારક ! આ બધાં ઉપરાંત એમણે બ્રાન્ડી વગેરેવાળું એક મિક્ષ્ચર લખી આપ્યું. વખતે કવખતે રાતે મધરાતે જો હૃદય ખરાબ થઈ જાય તો એનો એક ભાગ પી લેવો.

દવા વગેરેની વ્યવસ્થા કરીને દાક્તર સાહેબે કહ્યું: 'દિવસમાં બે વાર તમારું 'બ્લડ પ્રેસર' માપવું પડશે. ડાયેસ્ટોલિક પ્રેસર અને પલ્સ પ્રેસર બે વાર જોવાં પડશે–'

'વારુ–'

ચશ્માં ઉતારીને ખોખામાં મૂકતાં મૂકતાં વળી બોલ્યા: 'હા, એક બીજી વાત મિસ્ટર, પૂર્વ તરફના પવનથી બચતા રહેજો. પૂર્વ તરફનો પવન લાગતાં કોણ જાણે કેમ હૃદય પર અસર થાય છે—'

'વારુ, પૂર્વના પવનમાં નહીં બેસું.'

ચશ્માંનું ખોખું ખિસ્સામાં મૂકીને દાક્તર બોલ્યા: 'વારુ ત્યારે, હવે ઊઠું. બીજી ખાસ કશી ચિંતા કરવા જેવું નથી. Cheer you.' આમ કહીને હસતાં હસતાં વાંસો થાબડીને દાક્તરે વિદાય લીધી.

પરદેશમાં વિશ્વાસપાત્ર દાક્તર મળી જવાથી હું નિશ્ચિન્ત થયો.

ને રાતે શ્વાસ લેતાં સહેજ તકલીફ જણાવા લાગી. હૃદયમાં ક્યાંક ગોટાળો થયો હોય એવું લાગ્યું. વિવેકબુદ્ધિમાં પણ ગોટાળો થઈ ગયો હતો. સાંજને વખતે ખીર જરા વધારે ખવાઈ ગઈ હતી. સિગારેટ પણ પીધી હતી. તે ઉપરાંત, નવલકથા વાંચી હતી. તે ય જેમ્સ જોઈસની—અલ્પવિરામ પૂર્ણવિરામ વગરની, સોળ આના વાસ્તવવાદી !

એમાં હૃદયનો શો દોષ ?

સૂતો હતો, પણ ઊઠીને બેઠા થવું પડ્યું. થોડી વાર તો એમ ને એમ બેસી રહ્યો. મનમાં હતું કે થોડીવારમાં જ આપમેળે ઓછું થઈ જશે. થોડો સમય વીતી ગયો, પણ જરા ય ફેર પડ્યો નહીં. બહાર નિસ્તબ્ધ મધરાત–કોણ જાણે કેમ પણ બીક લાગવા માંડી. પાસે જ પત્ની ઊંઘી ગઈ હતી. એને મેં જગાડી. શોભા હાંફળીફાંફળી બેઠી થઈ ગઈ ને આકળી બનીને માથે પંખો નાંખવા લાગી. માથે પંખો નાંખવાથી બધા રોગ સારા થઈ જાય એમ એ માનતી.

થોડીવાર સુધી પંખો નાંખ્યા પછી જ્યારે કશું પરિણામ ન આવ્યું ત્યારે મેં કહ્યું: 'ભાનુને કહે કે ડૉ. દિવાકરને જરા બોલાવી લાવે.'

ભાનુ મારો ભાઈ, મારી સાથે આવ્યો હતો. પાસેના ઓરડામાં સૂતો હતો.

સાયકલ પર સવાર થઈને એ તરત જ નીકળી પડ્યો.

શોભાએ કહ્યું: 'દાક્તર સાહેબે પેલું બ્રાન્ડીવાળું મિક્ષ્ચર આપ્યું છે તેનો એક ભાગ તો ત્યાં સુધીમાં લઈ લો. લાવું ?'

'લાવ.'

એક ભાગ પી ગયો. શોભા ફરી પંખો નાંખવા લાગી.

થોડીવાર પછી, દવાને લીધે કે પછી ગમે તે કારણે, જરા ઠીક લાગવા માંડ્યું. શ્વાસની તકલીફ ઘણી ઓછી થઈ ગઈ, ધીરે ધીરે પથારીમાં સૂઈ પણ શક્યો. વિચારતો હતો કે નોકરને મોકલીને દાક્તર સાહેબને કહેવડાવી દઉં કે આવવાની જરૂર નથી. નકામી 'વિઝિટ ફી' આપવાની શી જરૂર, હમણાં સાંજના તો તપાસી ગયા છે !

ત્યાં ભાનુ આવ્યો.

'દિવાકર દાક્તર હમણાં થોડીવાર પર જ મરી ગયા—'

'અરે, આ શું ! કેમ કરીને ?'

'સિવિલસર્જન કહે છે કે એકદમ 'હાર્ટફેલ' થઈ ગયું.'

હું બેઠો થઈ ગયો.

શોભા ફરી માથે પંખો નાંખવા લાગી.

★

# આત્માની ઓળખાણ

એક વખત એવું બન્યું, દેવોના રાજા ઇંદ્રને અને દાનવોના રાજા વિરોચનને મનની અંદરની સૃષ્ટિમાં શું રહ્યું છે તે જાણવાનું મન થઈ આવ્યું. બહારની સૃષ્ટિની વાત કરનારો તો કોઈ ને કોઈ મળી રહે. વળી એ વિષે વાત કરવી હોય તો હજાર જાતની મદદ પણ મળે. દાખલા તરીકે મીઠા વિષે તમારે કોઈને સમજાવવું હોય તો મીઠું લાવીને એને દેખાડો, વાત કરો, એનાં રસ, ગંધ, રૂપ, રચના બધા વિષે તમે કહી શકો અને સાંભળનારો સમજે. પણ મન વિષે કહેવું હોય તો? એના વિષે જેણે અભ્યાસ કર્યો હોય, શાંતિથી એના પડેપડને ઉખેડીને જાણ્યાં હોય, એ એના વિષે વાત કરી શકે. બીજો કોઇ વાત કરે તો આંધળે બહેરું કૂટયા જેવું થાય.

એટલે વિરોચન બ્રહ્મદેવ પાસે ગયો. એને આત્માની વાત જાણવી હતી. આત્મા, આત્મા, એમ બોલે તો સૌ કોઈ, પણ જેના બોલવાથી, એની વાત આપણા હૃદયને અજવાળી દે, ત્યારે એ બોલ્યું પ્રમાણ થાય! વિરોચન બ્રહ્મદેવ પાસે ગયો અને ઇંદ્ર પણ ત્યાં આવ્યો. બ્રહ્મદેવે બન્નેને કહ્યું: 'જુઓ ભાઇ! આ કાંઈ છોકરાની રમ્મત નથી કે હું તમને હપ દઈને બતાવી દઉં અને તમે સમજી જાવ. આ આત્માની તમારે ઓળખાણ કરવી જ હોય તો એમાં પહેલી શરત એ કે તમારે બ્રહ્મચર્ય પાળવું જોઈએ.

બ્રહ્મચર્યનો અર્થ એ છે કે તમે દુનિયાના તમામ પદાર્થો કરતાં તમારી મનની સ્વચ્છતાને વધારે મૂલ્યવાન ગણો છો!

પણ મન છે તમારું મર્કટ જેવું. એટલે એ ધીમે ધીમે ખીલે બંધાશે. એને સ્થિર શાંત કરવા માટે બ્રહ્મચર્ય પાળો અને મારી પાસે આવજો!'

વિરોચન અને ઇંદ્ર બન્ને ત્યાં રહ્યા. ને પ્રજાપતિના કહેવા પ્રમાણે સંયમ પાળીને મનને સ્વચ્છ કર્યું. પછી પ્રજાપતિ પાસે આવ્યા

પ્રજાપતિએ કહ્યું: 'બોલો, તમારે શું જાણવું છે?' બન્નેએ જવાબ આપ્યો: 'સૌ કોઇ આત્મા, આત્મા એમ વાતો કરે છે. તો એ આત્મા શું છે? એને શી રીતે જાણવો?

પ્રજાપતિએ જવાબ વાળ્યો: 'તમારી આંખમાં એક નાનકડું પ્રતિબિંબ બેઠું છે. એ આત્મા! એક કૂંડું પાણીથી ભરો. તેમાં તમારું પ્રતિબિંબ દેખો!'

એક કૂંડું આણીને એમાં પાણી ભર્યું. પછી બન્ને જણાએ પોતપોતાનાં પ્રતિબિંબ એમાં જોયાં. સમજ્યા કે આ પ્રતિચ્છાયા દેખાય છે એ જ આત્મા!

પણ પ્રજાપતિએ તરત કહ્યું: 'હવે તમે શરીરે વસ્ત્રાભૂષણ પહેરો ને પછી પાણીમાં જુઓ!'

બન્નેએ એવી રીતે કર્યું ને બન્ને જણા પછી ચાલ્યા. પણ બ્રહ્મદેવે તો આ સાદી જેવી વાતમાં એક મહાન સત્ય કહ્યું હતું. એટલે એ વખતે તો એ ચાલી નીકળ્યા, પણ બન્નેની સમજણમાં ફેર હતો. એટલે વાત એકની એક હતી છતાં બન્ને સમજ્યા જુદી જુદી રીતે. વિરોચન એમ સમજ્યો કે બ્રહ્મદેવે એમ કહ્યું છે કે દેહને સાચવો, એટલે આત્મા સચવાઈ રહે છે. માટે દેહ એ જ આત્મા.

પણ ઇંદ્રને વાટમાં જ વિચાર આવ્યો: 'બ્રહ્મદેવે પહેલાં શરીરનું પ્રતિબિંબ જોવાનું કહ્યું ત્યારે વસ્ત્રાભૂષણ ન હતાં. પછી વસ્ત્રાભૂષણ





ધારણ કરવાનું કહ્યું. એમાં શું રહસ્ય હશે?

એમ તો સારાં કપડાં પહેરવાથી પ્રતિબિંબ સારું લાગે લઘરવઘર કપડાં હોય તો પ્રતિબિંબ પણ લઘરવઘર દેખાય. એક આંખ ફૂટી જાય–તો પ્રતિબિંબ પણ કાણું દેખાય.

હવે જો આ પ્રતિબિમ્બ એ આત્મા હોય તો તો શરીર દેખાતું બંધ થાય–એટલે પડછાયો પણ બંધ થાય. એનો તો કાંઈ અર્થ જ નથી. શરીર નાશ પામતું હોય ને જો બધું જ નાશ પામી જતું હોય તો તો પછી એ ઘેલકીની રમ્મત થઈ! એમાં જાણવાનું શું ને વિચારવાનું પણ શું? .

માટે આત્મા, એ દેહમાં રહે છે, છતાં દેહથી જુદો હોવો જોઈએ.

એ તો પાછો પ્રજાપતિ પાસે ગયો. પ્રજાપતિએ કહ્યું ભાઈ! હું ખાઉં તો જેમ તારી ભૂખ ભાંગતી નથી, તેમ હું અનુભવું એથી એ તારો અનુભવ થતો નથી. તું ફરીવાર શાંતિથી બેસી જા. વાત તારા મનમાં ઊગે, ત્યારે હું જે કહું તે તું સમજે એવી આ વિદ્યા છે. એને માટે બીજો કોઈ માર્ગ નથી. ખરેખરી લગની હોય તો તું પોતે વિચાર કરવા માંડ!

ઇંદ્ર તો વળી ત્યાં બેસી ગયો. શાંતિથી વિચાર કરવા લાગ્યો. પછી બ્રહ્મદેવે કહ્યું: 'સ્વપ્નમાં જે દેખાય છે તે આત્મા છે. એ અમર છે."

એમાંથી ઇંદ્રને સ્ફુર્યું: "સ્વપ્ન આવે છે, એમા આનંદ થાય છે. એ વખતે, આપણો દેહ તો જડ હોય છે, છતાં એ આનંદ કોણ ભોગવે છે? એ આત્મા ન હોય તો બીજું કોણ? એ ઉપરથી ઇંદ્રે નિર્ણય બાંધ્યો કે નેત્રપુરુષ નહિ, પણ સ્વપ્ન પુરુષ એ આત્મા.

એ શાંત થઈને પોતાને માર્ગે ગયો

પણ વળી માર્ગમાં એને શંકા થઇ: "સ્વપ્નમાં જે પુરુષ ભોગવે તે આત્મા શી રીતે હોઈ શકે? સ્વપ્નમાં તો રડવાનું થાય, ભય પામવાનું આવે, જાંઁ છૂટે–અને આત્માને તો આવો કોઇ અનુભવ હોય જ નહિ એ તો નિર્ભય છે. અમર છે. અને આ અનુભવ તો એને બીકણુ બતાવે છે! માટે આ સ્વપ્ન પુરુષ પણ આત્મા નહિ!

વળી પાછો એ તો બ્રહ્મદેવ પાસે આવ્યો. હાથ જોડીને કહ્યું: 'હજી મનમાં સમાધાન થતું નથી!'

'વાત સાચી છે ઇંદ્ર! હજી તું આંહીં રહી જા. ધીમે ધીમે પ્રકાશ મળશે!'

બ્રહ્મદેવે પછી એને કહ્યું: 'હે ઇંદ્ર! સ્વપ્ન પણ ન આવે એવી જે અવસ્થા, તેમાં આત્માનું દર્શન રહ્યું છે!'

ઇંદ્રે માન્યું કે આ વાત બરાબર છે. ગાઢનિદ્રામાં પડેલાને કોઈ ભય નથી, કોઇ શોક નથી. માટે એ અવસ્થા આત્માની સાથે મેળમાં છે.

એ પાછો ચાલ્યો ગયો. પણ રસ્તામાં એને શંકા થઇ: 'ગાઢનિદ્રામાં પડેલાને તો કોઇ જાતનું જ્ઞાન નથી એનું શું? ને આત્માને તો સર્વજ્ઞાનનો સાગર માન્યો છે! આ ગાઢનિદ્રાવાળાને તો પોતાની પણ જાણ નથી! માટે આ વાત આત્માને લગતી નથી. કાંઈ સમજફેર થઈ. વળી એ પાછો ફર્યો.

આમ જ્યારે ઇંદ્રે સિદ્ધ કર્યું કે એને આત્મજ્ઞાનની સાચી લગની છે ત્યાર પછી પ્રજાપતિએ એને આત્માની ઓળખાણ આપી. જો મનમાં સાચી લગની ન હોય તો તો આત્માની વાત કરવી એ નકામી જ છે. એ રેતીમાંથી દોરડાં વણવાની વાત થઇ. પણ જો



સાચી લગની હોય તો થોડું થોડું અજવાળું મળતું જાય ને એ પોતાના અજવાળાને લીધે જ માણસને રસ્તો મળી જાય.

પ્રજાપતિએ કહ્યું: 'હે ઇંદ્ર! સૌકોઈ જાણે છે કે પ્રાણ ઊડી જતાં શરીરની કિમ્મત એક ફૂટી બદામની પણ નથી. સ્વજનો હોય તો પણ એ શરીરને બે પળ ઘર આંગણે કોઈ રહેવા દેતું નથી. એ ઉપરથી આટલું નક્કી થયું કે શરીરમાં જે રહેતો હતો તે જ મૂલ્યવાન હતો.

પણ એ પાછળ રહેલા શરીરને કોઇ સુખ, દુઃખ, શોક, ગ્લાનિ–કાંઈ કહેતાં કાંઇ થતું નથી. એટલે જેવો આત્મા શરીરમાં આવે છે. તેવી જ સુખદુઃખની વાત શરૂ થાય છે.

હવે જેમ આ નિશ્ચેતન શરીરને સુખદુઃખ નથી તેમ આત્માને પણ નથી. છતાં એ બન્નેની વાત ન્યારી છે. શરીર આત્મા વિનાનું થઇ ગયું, એટલે એ જ્ઞાનહીન થઇ ગયું. તેથી સુખદુઃખ જાણતું નથી. તેમ આત્મા –નિર્લેપ થઈ ગયો, આ શરીર મારું છે એમ માનતો બંધ થઇ ગયો, એટલે એનું સુખદુઃખ ગયું. રથને ઘોડો જોડો તો રથ ચાલે. એક રથ ભાંગી જાય તો બીજો રથ આવે. દેહ એ રથ છે. આત્મા એ ઘોડો છે. એક રથ ભાંગી જશે તો બીજો રથ આવશે એમ જે જાણે એને પછી કઇ પરિસ્થિતિનો શોક રહે? કોઇ સ્થિતિનો નહિ. એને દરેક ફેરફારમાં આનંદ આનંદ લાગે! નવાં વસ્ત્રો પહેરવાનો જેમ છોકરાંને આનંદ લાગે છે, તેવો જ આનંદ લાગે.

ઇદ્રિયોને પોતપોતાના કામમાં આ આત્મા પ્રેરે છે. આ એટલે હૃદયની ઊંડી ગુહામાં રહેલી મનુષ્યની ચેતના. એ હોય નહિ તો આખી સૃષ્ટિ ઊભી હોય, છતાં કાંઇ હોય નહિ!

આ આત્માનું જ્ઞાન ત્યારે મળે જ્યારે આત્માના જ્ઞાન સિવાય બાજી કોઇ ઇચ્છા મનમાં રહે જ નહિ. તે વિના એ ન મળે.

આત્માની ઓળખાણનો પંથ ઘણો ધીમો છે. એ આવે છે ધીમે ધીમે. પણ એ પંથ કોઈ કાપી આપે એવું નથી. એ રસ્તાની માત્ર આંગળી ચીંધી શકાય. પણ રસ્તે જવાનું તો માણસને પોતાને જ છે.



# *પદ્મ રેણુ

ધૂમકેતુ

ખરો મહાન પુરુષ તે છે જે પોતાનું શિશુત્વ કોઇ દિવસ ગુમાવતો નથી.

☆

માણુસ અને પ્રાણી વચ્ચેનો તફાવત ઘણો જ ઓછો છે. માણુસો ટોળે મળે છે એટલામાં જ એ પ્રાણી બની જાય છે. કેવળ જેનું ઘડતર સાચું હોય છે, એ જ એવે વખતે પણ પોતાની મનોભૂમિની તુલા જાળવી શકે છે.

☆

જે બીજાને ચાહે છે, એને બીજા ચાહે છે. જે બીજાને માન આપે છે, તે પોતે માન મેળવે છે જે બીજાને ધિક્કારે છે તે ધિક્કારની હવા ઊભી કરે છે.

★

માણુસનો હઠાગ્રહ એને પશુતા પણ આપી શકે. અને એ જ હઠાગ્રહ એને વિજય પણ અપાવી શકે કેવળ બન્ને હઠાગ્રહ વચ્ચે એના અભિમાન અંશને સમજનારું કોઈ તત્ત્વ કામ કરતું હોવું જોઇએ.

★

વિદ્વાનોની વિવેચન ભૂમિકા સમજવા જેવી છે. જે પોતાના જમાનાના તમામ વિદ્વાનોને મિત્ર બનાવી શકે છે તે વિદ્વાન જ પ્રાચીન વિદ્વાનોને ન્યાય આપી શકે છે. ન્યાય આપનારી શક્તિ બુદ્ધિમાં નથી રહેતી. એ પ્રેમનો એક પ્રકાર છે.

★

માણુસનો સ્વભાવ વર્તુળમાં ઘૂમતા બંધિયાર પાણી જેવો છે. એ શકિતનો આવિર્ભાવ બતાવે છે. એને માટે કોઇ પણ દિશામાં યોગ્ય કામની નીક બનાવો અને તમને આશ્ચર્ય થશે, તમને માણુસમાં રહેલો અદ્‌ભુત માણુસ જોવા મળશે.

★

જેમ પાણી નીચે જ વહે છે, ઉંચે જતું નથી–એ કુદરતનો ક્રમ છે. તેમ માણુસને સારું થવું ગમે છે, કોઇને નરસું થાવું ગમતું નથી. માત્ર પોને શી રીતે એ સિદ્ધિ મેળવે એની ગેર સમજણ જ આપણને દુષ્ટ તત્ત્વોનો ભેટો કરાવે છે.

જે પોતાના જાત અભ્યાસમાં તલ્લીન થાય છે, તેને એક અદ્‌ભુત આશ્ચર્ય જોવા મળે છે. દરેકમાં એ પોતાની જ નબળાઇ ને પોતાનું જ સામર્થ્ય જોઈ શકશે.

★

આપણામાં જે છે તે સંપૂર્ણ સ્વરૂપનું છે. એને સંપૂર્ણ કરવા માટે બહારથી કાંઇ લાવવું પડે તેમ નથી. પણ અંદરથી ઘણું બહાર લાવવું પડે તેમ છે.

★

ટોળાં જે સદ્‌ગુણને પંથે વળે છે, તે ઘડીભરની નિદ્રા હોય છે. એ સ્વભાવ પરિવર્તન નથી. કે પ્રગતિનો પંથ પણ નથી. કારણ કે એમાં અંદરની સમજણ નથી.

★

અધિકારીની નિમણુંક વિષે પોતાના વજીરને રાજાએ પ્રશ્ન કર્યો:

'તમે જેને નીમો છો તે શક્તિશાળી માણુસ છે?'

વજીરે જવાબ આપ્યો: 'ના'.

* શ્રી. 'ધૂમકેતુ'નો અભિનવસંગ્રહ છપાય છે તેમાંથી.



'ત્યારે એની પાસે ઘણી માહિતી હશે, એ કામને લગતી ?'

વજીરે જવાબ વાળ્યોઃ 'ના, એમ પણ નથી.'

'ત્યારે એની નિમણૂક કરવામાં તમે ભૂલ તો નથી કરી ના ?'

વજીરે જવાબ આપ્યોઃ 'ના'.

'કેમ ?'

'કારણ કે એ એવો માણસ છે જે હરેક પ્રકારના સદંશને ચાહે છે. પોતે સદ્વર્તનશીલ છે.'

'પણ શાસનકર્ત્તા માટે આ પૂરતી પરીક્ષા ગણાય ?'

'મહારાજ !' વજીરે હાથ જોડીને કહ્યું: 'જેની પાસે સદ્વર્તન હશે એ મોટા સામ્રાજ્યને પણ દોરી શકશે. અને આને તો એક નાનો પ્રાંત સંભાળવાનો છે ! સદ્વર્તન હરેક સ્થળે વિજયી થાય જ છે–સરત આટલી કે એ સદ્વર્તન હૃદયની સાચ્ચી ઊંડી ગૂહામાંથી આવનારો પદાર્થ જોઈએ. ને લોકલજ્જા માટે ધારણ કરેલો વેષ ન જોઇએ.'



## જહાજ દૂરે ગયું ક્યારનું યે...

પડાવ તો ઝુંપડી માછી મારની
આસ્માનનું દૃશ્ય, સમુદ્રવારિ.
સવારી સંધ્યા લહરીની લાવતી
રંગોથી વૈવિધ્યજ સાજ લૈ સજી.

આછી દીવાદાંડી હતી ઝગી રહી,
ઝાંખી તહીંથી ઝરતી'તી જ્યોતિ.
ઝાંખા ક્ષિતિજે જતું જહાજ કો વહી
આસ્માન સંગે જલધિ મળે જહીં.

સમુદ્ર તોફાન શું નાવ ભાંગ્યા.
ને ખારવા જીવન સાહસો મહા !
આસ્માનને સાયર દુઃખસુખના
પડાની મધ્યે ઝૂરી સાહસો રહ્યાં !

કથા અમે માંડી'તી દૂર દેશની
દક્ષિણને ઉત્તર જાની નવી.
અજાયબી, રીત રિવાજની ખડી,
અજાયબી, માનવીની અજાયબી.

ગંગા યમુનાની કિનાર પાસની
સુવાસ, વાયુ, વનરાજીની ચઢી,
પદ્મોની પાસે ઝુકી, માન આપી
નાજુક, આકર્ષક જાય થંભી.

સંસ્કાર સ્પર્શે અભડાયલા નહીં,
વિશાળ નાહિ મનદેહની જરી,
જે અર્ધ રાંધ્યા ફળફૂલ ખાઈ
ઢાંકી ન ઢાંકી નિજ દેહ નર્તતી

એ આકૃતિઓ વહી જાતી'તી ઘડીઃ
ઘડીક વાતો મહીં વેગથી વહી.
કિશોરીઓ તો સુણતી'તી ગોષ્ટિ
એકાગ્રતા એમની એક સંપતિ.

જહાજ દૂરે ગયું ક્યારનું યે
વાતો મહીં ધ્યાન રહેજ શાને ?
સંધ્યા હવે તારકવૃન્દ સાથે
ગૂંથાઈ વાતો મહીં નમ્ર ભાવે

(Henrich Heine ના એક કાવ્યને આધારે)

ભગીરથ મહેતા

[ ૨૯ ]

રે મારા સ્વામી ! આ સઘળી તેજ-છાયાની ગુંથણીમાં તું તારી જાતને ક્યાં છૂપાવીને બેઠો છે ?

તારી પાસેથી જ અસંખ્ય ચાલ્યા જાય છે અને તારી હાજરીની તો કોઈને ખબર જ પડતી નથી !

આંહીં હું મારી સામગ્રી પાથરીને તારી રાહ કેટલાયે વખતથી જોઉં છું અને એટલામાં તો કેટલાંયે રાહદારીઓ જાય આવે છે, તે મારાં ફૂલ લે છે, અને હવે તો ટોપલી પણ ખાલી થઈ ગઇ છે !

પ્રભાત પુરું થયું. બપોર પણ ચાલ્યો ગયો. સાંજની વેળા આવી છે. મારી આંખમાં નિદ્રા આવી રહી છે.

ઘર તરફ વળી રહેલા માણસો મારી તરફ હસતા હસતા જુએ છે ને મને શરમ આવે છે. હું ભિખારણ કુમારિકાની પેઠે મારો ચહેરો ઢાંકીને બેઠો છું. અને જ્યારે મને તેઓ સવાલ પૂછે છે કે મારે શું જોઈએ છીએ, હું હજી આંહીં કેમ બેઠો છું, ત્યારે હું મારાં નેણ નીચાં ઢાળીને નિરૂત્તર બેઠો રહું છું !

અરે ! હું એમને શી રીતે કહું કે હું તારી રાહ જોઉં છું. અને તેં આવવાનું વચન આપ્યું છે ! હું એમને શી રીતે કહું કે આ ગરીબી, એ જ મારો લઇ જવાનો કરિયાવર છે ! આહ્ ! હું તો આ મારી કથા મારા અંતરમાં સંઘરી રાખું છું.

હું ઘાસ ઉપર બેસીને આકાશ સામે મીટ માંડું છું. અને તારા આવવાના પ્રકાશને જાણે સ્વપ્નામાં નિહાળું છું. સઘળી તેજ કિરણાવલિઓ જાણે એક સાથે પ્રગટે છે. તારા રથ ઉપર જાણે સોનેરી ધજા ફરફરી રહી છે. તું મને ધૂળમાંથી ઊભો કરવા આવે છે અને તે બધા આભા બનીને રસ્તા ઉપર એક બાજુએ ઊભા રહી જાય છે !

અને ઉનાળાના પવનમાં ધ્રૂજતી લતા જેવા મને તું તારે પડખે બેસાડવા લે છે !

પણ સમય ચાલ્યો જાય છે. આ સ્વપ્ન તો સ્વપ્ન જ રહે છે. તારા રથના પૈડાંનો ક્યાંયથી અવાજ પણ આવતો નથી. કેટલાંયે ભભકા ભર્યા સાજન આંહીથી વાજાં વગાડતાં નીકળે છે ! માત્ર તું જ તારા મૌન મહાસાગરમાં કોણ જાણે ક્યાં કેવળ છાયારૂપે સંતાઇ ગયો છે !

અને હું આંહીં રાહ જોતો રડતો અને દિવસો ગણતો બેઠો છું !

[ ૩૦ ]

હું બારણે બારણે, ગામડાના રસ્તા ઉપર માગતો ફરી રહ્યો હતો, એટલામાં દૂરથી તારો સોનેરી રથ દેખાયો, જાણે કે કોઇ મહાન ભવ્ય સ્વપ્ન ખડું થયું હોય તેવો. આજે મારા મનમાં આશ્ચર્યનો પાર ન રહ્યો !

આ રાજરાજેશ્વર જેવું કોણ હશે ? મારો આશાના મનારા ઉંચા થતા થયા. મને લાગ્યું કે હવે દુઃખના દિવસો પુરા થયા. અને હું તો ત્યાં વગર માગ્યે મળી જનારા દાનની રાહ જાતો અને ધૂળમાં વેરાયલા સુવર્ણદ્રમ્મોનાં સ્વપ્નાં સેવતો ઊભો રહ્યો.

હું જ્યાં ઊભો હતો ત્યાં જ રથ પણ અટક્યો. તારી અમી દૃષ્ટિ મારા ઉપર પડી. તું સ્મિત કરતો નીચે ઉતર્યો. મેં ધાર્યું કે છેવટે–છેવટે, મારા જીવનની આશાનો પૂર્ણ કુંભ છલકાવાની તૈયારી છે.

પણ એટલામાં તો તેં જ અચાનક તારો




જમણો હાથ લાંબો કર્યો અને કહ્યું: 'તું આમાં મને શું આપે છે?'

આ હા! રાજરાજેશ્વર,ભીખારીના ભીખારી પાસે હાથ લાંબો કરે એ કેવી ભવ્ય મશ્કરી હતી! હું તો મુંજાઈ ગયો. અને અનિશ્ચિત જેવો ત્યાં ઊભો જ રહી ગયો. અને પછી મારા અંચળામાંથી એક નાનકડો દાણો કાઢીને તને આપ્યો!

પણ મારા આશ્ચર્યનું આશ્ચર્ય તો ત્યારે આવ્યું જ્યારે દિનાન્તે મેં મારા દાણાનો ઢગલો જમીન ઉપર કર્યો–અને આહ! એમાં એક દાણો સોનાનો હતો! હુ નિરાશામાં વેદના ભર્યું આક્રંદ કરી રહ્યો–અરે! અરે! અરે! મેં તને સઘળા જ દાણા આપી દીધા હોત!

[ ૩૧ ]

રાત્રિના અંધકાર પડછાયા આવ્યા.

દિવસનાં કામ પૂરાં થયાં હતાં, અમે ધાર્યું કે છેલ્લામાં છેલ્લો અતિથિ આવી ગયો હતો. આખા ગામમાં ઘરે ઘરનાં દ્વાર બંધ થઇ ગયાં હતાં.

માત્ર કોઈનો અવાજ સંભળાયો: 'રાજા આવી રહ્યા છે–હજી તો રાજા આવવાના છે!'

અમે હસી પડયા: 'અરે! શી વાત છે? હવે?'

મને લાગ્યું કે બારણે ટકોરા પડી રહ્યા હતા, પણ પવનના સપાટાથી એમ થાય છે, એમ અમે માન્યું. અમે દીવા ઠારી નાખ્યા, આરામ કરવા લંબાવ્યું. માત્ર હજી પણ કોઇક કહી રહ્યું હતું, 'કોઈ સંદેશો લાવ્યો જણાય છે!'

અમે ફરીને હસ્યા–વધારે મોટેથી બોલનારના અજ્ઞાન ઉપર, અને પ્રતિવાદ કર્યો: 'હોય નહિ, પવનની વાત દીવા જેવી સંભળાય છે ને! હોય નહિ.'

અને પછી મધરાતના સમસમાકારમાં એક અવાજ આવ્યો. અમે ઉંઘમાં ને ઉંઘમાં વિચાર્યું: 'દૂર કાંઈક ગર્જના થઈ!' પૃથ્વી ધ્રૂજી, દિવાલો પણ ધ્રૂજી, અમારી ઉંઘમાં ખલેલ પડી.

કોઈકે કહ્યું: 'દૂરની ગર્જના નથી હવે તો ચોખ્ખો રથનાં પૈડાનો અવાજ છે!'

માથે ઓઢીને સૂઈ જતા અમે બોલ્યા: 'આ તો ચોક્કસ વાદળાંની ગર્જના છે!'

પછી નગારાં વાગ્યાં, ત્યારે હજી અંધકાર હતો. અવાજ આવી રહ્યા હતા: 'જાગો જાગો! આળસ ન કરો!' અમે ભયથી અમારી છાતી ઉપર હાથ મૂકી દીધા! કોઈકે કહ્યું: 'જુઓ ત્યાં રાજાનો વાવટો ફરકે છે!'

અમે અમારા પગ ઉપર ઉભા થઈ ગયા. અને કોઈકે કહ્યું: 'હવે વખત ગુમાવતા નહિ!'

રાજા આવ્યા, પણ પ્રકાશભરી મશાલો કયાં છે? માળાઓ કયાં છે? બેસવા માટેનું સિંહાસન કયાં છે? અરે રે! લજ્જાસ્પદ! લજ્જાસ્પદ વાત! શણગાર કયાં છે? ભવ્ય દીવાન ખંડ કયાં છે? કોઈકે કહ્યું: 'આ બધી વ્યર્થ માથાકુટ છે. તેને ખાલી હાથે તો ખાલી હાથે આવકાર આપો. શણગાર વિનાનો ખંડ હોય તો શણગાર વિનાનો, પણ એમને સત્કાર માટે લઈ ચાલો! બારણાં ઉઘાડો શંખધ્વનિ કરો. રાત્રિના અંધકારમાં આપણા રાજરાજેશ્વર પધાર્યા છે!'





આકાશમાં ગર્જના થાય છે. અંધારું વિજળીના સળકાટથી ધ્રૂજી ઉઠે છે. તારી તૂટલ ફૂટલ સાદડી લાવીને ફળીમાં પાથરી દે ભાઈ!

તુફાન અને ગાજવીજ સાથે અંધકારમાં આપણા રાજરાજેશ્વર આવ્યા છે!'

[ ૩૨ ]

અસંખ્ય રંગીન રત્નોથી શણગારેલી તારાખચિત રજની હોય તેવું તારું કનકવલય ખરેખર સૌન્દર્યના નમૂના જેવું છે.

પણ વધારે સુંદર તો તારી સમશેર છે. વીજળીની જીભ જેવો એનો વળાંક મોહક છે, જાણે કે રોષભરેલા સૂર્યાસ્તને સમયે વિષ્ણુભગવાનના ગરુડે પાંખ પહોળી કરી હોય!

જાણે મૃત્યુના છેલ્લા ઘાને સહેવા, જીવન વેદનાભર્યો છેલ્લો ઉત્તર આપવા બેઠું હોય, એની જેમ એ જરા જરા હાલે છે. મને એની એ મૂંઝારી ગમી જાય છે!

જાણે પૃથ્વીના છેલ્લામાં છેલ્લા સ્પર્શને, છેલ્લુ આલિંગન આપતી, અંગારાની છેલ્લી જ્વાલા જેવી એની અગ્નિ રેખા—મને એ સુંદર લાગે છે.

રજનીમાંથી વીણેલા તારા જેવાં રત્નોથી શણગારેલું તારું કનકવલય મને સુંદર લાગે છે: પણ વધારે સુંદર તો ઓ ગર્જનાન સ્વામી! તારી સમશેર લાગે છે! એની સુંદરતા વર્ણનાતીત છે. એનો વિચાર પણ થઈ શકતો નથી. એની સામે જોઇ પણ શકાતું નથી.



# ખિસકોલી, ઉંદર, શાહુડી અને સસલાં

પ્રઘુ

પચ્છક્ષપુચ્છ મુષક ગોત્રમાં આપણે ત્યાં દક્ષિણ ગુજરાત અને ડાંગનાં જંગલમાં મોટી બદામી રંગની ઉડતી ખિસકોલી વસે છે. એમ "પ્રકૃતિ"માંથી જાણવા મળે છે. આ પ્રાણી તેની ત્વચાથી જોડાએલાં અંગોને લઈને તરત જ ઓળખાઈ આવે છે. આ ત્વચાના સંધનથી હવાઈ છત્રીની માફક તેઓ સહેલાઈથી હવામાં સરી શકે છે. જમીન ઉપર ફરતાં કે વૃક્ષ ઉપર ચડવામાં તો તેઓ બીજી ખિસકોલીઓને ઘણેખરે અંશે મળતી આવે છે. છતાં તેઓ એટલી ચપળ નથી દેખાતી. કારણ કે પેલી વધારાની ચામડી તેઓની ચપળતા દેખાવા દેતી નથી. જ્યારે આરામથી બેઠી હોય ત્યારે તેની હવાઈ છત્રી ભાગ્યે જ ધ્યાન ખેંચે છે. કારણે તે વખતે વધારી ત્વચા ખેંચાઈને શરીરને ચોંટી જાય છે. પણ જ્યારે તે હવામાં કુદકો મારે છે ત્યારે પેલી ત્વચા તેના પગો પહોળા થવાને અંગે પુરી ખુલી જાય છે. આ હવાઈ છત્રીના આધારે આ પ્રાણી બહુ સહેલાઈથી તથા ઝડપથી હવામાં નીચે સરી શકે છે. આવા કુદકા ક્યારેક તો ચાળીશ પચાસ અને વધારેમાં વધારે સાઠ વારના લાંબા મપાએલા છે. પંખી અને ચામાચીડીયાંની જેવી ઉડાન આ પ્રાણીમાં નથી. આવી રીતે હવામાં સરવું એ લાંબા કુદકા જ કહી શકાય. એક વખત નિશ્ચય કરી કુદકો માર્યા પછી તેઓ તે કુદકાની દિશા બદલી શકતાં નથી. એટલે આ પ્રમાણેનું ઉંચેથી નીચે આવવું એટલા જ પ્રમાણમાં તે ઉડાન કહી શકાય. પોતાના શરીરને પોતાના પગોની દિશા બદલે તેની સાથે તેને ચોંટેલી ત્વચાની દિશા પણ બદલાય, એને લઈને આડી અવળી થઈ વચ્ચે આવતાં આવરણોથી બચાવી લે છે. પોતાને ઉતરવાની જગ્યા જે બનતાં સુધી બીજું વૃક્ષ હોય તેની નજીક આવતાં પોતાના શરીરને ઉંચે ઉપાડે છે. આ શરીરને ઉંચું ઉપાડવાથી તેની ગતિમાં રૂકાવટ આવે છે, પછી ધીરેથી ઝાડી ડાળી કે થડ ઉપર ઉતરી પછી વૃક્ષના મથાળા તરફ દોડી જાય છે.

આ ઉડતી ખિસકોલીના શરીરની લંબાઈ માથાથી પુંછડીના મૂળ સુધીની લંબાઈ આશરે દોઢ ફીટની અને પુંછડીની લંબાઈ લગભગ બે ફીટની થાય છે. ઉડતી ખિસકોલીની તમામ જાતમાં લગભગ સરખી જ ખાસિયત માલુમ પડી છે.

વનવગડો એ તેઓનો વસવાટ છે. વળી તેઓ નિશાચર છે. સમીસાંજના પોતાના બખોલમાંથી બહાર આવે છે અને વહેલી સવારના પાછી આરામ કરવા ચાલી જાય છે. બનતાં સુધી મોટાં વૃક્ષનાં પોલાણ એ તેનો ખાસ બખોલ છે. છતાં ક્યારેક અનુકૂળ ઝાડી ડાળી જડી જાય તો ત્યાં પણ આરામ કરે છે. સુતી વખતે તેઓ ગોળ દડાના આકારમાં થઈ પોતાનું માથું આગલા પગની વચ્ચે રાખી ઉપર પુંછડીને ગોળ ફરતી વીંટી પડખા ભર થઈ જાય છે. બહુ ગરમી હોય તો વળી વાંસાભર સુઈ પેટ અને પગ પહોળા રાખે છે.

આ ઉડતી ખિસકોલીનો ખોરાક ફળો અને કડક શિંગો છે. જે જે જુદા જુદા વૃક્ષ ઉપર થાય છે તેની સાથે વૃક્ષની છાલ, તેનો ગુંદર અને રસ પણ ખાય છે. વળી છાલ નીચે સંતાએલી જીવાત, તેની ઈંડાળ અને ઈયળોનો પણ ઉપયોગ કરે છે. તેની ખાવાની રીત તો આપણી ગામઠી ખિસકોલી માફક પાછલા પગ ઉપર બેસી આગલા પગમાં ખોરાક પકડી ફેરવીને કોતરતાં જવાની છે. ખાતી વખતે તેનાં બન્ને જડબાં હલે છે. કડક છોડાંવાળી શિંગો જ્યારે ખાતી હોય ત્યારે તેના છીંણી જેવા દાંત એવો અવાજ કરે છે કે જાણે નાની કરવત ચાલતી હોય. આ અવાજ ઘણે લાંબે સુધી સંભળાય છે. પોતાનો ખોરાક હંમેશાં વૃક્ષ ઉપરથી શોધી લે છે. પણ ક્યારેક તેઓ જમીન ઉપર તે શોધવા ઉતરી આવે છે.

આ ઉડતી ખિસકોલીઓ એક બીજાનો સહકાર રાત્રીના સમયે એકધારા અવારનવાર ઉપરા ઉપરી ચીત્કાર કરી મેળવે છે. આ અવાજ તેઓની હાજરી ખુલ્લી પાડે છે. વધારામાં વળી તેઓ બહુ જુદા





જુદા અવાજની સુરાવટ કરી શકે છે. એટલે તેને શોધવામાં બહુ મુશ્કેલી પડે છે.

આ પ્રાણીના પ્રજનનકાળ વિષે બહુ થોડી માહિતી સાંપડે છે. તેના માળા વૃક્ષના પોલાણમાં હોય છે. માદા વિયાવાની થાય તે પહેલાં તે પાંદડાં રૂવાંટી, સુંવાળા રેસા વગેરે ચીજો લાવી માળો બનાવે છે. ક્યારે નરમાદા બન્ને આ માળા ઉપયોગ કરતાં માલૂમ પડયાં છે. પણ આ સહકાર કેટલો વખત ચાલે છે તે વિષે જરાય માહિતી નથી. પણ જ્યારે બચ્ચાં જન્મે છે ત્યારે તો બચ્ચાં અને તેની માતાજ આ માળામાં વસે છે. એક વિયાંમણમાં માદા કેટલાં બચ્ચાંને જન્મ આપે છે તે જાણવામાં આવ્યું નથી. ઉડતી ખિસકોલી પાળી શકાય છે. પણ નાજુક તબીયતની હોવાથી બહુ લાંબો વખત જીવતી નથી.

## મોટી ખિસકોલી

મોટી ખિસકોલીનું કદ માથાથી પુંછડીના મૂળ સુધી લગભગ સાડા ચૌદથી પંદર ઈંચ અને પુંછડીની લંબાઇ આશરે ચોવીશ ઈંચની આસપાસ હોય છે. આપણે ત્યાં આ ખિસકોલી દક્ષિણ ગુજરાત, ડાંગના જંગલ, નર્મદાની ખીણો અને રાજપીપળાનાં વનોમાં વસે છે, એમ જાણવા મળે છે. વળી એનો રંગ, જેવા જંગલ એટલે ઘાટાં કે આછાં હોય તે પ્રમાણે ઘેરો આછો થઇ આવે છે. આવા જુદા જુદા રંગની પાંચ જાતો ફકત રંગના તફાવતવાળી આખા હિન્દમાં વસે છે. જેવી જંગલની ઘટાસ તેવો તેનો ઘેરો રંગ થાય છે.

આ મોટી ખિસકોલી મોટા વનમાં જ વસવાનું પસંદ કરે છે. જ્યાં પણ તેઓ ઉંચા વૃક્ષની ટોચ ઉપર જ વસે છે, અને ભાગ્યે જ જમીન ઉપર આવે છે. જો તેને ભાગવાનો વખત આવે તો એક વૃક્ષ ઉપરથી બીજા વૃક્ષ ઉપર બહુ લાંબા કુદકા મારી ભાગે છે. આવા કુદકા ઘણી વખત તો વીસ વાર જેટલા કે તેથી પણ વધારે લાંબા થઇ જાય છે. કુદકો મારતી વખતે તેઓ પોતાના હાથ પગને પુરા ખોલી નાંખી લંબાવી દે છે. પોતાની કાયાના પ્રમાણમાં આ પ્રાણી ઘણું ચપળ અને તરવરાટીયું છે. તેમાં ખાસ કરી સાંજે સાંજે તેઓ બહુ સ્ફૂર્તિમાં રહે છે, કારણકે ચોપગાં પ્રાણીઓમાં એવો નિયમ હોય છે કે તેઓ બપોર વચાળ આરામ લે છે, તેમ આ ખિસકોલી પણ બપોર વચાળ આરામ લે છે. આરામ તેઓ કાંતો કોઈ જાડી ડાળી ઉપર પોતાનાં અંગો લંબાવીને લે છે અથવા તો તેના માળાંમાં જઇને પણ લે છે. તેમાં ઠંડી અને વરસાદની ઋતુ હોય ત્યારે તો તેઓ માળાનો જ ઉપયોગ આરામ માટે કરે છે.

આવડો મોટો દેહ હોવા છતાં તેઓ એટલી બધી બીકણ અને ચપળ પ્રાણી છે કે તેને શોધતાં બહુ મુશ્કેલી પડે છે. વળી તેનો રંગ પણ એટલો બહાર તરી આવતો હોય છે છતાં દેખાય નહિ. પણ તેનો અવાજ તરત જ સંભળાય છે, તેનો કડકડાટીયો અવાજ વારે ઘડીયે બોલાવતી હોવાથી તેની હાજરીની ખબર પડી જાય છે. કોઈ પણ જાતનો અજાણ્યો અવાજ અથવા દેખાવ આ પ્રાણીને જ્યાં હોય ત્યાં કકળાટ કરાવી મુકે છે. તેનામાં વાંદરાને મળતી આવે એવી એ ખાસિયત છે. કોઈ વહેમ પડતી વસ્તુ જોવાઈ જાય તો હોહા કરી મુકે છે. આ હોહામાં તેના બધા અવાજનો સમાવેશ થઇ જાય છે. એક બીજી ખાસિયત આ પ્રાણીમાં એવી છે કે હરવખત ભડકીને ભાગતું નથી પણ જાડી ડાળી સાથે પહોળી થઇને ચોંટી જાય છે.

મોટી ખિસકોલી કાંતો એકલી અથવા જોડીમાં ફરે છે અને પોતાનો મોટો ગોળ માળો પાંદડાં અને ડાળીઓ વાપરી પાતળી ડાળીમાં બનાવે છે. જેથી કોઇ ઘાતકી પ્રાણી તેની ઉપર પહોંચવાની મહેનત ન કરે. જ્યાં દરરોજ વરસાદ ન પડતો હોય એવા જંગલમાં જ્યારે વનરાજી સાવ પાંદડાં વિનાની થઇ ગઇ હોય તેવે વખતે આ માળા બહુ સાફ દેખાય છે. એક ખિસકોલી નાના વગડામાં ઘણા માળા બાંધી નાખે છે અને રાતના આરામ માટે તે વાપરે છે.




જ્યારે એકનો ઉપયોગ તેનાં બચ્ચાંના ઉછેરને માટે કરે છે. તેના પ્રજનન વિષે પણ માહિતીનો અભાવ છે. પણ તેઓ ઉનાળામાં બચ્ચાં આપતાં હશે, કારણ કે મને દક્ષિણ હિન્દનાં જંગલમાંથી એક પાળેલું બચ્ચું ઓકટોબર માસમાં મળેલું. તેની ઉંમર પુછતાં પાંચ માસ કહેવામાં આવેલી. જે ભાવનગરમાં મારી પાસે બેથી અઢી વરસ જીવેલું. આ પ્રાણી ખુબ હળી ગયેલું, પણ ચીડાઇ જતાં સખત બટકું ભરી લેતું અને આનંદમાં આવી જાય તો કાં તો ગેલ કરે અથવાતો ઝાડ ઉપર ચઢી માળો બનાવવા લાગી જતું.

## ગામઠી ખિસકોલી

ગામઠી ખિસકોલીથી તો કોઇ અજાણ્યું હશે જ નહિ. કારણકે તેઓ આખો વખત કાં તો ઘરના છાપરા કે છજાં અથવા વૃક્ષ કે પરનાળ ઉપર બેસીને આખી બપોરે પોતાનો ચીત્કાર કર્યા જ કરે છે, અને સાંજ સવાર ધમાચકડી મચાવે છે. તેના રંગની ખાસ ખાસિયત એ કે તેના બરડા ઉપર પાંચ ઝાંખા પીળા રંગના પટ્ટા હોય છે. આ ખિસકોલીને ઘણા તાડની ખિસકોલી પણ કહે છે. જ્યારે હિન્દીમાં "ગીલેરી" ના નામથી ઓળખાય છે. આ ખિસકોલીનો વસવાટ આપણે ત્યાં કયાં નથી તેની જાણુ નથી. તેઓ વગડા અને ગામ તથા શહેર વગેરે તમામ ઠેકાણે વસવાટ કરે છે. મોટા જંગલમાં તેઓ દેખાતી નથી તેનું એકજ કારણ કે તેને માણસનો સહવાસ વધુ ગમ્યો છે અને આપણે જ લગભગ તેને ખોરાક પુરો પાડીએ છીએ. તેઓ ઘરનાં છાપરાં કે રસ્તા ઉપર ઉગેલાં વૃક્ષો, બધામાં પોતાને અનુકૂળ બેઠક બનાવી લે છે. તેની ચપળતા વિષે લખવું એ તો આપણી જ સમજની મશ્કરી કરવા જેવું છે. વળી તેની દોડા દોડ અને કુદાકુદ આપણને આનંદ આપે છે.

ગામઠી અને વગડાઉ મોટી ખિસકોલીનો ખોરાક ફળો, શિંગો, કુંપળો, કળીઓ અને વૃક્ષની છાલનો છે. તે સિવાય કેટલાંક ફૂલોમાંથી મધુ ચુસવાનો પણ શોખ ધરાવે છે. તેના આ શોખને લઇને ઘણાં ફૂલોમાં ફળો થઇ જાય છે. જીવાત તથા નાનાં પંખીના ઈંડાનો પણ ખાવામાં ઉપયોગ કરે છે. ચોમાસામાં નીકળતી ઉડતી ઉધ્ધી જ્યારે તેની પાંખ ખરીને નીચે જમીન ઉપર પડે છે ત્યારે તેને વીણીને બહુ શોખથી ખાય છે.

ગામઠી ખિસકોલી જેટલી સાધારણ છે તેટલું જ તેના પ્રજનન કાળ વિષે અજ્ઞાન છે. અથવા તો અધૂરી માહિતી જડે છે. જ્યારે ઉનાળાની ગરમી પડતી હોય ત્યારે આ પ્રાણીનાં નર માદાનો મેળાપ થાય છે. ફકત શિયાળાના મહિના સિવાય તો તેઓ આખું વરસ બચ્ચાં દે છે એમ મારા અવલોકનમાં આવ્યું છે. એ વખતે ઘણી માદા ખિસકોલીઓ તાપડા ઉનના કે સુતરાઉ ચીંથરાંનો ડુચો મોંમાં ઉપાડીને જતી દેખાય તો જાણી શકાય છે કે તે માળો બાંધવા માટે લઇ જાય છે. આ માળા તેઓ વૃક્ષ છાપરાં કે ભીંતના ધાતમાં ગોળ બનાવે છે. બહારથી તો તે ડુચા જેવો લાગે છે, પણ અંદર તે સુંવાળો અને ગોળ બનાવેલો હોય છે. એક વિયાંજણમાં બેથી ત્રણ બચ્ચાંને જન્મ આપે છે. જન્મે ત્યારે બચ્ચાંની આંખો મિચાયેલી હોય છે અને જ્યારે પુખ્ત ઉમ્મરનાં થાય ત્યારે માળો છોડે છે. તેમાં કદાચ કોઇ બચ્ચું બહાર નીકળીને નીચે પડયું હોય તો માદા તેને મ્હોંમાં ઉપાડી પાછું માળામાં લઇ જાય છે. જ્યારે બહાર પડી જાય ત્યારે બચ્ચું આખો વખત તેની માતાને ચીત્કાર કરી બોલાવ્યા કરે છે.

મારી પાસે ગામઠી ખિસકોલી સાવ કાળી, તેમજ સાવ ધોળી લાલ આંખો વાળી આવી ગઇ છે. અને પાળી છે. બચ્ચાં પણ થયાં છે.

## ભારતીય હિરણ મુષક

ઉત્પતનશીલ કુલમાં આવતા આ હિરણ મુષકને આપણા ઘરમાં વસતા ઉંદરથી ઓળખવા માટે તેની પુંછડી જોવી જોઇએ. હિરણ મુષકની પુંછડીને છેડે ફુમતું હોય અને આખી પુંછડી ઉપર વાળ હોય છે. આ ઉપરાંત તેના પાછલા પગો પણ લાંબા હોય છે. આવા લાંબા પગ હોવાનું કારણ તેની ચાલવાની





રીતને લઈને થયા હોય એમ લાગે છે. અને જ્યારે દોડે છે ત્યારે લાંબા કુદકા મારી ભાગે છે. આવા એક કુદકામાં ચારથી પાંચ વાર જેટલું અંતર કુદી જનારો આ નિશાચર ઉંદર પોતાના વસવાટ માટે અણખેડયાં ખેતર અને રેતાળ ભૂમિને પસંદ કરે છે. તેના નાકની અણીથી પુંછડીના મૂળ સુધીની લંબાઈ છથી સાત ઇંચની હોય છે. એનો રંગ ગતા કથ્થઈથી રાખોડી કથ્થઈ સુધીના જુદા જુદા થાય છે.

આ ઉંદર સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં બરાબર થાય છે. જ્યાં તેઓ પોતાનો માળો વડો અને અગોચર તથા ઝાળામાં ખોદીને બનાવે છે છતાં કોઈક વખત સાવ ખુલ્લી જમીનમાં પણ જોવા મળી આવે છે. જ્યાં વરસાદનું પાણી ભરાઈ જવા સંભવ હોય ત્યાં તેઓ ઉફરી જગ્યા ઘાંત ખોદવા માટે પસંદ કરે છે. તેના એક ઘાંતથી બીજા ઘાંત તરફ જવાના રસ્તા ઉપરથી તેના રહેઠાણની ખબર પડી જાય છે. વળી નર માદા બન્ને રહેવા માટે જુદાં ઘાંત બનાવે છે. તેમાં નરને વસવાના ઘાંતને એક દ્વાર હોય ત્યારે માદા પોતાના ઘાંતને એક કરતાં વધારે દ્વાર બનાવે છે. આ દ્વાર એક ચોકમાં નીચે આવે કે જે ચોક એક ફુટ કરતાં વધારે જમીનના સપાટીથી ઉંડો હોય છે. આ ઉંડાઈ જમીનના કઠણ કે નરમપણા ઉપર આધાર રાખે છે. તેમાં એક ભય વખતે ભાગી નીકળવાનું દ્વાર પણ રાખવામાં આવે છે, જે દ્વાર જમીનના પાતળા થરથી બંધ રાખવામાં આવે છે. જ્યારે તેમાંથી ભાગવાનો વખત આવે અને ભાગતાં તે પડ સાથે અથડાય કે તરત જ તે દ્વાર ખુલી જાય છે.

હિરણ મુષક દિવસે ઘાંતમાં આરામ કરે છે અને સંધ્યા સમયે બહાર આવે છે. જરા પણ ભય દેખાય તો તેઓ તરત જ પાછા ઘાંતમાં ઘુસી જાય છે.

આ ઉંદરનો ખોરાક ખાસ કરીને દાણા, મૂળીયાં અને ઘાસનો છે. જ્યારે તેઓ અમાપ સંખ્યામાં થઈ જાય ત્યારે ધાન્યના પાકને નુકસાન કરે છે. આ નુકસાન જ્યારથી દાણા વવાય, ઉગે અને ચઢે ત્યાં સુધી તે નુકસાન પહોંચાડે છે. લણણી ટાણું એ તેઓનો ખોરાક ભેગો કરી લેવાનો સમય છે. જે વખતે ખુબ દાણા પોતના ઘાંતમાં સંગ્રહી રાખે છે, અને તેનો ઉપયોગ ઉનાળામાં કરે છે. જ્યારે સંઘરો ખૂટી જાય ત્યારે તેઓ બીજા ખોરાક ઉપર ઉતરી પડે છે. આવો ખોરાક તે મૂળીયાં, પાંદડાં અને જંગલી છોડવા છે. હાથલા થોરનાં ફીંડવાં ઉપર તેઓને વધારે ભાવ હોય છે, કે જે ફળો બીજાં ઘણાં કર્તનશીલ વર્ગનાં પ્રાણીઓને સુકી ઋતુમાં ખોરાક પૂરો પાડે છે. જ્યારે આવાં ફળો પણ પૂરાં થાય ત્યારે જમીન ઉપર વસતાં પંખીઓનાં ઈંડાં, જીવાત, ઇયળો અને ઝીણાં બચ્ચાં તથા બીજાં નાના કર્તનશીલ પ્રાણીઓ પણ મારી ખાય છે.

તેઓના પ્રજનન કાળ વિશે માહિતી નથી. કારણ કે નર માદા જુદાં જુદાં વસે છે અને તેઓનો સંયોગ ઘાંતની અંદર થાય છે કે જમીન ઉપર એની પણ માહિતી જડતી નથી. પણ તેના ચોક એક બીજા સાથે દ્વારોથી સંકળાયેલા હોય છે. જ્યારે જમીન ઉપર એક ઘાંતથી બીજા ઘાંતમાં જવાની કેડીઓ પડી ગયેલી દેખાય છે. આ તેઓના વ્યહવારનો બીજો રસ્તો છે એમ મનાય છે. માળાવાળા ચોકમાં પાંદડાં અને ઘાસ પાથરી દે છે. બનતાં સુધી માદા એક વિયાજણમાં ચારથી વધારે બચ્ચાંને જન્મ આપતી નથી. પણ કયારેક તેના કરતાં ઘણી વધારે સંખ્યામાં બચ્ચાં જોવામાં આવે છે જે એક કરતાં વધારે વિયાજણનાં હોય.

### ખેતરાઉ ઉંદર

આ ઉંદરનું કદ ઉપર જોઈ ગયા તેના કરતાં નાનું છે. તેના શરીરનો રંગ રેતીયો પીળો અને પેટાળનો રંગ મેલો સફેદ હોય છે. આ નાનકડો ઉંદર રેતાળ અને રણ પ્રદેશમાં વસે છે. ગુજરાત સૌરાષ્ટ્રમાં કયાંક જ નહિ દેખાતો હોય. તેઓની ખાસિયત હિરણ મુષકની ખાસિયત કરતાં જુદી નથી, પણ તેઓ હિરણ મુષક કરતાં વધારે મોટી સંખ્યામાં




ભેળા વસે છે અને નાની વસાહતો બનાવી રહે છે. કે જે વસાહતોથી જમીન પોલી થઇ જાય છે. તેનાં ધાંત પણ એકાદ ફૂટ ઉંડા હોય છે અને તેઓ પણ ભાગવાની બારી રાખે છે. તેઓનો વસવાટ રણમાં હોવાને અંગે આપણને ઓછી રીતે નુકસાનકારક છે. અલબત તેનાં ધાંત ખેતી પાસે તેમજ પડતર જમીન અને કાંઠા તથા રણમાં પણ હોય છે. તેમાં રેતીની ઢગીઓ, કાંકરી કાઢેલા ખાડા અને ઉકરડા કિનારા તેઓને વસવાની મનગમતી જગ્યા છે. તે સિવાય પવને ઉડાડેલી રેતી જે જાળ પાસે જમા થઇ હોય ત્યાં પણ ધાંત ખોદી વસવાટ કરે છે.

જેમ હિરણ મુષક નિશાચર છે તેમ આ ઉંદર દિવાચર છે, એટલે દિવસના કોઇ પણ ભાગમાં અને ઋતુમાં દેખાય છે. તેમાં ખાસ કરીને ઉગતી ઉષાના સમયે અને સવારના ભાગમાં તેઓ ખાસ તરવરાટમાં હોય છે. જ્યારે ભડકી જાય ત્યારે તેઓ ડાકલી બજાવે છે. અને પાછલા પગ જમીન ઉપર પછાડે છે અને ભાગતાં પહેલાં પુંછડીને નવીન રીતે ઉંચી કરી ભાગે છે અને ધાંતમાં ભરાઇ જાય છે. પણ ધાંતમાં લાંબો વખત ન ટકતાં તરત જ ધાંત બહાર મ્હોં કાઢે છે અને એક પછી એક તમામ બહાર ડોકાય છે. તેમાંથી હિંમતવાન વ્યકિત બહાર નીકળી પડે કે તેની પાછળ બાકીના બહાર આવે છે. પેલી હિંમતવાન વ્યકિત પોતાના પાછલા પગ ઉપર બેસી અથવા ઊભી થઈ બરાબર તપાસ કરે છે અને નક્કી કરી આગળ વધે છે. પછી બધા બહાર ચાલી આવે છે.

રણમુષકનો ખોરાક કંદમૂળ ઘાસ, પાંદડાં, શિંગો વગેરેનો છે. કેટલીક વખત તેઓની વસાહતો ખાલી દેખાય છે. એ ઉપરથી તેઓ સારા ખોરાક-વાળી જગ્યાએ સ્થળાન્તર કરતા હોય એમ લાગે છે. તેઓના પ્રજનન કાળ વિશે જરાય માહિતી જડતી નથી. છતાં એમ મનાય છે કે ઉભું વરસ તેઓ બચ્ચાં આપતા હોય એમ મનાય છે.

## ઉંદર અને ઉંદરડી

હવે આપણે મુષક કુટુમ્બનો બીજો ભાગ તપાસીએ. આ કુટુમ્બમાં આપણા ઘરમાં વસતા, ખેતરમાં વસતા, વનવાસી ઉંદર ઉંદરડીનો સમાવેશ થાય છે. આપણને જરૂર એમ થાય કે હિરણ મુષક અને ખેતરાઉ ઉંદર અને હવે આવે છે તે ઉંદરમાં ફેર કેવો હશે? તો હવે આપણે જે ઉંદર અને ઉંદરડીઓ વિષે જાણવાના છીએ તેઓની પુંછડી ઉપર ભીંગડાં અને છુટાછવાયા વાળ આવેલા હોય છે. જ્યારે અગાઉ જોઇ ગયા તેઓને આવી પુંછડી નથી. આ ઉંદર અને ઉંદરડીને ઉપર બતાવ્યા પ્રમાણે ત્રણ જાતમાં વ્હેંચી નાંખવામાં આવ્યા છે. પહેલી જાત તો આપણા ઘરમાં વસીને આપણને ઘણી હેરાન કરે છે. બીજી જાત ખેતરમાં વસી ધાન્યના પાકને અનહદ નુકસાન કરે છે. જ્યારે ત્રીજી જાત પોતાના વસવાટ માટે વગડો જ પસંદ કરે છે, એટલે જાળાં ઝાંખરાં વાળી કાંટોમાં વસે છે. આ ઉંદર થોડેઘણે અંશે વૃક્ષવાસી છે એટલે તેઓને વૃક્ષના અથવા જાળા ના ઉંદર કહી શકાય.

## જરઠકાય વગડાઉ ઉંદર

આ ઉંદર દક્ષિણ ગુજરાત તેમ જ સૌરાષ્ટ્રમાં દેખાય છે. તેઓ ખેડેલાં ખેતર, વાડીઓ અને ગૌચ-રમાં ધાંત ખોદી રહે છે. આ સિવાય વગડામાં અતિ સામાન્ય છે. સ્વભાવે બહુ તેજ અને પાણીમાં તરનાર છે. તેના નાકની અણીથી પુંછડીના મૂળ સુધીની લંબાઇ પાંચથી સાત ઈંચ સુધીની હોય છે. જ્યારે ખીજે ભરાય છે ત્યારે આ ઉંદર પોતાનાં રૂંવાડાં ઉભાં કરી ઘૂરકવા લાગે છે. તેનો રંગ રાખોડી કથ્થઈ જેમાં પીળાં ટપકાં નજરે ચઢે છે. પેટાળ ઝાંખા રંગનું હોય છે.

જ્યાં આ જરઠકાય ઉંદરની વસ્તી હોય છે ત્યાં તેઓ તેના દર આગળ ખોદેલી માટીના ઢગલા કરી નાંખે છે અંદર દાખલ થવાના ધાંત જે જમીનની સપાટી ઉપર હોય છે તેનાથી લગભગ અઢારથી વીસ





ઈંચ ઊંડે ચોક આવે છે. આ ચોકમાંથી ઘણા લાંબા ફાંટા નીકળે છે. આ લંબાઇ જમીનના નરમ તથા કઠણ પણા ઉપર આધાર રાખે છે. જ્યાં આવાં ઘાંત ખેતરો પાસે હોય છે ત્યાં બનતાં સુધી તેના પાળાનો ઉપયોગ કરેલો જોવામાં આવે છે. આ પાળાનાં ઘાંતની લંબાઇ પાળા ઉપર હોય છે. જે લાંબા ભોગદાં હોય તેની વચ્ચે વચ્ચે માટીના ઢગલા કરતા જાય છે. છતાં ભોગદું એક સરખું ચાલ્યું જાય છે. આ રસ્તા વચ્ચે પણ નાના ચોક આવતા જાય છે. જે તેઓ લાણી ટાણાંમાં અનાજનો સંઘરો કરવા માટે વાપરે છે. આ સંઘરા તેઓના બેસવાના ચોકથી દૂર હોતા નથી. દુષ્કાળના વખતમાં આ ધાંતો માણસો ખોદી કાઢે છે અને જમા કરેલો દાણો કાઢી લે છે.

સુવા કે બેસવાના ચોકમાંથી ભાગવાના ઘણા રસ્તા રાખેલા હોય છે. પણ ઉપરથી તે રસ્તા જોઇ શકાતા નથી, કારણ કે તે બધા જમીનના પાતળા પડથી ઢંકાએલા હોય છે. આ પડ એટલું નરમ હોય છે કે તેની સાથે અથડાતાં જ તે તૂટી જાય છે. આ ઉંદર પાકને ઘણો નુકસાન કર્તા છે.

એક ઘાંત એક ઉંદર અથવા તો મા તથા બચ્ચાં પોતાનું કરી લે છે અને માદા તેમાં ઘાસ, અને પાંદડાં ભરી માળો બનાવી એક વિયાજણમાં દસથી બાર બચ્ચાંને જન્મ આપે છે. આ બચ્ચાંને શરીર ઉપર રૂંવાટી હોતી નથી અને અંધ હોય છે. પણ બહુ થોડા વખતમાં તેના ઉપર રૂંવાટી આવી જાય છે અને ત્રણ ચાર માસમાં નર માદા પુખ્ત ઉમ્મરનાં થઇ બચ્ચાંને જન્મ આપે છે.

### મેતાડ અથવા મસૃણરોમ ખેતરાઉ ઉંદર

મેતાડ આપણે ત્યાં ઉત્તર ગુજરાત અને સૌરાષ્ટ્રમાં સર્વ અનુકૂળ જગ્યામાં વસે છે. અને તેની ઘાટી રૂંવાટી અને ગોળ કાનથી બીજા ખેતરાઉ ઉંદરમાંથી તરત વરતાઇ આવે છે.

તેનો રંગ ઝાંખો કથ્થાઇ રાખોડી અને પેટાળ મેલું સફેદ હોય છે; તેની નાકની અણીથી પુંછડીના છેડા સુધીની લંબાઇ દસથી બાર ઈંચની થાય છે;

મેતાડ ઉંદર ખાસ કરીને ખેડવાણ ખેતરની નજીક વસે છે. અને પડેલાં ઝૂંપડાંની દિવાલનો વસવાટ માટે ખાસ ઉપયોગ કરે છે. તેઓ જોડીમાં અથવા તો પાંચ સાતની ટુકડીમાં વસે છે. હાથલા થોરની વાડ અને પડેલા પથ્થરના ઢગલામાં પણ ઘાંત ખોદી વસે છે. અને ઘાટાં જાળામાં પણ વસવાટ શોધી લે છે. આ ઉંદર ધાન્યના પાકને થોડું ઘણું નુકસાન પહોંચાડે છે. પણ જ્યાં કપાસનાં વાવેતર થતાં હોય ત્યાં તો તેઓ સારું એવું નુકસાન પહોંચાડે છે. જ્યારે આ ઉંદરનો વધારો થાય છે ત્યારે મરકીનો રોગ ફાટી નીકળવા સંભવ છે. તેના પ્રજનન વિશે કોઇ માહિતી નથી.

### દ્રુમવાસી ઉંદર

આ દ્રુમવાસી ઉંદર આપણા ધાન્યના પાકને ખાસ નુકસાન કરતા નથી. ખાસ કરી તેઓ અરણ્યવાસી હોય છે. તેઓની ખાસ ઓળખ તેઓનું ટુંકું માથું ગોળ કાન અને જરા વળેલી પુંછડી છે. તેની આખી લંબાઈ સાત સાડાસાત ઇંચની દેખાય છે. ઉપરનો રંગ પીળાશ પડતો કથ્થઈ તેમાં બારીક રતાશ પડતાં અને કાળાં ટપકાં હોય છે. આ ઉંદર સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં થાય છે. તેનો વસવાટ વનોમાં છે છતાં કોઇક ખેડવાણ જમીનમાં આવી પહોંચે છે. તેના માળા કાંટાળી ઝાડી કે ગીચ જાળામાં તણખલાં રેસા અને ઘાસના ગુંથેલા જોવામાં આવે છે. આ ઉંદર બહુ ચપળ નથી અને સ્વભાવે ધીરા છે એટલે તેના દરથી ચરવા જવાની જ પહોંચવા એક જ કેડી વાપરે છે.

ખોરાકમાં તેઓ મુળીયાં, ધરો અને બીયાં લે છે. તેઓના પ્રજનન વિશે માહિતી મળતી નથી.

### લાંબી પુંછડીવાળો વૃક્ષશેય ઉંદર

ગુજરાત સૌરાષ્ટ્રમાં દેખાતો આ સુંવાળી રૂંવાટીનો લાંબી પુંછડીવાળો સોનેરી રાતા રંગનો અને




પેટાળમાં સફેદ રંગવાળો આ ઉંદર સુંદર દેખાવનો છે. માથા સાથે શરીરની લંબાઇ બેથી ત્રણ ઇંચ અને તેટલી જ લાંબી પુંછડી હોય છે. તેના નામ પ્રમાણે તે વૃક્ષ ઉપર જ વસવા વાળો છે. આ બાબત તેના પગ ઉપરથી તરત જ વરતાઇ આવે છે. આમાં તેની પહેલી અને પાંચમી આંગળી એક બીજાની સામે આવે છે અને પુંછડી ગોળને બદલે ચપટી હોય છે.

આ આકર્ષક ઉંદર જાળા તથા વૃક્ષ ઉપર બહુ ચપળ હોય છે. તેઓનો ખોરાક ફળો, કળીઓ અને કુંપળોનો છે તે બધો વૃક્ષો ઉપરથી જ શોધી લે છે. જ્યારે તે વૃક્ષ ઉપર ચઢતો હોય છે ત્યારે પકડ માટે પોતાની પુંછડીનો પણ ઉપયોગ કરે છે. જેટલો વખત તે વૃક્ષ ઉપર છે એટલો જમીન ઉપર નથી.

જ્યારે માદાને બચ્ચાં આવવાનાં થાય છે ત્યારે તે મોટો માળો જે વસ્તુઓ મળે તે બધી વાપરી બનાવે છે. તેમાં ઘાસ અને લાંબા પાંદડાં વાપરી લે છે. અથવા તો કોઇક વખત પાતળી ડાળીઓનો પણ ઉપયોગ કરી લે છે. ઘાસથી બાંધેલાં ઝૂપડાંમાં પણ કોઇ વખત જગ્યા પસંદ કરી ત્યાં પણ બચ્ચાં ઉછેરતાં દેખાયાં છે અથવા તો બીજાં પંખીના પડતર માળા સમાનમા કરીને વાપરી લે છે.

આ માળાનો મા અને બચ્ચાં જ ઉપયોગ કરે છે. એક વિયાંજણમાં ત્રણ થી છ બચ્ચાંને જન્મ આપે છે. નર પોતાના વસવાટ માટે જુદો માળો બનાવી લે છે. આ માળાની ખાસિયત એ કે જેમ ફાવે તેમ ગોઠવેલાં સાંધનો વાળો દેખાય છે. આમાં નરો સુવે છે.

આ ઉંદર ક્યારે બચ્ચાં આપે છે તેની માહિતી નથી.

## ઘરનો ઉંદર

આ ઉંદરના ત્રાસથી કોઇ મકાન બાકી નહિ હોય. કારણ કે જ્યાં માણસ ગયો કે તેની ઘરવખરી સાથે તે પણ કોઇ પણ રીતે સાથે ગયો છે. આ કારણે તેણે આખી દુનિયામાં વસવાટ મેળવ્યો છે. એની ત્રણ જાતો જાણીતી છે. પહેલી કાળી અને ધુમાડીયા રાખોડી પેટાળવાળી કે જે યુરોપ બાજુ થાય છે અને બહાર ઠંડી ન સહન થઇ શકવાથી તેણે ઘરમાં વસવા માંડયું. બીજી જાત કથ્થઇ તપખીરીયા અને મેલા પેટાળવાળી આ જાત ભૂમધ્ય સમુદ્રના દેશમાં પ્રચલિત છે. અને ત્રીજી પીળી પીઠ કે રતાશ પડતા રંગવાળી પીઠ અને સાવ સફેદ પેટાળવાળી જાત છે. આ જાત ખાસ કરીને વગડામાં વસે છે. અને ભાગ્યે જ ઘરનો આશરો લે છે. અને સાવ કાળી જાત જે બંદરો સિવાય ભાગ્યે જ જોવા મળે છે. આ જાત ઉત્તર તરફથી સમુદ્ર રસ્તે આવેલી મનાય છે. તપખીરીયા અને મેલા પેટવાળી જાત ગામ વચ્ચે રહે છે કે જ્યાં તેને પુષ્કળ મકાન મળી રહે અને છેવટે એ સફેદ પેટવાળી જાત વનવગડા અને સપાટ કે ડુંગરાળ પ્રદેશોમાં વસે છે.

## ઘુંશ

આ મોટા ઉંદર આપણી સાથે જ વસે છે. પણ ઘરમાં નહિ. ફળીયા કે આસપાસ જગ્યા શોધી લે છે. તેની લંબાઇ બારથી પંદર ઇંચ નાકની અણીથી પુંછડીના છેડા સુધીની છે. જ્યારે પુંછડી બીજા એટલા ઈંચ લાંબી છે. ઘુંશનું વજન દોઢથી ત્રણ શેર સુધી મપાયું છે. આ કદ અને વજન તેને બીજા ઉંદરથી જુદા પાડે છે. ઘુંસની ચાર જાતો નક્કી કરવામાં આવી છે તેમાં આપણે ત્યાં થતી ઘુંશ બહુ મોટા કદની અને ઉભા કાળા અને લાંબા વાળથી તે તરત જ ઓળખાઇ આવે છે.

ઘુંશને તો મોટા શહેરોજ વસવાટ માટે પસંદ છે. છતાં એટલું તો ચોક્કસ કે ઘરના ઉંદર જેટલી તેઓની સંખ્યા નથી તો પણ તેઓ છુટથી ઘરમાં દાખલ થાય છે. મુંબઇમાં તો ગટર અને પરામાં બગીચામાં કે તબેલામાં મોટા ધાંત ખોદી વસે છે. તેઓનો ખાસ શોખ તો ખોદકામ કરવાનો છે. એટલે ચણતરને બગાડવામાં તેઓ મોટો ભાગ





ભજવે છે. વળી એનાં ધાંત કોઈ નાનાં સુનાં નથી, એ ઉપરથી તેઓની વસ્તીની જાણ થઇ જાય છે. રસોડામાં વધેલાં અન્ન, દાણા, ભાજીપાલો અને ક્યારેક મુરઘાં ખડા ઉપર તેઓ તુટી પડી માંસનો સ્વાદ પણ લઇ લે છે.

તેઓના પ્રજનન વિષે મને માહિતી નથી.

### ઉંદરડી

આ પણ તદ્દન સાધારણ રીતે આપણા ઘરમાં દોડાદોડ કરતું નાનું પ્રાણી છે. તેના શરીરનો ઘાટ મોટા ઘરના ઉંદરને મળતો આવે છે. પણ લંબાઇમાં માત્ર બેથી ત્રણ ઈંચ અને પુંછડી એટલીજ લાંબી છે. સાધારણ ઘેરો અથવા તપખીરીયો રંગ ઉપર અને પેટાળ ઝાંખા રંગવાળું છે. આ ઉંદરડીનું જન્મસ્થાન એશિયા છે. જ્યાંથી તે આખી દુનિયામાં પ્રસરી છે. ખાસ તો તેઓ હિન્દમા હિમાલયની તળેટીથી કન્યાકુમારી સુધી પોતાનું રાજ્ય માને છે. આપણા મકાનોજ તેઓને સરસ રહેણાક પુરૂં પાડે છે. છતાં ક્યારેક ફળીયામાં વસવાટ કરી લે છે. ઉંદરડી બહુ ચપળ, ચઢવામાં એક્કું, વળી સીધી ભીંતો પણ ચઢી જનાર અને લાંબા કુદકા પણ મારી લેનાર છે. આમ તો તેઓ ઘરમાં પણ પોતે હંમેશ વાપરતાં ભીંતની સોડમાં બનાવેલો રસ્તો વાપરે છે. અને કોઇ પણ ખોરાક પચાવી જાય તેવું તેનું જઠર છે. ગમે તેવી વસ્તુઓ આડી અવળી ગોઠવી ને અંદર વરસમાં ચાર પાંચ વખત રૂંવાટી વિનાનાં અંધ બચ્ચાંને જન્મ આપે છે. આ બચ્ચાં બહુ થોડા વખતમાં પોતાના માબાપ જેવડાં થઇ જાય છે અને પુરું વરસ થયા પહેલાં પાછાં તેઓ બચ્ચાંને જન્મ આપે છે.

### શાહુડી અથવા શેઢાડી.

દિવસે શાહુડી વગડામાં જોવા નથી મળતી. એ તો નિશાચર છે એટલે રાતના પોતાનો ભાજીપાલો, ફળો અને મુળીયાંનો ખોરાક શોધવા નીકળી પડે છે. અજવાળી રાત અથવા તો મોટરની લાઇટ સિવાય એ ભાગ્યેજ જોઇ શકાય છે.

આ પ્રાણી જેવું આખા શરીર ઉપર લાંબા સિસોળીઆ જેવાં બખ્તરવાળું બીજું પ્રાણી નથી. અલબત્ત કેટલાકને એવા ટુંકા અને કડક બાલ હોય છે જ્યારે શાહુડીના માથા ઉપર લગભગ આઠ નવ ઇંચના સફેદ સિસોળીયાં અને પીઠ ઉપર લાંબા પાતળા સિસોળીયાંની વચ્ચે જાડા અને ટુંકા સિસોળીયાનાં હથીયાર હોવાથી આ પ્રાણી પોતાનો બચાવ પાછળ પગે હઠી કાઢીને તે જાડાં સિસોળીયાંને દુશ્મનના પગમાં ભરાવી ને કરે છે. આ ઘા કોઇ વખત પાકી પણ આવે છે. સિસોળીયાનો રંગ કાળો કથ્થઇ અને ધોળો છે. ખરી જાય તો પાછાં નવાં ઉગે છે. આમાં ચુનો કેલ્શીયમના તત્ત્વોની જરૂર હોવાથી તેઓ બીજાં પ્રાણીના હાડકા અને શીંગડાં ચાવીને તે તત્ત્વો મેળવી લે છે.

તેઓ પથ્થરખાણનાં ધાંત અથવા તો પોતે બનાવેલાં ધાંત બનાવ્યાં હોય તો તેના દ્વાર પાસે મોટા માટીના ઢગલા થયેલા દેખાય છે. આમાં તેઓ જરૂર પડે ત્યારે નાસવા માટે કેટલાંક દ્વારો છુપાવીને રાખે છે. કેટલાંક તો ઘણાં ઉંડા હોય છે. શાહુડીની ઘ્રાણ લેવાની શક્તિ બહુ તેજ હોવાથી તેઓ તેને પકડવા મૂકેલાં છટકાંથી બચીને ચાલે છે.

તેઓનો ખોરાક જ બતાવી આપે છે. આ પ્રાણી વાડીમાં મોલાતને નુકસાન કરતું હશે તે સિવાય નાનાં છોડના મૂળીયાં ખાઇને જંગલમાં વનરાજીને પણ નુકસાન પહોંચાડે છે. આવા કામમાં પરોવાઈ હોય અને એકદમ ઓચિંતી કોઇ વહેમાઇ જાય તો તે પોતાનાં સિસોળીયાંને ઉંચાં કરી ધુરકવા લાગે છે, અને બચાવ માટે તૈયાર થઈ જાય છે.

આપણામાં એવી માન્યતા છે કે શેઢાડી પોતાનો બચાવ કરવા-દુરથી પોતાના દુશ્મન ઉપર સિસોળીયાંના તીર ચલાવે છે. પણ આ બાબત વજૂદવાળી નથી પણ ઉપર બતાવ્યા પ્રમાણે તેઓ પાછે પગે દોડી એકદમ દુશ્મનના પગમાં અથડાઇને પોતાનાં સિસોળીયાંથી કોરી ઘા કરે છે. કેટલીક તો તદ્દન બીક વગરની થઇ જાય છે.



આપણે ત્યાં શેઢાડીનાં બચ્ચાં શિયાળાની આખરમાં થાય છે. તેમાં માબાપ બંને બચ્ચાંની સંભાળ રાખતાં દેખાયાં છે અને એક જ ધાંતમાં આરામ કરે છે. બચ્ચાં જન્મે છે ત્યારે તેની આંખો ઉઘાડી હોય છે અને શરીર ઉપર નરમ સુંવાળાં ટુંકાં શિસોળીયાં તો હોય જ છે.

## સસલાં અથવા ખરગોશ

શિકારી ભાષામાં સસલાંને ખરગોશ શબ્દથી સંબોધવું વધારે અનુકૂળ છે. આ પ્રાણી કહે છે કે મારો ગમે તેટલો શિકાર કરવામાં આવે છે છતાં પણ જો મારા જેવા પાછલા પગો છે એવા આગલા પગો કુદરતે આપ્યા હોત તો વાઘરીના કુબામાં જઈ બેસત. એ ઉપરથી સમજી શકાશે કે તેની દોડ કેટલી તેજ હશે.

ખરગોશનો રંગ રતાશ પડતો તપખીરીયો અને પીઠ ઉપર તેમાં કાળો રંગ પણ નજરે ચઢે છે. છાતી અને પગો આછા રતાશ પડતા પીળા રંગના હોય છે. સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં બે જાતના ખરગોશ વસે છે. તેમાં એક રણનો ખરગોશ કે જેણે રણની રેતી જેવા રંગમાં ભળી જવા રેતીયો આછો પીળો રંગ રાખ્યો છે.

બંને જાત પોતાની અનુકૂળ જગ્યામાં બહુ ફાલી ફુલી રહે છે. તેમાં જાળીઝાંખરાંવાળી સીમ અને ખેડવાણ ખેતરોવાળી જગ્યા તેઓને અતિ પ્રિય છે. ઘણા ખરગોશ ગામના ગોંદરામાં વસવાનું પસંદ કરે છે જ્યાં તેઓ ગમે તે ખોરાક ખાઈ લે છે. જ્યારે સીમમાં વિહાર કરતાં જો ત્યાં લીલી ધરોની તાણ પડે ત્યારે બગીચામાં લીલી ધરો ખાવા પ્રવેશ કરે છે. મોટરમાં રાતના ફરતાં તેઓ બત્તીના અજવાળામાં દોડાદોડ કરતાં દેખાઈ જાય છે, છતાં દિવસના ભાગમાં પણ ફરતાં દેખાઈ આવે છે. ઘણે ભાગે તેઓ દિવસે કોઈ જાળામાં કે ઘાસ ઊગેલી જગ્યામાં બદ બનાવી બેસી રહે છે અને ઊંઘે છે. કોઈ વખત ખેડેલા ખેતરનાં ઢેફાં પાસે પણ આશરો લઈ બેસી જાય છે. માણસો ઉપરાંત તેના બીજા ઘણા દુશ્મન છે. શીયાળ, લામડી કુતરાં અને ઝુમસનો તેને હંમેશાં ભય રહે છે. વળી જંગલી બિલાડાં તો તેને શોધતાં ફરતાં હોય છે. તેનો બચાવ તે જો હાલ્યાચાલ્યા વિના એક જ રીતે બેઠો રહે તો તે આસપાસના રંગ સાથે એવો એકરસ થઇ ગયેલો લાગે કે જરાય ખબર ન પડે કે આ કોઇ પ્રાણી છે, પણ જેવો કોઇ દુશ્મન તેની પડખેથી પસાર થાય કે તે વિચારને બદલી ભાગવા માંડે છે અને બચાવ માટે કોઇ જાળું, ઝાડી વાડ કે જુના ધાંતને અંદર ઘુસી જવા માટે વાપરે છે.

ખરગોશ એકીસાથે એક કે બે બચ્ચાંને જન્મ આપે છે. આ વિયાંજણ વરસાદ પહેલાં થાય છે. બચ્ચાં ખુલ્લી આંખે જન્મે છે અને જન્મ્યાં પછી થોડા કલાકમાં ચાલવા લાગી જાય છે.

ખરગોશનો શિકાર શિકારી કુતરાંથી કે ચિત્તાથી તથા ચરગ અને બાજથી જોવાની ખૂબ મઝા આવે છે. તેમાં તે કેવી કેવી તરકીબ વાપરી પોતાની પાછળ પડનારને થાપ આપે છે તેનું અવલોકન કરવા મળે છે.



# એ ભૂત

મૂળ લેખક: વિ. સ. ખાંડેકર
અનુ: ગોપાળરાવ ગ. વિદ્વાંસ

ચોમાસાના મહિના બેસી ગયા હતા. દિવસ પર દિવસ પસાર થતા હતા. હજુ વરસાદનો છાંટો ય પડ્યો નહોતો.

ગામની આખી વસ્તી પાદર આવેલા દેવાલયમાં એકઠી મળી. આબાલવૃદ્ધ, સ્ત્રીપુરુષ, ગરીબ શ્રીમંત, બધા હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યા: 'હે દયાસાગર! અમ ગરીબો પર દયા લાવ. પ્રભો! તારા કૃપાસાગરના મેઘ અમારે ગામે ખેંચી લાવ. હે ભક્તવત્સલ! અમે તો તારાં બાળકો કહેવાઈએ!'

લોકોની આ પ્રાર્થના હજુ ભાગ્યે જ પૂરી થાય છે ત્યાં તો એ ગિરદીમાંથી એક નાસ્તિક માણસ આગળ ઊછળી આવ્યો. મહાસાગર જેવી રૌદ્ર ગંભીર વાણીથી એણે કહેવા માંડ્યું: 'મૂર્ખાઓ! આ પથ્થરના દેવની પ્રાર્થના કરી કરીને સુકાઈ ગયેલાં ગળાં શા માટે વધુ સૂકવો છો? આ મંદિરની બહાર જે પથરાઓનો પુંજ પડ્યો છે એમાંનો જ આ પણ એક પથરો છે. પુષ્પો ચડાવ્યે પથ્થરની શોભા વધે છે પણ તેનામાં દૈવી શક્તિ પેદા નથી થઈ શકતી. તમારાં બાળબચ્ચાં ભૂખે મરી જાય એવી તમારી મરજી ન હોય તો તમે મારું કહેવું સાંભળો. આ શોભાયમાન પણ શક્તિહીન પથ્થરની પૂજા કરવામાં વખત ન બગાડો, એ ફંદમાં ન ફસાઓ. હું કહું છું, અત્યારે જ મારી સાથે ચાલો. આપણે નદીએ પહોંચીએ. નાનાં મોટાં સહુ રાતદિવસ સખત મહેનત કરશું તો એનાં પાણી આપણે આપણાં ખેતરો સુધી જરૂર પહોંચાડી શકશું. સાચા ભગવાન આ સામે દેખાતા પથ્થરમાં નથી, પણ તમારા સાજા સારા કાંડાં બાવડાંમાં છે, તમારા હાથના જોરમાં છે–'

ત્યાં તો ભરરરર કરતો એક અણીદાર પથરો આવી લાગ્યો. પાકેલા ફળ ઉપર પંખી ચાંચ મારે તેમ એ અણીદાર પથ્થર પેલા વ્યાખ્યાતાના કપાળમાં લાગ્યો. લોહીથી ખરડાઈને લાલ બનેલા ચહેરા સાથે જ આસપાસના સમુદાયને ઉદ્દેશીને એ નાસ્તિક વધારે જોરથી બોલી ઊઠ્યો: 'ભાઈઓ! હજુ મારું માનો! જરા વિચારો. આ પૂજા પ્રાર્થનાની વાત જવા દો–પથ્થરને પિગળાવવાની આ મૂર્ખાઈ—

બોલનારના બોલ અરધેથી જ અટકી ગયા. સેંકડો ગોફણોમાંથી પથરા છૂટે તેમ ચારેપાસથી એ નાસ્તિક ઉપર પથ્થરોનો વરસાદ વરસી રહ્યો! કોઈ મહાઝેરી સર્પની પેઠે લોકોએ એને પથરાઓ મારી મારીને ટીચી નાખ્યો–ખલાસ કર્યો.

× ×

વળી દિવસો પર દિવસો પસાર થયા; નક્ષત્ર પછી નક્ષત્ર પૂરાં થતાં ચાલ્યાં; પણ આકાશમાંથી પાણીનું ટીપુંય પડતું નહોતું. ગરીબોને ઘેર તાવડીઓ પોરો દેવા લાગી. બાળકોનાં દયામણાં–ભૂખ્યાં મોં સામે હવે માતાઓથી જોયું પણ જતું નહોતું. ગામ આખામાં, ઘરોઘર, જાણે મૃત્યુની વિકરાળ છાયા વિકટ હાસ્ય સાથે પથરાઈ રહી હોય એવાં દૃશ્યો વધતાં ચાલ્યાં.

ફરી પાછું ગામ આખું મંદિરમાં એકઠું મળ્યું. આબાલવૃદ્ધ, સ્ત્રીપુરુષ, ગરીબ ધનિક, સહુ હાથ જોડી ભગવાનને વિનવવા લાગ્યા: 'હે દીનબંધુ! અમ દુખિયાં પર દયા કર. પ્રભો! તારા કૃપાસાગરના મેઘ અમારે ગામે ખેંચી લાવ. હે ભક્તવત્સલ! અમે તો તારાં બાળકો કહેવાઈએ!'

પ્રાર્થના હજુ માંડ પૂરી થઈ હશે ત્યાં તો એ ટોળામાંથી એક આસ્તિક માનવી આગળ નીકળી આવ્યો. શરદ ઋતુની નદીના પ્રવાહ જેવા પ્રસન્ન સ્વરે તેણે લોકોને કહેવા માંડ્યું: 'ભાઈઓ! અહીં બેઠાં માત્ર ભગવાનને વિનવ્યા કર્યે કશું નહિ વળે. આપણે સહુ એનાં જ બાળકો છીએ– એ એક જ પિતાનો આપણે સહુ પરિવાર ગણાઈએ. આપણે સહુ એક જ કુટુંબી કહેવાઈએ. તમે સમજો છો?'

સહુએ હકારાર્થે માથાં હલાવ્યાં.

આસ્તિકે આગળ ચલાવ્યું: 'તો મારી સાથે ચાલો! ગામમાં સંગ્રહાયેલું સઘળું અનાજ આપણે




એકઠું કરીએ. કોઠીઓમાં ભરેલું, પટારાઓમાં સંતાડેલું, ભોંયરામાં દાટી રાખેલું, ગંજીઓમાં છુપાવી દીધેલું બધું અનાજ—દાણેદાણો આપણે ખોળી કાઢીએ. અને એમ એકઠા કરેલા અનાજના સંગ્રહમાંથી સહુને જેને જેટલું જોઇતું હોય તેટલું લઇ જાય એમ કરીએ. આમ કરશું તો ગામનું એક કૂતરું પણ ભૂખ્યું નહિ રહે. જો આપણે એમ નહિ કરીએ તો આ મંદિરની બહાર જેમ પુષ્કળ પથરા ખડકાયલા પડ્યા છે એમ ગામમાં આપણાં મડદાંના ઢગ રચાશે.

ભાઇઓ! ભગવાન આ મંદિરમાં નથી સમાયો; એ તો તમારા હૈયામાં વસે છે! દિલમાં જરા દયા લાવો; તમારાં હૈયાંને વહેતાં કરો; ચાલો આપણે સહુ એકેએક ઘેર પહોંચી જઇને આ સંતાડાયેલું અનાજ—'

પણ એના શબ્દો અધૂરા જ રહી ગયા. એક અણીદાર પથરો ભરરર કરતો આવી પહોંચ્યો. કડકડતી વીજળી જેમ કોઇ ઊંચા વૃક્ષની ટોચે પછડાય તેમ એ પથરો પેલા આસ્તિકના કપાળ સાથે અફળાયો. લોહીથી ખરડાયલા હાથ લાંબા કરી કરી લોકોને શાંત કરતાં કરતાં તેણે કહેવા માંડ્યું: 'મૂર્ખાઓ! ભગવાન તો દયાનો સાગર છે એ વીસરશો નહિ. તમે સહુ એક જ પિતાનાં બાળકો છો. જે તમારા દરેક પાસે છે તે તેનું એકલાનું નથી; સહુનું'—

પણ પથરાઓના વરસાદમાં એના શબ્દો દબાઇ ગયા. હજારો બંદૂકોમાંથી એકી સાથે ગોળીઓ છૂટે તેમ ચોપાસથી એ આસ્તિક ઉપર પથરાઓનો મારો થયો. કોઇ હડકાયા કૂતરાની પેઠે સહુએ મળી એનો જીવ લીધો.

× ×

દુકાળમાં આખરે એ ગામનાં સઘળાં ગરીબ કુટુંબો મરી ખૂટ્યાં. બાકી રહેલાં મૂઠીભર ધનિક કુટુંબો બીતિથી એ ગામ છોડી પરગામ જઇ વસ્યાં.

એ નિર્જન ગામમાં હવે એક પડી ગયેલું ખંડિયેર જેવું એ દેવાલય ઊભું રહ્યું. કોઇ કોઇ વાર મધરાતે એ મંદિરના ચોગાનમાં બે ભૂતો એકબીજાના ગળામાં હાથ ભેરવી હસતાં નાચતાં હવે દેખા દે છે. કોઈ કોઇ વાર એ બંને ભૂતો એ ખંડેર બની ગયેલા મંદિરના ગર્ભગૃહમાં જઇ ભગવાનને પૂછતાં પણ લાગે છે: 'ભગવાન! આ ગામ આમ સાવ ઉજ્જડ કાં બની ગયું છે? તારી પૂજા–પ્રાર્થના કરવા ઊલટતી એ પેલી માનવમેદની હવે કેમ અદૃશ્ય થઇ ગઇ છે?'

બંને કાન માંડીને ભગવાનના જવાબની આતુરતાથી રાહ જોઇ રહે છે. તેમને કાને બાજૂના ઝાડ પરથી અચાનક જાગી ઊઠેલાં કોઇ ભયભીત પક્ષીઓનો ચિત્કાર માત્ર સંભળાય છે!



# પ્રાચીન ભારતીય સંગીત

ચૈતન્ય દેસાઈ

## ભરતમાં વિશિષ્ટ અર્થમાં 'રાગ'નો ઉપયોગ

સંગીતમાંના રાગ શબ્દને ફ્રાકસ સ્ટ્રેંગવેઝે એનો અંગ્રેજી પ્રતિશબ્દ melody-type એવો બનાવ્યો છે. આ ખાસ અર્થમાં ભરતે રાગ શબ્દ ક્યાં વાપર્યો છે, તે હવે જોઈશું:-

(૧) 'एतेषामनुवादी तु जातिरागस्वरान्वितः' (३२।९६)

પુષ્કરવાદ્ય એટલે કે પખવાજને દરેક વખતે તે તે રાગના સંવાદી (concordent) સ્વરમાં લગાડવા માટે આટા આદિ લગાડવાના વિધિને પ્રાચીનોએ માર્જના સંજ્ઞા આપી છે, આ બાબતને અંગે આવેલા રાગ શબ્દનો અર્થ વિશિષ્ટ જ લેવો પડશે.

(૨) त्रिमार्जनं पूरित-राग-योगम् ।
मृदंग-वाद्यं गुणतो वदन्ति ॥(२३।२६९)

અહીંયા આગળ પણ માર્જના વડે રાગને યોગ્ય એવો સ્વર પખવાજ પૂરે છે, એવો મતલબ છે, જેથી રાગ શબ્દ ખાસ અર્થમાં જ લેવો પડશે.

(૩) 'यथा ग्रामराग-मूर्च्छना-मार्जनानुलिप्तेषु मृदंगेषु०' (३३।२०५-२०६)

આમાંય તે ગ્રામ અને રાગની અગર તો ગ્રામ-રાગની મૂર્ચ્છનાને બંધબેસતા સ્વરમાં પખવાજને લગાડવાની માર્જના-ક્રિયા કહી છે, જ્યાં રાગ શબ્દનો વિશિષ્ટ અભિપ્રાય સ્પષ્ટ છે.

(૪) ભરતે 'अंश'ની વ્યાખ્યામાં 'यस्मिश्च रागो वसति' આદિ કહ્યું છે, ત્યાં પણ રાગનો વિશિષ્ટ અર્થ લેવો જોઈએ.

### રાગો બાબતની મતંગોદ્ધૃત ભરતોક્તિ

(૧) तथाः चाऽऽह भरत-मुनिः, "जाति संभूतत्वाद् ग्रामरागाणाम् ।" (बृ. दे. पृ. ८७)

મતંગે આપેલું ભરતનું આ વચન કલ્લિનાથે પણ તારવી લીધું છે, જો કે તે ભરતના નાટ્યશાસ્ત્રની ઉપલબ્ધ પ્રતિઓમાં મને મળ્યું નહીં. પં. ભાતખંડેએ ગ્રામ રાગની ચર્ચામાં કલ્લિનાથ ટીકામાંનો આ ભાગ આપી દીધો છે અને રાગ બાબત આ ભરત વચનો ક્યાંથી આવ્યાં એમ પૂછી તેમણે આશ્ચર્ય વ્યક્ત કર્યું છે। (हि. सं. पृ. २।१६१)

(૨) હિંદોલ રાગના વિવરણમાં મતંગે કોહલ સાથે ભરતનું નામ આધાર તરીકે લીધું છે:-

'भरत-कोहलादिभिराचार्यैः०' (बृ. दे. पृ १६)

કલ્લિનાથે પણ આ વચન તારવી લીધું છે. (सं. र. २।२।३१ ટીકા) એ કહેવું નહિ પડે।

રાગ બાબતના ભરતોક્તિના ઉપલા ઉલ્લેખ જો કે અપ્રત્યક્ષ છે.

### ૧૦
### કોહલ અને કશ્યપના રાગો

ભરતનાટ્યશાસ્ત્ર ગ્રંથ કોહલ-દત્તિલ-શાંડીલ્ય આદિ લેખકોએ લખ્યો છે યા તો તેઓના અલગ અલગ ગ્રંથોના સંગ્રહ તરીકે બનાવવામાં આવ્યો છે એમ માનવામાં આવે છે અને આવું પણ જોઈએ. "The work is said to have been compiled by Kohala, shandilya & others" (the History of Sanskrit Literature by Prof. Chandhari P. 155) કેમકે "બાકી રહેલા વિષયો ઉત્તરતંત્રમાં કોહલ કહેશે" એમ નાટ્યશાસ્ત્રમાં જ લખ્યું છે:-

शेषमुत्तरतंत्रेण कोहलःकथयिष्यति ।(३६।६९)
कोहलादिभिरेतैर्वा वात्स्यशांडील्य-धूर्त्तिलैः। (७१)

शांडील्यं चापि वात्स्यं च कोहलं दंतिलं तथा । (१२ब)

[ ઉપલા શ્લોક ૭૧ માં 'धूर्त्तिल' એવો શબ્દ બનારસ-પ્રતિમાં છે, ત્યાં दंतिल યા दत्तिल એવો શુદ્ધ પાઠ જોઈએ ]

દત્તિલનો સંગીત ઉપરનો ન્હાનો ગ્રંથ दत्तिलम् આ ત્રિવેંદ્રમ્ સિરીઝમાં અધૂરો પ્રસિદ્ધ થયો છે, કોહલનો ગ્રંથ હજી ઉપલબ્ધ થયો નથી. દત્તિલના ગ્રંથમાં રાગનું નામ મને મળ્યું નહીં.

રાગ વિષયક કોહલના વચનોના ઉતારાઓ મતંગે આપ્યા છે, તે સારું થયું છે:—

(૧) 'संस्थाप्य मूर्च्छना जाति-राग-भाषादि-सिद्धये ।' (बृ० दे. पृ. ३२)

(૨) 'जातिभाषादि-संयोगादनन्तः कीर्तितः स्वरः ।(१२)



ઉપલા બંને શ્લોકો અનુક્રમે (૧) મૂર્છનાના પ્રકરણમાં અને સ્વરના વ્યાખ્યાનમાં '**तथा चाऽऽह कोहलः**' એમ કહી આપેલા છે. ઉપલા નં૦ (૧) માં ભાષા રાગો નો ઉલ્લેખ છે, તે મહત્ત્વ ધરાવે છે, કેમકે તેથી સિદ્ધ થાય છે, કે ભરતપૂર્વ કાળમાં પ્રાચીન રાગોનું વર્ગીકરણ પણ થઇ ગયેલું. ભરતપૂર્વ સંગીતમાં (૧) **ग्रामराग** કરીને મુખ્ય રાગો તથા **भाषा विभाषा** અને **अंतर भाषा** તરીકે રાગોના બીજા ત્રણ પ્રકારો મળી ચારે વર્ગ સુધી રાગ પદ્ધતિનો વિકાસ થયો હતો એમ મતંગે આપેલા કશ્યપના તે બાબતના શ્લોકો ઉપરથી સ્પષ્ટ દેખાય છે. (**बृ. दे.** પૃ. ૧૦૪–૧૩૩)

[દત્તિલ, કોહલ, ભરત, મતંગ, નાન્યભૂપાલ, પરમર્દી, ભોજ, સોમેશ, અભિનવગુપ્ત આદિ પ્રાચીન અનેક ગ્રંથોના સંગ્રહ તરીકે **संगीत रत्नाकर** ગ્રંથ રચાયેલો છે, એમ તે ગ્રંથના કર્તાએ જ કહ્યું છે; જ્યારે "દત્તિલ–કોહલના

નૃત્યાધ્યાયના અનેક શ્લોકો રત્નાકરમાં કેમ આવી ગયા છે ?" એનો સવાલ પં. ભાતખંડે એ પોતે ન સમજવાથી તેમના ગ્રંથમાં એક જગ્યે કરી રાખ્યો છે ! ]

**नाट्यशास्त्र**માં **कश्यप** નો ઉલ્લેખ આવ્યો છે (**ना. शा. ३६।२**) તેમજ નારદી શિક્ષામાં પણ આવ્યો છે, જેથી કશ્યપને ભરતપૂર્વ માનવો જોઇએ.

[મતંગનો બૃહદ્દેશી ગ્રંથ ભરતનાટયશાસ્ત્રમાંના ગાયન વાદનના વિષય ઉપર વિસ્તૃત ભાષ્યરૂપે મુખ્યતઃ છે. ભરતસંગીતના વિવેચનરૂપ આથીય વિસ્તૃત અને સારો બીજો ગ્રંથ **नान्यभूपाल** કૃત **भरतभाष्य** કરીને ભાંડારકર રિસર્ચ ઇન્સ્ટીટયૂટમાં કેદ ભોગવી રહ્યો છે ! ]

મતંગ પહેલાના ગ્રંથકારોએ રાગોનું સવિસ્તર વર્ણન કરેલું નહીં હોય, એટલે મતંગે કહ્યું હશેઃ–

"**रागमार्गस्य यद्रूपं यन्नोक्तं भरतादिभिः।**
**निरूप्यते तदस्माभिः**" ઈત્યાદિ (**पृ.** ૮૧)

પહેલે રાગોજ ન હતા એવો મતંગના વચનનો અર્થ ન સમજવો જોઇએ.

રાગવર્ણનના વિષયમાં **कश्यपना** શ્લોક મતંગે ઠેરઠેર ઉતારી લીધા છે:—

(૧) **षाढवो मध्यमग्रामे पंचमः ककुभस्तथा।** (પૃ. ૮૭)

આ શ્લોકમાંના ષાડવ, પંચમ, કકુભ આદિ ગ્રામ રાગો છે.

(૨) **भिन्नषड्जादि ग्रामरागो०** (પૃ. ૯૨)
(૩) **वेसर** રાગોનું લક્ષણ (૯૪)
(૪) **ओढव टक्ककैशिक राग** (૯૭)
(૫) પાંચ **साधारण राग** (૯૯)
(૬) **नर्त** રાગ (૯૯)
(૭) રાગોની મૂર્છનાનો નિયમ (૧૦૩)
(૮) ગીત અને રાગ આમાંનો ફરક (૧૦૩)
(૯) નાટકોના પ્રવેશાદિ સંધિઓમાં ગ્રામરાગોનો વિનિયોગ (૧૦૪)
(૧૦) પૂર્વરંગ વગેરેમાં રાગપદ્ધતિરૂપ પાંચ '**गीति**' ઓનો વિનિયોગ (૧૦૪)
(૧૧) **राग–भाषा** નામક રાગોપભેદ (૧૦૪)

કશ્યપના આમાંથી ઘણાખરા આધારો કલ્લિનાથે પણ આપ્યા છે.

## ૧૧

## ભરતનાટયમાં રાગોનો સ્પષ્ટ ઉલ્લેખ

આ ઉલ્લેખ બત્રિસમા અધ્યયમાં આપ્યો છે:—

**मुखे तु मध्यग्रामः षड्जः प्रतिमुखे स्मृतः।**
**साधारितस्तथा गर्भे मर्शे कैशिक–मध्यमः॥**
**कैशिकं च तथा कार्यम्...।(३२।४५३–५४)**

ભરતના ઉપલા શ્લોકોમાં (૧) **मध्यम–ग्राम–राग** (૨) **षड्जग्राम राग** (૩) **शुद्धसाधारित** (૪)**कैशिक** અને (૫)**कैशिक–मध्यम** મળી કુલ પાંચ ગ્રામરાગોને ઉલ્લેખ છે (ગ્રામરાગો એટલે મુખ્ય રાગો) ઉપલા શ્લોકો (બનારસ આદિ પ્રતિમાંના) અધૂરા છે, એમ માનવું પડશે; કારણ આજ શ્લોકોનું અવતરણ મતંગે આપ્યું છે, તેમાં ૭ રાગો છે. મતંગે લખ્યું છે:–





ननु, अमी विनियोग-विशेषाः कस्माल्लभ्यन्ते ?
वचनादेव लभ्यन्ते ।
तथा चाऽऽह भरतः ॥
"मुखे तु मध्यम-ग्रामः षड्जः प्रतिमुखे भवेत् ।
गर्भे साधारितश्चैवावमर्शे तु पंचमः ॥
इत्यादि (बृ. दे. ८. ८७)

આ શ્લોકોમાં षाडव તથા पंचम આ બે રાગો વધારેના કહેલા છે, જેથી ભરતોક્ત ગ્રામરાગોની સંખ્યા ૭ થઇ જાય છે.

## ૧૨

## નારદોક્ત ગ્રામરાગો

મહત્ત્વની વાત આ છે, કે આજ ૭ રાગોનું વર્ણન નારદી શિક્ષામાં આપેલું છે:–

ऋषभोत्थित षड्ज-हतो
धैवतसहितश्च पंचमो यत्र ।
निपतति मध्यम-रागे
सनिषादः षाडवं विद्यात् ॥१।५

આ શ્લોકોની ભાષા વિલક્ષણ લાગે છે ખરી ! પં. ભાતખંડે લખે છે કે આ શ્લોકોમાંના "વર્ણનો હજી કોઇએ લગાડયા નથી. આ રાગોના ઠાઠ કયા, આ પણ હજી નક્કી થયું નથી." (હિં.સં. પૃ. ૨/૨૧) પ્રાચીન સંગીતમાંના ઠાઠ નક્કી થાય તો પછી બીજું શું જોઇએ ? વર્ણનો લગાડવાનો પંડીતજીનો મતલબ શ્લોકાનો અર્થ લગાડવો એવોજ હોય, તો તે મતંગ-રત્નાકરના સરલ શ્લોકો ઉપરથી લગાડી શકાય છે.

છેલ્લા શ્લોકમાં કશ્યપનો આધાર નારદે ટાંકયો છે :–

काकलिर्दृश्यते यत्र प्राधान्यं पंचमस्य तु ।
कश्यपः कौशिकं प्राह मध्यम-ग्राम-संभवम् ॥
(ना. शि. ४-११)

## ૧૩

## નારદી શિક્ષા શું ભરત પછીની છે ?

(૧) ભરતોક્ત ૭ ગ્રામરાગોનું વર્ણન નારદી શિક્ષામાં આપ્યું છે (૨) સંગીત માટેનો ભરતનો શબ્દ 'ગાંધર્વ' નારદી શિક્ષામાં આપેલો છે, જયારે (૩) રાગ વિષય શિક્ષાગ્રંથનો નથી, ફક્ત સામગાયનનો છે, એવી દલીલો કરી શ્રી. મુળેએ નારદી શિક્ષાને ભરત પછીની ઠેરવી દીધી છે (भा. स. पृ. ६७)

રાગગાયન ભરત પહેલાનું હતું એમ સિદ્ધ થયા પછી ઉપરની દલીલો બેકાર થઈ જાય છે. બાકી નારદી શિક્ષાનું સંગીત અને સમયનો વિચાર સ્વતંત્ર જ કરવો પડશે.

## ધ્રુવાઓનું ગાયન જાતિ અને રાગો વડે થતું

ભરતના ગ્રંથનો વિષય નાટ્ય એટલે અભિનય અને નાટકોનું તંત્ર (Technic) આ હતા. આ નાટયની સાથે અનુષંગથી સંગીત અને સાહિત્યનો ગૌણ વિચાર ભરતે આપેલો છે. ભરતના નાટકોમાં છંદોવૃત્તબદ્ધ ગીતો ગવાતાં, આ ગીતોને 'ध्रुवा' સંજ્ઞા હતી. પ્રાચીન સંગીતમાં ઠાઠ (modes) ના રાગોને 'जाति'ઓ અને તેમાંથી નિકળતા મુખ્ય 'મોટા' રાગોને ગ્રામરાગ કહેતા હતા, એવું માનવું હમણાં ઠીક રહેશે. ભરતે 'ધ્રુવા'ઓનું અને જાતિઓનું લાંબું વર્ણન આપ્યું છે, તેથી વિદ્વાનોનો સમજ થયો કે ભરતના વખતે જાતિઓનું જ ગાયન ફક્ત હતું.

પણ ધ્રુવાઓ જાતિઓમાં તેમજ રાગોમાં પણ ગવાતી, એમ કશ્યપના કહેવા પ્રમાણે સિદ્ધ થાય છે અને ભરતસમયમાં રાગની હસ્તી માટે આ એક વધાર પૂરાવો મળી જાય છે. કશ્યપના ઉક્ત શ્લોકો આ પ્રમાણે છે:—

ग्रामरागाः प्रयोक्तव्या विधितद्दशरूपके ।
प्रवेशाक्षेपनिष्क्राम-प्रासादिक मथान्तरम् ॥
गानं पंचविधं यत्तद् रागैरेभिः प्रयोजयेत ॥
(बृ. दे. पृ. १०४)

આ શ્લોક મહત્ત્વના છે, કેમકે તેની ઉપરથી સિદ્ધ થાય છે કે:–

(૧) પ્રાચીન બધાય નાટક પ્રકારોમાં ('दशरूपके') ग्रामरागोનો ઉપયોગ થતો હતો.



(૨) પાત્રોના પ્રવેશ, ગમન આદિ ક્રિયાઓ ઉપરથી ધ્રુવાઓના प्रावेशिकी, आक्षेपिकी આદિ ૫ પ્રકારો કરવામાં આવ્યા હતા અને તે એટલે કે 'પંચવિધ ગાન' ગ્રામરાગો વડે પણ ગાવાનું કશ્યપે કહ્યું છે:—

એવી જ રીતે નાટકના 'પૂર્વરંગ', 'પ્રસ્તાવના' આદિ વિભાગો હતા, તે દરેક વિભાગ પર અલગ અલગ પાંચ પદ્ધતિના રાગો ગાવા માટે પણ કશ્યપે કહ્યું છે:—

**पूर्वरंगे तु शुद्धा स्याद् भिन्ना प्रस्तावनाश्रया।**
**वेसरा मुखयोः कार्या गर्भे गौडी विधीयते ॥**
**साधारिनाऽवमर्षे स्यात्संधौ निर्वहणं तथा ।**

**રાગોના** વિશિષ્ટ ઢંગ એટલે ગાવાની પદ્ધતિ

(बृ. दे. १०८)

પ્રાચીનોએ शुद्धा, भिन्ना वेसरा, આદિ પાંચ પ્રકારની કહેલી છે અને તે ઢંગોનો પ્રાચીન સંગીતમાં **रीति** એવું નામ અપાયલું હતું. ઉપલા શ્લોકોમાં પૂર્વરંગ વખતે શુદ્ધા રીતિના રાગો, પ્રસ્તાવના ઉપર ભિન્ના રીતિના રાગો, વગેરે પ્રમાણે ગોઠવણ બાતવવામાં આવી છે, તેથી સિદ્ધ થાય છે કે જાતિગાયન પ્રમાણે જ રાગગાયન પણ ભરત પૂર્વ સમયથી નાટકોમાં પ્રચલિત હતું.

ઉપલા શ્લોકો મતંગે કશ્યપના બીજા શ્લોકોના ભેળા જ લખી આપ્યા છે, તેથી તે કશ્યપના છે એમ લાગે છે; પણ કલ્લિનાથે તે ભરતના તરીકે '**मुखे तु मध्यमग्रामः**' આદિ ભરતના શ્લોકોની સાથે જ આપી દીધા છે. (**सं. र. भाग १ पृ. १६९**)

સવાલ એ આવે છે, કે ભરતે જાતિઓનું વર્ણન કરી ગાયનનો વિષય કેમ છોડી દીધો ? આનો જવાબ એમ આપી શકાય કે રાગ આ તો જાતિના અવયવ (**अंग**) હતા, તેથી તેમાં રાગોનો સમાવેશ થઇ ગયો એમ ભરતે માની લીધું હોય. આ મારી કલ્પના નથી. ભરતે ખુદ તેવો નિર્દેશ કર્યો છે.

(१) **तस्माद् यद् गीयते किंचित्तत्सर्वं जातिषु स्थितम् । (दत्तिल ९७)**

(२) **तथा चाऽऽह भरतमुनिः—**

**'जाति-संभूतत्वाद् ग्रामरागाणाम्' इति।**

(बृ दे. पृ. ८७)

ભરતે કહેલા ૭ ગ્રામરાગો 'મુખ' 'પ્રતિમુખ' 'વિમર્શ' આદિ નાટકોના સંધિઓમાં ગાવા માટે કહેવામાં આવ્યું છે. ભારતના નાટ્યતંત્રના અનુસાર કથાનકના વિકાસની અવસ્થાઓને 'સંધિ' એવી સંજ્ઞા આપવામાં આવતી હતી.

[ ભરતોક્ત અને રત્નાકરોક્ત **जाति**ની મૂર્ચ્છનાઓમાં તથા ૧૩ લક્ષણોમાં ક્યાંક ક્યાંક ફરક રહેલા છે, તે કેમ ? એવી શંકા **પં. ભાતખંડેએ** કાઢી છે, ( हि. सं. प. ३ । ४४६–७) તે ઠીક છે. ]

## ૧૪
## રાગ સમય નિર્ણયનું ઐતિહાસિક મહત્ત્વ

વૈદિક કાળનું સામસંગીત **પાંચથી દસ હજાર વર્ષો પહેલાનું ભારતીય સંગીત** છે, જ્યારે તેનું સ્વરસપ્તક નક્કી થઈ ગયેલું. સામોમાંથી **जातिगान** અને જાતિઓમાંથી રાગગાયન એવી રીતનો ભારતીય સંગીતનો વિકાસ આજથી બે ત્રણ હજાર વર્ષો પહેલે જ થયો હતો; એમ ઉપલી ચર્ચા ઉપરથી નક્કી થાય છે, આ ઘટનાનું મહત્ત્વ ઐતિહાસિક દૃષ્ટિથી મોટું છે: કેમકે હિંદના પાડોસી ઇરાની–અરબી સંગીતનો ઇતિહાસ ઇ. સ. ૫૦૦થી શરૂ થાય છે, ગ્રીક સંગીતમાં modes નામક આપણી જાતિઓના જેવું સંગીત હતું, જેનો સમય ખ્રિ. પૂ. ૫૦૦–૩૫૦ વર્ષોથી એટલે ગ્રીક સંગીત શાસ્ત્રી એરિસ્ટોક્ઝેનસ (Aristoxenus) થી પ્રાચીન નથી. બીજી વખતે જોઇશું કે પ્રાચીન ભારતીય સંગીતનો સંબંધ તથા તેની સમાનતા પ્રાચીન ઇજીપ્ત (ખ્રિ. પૂ. ૨૦૦૦ વર્ષ) સુમેરીઅન અને હિબ્રુ લોકોના સંગીતની સાથે હતો.

☆

# સફર

જીવરામ જોષી.

પંદરેક વર્ષ પહેલાં આ મથાળા નીચે "કુમાર"માં લાંબી સફર કથા મેં લખી હતી ત્યારે વાચકોના બહોળા વર્ગે, યુવાન અને વૃદ્ધો, સૌએ રસથી વાંચી હતી. એ જ મથાળું ફરીને અહીં લાવું છું. એટલા માટે નહિ કે એ વધારે જાણીતું થયેલું. એટલા માટે કે એ સફર એક હેતુ લઈને જન્મી હતી. તેવી જ એક હેતુ લઈને આ સફર ખેડાયેલી. એ સફરનો હેતુ ભિન્ન હતો. આ સફરનો હેતુ વિચિત્ર હતો. એ સફર ખેડી ત્યારે કિશોરવયની કુમળી ભાવનાઓ અને અબોધ કલ્પનાઓની લલિત નાટિકાનું એક પાત્ર હું હતો. આ સફર ખેડી ત્યારે પ્રૌઢ વિચારોના બળથી અને અનુભવે ઘડાયલી શ્રદ્ધાના જોમથી સ્વકર્તવ્ય બજાવતો એક સાધક બનેલો વાસ્તવિક જગતનો એક વ્યવહારૂ માનવી હું હતો.

એક સમજણ બંનેમાં રહેલી. મોજ માણવાની યાત્રા કે પર્યટન ત્યારે પણ નહોતું અને આ વેળા પણ એવી કોઈ વાત નહોતી. પછી આ રીતે લખવી પડશે એ પણ કલ્પનામાં આવેલું નહિ. પહેલી સફર વેળા તો એવું કોઇ ભાન જ નહોતું. આ સફરમાં લખી શકું છું એ તો સમજતો જ હતો. છતાં એમ ધારેલું કે આવી સફરમાં લખવા જેવું રસિક શું હશે. અને એમાં રસ પણ કોને પડવાનો ? જેનો અનુભવ થઇ શકે, કલ્પનાથી કે સ્વાનુભવથી તે જ સાહિત્ય રસદાયી બની શકે છે. મારી આ સફરમાં તો મારા જેવી લાગણીથી આવી વાતો વિચારનારા સેંકડે નહિ પણ હજારોએ એકાદ જ નીકળે. એટલે લખવા જેવી રસ કથા આ સફર નહિ બની શકે એમ પહેલેથી જ ધારેલું અને તેથી લખવા જેવું કોઇ સંકલન કીધેલું નહિ.

અચાનક વિદ્યાબેન નિલકંઠને મળવા ગયો, શ્રીમતી વિનોદિનીબેન પણ હતાં. કુશળ સમાચાર પૂછાયા. હિમાલય બાજુ ઘૂમી આવ્યાની મેં વાત કહી. જ્યાં જ્યાં મારે જવાનું થયેલું તે વિષેનું મેં પરિચય વર્ણન આપ્યું, અને આમાંથી એક ખોખું અનાયાસે ઘડાઇ ગયું.

જેમાં રસ નહિ પડે એવું મેં ધારી લીધેલું તે લખવામાં મને પોતાને જ આનંદ આવવા લાગ્યો. વીતેલા સમયનાં સંભારણાં કેવાં સુખદ હોય છે, એ તો એ સમય વીત્યા પછી સંભારીએ ત્યારે જ સમજાય છે. અહીં મને એ પણ સમજાયું કે, મારી આ સફર ભલે સૌને આકર્ષે કે અનુભૂતિનો બોધરસ ઉભો કરે એવી ન હોય પણ મારી આ સફર પાછળ રહેલી "ઇચ્છા" સૌમાં સમાન પ્રમાણમાં રહેલી છે જ. એ સમાન ઇચ્છામાં પણ સૌને સમાન રસ હોય છે. મારી જે ઇચ્છાએ આ સફર ખેડાવી અને એ સફરનું સ્મરણ એ જ ઇચ્છાને લીધે આજે મને લખવું ને સંભારવું મીઠું લાગે છે. મારું આ લખાયલું સ્મરણ મારા જેવા ઇચ્છાવાળાને વધારે મીઠું લાગશે. વધારે એટલા માટે કે તેઓ ભાગ્યે જ પોતાની મારા જેવી ઇચ્છાને મારી રીતે અનુભવને માર્ગે વાળી શકે ! અને આ સફર સૌને માટે લખાઇ.

આશા છે કે વાચકો પણ મારી એ ઇચ્છા કોઇને કોઇ રૂપે, નાસ્તિક કે શ્રદ્ધાભાવથી પોતાની ઇચ્છા જ અનુભવશે.

૧

બાળવયના એ દિવસો વળી તાજા થાય છે. ગામડાનો વાસ મોટર કેવી હોય એ પણ જાણેલું નહિ ત્યારના સંસ્કાર બળનું આજે ભાન થાય છે. માનવી કે પ્રાણીઓ હાડમાંસનાં પૂતળાં માત્ર નથી. છે પૂતળાં જ, પણ કેવાં આશ્ચર્યમય ! જીવનમાં આનંદ શાથી આવી રહ્યો છે, એ વિચારીએ તો દંગ થયા વિના રહેવાશે નહિ. મહાજ્ઞાની કે મહાયોગી, મહામુર્ખ કે મહાપંડિત બધા જ, આ એક જ પ્રશ્ન વિચારે છે, ત્યારે દંગ થાય છે. આપણે શાથી જીવીએ છીએ અને જીવવામાં રસ શા કારણે




છે ? આ પ્રશ્નનનો મને કયાંયથી સમજાય એવો ઉત્તર ન મળ્યો. આ વિષય માટે અપાયલા ઉત્તરો વાંચીને થાકયો, સાંભળીને થાકયો પણ સમજ ન પડી. પણ અંતે એ સમજ પડી કે એ સ્વાનુભવનો વિષય છે. બીજાના અનુભવની વાત સાંભળીને એ પ્રશ્ન બીજાને સમજાય જ નહિ.

ત્યારે જાતે અનુભવ કરું ને જાદુના ખેલ જેવા જીવન પાછળ કઇ ગોઠવણ–કયો હેતુ કામ કરે છે તે જાણી લઉં. એ જાણવા મથ્યો ત્યારે બાળપણ સાંભર્યું. સાંભર્યું એટલા માટે કે "દોરી સર્વની એના હાથમાં" છે. બાળવયનાં અડપલાં પણ કોઇ અગમ્ય દોરી -સંચારથી થતાં હતાં.

બાળવયના એ દિવસો એવા એક ગામડામાં અને તે ય સૌરાષ્ટ્રના ગામડામાં વીતતા કે સંસ્કાર કે કેળવણીનો જરા સરખો ય પાશ મળે નહિ. ત્યારે નવ દશ વર્ષનું વય હશે. એક લત લાગી ગઇ. ગામને છેડે બાવાજીનું ઘર. રાતે ત્યાં ભજન ગવાય. બેઘડીના આનંદની આ એક જ પ્રવૃત્તિ, તેમાં ય જેને રસ હોય તેજ ભાગ લે બે ચાર વાર મેં ભાગ લીધો. પછી તો ભજન ગાતો ને મંજીરાં વગાડતો થઇ ગયો. બે ચાર વાર મોડી રાતે ઘેર ગયો. બાએ વાત જાણી કડક પ્રતિબંધ મૂકયો કે મારે ભજનમાં ન જવું. બધાં સૂઇ ગયા પછી ધીમેથી ઊઠતો, સાંકળ ઉઘાડતો ને છટકીને ભજનમાં ભળી જતો. આ માત્ર નાનકડા સત્યભાવની સાધના હતી. ત્યાગ વિના ટેક પાળી શકાતી નથી. ટેક વિના કર્તવ્ય કર્મ થઇ શકતું નથી. આ વાતની ય બાને જાણ થઇ. તેમણે અટકાયતી ધારો લાગુ કીધો. હવે અટકી જાઉં તો કાચો ઠરું. પ્રહ્લાદજીનું એક ભજન શીખી ગયો હતો. સાચી વાત ન છોડી અને પિતાનું વચન ન પાળ્યું. મારી સત્ય વાત છોડવા બાનો અટકાયતી ધારો તોડવો જ જોઈએ. અને બીજે દિવસે સત્યાગ્રહ કીધો. ભજનમાં જવાની છૂટી મળે તો જ ખાવું. દીકરાને ભૂખે ટળવળતે દેખી શકે એવાં કઠણ હૃદયનાં મારાં બા નહિ. છૂટી મળી ગઈ, રાતની રાત પણ કયારેક ભજનમાં જ વીતે.

અહીંથી પ્રભુની લીલાને પ્રભુના નામ પર અપાર શ્રદ્ધા ભકિતનો કાચો પોચો સંસ્કાર જન્મ્યો.

સમય વીત તો ગયો અને સમજણની દૃષ્ટિ લાંબી થતી ગઈ, છાપું વાંચતાં બેકારને "જોઇએ છે" નું મથાળું ઝટ જડી જાય છે. પોતાના ખપની એવી જાહેરાતને રસથી વાંચે છે ને બધી વિગત કંઠસ્થ થઇ જાય છે. એ જાહેરાત વિષે એને બધું જ્ઞાન પ્રાપ્ત થઇ જાય છે. બીજી બધી જાહેરાતો એને મન નકામી છે. વાંચીને જવા છતાં એમાંની બીજી જાહેરાતોનું કશું વિવરણ એને સાંભરતું નથી તેમજ સૌનું થાય છે. જ્ઞાનના વિષયો તો અનેક છે. છતાં પોતાને રૂચતો વિષય જ્યાં દેખાય ત્યાંથી મેળવી લે છે. એ જ એક વિષયને પોતે વધારે આગળ પડતો અને સપ્રમાણ ગણે છે. બીજા વિષયો એટલા પ્રમાણભૂત દેખાતા નથી.

મારી સમજ વધતી ગઈ તેમ તેમ પ્રભુભક્તિનું જ્ઞાન પણ વધારતો ગયો. પ્રભુ ભકિત વિરૂદ્ધ કશુંક આવે કે સૂગથી તેને ફગાવી દઉં. એને અનુકૂળ આવે કે ઝડપી લઉં. ગાંધીજી એટલા માટે ગમ્યા કે રઘુપતિ રાઘવની ધૂન બોલાવતા. આર્યસમાજમાં જતો આવતો એટલા માટે થયો કે ઇશ્વર ઉપર આર્ય સમાજીઓને લોખંડી વિશ્વાસ છે.

સત્ય કે અસત્ય પારખવાની કોઇ કસોટી છે જ નહિ. તેમજ શું સત્ય અને શું અસત્ય એ કહેવા માટે કોઈ એક વ્યાખ્યા નથી. પોતાની માન્યતાને અનુકૂળ જે દેખાય તે સત્ય અને તેનાથી વિરૂદ્ધ તે અસત્ય. આનો અર્થ એ નથી કે સત્ય જેવું કંઇ છે જ નહિ. જેને જે ફાવે તે સત્ય, એવી વ્યાખ્યા પણ સત્યની નથી. સત્ય છે અને તે સર્વ કાળમાં ને સર્વ દિશામાં એક સરખા સ્વરૂપે રહે છે. પરંતુ એ સત્ય સમજવા જેવી શકિત આવે તો જ સમજાય. એને વિવેક શક્તિ કહી છે. આ શક્તિ આવે ત્યારે બધા રાગ ને રોષ શમી જાય છે. એ શમે છે ત્યારે અસત્ય જેવું કશું છે જ





નહિ એવું દેખાય છે. જેને આપણે સત્ય અથવા અસત્ય કહીએ છીએ તે બંને એક જ છે. પણ આવી સમજ આવવી અતિ કઠિન છે. એ આવતાં પહેલાં આપણી બુદ્ધિ આડે, સમજણને ફરતા જે આવરણો ઊભાં છે, તેની ધડભાંગ થાય છે. આવી દશામાં ઘડીકમાં આસ્તિક તો ઘડીકમાં નાસ્તિક બની જવાય છે. ઘડીકમાં આર્યસમાજી તો ઘડીકમાં કટ્ટર સનાતની બની બેસે છે. ઘડી પહેલાંના સનાતની ઈસાઈ કે મુસ્લિમ બનવા પણ તૈયાર થાય છે. આ ઘડભાંગ છે. આ ઘડભાંગ અટકે નહિ તો અંતે ઘડભાંગ ન કરવી પડે એવા ધર્મનો માનનારો એ બની જાય છે.

મારું પણ આમ જ થયું. ઘડભાંગનો આરંભ થયો. એકાએક પ્રભુ ઉપરથી વિશ્વાસ ઊઠી ગયો. વિશ્વાસ ઊઠયો કે બધા ધર્મની બધી ક્રિયાઓ એક ફોગટ ખેલ જેવી લાગી. પૂર્ણ શ્રદ્ધા અને અખૂટ ભાવથી જે ભજનો ગાતો તે કેવળ અજ્ઞાનનું કારણ હતું એમ માનતો થયો. એક વાર જેની પ્રશંસા કરતો તેની નિંદા પણ કરવી એમાં સચ્ચાઈ જોતોયયો.

એક જાતિના લોકો બીજી જાતિના લોકોને ભલાબૂરા આમ જ કહેતા હોય છે. એક ધર્મપંથના લોકો બીજા ધર્મપંથને આજ કારણે વખોડતા હોય છે.

ઘડીકમાં આ સાચું લાગે તો ઘડીકમાં તે. કેટલીક વાર કટ્ટર આર્યસમાજી બન્યો. ત્યાંથી છટક્યો અને મુસ્લીમ વિચારો ગમવા લાગ્યા. એ ગમતું મુસ્લીમપણું એક દિવસ જંગલીપણું દેખાવા લાગ્યું. આમ થતાં થતાં છેવટે નાસ્તિક બની ગયો. કાશી જેવા ધર્મના કિલ્લામાં "પ્રભુ વિરોધી સભા" પણ કાઢેલી.

આ બધા સમજના ફેર છે. એક પ્રસંગે બધું ઊલટપાલટ કરી દીધું.

વર્ષો વીત્યા. ૧૯૪૮માં અંબાજી જવાનો મોકો મળ્યો. મનોહારી વનરાજી અને પ્રચંડ ડુંગરા જોઈ આનંદના સાગરમાં ડૂબી ગયો. ડુંગરા, ઝાડી અને નદીના વહેળા. આ ત્રણના મેળવાળું સ્થાન મળે અને તે પણ નિર્જન અને કમથી કમ વાઘ કે ચિત્તાના ભયવાળું; ત્યાં ભટકવામાં મને અતિ આનંદ મળે છે. અંબાજીમાં આવો યોગ મળ્યો. પૂરો એક મહિનો ભટકયો.

એક દિવસે ભટકતો ભટકતો દૂર નીકળી ગયો. કયાંક ઢોર ચારતા જંગલવાસીનો ભેટો થતો, તેમની સાથે વાતો કરતો ને આનંદ પામતો.

અંબાજીથી ઉત્તરમાં નીલવાવ નામે એક સ્થાન છે. ત્રણેક માઈલ હશે. એક સળંગ કાળમીંઢ પથ્થરમાંથી કોતરેલો ઠીકઠીક મોટો કુંડ છે. તેમાં પાણી ભરેલું જ રહે છે. પાસે નાનકડું મંદિર છે. તેમાં ખંડિત નીલ સરસ્વતીની મૂર્તિ છે.

આવા જબ્બર પથ્થરમાંથી કુંડ બનાવવાનો વિચાર જેને આવ્યો હશે તેને ધન્ય છે. પથ્થરમાં પાણી હશે એનું જ્ઞાન એને શી રીતે થયું હશે!

આમ વિચારતો આનંદથી બેઠો હતો ત્યાં એક સંન્યાસી આવ્યા. મોંએ સફેદ રૂ જેવી દાઢી. વય તો ૮૦ વર્ષથી ઓછું નહિ હોય પણ સ્વાસ્થ્ય ૨૫ વર્ષના યુવાન જેવું પ્રસન્ન અને તેજસ્વી. પરંતુ એમના ઢંગ જોઈ ઘૃણા ઉપજી. એક હાથમાં દારૂની બાટલી અને બીજા હાથમાં નાનકડો બકરો. મારાથી થોડે દૂર બકરાને એક પથ્થર જોડે બાંધ્યો. કુંડમાંથી પાણી પીધું. બહાર આવીને મને કહે છે: 'કહાંસે આયા બચ્ચા!'

મને શું ધૂન ચઢી કે કહી દીધું: 'જહાન્નમમાંથી.'

હસીને સન્યાસી કહે: 'કયોં બેટા બિગડા?'

મેં કહ્યું: 'સંન્યાસી થઈને દારૂની બાટલી!'

ખડખડાટ હસીને સંન્યાસી બોલ્યા: 'ઔર યહ બકડા? તુમ્હે નહિ માલૂમ. સૂનો, બકડા કટેગા. ભગવતીકો ભોગ લગેગા. પ્રસાદી લેગા?'

માનસબળનો અને એને લીધે બંધાતા વ્યક્તિત્વનો પ્રભાવ અનાયાસે પડયા વિના નથી રહેતો. ચાહો કે ન ચાહો પણ આગ નજીક ઊભા રહેવાથી તપન લાગ્યા વિના રહે જ નહિ.

મારો રોષ જતો રહ્યો. નમ્ર વિરોધી બનીને બોલ્યો : 'આપ સંન્યાસી છો. આવા નિર્દોષ પ્રાણીનો વધ કરીને પાપ કરવું એ ઉચિત છે ? તે પણ દેવીના નામે ?'

સંન્યાસી ગંભીર બન્યા અને બોલ્યાઃ 'તું નહિ સમજ સકતા. સમજના ચાહતા હૈ ?'

'સમજાય તો સમજું.'

'ચલેગા મેરે સાથ ?'

'ચલુંગા.'

'એક શર્ત.'

'કયા ?'

'મેં દારૂ પીઉંગા. બકરેકો કાટકે માંસ ભી ખાઉંગા. યહ દેખ ઘૃણા મત કરના. દેખતે રહના કિ કયા હોતા હૈં. સ્થિર મનોભાવ બના રહેગા તો કુછ સમજોગે. નાટક હો રહા હૈ, યહી સમજના.'

હું તૈયાર થઈ ગયો. ન સહેવાય એવી વાતનું શું પરિણામ હોય છે, તે જાણવા મન મારીને સંયમ જાળવવાનો એક અખતરો કરવા તૈયાર થયો.

સંન્યાસી ચાલ્યા. પાછળ હું પણ ચાલવા માંડયો.

ક્રમશઃ

★

## લેખક એટલે !

લેખક એટલે ?

લેખક એ ધન અને આબાદી વેરતો કોઇ ધનપતિ નથી. ભારતમાં તો ધનને અને લેખનને વૈમનસ્ય જ હોય એમ સ્વીકારાએલું જ છે અને એ સ્વીકાર હજી ચાલુ જ છે એમ હું ધારૂં છું. પોતાની જ નૌકામાં વિહાર કરતો કોઇ સમરસેટ મોમ, નિત્ય રોયલ્ટી ખડકતો બનાર્ડ શૉ, કે ઈટાલીના સમુદ્ર કિનારાનું સતત સૌન્દર્ય અનુભવતો કોઈ માર્ઇકલ આર્લે તે હજી ગુજરાતમાં જોયો નથી. હોય તો તેની જાહેરાત થવી જોઈએ. એને ખર્ચે આપણે એને માનપત્ર આપીશું.

### લેખક અને વૈભવ

લેખક એ કોઇ આજ્ઞા આપતો સત્તાધીશ પ્રધાન, પ્રમુખ કે અમલદાર નથી. પંડિત નહેરૂ, રાજેન્દ્રપ્રસાદ અને મુનશી લેખકો છે એમ જાણ્યા છતાં આ કથન હું કરી રહ્યો છું. લેખકપણા સિવાયની બીજી વિશિષ્ટતાઓ અને બીજા સંજોગો લેખકને કદી અધિકાર પદે લઇ જાય એ અપવાદ ભલે સ્વીકારીએ. છતાં લેખક અને સત્તાધીશ એ અરસપરસ બદલી શકાય એવા શબ્દો નથી જ.

લેખક એ રાજસિંહાસન પાછળ રમત રમતો, રાજરમકડાંની દોરીઓ ખેંચતો, ન્યાય-અન્યાય, સત્ય-અસત્યથી પર બની ગયેલો વેદાન્તી મુત્સદ્દી નથી, કે જેની સહુને બીક લાગે અને જેને પ્રસન્ન કરવા સહુએ ભેટ સોગાદો ખુલ્લી અને છુપી મોકલવી પડે. લેખકને ફુલહાર ન આપીએ તો એને ખોટું નહી જ લાગે. એને લેવા માટે મોટરકાર ન આવી હોય તો જરાય અડચણ નહીં અને એની છબી પાડીએ તો એ નવોઢા સરખી શરમ અનુભવે, ચાલુ દૃષ્ટિએ એનું મહત્વ કશું જ નહીં. એ વાત લેખક પણ જાણે છે. જાણતો ન હોય તો દુનિયા એ વાત ઝડપથી તેને જણાવી પણ દે છે એનું એને દુઃખ પણ નથી. દુઃખ હોય તેણે લેખક થવું પણ નહીં.

તો એ ધનરહિત, સત્તારહિત, મહત્વરહિત લેખક છે, કોણ કે જેનાં મિલનો શકય બને છે ? આવશ્યક બને છે ? માનપ્રદ બને છે ? એ શું આપી રહ્યો છે કે જેને લીધે એના પ્રત્યે આપણે ઉપકારની લાગણી આછી પાતળી પણ અનુભવી રહ્યા છીએ ?

રમણલાલ. વ. દેસાઈ.

મને સવારે ફરવા જવાની ટેવ છે. પ્રાતઃકાળની શુદ્ધ હવા માણસને નવું જીવન આપે છે. જ્યારે જ્યારે હું ઘેર હોઉં છું ત્યારે સવારનું ભ્રમણ એક પ્રકારનો નિયમ બની રહે છે. એક દિવસ સવારે ફરવા નીકળ્યો અને વાયુની પરમાર્થવૃત્તિ ઉપર વિચાર કરવા લાગ્યો.

પશ્ચિમી પવન ચાલતો હતો. મને વિચાર આવ્યો કે કેટલા પરિશ્રમ પછી આ વાયુ અહીં પહોંચ્યો હશે! ક્યાંથી શરૂ થયો, કેટલો ઉપકાર કર્યો એનો અંદાજ કોણ કાઢે? ભારતનો પશ્ચિમી સાગર અહીંથી લગભગ ૬૦૦ માઇલ દૂર હશે; પણ તેનાથી આગળ આફ્રિકા સુધી તો નિર્જન પાણી ને પાણી. સંભવ છે કે તેની પણ પશ્ચિમે કે પશ્ચિમોત્તરે આવેલાં પહાડો, નદીઓ, સમુદ્રો, મનુષ્યો, જીવ–જંતુઓને જીવન દેતો આ પવન અહીં લગી પહોંચ્યો હશે. અને હવે અહીંના લોકોને સુખ દઈ, પોતાના કર્તવ્યપાલન માટે, શાંતભાવે પૂર્વ પ્રદેશો તરફ પ્રસ્થાન કરશે.

મને થયું કે આ હવા આટલી સેવા કરે છતાં વર્તમાનપત્રોમાં એની ચર્ચા કેમ નથી આવતી? મેં હવાને પૂછ્યું 'હવા! તું સંસાર ઉપર આટલો ઉપકાર કરે છે છતાં તારી સેવાના સમાચાર હું વર્તમાનપત્રોમાં કેમ નથી વાંચતો? જે થોડું ઘણું તું કરે છે તેને તારે ફુલાવી કરી વર્તમાનપત્રોમાં છપાવવું જોઈએ." હવાએ કહ્યું "કયું પત્ર સારું છે?" મેં કહ્યું, 'હિંદી–અંગ્રેજી ઘણાં પત્રો છે. બધામાં પોતાની પ્રશંસા છપાવી દે.' હવાએ પૂછ્યું, 'શું સૂર્યલોક અને ચંદ્રલોકમાં પણ તમારાં પત્રો પહોંચે છે?' મેં કહ્યું, 'ના, ત્યાં તો નથી જતાં.'

મારી મૂર્ખતા પર હસીને હવાએ કહ્યું, 'ખરેખર તું કૂપમંડૂક છે. તારે માટે થોડાક માણસો બ્રહ્માંડ છે. મેં તો પ્રાણીમાત્રની સેવા કરવાનું વ્રત લીધું છે, અને મારું પત્ર છે મારા ઈશ્વરનું હૃદય. ત્યાં બધા સમાચાર આપોઆપ પહોંચી જાય છે. સારી માઠી બધી વાત ત્યાં છપાતી જ જાય છે. ત્યાં નથી પક્ષપાત કે નથી છપાતી કોઈના કહેવાથી ખબર; અને સાચી ખબર તો સ્વયં છપાઈ જ જાય છે. હું તારા જેવી મૂરખ નથી કે વિજ્ઞાપનબાજીનાં દલદલમાં ફસાઈ જાઉં. મારો ધર્મ તો એટલો જ કે નિઃસ્વાર્થ ભાવથી ચુપચાપ પ્રાણીમાત્રની સેવા કરું અને મારા સ્વામીને પણ એ જ પ્રિય છે. તું પણ મારું અનુકરણ કર તો બહુ સારું.'

હવાની આ સ્પષ્ટોક્તિ મને જરા ભારે પડી. હવા જેવી જડ વસ્તુનું હું અનુકરણ કરું? વિચાર આવ્યો કે આને એક વ્યાખ્યાન આપી દઉં. પત્રોમાં અતિરંજિત વિવરણ છપાઈ જ જવાનું. પણ હવાને તો **लगन लगी प्रभु पावनकी.** એને મારું ભાષણ સાંભળવાની નવરાશે ક્યાં હતી? એ તો **कामये दुःखतप्तानां प्राणिनामार्ति नाशनम्** ગાતી ગાતી શીઘ્રતાથી ચાલી નીકળી.

પછી બધો રોષ મેં એક ઊંટ ઉપર ઊતાર્યો. વાત એમ બની કે રસ્તામાં એક ઊંટ મહાશય પોતાનો થાક ઉતારવા માટે હાથપગ પછાડતા પછાડતા ધૂળ ઉરાડી રહ્યા હતા. ઊડતી ધૂળથી થાકી, ક્રોધમાં મેં ઊંટને કહ્યું, 'તું મોટો ગમાર છે; જરા શરમ પણ નથી. પશુ તો પશુ જ રહ્યો. જે રસ્તા ઉપરથી હું જાઉં છું તે રસ્તા પર ગરીબ લોકો એક બાજૂ તરી જઈ, નત મસ્તકે મને પ્રણામ કરે છે. જ્યારે જ્યારે હું ફરવા નીકળું છું ત્યારે મારા નોકરો (લહેન નોકર) રસ્તે ચાલતા લોકોના નાકમાં દમ લાવે છે. તારે મને નમસ્કાર કરવા તો રહ્યા પણ ઊલટો ધૂળ ઉરાડે છે. આથી સ્પષ્ટ લાગે છે કે તું ગમાર પણ છે અને ધૃષ્ટ પણ છે.'

ઊંટે પોતાનો વ્યાયામ બંધ તો કર્યો, પણ મારી વાત સાંભળી તે ખડખડાટ હસી પડયો. એણે કહ્યું, "તું મૂર્ખ તો છે જ પણ અભિમાની પણ છે. હજી હમણાં જ તું પવનને ઉપદેશ દેવાની ધૃષ્ટતા કરતો હતો. પવન તો આદર્શ સેવક છે, ઈશ્વરભક્ત છે. એણે



તો તને કંઇ ન કહ્યું પણ મને ઉપદેશ દેવાની ધૃષ્ટતા ન કરજે. સમજી લેજે કે તું મારાથી ક્યાંય ઉતરતો છે.' મેં કહ્યું, 'ઊંટ, તું પશુ થઇ મનુષ્યને ઉપદેશ દેવા આવ્યો છે. મને તારી બુદ્ધિ ઉપર તિરસ્કાર આવે છે.' ઊંટની મુખાકૃતિ ગંભીર બની ગઇ. આંખમાં તેજ ચમકવા લાગ્યું. આંખ ફાડી તે બોલ્યો, 'શું માત્ર મનુષ્યદેહ મળવાથી જ માણસ પોતાને માણસ કહેવરાવવાનો અધિકારી બની જાય છે? શું ઔરંગઝેબ, નાદિરશાહ, મહમુદ ગજની, હત્યારો અબ્દુર્રશીદ એવા એવા અનેક પાપી માણસો પોતાને મનુષ્ય કહેવરાવવાને અધિકારી બની શકે છે? અને એને મનુષ્ય દેહ મળી ગઇ તેથી શું તે અમારા પશુ કરતા ઉંચો? અને જો તું એમજ માનતો હો તો તારી બુદ્ધિ ઉપર શતવાર ધિક્કાર હો.'

હું જરા ઠંડો પડયો. મેં કહ્યું, 'ભાઈ ઊંટ, એ પાપી લોકોની વાત ન કર. એ બધા તો નરરાક્ષસ હતા. પણ હું એવો નથી. મારી સમજ પ્રમાણે હું કહી શકું કે હું તારા કરતાં ક્યાંય ચઢિયાતો છું.' ઊંટ ફરીથી હસી પડયો અને બોલ્યો, 'ઠીક ત્યારે બતાવ તો ખરો તારામાં મારાથી શી વિશેષતા છે.'

મેં વિચાર કરવા માંડયો. શું કહેવું? આખરે ધન સિવાય મારામાં એવી કઈ વિશેષતા હતી કે જેનો હું ગર્વ કરી શકું? અત્યંત સાહસ કરી દબાતી જીભે મેં જવાબ દીધો, 'ઠીક તો જો. તને ખબર છે કે મને ત્યાગ કેટલો પ્રિય છે? હું સાદું જીવન જીવું છું, ખાદી પહેરૂં છું. આ શું ઓછું છે?' ઊંટે ગર્વથી કહ્યું, 'આમાં ગર્વ કરવા જેવી વાત શી છે? મને જો, હું તો કંઇ પહેરતો જ નથી.' 'વળી સાંભળ મેં કહ્યું, 'હું સાદું ભોજન કરૂં છું—મરચાં મસાલો ખાતો નથી.' ઊંટ બોલ્યો, 'ભારે ત્યાગ કર્યો! હું તો સૂકાં પાંદડાં ચાવીને જ નિર્વાહ કરૂં છું.' મેં ઉમેર્યું, 'મેં તો ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યો છે.' ઊટે કહ્યું, 'એમાં એટલું અભિમાન શેનું કરે છે? મેં તો ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ જ નથી કર્યો—હું તો બાળ બ્રહ્મચારી છું.'' મેં કહ્યું, 'મારામાં ઝાઝા ઇર્ષા દ્વેષ નથી, જુઠું બહુ ઓછું બોલું છું—તે પણ અજાણતાં જ. ક્રોધ પણ ઓછો કરૂં છું.' ઊંટે જવાબ દીધો, 'એમાં કઇ મોટી વાત છે? મારામાં નથી, ક્રોધ ઇર્ષા નથી, દ્વેષ નથી. જીવનમાં જુઠું તો કદી બોલ્યોજ નથી.''

મેં કહ્યું, 'મારામાં સેવાવૃત્તિ છે.' ઊંટે જવાબ દીધો, 'એના નમુના તો અમે હંમેશ જોઇએ છીએ. કાલ એક પીળું વાછરડું રોતું હતું, કારણ કે એની માતું દુધ તો તું રોજ પી જાય છે. વાછરડું બીચારૂં ખડ ખાઈ નિર્વાહ કરે છે. તે દિવસે સાંભળ્યું હતું કે એક ઘોડાને દોડાવી દોડાવી તેં મારી નાખ્યો. શહેરના બધા ઘોડાઓમાં આની ચર્ચા ચાલી હતી. એક વિરાટ સભા મળી હતી અને એમાં મરનાર પ્રત્યે સહાનુભૂતિ અને તારે માટે ઘૃણાસૂચક ઠરાવ પસાર થયો હતો. ખબર નહિ આ પ્રમાણે તેં કેટલા ઊંટ, ઘોડા અને બળદને દુઃખ આપ્યું હશે. કેટલા પશુઓને લંગડા કર્યા હશે. કેટલાને મોટરને ધક્કે પાડયા હશે. સેવાનો ઠીક ઢોલ ટીપવા માંડયો છે. મને જો—હું કપડાં પહેરતો નથી, જીહ્વાસ્વાદનો નામ માત્ર સંબંધ પણ નથી, સૂકાં પાંદડાં ખાઉં છું, તો પણ લાકડી અને ચાબુક ખાતો નમ્રતાપૂર્વક તમારી સેવા કરૂં છું. આને કહેવાય સેવાવ્રત. તમારા જેવાથી સેવા થાય ક્યાંથી? પહેરવા કિમ્મતી વસ્ત્રો જોઇએ, ખાવા માટે સુસ્વાદુ ભોજન, સેવા માટે નોકર, રહેવા માટે મહેલ, ફરવા માટે સુંદર વાહન કે મોટર. મુસાફરી કરતા હો તો સુખની સામગ્રીઓ સાથે તમારે માટે બોજો ઉપાડવો તો અમારે. દુષ્કાળ પડે તો ભુખે મરવું અમારે. પીવા પાણી મળે નહિ તો પણ તમારા બગીચાની ફૂલવાડી ફૂલવંતી રાખવા ગામના અનેક બળદોની શાંતિ નષ્ટ થાય. અમે ઘણું ખરૂં બ્રહ્મચારીજ રહીએ છે પણ સાંભળ્યું છે કે તમારો મનુષ્યસમાજ





આ વિષયમાં બહુ જ પતિત છે. શરમની વાત છે કે આવી વાતોમાં તમે પોતાની જાતને અમારાથી શ્રેષ્ઠ માનો.'

ઊંટની વાત મારા હૃદયમાં ચોંટી ગઇ. મને ગ્લાનિ થવા લાગી. અંતરઆત્મા કહેવા લાગ્યો "તું ઊંટથી પણ ઉતરતો!!" પાસે જ ઉભેલા વૃક્ષે માથું હલાવી કહ્યું "ઊંટ સાચું કહે છે." ત્યારે મેં કહ્યું, 'ભગવાન મને ઊંટ જેટલું આત્મા-બળ દે."

સહસા આકાશમાં વિજળી ચમકી, મેઘ ગર્જ્યો. સાંભળનારે સાંભળ્યું અને કહેનારે કહ્યું.

મો સમ કૌન કુટિલ ખલ કામી ?
જેહિ તન દિયો તાહી બિસરાયો
ઐસો નિમકહરામી
મો સમ કૌન કુટિલ ખલ કામી.

કોઇએ કહ્યું, કહેનાર અને સાંભળનાર બન્ને એક છે. કોઇએ કહ્યું કે એ અંતર્નાદ છે. મેં ચીડાઇને કહ્યું, 'મારાથી સૌ સારા.'

('બિખરે બિચાર'માંથી.)



# ગ્રંથસમીક્ષા

અ. મ. રા.

## પ્રલય

[ લે. રમણલાલ વ. દેસાઈ; પ્ર. આર. આર. શેઠની કંપની, મુંબઈ–૨; મૂલ્ય, સાડા પાંચ રૂપિયા. ]

એક ગુજરાતી નવલકથાકાર પોતાની નવલકથાની કાર્યભૂમિ ગુજરાતની બહાર થઈ જઈ કાશ્મીર, હિમાલય, પામીર ને એથીય આગળ ગોઠવે, અને પોતાની પાત્રસૃષ્ટિમાં ભારતીય ઉપરાંત વિદેશી ગોરાં પાત્રોનેય ચમકાવે એ ઓછી ધ્યાન ખેંચતી વાત ન ગણાય. વચમાં થોડો વખત લેખનમાં મંદ રહી, નોકરીમાંથી નિવૃત્ત થતાંની સાથે ફરી પોતાની લેખન પ્રવૃત્તિને વેગીલી બનાવવા માંડેલા આપણા લોકપ્રિય નવલકથાકાર શ્રી. રમણલાલ દેસાઈની નવી નવલકથા 'પ્રલય' આ વિશિષ્ટતાઓને કારણે ધ્યાન ખેંચે છે.

એમ તો એની એક ત્રીજી વિશિષ્ટતા પણ છે. એ છે એના બનાવોના સમયની. એ સમય છે આજથી પંચાવન વર્ષ પછીનો, એટલે કે ભવિષ્યનો. આમ કથાસમય ભાવિમાં ગોઠવીને લખાયેલી કથાઓ પશ્ચિમના સાહિત્યમાં ઠીક સંખ્યામાં છે, પણ આપણે ત્યાં ગુજરાતી સાહિત્યમાં પણ 'પચાસ વર્ષ પછી' (રામનારાયણ ના. પાઠક.) અને 'સારથિ' (ન્હાનાલાલ કવિ) જેવી કથાઓમાં એવા પ્રયત્ન થયા છે. આવી કથાઓમાં તેના લેખકો પોતાના દેશ, સમાજ, દુનિયા કે માનવીના ભાવિનો પોતાને ગોઠતો આદર્શ રજૂ કરવા ચાહતા હોય છે, અથવા તો એમના ભાવિનું પોતાની ગણતરી મુજબનું ચિત્ર આલેખતા હોય છે. આમાં એમની કલ્પના વરની મા બનતી હોય છે એ ખરું, પણ એ કલ્પનાપ્રવર્તનને પ્રેરતાં હોય લેખકની વિચારણા અને વક્તવ્ય. આથી વાર્તા કરતાં વક્તવ્ય આવી કથાઓમાં વિશેષ મહત્ત્વ ધરાવે છે. 'પ્રલય'માં પણ આમ જ છે. આ એની ચોથી વિશિષ્ટતા.

કર્તાનું કથાંતર્ગત વક્તવ્ય એ છે કે દુનિયા અત્યારે ચાલે છે તે જ રાહે ચાલે, અને દુનિયાના મુત્સદ્દીઓ અને વૈજ્ઞાનિકો અત્યારે વર્તે છે તેજ રીતે વર્તે, તો પૃથ્વીના આ ગોળા પર વિનાશ જ વરસવાનો અને માનવીનું અસ્તિત્વ જ લોપાઈ જવાનું. આથી તેમણે ઈ. સ. ૨૦૦૫માં આવો પ્રલય થતો કલ્પ્યો છે અને કથાને અંતે પૃથ્વીના ગોળાને માનવશૂન્ય બનતો વર્ણવ્યો છે. આ પ્રલય માનવનિર્મિત જ હોઈ તેને માટે માનવીની સત્તાકાંક્ષા અને યુદ્ધખોરીને જવાબદાર બનાવ્યાં છે. એમાં વિજ્ઞાન મહત્ત્વનો ભાગ ભજવે છે. પોતાની વૈજ્ઞાનિક સિદ્ધિઓનો ઉપયોગ રાજકીય મુત્સદ્દીઓ અને સત્તાધારીઓ પોતાની સત્તા વધારવામાં કરતા જોઈ વૈજ્ઞાનિકોના મનમાં પોતાની વિજ્ઞાન સિદ્ધિઓ અને વિનાશક શસ્ત્રોની શક્તિને જોરે દુનિયામાં પોતાની સત્તા જમાવવાની દુર્વૃત્તિ ઉદ્‌ભવતી કર્તાએ કલ્પી છે. કથામાંનો વૈજ્ઞાનિક ડાર્લિંગ એમનો પ્રતિનિધિ છે. મુત્સદ્દીધરી અને વિજ્ઞાનધરીમાં દુનિયા વહેંચાઈ જાય છે, અને એ બેઉ ધરી વચ્ચેના સર્વ–સંહારક યુદ્ધમાં વિજ્ઞાનધરીનો વિજય થતો કર્તાએ દેખાડયો છે. પણ માનવજાતની હત્યા કરીને મેળવેલા એ વિજયના વીર ડાર્લિંગ નવી ભવ્ય માનવજાત સરજે તે પહેલાં એને કાળનો કોળીયો બતાવી દઈ એના વિજયની વંધ્યતા કર્તાએ બતાવી આપી છે. પૃથ્વી પરનું એકમાત્ર અવશિષ્ટ માનવી મોહિની અને ચંદ્ર પરથી પાછો આવતો તેનો પ્રિયતમ ચંદ્રહાસ, કથામાં નાયિકા અને નાયકનું ગૌરવ પામેલાં એ બંને પાત્રોને પણ માનવસર્જિત અને કુદરતસર્જિત વિનષ્ટિના ભોગ થતાં બતાવી, કથા છેવટે નોંધે છે: 'ઇસુનો વર્ષ બે હજાર પાંચ છ પછી સન, સંવત, હિજરી અને શક હોલવાઈ ગયાં.'

આવું આલેખન માનવ પ્રાણીને માટે, જેમ એચ. જી. વેલ્સે પોતાના 'માનવ પ્રાણીનું ભાવિ' ('ફેટ ઑફ હોમોસેપિયન્સ') એ પુસ્તકમાં નિરાશામાં હાથ ખંખેરી કાઢયા છે તેમ, આશા પૂરી ખોઈ બેઠેલા ઘોર નિરાશાવાદીનું આલેખન લાગશે. માનવજાતને





વાર્તાકાર ઓકરની ત્રીજી અને ખરી વિશિષ્ટતા જે આ સંગ્રહની વાર્તાઓ પ્રગટ કરે છે તે છે એમાં વસ્તુ કરતાં પાત્રાલેખન પર અને એના કરતાંય વધુ તો પાત્રમાનસદર્શન પર તેઓ વાજબી રીતે જ જે ભાર મૂકે છે અને પોતાનું લક્ષ્ય તથા કળાને તેના પર એકાગ્ર કરે છે, એ. 'કોરો ચેક'માં વસ્તુ ત્યારે શું છે? નવલકથાલેખક શિક્ષકને કરોડપતિ તરફથી તેની નવલકથાની કદરરૂપે એક કોરો ચેક મળતાં તે પોતાની જરૂર વિચારતાં કલ્પનાસૃષ્ટિમાં વિહરવા માંડી એક લાખનો આંકડો એમાં ભરે છે પણ બીજી જ પળે વાસ્તવ સૃષ્ટિનું ક્રૂર ભાન જાગતાં એ ફાડી નાખે છે એટલું જ ને? પણ એમાં એ પાત્રનું હૈયું કેવી કુશળતાથી વાર્તાકારે રજૂ કર્યું છે! વાર્તાનું વસ્તુ બનાવતા પ્રસંગ કે પ્રસંગોની શ્રી. ઓકરને બહુ નથી પડી, એમને તો એને આધાર કે નિમિત્ત બનાવી જુદી જુદી પરિસ્થિતિઓમાં માનવીનાં મન કેવી કેવી લીલા કરે છે દેખાડે છે તેજ જોવું ને વાચકોને જોવડાવવું છે. 'કોરો ચેક', 'દળી દળીને', '૧લી એપ્રિલ ૧૯૪૫', 'સ્થળ સમય ને પ્રણય', 'મેધાની મનોવેદના', 'રોજરોજની વાત', 'એક કરુણ વાત', 'વો સચમુચ મર ગઈ', 'સૂર્યા' એમ લગભગ બધી જ વાર્તાઓ આ સિદ્ધ કરી આપે છે. માનવ–મનનો અભ્યાસ જ કર્તાએ વિશેષ તાક્યો છે અને આ વાર્તાકાર તરીકે તેમનું એક રૂડું લક્ષણ ગણાય.

વાર્તાઓમાં જીવનના કારુણ્યને શ્રી. ઓકરે ક્યાંક ક્યાંક સ્પર્શ કર્યો છે. 'દળી દળીને', 'વો સચમુચ મર ગઈ', 'એક કરુણ વાત', 'પંડીતજી', 'મેધાની મનોવેદના' વગેરે વાર્તાઓમાં એનાં ઉદાહરણો છે. 'સૂર્યા' અને 'સ્થળ સમય અને પ્રણય'માં મળતું નારીની પ્રતિનિષ્ઠાનું સુભગ દાંપત્યચિત્ર પ્રસન્ન કરે તેવું છે, જેમ એથીય વિશેષ આહ્લાદક છે 'એક પ્રણયકથા'નું પ્રફુલ્લ પ્રણયચિત્ર. 'રોજરોજની વાત'માંનું બાલક અને માતાનાં માનસનું તથા 'દળી દળીને' માંનું નીચલા મધ્યમ વર્ગના જીવનનું અને એવું જીવન જીવતાં માનવીઓના હર્ષશોકાદિનું નિરૂપણ પણ ધ્યાન ખેંચે તેવું છે. આમ દરેક વાર્તાને લઈ તેને વિશે કંઈક અલગ તારવીને કહી શકાય તેમ છે, પણ તેમ કરવાની અહીં જરૂર નથી.

'કોરો ચેક' અને 'વો સચમુચ મર ગઈ' સિવાયની બધી વાર્તાઓને અમુક ક્રમમાં ગોઠવો તો તેમાંના સ્ત્રી પાત્રો દ્વારા નારીજીવનનાં વિધવિધ કરુણમંગલ પાસાં ને પરિસ્થિતિઓનું ઘેરું નહિ જ પણ પ્રેરિત સ્પર્શ કરીને અસર તો ઉપજાવતું નિરૂપણ તેમાં દેખાશે. પણ એ તો થઈ પાંડિત્યલીલા. કર્તાને એની ખબર પણ ન હોય. અને વાર્તાઓનો રસાસ્વાદ જ બસ નથી? એ તો આ વાર્તાઓ ઠીક પ્રમાણમાં કરાવશે, જો કે વાંચ્યા પછી લાંબા વખત સુધી ભૂલાય નહિ એવી અસર તો 'એક પ્રણયકથા' અને 'વો સચમુચ મર ગઈ' એ બે વાર્તા સિવાય બીજી તો કોઈક જ મૂકી જશે. સંગ્રહ શ્રી. ઓકરની વાર્તાલેખક તરીકેની પ્રતિષ્ઠાને ટકાવી રાખશે એમાં કોઈ શક નથી.



## જો મળે પ્રિયા...

મીઠાશથી મારી પ્રિયા કને જતાં
કહેજો તમે આટલું જો મળે પ્રિયાઃ
છે કેમ? એવો યદિ પ્રશ્ન એનો,
સ્વર્ગે સહુ છે સુખી એમ કહેજો.

કાં આમ? શું કૈંક અઠીક છે થયું?
જવાબ તોઃ "મૃત્યુ થયું છ એનું."
ને શોક દુઃખે ડૂસકાં ભરે ત્યાં
કહેજો હું કાલે નિકળીશ આવવા.

[પુરાણા એક જર્મન કાવ્ય ઉપરથી]

**ભગીરથ મહેતા**



## કેટલી તાઝગી!

જનતાના મત પ્રમાણે હમામ સાબુ
ઉત્તમ હોવાનાં કારણો:

☆ તાતાની બનાવટ
☆ શુદ્ધ વનસ્પતિ તેલોમાંથી બનાવેલ
☆ આલ્હાદક સુવાસ
☆ ભરપૂર ફીણ

માટેજ

# હમામ

પ્રત્યેકનો માનીતો સાબુ છે.

**ધી તાતા ઓઇલ મીલ્સ કંપની લિ.**

નાની ગોટીઓ સર્વત્ર મળે છે.



ઊર્મિ અને નવરચના — સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૨૦ : 'નવરચના' વર્ષ ૧૫ : અંક ૯ મો
ડિસેમ્બર : ૧૯૫૦

ક્રમ



: વાર્ષિક લવાજમ :

દેશમાં : ૭–૮–૦ :: પરદેશમાં : રૂા. ૧૦–૦–૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ–૧

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી ઈશ્વરલાલ મો. દવે
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ–૧

મુદ્રક : જયંતી ઘેલાભાઈ દલાલ : વસંત પ્રેસ, ઘીકાંટા રોડ,
ઘેલાભાઈની વાડી : અમદાવાદ.



## એક રૂપક કથા

એક વખત એક હાથીની મૂર્ખાઈ ઉપર દેવતાઓ હસ્યા તે વાત સાંભળવા જેવી છે. આ હાથી મોટા ટોળામાં રહેતો હતો. ટોળામાં એક હાથણી હતી. આ હાથી એના પ્રેમમાં પડયો. પણ જૂના વખતથી જ પ્રેમ આટકપાંસળીનો ગણાય છે. એટલે હાથણી બીજાના પ્રેમમાં પડી! અને થયો નવલકથાનો પ્રેમ ત્રિકોણ!

હવે આ બીજા હાથીએ હાથણીને કહ્યું કે આપણે આને સૂતો વેચીએ!

હાથણી કહે એ જાગતો હોય તો એને કોઇ સૂતો વેચી શકે નહિ. એ તો આખું જંગલ ખુંદી કાઢે. એને લાંબો વખત સુધી કોઇ મૂર્ખાઈભરેલું સ્વપ્નું આપવામાં આવે, તો આપણે બીજે સ્થળે ભાગી છૂટીએ.

પણ હવે સવાલ થયો કે સ્વપ્નું કાઢવું કયાંથી?

સાચાં સ્વપ્નાં મોંઘાં હોય છે. ને ખોટાં સ્વપ્નાં તો તરત કપાઈ જાય છે.

એટલે હોય ખોટાં પણ લાગે સાચાં, એવાં સ્વપ્નાંની શોધ કરવી રહી!

અંતે એવું એક સ્વપ્નું મળી ગયું. બન્ને હાથીઓની સમક્ષ એક દોઢડાહ્યા પાસે વાત મૂકાવી કે જુઓ ભાઇઓ! તમે બન્ને છો ડાહ્યા. એક કામ કરો. તમારા બેમાં જે મજબૂત હોય તે જંગલનો સ્વામી ગણાય ને હાથણીનો પણ એ જ સ્વામી થાય.

પણ આ માટે તમારે લડવાની જરૂર નથી.

આ પડખે એક સુંદર સરોવર છે તેમાં ડૂબકી મારો.

'જે પાણીમાં ઝાઝો વખત રહી શકે એ મજબૂત!'

'કબૂલ! કબૂલ!' બન્ને હાથીને આ દોઢડાહ્યાની વાત ગમી ગઈ!

પછી એ દોઢડાહ્યો ને પેલી હાથણી ને પેલા બન્ને હાથીઓ, એ આખો સંઘ સરોવર કિનારે ગયો.





દોઢડાહ્યાએ એક બે ને ત્રણ કર્યું. બન્ને હાથી પાણીમાં જાણે અદૃશ્ય થઈ ગયા. જરાક ફેરવું દેખાય તે માફ !

હવે પેલો હાથી જે આ વાતને સાચી ગણતો હતો તે મંડયો, મનમાં ને મનમાં મૂર્ખાઇભરેલું સ્વપ્નું માણવા. એણે તો જંગલમાં વિનોદસ્થાનો ને રમણીય જગ્યાઓ ને એવાં એવાં કૈંક સ્વપ્નાં મનમાં ને મનમાં ઘડી કાઢયાં, અને પાણીમાં વધારે વખત કેમ ડુબી રહેવાય એ ગડમથલમાં પડી ગયો !

પણ પેલો જે બીજો હાથી હતો, તે તો જાણતો જ હતો કે આ બધી તો માયા છે. એટલે એ તો તરત બહાર નીકળ્યો ને હાથણી સાથે રવાના પણ થઇ ગયો.

આ બાજુ પેલા ભાઈ થાકયા ત્યારે બહાર નીકળ્યા. પણ જોયું તો પોતાના હરીફ હજી બહાર આવ્યા જ ન હતા.

એટલે એને લાગ્યું કે એ તો માળો હજી પાણીમાં છે !

એટલે એ પણ પાછા પાણીમાં ચાલ્યા ગયા. મનમાં માન્યું કે આટલી ગલતી કોણ નોંધવા બેઠું છે ?

ખૂબ વાર થઇ ને પછી તો ભાઈ ખરેખર થાકયા, એટલે બહાર આવ્યા. પણ જુએ છે તો ત્યાં કેવી હાથણી ને કેવી વાત !

એટલે તો થઇ ગયા રાતાપીળા. એને લાગ્યું કે પોતે મૂરખ બન્યા છે. એટલે માંડયા સરોવર ખુંદવા—પણ એમાં ઘાણ તો બિચારા દેડકાંનો ને માછલાંનો ને જળકુકડી બતકનો ને કાચબાનો નીકળવા મંડયો !

એ જોઈને દેવતાઓ હસી પડયા ને બોલ્યા કે "આ તો જુઓ ! પોતે પોતાના મૂર્ખાઇ-ભરેલા સ્વપ્નામાંથી વહેલા જાગ્યા નહિ, અને સાચી વાતને સમજવાને બદલે મંડયા છે આ સરોવર ખુંદવા ! ને હાથણીને બીજો ઉપાડી ગયો—એટલે માંડયા છે બિચારા કાચબા માછલાંને કચરવા !'

ત્યારે આ દુનિયામાં બધે આવી વાત છે !

દુઃખે પેટમાં ને કૂટે કપાળ એવું હાલે છે !

દોઢડાહ્યાઓ બતાવે આંકડા એમાં લંબાતું જાય રેશનરાજ ને મરો થાય કાચબા માછલાંનો !

સમજે તો રૂપક કથા છેઃ ને નહિતર વિનોદવાર્તા તો છે જ !

ધૂમકેતુ



કં'પ

મારી બધીયે વેદના જો ઠાલવું હું એકલો:
તારી બધીયે દુનિયા એ ચીસથી કંપી જશે !

# સમયનાં ક્ષીરનીર

'રાજહંસ'

ઈસ પાર યા ઉસ પાર

'નેતિ નેતિ' વાળી નીતિ રાખનાર રશિયા વિશ્વશાંતિની યોજના રજૂ કરવા સુધી આમળ આવ્યું છે. પરન્તુ, દુનિઆના મોટા ભાગના દેશોએ એમની વાત માની નથી કારણુ કે એના શાંતિના કહેવાના હાથ નીચે છુપાયેલા વાઘનખ દેખાઇ આવે છે. બળજબરીથી જે મુલકો એણે પચાવી પાડયા છે તેનો દુનિયા પાસે એને સ્વીકાર કરાવી લેવો છે અને બીજે છાપો મારવા એને સમય ને તક લેવાં છે. એણે જે શરતો મૂકી તેમાં રશિયા પોતે કેટલી છૂટ મૂકે છે અને બીજાઓ તરફ કેટલો વિશ્વાસ રાખે છે તેનો ઉલ્લેખ નથી, એટલે એની વાત ઉડી જાય એ સ્વાભાવિક છે.

કયાં સુધી રશિયાને પંપાળીને કે ડરીને મૂળ મુદ્દાઓ ટાળ્યા કરીશું ? એની સાથે જે વાટાઘાટો કરવી હોય તે થઈ જવી જોઈએ. બન્ને પક્ષોએ પોતાનાં પાનાં ટેબલ ઉપર ખુલ્લાં કરી દેવાં જોઈએ. જે આક્ષેપો હોય, જે માગણીઓ હોય, જે નવી સુચનાઓ હોય તેનો એક સ્થળે ભેગા થઈ નિકાલ લાવવો જોઈએ. એક સ્થળે ના મળી શકાતું હોય તો ચાર સ્થળે ફરતા રહીને ચર્ચાની ઘટમાળ શરુ કરવી જોઈએ. અને એ પછીયે કોઇ વચલો માર્ગ ના જડતો હોય તો એકે બીજાની આવી દંભી મૈત્રિ છોડી દઇ સીધી અવગણના કરી લેવી જોઈએ, જેથી બાકીની દુનિઆને કઇ રીતે કામ લેવું તે સ્પષ્ટ થઇ જાય.

વિજયના પાયામાં–

અને આટલું નક્કી થઇ ગયા પછી જ વિજ્ઞાન ઉપરથી યુદ્ધનું દબાણુ કમી કરી શકાશે. આજે તો અઢળક વૈજ્ઞાનિકો અને સમૃદ્ધ રાજ્યો પોતાની સર્વશક્તિ વિનાશક સામગ્રીના સંશોધન પાછળ વાપરે છે કારણુ કે તેમને મન એ પ્રયત્નની સફળતામાં જ નિજ હસ્તીનો સંભવ રહેલો છે. એમાં નિષ્ફળતા કે વિલંબ થવાથી જર્મની કે જાપાને હાર ખાધી એમ છેલ્લા યુદ્ધમાં દેખાયું છે એટલે નવા યુદ્ધમાં એવી તકેદારી સૌ કોઇ રાખવાના.

એ હરીફાઈ અટકાવી માનવકલ્યાણુના માર્ગે શોધખોળ થાય, કુદરત સાથે મૈત્રિ શોધીને એનાં રહસ્યો પામતા જઇએ ત્યારે જ પૂર્ણ માનવવાળી મુક્ત સંસ્કૃતિ ઉભી થઇ શકશે. અને એવડા મોટા આદર્શની સિદ્ધિ નજર આગળ રાખી હશે તોજ યુદ્ધ આવશે તોયે એમાં વિજય મળશે, ઇશ્વરી રહસ્ય મળશે.

એવાં મહાન ધ્યેયને અનુલક્ષીને વિશ્વસંસ્થા દ્રઢતાથી, નિર્ભયતાથી અને સત્યનું અવલંબન રાખીને આમળ વધે તો એના પાયા મજબૂત બનશે. ધીરે ધીરે એ સંસ્થામાંથી પક્ષાપક્ષી, સ્વાર્થ, યુદ્ધખોરી ઓછાં થતાં જાય છે અને મોટાં રાજ્યો નાનાં રાજ્યો સાથે મેળ રાખવા મન કરે છે એ શુભ ચિહ્નો છે. આવા ધ્યેયવાદી અને યુદ્ધને રોકવાના કાર્યમાં ભારતે પોતાનો ફાળો સમયસર પહોંચાડયો છે એ બિના દુનિયામાં સ્વીકારાય છે તે આનંદજનક છે.

ચીન માથું ઊંચકે છે ?

ભારતની મૈત્રિને જોખમમાં મૂકીને, મુશ્કેલથી મળતું આધિપત્ય તરછોડીને, ડુંગરાળ પ્રદેશમાં લડાઇ કરીને જ ચીને તિબેટ ઉપર પોતાનું વર્ચસ્વ જમાવ્યું છે. કોરિઆમાં એની ફોજે–સરંજામ દેખાયાં તેનો એણે ઇન્કાર નથી કર્યો. હિંદીચીન ઉપરના ખાસ આક્રમણુમાં એનો સાથ છે એ જાહેર બિના છે. અને ફોર્મોસા ઉપર એને ઝુકાવવું છે એમ એણે કહ્યું છે. આમ ચારે ય ખુણે એણે સળગાવી મૂક્યું છે.

જે કોઇને આશા હતી કે નૂતન ચીન મોસ્કોની લાગવગ નીચે કામ નહિ કરે પણુ પોતાની સ્વતંત્ર નીતિ અનુસરી આંતરિક સુધારણામાં ગુંથાશે તેમને આઘાત લાગ્યો છે. દુનિયાભરમાં એને ટેકો આપ્યા છતાં એણે ભારત પ્રત્યે અપમાનજનક વલણુ બતાવ્યું તે એનો મિજાજ બતાવે છે. અને આપણી પરદેશનીતિ અમે તેટલી તટસ્થ રાખશું તોયે એમની ખાસ કૂપમાં નહિ ભરાઈએ ત્યાં સુધી આપણુને એ મુડીવાદી કે શાહીવાદી ગણાવી વગોવ્યા જ કરશે.





કેવળ રશિયાના આધાર પર ચીને કોકડું ઘણું ગુંચવ્યું છે, મિત્રો ગુમાવે છે, અને વિશ્વયુદ્ધને યુરોપમાં જતું અટકાવી પોતાના તરફ નોંતરે છે. રશિયા બ્રિટન અને અમેરિકાની–રંગીન પ્રજાઓને પાયમાલી કરવાની બાજીનો એ ભોગ બને છે.

**નેપાળમાં સુધારાની તાકીદ શાથી ?**

પ્રજાના સર્વ વર્ગોને રાજકાજમાં સમાનહક આપવાની ગમે તેટલી તીવ્ર ઇચ્છા હોવા છતાં નેપાળ જેવા પ્રદેશમા એવા સુધારાની તાકીદ કરવામાં કેટલું શાણપણ છે એ વિચારવા જેવું છે. ત્યાં ગણાઓની મધ્યયુગની જોહુકમી ચાલે છે એ ખરું છે, એ મીટાવવી જોઇએ એ પણ નિર્વિવાદ છે. પરંતુ, એમના કરતાં ત્યાં બ્રિટનની જે લાગવગ છે તે કમી કરવી જોઇએ અને યુરપીઓના લશ્કરો બ્રિટન એશિયામાં બીજે ના વાપરે તે જોવાની પહેલી જરૂર છે.

શું નેપાળમાં કે શું તિબેટમાં, આપણી સરકાર હવે જાગ્રત છે અને મક્કમ વલણ રાખે છે એ અતિ હર્ષની વાત છે.

**નેપાળમાં સુધારાની તાકીદ શાથી ?**

હિંદીઓના અધિકારો નક્કી કરવા લંકાની સરકાર તૈયાર છે અને થોડા વખતમાં એ ચર્ચા શરૂ થાય એવો સંભવ છે. આપણે લંકાના શાસનમાં દખલ ના કરીએ પણ બન્ને દેશમાં પરસ્પરસ સરખા હક હોવા જોઇએ. વિશ્વાસપૂર્વક લંકાવાસીએ હિંદીજનને પોતાના તરીકે ઓળખવા જોઇએ અને એ જ મુજબ હિંદમાં લંકાવાસીને કોઇ અંતરાય નડવા ના જોઇએ.

આવા સમાન હક સિવાય શુભેચ્છા, વિશ્વાસ ને સહકાર આવવાનાં નથી. ગોરી પ્રજાઓની ચાલબાજીઓથી બચવું હોય તો લંકાએ ભારત પ્રત્યે પ્રેમ કરવો જોઇશે. અને દૂરની ગોરી પ્રજાઓ કરતાં એને ભારત વધારે રક્ષણ આપી શકશે એવો વિશ્વાસ આપણે ઉભો કરવો જોઇશે. 'લંકાની લાડી અને ઘોઘાનો વર' એ ઉક્તિ ફરીથી સાર્થક કરવાનો સમય આવ્યો છે.

**કોંગ્રેસના ભાગલા–અંદર કે બહાર**

આચાર્ય કૃપલાનીની અને પ્રફુલ્લચંદ્ર ઘોષની એમ કોંગ્રેસની બે તરાડો પડી છે, ને હવે એ વધતી જવાની. એ રીતે કોંગ્રેસની અંદર અસંતોષ વધ્યો છે તે જાહેર થવાનો, શિસ્ત ઘટવાની અને પ્રજાના દિલમાં કોંગ્રેસ તરફ જે માન છે તે ય ઘટવાનું. આ બિના ખરેખર દુઃખદ છે.

જે તડ–અંદર કે બહાર–પડે છે તેમને કોંગ્રેસની નીતિ પરત્વે ઉગ્ર મતભેદ નથી. આંતરિક સડો દૂર કરવામાં પક્ષોની સ્થાપના કેવી રીતે કામ લાગશે તે સમજાતું નથી. અને તેમ છતાં બીજા કરતાં વધારે શુદ્ધ, વધારે સેવાભાવી, વધારે દેશપ્રેમી હોવાનો દાવો કરવા ખાતર પક્ષો સ્થપાય તો તેની સામે કોઇએ રોષ પણ કરવો ના જોઇએ. મહોબતમાં અને જંગમાં બધું વાજબી ઠરે છે !

**સત્તાથી નિરાળા રહે તો ફાવે**

આવી પરિસ્થિતિ માટે ગાંધીજીએ ચીલો પાડી રાખ્યો છે. જે પક્ષ ઓછામાં ઓછી સત્તા લેશે તેને પ્રજા પસંદ કરશે અને એને લોકસેવાની વધારે તક પણ મળી રહેશે. પરંતુ, કોઇપણ એવી જાહેરાત કરે કે સત્તાનું કે લાગવગ વાપરવાનું કોઇ પણ સ્થાન એના માટે ખુલ્લું નહિ રહે તો એ પક્ષમાં પ્રમુખ, મંત્રી કે સભાસદ બધામાં એક જ જણ દેખાય–બીજા આવે જ શેના ?

સત્તાથી દૂર રહીને રચનાત્મક કાર્ય કરનારાઓ પડ્યા છે. પરંતુ, એમનામાં ગાંધીજી જેવી પ્રચારક શક્તિ નથી. એમને કેટલીક ધુનો વળગેલી છે એટલે રાજકારણમાં ચાંપતી દેખરેખ રાખવાની ફુરસદ નથી, જ્ઞાન પણ નથી. એમ છતાં, એમાં જેમ નિષ્ઠાવાન, કસાયેલા અને દેશપ્રેમી સેવકો પડેલા છે એમ કૃપાલાની નિઃસ્પૃહી માણસોનું ટોળું જમાવી શકે તો કોંગ્રેસની ઘણી અને વખતસરની સેવા કરી શકશે. પરન્તુ બીજાની ભૂલો ઉપર જ એમના પક્ષે આગળ વધવાનું કે જોર મેળવવાનું હશે તો એ પક્ષની ગણતરી થવાની નથી.

### આ વિરોધ ઉડી જશે તો—

અને જેમ જેમ પ્રયત્નો નિષ્ફળ થશે તેમ તેમ કોંગ્રેસની સજીવન થવાની આશાઓ ઘટતી જશે. આજે તો દેશભરમાં જાણીતી એવી વ્યક્તિઓની આગેવાની નીચે તક પડે છે અને પ્રયત્ન થાય છે. એ મોભો ય તૂટી જશે તો બીજા યત્નો કરવાની નહિ કોઈને તાકાત રહે કે નહિ ઉમંગ થાય. આ પ્રયત્નો નિષ્ફળ જશે એમાં યે બહુ શંકા કરવા જેવું નથી, અને એથી જ એમના જન્મથી ખુશ થવા જેવું નથી. કાચી પહેલ કરી એમણે બીજી શક્યતાઓ પણ ઝંખવી નાખી છે, કોંગ્રેસના પાયામાં ઘા કર્યો છે, દેશની કુસેવા કરી છે.

હજુ તક છે. કોંગ્રેસમાં પ્રાણ પ્રગટાવવા એક સબળ યત્ન થવો જોઈએ. પરંતુ, જે એવી હામ ભીડે તેણે ગાંધીજીની લંગોટીને રખડપટ્ટી લઈ ખુલ્લા દિલે અને નીડરતાથી લોકાભિમુખ રહેવું જોઈએ.

### ધારાસભાની બહાર જુઓ

આપણે કેમ જાણે ભૂલી જઈએ છીએ કે કોંગ્રેસ એ ધારાસભા પક્ષ જ નથી, મુખ્યત્વે એ દેશના સેવકોની જમાત છે. પ્રજાને કેળવવાનું એનું કામ છે. એ સંસ્થાની આગેવાની લઈને ગાંધીજીએ દેશને દરેક દિશામાં ખૂબ આગળ લીધો. સામાજીક બાબતોમાં ઘણા પલટા આવી ગયા ધર્મની બાબતમાં લોકો નવેસરથી વિચાર કરતા થયા. આવું શિક્ષણમાં, સાહિત્યમાં, ખોરાકમાં, પહેરવેશમાં, રીતભાતમાં અને જીવનની દૃષ્ટિમાં પરિવર્તન થયું. આજે એ સંસ્થા પાસે, રાજકારણમાં ઝૂંબેશ ઉઠાવવાની નથી ત્યારે, બીજી પ્રવૃત્તિઓ સંકેલાતી જાય છે અને સત્તાની ભાંજગડો વધે છે.

અને એટલે સત્તાના ફંદામાં પડી ના જવાય એની અગમચેતી રાખવા જેમ ગાંધીજી કારાવાસના બારણાં ખોલી આપતા અને ટોળાંને બીજી બાજૂ હંકી જતા તેમ આજે દેશને કોઈ બીજી દિશા શોધી આપનાર જોઈએ છીએ.

દેશ આગળ સરકારી કામકાજથી ભિન્ન એવો બીજો મોરચો ઉઘડે તો લોકો અંકુશો બરદાસ્ત કરી લેશે અને સરકારી મિજાજ પણ ઉઠાવી લેશે. કારણ કે એમને દેખાશે કે દેશની આગળ વધારે ઉપયોગી અને વધારે ટકાઉ બીજું કામ આવી પડ્યું છે, એમાં જોડાવામાં ગૌરવ છે અને દેશને લાભ છે.

પરન્તુ, આજની સરકાર કામની વહેંચણી કરે એવી મનોદશામાં રહી નથી. એણે એનું વાલીપણું એવું ચુસ્તપણે સંભાળી લીધું છે કે પ્રજાના કોઈ કાર્યકર માટે કે સંસ્થા માટે જાણે પ્રવૃત્તિ ચલાવવી જરૂરી રહી નથી. મદદ કરવાના બહાને એ તાબડતોબ ખરડો તૈયાર કરી નાંખે છે. અને જે પ્રયત્નશીલ હોય કે થવા માગે તેના હાથ હેઠા પડે, કચેરીઓમાં અથડાતા થઈ જાય એ રીતે કારોબાર લાવી મૂકે છે. દેશ ઉપર આવી છત્રી ધરી રાખવાની જેમને મોટી હોંશ છે તે પહેલાં તો કોંગ્રેસને તોડી પાડે છે અને છેવટે દેશને પાંગળો બનાવે છે. એ લોકો એટલું જ તપાસે કે કોંગ્રેસની અંદર જે 'નવું લોહી' દાખલ થાય છે તે કયી ધગશથી, કયા હેતુઓથી આવે છે? એ ભરતી ઉપર કોંગ્રેસ કેમ ટકી શકશે? ગાંધીજી જ્યારે અનેક યુવાનોને દેશ કાર્યમાં પરોવી શકતા ત્યારે હાલ તો છે એટલાને ય હતાશ થઈ રોષે ભરાવાનો સમય આવ્યો છે. એ રોષ પચાવી જવાનું જેને સૂઝશે તે દેશનો પ્રથમ પંક્તિનો દુશ્મન ઠરશે.

સરકારી કામકાજમાં કોંગ્રેસને ગુંચવી રાખીને જે જવાબદારી સરકારની ન હતી તે પણ સરકારે પોતાને માથે ઓઢી લીધી છે. અને સાથે સાથે કોંગ્રેસે ખાદીના ભારે પ્રચારથી અને પોતાની સેવાથી ધોળી ટોપીની જે પ્રતિષ્ઠા સ્થાપી હતી તે ઘટાડી છે. કેટલી ય જગ્યાએ ધોળી ટોપીની મજાક થઈ રહી છે. થોડાં જ વર્ષો પહેલાં 'આ અમારી પૂંજી' કહી જે લોકો ખાદી ટોપીમાં પ્રતિષ્ઠા જોતા તે હવે 'શું કરીએ!' કહી નીચું જોઈ લે છે. કારણકે કેટલે ય ઠેકાણે એ ટોપી સાથે સ્વેચ્છાની ગરીબી હોવી જોઈએ તેને બદલે અઢળક સંપત્તિ આવી પડી છે.

### ચૂંટણીઓ—એક મોંઘો ખેલ

અને છતાં પરમ વિશ્વાસથી આપણા આગેવાનો





જાહેરાતો કરે છે કે ચુંટણીમાં કોંગ્રેસ જ વિજયી થવાની છે. કેમ જાણે એમાં કોઈને ય શંકા હોયને! પરન્તુ, એ વિજય પ્રતિસ્પર્ધીઓની ગેરહાજરીનો છે. એ મુકાબલાનો વિજય નથી. લોકાદરની એ કસોટીયે નથી. પંદર લાખની થેલી પછી યે હકીકત તો તેની તે જ છે.

ચુંટણીમાં આટલા કરોડ મતદારો છે એ કહેવાનો આત્મસંતોષ આપણે ના લઈએ તો સારુ. એ મતદારોને મત આપવાની—વાપરવાની ઇચ્છા નથી, શક્તિ યે નથી, પરોપકારી વાલીઓએ મતદારકન્યાને પરાણે મોટી કરવા માંડી છે; ને તો યે તેમ કરતાં લગ્નના ઉમેદવાર જેવા પક્ષો એની સુરત જોવાની યે ઇચ્છા કરતા નથી. એકલા શરીરની પુખ્તવયનો આગ્રહ રખાયો હોય ત્યાં બીજું શું થાય!

'સહકાર આપો!'

વારંવાર પ્રજાને સહકાર માટે કહેવામાં આવે છે. વારંવાર એ યાદ આપવામાં આવે છે કે હવે આ આપણી સરકાર છે; કેમ જાણે એટલા ખાતર જ એની ભૂલો ક્ષમ્ય ગણવી જોઇએ, તપાસવી યે ના જોઇએ! કાંતો સરકાર અને આગેવાનોની વાત પ્રજા સમજી શકતી નથી અથવા એમની વાતમાં ક્યાંક વાંકુ છે. પ્રજાએ કયો વિરોધ કર્યો છે કે આંદોલનો મચાવ્યાં છે? લોકોએ ક્યારે સરકારને કફોડી હાલતમાં મૂકી છે? શું આપેલાં વચનો પાળ્યાં નથી? કે દગો દીધો છે? એથી ઉલ્ટું, પ્રજાએ નાહકનાં કષ્ટ વેઠી સરકારની ભૂલો બરદાસ કરી છે, લાખોના ધુમાડા સહી લીધા છે, ઘણી ધૂનો કબૂલ રાખી છે, નવા અને ગરીબ રાષ્ટ્રને ના પરવડે એવા ઠાઠ ઠઠેરા નભાવી લીધા છે. અને એ માટે સરકાર પ્રજાની ઋણી છે. મૂંગા સહકારની માટે અભિનંદનની અધિકારી છે.

આ તંગી છે કે તેનું પ્રદર્શન?

એજ પ્રજાને માથેથી ઘડીકમાં અન્ન સંકટ જાય છે ને ઘડીકમાં આવે છે. એક ટંકનું વધેલુ બીજી અને ત્રીજી ટંકે જમનારી પ્રજા, વ્રત અને ઉપવાસોની પરંપરા સાચવનારી પ્રજા, ગરીબ ખોરાકથી સંતોષ માનનારી પ્રજા—તેને માથે વળી સાકરનું સંકટ કેવું? અને પરદેશની આયાત કેવી? જે ઉહાપોહ મચાવ્યો છે એ બહુ કઢંગો લાગે છે. તંગીઓની પાછળ કોઈ યોજના કે હેતુ દેખાય છે. કોઈ માનતું નથી કે કાપડની તંગી છે અને એના ઉત્પાદન કે હેરફેર ઉપર અંકુશો રહેવા જોઈએ. અંકુશ હોય તો પરદેશી કાપડ દેશમાં આવે તેના ઉપર જોઇએ; અહીંથી પરદેશ જાય તેના ઉપર જોઇએ. બહુ ઘાલમેલ કરી કાપડની જાત બગાડી નાખી છે, ભાવ જાણીબુજીને વધારી આપ્યા છે, તેના ઉપર અંકુશ જોઇએ. સરકારની ભૂલો કરવાની આવડત ઉપર અંકુશ જોઇએ. જેમ કાપડમાં તેમ અનાજમાંયે શાથી જાણ્યું નહિ હોય? ખરી તંગી હોય તો ખોરાક માત્ર ઉપર અંકુશ જોઇએ, કેમ જાણે લોકો ઘઉં, ચોખા, જુવાર, બાજરી ને ખાંડ ઉપર જ જીવે છે? માંસ મચ્છીને રેશનમાં કેમ ગણતા નથી?

જવાબદારી હળવી કરીએ

અનાજમાં કેટલીક છૂટછાટો આપવી જોઇએ—હેરફેરની કે પસંદગીની. આવી સગવડ હશે તો કેટલાયે માણસો રેશનીંગ પ્રથાનો લાભ સ્વેચ્છાએ જતો કરશે, સરકારને માથેથી બોજો હલકો કરશે. ઉપલા થરના શહેરીઓ વધુ નાણું ખર્ચ કરવા તૈયાર છે, એમને માટે સરકારે મહેનત ઉઠાવવાની જરૂર નથી. ઉઘરાવેલું કે આયાત કરેલું અનાજ સરકાર સંકટવાળા વિસ્તારો કે ઔદ્યોગીક વિસ્તારોમાં જ વાપરે તો ઘણું છે, અને તે પણ જેમને એથી રાહત મળે એમ હોય તેમના જ માટે. બીજાઓને એમનું ફોડી લેવા દો.

અને અંકુશો ચાલુ જ રાખવા હોય તો રેશનવિસ્તારોમાં અનાજ ને ખાંડ સહેજ વધારે ભાવથી પાછાં ખરીદવાનું ચાલુ કરવું જોઇએ. 'ટંકો જવા દો' કે 'રેશન ઉપાડશો નહિ' એ કહેવા કરતાં બચાવેલું વધારાનું અનાજ—ખાંડ થોડાક વધુ ભાવે સરકાર ખાઈ ખરીદી જુવે. જેમને નફો નહિ કરવો હોય તે ફાળામાં નાણાં ભરી શકશે. ઘણો સંભવ છે કે આ રીતે થોડા પ્રમાણમાં વધુ ભાવ આપી અહીંથી જ




આપણે વહેલા સરભર થઇ જઇશું, પરદેશના ફોતરાં જેવા ઘઉં ઉપર નભવું નહિ પડે, ને ખાદ્યની જવાબદારીમાંથીયે ઉગરી જઇશું.

બાકી અંકુશો રહેશે અને અનાજ પહોંચાડવાની જવાબદારી રાખીશું તો એ વધતી જ જશે, ૧૯૫૧–૫૨માં તો શું ૬૦–૬૧માંએ સરભર નહિ થવાય. સંકટો કે બગાડ સામે જવાબદારી વહેંચી નાખવાનો ઉપાય વધારે કારગત નીવડશે. જવાબદારી હશે તો પ્રાંતો વધુ યત્ન કરતા થશે એમાં શંકા નથી.

### ભેળસેળ ટળવી જોઈએ

છેક લડાઇના અરસામાં ભેળસેળ વધી ગઇ તે હવે લગભગ ઘર કરી ગઇ છે. જે કણિયા સાફ કરીને અનાજ આપતા તે ભેળસેળની ફરિયાદ સામે નફ્ફટ જવાબ આપે છે. જે કાપડમાં ટકાઉપણાની હરિફાઇ ચાલતી ત્યાં 'લેવું હોય તો લો' વાળી કક્ષા આવી ગઇ છે. જે દવાઓ અકસીર ગણાતી તેની ખાલી શીશીઓ આજે વેચાય છે, કારણકે ભેળસેળ એ ધંધાનો બીજો પ્રકાર થઇ પડ્યો છે. કાળુંબજાર નભાવી શકાય પણ ભેળસેળ અને હલકો માલ ચાલવો ના જોઇએ. એ સામે કાયદા ઘડાય છે પણ એટલા બધા ઘડાય છે કે એનું પાલન થઇ શકતું નથી, કદાચ એનો અમલ કરવાની સરકારની દાનત જ નથી.

દવાની ભેળસેળમાં હમણાં કેટલાક પકડાયા કે દંડાયા છે, પરંતુ જે જોખમ એમણે લોકો માટે ઊભુ કર્યું હતું તેના પ્રમાણમાં સજાની કશી વિસાત નથી. દવાના બનાવનારા કે વેચનારા દગો કરે તેણે જીંદગી સાથેનો દગો કર્યો એમ ગણી છેક છેલ્લી સજા જ આપવી જોઇએ. એમાં પરિણામે નુકશાન થયું છે એવો પુરાવો ખોળવાનો હોય નહિ. એથી ઊલટું કાપડના સંગ્રહ માટે કોઇની આબરુ લઇ નાખવી એ ઇન્સાફનો હાસ્યાસ્પદ આગ્રહ લાગે છે. એમણે ધન મેળવવા કોઇક કાનુન તોડ્યો હશે, તો એવા કાનુનો વાજબી છે એટલું તો કોઇને કહેવા દો! સજા ભલે થાય, એમાં જ બદનામી આવી જાય છે. ઉપરથી બેઆબરુ કરવામાં કિન્નાખોરી દેખાય છે.

### ગુજરાતનો નવો પ્રાંત

ગુજરાત વિદ્યાપીઠની શરુઆત થાય એ પ્રસંગે એક બે ખાસ બાબતો પ્રકાશમાં આવી છેઃ ગુજરાતની એક જ વિદ્યાપીઠ અને ગુજરાતનો જુદો પ્રાંત.

નવી ચૂંટણીઓ પતી જાય તે પછી તરત જ પ્રાંતોની પુનર્રચના થશે એમ માનવું જોઇએ. મહારાષ્ટ્ર અને કર્ણાટકે અલગ થવાની માગણી કરી છે એટલે 'ગુજરાત મરાઠા' જુદા પડે એ સ્વાભાવિક છે. ગુજરાતની સરહદો પણ ડાંગ વિભાગ સિવાય ઝઘડાવાળી નથી. એનો ઉકેલ પણ સરકાર કુનેહથી કરી આપશે.

આમ આપણા માટે એક અતિ અગત્યનો–એક ગુજરાતનો–પ્રસંગ સામે આવે છે. ખૂબ જ વિચાર કરવાનો રહે છે–નાનામોટા સૌએ. હવે નૂતન ગુજરાતનાં સ્વપ્નાં જાગવાં જોઇએ. એની ભાષા, વિવેક, ખોરાક, સ્વાસ્થ્ય, સંરક્ષણ, ઉદ્યોગ, કળા, શિક્ષણ એવા બધાને વિકસાવવાનો અવસર આવે છે.

બીજા દસ વર્ષમાં ગુજરાતની કાયા પલટ થઇ જશે. નહેરોનાં પાણી, વિજળી, પાકા રસ્તા, નાનામોટા ઉદ્યોગો, ઇજનેરી તાલીમ, ખેતીની સંસ્થાઓ, એવું ઘણું બધું પરખાય એવી રીતે ફાલ આપતું જશે. લોકોની સુખસમૃદ્ધિ વધશે તેની સાથે અક્ષરજ્ઞાન અને કેળવણી પણ વધશે. એ સંજોગોમાં સંસ્કાર ને સભ્યતામાં વિશિષ્ટતા લાવવા આપણા સાહિત્યકારોએ અને વિચારકોએ યત્ન કરવાનો રહેશે. અને સાથેસાથે જાતિ અભિમાન કે જિલ્લા–તાલુકા અભિમાન ન પેસી જાય એની અગમચેતી રાજકાજમાં ધ્યાન આપનારાઓએ રાખવી પડશે.

### વિદ્યાપીઠ એક કે વધારે ?

ગુજરાતની વિદ્યાપીઠ એક જ હોય એવો આગ્રહ રાખવો યોગ્ય નથી. તેમ જ એક વિદ્યાપીઠમાં તબીબી, ઇજનેરી અને બીજી તમામ વિદ્યાઓ શીખવા–શીખવવાનો પ્રબંધ હોય એ પણ આવશ્યક નથી. જે કોઇ ચોક્કસ પદ્ધતિએ, સુંદર પ્રણાલિકાઓ સ્થાપીને, પ્રજાની લાક્ષણિકતાઓ પારખીને–વિકસાવીને





ઊંચું શિક્ષણ આપે અને સાહસિક, વિનયી, ખંતીલા નાગરીકો તૈયાર કરી આપે તે વિદ્યાપીઠ હમેશાં આવકારને પાત્ર રહેવી જોઇએ. એકંદરે વિદ્યાપીઠોમાં સરકારી દખલગીરી બહુ ઓછી જ હોવી જોઇએ.

અનુભવની વાત છે કે શિક્ષણની બાબતમાં સરકાર પાસે તક હોવા છતાં તે ઓછું કરી શકી છે. અને હવે જ્યારે નવી રચનાનાં મંડાણ થવાનો અવસર આવે છે ત્યારે પોતાના કરતાં વિશેષ પ્રયત્નો થતા હોય તો તેને રોકવાની જરૂર નથી જેમ લેભાગુ સંસ્થાઓ વહેલી ટળે એની તકેદારી એણે રાખવી જોઇએ તેમ આશાસ્પદ સંસ્થાઓને ટકવાનું બળ અને પ્રોત્સાહન સરકારે પૂરાં પાડવાં જોઇએ.

### ગ્રામ વિદ્યાપીઠ અસંગત છે

આ તબક્કે ગ્રામવિદ્યાપીઠનું જે ડિમડિમ વાગે છે તે વિશે પણ સહજ વિચાર કરવો જોઇએ. કૉલેજોનાં મકાનો શહેરને બદલે ગામડાંઓમાં લઇ જવાથી ગ્રામ વિદ્યાપીઠો ના સ્થાપી શકાય. આજે તો જે કૉલેજો અંદરનાં રચણોએ બઇ છે, છાત્રાલયો બંધાયાં છે, અધ્યાપકોને સ્થળ ઉપર રહેવાની ગોઠવણ કરી છે તેમની નજર તો શહેરોની કૉલેજો તરફ જ છે. જે વિદ્યાર્થીઓ ગામડાંના છાત્રાલયોમાં રહેલા હોય છે એમની દૃષ્ટિ સંકુચિત, અને માનસ ગરીબ લાગે છે. એમની શિક્ષણપદ્ધતિમાં, રજાઓના દિવસોના વ્યવસાયમાં, સભ્યતામાં, શિરસ્તમાં કૈંક પછાતની છાપ લઇ ફરે છે. ફક્ત એમનો દાવો હોય છે કે ગ્રામ જનતાને અનુલક્ષીને અહિ શિક્ષણ અપાય છે. એ દાવાનો પાયો કાચો છે.

આપણે હજુ યે શું બે જુદી સંસ્કૃતિઓ રચવી છે—શહેરની અને ગામડાની? એથી શો લાભ? એથી તો ભેદભાવ વધતા જશે અને વર્ગની દિવાલો ઊંચી વધશે. આપણે તો શહેરની અને ગામડાની સભ્યતા વચ્ચે જે ભેદ રહ્યો છે એ મીટાવવો છે અને ગુજરાતની એક સર્વસાધારણ અને બહુજનપ્રિય એવી સભ્યતા ફેલાવવી છે.' એમાં ગ્રામ વિદ્યાપીઠ આપણને ઉપયોગી નહિ પણ અંતરાયરૂપ થઇ પડશે. પ્રાથમિક કક્ષાએ ભલે શિક્ષણનો ઝોક ગામડાઓમાં એમને સુલભ રહે, પણ ઉચ્ચ શિક્ષણમાં તો વિદ્યા અને નાગરિકત્વ એ બન્નેનું સંપૂર્ણ વિકસવું જરૂરી છે.

### શું શીખવવું-ના શીખવવું—

સંસ્કૃતિ અને સભ્યતા વિષે કૉલેજોમાં શિક્ષણ અપાય એવી માગણી પણ હમણાં થઇ છે. એમણે તો 'ભારતીય' એવું વર્તુળ બાંધ્યું છે, પરન્તુ જો આ પ્રકારનું જ્ઞાન જીવનમાં આવકારદાયક ગણવાનો સમય આવ્યો હોય તો આપણે માનવસંસ્કૃતિના વિવિધ વહેણો વચ્ચે આપણે કેવી રીતે સંસ્કારો જાળવ્યા, ટકાવ્યા કે ખીલવ્યા એ પણ શીખવવા જેવું હશે. અને માનવીની આદર્શપુરુષની કલ્પનાથી આપણી સંસ્કૃતિ કેટલી નજદીક છે તેનો ખ્યાલ રહે તે પણ યોગ્ય છે.

એ જ અનુસંધાનમાં આપણે જોવું જોઇએ કે શાથી આપણાં બાળકોને પારવિનાની મુશ્કેલીઓ વચ્ચે શિક્ષણનો માર્ગ કાપવો પડે છે? ઘણાને એનો બોજો પહેલી તકે ફેંકી દેવા જેવો લાગે છે. શરુઆતના ધોરણોમાં જ કેટલી બધી ચોપડીઓ, નોટો, વિષયો હોવા છતાં, વિદ્યાર્થીને એ બધું ઊંડા પાણી જેવું લાગે છે. એ બોજો તાબડતોબ હળવો કરવાની જરૂર છે. એકનો એક ઇતિહાસ ત્રણ ચાર વખત શીખવાનો, લડાઇઓ અને કોલકરારો યાદ રાખવાના, ઇંગ્લાંડના સ્ટુઅર્ટ અને ટયુડરો ગોખવાના—આવાં જાળાં તો ઘણાં છે તે હવે દૂર થવાં જોઇએ અને થોડા પરન્તુ ઉપયોગી અને રસપ્રદ વિષયોનું શિક્ષણ ફરીથી નિર્માણ થવું જોઈએ.

### જાતમહેનત દ્વારા સામાજીક કાર્ય

પીડિતોની વહારે ચઢવા કેટલાક વિદ્યાર્થીઓએ જાતમહેનત કરી એ આનંદજનક સમાચાર છે. એમના શુભાશયને ઉત્તેજન આપવા બીજા કેટલાકોએ ખાસ કામ કાઢી આપ્યાં ને ઉપરથી પારિતોષિક રૂપે બક્ષિસો આપી ફાળો સમૃદ્ધ કરી આપ્યો તે બાબત પણ ઉલ્લેખ કરવા જેવી છે.

પીડિતોની સહાય અર્થે જ નહિ પણ રોજીંદા જીવનમાં જાતમહેનતને સ્થાન મળવું જોઇએ, તેમાંયે વિદ્યાર્થી અવસ્થામાં એના મહિમાની પિછાણ કરાવી હોય તો એ ભાવના વધારે ટકે બહુ નાના ગજાના કુટુંબો પોતાના પુત્ર પુત્રીઓને ઊંચું શિક્ષણ આપવા યત્ન કરે છે, પણ આપણાં છાત્રાલયો કે શિક્ષણ સંસ્થાઓ એમનામાં રહીસહી કુટુંબની ભાવના ખેંચી લે છે, અને એમનામાં મિજાજ, શોખ, આળસ અને દુર્વ્યય મૂકી આપે છે.

કેટલાયે અભણો ભણેલાઓનું કાર્ય સરસ રીતે કરી બતાવે છે, તેમ કેટલાક ભણેલા અભણનું કામ માથે લેતાં શરમ તજી દે છે ત્યારે એમની જાત મહેનતને ઉત્તેજન આપવા બીજાઓ નીકળી આવે છે. આખરે તો કામની જ પ્રતિષ્ઠા છેઃ સારું થવું જોઇએ, ઓછા વ્યયથી અને કુશળતાથી કરેલું હોવું જોઇએ.

પરન્તુ, ઇશ્વર પ્રીત્યર્થે આવાં કામો થતાં હોય ત્યારે પણ ધંધાદારીઓના હાથમાંથી છીનવીને બીજાને બીજાને કામ સોંપવામાં થોડો અન્યાય રહેલો છે, એ આપણે ના ભૂલીએ. બીજા કરતાં વધુ દામ અને ઓછું કામ એવું એ ના હોવું જોઇએ. સારું કામ કર્યા છતાં યે છાપરે ચઢાવ્યાનું મુલ્ય અપાવું ના જોઇએ. અને એ કાર્યની સુગંધ રોજીંદા જીવનમાં ભળેલી રહેવી જોઇએ.

ગામે ગામ આવાં કાર્યો ખોળી શકાય અને કોઇ આગેવાની લઇ યોજના તૈયાર કરે તો વિદ્યાર્થીઓ જ શા માટે—બીજા નાના મોટા કેટલાયનો સાથ અચૂક મળી રહે. વિદ્યાર્થીઓએ જાત મહેનતથી મોટાં મકાનો બાંધ્યાં છે, અને લોકસમુહોએ જંગલો કાપી જમીન ખેતીને લાયક બનાવી છે. એવા કાર્યમાં લોકોએ ખૂબ ઉત્સાહ દાખવ્યો છે, સમાનતા જાળવી છે અને ચોરી કર્યા સિવાય મન દઈ ને કામ આપ્યું છે. જે જે ગામે આવું સામુદાયિક કાર્ય થાય ત્યાં યજ્ઞ થયો છે એમ ગણી એનું બહુમાન કરવું જોઇએ. આવાં કાર્યોની જ્યોત અખંડ રાખવા શું કરવું જોઇએ એ તપાસવા જેવું છે.

### નવાં આંદોલનો, નવી પ્રવૃતિઓ

અને એમ પ્રજાનું ધ્યાન નવાં નવાં આંદોલનો પાછળ ગુંથાયેલું રાખવું જોઇએ. મુખ્યત્વે તો એ કોંગ્રેસનું કાર્ય છે. પરદેશી કાપડની હોળી કરવાનું ખાદીની ફેરી કરવાનું, તાડનાં ઝાડ કાપવાનું, એવા વિવિધ આંદોલનો અગાઉ આવી ગયાં એમાંથી કોઇ ફરીથી સજીવન કરવા જેવાં કે નવાં શરુ કરવા જેવાં નથી શું? એકાદ વર્ષ કાપડ નહિ ખરીદવાનું, નવાં ઝાડો ઉછેરવાનું, નવી પદ્ધતિની ગૌશાળાઓ ચાલુ કરવાનું, એવું એવું કેટલુંક પસંદ કરેલું પ્રજા આગળ અવાર-નવાર મૂકવું જોઇએ અને એ જોર પકડે તે માટે જરા ધામધૂમ કરવી જોઇએ.

નવાં આંદોલનોના અભાવે લોકો ફરિયાદો કરતા, કડવાશ ફેલાવતા ને નિરુત્સાહી થઇ જાય છે. એમને રોકાયલા અને સારા માર્ગે પ્રવૃત્ત રાખવા જરૂરી છે. દરેક જણે પોતાના વ્યવસાય ઉપરાંતની બીજી કોઇ પણ સામાજીક પ્રવૃત્તિમાં જીવ પરોવવો જોઇએ અને એમાં સારું પરિણામ લાવી શકાય તે માટે ખંત અને કાળજીથી મચ્યા રહેવું જોઇએ. પચાસ વર્ષની વયે નિવૃત્ત થતાં કોઇ પણ સારા અને પોતાનો હાથ બેસે એવા સામાજીક કાર્યમાં પરોવાઈ જવું જોઇએ.

યોજનાઓ થશે અને આવશે, એનો અમલ તો આપણે—માણસોએ જ કરવાનો છે. અને એ માટે સૌની તૈયારી જોઇએ.

### ધાર્મિકતાનો અતિરેક

અહિંસાની ભાવના કેટલી પાતળી થઇ ગઇ છે તેનું એક ઉદાહરણ ઉત્તર ગુજરાતે આપ્યું છે. તીડોનું એ રક્ષણ કરવાનો ત્યાં આગ્રહ થયો અને જે નાશ કરવા આવ્યા તેમનો બહિષ્કાર કરવા સુધી એ લોકો ગયા. આશ્ચર્ય જ નથી, દુઃખ છે.

કીડી, માંકણ, ઉંદર, રઝળતાં કુતરાં, ખોડાં ઢોર, વાંદરા અને એવા બીજા અનેક ઉપદ્રવો સામે અહિંસા ક્યારે છોડી દેવાની દેવાની એ એ ગાંધીજીએ બરોબર સ્પષ્ટ કર્યું છે. પણ જે જડતા આવી ગઇ છે તે





ખંખેરવી મુશ્કેલ છે. એને માટે કઠોર ઉપાયો જરૂરી છે.

અને એ જ ધર્મ ઘેલછાની પાછળ પડી આપણે ઘીના દીવા, હોમ ને હવન, અક્ષતનાં વધામણાં, નાળિયેર વધેરવાં, નદી કે સાગરને દૂધ ચઢાવવું, ઠાકોરજીને છપ્પન ભોગ ધરાવવા અને લોકોને એના દર્શન કરાવવાં, બ્રાહ્મણોને સીધાં આપવાં ને પુણ્ય કરાવવાં, મડદાંઓને ઘીમાં બાળવાં અને એવું કૈંક ઉટાંગ ધાર્મિકતાને નામે ચાલુ રાખીએ છીએ, એ દુર્વ્યય કરતા જઈ ધન્યતા અનુભવીએ છીએ. આપણે ત્યાં ધર્મનો અતિરેક થઇ ગયો છે, અને હળવેથી એને યોગ્ય સ્થાને મૂકવાનો સમય આવી ગયો છે.

### પૂજાથી નહિ, કામથી ઉગરશે

આવી જ એક ગૌબ્રાહ્મણના પ્રતિપાળ થવાની આકાંક્ષા આપણામાં હજુ ટકી રહી છે. બ્રાહ્મણો તો હવે એમનું ફોડી લે છે પણ ગાયોની પૂજા કરી પાવન થવાનું આપણે શેના ચૂકી જઇએ! આમાં યે ગાંધીજીએ આપણી ઘેલી શ્રદ્ધા ઉપર પ્રહાર કર્યો છે. ગાયોનું પાલન ના કરીએ તો બીજાને એ શેની પાવન કરે એ દીવા જેવી વાત એમણે જાહેર કરી છે. ગાયોની સુધારણ સાથે એમને ખેતીના કામકાજમાં જોડી દેવાની વાત ચાલુ થઈ છે. ગાયની પાસેથી કામ લેવાનું થશે તો ઘણો સંભવ છે કે એના પ્રત્યેનો લોકાદર વધશે, અને એનું મુલ્ય સમજાશે. એકલી પૂજા મેળવ્યાથી કેવું પતન થાય છે તેનો દાખલો ગાયે પૂરો પાડયો છે. કામ મેળવીને એ કસાઇવાડેથી ઉગરી જશે.

### કવિ અને કુલયોગિનિ

રાજકાજમાં કૈંક આગેવાનોની પત્નીઓ પણ આગેવાની લેતી થઈ છે અને એમને સન્માન મળે છે. કેટલાક લેખકોની પત્નીઓના નામે પણ લેખો ને કવિતાઓ ચઢે છે. ધનિકોની મિલકતો બૈરીઓને નામે હોય છે એ તો ભાગ્યે જ કહેવા જેવું ગણાય. આમ પતિના યશમાં ભાગ પડાવવો એ નવી વાત નથી.

કવિ ન્હાનાલાલનું ચિત્ર લેખક ખુલ્લું મૂકતાં રમણલાલ દેસાઇએ ઉલ્લટે એક સૂચના કરી કે દંપતી ભાવનાની સ્મૃતિ તરીકે કવિનાં પત્નીનું ચિત્ર પણ સાથે મૂકાવું જોઈએ. આમ કરી, એક નવી પ્રણાલિકા તો નથી ચાલુ થતી?

કવિ તરીકે ન્હાનાલાલનો આદર કરીએ, અને જ્યાં અતિથિ સત્કારનો મહિમા ગાવાનો હોય ત્યાં કવિ પત્નીની માણેકબાને સંભારીએ તે યોગ્ય ગણાય. હા, ન્હાનાલાલનું કીર્તિ મંદિર કે હોલ રચાય ત્યારે એ દંપતીને ભલે સાથે સંભારીએ, મી. અને મીસીસ વાળી પ્રથા આપણે બહુ પચાવવી સારી નથી.

### દિપોત્સવીના ખાસ અંકો

શું આપણે ત્યાં એટલું બધું લખાણ પ્રાપ્ત થાય છે કે દર વર્ષે આવાં ગ્રાન્ડ કલીઅરન્સ સેલ કાઢવાં જોઈએ? ખાસ અંકો એ શું લેખકોને ગમતી વાત થઇ ગઈ છે?

નિયમ મુજબનાં અંકોમાં ઓછું ધ્યાન આપનારાઓ માટે અને જે લખાણ ઉપર વિશેષ ધ્યાન ખેંચવાનું જરૂરી હોય તે લખાણ માટે ખાસ અંક હોઇ શકે. કોઇ ખાસ બાબત ઉપર ભલે જુદો અંક નીકળે, તહેવારને લીધે શાથી?





# જિંદગીનો જૂગાર

પ્ર. મહામાત્ર

શ્રાવણ મહિનો લગભગ પૂરો થવા આવ્યો હતો, છતાં ય ક્યારેક આકાશના એવા તો રૂપરંગ થઈ જતા કે ચોમાસું જાણે હમણાં જ બેઠું છે. આકાશનાં વાદળાંઓ કોઈ અવિરત કાર્યમાં ડૂબેલાં જ હોય તેમ કોઇ સમારંભના નવાસવા વ્યવસ્થાપકની જેમ અહીં તહીં ઘૂમતાં હતાં. આજ સાંજ પડયે કંઈક ઉઘાડ થયો હતો એટલે એકાએક સૂઝી આવ્યું કે આવા સમયે ઘેર ચાદર ઓઢી પડયા રહેવામાં કંઇ મઝા નથી. કોટ પહેરી બહાર નીકળતાં શ્રીને કહ્યું, 'હું જરા મોડો આવીશ.'

'વારુ' શ્રીએ સહજભાવે કહ્યું.

હું નવાઈ પામી ઊભો રહ્યો. મનોહર હાસ્ય કરી શ્રી બોલી, 'નવાઇ લાગે છે નહિ? પણ રહો, આજે તમે છૂટા છો. આજે અમારે સ્ત્રીઓને જાગરણનો તહેવાર છે. સ્ત્રીઓથી આજે ઘર ભરાઈ જવાનું. તમને ન જવા દઇને કરું ય શું?

હું બહાર નીકળ્યો, વિક્ટોરિયા ગાર્ડનની તાજી હવાથી મન પ્રફુલ્લિત થઇ ગયું. જે જગ્યાએ બેઠો હતો તેની બરાબર સામી બાજૂએ આકાશમાં રંગબેરંગી પ્રકાશની ટશરો ખીલી નીકળી હતી. સવિતા-નારાયણને વિદાયમાન આપવા માટે જાણે વિવિધ રંગોનો દરબાર ભરાયો હતો. એ જોવામાં હું મારી જાતને ખોઈ બેઠો. એકાએક એ રંગોને કાળાં વાદળાંઓએ હતા ન હતાં કરી દીધા. હાય રે! કુદરત પણ કેવી નિષ્ઠુર છે! થોડો વધુ વખત આ રંગ વિલસી રહ્યો હોત તો ખોટું ય શું હતું? કે પછી એ ય જોયું અને આ પણ જોઇ લે એવો પાઠ માનવીને ભણાવી રહી હતી?

આ વખતે થોડા વરસાદના છાંટાએ જણાવ્યું કે હવે અહીં વધુ વખત બેસવું હિતાવહ નથી. ઠંડો પવન પણ શરૂ થયો. થોડે દૂર આવેલા 'મદ્રાસી કોફી હાઉસ'માં ઘૂસ્યો. રાતના નવ વાગ્યા સુધી એક ખૂણામાં ભરાઇ રહ્યો. બહારની ધમાલમાંથી બચ્યો હતો એ ખરું પણ વિચારોએ મને ન છોડયો. વારુ, એ લખીને આપને કંટાળો ન આપું, એના જેવી સારી બીજી કોઇ વાત નથી.

આજુબાજુ જરા નજર કરી તો નવપરિણીત દંપતીઓ મોટી સંખ્યામાં જગ્યા રોકી ઘેર ન ખાધેલી વાનગીઓ ખાતાં ખાતાં આશ્ચર્ય સાથે આનંદ વ્યકત કરતાં હતાં. સાથે આવેલો પુરુષ વર્ગ પણ ગર્વ અનુભવતો હોય એમ લાગ્યું. મને લાગે છે કે સ્ત્રીઓ બનાવે એનાં કરતાં પણ ચઢી જાય એવી સુંદર વાનગીઓ પોતાની જાત બનાવી શકે છે એટલું જ નહિ, એમ કરીને સ્ત્રીઓના ગર્વના ચૂરેચૂરા પણ કરી શકે છે. એ જાતનો ગર્વ મોં પર રમી રહેલો હશે! આવી જગ્યામાં આવી, સુધારાનું એક પગથિયું ઉપર ચઢવાનો સંતોષ સ્ત્રીઓના મોં પર સ્પષ્ટ તરી આવતો હતો, છતાં કોઈ પડોશનું જોઇ તો નથી જતું એવી ભયભીત નજર પણ વારેવારે ફેંકાતી હતી.

આ વખતે મેં કોફિનો બીજો કપ પૂરો કર્યો. ઉઠવાનું કરતો હતો ત્યાં જ એક નવું જોડું 'કોફી હાઉસ'માં દાખલ થયું. ચારે તરફ નજર ફેંકી, છેવટે મારી બાજૂમાં પડેલી બે ખાલી ખુરશીઓ પર બન્ને ગોઠવાઇ ગયાં. મારે જવું હોય તો તેઓને ઉઠવું પડે એટલે ન છૂટકે હું બેસી રહ્યો.

નોકરે આવી કંઇક મજાકમાં પૂછયું, 'સાહેબ, ત્રીજો કપ!' મેં તેના સામે જોયા સિવાય કહ્યું, 'લાવ, અને જો જરા મોટો લાવજે. થોડીવાર વધારે ચાલે!

આ સાંભળી પેલી છોકરી આડું જોઇને હસી પડી. મને થયું, 'ચાલો', ઠીક થયું, બોલ્યું સાર્થક થયું!'

તેની સાથે આવેલા અને મારી બાજૂમાં જ બેઠેલા યુવક તરફ આડી નજરે મેં જોઇ લીધું. રેશમી કફનીમાં તેનું કૃષ શરીર વધારે પાતળું લાગતું હતું. એની ખાવાની રીતથી મને ઘૃણા છૂટી. પીળા દાંતમાંથી જડબાના બે દાંત પડી ગયા હોવાથી ખાતાં ખાતાં થોડું મોંમાંથી ખાધેલું પાછું આવતું હતું. માથાના મોટાભાગના વાળે શુભ્ર—શ્વેત રંગ





ધારણ કર્યો હતો અને પુષ્કળ તેલ નાખવાના પરિણામે રૂપાના બારીક તારની જેમ વાળ ઝગારા મારી રહ્યા હતા. ત્રીશેક વર્ષની ઉપર હશે પણ કોઈ કહી શકે નહિ કે એમાં કેટલાં વધારવાં કે કેટલાં ઘટાડવાં!

ખાવાપીવાનું પતાવી પેલા યુવકે યુવતીને કહ્યું, 'સંસારમાં પરણ્યા સિવાય કોઈને ચાલ્યું નથી એ વાત હું ખોટી માનતો નથી, પણ હું તો પરણવાનો નથી જ. તારી સાથે રહી જે આનંદ માણું છું તે જોતાં ન પરણું તો કંઈ પસ્તાવા જેવું નથી.

મેં મારા કાન સરવા કર્યા.

યુવતી બોલી, અત્યારે તમે કઈ રૂમ પર જવાના?

'ખાડિયાવાળી.'

સારું, હું તો જઉં ત્યારે. દૂર જવાનું છે, મોડું થશે તો......

'સાચા પ્રેમીઓને કશું કોઈ વાતે મોડું થતું જ નથી.'

'પણ એ વાતથી A. M. T. S.વાળા અજ્ઞાત છે, અને મારે જવું છે સોસાયટીમાં—જઉં ત્યારે. કહી પેલી છોકરી ચાલી ગઈ.

એકાએક તેણે મારી સામે જોયું મેં તરત કહ્યું, 'અહીંની કોફી સારી થાય છે, નહિ?

તેણે કહ્યું, 'બહુ સરસ. છોકરા, એક કપ કોફીનો સાહેબને આપ. મેં આંખના ઇશારાથી કોફી લાવવાની ના પાડી. કંઈક ખચકાતાં મેં પૂછ્યું, 'પેલાં બહેન કેમ ચાલ્યાં ગયાં—એકલાં—રાતને વખતે...

તેણે નિરસભાવે કહ્યું, 'મેં મૂકી જવા કહ્યું પણ એણે ના પાડી.' આ જુઠાણાથી હું ચમક્યો.

'તમારે એ શું થાય?

'શું થાય? કશું જ નહિ!'

'સગાઈ થવાની હશે.'

'કોની, મારી? ના, રે. હું તો પરણવાનો જ નથી. એણે તો મને બહુ કહ્યું, ધમકીઓ આપી, 'રેલના પાટા પર સૂઈ જઈશ, એવી હિંમત નહિ ચાલે તો ચાલતી ગાડીએ કૂદી પડીશ, ભદ્રના કિલ્લા પરથી પડીશ, અને મરતાં મરતાં પોલકાના ખીસ્સામાં કાગળ લખીને રાખતી જઈશ—'મારા મરણની જવાબદારી મનમોહન શર્મા પર છે,' મારું નામ મનમોહન શર્મા. લો, કહો સાહેબ, દુનિયામાં એમ કોઈ વસ્તુ નથી જે મને ડરાવી શકે—બે આબરૂ સિવાય. એટલે હજી ચોખ્ખી 'ના' નથી પાડી. ચાલો જઈશું?

બહાર નીકળી મેં કહ્યું, 'હું આ શહેરનો અજાણ્યો છું, હવાફેર કરવા દૂરથી અહીં આવ્યો છું, જવું છે રાયપુર, કયો રસ્તો સુગમ પડશે?

'ચાલો, મારી સાથે આવો. મારો અને તમારો રસ્તો એક જ છે.' મેં કહ્યું, 'મને ય એવું લાગે છે!'

ન સમજી શકવાથી તેણે કહ્યું, 'હેં?'

મેં કહ્યું, 'કશું જ નહિ!'

રસ્તે ચાલતાં તેણે નીચે પ્રમાણે વાત કરી. 'ઉંચા પ્રકારની કેળવણી લઈ ઘણી ઘણી ડીગ્રીઓ મેળવી છે, આખી ભીંત મઢી શકાય તેટલાં પ્રમાણપત્રો અનાયાસે ભેગાં થઈ ગયાં છે. અસંખ્ય ચંદ્રકો મેળવ્યા છે, અને કીર્તિની પડી ન હોવાને કારણે વેચી મારી ઉપજનું દાન કરી દેવામાં આવ્યું છે. એક વખત સાગમાં સારો ગવૈયો હતો પણ છેલ્લાં દસ બાર વર્ષથી લોજનું ખાવાથી અવાજ તદ્દન બેવડો થઈ ગયો છે. છતાં હું એમ હારી જઉં એમ નથી. એની સાબિતી રૂપે હારમોનિયમની પેટી ઘણા મિત્રોનો અત્યાગ્રહ છતાં વેચી નાખી નથી! નૃત્યકલાનો સારો પરિચય છે. ઉદયશંકરના આલ્મોડાના કલાસંઘમાં હું હતો. જો કે ઉદયશંકરની સાથે મતભેદ થવાથી અભ્યાસ અધુરો મૂકી નીકળી ગયો હતો. પંડિત મદનમોહન માલવિયાનો હું પટ્ટશિષ્ય પહેલાં ૧૪૦ વજન હતું, અને હવે ૮૬ રતલ સુધી ઉતરી ગયો છું. અત્યારે તો 'પ્રોગ્રેસીવ મર્ચંટ સ્કૂલ'માં સંસ્કૃત ભાષાના શિક્ષક તરીકે કાર્ય કરું છું. પણ ગુજરાત યુનિ. ના રજીસ્ટ્રારની મારે ખાસ ઓળખાણ




છે. કદાચ મારી સેવા તેઓ ઉભીની પણ લે. વગેરે વગેરે.

આખા હનુમાન પાસે પહોંચ્યા ત્યારે લગભગ ૧૦ાા–૧૧ થયા હશે. એણે કહ્યું, અહીં જ પોળમાં મારું મકાન છે. આવો ને, થોડીવાર બેસીને જજો. મારે દુનિયામાં મારું કહી શકાય એવું કોઇ નથી.' કહી તેણે એક ઊંડો નિસાસો નાખ્યો.

એક પોળમાં પેઠા. સાંકડા ચાર પાંચ દાદરાઓ વટાવી, કંઇક અંધારા વટાવી છેવટે ઉપરની એક ઓરડીમાં પગ મૂક્યો. બત્તી કરતાં વેંત સામે જ ટીંગાતું એક બિભત્સ ચિત્રથી આલેખાયેલાં કેલેન્ડરને બીજી બાજૂ ફેરવી નાખ્યું. કહ્યું, 'ભેટ તરીકે આવેલું છે એટલે રાખ્યું છે. તારીખ જોવા કામ લાગે છે, પણ તમારા જેવા શું ધારે?

'કશું જ નહિ' કહી હું હસી પડયો.

ઓરડી નાની હતી પણ સ્વચ્છ હતી. તેના પ્રમાણમાં ફર્નિચર હતું અને એને ઢાંકતાં રૂમાલોમાં કલામય ભરત ગૂંથણ હતું. એક ખૂણામાં પથારી હતી. તેના પર સ્વચ્છ ચાદર બિછાવેલી હતી અને હમણાં જ જાણે કોઈ સાફ કરી ન ગયું હોય એવું લાગતું હતું.

મને બેસાડી તે નીચે ગયો. મેં એક ડાયરી જેવું શોધી કાઢયું. અંદર કવિતાઓ જેવું કંઇક લખેલું હતું. તે પાછો આવ્યો ત્યારે ડાયરી પાછી મુકી દેવાનો મને મોકો ન મળ્યો. મને આ ડાયરી વાંચતો જોઇ તે ખુશી થતો હોય તેમ બોલ્યો, 'તમે ય ખરા છો!'

મેં સામે પ્રશ્ન કર્યો, 'તમે કવિ પણ છો?'

તેણે મારી બાજૂમાં બેસતાં બેસતાં કહ્યું, 'લખું છું' પછી બહુજ નમ્ર ભાવે કહ્યું, 'ગુજરાતના હાલના એક સુપ્રસિદ્ધ કવિની મેં ભૂલ કાઢી હતી.'

થોડીવાર સુધી અમે બન્ને કંઇ ન બોલ્યા. છેવટે તેણે પૂછ્યું, તમે કઈ બાજૂના?

'કાઠિયાવાડમાં, જૂનાગઢ બાજૂનો.'

'ત્યારે તો ખાંટવા જોયું હશે!'

'બે ત્રણ વખત–કેમ?'

તેણે મોં મલકાવી કહ્યું. 'ત્યાંથી એક મુરતિયો જોઇએ છે એવી જાહેરખબર નીકળેલી. તેને મેં પત્ર લખેલો.

'કોને, તમારે માટે?'

હા. પરણવાનો તો નથી જ. પણ એમાં આપણું જાય શું? હું જ્યાં નોકરી કરું છું એ શાળામાંથી ઘણી છોકરીઓના મારા પર પત્રો આવેલા છે. તમે કોઈ વખતે આવજો હું બતાવીશ.

મેં જતાં પહેલાં કહ્યું, 'એક વાત પૂછું? તમે મને ઓળખતા નથી–કદિ કોઇ વખતે જોયો પણ નથી. આવી બધી વાતો તમે કયા આધારે મારી આગળ કરી?

તેણે કહ્યું, 'વાહ! માણસને હું પલભરમાં ઓળખી કાઢું છું. તમે શું ખરાબ માણસ છો?

'ના, તદ્દન એવો તો નથી.'

ઘેર પહોંચ્યો ત્યારે શ્રીએ કહ્યું, 'ઠીક થયું, વહેલા આવી ગયા તે હમણાં જ બધી સ્ત્રીઓ સામેની પોળમાં ગઇ છે.' કહી પોતે પાણીનો પ્યાલો ભરી લાવી. ખાલી પ્યાલો પાછો મૂકી આવી મારી સામે બેસી, 'તમારી છેલ્લી વાર્તા–જે અત્યારે લખી રહ્યા છો–એની નાયિકાના શરીરનું વર્ણન તો કરો.

મેં હસીને કહ્યું, ત્રણ ચાર પાનાં લખ્યાં છતાં ય હજી નાયિકાનાં પાત્રનું જ ઠેકાણું નથી. નાયક જ નાલાયક થઇને ઘૂમ્યા કરે છે! છતાં ય આવ્યું હોય તો ય સ્ત્રીના શરીરનું વર્ણન કરવામાં હવે કંઇ બાકી નથી. પરાપૂર્વથી કવિજનોએ સ્ત્રી-શરીરના પ્રત્યેક અંગ–ઉપાંગની ખૂબીઓ બતાવવામાં જિંદગી પસાર કરી નાખી છે. છતાં ય કોઇ પણ સુંદર સ્ત્રીનું વર્ણન કરવા બેસીશ તો તું કહીશ કે એ તો તારા જ શરીરનું વર્ણન છે!

'એકને એક વસ્તુને કેટલી જુદી જુદી રીતે તમે કહી શકો છો?





'આ થઇ વખાણની શરૂઆત. એ ચાલશે તો તારી સાથે મારું પણ જાગરણ થઈ જશે એમાં કંઇ શંકા નથી. પણ રહેવા દે. મને પથારી કરી આપ.

એ જ પાછું પેલું સ્મિત.

×

પથારી પર પડયો પણ તે રાતે તો ઊંઘ આવી જ નહિ. તેમ આખી રાત આમતેમ પડખાં જ ફેરવતો રહ્યો. કોણ જાણે કઇ વેદનાને લીધે તે રાતે મારી આંખો બંધ જ ન થઈ!

બીજે કે ત્રીજે દિવસે રવિવાર હતો. શાક લેવા જતાં જ રસ્તામાં મનમોહન શર્મા મળી ગયા. બજાર વચ્ચે લગભગ અસભ્ય લાગવા જેટલો પ્રયત્ન કર્યા છતાં શાકના પૈસા તેણે ચૂકવી આપ્યા. મને ખૂબ ચીડ ચડી. તેણે કહ્યું, 'મારાં ભાભીના હાથની રસોઇ જમવા મને એક દિવસે આમંત્રણ આપજો. થયું?'

થોડીવાર પછી હાથ પકડીને કહે, 'ચાલો ઘેર. સારું થયું તમે મળી ગયા તે.'

મેં કહ્યું, 'કેમ?'

'મારી વાત તો તમે જાણોછો. હજાર લફરાં છે. આજે વળી એકની સાથે 'Morning show'માં જવું હતું. હવે કહી દઈશ કે મારે ત્યાં મહેમાન આવ્યા હતા. ચાલો, થોડીવાર આરામથી બેસીશું.

સાથે ચાલતાં ચાલતાં કહ્યું, 'મને કોઈ બાબતનો મોહ નથી, પૈસાનો તો નહિ જ! મારી શાળાની વિદ્યાર્થીનીઓ સમક્ષ મેં રૂપિયાની નોટના બારીક ટૂકડા કરી ફૂંક મારી ઉડાડી દીધી હતી.

ઘેર પહોંચ્યા પછી તેણે તેના પર આવેલા પ્રેમ પત્રો અને પોતે આપેલા તેના પ્રત્યુત્તરોનો ઢગલો મારી સામે કરી દીધો. પત્રોની સંખ્યા જોતાં અને જેના પર એ લખાયેલા છે એ જોતાં લખનારની આખી જાત પ્રત્યે એક જાતની ચીડ ચડી.

મેં કહ્યું, 'મારે વાંચવા એ ઠીક નહિ.'

તેણે કહ્યું, 'કશું જ નહિ. તમે ક્યાં કોઈ પારકા છો?'

આ દરમિયાન એક નવું આવેલું કેલેન્ડર મને બતાવ્યું. કહ્યું, 'જુઓ તો કેવું છે? મે મારી પસંદગીથી લખ્યું છે!'

તેના પર એક ચિત્ર હતું. એક માછીમાર મોટી જાળ ફેંકી પાણીમાંથી તેને બહાર કાઢતો હતો. ચિત્રવિચિત્ર-રંગબેરંગી માછલીઓ જાળમાં ફસાઈ આમતેમ તરફડિયાં મારતી હતી. તે પરથી મારી નજર ફરી કાગળો પર પડી. અક્ષરોને બદલે મને આંસું દેખાય છે! પેલી રંગબેરંગી માછલીઓનો તરફડાટ!

મે કહ્યું, 'તમારે યોગ્ય જ છે!

તેણે મારી સામે બેસતાં, કાગળોના થોક સામે હાથ કરતાં કહ્યું, 'આટલામાંથી ત્રણ છોકરીઓ પર જીવ ચોંટયો છે. એક કોલેજમાં છે—મારા માટે કુંવારી બેસી રહી છે. બીજીએ મને આપઘાત કરતાં બચાવેલો. ત્રીજી...ત્રીજી—હા, પેલી તમે તે દિવસે રેસ્ટોરાંમાં જોઈ તે જ—હા—એ જ—પણ...

'પણ શું?'

ઊઠો, જુઓ. મારી પાછળ રહેજો.' કહી એક સામેની બારી ઉઘાડી. સાચે જ બારીમાં રૂપનો અંબાર ખડો થઇ ગયો હતો. શૈશવની ડાળે કૌમાર મ્હોરતું હતું. શૈશવની ડાળે કૌમાર મ્હોરે—આચાર્ય જયંત. શર્માજી વ્યાકુળ મનોદશામાં ઊભા રહ્યા. છેવટે નિસાસો નાખી પથારી પર બેસી પડયા.

એનું નામ છે રોહિણી. ધનવાન માબાપની એકની એક પુત્રી. હું જે શાળામાં છું તેમાં જ તે મેટ્રિકમાં અભ્યાસ કરે છે. તેને ઘેર પણ ભણાવવા જાઉં છું. બધાં કરતાં વધારે જીવ એના તરફ ચોંટયો છે. મારી ખૂબ દેખભાળ રાખે છે, ચોપડીઓ ગોઠવી જાય છે, બીછાનું સાફ કરી જાય છે, કોઇ કોઇ વખતે પોતાને હાથે ચા બનાવી પીવડાવે છે. આજે જ ખાસ મારે માટે બનાવેલી મિઠાઈ મૂકી ગઇ છે!

ઘેર પહોંચ્યો ત્યારે મોડું થઇ ગયું હતું. શ્રીએ



હાથમાંથી થેલી લેતાં કહ્યું, 'બહુ મોડું કર્યું'. જમવાનું મોડું થશે. એક કપ ચા બનાવી આપું?

મેં કહ્યું, "ના,"

તે નવાઇ પામી. ચાની ના પાડવાનો મારે માટે અને ના સાંભળવાનો એને માટે આ પહેલો પ્રસંગ હતો. કંઇ પણ બોલ્યા વગર તે અંદરના ખંડમાં ચાલી ગઇ.

મને થયું, આ રોહિણી. મનુષ્યના મનનો પણ કંઇ અંદાજ નીકળી શકે છે? કોણ કોની પાછળ કયા હેતુથી કાર્ય કરે છે એ કોણ કહી શકે? રોહિણી, તું કેવા વિષ-ચક્રમાં ફસાઇ પડી છો તેનું તને ભાન છે? કદાચ નીકળીશ તો ય નુકશાનીનો પાર નહિ રહે!

બારીમાં દેખેલું મોં મારી સામે દૃશ્ય થયું. અસાધારણ રીતે મોં મચકોડી તે બોલી, 'તમે લોકો દરેક બાબતમાં શંકા શંકા જ જોયા કરો છો!'

મેં ચીડાઇને કહ્યું, 'વારુ-જાઓ-બહુ થયું!'

શ્રીએ દાખલ થઈ પૂછયું, 'કોને જવાનું કહો છો? શું બહુ થયું? તેના હાથમાં ચાનો પ્યાલો જોઈ વધારે ચીડાઇ મેં કહ્યું, 'ચાની મેં ના પાડી હતી ને?'

એણે કહ્યું, દરેક મનુષ્યના મનની સ્થિતિ જુદીજુદી હોય છે. તેને કદિય કોઇ એક દોરે બાંધી ન શકે. બાંધે તે દિવસે દુનિયાનો અંત આવી જાય. જુદીજુદી રહે એમાં જ દુનિયાનું અને મનુષ્યજાતનું ભલું છે. તમારાં મનબુદ્ધિની જેમ બીજાનાં મનબુદ્ધિ કામ કરી શકતાં ન હોય તો એ દુઃખી થવા જેવી બાબત નથી. ચાલો, ચા ઠરી જાય છે. પી લો.

ચાનો ઘૂંટડો પીતાં પૂછયું, 'તું આ બધું કયાંથી શીખી?'

'કયાંથી શીખી એની તમને ખબર છે!'

[ ૨ ]

બીજે દિવસે ઊઠયો ત્યારે આખા શરીરમાં સુસ્તી ભરી હતી. મને લાગે છે કે બરાબર ઊંઘ નહિ આવી હોય એને લઇને હશે. આખી રાત પેલી રોહિણી મગજમાંથી ખસી નહોતી. મનને ઠપકો આપ્યો 'તારે શું? રોહિણી ગમે તેને ચાહે, નાસી જાય, પરણે અરે છૂટાછેડા લે તો ય તારે શું? પણ એથી કાંઈ સાંત્વના ન વળી.

ચા પાણી પી સવારના જ નીકળી પડયો. પોળ પાસે આવી તપાસ કરતાં જણાયું કે મનમોહન શર્મા થોડી વિદ્યાર્થીનીઓને લઇને ગઇ કાલે રાત્રે જ શુકલ-તીર્થ ગયા છે. સાથે રોહિણી પણ ગઇ છે.

ઘેર આવ્યો ત્યારે મારા પાંચ વર્ષના પુત્ર ઈંદ્રે કહ્યું, 'બાપુ અમારી નિશાળની સામે કાદવના ખાડામાં એક વાછરડી ફસાઇ પડી છે. એ હવે નહિ નીકળે?'

મેં કહ્યું, 'નીકળશે.'

'ન નીકળે તો?'

મેં ચમકીને કહ્યું, ન નીકળે તો શું? એના નસિબ!'

આજકાલ ઘણા દિવસો પસાર થઇ ગયા. કોઇ વાર મનમાં થતું, 'રોહિણીને આમાંથી બચાવું' વળી વિચાર આવતો, 'કેવા માણસોના હાથમાં દેશનાં બાળકોનું ભાવી મૂકાયું છે? જ્યાં પોતે જ ગળાબૂડ ડૂબેલા છે એ બીજાને શું તારશે? આ સડો ક્યાં સુધી ન પહોંચે-શું કહી શકાય? ખેર, આંધળા માબાપોનાં બાળકોનું ભવિષ્ય આંધળું જ હોય એમાં નવાઈ યે શું છે?

'દાઝેલાં હૈયાં'ના થોડાં પાનાં વાંચી, ખાંડેકરની વાર્તાકલા વિશે વિચાર કરતો હતો ત્યાં શ્રી ઈંદ્રને લઇને મારી સામે બેસી ગઈ. ઈંદ્રે કહ્યું, 'બાપુ, લાલ દરવાજે કોઇ લાલ દરવાજો નથી એને લાલ દરવાજો કેમ મનાય?'

મેં ચોપડીમાંથી મોં ઊંચું કરી કહ્યું, 'જેનું નામ નિશાન પણ ન હોય છતાં ય તેનું નામ હોય તો તે સાચી વાત ન હોય તો ય ખોટી ન માનવી —સમજ્યો?'





શ્રીએ ખડખડાટ હસીને કહ્યું, 'સમજશે-ધૂળ અને રાખ-એ આમ જો-'

એ જ વખતે બારણે અવાજ આવ્યો. જોયું તો બારણું ખોલીને મનમોહન શર્માએ ડેલીમાં પગ મુકયો. કોણ જાણ, કેમ પણ મારું મન તિરસ્કારથી ભરાઈ ગયું.

મારી સામે જગ્યા લેતાં તેણે કહ્યું, 'અરે, ભાઈ તમારું ઘર તો મહામુશ્કેલીએ મળ્યું. ગજબ થઈ ગયો છે!'

મેં તેના સામે જોયા સિવાય કહ્યું, 'પરણવાનો નિશ્ચય કરવો પડયો કે શું?'

તેણે અત્યંત ખિન્નભાવે કહ્યું, 'આ જુઓ. રોહિણીનો પત્ર. લખ્યું છે આજથી મારે તેને બહેન ગણવી. ઉપરાંત પોતે લગ્ન કરવાની છે. લો કહો, હવે શું કરવું?'

મેં કહ્યું, 'છોને કરતી.'

'વાહ, તમેય ખરા છો! મેં એને માટે કેટ-કેટલું સહન કર્યું છે. આજે આમ રઝળાવશે એમ ખબર હોત...'

"તો શું કરત?"

'શું કરત? તો એના પાછળ હું આટલો લોહી ઉકાળો ન કરત, તો હું મારે માટે જાન પાથરી આપનાર- મારે માટે આજન્મ-કૌમાર્ય અપનાવનારને હું એમ ન કહેત કે તમે પરણી જાઓ, તો હું તેને પરિક્ષામાં પહેલે નંબરે પાસ થવા ન દેત, મારે ગામ સહેલ કરવા ન તેડી જાત. મારે શું કરવું તમે જ કહો. અંદર લખ્યું છે, 'તમે બેવફા છો-ડરપોક છો -ખરાબ ચારિત્ર્યના છો-' મદનમોહન માલવિયાનો એક વખતનો શિષ્ય ચારિત્ર્યહિન કદી હોઈ શકે?

મેં શ્રીને કહ્યું, શર્માજીને ઠંડા પાણીનો ગ્લાસ પા!

પાણી પી લીધા પછી મેં તેને કહ્યું, 'તમે લોકો વચ્ચે મેળ સારો હતો-એકમેકને ચાહતાં હતાં- એકાએક આ શું બની ગયું?'

'હા, ચાહતાં હતાં-ખૂબ ચાહતાં હતાં. પણ થયું એવું કે હમણાં મારે ગામ હું તેને લઈ ગયો હતો. ત્યાં એક મારો ચાળીસેક વરસનો અવિવાહીત મિત્ર છે. તેણે કરગરીને કહ્યું, 'તારે કંઈ ઓળખાણનો તોટો નથી. દર વખત જ્યારે તું અહીં આવે છે ત્યારે તારી સાથે નવી નવી છોકરીઓ હોય છે. મિત્રને માટે એકાદ શોધી આપ.'

મારું હૃદય કેવું છે એ તમે જાણો છો. દોસ્તીને ખાતર ભાંગેલ હૃદયે મે મારા મિત્રની સાથે નાસી છૂટી લગ્ન કરી લેવા રોહિણીને વિનંતી કરી-મારાં સમર્પણની ભાવના સમજાવી. હું એ મારો મિત્ર અને મારો મિત્ર એ હું જ છું એમ પણ સમજાવ્યું. આ આટલી જ હકીકત. આમાંથી જ આ બધું થયું. અહીં આવી મને મોં પણ બતાવતી નથી. અને આવો પત્ર લખ્યો. ઠીક છે. જોઉં છું એ કોની સાથે લગ્ન કરે છે તે!

મેં કહ્યું, 'તમે શું કરશો?

'તેના પત્રો-તેના અને મારા સાથે પડાવેલા ફોટાઓ વગેરે મારી પાસે છે. કાલે એ પત્રો લેવા આવવાની છે. તમે આવશો? એને જરા સમજાવશો? હું શું કરું? કયાં જઉં? આપઘાત કરવાનું મારા નશીબમાં જ નથી લખ્યું!

મેં આવવાનું વચન આપી વિદાય કર્યો. તે રાત્રે મને ઘસઘસાટ ઊંઘ આવી.

બીજે દિવસે જ્યારે તેને ઘેર ગયો ત્યારે અન્યમનસ્કની જેમ ઉતરેલ મોંએ પથારીના એક ખૂણે બેઠો હતો. મોં પર વેદના હતી. મને આવકાર આપી બેસાડયો. તેની સ્થિતિ જોઈ દયા આવી.

મેં કહ્યું, 'રોહિણી માને તો તમે પરણવા તૈયાર છો?'

તેણે મૂઢની માફક જવાબ આપ્યો- 'તે માને જ નહિને!'



'વારુ, પહેલાં રોહિણી શું કહે છે એ હું સાંભળીશ. મને કોઇ સંતાવાની જગ્યા બતાવો. પછી જરૂર પડશે તો બહાર આવીશ.

એકાએક દાદરા પર પગરવ સંભળાયો હું એકદમ મારી જગ્યાએ છૂપાઇ ગયો. શર્મા બાંધોવાંધો થઇ ગયો. મેં પડદાના કાણામાંથી જોયું કે રોહિણી જ હતી: તે વખતે બારીમાં જોયેલા અનુપમ સૌંદર્ય સાથે આજે ગંભીરતા ભરી હતી. તેણે નીચે નજરે જ બારણા પાસે ઉભા રહી કહ્યું, 'મારા ફોટાઓ અને પત્રો લેવા આવી છું''

શર્મા બોલ્યો, 'આ તને થઇ શું ગયું છે રોહિણી? હું તને ખૂબ ચાહું છું. તું નહિ હોય તો મારી દુનિયામાં પ્રકાશ જેવું કંઇ રહેશે નહિ મારું જીવતર રેતીના રણ જેવું થઇ જશે.'

રોહિણીએ ઊંચું જોયા વગર કહ્યું, 'પ્રકાશ જવાથી ઘુવડ પશ્ચાતાપ કરે એ આજે જાણ્યું. પણ ખેર, રહેવા દો. તમારી સાથે લડવા નથી આવી. મારા પર આટલો ઉપકાર કરો.

'મને રઝળાવીને તને શો આનંદ આવવાનો છે?

આ વખતે રોહિણીનો સ્વર બદલાયો. બોલી, "ચાલો, હું તમને પરણવા ખુશી છું." આજ રાતે નાસી જઇશું?'

'પણ તારી બા—બાપુજી...

અત્યંત તિરસ્કારપૂર્વક રોહિણી બોલી, 'હું જઉં છું. મારા ફોટાને અને પત્રોને ભૂત થઇને બચકાં ભરજો.' કહી અત્યંત ઊશ્કેરાયેલી સ્થિતિમાં તે ચાલી ગઇ.

તેના દાદરો ઉતરી ગયા પછી હું બહાર આવ્યો. તેણે કંઇક રોષે ભરાઇ કહ્યું 'તમે તો બહાર જ નીકળ્યા નહિ!

મેં કહ્યું, રોહિણીના રોષથી હું તો ડરી ગયો હતો. આમ કહી તેણે જે પેટીમાં આ બધા પત્રો વગેરે રાખ્યા હતા તે પેટી પાસે જઇ, તેને ઉઘાડી તેમાંથી બધા જ પત્રો અને ફોટાઓ લઇ, મારા રૂમાલમાં વીંટવા લાગ્યો.

તેણે રાડ પાડી, 'શું કરો છો તમે?'

'જે કરું છું તે ઠીક કરૂં છું કહી મારા પકડેલા હાથને સ્હેજ ઝટકો મારી છોડાવી હું સડસડાટ દાદરો ઉતરી ગયો.

ઘેર આવ્યો ત્યારે શ્રીએ પૂછ્યું, 'આમ કેમ ચારે બાજૂ જુઓ છો? ચોરી કરી છે શું?'

મેં કહ્યું, 'હા. મનમોહન શર્માની જિંદગીભરની કમાયેલી પૂંજી ચોરી લીધી છે. આ જો, એમાંથી રોહિણીના પત્રો અને ફોટાઓ એક તરફ કાઢી બીજાને સગડીમાં નાંખ જેથી ગરમી આવે!

તે જ દિવસે પત્રો તથા ફોટાઓ રોહિણીને મોકલી આપ્યા. સાથે બે લીટીઓ લખી મોકલી, 'તું મને ઓળખતી નથી. ઓળખવાની જરૂર પણ નથી—જરૂર છે માત્ર બીજી વાર ઠોકર ન ખવાય એવી રીતે "સાવચેતીપૂર્વક ચાલવાની."



## [illegible]

अ–यात्री

આજ મેં એક ગાંડાને રસ્તામાં આવતો જોયો. એણે શરીરે અસંખ્ય ચીંથરાંઓ વળગાડ્યાં હતાં. હાથમાં એક ફૂટલતૂટલ ડબલું રાખ્યું હતું. પગમાં વિચિત્ર પ્રકારના જોડા પહેર્યા હતા. માથે અનેક કોડી શંખલા છીપલાંની ટોપી ઓઢી હતી. હાથમાં એક લાકડાનું ઠરૂડું બંદૂકની જેમ ખભે ઉભું રાખ્યું હતું.

એમ ને એમ એ રસ્તા ઉપર આમ તેમ જોતો સામેથી ચાલ્યો આવતો હતો.

એ ચાલ્યો આવતો હતો ત્યાં પડખેને આડે માર્ગેથી સાત આઠ પોલીસ નીકળ્યા.

એ બધા રોફબંધ ચાલી રહ્યા હતા. એમણે ધારણ કરેલી બંદૂકો એમને ખભે ઉભી રહી ગઈ હતી. એમના હાથમાં દોરડાં લટકતાં હતાં.

એમનો રસ્તો વચ્ચેથી જતો હતો. એણે એમને આવતા જોઇને ગાંડો ત્યાં ઉભો રહી ગયો. અને તેમની સામે જોઈ રહ્યો.

રૂઆબબંધ ચાલતા પોલીસોના જોડાના ખખડાટ કાંઈક નવાઇ ભર્યો લાગ્યો હોય કે ગમે તેમ પણ થોડીવાર તેમના તરફ જોઇને પછી એ મોટેથી હસી પડ્યો. એને લાગ્યું કે આપણે એનું કેવું ખોટું અનુકરણ કર્યું છે!

મારા મનમાં એ જ વખતે એક વિચાર આવી ગયો.

" આ જ વસ્તુ સાચી નથી ? આ પોલીસો પેલા ગાંડા કરતાં પણ વધારે ગાંડા નહિ ?

જે ટોળાને એ ઓળખતા પણ નહિ હોય એના ઉપર બંદૂકની ગોળીઓ વરસાવવા એ જઇ રહ્યા હશે, અને છતાં એ કામ મનાતું હશે ન્યાયનું અને એને 'કાયદાથી સ્થાપિત સરકાર' પોતાની મહોર આપી દેશે એટલે એ પછી બની જશે બેલી સત્યનું! કેવી વિચિત્ર અને ઘેલી વાત!

ખરું ગાંડપણ તો આ ડહાપણના સમુદ્રમાં જ દેખાતું નથી? અને છતાં...'

પણ પડખેથી અવાજ કરતી મોટરે મને જાગ્રત કર્યો અને હું એ દશ્ય જોવાનું મૂકીને ઉતાવળે આઘો ખસી ગયો.

પણ ત્યાં બીજી નવાઇ દીઠી. મોટરવાળો પણ ઉતાવળભર્યા ગાંડપણની નિશાની જ બતાવી રહ્યો હતો!

ત્યારે જ મને લાગ્યું કે આપણે ડાહ્યાઓએ હવે એક નવીન પ્રકારના ગાંડપણનો વારસો મેળવ્યો છે.

અને ખૂબી એ છે કે જેમ ગાંડો પોતાને ડાહ્યો માને છે, તેમ આ નવી સૃષ્ટિના ગાંડાઓ પણ પોત પોતાને તો હોંશિયાર જ ગણતા લાગે છે–આપણી સરકારના આંકડા શાસ્ત્રીઓની જેમ!



# સાહિત્યનાં કોડિયાં

ચંદ્ર

## દિવાળી અંકોનો ઊડતો પરિચય

લેખા

દિવાળી ગયાને પંદરમે દિવસે આપણાં ગુજરાતી સાહિત્યની દિવાળીની ઉજવણી આજે તને આ પત્રમાં વર્ણવવાનું મેં નક્કી તો પહેલેથી જ કરી રાખ્યું હતું, અને તેમાંયે તું તો ગુજરાતથી આટલે દૂર રહી એટલે તને એમાં સારો રસ પણ પડે.

દર વરસની જેમ આપણાં ગુજરાતી દૈનિકો, સાપ્તાહિકો, પખવાડિક, માસિક અને વાર્ષિકોએ આ વરસે પણ જીવનમાં ક્યાંય ન દેખાય એવી દિવાળી ઉજવી છે એમ લખું તો જરાય ખોટું નથી. સાહિત્યને અને વાસ્તવિક જીવનને તો આપણે બહુ દૂર ન રાખી શકીએ; છતાં પેટે પાટા બાંધીને દિવાળી કરતું કોઈક ગરીબ કુટુંબ ખ્યાલમાં આવે તો આ સાહિત્યની દિવાળી પણ જાણે ચાલતી આવેલી ઘરેડને વળગી રહેવાના પ્રયત્નો થયા હોય એમ જ કોઈ કોઈ દિવાળી અંકોએ સાબિત કરી બતાવ્યું છે!

ચાલ, હવે તો તારી તાલાવેલી પણ ધીરજ ખોઈ ન બેસે એટલે અંકોને તારી સામે બોલતા કરી દઉં. દર વખતે પોતાની સુઘડતા એવી ને એવી જાણે નિષ્કલંક રાખવા મથતો અમદાવાદના 'પ્રજાબંધુ-ગુજરાત સમાચાર'નો અંક આ વરસે પણ એ જ કાયમી હરોળમાં પહેલો આંખને ખેંચી લેતો દેખાય છે. સરજનહારની પુરુષ-પ્રકૃતિની એ અજોડ બેલડીની મદમસ્ત છતાં ચેનસરી ઢળેલી પાંપણોની અનોખી ખુમારીને આપણા લાડીલા ચિત્રકાર કનુ દેસાઈએ આ વખતે આ અંકના રૂપેરી પૂંઠાને એમ ને એમ જોયા જ કરવા આમંત્રણ આપ્યું છે. હજુ એ ચિત્રને ધરાઈ ધરાઈને જોઈ ન રહીએ ત્યાં તો એનો વિવિધ લેખક સમુદાય જોઈ વળવાની અધીરાઈ કેમેય રોકી રખાતી નથી. ઘણીવાર તો કેટલીય વખત સુધી જાણે આપણે સાહિત્યકારોના નામ પણ ભૂલી ગયા હોઈએ એ બધા દિવાળીને ટાંકણે પોતપોતાનું એક એક કોડિયું લેણું કરી કરીને એવી તો દીપમાળ બનાવી દે છે કે આપણને એમ જ થઈ જાય કે આ લેખકો પોતાની વાતને આમ વરસને વચલે દિવસે જ કાં પ્રગટાવતા હશે? એનો આપણા લાડીલા સાહિત્યકારોનો આ રસિક સુમેળ તો ખરેખર આંખને ઠારે જ છે. એટલે જ આ અંક જેમ આપણા મહાકવિથી માંડીને હજુ હમણાં જ શીખવાની તૈયારીમાં હોય એવા કવિના કાવ્યથી ભરેલો છે તેમ વાર્તા, નાટિકા, કટાક્ષ, વિવેચન, વિજ્ઞાન, ચિત્રપટ, કલા, સંશોધન, રંગભૂમિ, જીવનકથા, સત્યઘટના, નિબંધ, ઇતિહાસ, બોધકથા, છબીઓ અને બે રંગી-બહુરંગી ચિત્રોથી એવો તો સમૃદ્ધ બન્યો છે કે એક પણ પાનું વાંચ્યા વિના જ પાને પાનું ફેરવતા જઈએ ને આપણે થંભી જઈએ—વાંચ્યા વિના પણ જોવાનું, અને વિચારવાનું જે મન થયા કરે એ પણ સાહિત્યની તો સફળતા જ ગણાય ને? પહેલાંનાં વરસોનાં જેટલી નિરાંત આ અંકનાં નથી મળી એ તો સંપાદકે જાહેર કર્યું છે, છતાં એ કાંઈ આપણને ઝીણી-નજરે પણ દેખાતી નથી એ તો નક્કી. લેખો માટેના સુશોભનો, આકર્ષક શિર્ષકો પણ પ્રમાણમાં સાવ ઓછાં છે એ તો પહેલી નજરે જણાઈ જાય એવું છે. પણ સાહિત્યનું જે નક્કર વસ્તુ ખીચોખીચ ભરેલું છે એ એટલું બધું કાળજીપૂર્વકનું છે કે બીજી ખામીઓ નભાવી લેવા જેવી પણ લાગે!

દિવાળી અંકોમાં આ વખતે દિવાળી અંક તરીકેનું માન ખાટી જનાર મુંબઈથી શરૂ થયેલું શ્રી દિલીપ કોઠારીનું નવું વાર્ષિક પ્રકાશન 'શ્રીરંગ' છે. વર્તમાનપત્રકારિત્વનો બહોળો અનુભવ ધરાવતા સંપાદકને હાથે થયેલું આ નવું સુઘડ અને આનંદલક્ષી વાર્ષિક પ્રકાશન ખરેખર ગુજરાતી સાહિત્યમાં નોખો વેશ ધરાવે છે. એ જ સંપાદકના શબ્દ વાપરું તો 'વિશ્વમાં સર્વત્ર વિલસતી, સૌંદર્ય-શોભાના અર્થરૂપી 'શ્રી' તથા 'રંજન' 'રાગ' તથા વગેરે શબ્દો સાથે ઘનિષ્ઠ સંબંધ ધરાવતો ધ્વનિગર્ભ 'રંગ'નો સુમેળ જામેલો દેખાય છે એ ગુજરાતમાં આજે નવા સાહસ સાથે સાવ નવી ભાત પાડે છે.





એ નવી ભાતને અનુરૂપ બંગીય ચિત્રક-શ્રેષ્ઠોનો સાવ નિકટથી એમની કૃતિઓ દ્વારા પરિચય કરાવવામાં સારી સફળતા પણ મળી ગઈ છે. એમનું સાહસ યાદ કરતી વખતે છેલ્લા થોડાક વરસોમાં આપણા ઉત્સાહી સંપાદકોએ કરેલાં સાહસ પણ ઘડીભર આંખ સામે તરી આવે છે અને એનું પ્રકાશન આ દિવાળીએ ન દેખાય એટલે જાણે વરસમાં એક જ વખત દર્શન આપીને આ બધું કાળનાં ઊંડા ઊંડા ખુણે કોઈપણ જાતનો પોતાનો આગવો ઇતિહાસ કે અસ્તિત્વ પણ મુકયા વગર એવું તો અગોચર બની જાય કે આ શ્રમપૂર્વક તૈયાર કરેલું પ્રકાશન પણ નામશેષ કરી બેસશે કે શું એવી શંકા આવી જાય છે! પણ આ 'શ્રીરંગ' તો કાયમી રંગની તરવરાટ માટે જન્મેલું છે એટલે એની ચિરંજીવીતા માટે શંકા ભરી નજરે ન જોવાનું મન તો થાય જ ને? જેટલી આકર્ષક એની સામગ્રી છે એટલું જ સુઘડ એનું કલેવર પણ ઊડીને આંખે વળગે એવું છે એટલે શ્રીવાન ગુજરાતને આ બધાંથી વધુ ગમે તો નવાઈ નહિ!

ઉપરનાં બન્ને પ્રકાશનોના રૂપરંગનાં એ વખાણ પૂરા ન કરૂં ત્યાં તો નાના મોટા બધામાં એક સરખું મનગમતું મુંબઈનું 'રમકડું' પણ એનો સાથ પૂરાવવા એટલા જ ઉત્સાહથી આવે છે. થોડાક વખતમાં જ આપણા બાળ માસિકોમાં વધુ રમણ કરવા લાગી ગયેલું 'રમકડું' પણ દિવાળી ઉજવવા બે મહિનાનો જોડીયો અંક કાઢીને ઠીક પંગતમાં ભળી શકયું છે; યુરોપ અમેરિકાનાં બાળકોને ઠીક ઠીક ઘેલા કરી દેનારી ચિત્ર-કથા (Picture story)ની ખોટ રમકડું પૂરી કરી દેવા આવ્યું છે એ આ દળદાળ અંકમાં જરા સારી રીતે અને વધારે લાંબી મૂકીને પોતાનું સ્થાન પુરવાર કરી શકયું હોત. છતાં બાળમાસિક તરીકેનો એનો જે આ સુંદર પ્રયત્ન છે એ સાહિત્યની દિવાળી ઉજવતા મોટેરાઓ સાથે બાળકોને પણ આનંદકારી થશે એ પણ એટલું જ જરૂરી તો હતું જ. બાળકોને મીઠાઈ ને ફટાકડાથી જ રીઝવનારા વડીલોને આ એક વધુ સારો નુસખો વાપરવા મળ્યો એમ પણ કહી શકાય!

માસિકોની વાત આવી ત્યાં તો આપણું વર્ષો જુનું અમદાવાદથી પ્રગટ થતું માસિક **'નવચેતન'** પણ આંખ સામે તરત તરી આવે છે. એના રીઢા થઈ ગયેલા તંત્રીની વરસોની એકલા હાથે થતી મહેનત હજુ પણ એવીને એવી જળવાઈ રહી છે એ આ અંકમાં પણ દેખાયા વગર રહી નથી. લેખોની ને વાર્તાઓની વિવિધતા આપણને જરૂર ગમી જાય પણ ખરી. છેલ્લા થોડાક વરસોથી એકપણ કવિતા 'નવચેતન'માં ન પ્રગટ કરવાનો એના તંત્રીનો કંઇક કારણસરનો નિર્ણય આવે દિવાળીને ટાંકણે પણ શા કારણે બદલાતો નથી એ સમજાતું નથી!

બીજા દિવાળી અંકોની જેમ પોતાનું દિવાળી અંક તરીકેનું સ્વરૂપ બતાવતું અમદાવાદનું **'કુમાર'** પણ આ વખતે અઠવાડિયું વહેલું પ્રગટ થઈને દિવાળીને દિવસે નવેંબરનો અંક પ્રગટાવીને પોતાનું સ્થાન એના મુખ ચિત્રની વિશિષ્ટતાથી ચોકકસ કરી ગયું છે. અંદરની સામગ્રીમાં બીજી ખાસ ધ્યાન દોરનારી વિશિષ્ટતા કંઈ બહુ નજરે ચડે એવી નથી. છતાં ચાલુ અંક કરતાં આ અંક જુદો તરી આવે છે.

દર મહિને પોતાની નવી નવી વાર્તાઓનો વિશિષ્ટતાથી મનગમતું મુંબઈનું **'ચેતન'** માસિક પણ આ દિવાળી અંકે તો જાણે આપણા સાહિત્યની વાર્તાકલાનો દસ્તાવેજ લઈને આવી ઉભું છે. આપણા સાહિત્યના અભ્યાસી વિદ્યાર્થીઓને -અને સાહિત્ય શીખવવા આપણા અધ્યાપકોને પણ આમાંથી કેટલુંક ખુબ મદદરૂપ થઈ પડે એવું તો છે જ. આપણાં પહેલી હરોળના સાહિત્ય વિવેચકોનાં વાર્તા સાહિત્ય ઉપરના મનનીય લેખોની જે સમૃદ્ધિથી અંક દીપી રહ્યો છે, એટલો વાર્તાઓની વસ્તુ-ઘનતાથી ભર્યો હોત તો સોનેરી સુગંધથી મહેકી ગયો હોત!

છેલ્લા ત્રણેક વરસથી જેની ઓલખાણ થઈ પડી



છે એ અમદાવાદના સસ્તું સાહિત્યનું 'અખંડ આનંદ' પણ દિવાળીનો દળદાર સાહિત્ય-થાળ પીરસવાનું ચૂક્યું નથી. વિશુદ્ધ સાહિત્ય પીરસવાનાં મનોરથ સેવી રહેલુ આજે એના ટૂંકા ગાળામાં મેળવી લીધેલી લોકપ્રિયતાને આમ સારા સારા લેખકોના નામથી કે એની સામગ્રીની એક જ રીતની પસંદગીથી વધુને વધુ લોકભોગ્ય બનાવી રહ્યું છે. એ તો એનો ફેલાવો અને લોકજીભે ચઢી ગયેલું 'અખંડ આનંદ' નામ સાબિત કરે છે, પણ જેમાંથી ચિરંજીવ અને શ્રેષ્ઠ કેટલું ?

રાણપુરથી પ્રગટ થતા આપણા સાહિત્યનાં એકનાં એક ડીટેકટીવ સાપ્તાહિક 'બહુરૂપી' અને શરૂઆતમાં જ આપણા માસિકોમાં નવીન ભાત પાડી ગયેલું છેલ્લા ચારેક વરસથી પ્રગટતું માસિક 'જીવન-પ્રકાશ' પણ દિવાળી અંકો લઇને આપણી સાહિત્યની દિવાળીમાં નવા રૂપરંગ સાથે પોતાનું કોડીયું મૂકી જાય છે. 'બહુરૂપી'ના ડીટેકટીવ સાહિત્યમાં અભ્યાસ અને ઊંડાણુની જે ઉણપ સાલે છે એ વરસના આવા એકાદ ખાસ અંકે પણ ન પૂરી શકાય ? અને 'જીવન-પ્રકાશ' તો નિત નિત પ્રકાશનાં પુંજો પાથરવાનાં મનોરથ રાખવા શરૂઆતમાં કટિબદ્ધ થયું હતું એ એનાં જીવનની શરૂઆતના પ્રકાશ પાસે પણ ઝાંખું જતું કાં દેખાતું હશે !

ખાસ દિવાળી અંકો તરીકે નહિ છતાં દિવાળીને ટાંકણે જ જે માસિકોનો નવેંબરનો અંક પ્રગટ થયો છે એમાં આપણું ગુજરાતનું એકનું એક કુદરતી ઉપચાર અંગેનું પહેલું અમદાવાદનું આરોગ્ય માસિક 'તંદુરસ્તી' આવી શકે. માયકાંગલું ને દવાઓથી જીવી રહેલું નાદુરસ્ત ગુજરાત એના સાહિત્યના વાચનથી પણ તંદુરસ્ત બનવા જરૂર મથે ! એવું જ બીજું એ જ દિવસે હાથમાં પડેલું ગુજરાતનું Readers' Digest થવાના મનોરથ સેવતું મુંબઇનું 'મિલાપ' પણ એના રોજના રસથાળ સાથે હાજર હતું. એના પ્રાંતપ્રાંતના સાહિત્યને ગુજરાત સામે પીરસવાના મનોરથની પંગુતા સાથે ! અમદાવાદનાં 'સ્ત્રીજીવન' અને 'પ્રસ્થાન' પણ કદની રીતે નહિ પણ ટાણાંની રીતે યે દિવાળીઅંકની શકલ બતાવવા ચાલુ અંક કરતા થોડીક નવી, જુદી ને વિશેષ વાનગીવાળા પોતાના કોડિયાંની વાટ સંકોરવા આવી ઊભા તો રહ્યા જ હતા. એની સાથે સાથે અમદાવાદના 'ઊર્મિ-નવરચના'નો ખાસ અંક ન હોવા છતાં હમણાં હમણાં એના ઊડીને આંખે વળગતા બાહ્ય ને આંતર કલેવરમાં જાણે કંઇક નવા જ ઝબકારા ઝબકે છે ! અને હજુ દોઢેક વરસથી જ જેનો પુનરાવતાર થયો છે એ અમદાવાદનું 'રેખા' પણ એના અમદાવાદી Handy ( સગવડિયા ? ) કદે આ ટાંકણે જ્યોતની રેખા દોરવા માટે એટલી જ ધગશે આવીને સાથ દઇ ગયું છે.

જ્ઞાતિઓની સંકુચિતતાના ખાબોચિયાના કાદવમાંથી બહાર નીકળવાની હજુ તો આપણે દૃષ્ટિ કેળવતા શીખીએ છીએ ત્યાં જ એ પાછી કોઈ કોઇ વાર આંખ સામે હાજર કરવા આપણાં સાહિત્યમાં પણ કોઇ કોઇ જ્ઞાતિ-પંથ-વાડા વાળા જે સામાયિકો પ્રગટે છે તે આથમે છે એમાં આ દિવાળીએ અમદાવાદથી પ્રગટ થયેલું 'દશા મોઢ ગોભવા જ્ઞાતિ'નું 'તરંગ' નામનું સામાયિક છે. સારું છે કે જ્ઞાતિની એકલી વિમ્રતોથી એ ભર્યું નથી ! એ જ જ્ઞાતિની ઉત્સાહી કલમોએ લખેલા લેખો-વાર્તા-કવિતાઓની પાછળ એ જ્ઞાતિના સમાચાર તો ગૌણ પણ બની જાય એવી રસિક સામગ્રી આપવા માટે સંપાદકો સારી રીતે સફળ તો નથી જ થયા !

મુંબઇનું સીને-સાપ્તાહિક 'ચિત્રપટ' પણ એની રસમ પ્રમાણે એટલો જ વિગતોથી ને આકર્ષક ફિલ્મી-સમાચારોથી ભરેલો દિવાળી અંક આ વરસે કાઢીને સીનેઉદ્યોગમાં એનું કાયમી સ્થાન સાહિત્ય દ્વારા જમાવી શક્યું છે.

મુંબઇનું સાપ્તાહિક 'યુગાન્તર', પખવાડીક 'શ્રીલેખા' અને માસિક 'મનોરંજન' પણ નિત્નિ-





જની શક્તિ પ્રમાણે કોડિયાના ટમટમતા પ્રકાશને ઝાંખપ ન આવે એવા પ્રયત્નો કરવા મથતા પોત-પોતાના આગવા સ્થાને ઝળહળવા શક્તિમાન થયા છે.

વડોદરાથી પ્રગટ થતું સ્ત્રીઓનું માસિક **'ગુણસુંદરી'** અને લોકસાહિત્યનું માસિક **'શારદા'** એ પણ આ ટાંકણે પોતાનું નિત્યનું સ્થાન જમાવવા બધી મથામણ કરી છે. 'શારદા'નું લોકસાહિત્ય માટેનું મમત્વ જરા વધુ ઊંડું અને અને એની પાછળની કાળજી વધુ વિશાળ બને એ મહાગુજરાતના માનીતા માસિકને આટલે વરસે પણ હજુ ગળે ઊતરતું લાગતું નહિ હોય ! એવી જ રીતે મોડાસા જેવા ગુજરાતના ખૂણે પડી ગયેલા સ્થળેથી છેલ્લા પંદરેક મહિનાથી પ્રગટતું 'આગેકૂચ' જેવું હિંદી નામ ધરાવતું છતાં રંગેરૂપે પૂરેપૂરું ગુજરાતી માસિક પણ દિવાળીનો ખાસ અંક કાઢવા ચૂક્યું નથી. ગુજરાતની બહાર રહીને પણ મધ્યપ્રદેશના યવતમાલ જેવા ખૂણાના ગામના ગુજરાતીઓ છેલ્લા છએક માસથી પ્રગટાવતા અઠવાડિક 'ગૌરવ'નો દિવાળી અંક કાઢીને કંઈક એમનો પ્રયત્ન બતાવી દીધો છે જ.

લેખા, તું આટલું વાંચીને કંઈક તો કયાસ કાઢી જ શકી હોઈશ કે આપણી દિવાળી કરતાં સાહિત્યની દિવાળીના રૂપરંગ કંઈક નોખા જ હોય છે. હજુ બીજા મારા હાથમાં પણ નહીં આવેલા મહત્ત્વના અંકોમાં અમદાવાદના દૈનિક **'સંદેશ'નો,** મુંબઈના દૈનિક **'હિંદુસ્તાન'**નો કે એવા અનેક અંકો ગણાવી શકાય. એ બધા પોતપોતાનાં સાહિત્યનાં કોડિયાં પ્રગટાવી શક્યા હશે. એ વિશે વધુ તો હું જોયા વગર લખી પણ શું શકું ? આટલું વાંચીને પણ તારી ધીરજ તો ખૂબ ખૂટી ગઈ હશે, ખરું ને ! પણ આવો કાગળ તો તને પણ હું વરસને વચલે દિવસે જ લખું છું ને ? બધા કાગળમાં કંઈ કવિતા ને રસિકતા જ રેલાવાતી હશે ?

—ચંદ્ર.

જીવરામ જોષી

જીવનનો સાર અનુભવીને જતા ઘડપણને ઠહો કરવા તેની પાછળ યુવાની ચુપકે ચાલી નીકળી.

સંન્યાસી આગળ જાય છે, હું પાછળ. સાગરના એક હિલોળાને ડામવા જતો એક તીખારો.

આમ કેમ? હું કટ્ટર આર્યસમાજી. શ્રદ્ધાથી કોઈને નમવું નહિ કે શ્રદ્ધાથી કશું માનવું નહિ, એવી ઉદંડ કટ્ટરતા. ન માનું તેને ન નમું, પછી ભલે તે કોઇ બાધાતા કે મહાપ્રભુ હોય. જરાસી વ્યવહારુ વાતને પણ સહન ન કરીને કેટલાક લાભો મેં જતા કર્યા છે. હું જેને ન માનું તેને કદી ન અનુસરું. **निन्दति नीतिनिपुणाः यदि वा स्तुवन्तु।**

આજ જેને નથી માનતો, તેની પાછળ જઈ રહ્યો છું. સાધુ અને સંન્યાસીઓ પ્રતિ મને ચોકખો તિરસ્કાર થયો હતો. કાશીમાં દસ વર્ષ ગાળ્યાં, ત્યાં સાધુ સંન્યાસીઓનાં અનેક દુષ્કર્મો જોયાં હતાં. પાખંડ એજ એમનુ જીવન છે, એવો મારો નિર્ણય હતો. એવા એક ભયંકર પાખંડનું પ્રત્યક્ષ દર્શન કરવા આજ ચાલી નીકળ્યો હતો.

મસ્ત હાથી શા પાષાણો એક એકનાં પડખાં દબાવીને પ્રચંડ શાંતિમાં ઘોરતા હતા. તેટલા જ પ્રમાણમાં ચંચળ એવા ઝાડો, સ્તબ્ધ બનીને ખડાં હતાં, હવાના ઝપાટા આવતા તો બધાં ધીમા અને સૂસવતા બોલે કહી દેતાં: વાયુરાજ ! જરા ધીરે ! જુગ જુગના પોઢેલા આ કાળમીંઢ યોગીઓની સમાધિ તૂટી જશે. ઝાડ ઝૂંડની આ વાત પવનદેવને ઠીક લાગતી અને તીરની પેઠે ઝાડીમાંથી સરી નીકળતો.

આબુ એક મસ્ત પહાડ છે. તેની ઘેરી વનરાઇ કોઇ છબીલી સમી મનમોહક ભાસે છે. શિવપાર્વતીનું દામ્પત્ય જાણે અહીં વિહાર કરી રહ્યું છે. શાંત વાતાવરણ કોને કહેવાય તે મેં આબુના આ ભાગમાં અનુભવ્યું. રાત્રિની ભયંકર સ્તબ્ધતા દિવસે અનુભવી, અતિ શાંત વાતાવરણનો અનુભવ થતો કે રોમાંચ થઇ આવતો. આ દશાનું વર્ણન અકથ્ય છે. તુલસીદાસે રામ સીતાના મિલનનો ફુલવાડી પ્રસંગ આલેખતાં સીતાજી પાસે સખીને પૂછાવ્યું છે કે, એ કુમારો, રામને લક્ષ્મણ, કેવા રૂપાળા છે? ત્યારે ઉત્તર કહ્યો છે:

સ્યામલ ગૌર કિમુ કહીં બખાની
ગિરા અનયન, નયન બિનુ બાની

જે અનુભવે છે, તેને જીભ નથી કે બોલે; અને જે બોલવા જાય છે, તેને અનુભવ નથી. તેથી જ જ્ઞાન એ કહી શકાતું જ નથી કે કહેલું સમજી શકાતું નથી. એ કેવળ અનુભવી શકાય છે અને અનુભવે છે તે મૂક બની જાય છે. તેથી જ વેદ કહે છે કે, જ્ઞાન એ જ ઈશ્વર છે અને તે વર્ણનથી પર છે. સાકર ગળી છે એટલું જ કહી શકાય. ગળપણ શું છે, તેનું કોઇ વર્ણન કરી શકે જ નહિ. એ ઈશ્વરત્વ છે. ઈશ્વરની મેં સાદી વ્યાખ્યા બાંધી છે કે, જે અનુભવી શકાય પણ વર્ણવી ન શકાય તે ઈશ્વરપણું. અને એ ઈશ્વરપણું અણુઅણુમાં ભર્યું છે.

હું નથી પૂછતો કે સંન્યાસી મહારાજ નથી બોલતા. બંને મૂંગા ચાલતા જ રહ્યા. નથી માર્ગ કે કેડી. આડેધડ હાંકયે જ રાખ્યું છે. પહાડ અને ઝાડની ઓથમાં સૂરજ દેખાતા નથી. એવી એક ખીણમાં અમે ઊતરવા લાગ્યા. સાહસી મારો રહ્યો. ડરવાનું શીખ્યો નથી. ભયંકરતામાં ખેલવાનું તો મહાલવા શા રસ સમુ છે. વિટંબણામાં જ જીવીને જીવવાની મજા ચાખનારો હું શાનો હારું?

સંન્યાસીજીએ પાછું વાળીને મારી સામે જોયું. જરા હસીને બોલ્યા : સમ્હાલ કે આઓ, રાહ કઠિન હે.

જાણે કે સંન્યાસીજી મને ટોણો મારતા હોય.

મેં કહ્યું : આપ અપને કો સમ્હાલે રહિયે.

સંન્યાસી : હમને સમ્હલના છોડ દિયા હૈ, બેટા !

મેં કહ્યું: હમ તો સમ્હલના સિખે હિ નહીં.

સંન્યાસી : હાં, ગદહાસે પૂછા જાય તો વો ભી અપને હિ રુપકા ગુન ગાયગા. ઉસને અપને લંબે કાન કભી નહીં દેખે.





મેં કહ્યું : રૂપ ઉસીકા નામ હૈ. હમ જીસ પર મોહિત હોં, વહી રૂપ. જીસ પર હમારા મન નહીં લગતા વો રૂપ નહીં હૈ. ગદહા પૂરા સત્યવકતા હૈ. અપનેકો કુરૂપ સમજના, યે મુર્ખોં કા કામ હૈ.

સંન્યાસીજી મોટી શીલા પર બેસી ગયા. મલકતું તેમનું મોં જોઇ મને એક સણકાનો પીડા થઈ. મારો આવો બુદ્ધિમત્ત ઉત્તર સાંભળીને એ મારી બુદ્ધિમત્તા પર વારી કેમ નથી જતા ! હું ઊભો જ રહ્યો

સંન્યાસી બોલ્યા : આર્યસમાજી રહે હો ?

મેં કહ્યું : આર્યસમાજી હોવાનો મને ગર્વ છે.

સંન્યાસીજી : હાં, સ્વામી દયાનંદ બડે પ્રખર થે. ઉનકે તુમ શિષ્ય, એસે હિ હોને ચાહિયે.

મેં કહ્યું : એ પણ મારે માટે ગર્વની વાત છે કે, આપ સ્વામી દયાનંદને પ્રખર માનો છો.

સંન્યાસીજી : એ પ્રખરતાના તાપમાં એક અમૂલી વસ્તુ બળીને ખાખ થઇ ગઇ અને તે સ્વામી દયાનંદની જીવનમૂડી હતી. એ કારણે તેઓ સદા નિર્ધન રહ્યા.

બસ, મારી બુદ્ધિ આડે ભીંત ખડી થઇ ગઇ. તેને દેખવાનો માર્ગ જાણે કે અલોપ થઈ ગયો. અથવા તેની આંખોનું તેજ ઊડી ગયું. જગતનો માનેલો બુદ્ધિમાન હારીને ચૂપ રહે તો એ સાચો છે એમ માનવુ પડે તો એને હીણું લાગે, એના ગૌરવને લાંછન લાગે. બુદ્ધિમાન કદી હારતો નથી. કંઇ ને કંઇ દલીલ કરે જ છે અને એમાં બુદ્ધિના બધા અંશોનું બળ ભરે છે. અને તેનું નામ જ જક છે.

મેં કહ્યું : હા, પણ એ વીર દયાનંદ નિર્ધનાવસ્થામાં અનેરો આનંદ માન્યો પણ નિષ્ફળ થઇને પરાયા ધન પર હાથ નથી માર્યો.

સંન્યાસીજી : પોતાની સોનાની હાંડલી નાશ પામે ત્યારે માટીની મળે તો તેમાં ય પકાવીને ખાનારો જીવી શકે. પોતાની સોનાની હાંડલી ગઇ તો હવે બીજીની કંઇ પરવા નથી એમ કહીને, માટીની હાંડલીનો અસ્વીકાર કરનાર ભૂખ્યો જ મરે છે. નિર્ધન બનેલો નિર્ધનાવસ્થાને જ ઉત્તમ ગણી બેસે એ પંડિતાઇ નથી કે બુદ્ધિમત્તા નથી. તેને ધનનું મૂલ્ય સમજાયું નથી એમ કહેવાય. સમજાય તે ગમે તે પરિશ્રમે મેળવે છે જ.

સમાનાંતર છતાં આડફંટાયલા માર્ગ સમી એક વાત પહેલાં કહીને સંન્યાસીજીએ મારી વાતનો છેડે ઉત્તર દીધો. હું બુદ્ધિની લડાઇ લડતો હોઉં તો મારે એ બંન્નેના ઉત્તરો આપવા જોઇએ. તે પણ ઝટ દઇને. વાર કરું કે થોથરાઉં તો તો નબળો પડયો ગણાઉં. બુદ્ધિમાન કદી પોતાને નબળા દેખાવા દેતા નથી. પોતાને ન સમજાય એવી વાતનો પ્રતિકાર કરતાં બુદ્ધિમાનો જે દલીલ કરે છે તે એવી તો વિચિત્ર હોય છે કે, સામાન્ય સમજના લોકો તેનો અર્થ જ બેસાડી શકતા નથી. ત્યારે સૌ ચૂપ થઇ જાય છે. ત્યારે બુદ્ધિમાનના અનુયાયીઓ તેની વાહવાહ પૂકારે છે અને બિચારા સામાન્ય બુદ્ધિના માણસો ન છૂટકે, 'હા ખરું હશે' કહીને વાહવાહમાં પોતે ય ભળી જાય છે. આમ બુદ્ધિમાનોનો સંપ્રદાય ચાલ્યો જાય છે ને વધ્યો જાય છે.

મેં બુદ્ધિ લડાવીઃ ગમે તેવા પ્રયત્ને અને ગમે તેવા માર્ગે મેળવેલા ધનથી ધનવાન બનવા કરતાં નિર્ધન રહીને મરી જવું એજ ઉત્તમ છે. પારકાં હાંડલાં ચોરીને તેમાં રાંધી ખાવા કરતાં ઉપવાસ કરીને મરી જવું એજ ઉત્તમ છે.

સંન્યાસીજી : મરવું એ ઉત્તમ કદી હોઇ શકે નહિ જીવવું એજ ઉત્તમ છે. મરવાની અણી પરથી જે ઊગરી શકે છે એજ ખરો પુરુષાર્થ છે. પોતે બાંધેલી ગમે તેવી માન્યતાઓ ગોઠવીને પોતાની નિર્બળતાને ટકાવી રાખવી કે વખાણવી એ જડતા છે. અન્ન મળતું નથી. ભૂખ્યાં પ્રાણ જાય છે. ત્યારે પાંદડાં ખાઇને જીવતું રહી શકાતું હોય અને પાંદડા મળતાં હોય તો તે ખાઇ લેવાં ને જીવતા રહેવું. "હું અન્ન ખાનારો. પાંદડાં ખાવાં એ ઢોરનું કામ" આમ કહીને પાંદડાં ન ખાય અને મરી જાય તો તે મિથ્યાભિમાની છે અને તેનું પરિણામ મૃત્યુ.

દલીલમાં બુદ્ધિમાન હારી જાય ત્યારે સામાવાળાના અવગુણ ગાવા બેસે. એટલે કે સામો પક્ષ પોતાના




અવગુણોની સફાઈ આપવામાં ગુંથાઈ જાય. ત્યારે બુદ્ધિમાન પોતે હાર્યો નથી એમ સૌને સમજાવી શકે છે. પોતાને ઉત્તર આપવા પડતા હતા તેને બદલે સામા પક્ષને ઉત્તર આપવા પડે છે. બુદ્ધિમાન બચી જાય છે.

મેં કહ્યું : ધર્મનું નામ લઈને દારૂ પીવાની ઈચ્છા પૂરી કરવી અને ભગવતી દેવીના ભોગનું બહાનું કરી મૂક પ્રાણીને મારવાં એના કરતાં તો મિથ્યાભિમાનમાં મરી જવું લાખગણું ઉત્તમ છે. સ્વામી દયાનંદની બુદ્ધિનું શોધન કરવા કરતાં આ દારૂડિયા બુદ્ધિનું શોધન વધારે આવશ્યક છે.

સંન્યાસી કંઈ જ બોલ્યા વિના ખડખડાટ હસ્યા. એમના હસવામાં મારો કહો કે અવગણના દેખાયાં નહિ. બાળકના જેવું નિર્દોષ હસવું જોઈ મને નવાઈ ઊપજી. ગાંડો માણસ ઘણીવાર આવું હસે છે. ગાંડો કોઈની બનાવટ કે પોતાના ભાવને વ્યક્ત કરવા હસતો નથી. બાળકની પેઠે તે પણ સ્વાભાવિક હસે છે. સંન્યાસીજી ગાંડા તો નહોતા જ.

સંન્યાસીજીએ હસી લઈને જાણે કે ભૂખ્યો માણસ તૃપ્ત બનીને મોઢું લૂછે તેમ હસેલું લૂછી કાઢવા અને હોઠો પર જીભ ફેરવીને એક મીઠો શ્વાસ મોંએથી ખેંચ્યો. મારી સામે તૃપ્ત દૃષ્ટિએ પણ મર્માળ આંખે જોઈને ચરતા દૂર નીકળી ગયેલા બોકડાને હાંકલ દીધી : ઓ બેટે...! કહાં જાતા હે ! ચલ, ચલ.

મેં હસીને કહ્યું : મોતથી બચવાનો મોકો મળ્યો છે ને !

સંન્યાસીજી : નહિ બચ સકતા.

મેં કહ્યું : હાં, હત્યારોંસે કોઈ કૈસે બચે ?

સંન્યાસીજી : હાં, ઈસીકા નામ વિધાન હે.

મેં કહ્યું : હાંજી. અત્યાચારીઓંને અપને બલકા નામ વિધાન રખ દિયા હે.

સંન્યાસીજી મોં મલકાવીને બોલ્યા : દેર હો રહી હે. મકાન, મનકી ઓર દેહકી દૂર હો ગઈ. અબ ચલદે.

બોકડાને બીજી બૂમ મારી.

મેં કહ્યું : ઉસે કયા ભાન હે કિ આપ બૂલા રહે હેં ?

સંન્યાસીજીએ મારી વાત અણસાંભળી કરીને ત્રીજી બૂમ મારી. જોરથી અને કંઈક આવેશથી. નવાઈ પામતો હું જોઈ રહ્યો અને બોકડો નચતો ને કૂદતો આવી ગયો.

મેં કહ્યું : બડા સમઝદાર હે !

સંન્યાસીજી : કહાં જાયગા, સમઝના હિ પડતા હે !

મેં કહ્યું : સમઝનેકા પ્રનામ મોત હે, વો ઉસે જ્ઞાત નહિ.

સંન્યાસીજી : અબ ચલે.

બોકડાના ગળાની દોરી હાથમાં લીધી. બીજા હાથમાં દારૂનો શીશો લીધો. ચાલી નીકળ્યા.

મેં પૂછ્યું : કેટલેક દૂર જવું પડશે ?

સંન્યાસીજી : બસ, આ ખીણના પેટાળમાં ચાલીને ઉપર ચડી જવાનું છે.

પાળેલા કૂતરાની રીતે બોકડો ચાલ્યો જાય છે. એ અબોધ પ્રાણી પર મને કરુણા છૂટી. ઘડીક તો એ જ વિચારોમાં ગુમ થઈ ગયો. કશો નિર્ણય કરવાની પહોંચ જ રહી નથી એમ મને લાગ્યું. કોઈ સુસુપ્ત દશામાં મુકાઈ રહ્યો હોઉં ! પ્રશાંત વાતાવરણ, અઘોર પહાડી, નિર્જન, નિરવ અને નિઃશબ્દ ! આ પ્રચંડ વાતાવરણ મારાથી સહન થયું નહિ. ઘોર અંધારી રાતે, કોઈ કાળી ખોમાં ઊતર્યા હોઈએ અને તેમાં કોઈ ઊંડો કૂવો આવે ને તેમાં જઈ પડીએ. પડીએ તો ભલે પણ એ પાણીમાં સાપનો સુંવાળો સ્પર્શ થાય. પછી એ રોમાંચ અને ભયંકરતા આત્માને હલાવી દેનારાં બને. આવી જ રોમાંચક સ્થિતિમાં હું જતો હતો. ત્યાં જ અંત આવી ગયો. અમે ઉપર ચડવા લાગ્યા. મેં હાશનો શ્વાસ ખેંચ્યો અને બોલી ઊઠયો : ભયંકર શાંતિ !

સંન્યાસીજી : દયાનંદ કે પક્કે ચેલે હો, કુછ કચ્ચે !





મે કહ્યું : કૈસે ?

સંન્યાસીજી : તબ તો હમને તુમ્હે સાથ લિયા. એક બાત અભી તક તુમ્હારી કલ્પનામેં નહીં આઈ. આ જાય તો કાંપ ઊઠો.

હું ચમક્યો. કાંપી ઊઠું એવી વાત હજી કલ્પવાની રહી ગઈ છે ! હારેલો વીર પોતાના મનને પ્રસન્ન રાખવા નથી હાર્યો એવું આશ્વાસન બાંધે છે. હાર્યો તોય અણનમ શત્રુને નથી ઝૂકતો. વાહ વીર વાહ !

મેં કહ્યું : કાંપનેવાલે ઓર. મોતસે ભી હમ નહીં કાંપતે.

સંન્યાસીજી : જબ તક મોતકા આના માલૂમ નહિ યા આનેકી સંભાવના નહિ હે, તબતક ઇસી પ્રકારકી બાતેં કહી જાતી હે તાકિ આપકો કોઈ ડરપોક ન સમઝે.

મેં કહ્યું : મુઝે ક્યા ખોના હે ?

મારી પાસે બીજો કોઈ ઉત્તર નહોતો. જાણે કે હું પરવશ બન્યો હોઉં, એવું મને ભાન થતું હોય. સંન્યાસીજીએ ચાલ જરા ધીમી કરી. જરા ગંભીર ભાવે બોલ્યા : હમ શાકત હે. બલિ દેતે હેં, ઔર મનુષ્યોંકા ભી. સોચલો હમ, તુમ્હે ઇસી લિએ લિએ જા રહે હેં.

મેં તરત જ કહ્યું : તો માર ડાલિયેગા.

મારા ઉત્તરમાં નબળાઈનો ધ્વનિ હતો. સરવાનું એટલું સરલું કરી નાખવા જેવો સમય નહોતો.

સંન્યાસીજી : વો તો શરણાગતિ હે. શરણાગતિ કાયરોંકા સ્વભાવ હે, વીરકા નહિ.

મેં કહ્યું : કોઈને ફસાવીને ગરદન મારે ત્યારે બીજું શું કહી શકાય કે શું કરી શકાય ?

સંન્યાસીજી : વો પુરાની બાત ફિરસે દુહરાઈ. તુમ તો સ્વામિ દયાનંદકે શિષ્ય હો ! વીરતા હી તુમ્હે શોભા દેતી હે. સામના હિ વીરતાકા ગુણ હે, શરણાગતિ કાયરોંકા ગુણ હે.

બસ, બોલવા જેવું કશું મળ્યું નહિ. કલ્પના અને તર્ક જાણે કે વિરામ–રિસેસ ભોગવતાં હોય ! હું ચુપ અને સંન્યાસીજી પણ ચુપ.

કાશીની એક ઘટના મને સાંભરી. આવી જ એક ઘટનાનો ભોગ હું બન્યો હતો. શાક્ત સંપ્રદાયમાં મનુષ્ય બલિનું વિધાન છે, એ પણ સાંભર્યું. ખરેખર એમ જ હોય તો ? મારું આ સાહસ ભારે પડી જાય.

ડૂબ્યા પછી બચાવવાની બૂમો પાડવામાં મેં કાયરતા માની છે. સંકટ માથે વહોર્યું તો ભોગવી લેવું. તેમાંથી બચવા ખોટાં ફાંફાં નહિ મારવામાં હું માનતો રહ્યો છું. એવી રીતનાં ઘણાં સંકટો હું પાર કરી ચૂકેલો. એના અભ્યાસે મારામાં એક પ્રકારની વજ્રશી દ્રઢતા જામી ગઈ હતી. હાથ વેંતમાં દેખાતા મોતથી ખરેખર, હું નથી ડર્યો. મને આજ લાગે છે કે, મારી આ દ્રઢતાએ જ મને બચાવ્યો છે. જોઉં, આજે શું થાય છે. સંન્યાસીજીએ સંભારી આપેલો ભય ખરેખર સાચો બને છે ? તો એ ય એક અનુભવ બનવા દો. પણ હા, એ અનુભવનો આનંદ માણવા હું શેષ નહિ રહું.

ગભરાઈને કે ડરી જઈને ફોગટ ફાંફાં મારવાં એ બચવા માટેનો પુરુષાર્થ નથી જ. એવા રીતનો પુરુષાર્થ જગતના સામાન્ય વ્યવહારમાં પણ હું આચરતો નથી. આથી ઘણીવાર એવું પણ બની જાય છે કે, મારા પર આવેલ કોઈ આવરણનો સત્ય પ્રતિકાર કરવાનું પણ માંડી વાળું છું. આને કારણે ઘણીવાર મારા સ્નેહીઓમાં મારા વિશે દુષિત માન્યતા બંધાય છે. એને લીધે નકામું પણ વેઠવું પડે છે.

હું મૂક જ રહ્યો. થવું હોય તે થાય. સંન્યાસીજી આગળ ને હું પાછળ, ચાલ્યા જઈએ છીએ. એક વાત મને સ્પર્શીને ચાલી ગઈ. સંન્યાસીજી આગળ છે. નાસી જાઉં તો ! બસ, એ વાત વાત જ રહી, કશો નિર્ણય કરી શકતો જ નથી. સૂરજ ડુબી ગયો હોય એમ લાગ્યું. પહાડોની આડમાં એ ક્યાં છે તેય કલ્પી શકાતું નહોતું. આકાશી રતુમડી વાદળીઓ ભગવાન ભાસ્કરને વધાવીને પાછી ફરતી દેખાઈ. વિયોગના ઉચ્છ્વાસોની ઉષ્ણતાથી ઓઢણીના લાલ રંગ ઊડી ગયા હતા. મૂળે એ લાલ હશે એટલું સમજી શકાતું.

ઊંચેરી ટેકરીના ખભા પર અમે અટકી ગયા.

# ૩ નંબરવાળી ખુરશી

વિ. સ. ખાંડેકર
અનુ૦ ગોપાળરાવ ગ. વિદ્વાંસ

હું ટ બરોબર મુકાઇ છે કે નહિ એ નક્કી કરવા મેં અરીસામાં જોયું. પાસે ટાંગેલા ફોટા તરફ સહેજે મારું ધ્યાન ગયું. મારા અંતરના અરીસામાં પડેલું ફોટાનું પ્રતિબિંબ તુરત મારી આંખ સામે તરવા લાગ્યું. ફોટોમાંહેની શાંતા—એની પાણીદાર આંખો, નાજુક હોઠ, ખીલતા પુષ્પમાંથી પ્રસરતી સુવાસની પેઠે એ મુખકમળમાંથી સરી પડતા પ્રેમભર્યા—લાડભર્યા બોલ: બધું ક્યાં સંતાઇ ગયું ? અરીસાની પેઠે જ હૈયું પણ સામે પ્રત્યક્ષ હાજર ન હોય એ પ્રતીકને શું ભૂલી જતું હશે ? ટાપટીપભરી શાંતાની સુંદર મૂર્તિ આ અરીસાએ અનેક વખત નિહાળી હશે; પણ એણે એને પોતાના અંતરમાં સ્થાન આપ્યું નથી. એથી ઊલટું શાંતાની અનેક મૂર્તિઓ મારા હૃદયમાં સંગ્રહાઈ રહી હતી. એને હૃદય કહેવું કે દેવમંદિર કહેવું ? શાંતાને જોવા માટે લગ્ન પહેલાં હું ગયેલો તે પ્રસંગ: એ પ્રથમ દૃષ્ટોદૃષ્ટ કદી કોઇ વીસરે ખરું ? જીવનઉદ્યાનનું એતો પહેલું ગુલાબ પુષ્પ હતું. અંતરપટ દૂર થતાં જ હસ્તમેળાપ વેળા સહેજ ત્રાંસી નજરે મારા સામું જોઇ આંખો નીચે ઢાળી દીધેલી શાંતાનું બીજું દર્શન ! પીઠપર પથરાયેલ એનો વિપુલ કેશભાર અને લજ્જાથી વિનમ્ર અને સાથે જ અદૃશ્ય થયેલું એનું મુખ જોતાં મને વિચાર સૂઝી આવેલો, અમાસને દહાડે ચંદ્રના દર્શન ન જ થાય !

તે પછીનાં પણ શાંતાની મૂર્તિનાં દર્શન કાંઈ ઓછાં હતાં ? **अतिपरिचयात् अवज्ञा** થાય પણ તે બીજી બાબતોમાં; સૌંદર્ય દર્શનમાં તો જેમ પરિચય વધુ તેમ આદર વધતો જાય. તાજમહાલ અમે ત્યારે જુઓ, અને અમે ત્યાંથી જુઓ, તોપણ સુંદર જ દેખાવાનો. શાંતાની બાબતમાં પણ મારું એવું જ થયું હતું. રંગબેરંગી ઊનનાં ગૂંથણકામમાં પરોવાયેલી શાંતા મને સંધ્યાસમી લાગે ને હૃદયમંદિરમાં કોતરાઈ રહે એમાં નવાઇ નથી. પરંતુ રોટલી વણતી વેળા પોતાના હાથની નાજુકતા રોટલીમાં ઉતારી રહેલી શાંતાનું ચિત્ર પણ ત્યાં કોતરાઇ રહ્યું હતું એ નવાઇભર્યું નથી ?

આ સર્વે જૂનાં દર્શનો તાજાં થતાં મારું મન ઉદ્વેગ પામ્યું. શાંતાની એ મૂર્તિઓ—એને મૂર્તિઓ શેં કહેવાય ? એ તો કોઇ કાળે અનુભવેલાં સુંદર સોણલાં, કોઈવાર શ્રવણે અથડાયેલ મધુર સ્વરાલાપો અગર તો કોઇ સ્થળે સુંઘેલાં સુવાસિત પુષ્પો હતાં ! અત્યારે કેવળ સંસ્મરણો વિના એમાંનું મારી પાસે શું હતું ? અને એ સંસ્મરણો જ નાશ પામ્યાં હોત તો વધારે સારું નહિ ? ચમકીને મેં આસપાસ જોયું. એક મોટા મહારાજા તરફથી મને પહેલવહેલું આમંત્રણ આવ્યું તે વેળા બેગમાં દવાઓની બાટલીઓ ગોઠવતાં ગોઠવતાં જ પેલા કબાટ પાસે મેં શાંતાનું ચુંબન લીધેલું. અને ઇન્ફ્લ્યુએન્ઝાના સપાટાના લાકોની મદદે પહોંચતાં પહોંચતાં હું પટકાયો ત્યારે આજ પલંગ પર શાંતાના અશ્રુજળોએ મને સ્નાન કરાવ્યું હતું. દેહ સઘળી વાતો ભૂલી જશે; પરંતુ અશ્રુજળોવડે સ્મૃતિસુમનોને ખીલેલાં રાખવામાં જ હૃદય આનંદ અનુભવે છે.

હેટ ટેબલ પર ફેંકી દઇ આરામખુરશીમાં બેઠો બેઠો હું શાંતાનો ફોટો જોવામાં તલ્લીન બન્યો. થોડો વખત પસાર થતાં લાગણીઓનું જોર ઓછું થયું, અને તુરત મને મારા આ લાગણીવેડા પર હસવું આવ્યું. શાંતા જ્યાં સુધી મારી હતી ત્યાંસુધી હું પણ તેનો જ હતો. પણ હવે એ પ્રેમ શા ખપનો ? શાંતા સ્વર્ગે સિધાવી છે; હું અહીં મૃત્યુલોકમાં છું. સ્વર્ગમાં સાંપડતા અમૃતને યાદ કરવાથી મૃત્યુલોકમાં આથડતા ભિખારીના પેટમાં પ્રજળતી ક્ષુધા શી રીતે શાંત બને ? મારી જીવનરૂપી રંગભૂમિ પરનું શાંતાનું નાટક ખતમ થયું; હવે કાન્તાનું શરૂ થવાનું છે. આ નવા નાટકમાં હવે શાંતાને વચમાં નાહક દોડાદોડી કરવાનો શો હક છે ?

ટેબલનું ખાનું ખોલી મેં અંદરથી કાન્તાનો ફોટોગ્રાફ બહાર કાઢયો. હાથમાં કાન્તાનો ફોટો હતો, સામે શાંતાનો ફોટો લટકતો હતો. હાથમાંહેનું જતું કરીને દૂર નાસી જતા પાછળ—અરે નાસી ગયેલા પાછળ

દોડવું હવે છેક નિરર્થક હતું! કાન્તાના ફોટો સામે હું અનિમેષ નેત્રે જોઈ રહ્યો. નાડી જોવાને માટે માથમાં ઝાલેલો એ હાથ હસ્તમેળાપ વેળા પકડીશ ત્યારે–આજ સુધી હું એની આંખો ચોખ્ખી જોતો ત્યારે મને ડોક્ટર તરીકે આનંદ થતો; હવે તે નયનો લજ્જાભર્યાં નમ્ર સ્નિગ્ધ બનશે ત્યારે—

શીતળ વાયુ લહરી આવતાં સાથે જ અસલ ગરમી ભૂલી જવાય મ આ વિચારો તળે શાંતાનાં સંસ્મરણો દબાઈ ગયાં.

કાન્તાના પિતાએ આજે જ એનાં લગ્ન અંગે મારી પાસે સૂચન કર્યું હતું. અને આવતી કાલે હમેશ મુજબ સવારના સાત વાગે હું એની તબિયત તપાસવા જાઉં ત્યારે કાન્તાની હાજરીમાં જ તેઓ આ અંગે પ્રસ્તાવ મૂકવાના હતા, ને એની સંમતિ પૂછવાના હતા. છૂટા પડતી વેળા કાન્તાનો ફોટો મને આપવાનું વીસર્યા નહોતા. દવા કરીને મેં કાન્તાને અવશ્ય સાજી કરી હતી પરંતુ આખરે મારી દવા માનવી બુદ્ધિથી યોજાઈ હતી. એના અસલના ફોટોમાં જે સંજીવની ભરી હતી તે મારી દવામાં ક્યાંથી આવે?

ફોટો માંહેના એ નેત્રકિરણોએ મારા અંતરને આવરી લેનારા અંધકારને સ્થળે પ્રકાશને પાથરી દીધો. કાંડે બાંધેલા ઘડિયાળમાં મેં જોયું, ' ઓહ! હવે તો સૌભદ્ર નાટક શરૂ પણ થયું હશે!' આત્મગત શબ્દો ઉચ્ચારતાં મેં ટેબલ પરની હેટ ઉઠાવી લીધી.

દરવાજા બહાર ડગલું દેતો હતો ત્યાં જ રસ્તે એક જુવાન સંન્યાસી પસાર થતો દેખાયો. એનું મોં તો હું બરાબર જોઈ ન શકયો; પરંતુ એના એ વેશે ફરી મારા મનનું વિચાર ચક્ર ચાલુ કરી દીધું. ભર-જુવાનીમાં એ યુવકે સંન્યાસત શા માટે ધારણ કર્યું હશે? જે યુવતીપર એનું દિલ ચોંટયું હશે તે બીજાને પરણી જવાથી તો એણે આમ નહિ કર્યું હોય? યુવાન પત્નીના મૃત્યુને કારણે શું એને સંસાર પર વિરાગ ઊપજ્યો હશે? નહિ, એ તો અશકય લાગે છે. પત્ની પ્રત્યે ગમે તેટલું વહાલ હોય તો પણ એની ચિતાની રાખ શરીરે ચૂંસીને દુનિયામાં કોઈએ વૈરાગ્ય લીધાનું જાણ્યું નથી! અંતઃકરણ પર આઘાત થવાને કારણે સંન્યાસ ધારણ કરનારી વ્યક્તિ લાખે એક પણ ભાગ્યે જ સાંપડે! આ સંન્યાસી કોણ હશે? એની પત્ની!–સંભવ છે કે એ પરણ્યો જ નહિ હોય. મોં પરથી જોતાં તો પચીસ વરસ પણ ભાગ્યે જ થયાં હોય એમ લાગે છે. કોઈ લફંગો હોય, એમપણ બનવા જોગ છે! આ મુંબઈમાં તો દુનિયાની એકેએક ચીજ–એકેએક નમૂનો સાંપડે છે! ખેટમજીએ જાત છુપાવવા માટે પણ સંન્યાસીનો વેશ કેમ ધારણ ન કર્યો હોય? આ 'સૌભદ્રમાં' પણ અર્જુન એવો ખોટો સંન્યાસીનો વેશ ધારણ કરે છે તો!

એ સંન્યાસીના વિચાર કરતો કરતો હું નાટકશાળા પાસે પહોંચ્યો વ્યવસ્થાપકે આવકાર આપી મને અંદર દાખલ કર્યો, અને લગભગ ખાલી પડેલી પહેલીહારની ૩ નંબરવાળી ખુરશી પર મને જઈને બેસાડયો. મેં રંગભૂમિ ભણી આંખો ફેરવી. અર્જુન બેસૂર આલાપો દ્વારા પ્રેક્ષકોને પોતાની કુલકથા સંભળાવી રહ્યો હતો. રોજ અર્જુનનો પાઠ કરનાર નટ આગલે દિવસે રફુચક્કર થઈ ગયો હોવાથી હમેશાં બલરામનો પાઠ ભજવનાર ભડીવીર આજે અર્જુનના સ્વાંગ સજી હાજર થયો હતો. રોજ જેને પોતાની બહેન ગણતો હતો તેને જ આજે પોતાની પત્ની બનાવવાનો મોકો મળ્યાથી એ ભારે મૂંઝવણમાં પડયો દેખાતો હતો. એટલું ઠીક હતું કે આ નાટકમાં એને માત્ર સુભદ્રાનું હરણ કરવાનો જ પાઠ ભજવવાનો હતો; અજ્ઞાતવાસમાં રહીને બૃહન્નલા તરીકે વિરાટ કુમારને નૃત્ય અને ગાયનવાદનના પાઠો પઢાવવાનું જો આજના અર્જુનને માથે આવ્યું હોત તો જરૂર એને લીધે પાંડવોનો બીજાં બાર વરસ વનવાસ ભોગવવાનો વારો આવત!

રંગભૂમિ પર ગાતા અર્જુન અંગે મારા મનમાં ઉપજેલા વિચારો પસાર થતા હતા ત્યાં જ વ્યવસ્થાપક મારી પાસે આવી કાનમાં કહેવા લાગ્યા: ' આપને




અહીંથી ઊઠવાની વિનંતિ કરું તો નારાજ નહિ થાઓ એમ માનું છું. પણ અત્યારે એક પ્રેક્ષક ખાસ આ ૩ નંબરવાળી ખુરશી પર બેસીને જ ખેલ જોવા માગે છે.'

'કોઈ મોટો ભાટિયો શેઠ છે શું?'

'ના જી; સાવ સાદો ગૃહસ્થ લાગે છે. કહે છે કે પોતે અત્યારની ટ્રેનમાં જ આવ્યો છે. પણ ૩ નંબરવાળી ખુરશી વિના બીજી જગ્યાએ બેસવાની સાફ ના પાડે છે!'

'કોઈ વિચિત્ર આદમી દેખું! કાંઇ ઠાંસી કરીને તો નથી આવ્યો ના? નહિતો મારે ૪ નંબર ઉપર બેસવાનું પણ ભારે થઇ પડે!'

'૩ નંબરવાળી જગ્યા માટે પાંચને બદલે દસ રૂપિયા આપવા તૈયાર છે.'

સદાવ્રત માગનારે જેમ ઘી અને મરીમસાલાની માગણી કરવાની હોય નહિ, તેમ મફત નાટક જોવા આવનારે અમુક જ જગ્યાએ બેસવાનો આગ્રહ રાખી ન શકાય! વ્યવસ્થાપક એ નવા પ્રેક્ષકને અંદર તેડી લાવવા માટે બહાર ગયા અને હું તે પછીની ખુરશી પર ગોઠવાયો. વ્યવસ્થાપક સાથે અંદર દાખલ થતી વ્યક્તિ તરફ હું નવાઈ પામી કુતૂહલ વૃત્તિથી જોઇ રહ્યો. નાટકશાળાએ આવતી વેળા દેખાયેલ પેલા સંન્યાસીના ચહેરા જેવો એ ચહેરો હોય એમ લાગ્યું. પણ એ કેવળ ભ્રમ હતો! વેશ બદલીને સંન્યાસી નાટકશાળામાં ખેલ જોવા શા સારુ આવે? નાટકમાંહિના અર્જુને જેમ સંન્યાસીનો વેશ ધારણ કરીને સુભદ્રા મેળવી, તેમ કોઇ સંન્યાસી ગૃહસ્થનો વેશ ધારણ કરે તેને પત્ની સાંપડી જાય એવું બનવાનો થોડો જ સંભવ હતો?

નાટક ચાલતું હતું. નારદનાં ભજન, ઘટોત્કચની બૂમો અને સુભદ્રના વિલાપો એક બાજૂ મારે કાને અથડાતાં હતા; બીજી બાજૂ હું પેલા મારા પાડોશી તરફ વચ્ચે વચ્ચે ધારી ધારીને જોઇ લેતો હતો. એને ખાસ ૩ નંબરવાળી ખુરશી પ્રત્યે આટલો બધો રાગ કાં પેદા થયો હશે એ મને સમજાતું નહોતું. એની પાણીદાર આંખો અને હિંમત તથા દૃઢ નિશ્ચય દાખવતા એના હોઠ પરથી તો કોઇ પણ વ્યક્તિને એના પ્રત્યે સદ્‌ભાવ જ જન્મે એવું હતું. પણ ત્યારે એને આ ૩ નંબરવાળી ખુરશીનો આટલો બધો મોહ કાં હશે?

હું તેના તરફ વારે વારે જોઉં છું તે તેના ખ્યાલમાં આવ્યું હોવું જોઇએ. અંક પૂરો થતાં જ તેણે મને કહ્યું: 'આપને મારા ખાતર આ ખુરશી પરથી ઊઠવું પડ્યું, ખરું? માફ કરશો.'

કાંઇક જવાબ આપવો જ જોઇએ એટલે મેં વિવેક કર્યો: 'ના ના, એવું કશું નથી. તમારી અને મારી ખુરશી વચ્ચે એવો કયો મોટો ફેર છે?'

'એમ હોય કાંઇ? ફેર ન હોત તો હું ૩ નંબરવાળી ખુરશીનો જ આટલો બધો આગ્રહ શા સારું ધરાવત?' એમ કહી તે ઘડીભર ચુપ રહી ગયો. પછી મારા તરફ ફરીને ઉમેર્યું: 'એક અતિ પ્રિય જનનું છેલ્લું દર્શન મને આ ખુરશી પર સાંપડ્યું હતું. એ ખુરશી પર અત્યારે બેસવાની તક સાંપડવાથી જાણે એ પ્રિયજનનો જ સહવાસ ફરી પામ્યા જેટલો મને અત્યારે હર્ષ થયો છે!'

પ્રેમ વિશેની ઘેલછા નાટક અગર નવલકથામાં જ આવતી હશે એમ હું માનતો હતો. પણ નાટકમાંહિના અર્જુનના વેલાને અરસિક માનનારી સુભદ્રા અને સુભદ્રાની રત્નમાળા લઇ તે વડે જપ કરવા બેઠેલો અર્જુન—એ કાવ્યસૃષ્ટિનાં પાત્રોથી પણ મારો પાડોશી ચડી જતો હતો એ હું પ્રત્યક્ષ અનુભવતો હતો. એ પ્રિયજનના બેસવા પછી જે ખુરશીપર આજસુધીમાં બીજા અનેક માનવીઓ, જેમને એણે કદી જોયાં પણ નહિ હોય એવા માનવીઓ બેસી ગયાં હશે! સૂર્યાસ્ત પછી જેમ પાછળ તેનું અજવાળું રહે છે, તેવું ખુરશીપર બેસીને ઊઠી ગયા પછી એના પર એ પ્રિયજનનો સ્પર્શ પાછળ રહી જાય એવું થોડું જ હોય છે!

પણ મને હવે નાટક જોવામાંથી રસ ઊડી ગયો;





મારું મન આ અજાણી વ્યક્તિના જીવનનો વિચાર કરવામાં રોકાયું. આ જુવાન અને બુદ્ધિશાળી જણાતા ભાઈને આ ૩ નંબરવાળી ખુરશી પરત્વે આવું ઘેલુ કાં લાગ્યું હશે? નાટકના અંકો પછી અંકો પૂરા થયે જતા હતા, પણ મને મારા પ્રશ્નનો ઉત્તર સાંપડતો નહોતો. માત્ર થોડી જ વખત પાસે બેસનાર વ્યક્તિ વિશે એની અંગત માહિતી માગવામાં મને અવિવેક લાગ્યો. ચોથો અંક હવે પૂરો થવા આવ્યો હતો. એક અંક પછી આ પાડોશીથી હવે છૂટા પડવાનો વારો આવશે એ વિચારે મારું મન ઉદ્વિગ્ન બન્યું.

ચોથા અંકનો પડદો પડતાં જ એ ભાઈએ મારાભણી જોઈને કહ્યું: 'કેમ ડૉક્ટર સાહેબ!'

કોટની અંદરના ખીસામાંથી ડોકાતા સ્ટેથેસ્કોપને જોઈને જ એણે મને ડૉક્ટર ધાર્યો હોવો જોઈએ. પણ કોઈ જાણીતા માણસ પેઠે 'કેમ ડૉક્ટર સાહેબ!' એવો સાદ સાંભળતાં જ હું જરા ચમકી ગયો.

તેણે પૂછ્યુ: 'કેમ ડૉક્ટર સાહેબ! અર્જુન ભારે શૂરવીર હતો એમ તમને લાગે છે શું?'

'એમાં લાગવા પણું ક્યાં બાકી છે? એને બીકણ કહેવા જતાં જ સીધો એ આબરૂ નુકસાનીનો દાવો જ માંડવાનો એ વિશે કશી શંકા છે ખરી? એની સાક્ષીમાં તો આખું મહાભારત હાજર થશે!'

'પણ અમે વિરુદ્ધમાં સુભદ્રાની સાહેદી અપાવશું. અર્જુન જો આવો શૂરવીર હતો તો રુકિમણીએ ઓળખી કાઢતાં જ એ કેમ મૂંઝાઈ પડયો, કહો જોઈએ?'

'એને ક્યાં રુકિમણી સાથે યુદ્ધે ચડવું હતું? અને એમ છે કે, ખોટો વેશ લીધો કે માણસ ગભરાયા વિના રહે જ નહિ!'

હજુ મારું વાક્ય પૂરું નથી થયું ત્યાં તો નાટકશાળાના વ્યવસ્થાપક એક પોલીસ અધિકારીને લઈ અંદર દાખલ થયા. મેં ધાર્યું કે તેઓ અમસ્તા જ આવ્યા હશે. મારી બાજુમાં બેઠેલા પેલા ભાઈની દરવાજા તરફ પીઠ હતી. પોલીસ અધિકારી સીધા અમારી પાસે આવ્યા અને ૩ નંબરવાળી ખુરશીપર બેઠેલા મારા પડોશીનો તેમણે હાથ પકડયો. ઝડપથી તેણે પાછળ જોયું, ને તે સાથે જ તેના મોં પર સ્મિત ચમકી ઊઠયું. ખુરશી પરથી ઊભા થતાં થતાં તેણે મને કહ્યું: 'હું પાંચમો અંક જોઈ લઉં એવી આ સાહેબની મરજી નથી જણાતી! હવે તમે ખુશીથી આ ૩ નંબરની ખુરશી પર બેસી શકો છો! વળી તમે હમણાં જ કહેતા હતા કે ખોટો વેશ લીધો કે માણસ ગભરાયા વિના રહે જ નહિ, ખરું? તમે તો ડૉક્ટર છો. જરા મારી નાડીના ધબકારા ગણી લેશો?' પોલીસ અધિકારીએ તેને હાથ લંબાવવાની રજા આપી એટલે મેં તેની નાડી તપાસી જોઈ. નાડી બહુ જ નિયમિત ધબકારા મારતી હતી. મેં એનો હાથ છોડી દેતાં દેતાં કહ્યું: 'અર્જુન જરા ડરપોક હતો એ વિશે હવે ના નહિ કહું!' એણે એ જ હાથ વડે મને નમસ્કાર કર્યા અને પોલીસ અધિકારી સાથે શાંતિથી બહાર નીકળી ગયો.

એને શા માટે ગિરફતાર કરવામાં આવ્યો છે તે વ્યવસ્થાપક જાણતા નહોતા. કોઈ ફોજદારી ગુના માટે એને પકડયો હશે એ કબૂલ કરવા મારું મન ના કહેતું હતું. સૌભદ્રના છેલ્લાં ગીતો—ભાવપૂર્ણ અને સુરીલાં ગીતો મેં બેઠાં બેઠાં સાંભળ્યાં તો ખરાં પણ પેલી ૩ નંબરવાળી ખુરશી ખાલી હોવા છતાં તેના પર હું બેસી ન શકયો.

ઘેર જઈ હું પલંગમાં પડયો. ટેબલ પરના દીવાના પ્રકાશમાં સામે લટકતા શાંતાના ફોટા તરફ મારી નજર ગઈ. એ ફોટામાં શાંતા જાણે હસતી હોય એવો મને ભાસ થયો. એ શા માટે હસતી હશે! એને ભૂલી જઈને હવે હું કાન્તાના મોહમાં લપટાતો જાઉં છું તેથી હશે? મેં ફોટાની નજીક જઈ જોયું. ફોટામાંહેની શાંતા રોજના જેવી જ શાંત હતી એવી ખાતરી થઈ. દીવાના તેજને કારણે તે હસતી હોય એવો મને ભ્રમ થયો હશે એમ મેં માન્યું.

પાછો જઈ પલંગમાં પડયો, પણ કેમે કરી ઊંઘ



આવતી નહોતી. વારંવાર પેલી ૩ નંબરવાળી ખુરશી અને એ પરજ બેસવાનો આગ્રહ ધરાવનાર પ્રેમઘેલો પેલો જુવાન મારી નજરે તર્યા કરતા હતા. એ જુવાનને પોલીસે શા માટે ગિરફતાર કર્યો હશે? એક વખત જે ખુરસી પર તેનું પ્રિયજન બેઠું હતું તે પર પોતાને ફરી બેસવાનો અવસર સાંપડયો તે માટે તે કેવો ખુશી થયો જણાતો હતો! એનો પ્રેમ સાગર જેટલો જ અતાગ હશે તેથી જ એમાં આવી ભાવના સમું સુંદર રત્ન પાકયું! અને મારો શાંતા પ્રત્યેનો પ્રેમ? બંધિયાર તળાવના જેવો–એમાંનું જળ સુકાઇ ગયું, અંદરનાં કમળો નાશ પામ્યાં.

મેં પથારીમાં કેટલીવાર પડખાં ફર્યાં હશે તે ગણી શકાય તેવું ન રહ્યું. પણ ઘડિયાળનો લોલક ગમે તેટલા ઝોકાં ખાય તો પણ કાયસ પરનો કાચ તેનાથી થોડો જ સાંધી શકાય છે? જ્યાં નજર નાખું ત્યાં મને શાંતાનું રાજ્ય દેખાતું હતું, ગોળ ટેબલ ઉપરનો ગૂંથેલો એ જાળીદાર રૂમાલ, અરીસા સામે લટકી રહેલો કાચનાં મોતીનો પોપટ, કેટલી ચીજો ગણાવવી? ને મારા પગ તળે જ પડેલી ચાદર? એ ચાદરને શાંતાના હાથનો કેટલી વાર સ્પર્શ થયો હશે? આ ચાદર! ને ૩ નંબરવાળી ખુરશી!... મારા હૈયામાં જાણે હોળી સળગી ઊઠી. શાંતાનો ફોટો ખીંટીએથી ઉતારી ઘણીવાર સુધી હું તેની સામે જોઇ રહ્યો; લાંબે વખતે આખરે મારી આંખો પર નિદ્રાના પાશ પથરાતા હોય એમ લાગ્યું.

અને એમ ચર્મચક્ષુઓ મીચાય તો પણ અંતરનાં ચક્ષુઓ શે બિડાય? ઊંઘમાં પણ ઉઘાડાં જ રહ્યાં રહ્યાં ભૂત અને ભવિષ્યકાળનાં અનંત દૃશ્યો જોઇ રહ્યો હતો. મૂળ નિદ્રાદેવી જ મૂર્તિમંત કાવ્ય! એટલે એની કૃપાછાયામાં સાંપડયા પછી માનવીની કલ્પનાને હજારો નવી પાંખો ફૂટી નીકળે! એવી તરંગાવસ્થામાં કાન્તાને મેળવવાની આશા અને નાટકશાળામાં મળેલો પેલો પ્રેમઘેલો જુવાન, બંને મળી પાંખો ફૂટેલી મારી કલ્પના શકિતને આકાશમાં ખૂબ ઊંચે ચગાવે એમાં નવાઇ થોડી જ છે? એક સ્વપ્નમાં ૩ નંબરવાળી ખુરશી પર બેઠેલો જુવાન અર્જુન બની હાજર થયો. સુભદ્રા કોણ હશે એનો હજુ તો હું વિચાર કરું છું ત્યાં તો પોલીસે એ જુવાનને ગિરફતાર કરી જઇને ફાંસીએ પણ ચડાવી દીધો! ફાંસીએ ચડાવનાર માનવીનો ચહેરો નાટકમાં જોયેલા બલરામને જ બરાબર મળતો આવતો હતો.

આ સ્વપ્નાની ઇંદ્રજાળમાંથી હું પૂરો ભાનમાં આવ્યો–જાગૃત થયો ત્યારે ઘડિયાળમાં આઠ વાગવા આવ્યા હતા. કાન્તાના પિતાને મેં બરાબર સાત વાગતાં હાજર થવાનું વચન આપ્યું હતું. પરીક્ષાના મંડપમાં મોડા પહોંચનાર વિદ્યાર્થીની પેઠે મારા દિલ પર નિરાશાનું વાદળ પથરાયું. દાઢી અને ચા–એવા બેની બે જરૂરીઆતોને પતાવીને જેમ તેમ કરી હું કાન્તાને ત્યાં પહોંચ્યો. એના પિતા મારી જ રાહ જોતા હતા.

'કેમ કાંઇ બીજે જવું પડેલું?'

'હા.' એક ખોટો શબ્દ મોંમાંથી ફેંકી વાતનો બંધ વાળવાનું કામ ઘણું સહેલું હતું. વધારે જરૂર જણાત તો હું એમ પણ કહેત કે એક લક્ષાધિપતિએ સવારમાં વહેલો બોલાવેલો તેથી ત્યાંથી પાછા ફરવામાં ઘણું મોડું થઇ ગયું છે?

'કાલે મેં આપને કહેલું કે આજ સવારે બધું નક્કી કરીશું. પણ—

આશાનો જાણે કે જનમોજનમનો વેરી હોય એવો એ બેજ અક્ષરનો 'પણ' શબ્દ સાંભળતાં મારી છાતીના ધબકારા વધી ગયા. આ 'પણ'ની પાછળ કયા કયા પિશાચો સંતાઇ રહ્યા હશે તેની શી ખબર?

કાન્તાના પિતાએ કહેવા માંડયું: 'આજે બધું સરલતાથી પાર પડી જાત. પણ એ પળ વીતી ગઇ અને કાળ બદલાયો.'

'કેમ શું થયું?' એમના છેવટના વાકયનો અર્થ બરાબર ન સમજાયાથી મેં પૂછયું.

'સવારમાં "નવાકાળ"નું છાપું એના હાથમાં આવ્યું. એમાં કોઇ જુવાનને નાટકશાળામાં





ગિરફતાર કર્યાના ખબર હતા.'

રાતનું પેલા જુવાનને પોલીસે ગિરફતાર કર્યાનું દૃશ્ય મારી આંખ સામે ખડું થયું. મેં નવાઇ પામી પૂછયું: 'એ ખબર સાથે કાન્તાને શો સંબંધ છે?'

'એ તો એ જાણે! પણ હવે મારા મનમાં એક વહેમ ઊભો થયો છે. તમારી દવા ચાલુ કરવા સારુ અમે પહેલવહેલાં અહીં આવ્યાં ત્યારે પણ મને લાગે છે કે મેં તમને એ વાત કહી પણ છે.'

'કહી હશે; મને બરાબર સાંભરતું નથી.'

'કાન્તા અહીંની કોલેજમાં જ ભણતી હતી. એમ કરતાં એક છોકરા સાથે એને સ્નેહ બંધાયો. એક દહાડો રાત્રે કાન્તા એની સાથે નાટક જોવા પણ ગયેલી. મને એ ખબર પડતાં જ હું એકદમ અહીં આવી કાન્તાને મારે વતન લઇ ગયો, પણ ત્યાં ગયા પછી કાન્તા માંદગીને બિછાને પટકાઇ પડી.'

'હવે સમજાયું!' મેં જવાબ આપ્યો.

'સવારે "નવાકાળમાં" ખબર વાંચતાં જ એણે રડવા માંડયું. ચાર છ દિવસ જતાં પાછું બધું ઠેકાણે તો આવી જશે જાણે; ને જુવાનીના રંગ પણ બહુ લાંબા તો ન જ ટકે! હું અત્યારે અંદર નહિ આવું. તમે જ એની તબિયત જુઓને.'

મને જોતાં જ આરામ ખુરસીમાં અઢેલીને પડેલી કાન્તા બેઠી થઇ. તેના હાથમાં 'નવાકાળ'નું છાપું હતું. ખુરશી પર બેસતાં બેસતાં મેં છાપા માટે હાથ લંબાવ્યો. 'નવાકાળ'નો એ વધારો હતો. 'નાટકશાળામાં થયેલી ધરપકડ!' એવું મથાળું મોટા અક્ષરે વંચાતું હતું. લખાણની વચ્ચે નજર જતાં જ ત્યાં છપાયેલ ફોટાએ મારું ધ્યાન ખેંચ્યું. રાત્રે ૩ નંબરની ખુરશી પર બેઠેલો જ એ જુવાન હતો. ઉત્કંઠા, આશ્ચર્ય અને ભયના ત્રિવેણી સંગમમાં હું ડૂબકાં ખાતો નીચેના ખબર વાંચવા લાગ્યો—

"છેલ્લા છ મહિનાથી જે આરોપીને પકડવા સારુ પોલીસ આકાશ પાતાળ એક કરી રહી હતી એ જુવાન આરોપીને ગઇકાલે રાતના નાટકશાળામાંથી ગિરફતાર કરવામાં આવ્યો છે. આરોપીનું નામ ચંદ્રકાંત છે. પોલીસોનું માનવું છે કે દિલ્હીના કાવતરા સાથે એ સંડોવાયેલો છે. ચંદ્રકાંત કાલે જ મુંબઇમાં આવ્યો. શરૂઆતમાં તે સંન્યાસીને વેશે ફરતો હતો. ગુજરાતી વેપારીનો વેશ ધારણ કરેલા એક પોલીસે તેને પૂછયું: 'સ્વામીજી! મુંબઇમાં આપ કેમ આવ્યા છો?' જવાબમાં તેણે કહેલું: 'મારી ઇષ્ટ દેવી મને અહીં ખેંચી લાવી છે. હું તેની શોધમાં આવ્યો છું.' પછી શું કારણ બન્યું તે તો કોણ જાણે, પરંતુ રાત પડયા પછી એણે સંન્યાસીનો વેશ ફેંકી દઇ એક સામાન્ય ગૃહસ્થનો પહેરવેશ ધારણ કર્યો અને નાટકશાળામાં ગયો. ત્યાં તેણે ૩ નંબરવાળી ખુરશી પર બેસવાની હઠ પકડી એમ—"

'૩ નંબરવાળી ખુરશી, કાં?' કાન્તાએ દિલગીરીભર્યે સ્વરે પૂછયું.

'બરાબર છે; હકીકત સાવ સાચી છે. બાજુની ૪ નંબરવાળી ખુરશી પર હું પોતે જ બેઠો હતો.'

આંખે વહેતાં આંસુ લૂછી નાખતાં કાન્તાએ પૂછયું: 'તમે તેમની સાથે કાંઇ વાતો કરી હતી ખરી?'

'હા, પુષ્કળ કરેલી! ૩ નંબરવાળી ખુરશી પર શરૂઆતમાં હું જ બેઠો હતો. પણ એ જુવાન આવી પહોંચતાં મારે ૩ નંબર પરથી ઊભા થઇને ૪ નંબર પર બેસવું પડયું! પણ પહેલો અંક પૂરો થતાં જ એણે મારી માફી માગી. પણ એ વેળા એણે ઉચ્ચારેલા બોલ: "એક અતિ પ્રિય જનનું છેલ્લું દર્શન મને આ ખુરસી પર સાંપડયું હતું." ના પડઘા હજુય મારા કાનમાં પડયા જ કરે છે.'

પણ ત્યાં તો કાન્તાએ ચોધાર આંસુએ રડવાનું શરૂ કરી દીધું. હું તે જોઇ ન શકયો. ઘટાટોપ ઘેરાયેલ વરસાદ તૂટી પડે તેને કોણ ખાળી શકે? ચંદ્રકાંત વિશેની તે પછીની હકીકત મેં વાંચી લીધી. એને પકડીને પોલીસ તાબડતોબ દિલ્હી ઉઠાવી ગઇ હતી.

આખરે કાન્તા શાંત બની. મને કહેઃ આપણે બપોરના નાટક જોવા જઈશું ?'

હર્ષભેર મેં સંમતિ આપી.

' પણ મને પેલી ૩ નંબરવાળી ખુરશી અપાવવી પડશે, હો !' ચંદ્રકાંતના છાપામાં છપાયેલ ફોટો તરફ જોતાં જોતાં તે બોલી.

અમે બંને જણા આજે જ બપોરના નાટક જોવા જવાનાં છીએ એ ખબર સાંભળતાં જ કાન્તાના પિતાનો હરખ ક્યાંય સમાતો નહોતો. ' મેં તો એમ ધાર્યું હતું કે બધું ટાઢું પડી જતાં અઠવાડિયું દસ દહાડા વીતી જશે. પણ અહીં તો પૂરા આઠ કલાક પણ પસાર નથી થયા ! જુવાનોની રીત જ આવી હોય છે, ડૉકટર સાહેબ ! બરફાંઓની પેઠે એમને કાંઈ લાંબો વિચાર કરવાનો હોય જ નહિ !'

અને એ હરખમાં ને હરખમાં તેમણે મને સુરબ્બી તરીકે સલાહ પણ આપી: ' ડૉકટર સાહેબ ! જુઓ. ઉમ્મર વિશે પૂછે તો બે વરસ ઓછાં જ કહેજો, શું ? ભલે તમે વિધુર હો; પરંતુ તમારો દેખાવ હજુ પચીશ વરસના જુવાન જેવો જ છે ! જાણે સાવ કુંવારા ન હો ! એનુ કારણ છે; આજના જમાનાની છોકરીઓનું ભલું પૂછવું ! ન ધાર્યું હોય તેવું કાંઈ અજબ બહાનું નીકળી પડે !'

નાટકશાળાના મેનેજરને હું સવારમાંજ મળ્યો. પહેલી હારની નંબર ૩ અને નંબર ૪ વાળી ખુરસીઓ મારે માટે રિઝર્વ રાખવાનું કહેતાં જ એના મોં પર હાસ્યની રેખા ચમકી ગઈ. હસતાં હસતાં તેણે ટકોર કરી: ' ૩ નંબરવાળી ખુરશી પર બેસનારને પોલીસ પકડી જાય છે તે જાણો છો ના ?'

' બપોરના જોયું જશે ?' મેં પણ અમ્મતમાંજ જવાબ આપ્યો.

૩ નંબરવાળી ખુરશી પર કાન્તા બેઠી હતી. નાટક ચાલતું હતું પણ હું ધારું છું કે કાન્તાનું ધ્યાન સામે રંગભૂમિ પર ભજવાતા દશ્ય કરતાં પોતાના હૃદયરૂપી રંગભૂમિ પર ભજવાતા નાટકમાં જ વધુ તલ્લીન બન્યું હતું. એ હૃદયરૂપી રંગભૂમિ પર ભજવાતા નાટકનાં દશ્યોનું તેની આંખોમાં પ્રતિબિંબ પડતું હતું તેથી જ હશે, પણ મનેય એ દશ્યોનું ઝાંખા ઝાંખુ દર્શન થયા કરતું હતું. કોલેજમાં સાથે ભણતાં ચંદ્રકાંત અને કાન્તાનું તેમનામાં પરસ્પર પ્રત્યે પેદા થયેલું આકર્ષણ, એ આકર્ષણનું પ્રેમમાં પલટાઈ જવું–ચંદ્રકાંતના અંતરમાં પ્રીતિનો પૂર્ણ ચંદ્ર વિકસી રહ્યો હતો તેજ કાળે દેશભક્તિના સૂર્યનો ત્યાં ઉદય થયો. સૂર્યના તેજ આગળ ચંદ્રનું તેજ ઝાંખું બની ગયું ! કાન્તા અને ચંદ્રકાંતનું છેવટનું મિલન નાટકશાળામાં જ થયું હોવું જોઈએ. બંને જણાં નાટક જોવા આવ્યાં હશે; કાન્તા ૩ નંબરવાળી ખુરસી પર અને ચંદ્રકાંત ૪ નંબરવાળી પણ હોય, કદાચ ૨ નંબરવાળી ખુરસી પર બેઠો હશે ? અને કાન્તા પાસેથી આખરી વિદાય એણે અત્યારે કાન્તા બેઠી છે તેમ ૩ નંબરવાળી ખુરશી પર બેઠી હશે ત્યારે જ લીધી હશે !

પણ આમ એકાએક નાટક શાળામાંથી વિદાય લેવાનું કારણ શું હશે ? ખૂબ માથું ખજવાળી જોયું પણ મને કોઈ વ્યાજબી કારણ હાથ ન લાગ્યું. અને એમ શી રીતે જડે ? આવી શોધ જો હું કરવાને સમર્થ હોત તો ડૉકટરની સાથેસાથ મને કવિ અગર નાટકકાર કે નવલકથાલેખકનું બિરુદ જરૂર મળી જાત !

મેં સહેજ બાજુ પર જોયું. કાન્તાની ખુરશી પર લખેલો ૩ નંબર વાળો આંકડો જાણે મારી સામે આંખો ફાડીને જોઈ રહ્યો છે એમ મને લાગ્યું. ૩ નંબરવાળી ખુરશી એટલે જે ખુરશી પર કાન્તા ચાર કલાક બેઠી હતી તેના પર બેસવા ખાતર ચંદ્રકાંતે પોતાના જીવનને જોખમમાં નાખ્યો હતો. અને...અને પૂરાં ચાર વરસો શાંતા સાથેના મધુર સહવાસમાં ગાળ્યા છતાં હું તેને ભૂલી જતો હતો ! માનવીઓ દૂર ફેંકાઈ જાય; ભલે ! પણ પ્રેમ શી રીતે ફેંકાઈ જાય ? માનવી મૃત્યુ પામે છે; સાચા પ્રેમનો નાશ સંભવિત છે ખરો ?

બે અંક પૂરા થયા પછી કાન્તાએ બહાર ફરવા





જવાની દરખાસ્ત આણી. અમે બંને મલબાર હિલ પર પહોંચ્યાં. ત્યાંની હરિયાળી પર ઘણો લાંબો વખત સુધી કાન્તા નીચું મોં રાખી બેસી રહી. તેની સાથે અત્યારે શી વાત ઉખેળવી તે મને પણ સૂઝતું નહોતું. આખરે દબાયેલ સ્વરે તેણે જ શરૂઆત કરી: 'એ દહાડે રાત્રે અમે બન્ને જણાં આજ રીતે નાટક જોવા ગયાં હતાં. ત્રીજો અંક પૂરો થયો ત્યારે કોઇ તેમને બહાર બોલાવી ગયું. થોડીવારે અંદર પાછા આવી તેમણે મને કહ્યું: 'મારે અત્યારે ને અત્યારે દિલ્હી જવું પડે તેમ છે.'

'કેમ કોઇ માંદું છે?' મેં પૂછ્યું.

'બા ખૂબ માંદી છે; તાર આવ્યો છે'

'તમારી બા દિલ્હી શું ગયાં છે?' મેં સવાલ કર્યો.

'એ બા મારી એકલાની નથી; એ તારી પણ બા છે, આપણા સહુની એ માતા છે!'

તેઓ શું કહેવા માગે છે તે હું બરાબર સમજી શકી નહિ. પરંતુ તેમણે તો ઉતાવળે ઉતાવળે કહી દીધું: 'નાટક પુરું થતાં સુધી તું અહીંથી જરાય ખસીશ નહિ. કદાચ કોઇ મારી ખાનગી તપાસ પણ રાખતું હોય! પણ હું અને તું સાથે નાટક જોવા આવ્યાં છીએ, એટલે જ્યાં સુધી તું અહીં થિયેટરમાં જ બેઠી હો, ત્યાં સુધી હું ઊપડી ગયાની શંકા કોઇને પણ નહિ જ આવે.'

'પાછા ક્યારે આવશો?' મેં હિંમત આણી પ્રશ્ન કર્યો.

'પાછો? જ્યાંથી કદી પાછા આવી શકાતું નથી એવી જગ્યાએ પણ કદાચને મારે જવું પડે!'

મારી આંખે આંસુ છલકાતાં દેખી તેમણે કહ્યું: 'મુંબઇ પાછો આવતાં તુરત તને મળીશ, તું બેઠી છે એ ખુરશી આપણી સાક્ષી છે: નં. ૩.'

'નંબર ૩ એ તેમના છેવટના શબ્દો મેં સાંભળ્યા હતા.'

મહામહેનતે અત્યાર સુધી કાન્તાએ ખાળી રાખેલાં આંસુ હવે રોકાતાં નહોતાં. હું પણ રડવું રોકી ન શક્યો. મારા ધંધાને અંગે માતાના ખોળામાં અંતકાળની તાણ અનુભવતાં બાળકોને પણ મેં જોયાં હતાં. એ વેળા હૃદયમાં જે મંથનો અનુભવતો તેવું જ મંથન અત્યારે કાન્તાને જોતી વેળા હું અનુભવવા લાગ્યો.

આખરે, આંસુઓ ખાળી લઇ કાન્તાએ કહ્યું: 'ડૉક્ટર! તમે મને સાજી કરવા માટે અથાગ મહેનત ઉઠાવી છે, એ નિઃસંદેહ છે. રોગીઓનાં હૃદય તપાસવાનો ડૉક્ટરોને હક્ક હોય છે તેથી તો—પણ આ બધી વાતો પિતાજીને કોણ સમજાવે? મને જરા સારું થતું લાગે કે તુરત તેઓ પરણવાની વાતો કાઢે છે. પણ મારાં લગ્ન તો—પેલી ૩ નંબરવાળી ખુરશી પિતાજીને બતાવું તો 'બધી ખુરશી જેવી જ એ પણ ખુરશી છે' એટલું જ તેઓ કહેવાના. પણ મારે મન તો એ ખુરશી માયરામાં ઢાળેલ બાજોઠ સમી—'

× × ×

મલબાર હિલ પરથી પાછા વળતાં હું કાન્તાને મારે ત્યાં લઇ ગયો. મેં તેને શાંતાનો ફોટો દેખાડ્યો. એ ફોટા તરફ થોડીવાર નીરખી રહીને કાન્તાએ કહ્યું: 'ડૉક્ટર! ખરેખર તમે ભારે નસીબદાર હતા—ના, નસીબદાર છો!'

બીજે દિવસે કાન્તાના પિતાએ મને કહ્યું: 'ડૉક્ટર! કાલે તમે સાથે ફરી આવ્યા પછી રાત્રે કાન્તા ભારે ખુશમિજાજમાં આવી દેખાતી હતી. મને લાગે છે કે એને નાટક ખૂબ ગમ્યું છે. એ તો જાણે પોતે નર્સ થવાની વાત કરે છે, અને એની દરખાસ્ત પણ વાજબી છે! આ સંસાર શકટનું એક ચક્ર ડૉક્ટર હોય એટલે બીજું નર્સ હોય એ જ વધારે બંધ બેસતુ થાય!'

હવે આ રાંક બનેલા ડોસાને મારે શી રીતે સમજાવવો?

હું મૂંગો મૂંગો બહાર નીકળી ગયો.



ત્રીજે દિવસે કાન્તાની તબિયત તપાસી લઈ હું પાછો ફરતો હતો. મારા હાથમાં એક મોગરાની માળા હતી. કાન્તાના પિતાની નજર બહાર એ બિના છટકી જાય એ તો બને તેવું જ નહોતું.

તેઓ એકદમ આનંદમાં આવી બોલી ઊઠયાઃ 'વાહ ભાઈ, વાહ! આટલી હદે પહોંચ્યા શું? છોકરી પણ ભારે ઊંડી દેખું! મને એણે હજુ વાત પણ કરી નથી!'

પણ ડોસાજીના ભ્રમને ભાંગવો જરૂરી હતો. મેં તેમને મારી સાથે જ મારે ઘેર ઉપાડયા. કાન્તાએ આપેલી પેલી મોગરાની માળા શાંતાના ફોટા ઉપર ગોઠવતાં ગોઠવતાં મેં કહ્યું: 'આ મારી પત્ની શાંતાનો ફોટો છે!'

પ્રસન્ન થઇ તેમણે જવાબ આપ્યો: 'જોડી તો ખરેખર સુંદર છે! અરે, છે શું હતી એમ કહોને? ભાઈ એમ છે કે એક જોડો ખોવાય એટલે બીજો હોય કે નહોય બધું સરખું જ ગણાય– એક જ પગમાં જોડો પહેરી દુનિયામાં થોડું જ કોઈ નીકળે છે?'

મને ડોસાની જોડાની ઉપમા સાંભળી હસવું કે રડવું તે સમજાયું નહિ. મેં તેમને અતિ ધીમા સ્વરમાં કહ્યું: 'મને લાગે છે કે હું કાન્તાને પરણી નહિ શકું.'

'કેમ વારુ?'

'મારી પહેલી પત્ની જીવે છે.'

'જીવે છે? કયાં છે?'

'અહીં!' મેં છાતી પર હાથ રાખી જવાબ આપ્યો.

'ત્યાં તો માત્ર તમે પોતે જ જીવતા છો કે કેમ એટલું જ જાણી શકાશે.' ગુસ્સામાં આવી તેમણે કહ્યું:

'પણ હું જીવું છું તેથી જ શાંતા પણ જીવે છે!'

નિરાશ બની તેમણે આસપાસ જોવા માંડયું. શાંતાના ફોટા સામે જ ઢાળેલી આરામખુરશી તરફ આંગળી ચીંધી તેમણે સવાલ કર્યો: 'ડોક્ટર! આ ૩ નંબર આરામખુરશી પર શાનો છે? બીજી કોઇ ખુરશી પર બીજો એકેય નંબર નથી અને આ એકના ઉપર જ નંબર કાં?'

'એ નંબર એણે લખ્યો છે.' શાંતાના ફોટો તરફ જોતાં જોતાં એના તરફ અંગુલિનિર્દેશ સાથે મેં જવાબ આપ્યો.



## મહેક

ગીતનાં સૂર ને તાલ જયાં મેળવું : લય એકાદ ત્યાં વિલય થઈને
પ્રાસ ભૂલાવતો, સૂર સરકાવતો : તાલ બેતાલ કરતો બધાંય.
તે છતાં ઉર રણઝણકતું ગીતથી : સૂર–લય–પ્રાસ ને તાલ વચ્ચે
મહાલતું–ઝંઝટોથી સદા ઝળકતું : મન મહેકાવતું ગીત છેડે.

જયન્ત પરમાર

[ ૫ ]

બિંબિસાર રાજાનો પુત્ર અજાતશત્રુ. રાજને અંતે નરક એવી એક લોકમાન્યતા છે. એ ઊભી થવાનું કારણ આ કે જ્યાં બહુ પૈસો ભેગો થાય ત્યાં હજાર વાતના છંદ ઊભા થાય! ત્યારે આ રાજાનો પુત્ર અજાતશત્રુ, બીજી બધી વાતે તો ઠીક, પણ સત્તાનો બહુ જ લોભી. એને મનમાં હમેશાં એમ વિચાર આવ્યા કરે કે ક્યારે રાજા મરે ને મને ગાદી મળે! પણ જેમ માગ્યા મે વરસતા નથી, તેમ માગ્યાં મોત પણ મળતાં નથી. કોઇક વખત જ ધન્ય મરણ મળી જાય છે. બાકી તો સૌ રોતાં કકળતાં હોય ને પથારીમાં મરણ પામવું એની જ દશા સૌ કોઈને મળે છે!

ત્યારે આ અજાતશત્રુ રાજાના મરણની રાહ જોવા માંડયો, તેમ તેમ મરણ પણ આઘું ઠેલાતું ગયું. રાજા બિંબિસારની આયુષદોરી લાંબી હોય તેમ લાગ્યું.

એટલે પછી રાજકુમારની ધીરજ ખૂટી. એણે તો બાપને કેદમાં નાખ્યો. પોતે રાજા થઇ બેઠો. પણ આમાં જીવતાં જીવત મોત તો રાણીને વેઠવાનું આવ્યું. સ્વામી જેવો સ્વામી કેદમાં પડયો છે એ એનાથી જોવાતું નથી, તો દીકરા જેવો દીકરો કુપુત્ર પાકયો છે એ પણ જોવાતું નથી! પણ કરે શું?

એણે ઘણું અજાતશત્રુને વારવાનું કર્યું, પણ એમ કાંઈ ઉગતી જુવાની કોઈને ગાંઠે ખરી કે? ને એમાં પાછો આ તો સત્તાધીશ. મર્કટ ને વળી મદિરા પીધી—એવી વાત થઈ. એણે તો કાંઈ માની વાત કાને દીધી નહિ. રાણી વૈદેહિને આ વાત ખાઈ ગઈ. એ તો ધરાર અજાતશત્રુના હુકમને અવગણીને રાજા બિંબિસાર પાસે હમેશાં કેદખાનાના ભોંયરામાં જાય! દ્વારપાલો બિચારા મુંજાય કે મહારાણીજી માનતાં નથી, પણ રાજા હવે અજાતશત્રુ છે, એને ખબર પડશે તો જીવતાં મોત મળશે!

રાજા અજાતશત્રુએ પિતાને કેદમાં નાખ્યા ને એમનું ઝટ મરણ થાય માટે એને અન્નના પણ સાંસા પડે તેવો સખત ચોકી પહેરો રખાવ્યો. પણ રાણી વૈદેહિ હમેશાં રાજાને મળવા જાય. ને મળવા જાય ત્યારે પોતાનાં પોચકાં કહલાંમાં દૂધ ભરીને રાજા માટે લઈ જાય. એને છાનામાના પાઈ દે. ને એમ એના પ્રાણ ટકાવી રાખે.

પણ પછી તો દિવસો જતા ગયા તેમ ચોકી પહેરો સખત બન્યો. રાણી પણ જઈ શકે નહિ તેવું થયું. રાજા બિંબિસાર ભૂખે મરવા લાગ્યો.

એક વખત વર્ષાઋતુનો દિવસ હતો. વાદળાં આકાશમાં ચડયાં હતાં. આખું નગર અંધકારમાં હતું. ઘડી ઘડી વિજળી ઝબકી રહી હતી. તે વખતે રાજા અજાતશત્રુનો પુત્ર ઉદયભદ્ર મહાપીડામાં પડયો હતો. એની આંગળી પાકી હતી અને ઘડીએ ઘડીએ એ વેદનાથી ચીસ પાડી ઉઠતો હતો

અજાતશત્રુ પોતાના પુત્રની આ વેદના ન જોવાયાથી એને આશ્વાસન આપવા માટે ત્યાં તેની પાસે બેઠો. અને રાજકુમારની આંગળીને કાંઇક શાંતિ વળે માટે દુખતી આંગળી પોતાના મોંમાં રાખી. કુંવરને કાંઇક ઠંડો વળતાં તે નીરાંતે સૂઈ ગયો!

આ પ્રમાણે અજાતશત્રુ પુત્રવહાલથી ત્યાં

* શ્રી. 'ધૂમકેતુ'ના ટુંક વખતમાં પ્રગટ થનારા નવા પુસ્તકમાંથી.

બેઠો હતો તે જ વખતે તક જોઈને રાણી વૈદેહી પણ ત્યાં આવી પહોંચી. ધીમે પગલે અજાતશત્રુની છેક પાસે આવી. બહુ જ આસ્તેથી પૂછ્યું: 'કુમારને કેમ છે ?'

અજાતશત્રુએ ડોકું ધૂણાવીને ઠીક હોવાના સમાચાર આપ્યા.

રાણી વૈદેહિ ઠપકાભરેલી આંખે તેને નીરખી રહી. પછી તેણે ધીમા શાંત પણ દુઃખભર્યા અવાજે કહ્યું: 'અજાતશત્રુ! આજ પ્રમાણે તું નાનો હતો. તારી આંગળી પાકી હતી. આવી જ વેદના હતી. તારા પિતાએ આ જ પ્રમાણે હેતથી તારી આંગળીને મોંમાં રાખી હતી. આજ તું એ જ તારા પિતાને કેદમાં ભૂખે મારી રહ્યો છે!'

અજાતશત્રુનું અંતઃકરણ એકદમ નરમ બની ગયું. તેને પિતાનું હેત સાંભરી આવ્યું. એના ખોળામાં પોતે રમતો તે યાદ આવ્યું. પોતાની ભયંકર ભૂલ તેને સમજાઇ. તે પોતે એકદમ કેદખાના તરફ દોડયો.

તાળું ખોલાવીને તે અંદરના ભોંયરામાં ગયો. પણ ત્યાંનું દૃશ્ય જોઈને એ કંપી ઉઠયો.

રાજા બિંબિસારનો મૃતદેહ ત્યાં પડયો હતો!

નાના બાળકની પેઠે અજાતશત્રુ ધ્રૂસકે ધ્રસ્કે રડી પડયો. પણ હવે રાંડયા પછીના ડહાપણ જેવી વાત હતી!

છતાં એને પોતાના કામનો પસ્તાવો થયો તે પણ ઠીક હતું. કેટલાકને તો જીવનભરમાં પસ્તાવાની પળ પણ મળતી નથી!

[ ૬ ]

દેશ વિદેશમાં ફરીને પોતાના દેશ માટે નવી નવી વાતો લાવવી અને દેશના જ્ઞાનમાં ઉમેરો કરતો જવો એ પણ એક પ્રકારની ઈશ્વરભક્તિ જ ગણાય. જેવી રીતે આંબો વાવનારો જાણે છે કે પોતે એનાં ફળ પામે કે ન પામે, છતાં આંબો વાવતો જવો, એ સમાજ તરફનું પોતાનું દેવું ભરપાઇ કર્યા જેવું છે, અને તેથી તે આંબો વાવે છે, એના જેવી આ વાત થઇ! દુનિયામાં અત્યારે જે સાધન સગવડ મળ્યાં છે તે બધાં આ પ્રમાણે જ આવ્યાં છે.

આજે તો દેશમાં બધે ગાડી વિમાન વ્યવહાર ગઈ ગયો છે. પણ જ્યારે એવો કોઈ વ્યવહાર ન હતો ને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જતાં વરસ બે વરસ નીકળી જતાં, ત્યારે જે લોકોએ સાહસ કરીને મુસાફરીઓ ખેડી એ કાંઈ જેવા તેવા પરાક્રમ ન ગણાય.

એવા ચાર પાંચ મુસાફરોની આ વાત છે. એ વખતે અંગ્રેજોના દેશમાં રાણી એલીઝાબેથ રાજ કરે. આપણા દેશમાં બાદશાહ અકબર રાજ કરે. આપણો દેશ સ્વતંત્ર. એમનો દેશ પણ સ્વતંત્ર. બન્ને વચ્ચે વેપાર ચાલે તો એક બીજાને ફાયદો થાય એ માટે વહાણમાં કોઈ સાહસિક હોય તો હિમ્મત કરીને નીકળી આવે! પણ એ નીકળવું ભગવાનને ભરોસે, પાછા દેશમાં પહોંચે ત્યારે ખરા.

હવે આજથી લગભગ પાંચસો વરસ પહેલાં ત્રણ અંગ્રેજો આંહીં આવવા નીકળ્યા.

એમનાં નામ પણ ઝટ યાદ ન રહે તેવાં છે. એકનું નામ જોન ન્યુબરી. બીજાનું નામ લીડ્ઝ. ત્રીજો ફીચ કહેવાતો.

એ ત્રણે જણા મુશ્કેલીઓ વેઠતા દિલ્હી આગ્રા આવી પહોંચ્યા.

એ વખતે મોટામાં મોટું બંદર–મુંબઈ





નહિ, કલકત્તા કે મદ્રાસ પણ નહિ પણ આપણું ગુજરાતનું ખંભાત બંદર!

રાણી એલીઝાબેથે એમને કાગળ લખી આપ્યો હતો તેમાં પણ એમજ લખેલું: અકબર બાદશાહને ખંભાતના રાજા કહેલા!

એમ તો આ સાહસિકો નીકળ્યા ત્યારે તો ચાર જણા હતા પણ એમાંથી એક ચિતારો હતો. તે તો ગોવામાં જ રહી ગયો. ત્યાં કોઈ સ્ત્રીના પ્રેમમાં પડી ગયો ને ત્યાં જ અંઠે દ્વારકાં કરી નાંખ્યું!

લીડ્‌ઝનું મન પણ ઠગી ગયું. તે હતો હીરા માણેકનો વેપારી. એ તો બાદશાહ અકબરનો ઝવેરી થઇ ગયો. એને બાદશાહે રહેવાનું ઘર આપ્યું. ચાર પાંચ નોકર પણ આપ્યા. એટલે એ પણ આંહીં જ રહી ગયો

આ પ્રમાણે ચાર જણામાંથી બે જણા ઠગી ગયા.

પણ એ જે હેતુ માટે આવ્યા હતા તે હેતુ પાર પાડવા માટે, આ દેશની બધી માહિતી લઇને પોતાને દેશ પાછું ફરવું પડે તેવું હતું. પણ હવે તો પાછા ફરવાવાળા બે જ જણા રહ્યા. એક ન્યુબરી, બીજો ફીચ.

એમણે એવી સંતલસ ગોઠવી કે ન્યુબરી લાહોર વગેરે બધે ઠેકાણે ફરીને પછી બંગાળના બંદરે આવે, અને ફીચ ત્યાં એની રાહ જુએ. જે વહેલો આવે તે બીજા માટે ખોટી થાય. એક બીજાને છોડીને જવાનું નહિ.

આ સંતલસ પ્રમાણે ફીચ ત્યાં બંગાળમાં આવીને રહ્યો. પણ ન્યુબરી તો ગયો તે ગયો. કોણ જાણે કેમ એ પાછો દેખાયો જ નહિ!

ફીચ તો બિચારો રાહ જોઇ જોઇને થાકી ગયો. છેવટે એ એકલો પોતાને દેશ જવા નીકળ્યો. પોતાના દેશને આપવાની માહિતી એણે ભેગી કરી લીધી હતી. એણે લખ્યું છે કે અકબર બાદશાહ પાસે પોતાના એક હજાર હાથી હતા. ત્રીસ હજાર ઘોડાં હતાં, ચૌદસો પાળેલાં હરણ હતાં. ઉપરાંત વાઘ, ભેંસ, કુકડા, બાજ ઘણું બધું લાવલશ્કર એ રાખતો!

આ ફીચને પોતાને દેશ પહોંચતાં કેટલાં વરસ થયાં એ પણ જાણવા જેવું છે. એ નવ વરસે પાછો દેશમાં પહોંચ્યો!

પણ અકબર બાદશાહની ને આ દેશની રજે રજ વાત એ ભેગી લેતો ગયો.

ત્યાર પછી આંહીં આવવા માટે બીજો માણસ નીકળ્યો. તેનું નામ તો જાણીતું છે. સર થોમસ રો. પણ ફીચે સાહસ કર્યું પછી આ રસ્તો જાણીતો થયો.

આ સર થોમસ રો આવ્યો ત્યારે અકબર બાદશાહ મરણ પામેલો. જહાંગીર બાદશાહ રાજ કરે. પણ સર થોમસ રોએ અંગ્રેજી રાજના પાયાનો આંહીં પથ્થર નાખ્યો હતો એમ કહેવાય.

એ બાદશાહ જહાંગીર પાસેથી અંગ્રેજ વેપારીઓ માટે ઘણી બધી સગવડતા મેળવી ગયો!

પછી તો એક પછી એક આવતા ગયા ને એ રીતે પોતાના દેશનું હિત સાધતા ગયા.

ત્યારે આ પ્રમાણે જ્યારે દેશવિદેશની વાત આવે ત્યારે પોતાનો લાભ જાતો કરીને દેશમાં દેશની વાત વધારે એવા માણસો દેશમાં પાકે ત્યારે દેશની સમૃદ્ધિ વધે છે.

છેવટે બધો આધાર આવીને માણસ ઉપર ઉભો રહે છે!

★

# ઘોરખાર અને ગૌર

પ્રદ્યુમન કંચનરાય દેસાઈ

ઘોરખાર એટલે જંગલી ગધેડાં. તેઓનો વસવાટ સૌરાષ્ટ્ર અને કચ્છના રણપ્રદેશમાં છે. આ પ્રાણી ઘોડાના કુટુંબમાં આવે એટલે તેને પગે ડાબલા હોય છે. વિકાસની દૃષ્ટિએ જોઈએ તો ઘોડા કુટુમ્બના આદ્ય પ્રાણીઓને પગે આંગળાં હતાં તે ફરતાં ફરતાં તેનો માત્ર એક ડાબલો જ રહ્યો. એ ડાબલામાં હવે એક જ આંગળું કામ આપતું હોય છે.

આ પ્રાણીનો મને જરાપણ અનુભવ નથી એટલે તો તેમાં તમામ હકીકત કોઈની દૃષ્ટિએ જોયેલી લખવી રહી. એ પ્રમાણે તેની ઊંચાઈ લગભગ ચાર ફૂટની હોય છે. આ માપ ડાબલાની કોરથી પીઠ અને ગરદનના જોડાણ આગળ જરા ઊંચાઈ હોય છે ત્યાં લેવાય છે. આ કુટુમ્બમાં ઘોડાં ગધેડાં અને ઝિબ્રાનો સમાવેશ થાય છે. આ વંશમાં હિંદમાં ફક્ત એકજ જાત વસે છે અને તે આ જંગલી ગધેડાં છે. તેનો રંગ રતૂંબડો રાખોડી અથવા રતૂંબડો પીળો અથવા ઝાંખા સુરંગ રંગની જુદી જુદી ઝાંયવાળો હોય છે. તેની ગરદન ઉપર ઊભી રહેતી ટૂંકી કેશવાળી જે ઘેરી કથ્થાઈ છે અને એ જ રંગનો પટ્ટો આખા બરડા ઉપર થઈ પૂંછડી સુધી ચાલ્યો આવે છે; અને પેટાળનો ભાગ તથા અંદરના ભાગો સફેદ રંગના હોય છે.

કચ્છના નાના રણમાં આ પ્રાણીનો વસવાટ છે અને ધ્રાંગધ્રા પાસે જોવા મળી રહે છે. રણમાં ઊગતા ઘાસવાળી જગ્યા હોય ત્યાં તેઓ ખેંચાઈ આવે છે, જે જગ્યાને બેટના નામથી ઓળખાય છે. ચોમાસું પૂરું થઈ જતાં આવા બેટમાં મોટા પ્રમાણમાં ઘાસ ઊગી નીકળે છે. રણમાં જ્યારે વરસાદથી પાણી ભરાય છે ત્યારે ઘોરખાર ઊંચી જમીન ઉપર આવી વસે છે, પણ એક બેટથી બીજા તરફ જવા માટે તેઓ જરૂર કાંડાબૂડ પાણીમાં થઈ ચાલ્યાં જાય છે. ઉનાળામાં જ્યારે ઘાસની તાણ વરતાય ત્યારે તેઓનાં મોટાં ટોળાં જ્યાં મીઠા પાણીની સર નીકળતી હોય તેવી જગ્યાએ જઈ તેના કાંઠે ઉગતો લીલો ચારો ખાઈ નિર્વાહ કરે છે, અને માર્ચ માસમાં તેનાં મોટાં ટોળાં આવી જગ્યાએ વસવાટ કરે છે. આ સમયે નરખરો કાંતો એકલું જીવન વ્યતીત કરે અથવા તો બીજા બે ત્રણ ખરો સંપથી એક ટોળામાં ફરે છે.

ઘોરખારનો ચરવાનો સમય વહેલી સવાર અને સાંજના હોય છે. અને બળતો બપોર તો આખું ટોળું રખડયા જ કરે છે. એમાં ક્યારેક તો ત્યાં વસતાં હરણનાં ટોળામાં વચ્ચે ફરતા દેખાય છે.

શ્રી. સલીમઅલી તેઓના પ્રજનન વિશે માહિતી આપતાં લખે છે કે ઑગસ્ટ, સપ્ટેમ્બર, ઑક્ટોબરમાં નર માદાનો સંયોગ થાય છે. જ્યારે માદા ઋતુ ઉપર આવી હોય ત્યારે નર તેને ટોળામાંથી અલગ કરી નાખે છે. આમ માદાને અલગ પાડવામાં કોઈ બીજો ખર આડો પડે તો પછી પોતાના પાછલા પગો ઉપર ઊભા થઈ અથવા ઝાડ થઈ પોતાના આગલા પગના ડાબલાથી પ્રહાર કરી અને મોંથી બટકાં ભરી એક બીજા સખત લઢાઈ કરે છે અને તેમાં બળિયો સાબિત થાય તે માદાને લઈ એકાંત ગાળે છે અને થોડા વખત પછી પાછાં ટોળામાં આવી ભળી જાય છે. ટોળામાં ભળ્યા પછી માદા બીજા કોઈ નરને છૂટ લેવા દેતી નથી. ગર્ભાધાનનો સમય આપણાં ઘેટાં જેટલો એટલે અગિયાર મહિનાનો છે. અને એક જ બચ્ચાનો જન્મ આપે છે. જ્યાં સુધી બચ્ચું અથવા ખોલકું ત્રણ માસની ઉમરનું ન થાય ત્યાં સુધી માદા એક ટોળામાં વસે છે પણ પછી નર માદાનાં મોટાં ટોળાં થઈ જાય છે.

જંગલી ગધેડાંનાં બચ્ચાં પાળ્યાં હોય તો હેળવી શકાય છે, પણ પછી પુખ્ત વયનાં થતાં તે તોફાની થઈ જાય છે. એટલે ગાડી ખેંચવામાં વાપરી શકાતાં નથી.

મારા મિત્રો પાસેથી મને જાણવા મળ્યું છે કે જ્યારે રણમાં હરણના શિકારે મોટરમાં જઈએ ત્યારે તેઓને આ પ્રાણીઓ અવશ્ય મળ્યાં છે, પછી રમત ખાતર તેની પાછળ પૂર ઝડપે મોટર દોડાવીને જોયું છે તો તેઓ મોટરના ગતિયંત્ર પ્રમાણે ઘણો વખત સુધી ત્રીશથી ચાળીશ માઇલની ઝડપે દોડી શકતાં





દેખાયાં છે. આથી આ પ્રાણીની શક્તિનો સહેજ ખ્યાલ આવી જશે.

### ગૌર અથવા ગૌરીગાય

પેલાં શીંગડાંવાળાં પ્રાણીઓની દસ જાત ભારતમાં વસે છે તેમાં ફક્ત એક જ એટલે અગિયારમી આપણે ત્યાં નથી. તેમાં જંગલી ગાયો, ઘેટાં, બકરાં, થારબકરાં, ઓરલહરિણ, સુવહરિણ, રોઝડાં, છિકારાં, ચોશીંગાં અને હરણ; આમાંથી ગાય ભેંસ અને ઘેટાં બકરાં તો પાળેલી દશામાં છે. પણ હરણ, છિકારાં, નીલગાય અને ચોશીંગાં આપણા વનમાં વસે છે.

આપણે જે પ્રાણીઓ વિશે જાણવા માગીએ છીએ તે બધાં ફાટેલી ખરીવાળાં પ્રાણી છે. ગૌર પોતાના વિશાળ માથાથી આપણી પાળેલી ગાયોના આખલાથી તરત જ જુદો તરી આવે છે, અને તેનો દેહ પણ એટલો જ વિશાળ છે. છતાં એ બહુ સ્ફૂર્તિવાળું પ્રાણી છે. વળી તેની સીધાં ઊંચા ચઢાણ ચઢવાની શક્તિ પણ અજબ છે.

હિંસક પશુઓના નખવાળા પગો ચાલવા ઉપરાંત હુમલો કરવામાં હથિયાર તરીકે પણ વાપરી શકે છે. તેમ વાંદરાં અને માંકડાંના પગો પકડવાની શક્તિ ધરાવે છે એવી રીતે દરેક ખરીવાળાં પશુઓના પગો પોતાના શરીરને ઊંચકીને ચાલવાના જ ઉપયોગમાં આવે છે, અને એ કામ માટે ખાસ બનાવ્યા હોય છે. તેની ખરીઓ ને શીંગડાં ઉપર જેવી જાતનું ઢાંકણુ હોય છે તેવું જ ઢાંકણુ હોય છે કે જેથી તે ગમે એટલો ઘસારો ખમી શકે છે. તેના પગની બનાવટથી તે ચાલવાની ગતિ અને ચોક્કસતા સાધી શકે છે. બધાં ખરીવાળાં પ્રાણી તેની ખરીની અણી ઉપર જ ચાલે છે, આથી ચાલવામાં ઉતાવળ અને પગલાંની લંબાઈ વધારી ઘટાડી શકે છે. દરેક પગમાં બે આંગળાં કામ કરતાં હોવાથી તે વધારે જંગ્યા રોકતાં નથી. અને આપણે જોઇ ગયા તેમ ગધેડાંમાં માત્ર એક જ આંગળું ઉપયોગનું અને જ્યારે મોટા ભાગનાં પ્રાણીને માત્ર બે જ આંગળાં કામ આપે છે.

ખરીવાળાં પ્રાણીઓ અને તેનાં સંગાંનાં અવયવો દોડવા માટે પૂરી શક્તિ ધરાવતાં અને સાથે ગતિ અને ચોક્કસતા જાળવવાવાળાં છે. મોટા કદનાં પ્રાણી હોવા છતાં સ્વભાવે બીરુ છે. તેના દુશ્મન અને હિંસક પશુઓથી બચવા માટે જલદી ભાગવું એ જ તેના બચવાનો ઇલાજ છે. આથી સમજાય છે કે તેની ખરીઓ ઘણો ઘસારો ખમી શકે છે અને વસમી જમીન ઉપર લાંબો પંથ કાપવા માટે ખાસ સર્જાયેલી છે. ઘણાં જંગલી ઢોર, ઘેટાં, બકરાંને ખોરકની શોધમાં ઋતુ પ્રમાણે ઘણા માઈલની મુસાફરી કરવી પડે છે.

ઘણે ભાગે ઘાસ ખાય એ ખરીવાળું પ્રાણી હોય છે. તેના પેટમાં ચાર ભાગ પડયા હોય છે. તેમાં સૌથી પહેલા અને મોટા પેટમાં જલદી ખાઈ અડધો ચાવેલો ખોરાક જાય છે. આ પેટમાં તે ખાધેલો ખોરાક નરમ બની જઈ પાછો ગોળાકાના આકારમાં મોંમાં આવે છે, જેને ફરી સખત ચાવે છે. આ ચાવવાને આપણે "વાગોળવું" કહીએ છીએ. આમ પાછા આવેલા દડાને ખૂબ વગોળીને જ્યારે સાવ માવો થઈ જાય એટલે તે ગળી જાય અને બીજો દડો મોંમાં લઈ આવે. પેલો માવો પછી બીજા ભાગમાં જાય છે, જે ભાગ મધપુડાના ખાના જેવો હોય છે. એ ખાનામાં દબાઈને તે ખોરાક ત્રીજા ભાગમાં પ્રવેશ કરે છે અને પછી તેમાં ક્રિયા થઈ ચોથામાં જાય છે, જ્યાં તે પચીને મળવાટે બહાર નીકળી જાય છે.

ક્રોધ ગાય, હરણ છિકારાંને પાકાં શીંગડાં હોતાં નથી પણ તેની અંદરનો ગાભો અને ઉપલું સ્થાન હોય છે. ગાભો ખોપરીમાંથી સીધો નીકળે છે અને બહાર આવ્યા પછી તેની ઉપર ઢાંકણુ આવી જાય છે, જે જોવા માટે તેનો શિકાર કરી માથાંને ઉકાળ્યાં હોય તો સમજી શકાય છે. આ કારણથી આ પ્રાણીઓને પોલાં શીંગનાં પ્રાણીઓ તરીકે ઓળખવામાં આવે છે. અમુક વખતે શીંગડાના સ્થાનનું ઉપલું પડ ઊખડી જતાં અંદર નવું પડ તૈયાર દેખાય છે. ગૌરમાં



નર માદા બન્નેને શીંગડાં હોય છે, કે જે બહાર આવી કાન ઉપરથી ઊંચો વળાંક લે છે અને તેના છેડા પાછા અંદર આવે છે. પ્રકૃતિએ આ પ્રાણીઓને ઘાસનો ખોરાક આપી વધારે પડતા ઘાસના ઉગાવાને કાબૂ બહાર જવા ન દીધો. અને ઘાસ ખાતાં પ્રાણીનો કાબુ તો તેના માંસ ઉપર નિર્વાહ કરનાં હિંસક પશુઓ છે. જે હિંસક પશુનું જેટલું બળ અને શક્તિ તેના પ્રમાણમાં તે આવાં ઘાંસ ખાતાં પ્રાણીને શિકારમાં પહોંચે એ સિવાય જંગલી ઢોરમાં રોગ ફાટી નીકળવાથી પણ તેઓની સંખ્યામાં સારો એવો ઘટાડો થાય છે; આથી તેઓની સંખ્યા હદ બહાર જતી નથી.

આપણી પાળેલી ગાય ભેંસ વરસોના આપણા સહવાસમાં આજે હોવાથી આપણને ખબર નહિ હોય કે તેઓ આ જંગલી ઢોરના વંશમાંથી ઊતરી આવી છે. આપણી ખૂંધવાળી ગાયો કોઈ નાબૂદ થઈ ગયેલી જાતના વંશમાંથી અથવા તો બર્મા મલાયાનાં જંગલી ઢોરમાંથી ઊતરી આવેલી છે. છતાં હમણાં એવો મત પણ ચાલતો થયો છે કે યુરોપમાં વસતાં જંગલી ઢોર આપણાં ખૂંધવાળાં અને ત્યાંનાં સીધી પીઠનાં ઢોર બન્નેનાં પૂર્વજ છે. પણ એક વાત તો ચોક્કસ મનાય છે કે એક વખત ખૂંધવાળાં અને સીધી પીઠનાં બન્ને જાતનાં ઢોર ઘણા લાંબા સમય પહેલાં હસ્તીમાં હતાં, જેના મોજુદ દાખલા તરીકે "મોહે-જો દડો"ના અવશેષોમાંથી મળી આવેલી મહોર છાપ ઉપરથી ખાત્રી થાય છે; એટલે કે આજે તે વાતને ત્રણ કે ચાર હજાર વર્ષ થયાં. વળી બોર્નિયો અને જાવામાં બન્ટિંગ નામનાં જંગલી ઢોરને પાળવામાં આવે છે. ગૌરને પાળવા માટે ઘણી મહેનત લીધી, પણ તે પાળી શકાયો જ નહિ. આનું કારણ એ કે ગૌરનો દેખાવ બહું ભભકાદાર છે, છતાં પાળેલી ગાયોને પોતાનું લોહીઆપીને એટલે તેઓની સાથે મળીને બચ્ચાં પેદા કર્યાં છે. આવાં બચ્ચાં આસામમાં ફરતી જંગલી જાતનાં માણસો પાસે જોવા મળી આવે છે.

જબરા ગૌરની ઊંચાઈ છ ફૂટની અને ચાર ઈન્ચની હોય છે. પણ સરાસરી ઊંચાઈ પાંચ ફૂટ દસ ઈન્ચની થાય છે. તેની માદા ગોરી ગાય સાધારણ રીતે ચાર ઈન્ચ નીચી રહે છે. દક્ષિણ હિન્દમાં આ પ્રાણી વધારેમાં વધારે ઊંચાઈ વાળાં થાય છે. અને આસામમાં સારા કદનાં પ્રાણી મળી આવે છે. શીંગડાં વચ્ચેની સાધારણ પહોળાઈ "૩૦" ઈન્ચની મળી આવે છે પણ દક્ષિણ હિન્દના બાયસન અથવા ગૌરની શીંગડા વચ્ચેની પહોળાઈ "૩૩" ઈન્ચ હોય તો તે શિકાર કરી શકાય એટલો પુખ્ત ગણાય છે અને તે પહોળાઈ તેથી ઓછી હોય તો તે શિકાર કરવા લાયક જનાવર નથી એમ કહેવામાં આવે છે. મોટી ઉમરના ગૌરનાં શીંગડાના મૂળમાં ચુડીઓ પડે છે અને તેની જાડાઈ પણ વધે છે. જ્યારે ગૌરી ગાયના શીંગડાં નાનાં અને ઓછાં ભભકાદાર લાગે છે, જે ખાસ કરીને ગૌર જેટલાં પહોળાં અને જાડાં બન્ને હોતાં નથી. પુખ્ત ઉમરના ગૌરનું વજન ૩૭થી ૫૦ મણનું થાય છે.

ગૌરનું જબરું માથું અને મહાકાયને ટકવી રાખતા મજબૂત પગ એક સ્ફૂર્તિ અને શક્તિની આબેહૂબ પ્રતિમા ખડી કરે છે. વળી તેની ખભા ઉપરથી પીઠ તરફ આવતી માંસલ કોર તરત પીઠ સાથે મળી જવાથી થોડો ખાડો પડે છે, આથી વળી તેની ભવ્યતામાં અનેરો વધારો કરે છે. તાજાં જન્મેલાં બચ્ચાંનો રંગ ઘાસના રંગ સાથે આબેહૂબ મળી જાય તેવો સોનેરી હોય છે. પણ બહુ થોડા વખતમાં તે ઘેરો પીળો થઈ જાય છે. પછી ઉમરના વધવા સાથે તે હલકો કથ્થાઈ, તેમાંથી કોફી અથવા ઘેરો કથ્થાઈ થઈ જાય છે. આ રંગ નાના નરો અને માદાને જ હોય છે. પણ ગૌરનો રંગ શિયા કાળો અને વાળ વિનાનો ચરબીથી શરીરે જાણે તેલ સ્નાન કર્યા જેવો લાગે છે. પણ માથાવટીનો રંગ પીળાશ પડતો સફેદ અને ગૂડી સુધી રંગનાં મોજાં ચઢાવ્યાં હોવાથી સરસ દેખાય છે. આંખનો રંગ કથ્થાઈ હોય છે, પણ કોઈ પ્રકાશનાં પ્રભાવમાં ભૂરી પણ જણાઈ આવે છે.





આ પ્રાણીનું એક ટોળું આઠથી દસ પ્રાણીઓની સંખ્યાવાળું બને છે. આ ટોળું બનતાં સુધી એક કુટુંબનાં પ્રાણીઓનું બનેલું હોય છે. પણ ખોરાકની તંગી પડે તો આવાં ઘણાં ટોળાં ભેળાં થઈને મોટી સંખ્યા થાય છે, કારણ કે બધાં કોઇ પૂરતા ઘાસ અને ખોરાકવાળી જગ્યામાં ભેળાં થાય છે. પ્રજનન ઋતુ સિવાયના વખતમાં ગમે તે ઉમરનાં નર માદા એક ટોળામાં વસે છે, પણ નાના ગૌર જ્યારે જુવાનીમાં આવે એટલે તે લાંબે લાંબે રખડવા લાગે છે. અને એવા રખડપાટામાં તે નવાં ચરણ શોધી કાઢે છે. આમાં કયારેક તે એકલો હોય અથવા તેના જોડીદાર તરીકે બીજા એક બે ગૌરને સાથે સંગાથ રાખે છે. છતાં શરૂઆતમાં તેઓ ટોળાથી બહુ દૂર નીકળી જતા નથી. પ્રજનન ઋતુ આવે અને સંવનનની શરૂઆત થવાની સાથે દરેક યુવાન ગાર તમામ દોસ્તીદાવા દફનાવી દે છે. અને જે ગૌર એકાંત જીવન જીવતો હોય તે પાછો ગૌરીગાયોના ટોળાનો કબજો લેવા સામા હરીફની સાથે લડાઇ ખેલીને ફેંસલો કરી લે છે. અને વિજેતા ગૌર તમામ ટોળામાં વસતાં નર (નાના) અને માદાનો કબજો લઇ લે છે. પણ તે કોઇ નર ઉમરલાયક જણાતાં તેને ટોળું છોડી જવાની ફરજ પાડે છે અને ન જાય તો મારીને પણ હાંકી કાઢે છે. પણ બચ્ચા ગૌરને ટોળામાં વસવાની રજા મળે છે. એક વખત ટોળાની પૂરી સરદારી લઇ લીધા પછી તે જગ્યાનો કબજો પણ કરી લે છે, જેમાં બીજા કોઇ ટોળાને ચરવા આવવા ન દે અને ભૂલથી ચાલ્યું આવે તો ટોળાના સરદાર સાથે યુદ્ધ ખેલાય અને તેને તગડી મૂકે છે. આ બધું પ્રજનન પૂરું થાય ત્યાં સુધી જ; પછી તો પાછા એકલા રહેતા ગૌર ટોળાને છોડી ચાલ્યા જાય છે અને પોતાના જનાનાની દરકાર પણ કરતા નથી અને પાછી પોતાના ઉમરના કે થોડા નાના ગૌરની દોસ્તી કરી ત્રણચારનો સંઘ સાથે ફરતો થઇ જાય છે, અથવા એકલ જીવન જીવે છે. તે પાછી આવતી પ્રજનન ઋતુ આવે ત્યારે વળી એનાં એ જ રમખાણ અને જનાનો જમાવવાની ઉપાધિ શરૂ કરી દે છે. બહુ પાકી ગયેલા ગૌર અથવા તો પ્રજનન માટે કામ ન કરી શકતા હોય તેવા તો પછી આખી જિંદગી એકલા જ વિતાવે છે.

ગૌરીગાય જ્યારે જણવાની થાય ત્યારે તે ટોળાથી જુદી પડી જાય છે અને કોઇ એકાંત જગ્યામાં બચ્ચાંને જન્મ આપે છે. નવું જન્મેલું વાછરડું લાંબા ઘાસમાં પોતાની ગરદન જમીન સાથે લંબાવીને બેસી રહે છે. આમ બેસી રહેવાથી તેનું ત્યાં હોવું ખબર બહાર ચાલ્યું જાય છે. વળી તેનો રંગ પણ તેને તરી આવતાં રોકે છે, એટલે ઘાસના રંગ સાથે આબાદ મેળ લઇ લે છે અને તેની મા આસપાસ રહી તેના બચ્ચાનું ધ્યાન રાખી ફરતી ફરે છે. પણ ઘણી વખત કનડાયેલી મા પાછી પોતાના ટોળામાં ભળી જાય છે એમ જાણવામાં આવ્યું છે. આ તેઓની સમાજરચના હોવાનું મનાય છે. જેમાં પાકટ ખૂંટ ગૌર પ્રજનન પુરું કરી પાછો જુદો વસવાટ કરી બચ્ચાં અને બીજી ગૌરીગાયોની રખેવાળી ટોળાની પાકટ ગાયને શિરે નાખી દે છે.

ગૌર અથવા બાયસન એ ડુંગરાળ પ્રદેશનું પ્રાણી છે, છતાં કયારેક ચરાણ માટે અમુક ઋતુમાં ઘણે નીચે ઊતરી આવે છે. જ્યારે નીલગીરિમાં તેઓ ૬૦૦૦ ફૂટની ઊંચાઇ સુધી ફરતાં માલૂમ પડ્યાં છે. પણ તેઓનો વસવાટ ૨૦૦૦ થી ૩૦૦૦ ફૂટની ઊંચાઈમાં હોય છે. મોટાં ગીચ જંગલો હોય તો તેઓ વસી શકે અને તે વનની વચ્ચે ખુલ્લી જગ્યામાં વહેલી સવારે અને સાંજે ચરવા બહાર આવે છે; પણ ઠંડી ઋતુ કે વાદળાં હોય તો લાંબો સમય ચરવામાં વિતાવે છે, પણ બપોરને સમયે તેઓ જરૂર કોઇ ગીચ જગ્યામાં જઈ આરામ કરે છે. ઘાસ તેઓનો ખાસ ખોરાક છે છતાં પાંદડાં અને છાલ ઊખેડી ખાતાં જોવામાં આવે છે. મોટાં જંગલમાં વસવાવાળાં ઘણાં પ્રાણીઓને ખારી જમીન ચાટવાનું બહુ ગમે છે તેમ ગૌર પણ આવી



ખારી જમીનની મુલાકાત લેવાનું ચૂકતા નથી અને તેઓ તે ખારી જમીનથી પેટને ચોખ્ખું કરે છે અને સાથે સાથે તેમાં થતાં નુકસાનકારક કરમિયાને પણ બહાર કાઢી નાંખે છે.

આ અલમસ્ત પ્રાણી સ્વભાવે બહુ ભીરુ છે, અને તેઓના બચાવનું સાધન તેઓની ઘ્રાણ લેવાની શકિત અને મહાકાયા છે. તેનાં આંખ અને કાન પ્રમાણમ નબળાં છે.

ગૌરીગાયનાં બચ્ચાં વરસમાં ગમે ત્યારે વરતાય છે, પણ વધારે સંખ્યામાં તો સપ્ટેમ્બર માસમાં અને ઓકટોબર નવેમ્બરમાં દેખાય છે. શ્રી. મોરિસ લખે છે કે તાજું જન્મેલું બચ્ચું દસ મિનિટમાં ચાલવા અને વીસ મિનિટમાં ભાગવા લાગી જાય છે.

મને જે કાંઇ અનુભવ છે તે તો મદ્રાસ અને માઈસોરનાં જંગલોનો છે. તે જંગલોમાં અમારા મહારાજા સાહેબની સાથે મને આ પ્રાણીનો શિકાર જોવાનો અને તેની ખાસિયતનો અભ્યાસ કરવાનો જે અમૂલ્ય સમય મળ્યો છે તેને આભારી છે.



## લ્હેરખડી

લ્હેરખડી કયાંથી,
આવી લ્હેરખડી કયાંથી ?

સૂતેલા આ પ્રાણ જગવતી
માનવનાં મનડાં મ્હોરાવતી,
જીવનની કૈં વાત જીરવતી,–
લ્હેરખડી કયાંથી,
આવી લ્હેરખડી કયાંથી ?
જગ સાથે ઉરનાં પલટા આ
જગને જખમ કરેલા જેવા
જગથી એ જ વિહ્વર–સુહ્વર ?—
લ્હેરખડી કયાંથી,
આવી લ્હેરખડી કયાંથી ?

આશાઓનાં વ્યોમ વધાવ્યા
ઇર્ષાઓનાં ઘોમ ધખાવ્યા,
આલિપ્ત થતાં યે કો' ના ફાવ્યા,–
લ્હેરખડી કયાંથી,
એવી લ્હેરખડી કયાંથી ?

પ્રવાસ

[ ૩૩ ]

તારી પાસેથી કાંઇક માગવાનો હું વિચાર કરતો રહ્યો– પણ બોલવાની મારી હિંમત ચાલી જ નહિ. અને એમ ને એમ વખત ચાલ્યો ગયો. તારા કંઠમાં શોભી રહેલ ગુલાબની માળા માગવાની મારા મનની વાત મારા મનમાં જ રહી ગઇ !

સવાર થયું. તેં વિદાય લીધી પથારીમાં થોડીક ફૂલપાંદડીઓ પડી રહી. અને ભીખારીની પેઠે મેં ગુલાબની વિખરાયલી પાંદડીઓ શોધવા માંડી.

પણ આહ ! આશ્ચર્યનું આશ્ચર્ય ! આ મને શું મળી ગયું ? તારા પ્રેમ નિશાનીની કેવી અલૌકિક ભેટ તું મુકતો ગયો હતો મારા નાથ ! એ ભેટ શું હતી ?

કોઈ પુષ્પમાળા ત્યાં ન હતી. મધુર મુખવાસ પણ ન હતો. સુગંધિત જલ પણ ન હતું. ત્યાં તો તારી પ્રબળ સમશેર પડી હતી– વિજળીરેખા જેવી તેજસ્વી: વજ્જર જેવી ભારે. પ્રભાતનાં કુમળાં કિરણો, બારીમાંથી આવીને, ત્યાં તારી શય્યા ઉપર પ્રકાશ રેલાવતાં ફરે છે: પક્ષીઓ મધુર કલરવ કરતાં જાણે પૂછે છે: 'વિશ્વપતિએ કઇ ભેટ તને આપી છે ?'

પણ ત્યાં પુષ્પો નથી. સુગંધિત મુખવાસ નથી.–પરિમલ ભર્યાં જલ નથી; ત્યાં તો કેવળ તારી સમશેર પડી છે !

હું ત્યાં બેસીને આશ્ચર્યચકિત બનીને વિચાર કરું છું: "આ તે તારી કેવી ભેટ છે ? એને કયાં સંતાડવી એ જ મારે માટે તો મોટો પ્રશ્ન થઇ પડયો છે !

મારું નાજુક શરીર અને એ પહેરતાં મને શરમ આવે છે: છાતી સાથે લગાડતાં વાગી બેસવાની બીક લાગે છે ! અને છતાં આ તારી ભેટને હું મારા હૃદયમાં સંઘરી રાખીશ.

કારણ કે આ દુનિયામાં હવે મારે માટે કોઈ ભય રહેશે નહિ: મારા હરેક પ્રયત્નમાં હું વિજયને જ વરીશ ! મારાં પોતાનાં જ બંધન કાપવા માટે આ સમશેરની ભેટ હતી: અને તેથી દુનિયામાં મારે માટે ભય જ ન હતો !

આજથી હું મારા ક્ષુલ્લક શણગારોને છોડું છું: ઓ મારા હૃદયના સ્વામી ! હવે મારે માટે રાહ જોવાનું, રોવાનું, શરમાવાનું, મધુરતા ભરેલી રીતે વર્તવાનું– એ જરૂરનું નથી રહ્યું. તેં તારો સમશેર મને આપીને શણગારોનો પણ શણગાર જાણે આપી દીધો. એની પાસે બીજું બધું–ઢીંગલીના ઘરેણા જેવું તુચ્છ લાગે છે ! તારી સમશેર– પોતાનાં બંધન પોતે તોડવાં–એ પ્રતીક, એની પાસે બીજું બધું જ ફીક્કું જણાય છે !

[ ૩૪ ]

આજ સમજાયું. તારો મારા પ્રત્યે રહેલો આનંદ કેમ આટલો ફુલ્લ પ્રફુલ્લ છે–એ આજ સમજાયું. આજ સમજાયું. તારો મારામાં કેમ નિવાસ છે તે આજ સમજાયું. ઓ વિશ્વસ્વામી ! હું ન હોઉં તો મારી પ્રેમામૃતધારા કયાં વહે ?

એટલે તારા પ્રેમસાગરની સમૃદ્ધિમાં તેં મને ભાગીદાર બનાવ્યો છે. મારા હૃદયમાંથી તારા આનંદોર્મિની અનંત તરંગમાલા ઊઠે છે ! એ આટલા માટે.

મારા જીવનમાંથી, તારી સ્ફુરણા, અનેકાનેક કૃતિઓ સરજે છે !

અને હવે સમજાયું. સૌન્દર્યનું રહસ્ય



હવે સમજાયું. આ બધું કરવા માટે, તેં રાજ-રાજેશ્વરે, મારા હૃદયને આકર્ષવા સારુ, સૌન્દર્ય-સાગરનો મુગટ ધારણ કર્યો છે !

અને તારા પ્રેમીના પ્રેમસાગરમાં, તું તારો પ્રેમ વહાવે છે. તારા ભક્તમાં તું તારી જાતને લીન કરીને, એની અને તારી વચ્ચેનું અંતર ટાળી દે છે—જાણે કે બન્નેની એકતામાં તું સંપૂર્ણરૂપે પ્રગટે છે !

[ ૩૫ ]

પ્રકાશ !

આખા વિશ્વને છાઇ દેતો, આંખ માત્રને ચુંબન આપતો, હૃદય તમામને આહ્‌લાદથી ભરી દેતો—એ પ્રકાશ !

આહ ! હે મારી મધુર મૂર્તિ ! આ પ્રકાશ જ મારા હૃદયના કેન્દ્રમાં બેસીને નૃત્ય કરે છે: આ પ્રકાશ જ, પ્રેમસારંગીના તારને સ્પર્શીને એમને સ્વર આપે છે: આ પ્રકાશ જ, આકાશને પ્રગટાવે છે: પવનને ઉત્સાહથી ભરી દે છે: આખી પૃથ્વીને હાસ્ય આનંદથી છાઈ દે છે !

પ્રકાશના સમુદ્ર ઉપર જ પતંગિયાં પોતાની જીવનનૌકાના સઢ ફેલાવે છે. પ્રકાશના અનેક તરંગોની શિખરમાલા ઉપર બેસીને જ, જૂઈના ફૂલ, કમલ પુષ્પોને સજન જૂની પ્રેમની વાર્તા કહેવા માંડે છે !

દરેક વાદળના સોનેરી હૃદયમાં આ પ્રકાશની કવિતા રમી રહી છે: અને આકાશમાં દેખાતાં અનેક રત્નો, આ પ્રકાશની જ જાણે વેરાયેલી કુસુમકલિકાઓ છે !

પાંદડે પાંદડે આનંદ વહે છે. અને આ આનંદની કોઈ સીમા નથી.

સ્વર્ગની સરિતાએ આનંદકિનારાઓને છલકાવી દીધા છે. અને આનંદનું મહાપુર જાણે પૃથ્વીની મુસાફરીએ નીકળી પડ્યું છે !

આ બધો જ પ્રતાપ – પ્રકાશનો. હૃદયમાં જન્મેલા પ્રકાશનો !

હે મારી મધુરમૂર્તિ ! પ્રકાશ જ, મારા હૃદયમાં કેન્દ્રસ્થાને બિરાજીને એનું નૃત્ય આરંભે છે !

[ ૩૬ ]

અનંત દુનિયાઓના આ સાગરકિનારા ઉપર શિશુઓનો મેળો ભરાયો છે.

માથે મૌનભરેલું ગતિહીન વિસ્તીર્ણ આકાશ પથરાયેલું છે: સામે સાગરના જળનું અનંત ગાન ચાલે છે. અને આ તરફ, કિનારે શિશુઓ ભેગાં થયાં છે. નાચે છે, કૂદે છે, બૂમાબૂમ માંડી છે.

તેમણે રેતીનાં ઘર કરવા માંડયાં છે. અને ખાલી શંખલા છીપલાંની રમ્મત માંડી છે: સુક્કાં પાન ભેગાં કરીને અમણે નૌકાઓ કરી છે; અને એમને હસતાં રમતાં મહાન જલ-સાગરની મુસાફરીએ મોકલી છે !

જગતના સમુદ્રકિનારા ઉપર શિશુઓનો મેળો ભરાયો છે !

શી રીતે તરવું એ એ જાણતા નથી. કેમ જાળ નાખવી, એનું એમને જ્ઞાન નથી. મોતી શોધનારા મરજીવા મૌક્તિકો માટે જળમાં ડૂબકી મારે છે. વેપારીઓ એમનાં વહાણોમાં સફર કરે છે. પણ આ શિશુઓ તો કિનારે કિલ્લોલ કરે છે ! પથરા ભેગા કરે છે અને





એમને પાછા ફેંકી દે છે. એમને છાનો ખજાનો શોધવાની કોઈ તાલાવેલી નથી, જાળ નાખવાની કાંઇ પડી નથી. એ તો એમનાં રેતીઘર બાંધે છે ને પાડે છે!

સમુદ્રનાં તરંગો ઉપર હાસ્યનાં મોજાં સંભળાય છે ને કિનારે આવેલા સમુદ્રફેણમાં છાનું સ્મિત ફરકી રહેલું દેખાય છે. મૃત્યુનું મહાગાન ગાતા સમુદ્રનાં જલતરંગો, શિશુઓના કાન પાસે હજારો બેનો બોલે છે, જાણે કે ઘોડિયામાં બાળકને હિંચોળતી મા હાલરડાં ગાઇ રહી હોય! પણ સમુદ્ર સામે શિશુઓએ રમ્મત માંડી છે—અને સમુદ્ર એમની સાથે રમ્મત માંડી બેઠો છે સમુદ્રકિનારા ઉપર છાનું સ્મિત ફરકી રહ્યું છે.

સમુદ્રકિનારે શિશુઓનો મેળો ભરાયો છે. પગદંડી વિહીન આકાશમાં વંટોળિયાએ દોડાદોડ માંડી છે. રેખાવિહીન જલનિધિમાં વહાણો ભાંગવા માંડયાં છે. મૃત્યુ જાણે મહોત્સવ ઉજવવા બહાર પડયું છે. પણ શિશુઓએ રમ્મત માંડી છે. અને અનંત દુનિયાઓના સમુદ્ર કિનારે આજ શિશુઓનો મેળો ભરાયો છે!

[ ૩૭ ]

શિશુઓની આંખના પોપચાંની કિનારે ઉડતું નિદ્રા પંખી કયાંથી આવે છે, કોઇ જાણો છો?

મેં એક કિંવદતી સાંભળી છે તે કહું. પરીઓની એક નાની રિયાસત, આગિયાઓના તેજ પ્રકાશથી પ્રકાશિત જંગલના પડછાયાઓમાં ઉભી છે, ત્યાં મોહિની રાણીના બગીચામાં બે ફુલ કળી ખીલે છે. ત્યાંથી એ નિતનિત શિશુઓની આંખમાં આવે છે!

શિશુઓના હોઠ ઉપર ફરકતું અકારણ સ્મિત—એ કયાંથી આવે છે કોઈ જાણો છો?

હા, મે એની એક લોકકંઠે રહેનારી વાત સાંભળી છે તે કહું.

બીજકલાની પ્રકાશરેખાએ, એક વખત શિબિરના ચાલ્યા જતા વાદળાની રૂપેરી કિનારને સ્પર્શ કર્યો—કહે છે કે ત્યારથી, પ્રભાતની પોતાની ઝાકળભીની સ્વપ્નાવસ્થાની એક મનોરમ કલ્પના જેવું આ સ્મિત, પેલા શિશુના હોઠ ઉપર જનમ્યું છે! અને એ ભરનિદ્રામાં હોય ત્યારે એકાદ સૌંદર્ય રેખાંકિત કાવ્ય પંક્તિ છાનીમાંની રીતે મૂકી જાય છે!

મધુરી, મૃદુતાભરી તાજગી જે શિશુના અંગેઅંગમાં સ્ફુરી રહે છે એ તાજગી કયાં છૂપાઇ રહી છે—કોઈને એ ખબર છે?

હું તમને એ કહું. જ્યારે આ જનની, કુમારિકા રૂપે હતી ત્યારે તેના મૃદુ સ્નેહભીના હૃદયમાં પ્રેમની એક ગહન ગુહામાં એ રહેતી હતી! આ મૃદુ, મધુર, સુંદર પ્રભાતના પહેલા કિરણ જેવી તાજગી—એ ત્યાં રહેતી હતી!

[ ૩૮ ]

મને તો હે મારા શિશુ! દુનિયામાં રહેલા રંગની મોહિની ત્યારે સમજાણી, જ્યારે મેળામાંથી તારે માટે રંગબેરંગી રમકડાં લીધાં! ત્યારે જ મને ખબર પડી કે, જલબિંદુમાં, પુષ્પોમાં, પ્રભાતમાં, વાદળામાં ને સરિતા સાગરના અગાધ પાણીમાં, શા માટે આટલા બધા રંગ છૂપાયા છે!

મારી એકાદ રસળતી કવિતા પંક્તિએ તારા પગમાં નૃત્ય પ્રેર્યું. ત્યારે મને ખબર

પડી કે હરપળે વૃક્ષનાં પાંદડાં શા માટે નૃત્ય કરે છે અને એમાંથી શા માટે સંગીત ઉભું થાય છે! ત્યારે જ મને સમજાયું કે જલ-રાશિના અનેકાનેક તરંગો, શા માટે પળે પળે પૃથ્વીના હૃદય ભણી સંગીત હેલીને મોકલી રહ્યાં છે!

તારા તલસી રહેલા હાથમાં દેવા માટે મેં મઘમઘતી મીઠાઈઓ આણી, ત્યારે જ મને સમજાયું કે ફુલની પ્યાલીમાં શા માટે મધ બેઠું છે, અને ફળોમાં કેમ મધુરસનો ભંડાર છલકાઈ રહ્યો છે!

અને હે મારા પ્રિય શિશુ! તારું એકાદ સ્મિત નિરખવા માટે, હું તને પ્રેમભર્યું ચુંબન આપું છું, ત્યારે જ મને સમજાય છે કે પ્રભાતનું પહેલું કિરણ, પેલા જુગજુગ જૂના હિમાદ્રિના શિખરની ટોચને સ્પર્શતાં, સૌન્દર્યના મહાસાગરના કલ્પના શિશુ જેવું કેમ બની જાય છે! અને નિતનિત આવતા સૂર્યકિરણને નીરખીને પૃથ્વીની કાયાને કેમ આનંદ આનંદ લાગે છે! અને ગ્રીષ્મની અનિલ લેરખીને સ્પર્શતાં મને શા માટે રોમ રોમમાં હર્ષ આવે છે!

☆

## દશા!

ઉષા—અરુણ રંગ શો નયનમાં નશો નીતરે,
ધમાલ દિનની તણો, અણુ–કણે શું કલાંતિ ભરે!
શ્વસંત તન–માળખું ધમણ શું શ્રમે નીંદરે!
પ્રલંબ, તર, ગાઢ ના નયનમાંહીં નિદ્રા ખરે.

વ્યથા મથિત માળખું શયનકાળ શૈયા ધસે,
નિશે સુખદ સ્વપ્નમાં ગગન–ગોદ તારા હસે;
ઘુંટેલ ઘન યામિની અધ્ય ન ગિણી શી ડસે,
સખી! વિરહ આ ઠને દુઃખ શરીર ધારી વસે!

ઢળે નયન પોપચાં રજ, શું સ્વપ્નસૃષ્ટિ ભરે,
સ્મૃતિ ગત, રસે ભરી, મધુરમૂર્તિ તારી તરે,
ગરીબ ધન શી અરે! દિલ દિમાગ શાંતિ હરે!
અધીર, જડ, શુષ્ક ને તરલ ચિત્ર આણું કરે!

દિને શ્રમિત દેહથી, મન શું કલાન્ત રાત્રિ સમે,
સ્થળે સકલ, સૌ સમે, રસિકડી! સ્મૃતિ શું દમે!

અનામી

# સર્વોદય કે સામ્યવાદ?

'વસુબન્ધુ'

## પ્રકરણ દસમું

### ઈસ્લામ યુગના હિંદુ–મુસ્લિમ સંબંધો

આજના ભારત–પાકિસ્તાનના ઝગડાઓનો જો આપણે સંતોષકારક ઉકેલ શોધવો હોય, તો સૌથી પહેલાં એ ઝગડાઓનું સાચું સ્વરૂપ સમજવું જોઇએ, અને એ સમજવા માટે આપણે ઇતિહાસનો બહિષ્કાર કરવાને બદલે એનો સ્વીકાર કરવો જોઇએ. આપણા હિંદુ મુસ્લિમ ઝગડાઓ એ દુષ્ટ અંગ્રેજોનો વારસો નથી! એનાં મૂળ બહુ ઊંડાં છે. અને એ મૂળ લેક્ચરબાજી, ગુંડાગીરી કે પંપાળનીતિથી બળવાનાં નથી. ભૂતકાળનું પરિવર્તન થઇ શકે, એનું ઊર્ધ્વીકરણ થઈ શકે, પણ એનો નાશ ના થઇ શકે.

કોઈપણ સંસ્કૃતિનો જુવાળ જ્યાં સુધી ઊંચે ને ઊંચે ચઢતો હોય છે, અને એ સંસ્કૃતિ જ્યાં સુધી चरैवेति चरैवेति। ના વૈદિક મંત્રનો જાપ જપતી હોય છે, ત્યાં સુધી चराति चरतो भगः। એ ન્યાયે એ એકએકથી ચઢિયાતાં સિદ્ધિશિખરો સર કરતી રહે છે. પણ જ્યાં એ સંસ્કૃતિ જીવનવિગ્રહથી થાકી અને એને ભૂતકાળની સિદ્ધિઓથી સંતોષ થયો, એટલે તુરત જ એની પડતી શરૂ થાય છે. ત્યારબાદ ત્રણમાંથી એક પરિણામ અવશ્ય આવવાનું.

જો એ સંસ્કૃતિમાં સારા પ્રમાણમાં પ્રાણબળ હોય તો એ આંતરિક ક્રાન્તિ કરે છે. શ્રમણક્રાન્તિ એ આ પ્રકારની ક્રાન્તિ હતી આવી ક્રાન્તિમાં ભૂતકાળનો વિનાશ કરવાનો પ્રયત્ન થાય છે.

જો એનામાં ઓછું પ્રાણબળ હોય તો એ પ્રતિક્રાન્તિ કરે છે. એમાં જૂના સંસ્કારો નવા સંસ્કારો પર વિજય મેળવે છે. શંકરાચાર્ય અને ઔરંગઝેબે કરેલી પ્રતિક્રાન્તિઓ આ પ્રકારની હતી.

જો એ સંસ્કૃતિ કોઇને કોઇ કારણને લઇને આ બેમાંથી એકકે રસ્તો લઇ ના શકે તો સંસ્કૃતિનું મોજું અમુક હદે નીચે પડે કે તુર્ત જ બહારથી કોઇ નવી પ્રજા ધસી આવે છે, એ પ્રદેશનો કબજો લે છે, અને ત્યાંની સ્થાનિક પ્રજા ઉપર ક્રાન્તિ લાદે છે. આવી ક્રાન્તિને બાહ્ય ક્રાન્તિ કહેવી જોઇએ. એની સામે સ્થાનિક પ્રજાની પ્રતિક્રાન્તિનો ભય કાયમ ઊભો જ હોય છે હિન્દુસ્તાનમાં સેંકડો વર્ષોથી આવી બાહ્ય ક્રાન્તિઓ નવી નવી પ્રજાઓએ કર્યા જ કરી છે. મુસ્લિમો અને અંગ્રેજોએ આ દેશમાં કરેલી ક્રાન્તિઓ આ પ્રકારની બાહ્ય ક્રાન્તિઓ હતી. બાહ્ય ક્રાન્તિઓ પણ ભૂતકાળનો વિનાશ કરવાનો પ્રયત્ન કરે છે, પણ તે બળાત્કારે.

### ઈસ્લામી ક્રાન્તિ સામેના હિંદુ પ્રત્યાઘાતો

માનવ સંસ્કૃતિનો છેલ્લાં છ હજાર વર્ષનો આછો-પાતળો ઇતિહાસ આપણને મળે છે. હિંદની સંસ્કૃતિ માટે પણ એનું એ કહી શકાય. એમાંય છેલ્લા અઢી-ત્રણ હજાર વર્ષનો ઇતિહાસ વધુ સ્પષ્ટ માલૂમ પડે છે. અનેક જાણીતી સંસ્કૃતિઓના ઉદય ને અસ્ત પછી આ દેશમાં આવેલા આર્યો વૈદિક કાળમાં આર્યક્રાન્તિ-દ્વારા આ દેશના માલિક બને છે. પછીથી ઉત્ક્રાન્તિનો કાળ આવે છે. એમાં ઉપનિષદોનું ચિંતન શરૂ થાય છે. ત્યાં અમુક હદે જઇ સંસ્કૃતિ થાકે છે, એટલે શ્રમણક્રાન્તિ થઇને જૂની સંસ્કૃતિમાં નવો પ્રાણ પુરાય છે. આર્ય અને શ્રમણ સંસ્કૃતિ એક-બીજાની સ્પર્ધા તેમજ સહકારમાં ત્રિખંડવ્યાપી બની જાય છે. એશિયા ઉપરાંત યુરોપ અમેરિકાના કિનારાઓને પણ એનાં મોજાં સ્પર્શે છે. શ્રમણસંસ્કૃતિના પરિવ્રાજકો અગ્રગામીઓના જુસ્સાથી અસંખ્ય મુસ્કેલીઓનો સામનો કરીને ભગવાન તથાગતનો સંદેશો માનવજાતને આપવા માટે આખા જંબુદ્વીપને ખૂણેખૂણે ફરી વળે છે.

આર્ય ને શ્રમણસંસ્કૃતિનાં સ્પર્ધા ને સહકારમાંથી તેમજ અનેક દેશી વિદેશી સંસ્કારોના સંચય ને સમન્વયમાંથી હિંદુ સંસ્કૃતિ ઉદ્‌ભવે છે. એની જાહોજલાલીનો કાળ ઇ.સ. પૂર્વે ૨જી સદીથી ઈ. સની ૮મી સદી સુધીનાં હજાર વર્ષનો. આ ઉત્ક્રાન્તિયુગને મેં સાંસ્કૃતિક રીતે ગુપ્ત યુગને નામે ઓળખાવ્યો છે. આ સમયમાં સંસ્કૃતિનું કેન્દ્ર યજ્ઞ મટીને મૂર્તિ



અને છે. આર્ય સંસ્કૃતિના આ નવા અવતાર આગળ થાકેલી શ્રમણસંસ્કૃતિ હારી જાય છે. હિંદુ સંસ્કૃતિ જીતે છે ખરી, પણ એની ઉપર વૃદ્ધાવસ્થાના ઓળા પથરાઈ ચૂકયા છે.

આ સંસ્કૃતિનો થાક દૂર કરવા, અને એનાં છિન્નભિન્ન બળોને સંગઠિત કરવા હિંદુઓ શંકરની સરદારી હેઠળ પહેલી હિંદુ પ્રતિક્રાન્તિ કરીને શ્રમણસંસ્કૃતિને દેશનિકાલની સજા ફરમાવે છે. શ્રમણસંસ્કૃતિના નિકાલ પછી પણ હિંદુ સંસ્કૃતિ પોતાની અસલ જાહોજલાલી પાછી મેળવી શકતી નથી. એના પુરુષાર્થનું અધ્યબિંદુ સર્જન મટીને સંરક્ષણ બને છે. સદીએ સદીએ અને પેઢીએ પેઢીએ એના પુરુષાર્થનો પારો નીચો ને નીચો ઊતરતો ચાલ્યો છે. જીવનને દરેક મોરચે એ સંસ્કૃતિ હારા, માર, પીછેહઠ ને પછાડની કરુણતા અનુભવી રહી છે.

સાતમી સદીમાં હર્ષનું મરણ ને ઈસ્લામનો ઉદય. આઠમી સદીમાં દાહીરની હાર ને સિંધનું પતન. નવમી સદીમાં પહેલી હિંદુ પ્રતિક્રાન્તિ—શંકરક્રાન્તિ. આ પ્રતિક્રાન્તિથી હિંદુ સંસ્કૃતિએ બૌદ્ધ સંસ્કૃતિ સાથે છૂટાછેડા કર્યા. દસમી સદીથી હિંદુઓ પરદેશ જતા અટકયા, બૌદ્ધ ભિક્ષુકો હિંદ આવતા અટકયા. અગિયારમી સદીમાં સિલોનથી ન્યૂ ગિની સુધી પથરાયેલા બૃહદ્ ભારતમાંથી હિંદુસંસ્કારનો લોપ થવાની શરૂઆત, અને સ્થાનિક સંસ્કારોનો પૂર્વોદય. મહમ્મદ ગિઝનીની ભયંકર ધાડો. આ આક્રમણને હિંદવ્યાપી થતું અટકાવવા માટે પંજાબના હિંદુ વીરોએ પાણીની માફક પોતાનું લોહી વહેવડાવ્યું, પણ એ ઉત્તરોત્તર હારતા જ ગયા. બારમી સદીમાં આજ ક્રિયા ચાલુ રહી, અને હિંદુ સંસ્કૃતિ હિંદુસ્તાનના ચાર ખૂણાઓમાં જ સમાઈ ગઈ. તેરમી સદીમાં ઈસ્લામનો લીલો ઝંડો આખા ઉત્તર હિંદમાં ફરકી ગયો. તેર, ચૌદ ને પંદર એ ઈસ્લામી ક્રાન્તિની સદીઓ ગણાતી. પંદરમી અને સોળમી સદીમાં થઈને ખાલી બાદ કરતાં આખા બૃહદ્ ભારતનું મુસ્લિમકરણ. સોળમી સદીમાં ઉત્તર હિંદમાં મહારાણા પ્રતાપનું મરણ. દક્ષિણ હિંદમાં વિજયનગરનું પતન સોળમી સદી એટલે હિંદમાં અને હિંદ બહાર મુસ્લિમ સંસ્કૃતિની પૂરેપૂરી જાહોજલાલી ઈસ્લામનો ઉત્ક્રાન્તિયુગ.

બીજી બાજૂ દૂર પૂર્વમાં નજર કરીએ તો બૌદ્ધ ભિક્ષુ હુઈશેન, તેમજ બીજા અનેક બૌદ્ધ અને હિંદુ પરિવ્રાજકોએ વેરેલા સંસ્કારબીજોમાંથી અમેરિકાની ધરતી ઉપર મય, ટોલટેક, ઈન્કા, પ્યુબ્લા ને એઝ્ટેક સંસ્કૃતિઓ ખાલી નીકળી. પણ હિંદ સાથે સતત સંપર્કમાં રહી ના શકવાથી વિકાસક્રમમાં પાછળ પડી ગયેલી. આ સંસ્કૃતિઓ સોળમી સદીની શરૂઆતમાં કોરટેઝ ને પિઝારો જેવા સાહસિક સ્પેનિશ સેનાપતિઓની બંદૂકને ભડ કે સાફ થઈ ગઈ, અને એ કમનસીબ સંસ્કૃતિની ભસ્મ ઉપર અર્વાચીન અમેરિકાની મહત્તાનો પાયો નંખાયો.

આ રીતે હિંદુ સંસ્કૃતિવડની છેલ્લામાં છેલ્લી વડવાઈઓને ખ્રિસ્તી ધર્માંધતાએ મૂળવૃક્ષમાંથી કાપી કાઢીને એના અવશેષોનો ઉપયોગ પોતાનાં સંગ્રહસ્થાનો શોભાવવા માટે કરવા માંડયો.

સોળમી સદીના અંત સુધીમાં તો મુસ્લિમ અને ખ્રિસ્તી સંસ્કૃતિઓએ પોતાના ચઢિયાતાં શસ્ત્રબળ, બુદ્ધિબળ ને સંઘબળને કારણે હિંદુ સંસ્કૃતિને હિંદમાં અને હિંદ બહાર એકેએક જગ્યાએ હરાવી, નિષ્પ્રભ કરી મૂકી. સત્તરમી સદીમાં પહેલી મુસ્લિમ પ્રતિક્રાન્તિ થઈ. આ હજાર વર્ષના પડતીકાળમાં કેટલીક હકીકતો દીવા જેવી ચોખ્ખી દેખાય છે. દાહીરથી જવાહરલાલ નહેરુ સુધીના હિંદુ નેતાઓની પરાજ્યપરંપરામાં નબળી નેતાગીરી આપણને ડગલે ને પગલે દેખા દે છે.

આ નબળી નેતાગીરી જીવનના એકેએક ક્ષેત્રમાં છે. ધર્મમાં પણ. ધર્મ એ સંસ્કૃતિથી સ્વતંત્ર એવું કોઈ તત્ત્વ નથી. સંતસંસ્કૃતિ નામની સંસ્કૃતિ ભૂતકાળમાં કોઈ નહિ હતી, વર્તમાનમાં છે નહિ, ભવિષ્યમાં





થવાનો સંભવ નથી. જેવો સમાજ એવા એના સૈનિકો ને સંતો. સમાજ ચઢતો હોય તો એમની ચઢતી થાય, સમાજ પડતો હોય તો એમની પણ પડતી થાય.

"મધ્યયુગમાં હિંદુસ્તાનના હિંદુઓની સ્થિતિ બહુ શોકજનક હતી. મહાન પ્રજા થવાની કે એક મહાન જાતિ બની રહેવાની તેમનામાં તાકાત નહોતી. હજારો નાનીમોટી નાતો, વેદાભ્યાસના ઝગડાઓ, જળાશયોની તકરારો, સ્પર્શાસ્પર્શના ભેદો અને દક્ષિણ હિંદમાં તો સમીપ જવાના ભેદો: એ બધાં કારણોથી મુસલમાન જેવી સંપીલી કોમ બનવાનું હિંદુઓ માટે અશક્ય હતું. મુસલમાનોનો જુલમ અને દબાણ વખતે પણ જાતો અને નાતો અંદરોઅંદર નવા ખંડ કર્યે જતી હતી, અને હિંદુ સમાજ નબળો પડતો હતો. પેશ્વાઈ સામ્રાજ્ય થયા પછી એ ભેદો અને વાડા વધુ કડક થયાં અને તેમાં રાજ્યબળે ટેકો આપ્યો. મહારાષ્ટ્રના બુદ્ધિમાન સુખી બ્રાહ્મણોમાં પણ એ મોટા ભેદો પડી ગયા. દેશભક્તિની ધગશ ધરાવતો હિંદુઓને બચાવી લે એવો દીર્ઘદૃષ્ટિવાળો કોઈ ધર્માચાર્ય જાગ્યો નહિ. નાતોના જેટલા જ વાડા ધર્મોના પણ ઊભા થયા. આવી જડ સમાજસ્થિતિને પરિણામે નિર્બળતા અને નાશ ન થાય તો શું થાય?"[1]

"મધ્યકાળના હિંદમાં સંસ્કૃત વિદ્યાનો લગભગ લોપ થઈ ગયો હતો. જે થોડુંક બચ્યું હતું તે તો તદ્દન નીરસ હતું અને તેમાં માત્ર ન્યાયવાદની નાજુક દલીલબાજી, કર્મકાંડોની ઝીણી વિગતો, ધર્મશાસ્ત્રોની નવી આવૃત્તિઓ અને ટીકાઓની ટીકાઓ અને તેનાં પાછાં વિવરણો જ હતાં. આ પ્રમાણે ઈ. સ. ૧૨૦૦ થી ૧૫૫૦ સુધીમાં ઉત્તરહિંદ બુદ્ધિના પ્રદેશમાં વેરાન રેતી બની ગયું હતું."[2]

મુસલમાનો પહેલાં આ દેશમાં અનેક આક્રમક જાતિઓ આવી હતી, અને પોતાનો ક્ષણુજીની વિનાશક પ્રભાવ બતાવીને સમુદ્ર જેવા હિંદુસમાજમાં ખોવાઈ ગઈ હતી. હૂણો મુસ્લિમો કરતાં ઓછા ભયંકર નહોતા. તેઓ અહીં આવતા, પાક લૂંટતા, ગામડાં બાળતા, શહેરો ઉજ્જડ કરતા, સ્તૂપો અને દેવસ્થાનો ભાંગતા ને ભ્રષ્ટ કરતા, અને તક્ષશિલા જેવાં મહાન વિદ્યાધામોને નેસ્તનાબૂદ કરી નાખતા. રોમન સામ્રાજ્ય અને ગુપ્ત સામ્રાજ્ય જેવાં જગતનાં બે મહાન સામ્રાજ્યોનાં એમણે નામોનિશાન મિટાવી દીધાં હતાં. છતાંય એ હૂણો આજે હિંદુ સમાજમાં ખોળ્યા જડતા નથી. ગ્રીકો, શકો, કુશાનો અને હૂણો સૌ ખોવાઈ ગયા, જ્યારે હજારહજાર વર્ષ થયાં મુસલમાનો શા માટે હિંદુ સર્વોપરિતાને પડકારી રહ્યા છે?

રાક્ષસોથી હૂણો સુધીના અનાર્યો અને અહિંદુઓ હિંદુસમાજમાં ભળી ગયા એનું કારણ કેટલાક ભોળા લોકો માને છે તેમ હિંદુઓનો પ્રેમધર્મ કે "આધ્યાત્મિક પ્રભાવ" નહોતાં. ચંદ્રગુપ્તે ગ્રીકોને, વિક્રમાદિત્યે શકોને, અને યશોવર્મા ને પ્રભાકરવર્ધને હૂણોને હરાવ્યા પછી જ આ પ્રજાઓ પોતાનું વિશિષ્ટ વ્યક્તિત્વ ગુમાવીને હિંદુસમાજમાં ભળી ગઈ. આજે જેમ પાકિસ્તાનમાં હિંદુને મુસલમાન થયા સિવાય છૂટકો જ નથી, કે અમેરિકામાં રેડ ઇન્ડિયનો અને હબસીઓને ખ્રિસ્તી થયા વગર ના ચાલ્યું, તેમ આ પરાજિત ને નિષ્પ્રભ પ્રજાઓ ધીમેધીમે હિંદુ થઈ ગઈ.

મૌર્ય સામ્રાજ્યના અસ્ત અને ગુપ્ત સામ્રાજ્યના ઉદયની વચમાં, કનિષ્ક, રુદ્રદામા, મિનેન્ડર વ૦ રાજાઓ હિંદુ કે બૌદ્ધ સ્વેચ્છાએ બન્યા, એનું કારણ એ હતું કે રાજકીય રીતે શિથિલ હિંદુઓ સાંસ્કૃતિક રીતે સચેત હતા, એટલું જ નહિ, પણ વિજેતાઓ પાસે હિંદુ સંસ્કૃતિને પડકારી શકે એવી કોઈ આગવી સંસ્કૃતિ નહોતી.

બીજી બાજુ હિંદુઓને જ્યારે મુસલમાનોનો સામનો કરવાનો વખત આવ્યો, ત્યારે તેઓ પૂરી પાંચ સદી સુધી સતત એકલા રાજકીય મોરચા

---

૧ ઔરંગઝેબનો ઈતિહાસ: પુસ્તક ૫ મું. જદુનાથ સરકાર.

૨ મુગલ રાજ્યવહીવટ. જદુનાથ સરકાર.




ઉપર જ નહિ, પણ સાંસ્કૃતિક મોરચા ઉપર પણ ઠેરઠેર હાર્યા.

હિંદુઓને અટકની પેલી પાર જવું નહોતું. મુસલમાનોને સારી જહાંને પોતાનું વતન બનાવવું હતું. આવી સ્થિતિમાં આપણે કઈ પ્રજા સાથે સામનો કરી રહ્યા છીએ, એના પ્રચંડ કર્મસામર્થ્યનું મૂળ શામાં છે, એની શક્તિઅશક્તિઓ ક્યાં ક્યાં રહેલી છે, એ જાણવાની હિંદુસમાજના આગેવાનોએ બિલકુલ પરવા કરી નહિ. એમના ધર્મ, સમાજ ને રીતરીવાજોથી તેઓ બિલકુલ બિનવાકેફ રહ્યા. બીજી બાજૂ મુસ્લિમ સમાજના અગ્રેસરોએ પોતાના ઉન્નતિકાળમાં હિંદુ ધર્મશાસ્ત્રોનો પૂરેપૂરો અભ્યાસ કર્યો.

તે વખતે હિંદુ સંસ્કૃતિ એટલી સ્વકેન્દ્રિત અને સંકુચિત હતી કે મુસ્લિમોને એમના દૃષ્ટિબિંદુથી સમજવાને બદલે, હિંદુઓએ એમને પોતાની ઉત્તરોત્તર નિર્બળ બનતી જીવનવ્યવસ્થામાં ગોઠવવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો. અસંખ્ય નાતોજાતોમાં વહેંચાયેલા અને બેસુમાર દેવદેવલાંને પૂજતા હિંદુઓને મુસલમાન નામની નવી નાત સ્વીકારવામાં અને અલ્લા નામનો નવો દેવ કબૂલ કરવામાં સહેજે વાંધો નહોતો. મુસલમાનો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર એ ચારમાંથી એકકે વર્ણમાં સમાઇ શકે એવા નહોતા, એટલે એમને અતિશૂદ્ર જેવા ગણ્યા. બ્રાહ્મણોએ હિંદુ દેવોમાં અલ્લાનો ઉમેરો કરીને "અલ્લોપનિષદ" લખ્યું. સિદ્ધરાજ અને અર્જુનદેવ જેવા ઉદાર રાજાઓ અને વસ્તુપાળ–તેજપાળ જેવા વિશાળહૃદયી મંત્રીઓએ હિંદુ મંદિરો, અને જૈન દેરાસરો ઉપરાંત મુસ્લિમોના ધર્માચરણ માટે પોતાને ખર્ચે મસ્જિદો બંધાવી આપી. આમજનતાએ કબરોને તાજિયાઓ પૂજવા ઉપરાંત અલ્લાચોટી રાખીને આ નવા દેવ પ્રત્યેનો પોતાનો પૂજ્યભાવ પ્રદર્શિત કરવા માંડ્યો! અલ્લાઉદ્દીન ખીલજીએ વેરેલા વિનાશને કારણે એને રુદ્રનો અવતાર ઠરાવ્યો તો અકબરની ભલાઇને લીધે એને અર્જુનના અવતાર તરીકે જાહેર કર્યો. આ રીતે હિંદુઓએ પોતાની જીવનવ્યવસ્થામાં મુસ્લિમોને સમાવવાનો પ્રયત્ન કર્યો.

એમણે મુસ્લિમોને કહ્યું: "અમે અમારો ધર્મ પાળીએ. તમે તમારો મઝહબ પાળો. જીવો અને જીવવા દો."

પણ સામે પક્ષે મુસ્લિમ સંસ્કૃતિ એટલી સમર્થ, સ્વમાનપ્રિય, અને સ્વમાનશીલ સંસ્કૃતિ હતી કે હિંદુઓના નમ્ર શિષ્ય બનવાનું એના મિજાજમાં નહોતું. મુસ્લિમોએ પોતાની રાજકીય સર્વોપરિતા પૂરી પાંચ સદી સુધી સાચવી. એટલું જ નહિ, પણ સાંસ્કૃતિક રીતે પણ મુસ્લિમો કોરા કાગળ જેવા નહોતા. સુમેરિયન, એક્કેડિયન, બેબિલોનિયન અને એસીરિયન જેવી કાળના ગર્ભમાં લુપ્ત થઇ ગયેલી સંસ્કૃતિઓના સંસ્કારઅર્ક સમી ઇરાની સંસ્કૃતિના, તેઓ વારસદાર હતા, એટલે પોતાને રાજકીય અને સાંસ્કૃતિક રીતે શ્રેષ્ઠ માનનારા મુસ્લિમો હિંદુઓના શાણા શિષ્યો થઇને હિંદુ સંસ્કૃતિના તેજોવર્તુલમાં આવે એ અશક્ય હતું.

ઇસ્લામના ક્રાન્તિકાળમાં સમસ્ત હિંદને મુસ્લિમ બનાવવાના ઝનૂનમાં પોતાની સમશેરના સામર્થ્ય પર ઝઝૂમનારા મુસ્લિમ સેનાપતિઓ અને સુલતાનો, કાશ્મીરથી કન્યાકુમારી સુધીની દેવનગરીઓને નષ્ટભ્રષ્ટ કરી, અસંખ્ય મંદિરો જમીનદોસ્ત કરી, એની જગ્યાએ મસ્જિદો ઊભી કરી માલિકના નામ પર સવાબ હાંસલ કરતા ચાલ્યા.

એજ સંસ્કૃતિએ પોતાના શાંતિકાળમાં પોતાનો પૂરેપૂરો આત્મવિકાસ કરવા ઉપરાંત હિંદુ સંસ્કૃતિને પોતાની પુનર્ઘટના કરવાની પૂરેપૂરી તક આપી.

નવી સંસ્કૃતિ પોતાના ક્રાન્તિકાળમાં જૂની સંસ્કૃતિનું શોષણ કરે છે, પણ ઉત્ક્રાન્તિકાળમાં એજ નવી સંસ્કૃતિ જૂની સંસ્કૃતિનું પોષણ કરે છે.

જે આધ્યાત્મિક અથવા ધાર્મિકતા માટે આપણે આટલોબધો ખારોખોટો ધમંડ ધરાવીએ છીએ, તેજ આધ્યાત્મિકતા ઇસ્લામયુગ પછી રાજકારણની સમ્રાજ્ઞી મટીને દાસી થઇ જતી આપણી નજરે ચઢે છે.

કારણ દેખીતું છે. ઉત્તરોત્તર વિનિપાત પામતી હિંદુ સંસ્કૃતિમાં પોતાનાં સર્જક બળોને પોતાની મેળે સુવ્યવસ્થિત કરવાની શક્તિ રહી નહોતી. ત્યારથી આજસુધી હિંદુ સંસ્કૃતિએ પોતાના વિકાસ માટે હમ્મેશાં પારકા પોષણ ઉપર આધાર રાખ્યો છે.

ઇસ્લામના ક્રાન્તિકાળની પહેલી બે સદી દરમ્યાન, જ્યારે આ નવી સંસ્કૃતિનો તાપ અતિ ઉગ્ર હતો, ત્યારે મુસ્લિમ તલવારના જુલ્મી દોર સામે ફૂંફાડો મારવાની શક્તિ હિંદુઓના ધર્મમાં નહોતી.-

જ્યારે રાષ્ટ્રિય ક્રાન્તિના ટુકડા થઈને પ્રાંતિક ક્રાન્તિ થઈ, અને એ ક્રાન્તિ કૂણી થઈને એણે ઉત્ક્રાન્તિનું રૂપ ધારણ કર્યું, ત્યારે જ પોતાની પુનર્ઘટના માટે હિંદુ ધર્મ માથું ઊંચું કરી શક્યો.

પંદરમી સદી એ ઇસ્લામની પ્રાંતિક્રાન્તિની સદી છે. આજ સદી દરમ્યાન, નરસિંહ, મીરાં, દાદુ, રામાનંદ, નાનક, કબીર, ચૈતન્ય, વલ્લભ અને નામદેવે વૈષ્ણવ સંપ્રદાય દ્વારા ભક્તિરસની રેલંછેલ કરી. આટલા બધા સાધુસંતોનું એકસામટું પંદરમી સદીમાં પ્રકટીકરણ એ કંઈ અર્થરહિત અકસ્માત નથી. એ તો પંદરમી સદીના ઇસ્લામની ધાર્મિક ઉદારતા અથવા ઉદાસીનતાનો સીધેસીધો ધર્મપડઘો છે.

આ સમય દરમ્યાન જૈનધર્મની ઇસ્લામી આવૃત્તિ જેવો સ્થાનકવાસી સંપ્રદાય જૈન સંત લોંકાશાહે સ્થાપ્યો.

આજ સદી દરમ્યાન ચિતોડ, ગ્વાલિયર, વિજયનગર અને ગુજરાતમાં અસંખ્ય નાનાંમોટાં બાંધકામો થયાં, અને આપણા અનેક પ્રાંતોના પ્રાંતિક સાહિત્યનો પાયો નંખાયો.

આપણે ગુજરાત તરફ જ જોઈએ તો સિદ્ધરાજ જયસિંહ પછી પહેલી જ વાર મહમ્મદ બેગડાના સમયમાં વાવ, કૂવા, તળાવ, રસ્તા, મકાનો, ગામો અને શહેરો જેવા બિનસાંપ્રદાયિક બાંધકામો બહુ જ મોટા પ્રમાણમાં થયાં હતાં.

સોળમી સદી એ ઇસ્લામની રાષ્ટ્રોત્ક્રાન્તિની સદી. આ સદી દરમ્યાન ઝૈન–ઉલઆબીદીથી મહંમદ બેગડા સુધીના મુસ્લિમ પ્રાંતવીરોના જીવન અને કાર્ય ઉપર અકબર જેવા રાષ્ટ્રવીરનું સર્જન થયું.

આ રાજકીય ઉત્ક્રાન્તિનો પડઘો તુર્ત જ હિંદુ ધર્મે પાડ્યો. અને પંદરમી સદીની સંતશ્રેણીના શિરોમણિ જેવા તુલસીદાસનું સર્જન થયું.

જહાંગીરના સમયથી ઇસ્લામી સંસ્કૃતિનો સંકોચ શરૂ થઈ ગયો. એટલે મુસ્લિમ સંસ્કૃતિની પાછળ પાછળ ચાલતી હિંદુ સંસ્કૃતિ પણ કરમાવા માંડી. અકબર પછી જેમ એની બરોબરીનો એકે પુરુષ મુસ્લિમ સમાજમાં ના પાક્યો, તેમ તુલસીદાસ પછી એની સાથે સરખાવી શકાય એવો એકે પુરુષ હિંદુ સમાજે ન સર્જ્યો.

ગુપ્તયુગમાં જેમ બ્રાહ્મણ સંસ્કૃતિની પાછળ પાછળ જતી હિંદુ શ્રમણ સંસ્કૃતિ પણ ખીલી. તેમ મોગલ યુગમાં મુસ્લિમ સંસ્કૃતિના પાછળ પાછળ જતી હિંદુ સંસ્કૃતિ પણ વિકાસ પામી.

મોગલ યુગમાં સર્વશ્રેષ્ઠ સાહિત્ય સર્જન "તુલસી કૃત રામાયણ" ભાગવત પછી છ સદી પછી લખાયેલો એ અત્યંત મહત્ત્વનો હિંદુ ધર્મગ્રંથ. ધર્મ અને વિદ્યાના વિકેન્દ્રીકરણની જે ચળવળ પંદરમી સદીમાં શરૂ થઈ એના કળશ જેવો, એક લોકનેતાને હાથે લોકવાણીમાં સામાન્ય લોકસમાજ માટે લખાયેલો એ ગ્રંથ મધ્યયુગની હિંદુ સંસ્કૃતિની શક્તિઅશક્તિનો પડઘો બહુ જ ઉત્તમ રીતે પાડે છે.

હિંદુઓનાં પ્રાચીન મહાકાવ્યો બે: રામાયણ અને મહાભારત. રામાયણ સરળ અને મહાભારત જટિલ. ગુપ્તયુગ સુધી હિંદુ સંસ્કૃતિ પ્રાણવાન રહી. એટલે રામાયણ અને મહાભારતની દેશકાળને અનુરૂપ એવી ત્રીજી આવૃત્તિઓ ગુપ્તયુગના સંસ્કાર–સ્વામીઓએ બહાર પાડી. શંકરયુગમાં પડતી. ઈસ્લામના ક્રાન્તિકાળમાં વિનાશ. એટલે આ મહાકાવ્યોની ચોથી આવૃત્તિ બહાર પાડવાનું કામ ખોળંબે પડ્યું. હવે મોગલો શાંતિ, સહિષ્ણુતા, સર્જ અને સમન્વયનો નવો યુગ લાવ્યા. હિંદુઓ પાસે આ મહાકાવ્યોની ચોથી આવૃત્તિ બહાર પાડવાની સોનેરી




તક આવી. આ તકનો હિંદુઓએ કેવો ઉપયોગ કર્યો?

મધ્યયુગમાં મુસ્લિમ દમન અને મુસ્લિમ ઉત્તેજન એ બન્ને કારણે વિદ્યાનું વિકેન્દ્રીકરણ થયું. દરેક પ્રાંતના સાહિત્ય સ્વામીઓએ સંસ્કૃત ભાષાનો જ્ઞાનભંડાર પોતપોતાની પ્રાંતિક ભાષાઓમાં ઉતારીને આમજનતા માટે શાસ્ત્રજ્ઞાન સર્વસુલભ કર્યું. આજ પ્રાંતિક પુરુષાર્થને મોગલયુગમાં જ્યાં રાષ્ટ્રિય રૂપ આપવાનો પ્રશ્ન આવીને ઊભો રહ્યો, ત્યાં હિંદુ પ્રતિભા નિષ્ફળ નીવડી

ગુપ્તયુગમાં જેમ પ્રજાની સર્જક લઘુમતિની હિંદવ્યાપી શિષ્ટભાષા સંસ્કૃત હતી, તેમ મોગલયુગમાં મુસ્લિમ પ્રજાને બાજૂએ મૂકો તો પણ હિંદુ પ્રજાની હિંદ વ્યાપી શિષ્ટ ભાષાનો અભાવ હતો. ઉત્તર હિંદમાંય ઉર્દૂ અને હિંદી એ બે ભાષાઓ હતી. એટલે અખિલ હિંદને ધોરણે લખાયેલાં મહાકાવ્યો શકય ના હોવાથી એના પછીના વધુમાં વધુ શકય સારા સર્જન તરીકે તુલસીદાસનું રામાયણ લખાયું.

આજેપણ ઉત્તર હિંદના આધ્યાત્મિક અમૃત તરીકે પંકાયેલા દસ કરોડ માણસોના એ ઘરઘરના ગ્રંથની મુખ્ય ખામીઓ બે. એનાથી હિંદુમુસ્લિમ અને ઉત્તર દક્ષિણ એક થઇ ના શકયાં.

એક વિદ્વાને રામાયણને આર્યઅનાર્યની એકતાનું મહાકાવ્ય કહ્યું છે. અકબરના જમાનાની યુગ જરૂરિયાત એ હતી કે એ મહાકાવ્ય હિંદુ–મુસ્લિમ એકતાનું મહાકાવ્ય બને. અને જો રામાયણનું એ પ્રકારનું રૂપાંતર શકય ના હોય તો કાલિદાસે જેમ પ્રાચીન મહાકાવ્યોમાંથી પ્રેરણા લઇને "રઘુવંશ" અને "અભિજ્ઞાન શાકુંતલ" જેવા મૌલિક મહાગ્રંથો લખ્યા, તેમ રામાયણમાંથી પ્રેરણા લઇને હિંદુમુસ્લિમ એકતા વિશે કોઇ નવું મૌલિક મહાકાવ્ય રચાવું જોઈતું હતું. પણ રામ અને કૃષ્ણ વચ્ચે જુદાઇ જોનાર તુલસીદાસ રામરહીમની એકતાનું મહાકાવ્ય લખી યુગવંદના કરે એ આશા વધારે પડતી નથી?

ગમે તેવું તોય રામાયણ તો લખાયું; લોકપ્રિય થયું, અને પ્રજાના હૃદય સુધી પહોંચી ગયું. પણ મહાભારતનું શું? લોકરામાયણ લખાયું, તો લોકભારત શા માટે આકાર ના પામ્યું?

જીવનની પેઠે સંસ્કૃતિ પણ એનો ઉદય અને અસ્ત સમયે સરળ હોય છે. માત્ર મધ્યાન કાળમાં એ જટિલ હોય છે.

મોગલશાંત હેઠળ જેવી સ્ફૂર્તિ પામેલ, નિર્બળ હિંદુ સંસ્કૃતિનો જીવનવેગ લોકરામાયણના સફળ સર્જન આગળ જ ખતમ થઇ ગયો. મહાભારત જેવા જટિલ મહાકાવ્યની લોકમાન્ય અખિલ ભારતીય આવૃત્તિ કાઢવા માટે જોઇતું જીવનબળ હિંદુ સંસ્કૃતિ પાસે સિલ્લકમાં જ નહોતું!

સાહિત્ય સર્જન આગળ જ સ્થગિત થઇ ગયેલો સંસ્કૃતિનો જીવનરસ સ્થાપત્યસર્જનની ભૂમિકા સુધી તો પહોંચી જ શી રીતે શકે? પરિણામે મોગલ શાંતિને અમરત્વ આપતું હિંદુ સ્થાપત્ય હિંદમાં કયાંય કોઇની નજરે ચઢતું નથી.

માને મૂકીને માશીને ધાવનારી, પરચક્ર હેઠળ પોષણ મેળવનારી સંસ્કૃતિ તેમજ તેનો ધર્મ પારકાંને પ્રભાવિત ના કરી શકે એમાં તે નવાઇ શી?

એલબેરૂની, ઝેન-ઉલ–આબીદીન, હુશેનશાહ–નસરતશાહ, અકબર, અબુલફઝલ, દારા અને જહાનઆરા જેવા સંસ્કાર અને સમદર્શી મુસ્લિમ સ્ત્રી–પુરુષો હિંદુ ના બન્યાં એમાં મને તો મોટે ભાગે હિંદુ સંસ્કૃતિનો જ દોષ દેખાય છે.

હવે ધર્મ પછી નીતિનું ક્ષેત્ર જોઇએ. નીતિનું કામ સમાજને સ્થિર સલામત અને શાંત રાખવાનું છે. પણ નીતિ પોતાનું આ ધ્યેય, જ્યાં સુધી શક્તિ અને નીતિ વચ્ચે સમતુલા હોય છે, ત્યાં સુધી જ પાર પાડી શકે છે. પણ આ સમતુલા તૂટયા પછી ગરીબ માણસની ઉદારતાની પેઠે નિર્બળ સમાજની નીતિ એનો પોતાનો જ નાશ નોતરે છે.

આ દેશમાં મુસ્લિમ આક્રમણો શરૂ થયાં, એટલે વિગ્રહનું ધ્યેય વિજય મટીને વિનાશ બન્યું. આ પલ-





ટાયેલી પરિસ્થિતીનો સાચો અર્થનું હિંદુઓ લાંબા: સમય સુધી સમજી શક્યા નહિ, અને એમણે પોતાના પરસ્પર વચ્ચેના યુદ્ધનાં ઊંચાં નૈતિક ધોરણો મુસ્લીમોની સામે પણ ચાલુ રાખ્યાં.

મહમ્મદ ગિઝનીથી બીજીવારનો પરાજય સહન ના થવાથી ગર્વિષ્ઠ જયપાળે પોતાના પુત્રને રાજ્ય સોંપી પોતે અગ્નિસ્નાન કર્યું.

અનંગપાળના હાથમાં રાજ્ય આવતાં જ એણે મહમ્મદને ખંડણી આપવાની બંધ કરી. મહમ્મદે ઇ. સ. ૧૦૦૪માં એની પર ચઢાઈ કરી, એનો મુલક લૂંટયો ને તારાજ કર્યો અને એનો પુત્ર યુદ્ધમાં કેદ પકડાયો. હારેલો અનંગપાળ કાશ્મીર નાસી ગયો. આ વિજયની પળે જ મહમ્મદની પીઠ પાછળ આફત ફૂટી નીકળી. મધ્ય એશિયામાંથી ઐલકખાનની સરદારી હેઠળ ઑકસસ નદી ઓળંગીને તુર્કોએ એના રાજ્ય પર ચઢાઈ કરી હતી. આ અણીને પ્રસંગે અનંગપાળની આર્ય ઉદારતાએ મહમ્મદને મદદ કરી. એણે મહમ્મદ ઉપર સંદેશો મોકલાવ્યોઃ "આપે મને જીત્યો છે, પણ આપ બીજાથી જિતાઓ એ હું ઇચ્છતો નથી." મહમ્મદે અનંગપાળની સહાય સ્વીકારી અને એ સહાયથી ઐલકખાનને હરાવ્યો.

આ ઉદારતાનો મહમ્મદે શો બદલો આપ્યો ! ચાર જ વર્ષ પછી ઈ. સ. ૧૦૦૮માં મહમ્મદનાં લશ્કરો અનંગપાળના પ્રદેશ પર ત્રાટકયાં. અનંગપાળ ખૂબ બહાદુરીથી લડયો પણ હાર્યો, અને આખું પંજાબ મહમ્મદના ચરણોમાં પડયું. અનંગપાળના મરણ પછી એની સાથેની સંધિ તોડીને મહમ્મદ એના પુત્ર ત્રિલોચનપાળ પર તૂટી પડયો, અને એનું રહ્યુંસહ્યું રાજ્ય ખૂંચવી લઈને પંજાબની શાહી સત્તાનો અંત આણ્યો.

પંજાબના પતનથી પાકિસ્તાનના સર્જન સુધીના એક હજાર વર્ષમાં હિંદુ રાજપુરુષોએ રાજનીતિના વિષયમાં કેટલી પ્રગતિ કરી ?

એક અંગ્રેજ ઇતિહાસકાર લખી ગયો છે કે:

"મહમ્મદ ગિઝનીના સમયથી આજ સુધીમાં હિંદુઓ નવું કાંઈ શીખ્યા નથી, અને જૂનું કાંઈ ભૂલ્યા નથી."

આ અભિપ્રાયમાં વાસ્તવદર્શન કેટલું અને અતિશયોક્તિ કેટલી ?

રાજદ્વારી ક્ષેત્રની પેઠે સામાજિક ક્ષેત્રમાં પણ હિંદુઓનો અવ્યવહારુ આદર્શવાદ, ચઢિયાતા મનાતા આચારવિચાર અને ઊંચાં નૈતિક ધોરણો એમના જ નાશનું કારણ બન્યાં.

મુસ્લિમ સંસ્કૃતિના માર સામે ટકવા માટે હિંદુ સમાજ સંકોચાઈને એક કઠણ કોચલા હેઠળ ભરાયો. રાજદરબારમાં ગરીબપરવર ખુદાવંદ બાદશાહ સલામતને ઝૂકી ઝૂકીને સાત સલામો ભરનાર હિંદુ વજીર જ્યારે ઘેર આવે અને દરબારી કપડાં ઉતારી, નાહિધોઇ મ્લેચ્છના સંસર્ગથી ઉદ્ભવેલી અપવિત્રતાને દૂર કરે ત્યારે જ એને એની ઘરવાળી ભાણું પીરસતી.

રાજકીય રીતે ગુલામ હિંદુઓએ નાતોજાતોમાં બંધન કડક કરી, સામાજિક ક્ષેત્રમાં પોતાની સર્વોપરિતા સાચવવાનો પ્રયત્ન કર્યો અને પોતાના ખાનપાનથી કામ વ્યવહાર સુધીના કડક નીતિનિયમોને જે વશ ના થાય એને લાત મારીને નાતબહાર કરવાનું શરુ કર્યું.

બાળલગ્નનું એક સ્વાભાવિક પરિણામ બાળવૈધવ્ય. બાળવિધવા એક ભૂલ કરે કે તુર્ત જ એને કૂવોહવાડો કરવો પડે, ગર્ભપાત કે બાળહત્યા કરવી પડે, અથવા તો ઘરની બહાર નીકળવું પડે. ઘરની બહાર નીકળે કે તુર્ત જ ટાંપીને બેઠેલો ઉદાર મુસ્લિમ સમાજ એને આશ્રય આપે; મુસલમાનોને વિધવા-વિવાહની કે ખંડિત-કૌમાર્ય સ્ત્રી સાથે પરણવાની સહેજે છોછ નહિ, એ તો તુર્ત જ "મણીને" "મરિયમ" બનાવી દઈને પોતાની તાકાત વધારે. આજે બંગાળમાં આટલા બધા મુસલમાનો હોવાનું એક મહત્ત્વનું કારણ બાળવિધવાઓની મોટી સંખ્યા, અને એમની ઉપર લદાયેલાં અત્યંત કડક નૈતિક ધોરણો.



આ રીતે સદીઓ થયાં હિંદુ સમાજનું જીવન લૂંટાતું આવ્યું છે. આ પરિસ્થિતિ હેઠળ હિંદુઓ નથી પોતાનું શકિતનું ધોરણ ઊંચું લેતા, નથી પોતાનું નીતિનું ધોરણ નીચું કરતા કે નથી હિંદુ-મુસ્લિમ નૈતિક ધોરણો સમાન ભૂમિકા ઉપર લાવી શકતા. પરિણામે આખી પ્રજા ધીમો આપઘાત કરી રહી છે. પોતાનાં ખોટાં ખોટાં હીન અને અશુદ્ધ તત્ત્વોને સંસ્કારવાની શકિત ગુમાવી બેઠેલા હિંદુ સમાજે સદીઓ સુધી ઇસ્લામનો કચરાપેટી તરીકે ઉપયોગ કર્યો છે, અને હવે હિંદુઓ બૂમ મારે છેઃ "મુસલમાનો ગુંડા છે!"

આ દેશમાં ટકેલી મુસ્લિમ સર્વોપરિતાની પૂરી પાંચ સદીઓ સુધી હિંદુઓ મુસલમાનો સામે કેવળ યુદ્ધ, મુત્સદ્દીગીરી અને રાજ્ય વહિવટના ત્રિવિધ રાજકીય મોરચાઓ ઉપર જ નહિ, પણ સાહિત્યથી સ્થાપત્ય સુધીના સઘળા સંસ્કારમોરચાઓ ઉપર પણ હાર્યા છે, જે આપણે આ પૂર્વે જોઇ ગયા છીએ.

જ્યાં સુધી એક સંસ્કૃતિ ચઢતી હોય છે ત્યાં સુધી એ કેવી ચઢિયાતી નેતાગીરી સર્જે છે, એનું આપણને હિંદનો મુસ્લિમ સમાજ એક ઉત્તમ ઉદાહરણ પૂરું પાડે છે.

છેલ્લા હજાર વર્ષ થયાં આ બે સંસ્કૃતિઓ વચ્ચે થયેલી અથડામણોમાં મૂળભૂત મુદ્દો હિંદુઓ વિરુદ્ધ મુસ્લિમોનો નહોતો, પણ હિંદુ નેતાગીરી વિરુદ્ધ મુસ્લિમ નેતાગીરીનો હતો, એ હકીકત આપણે સ્પષ્ટ રીતે સમજી લેવી જોઇએ.

મહમદ ગિઝનીના લશ્કરમાં તિલક જેવા હિંદુ સેનાપતિઓ અને હિંદુ સૈનિકો પણ હતા, તો સામે પક્ષે જયચંદ રાઠોડ જેવાના લશ્કરમાં મુસ્લિમ યોદ્ધાઓ હતા. ત્યાંથી ચાલીને ઠેઠ ઔરંગઝેબ સુધી જુઓ તો એના લશ્કરમાં રજપૂતો ઘણા મોટા પ્રમાણમાં હતા, એટલું જ નહિ પણ જયસિંહ અને જશવંતસિંહ જેવા વફાદાર હિંદુ સેનાપતિઓ પણ હતા. બીજી બાજૂ જુઓ તો એના કટ્ટા શત્રુ શિવાજીના લશ્કરમાં પણ સારા પ્રમાણમાં મુસ્લિમો હતા, અને સીદી સંબલ, સીદી મિસરી, સીદી હિલાલ અને દૌલતખાન જેવા વિશ્વાસુ મુસ્લિમ સરદારો હતા. એટલે મુસ્લિમ સંસ્કૃતિએ પાંચ સદી સુધી જે સ્થિર સર્વોપરિતા અનુભવી એને માટે મુસ્લિમ લશ્કરો જવાબદાર નહોતાં, પણ મુસ્લિમ નેતાગીરી જવાબદાર હતી.

હિંદુઓ પાસે શૌર્યથી સંસ્કાર સુધીનાં સઘળાં તત્ત્વો છિન્નભિન્ન અવસ્થામાં હતાં. માત્ર એને સુવ્યવસ્થિત કરનાર માત્ર નેતાગીરી જ નહોતી! **योजकस्तत्र दुर्लभः।**

આજ પરિસ્થિતિ હેઠળ હિંદુ અને ખ્રિસ્તી સંસ્કૃતિઓનો મુસ્લિમ સંસ્કૃતિ સામેનો પ્રત્યાઘાત તપાસીએ.

જેમ હિંદમાં મુસ્લિમ ધાક હેઠળ વિદ્યાનું વિકેન્દ્રીકરણ શરૂ થયું, તેમ યુરોપમાં પણ એજ ક્રિયા શરૂ થઈ. તુર્કોએ ઇસ્તંબુલનો કબજો લીધો એટલે ત્યાંના ખ્રિસ્તી વિદ્વાનો પોતાના ધર્મ અને સંસ્કારના સંરક્ષણ માટે ત્યાંથી નાઠા, અને આખા યુરોપમાં ફેલાઇ ગયા. આ રીતે થયેલા વિદ્યાના વિકેન્દ્રીકરણથી યુરોપમાં એક નવાયુગનો ઉદય થયો.

વિદ્યા આમ જનતામાં પ્રસરી એટલે યુરોપના અંધકારયુગનો અંત આવ્યો. સાંસ્કૃતિક પુનરુત્થાન શરૂ થયું, ધર્મની પુનર્ઘટના થઇ, અને વિજ્ઞાનનો વિકાસ થવા માંડયો અને દાન્તેથી શેક્સ્પિયર સુધીના અમર સાહિત્યસ્વામીઓએ દેખા દીધી.

યુવાન યુરોપની ખ્રિસ્તી સંસ્કૃતિએ ગ્રીક અને રોમન સંસ્કૃતિના પ્રાચીન પુરુષાર્થમાંથી પ્રેરણા મેળવીને રાષ્ટ્રવાદનું સર્જન કર્યું. એ રાષ્ટ્રવાદ આક્રમક બનતાં આખું જગત ક્રમશઃ યુરોપિયન સંસ્કૃતિના પ્રભાવ હેઠળ આવ્યું.

વિદ્યાનું વિકેન્દ્રીકરણ થતાં યુરોપમાં નવા પ્રાણનું પૂર આવ્યું. અને એને લઇને યુરોપ જગતસ્વામી બન્યું, જ્યારે હિંદમાં વિદ્યાના વિકેન્દ્રીકરણથી જૂના સંસ્કારોનું માંડમાંડ સંરક્ષણ થયું. આટલા મોટા





તફાવતના કારણો ઝીણવટ ભરી તપાસ માગી લે છે. અત્યારે તો આપણે માત્ર એક દેખીતા મહત્વના કારણ તરફ ધ્યાન આપીશું. અને તે કારણ એ છે કે યુરોપમાં જ્યારે વિદ્યાનું વિકેન્દ્રીકરણ થયું ત્યારે યુરોપ સ્વતંત્ર હતું, જ્યારે સામે પક્ષે હિંદમાં વિદ્યાનું વિકેન્દ્રીકરણ થયું ત્યારે હિંદ ગુલામ હતું!

કેવળ વિકેન્દ્રીકરણમાં જ અલૌકિક ગુણોનું આરોપણ કરતા લોકો ઘણીવાર વિકેન્દ્રીકરણ શાનું થાય છે, ક્યારે થાય છે, અને કઈ પરિસ્થિતિ હેઠળ થાય છે, એ બધું બિલકુલ ભૂલી જતા હોય એમ લાગે છે!

**હિંદના વિજયના મુસ્લિમ પ્રત્યાઘાતો**

કોઈપણ દેશમાં શાંતિકાળ હોય કે ક્રાંતિકાળ હોય, તો પણ જીવન એ તો વ્યક્તિ અને સમાજ માટે એક વિગ્રહ જ હોય છે. આ વિગ્રહમાં યુદ્ધનો વિનાશ શીઘ્ર, સરળ ને સંપૂર્ણ હોય છે, જ્યારે શાંતિનો વિનાશ દીર્ઘ, જટિલ અને અપૂર્ણ હોય છે. ટૂંકા યુદ્ધમાં કે લાંબી વિગ્રહ પરંપરામાં વ્યક્તિની પેઠે સમાજ પણ પોતાનાં આરોગ્ય આયુષ્ય અને અંગોપાંગો ગુમાવે છે. આપણા દેશમાં એક-હજાર વર્ષ સુધી ચાલેલા હિંદુ અને મુસ્લિમ સંસ્કૃતિ વચ્ચેના વિગ્રહથી હિંદુ સંસ્કૃતિએ પોતાનું શિખર ગુમાવ્યું, જ્યારે મુસ્લિમ સંસ્કૃતિએ પોતાનો પાયો ગુમાવ્યો.

કઈ રીતે એ હવે આપણે જોઈએ..

દરેક ક્રાંતિની પેઠે ઇસ્લામી ક્રાંતિએ આ દેશમાં આવીને હિંદુઓના સદીઓના પુરુષાર્થનો સર્વાંગી નાશ કર્યો. ઇસ્લામના પ્રારંભિક આગેવાનો તુર્ક અને અફઘાન બીજાના મુસલમાનો હતા. આ લોકો સમશેરબહાદુર મર્દો હતા, પણ તેઓ ઉદ્યમી, બુદ્ધિશાળી કે સંસ્કારી લોકનેતાઓ નહોતા. એમણે જે જે હિંદુઓને બળાત્કારે વટલાવ્યા તેમના સદીઓના સંસ્કારોનો એમણે નાશ કર્યો, પણ એમને નવા સંસ્કારો આપવામાં તેઓ નિષ્ફળ નીવડયા.

મુસ્લિમ શરિયતના આદેશ મુજબ આખોયે સંસાર દારુલ ઈસ્લામ (ઇસ્લામી પ્રદેશ) અને દારુલ હરબ (યુદ્ધ પ્રદેશ) એમ બે છાવણીઓમાં વહેંચાઈ ગયો છે. આક્રમણકાર મુસ્લિમોને મન હિંદ એ માતૃભૂમિ નહોતી, કેવળ યુદ્ધભૂમિ—દારુલ હરબ હતી. એમનું અનુકરણ વટલાયેલ હિંદુઓ કરતા, અને બાપનાં ચણેલાં મંદિર દીકરો તોડતો.

મુસ્લિમોએ ક્રાન્તિના ઝનૂનમાં આખું હિંદ જીતી લીધું; પછી એમને એમની મરદાનગી બતાવવાનું કોઈ ખાસ ક્ષેત્ર રહ્યું નહિ, એટલે એમની પડતી થવા માંડી.

યુદ્ધની પેઠે ક્રાન્તિ પણ માણસની બુદ્ધિને કુંઠિત કરી દે છે. મુસ્લિમોને બુદ્ધિ જડ કરવામાં એમના ધર્મે સૌથી મોટો ભાગ ભજવ્યો છે. આ દેશના મોટા ભાગના મુસ્લિમોનું વતન હિંદુસ્તાન હતું, પૂર્વજો હિંદુઓ હતા, દેખાવમાં, રીતરિવાજમાં ને પહેરવેશમાં તેમનામાં અને હિંદુઓમાં સારા પ્રમાણમાં મળતાવડાપણું હતું, એમને રાતદિવસ કામ હિંદુઓ સાથે પાડવાનું હતું, છતાંય એમના મોલવીઓ ને ઉલેમાઓ એમને ઇરાન, અરબસ્તાન અને સાતમી સદી તરફ ત્રાટક કરવાની તાલીમ આપતા હતા! ધર્મ-ગ્રંથો અરબીમાં, જેને સોમાંથી એકાદ વાંચી શકે તો ધનભાગ્ય, સંસ્કારભાષા ફારસી જે મુસ્લિમ સમાજનો ઉપલો થર જ સમજી શકે, અને બોલે તે એવું ફક્કડ કે ઇરાનમાં જન્મેલા માણસને હસવું આવ્યા વિના ના રહે!

હિંદના મહાન ફારસી—હિંદી કવિ અમીર ખુશરૂની ગણત્રી ઇરાનમાં રંજીપેજીમાં થતી. અબુલ ફઝલનો ભાઈ ફૈઝી તો એનાથીય ઊતરતો ગણાતો.

આ રીતે અતોભ્રષ્ટસ્તતોભ્રષ્ટ હિંદી મુસલમાનો એકબાજૂ અરબી ફારસી કે તુર્કીનો માતૃભાષા તરીકે સફળ ઉપયોગ કરી શકતા નહોતા. તો બીજી બાજૂએ હિંદની કોઈ પણ દેશી ભાષાને નજીવા અપવાદો બાદ કરતાં આત્મસાત્ કરી શકયા નહિ. જે ઉર્દૂ માટે મુસલમાનોએ ગાંધીયુગમાં આટલું બધું તોફાન મચાવ્યું, તે ઝબાન—ઈ—હિંદવીનો તેઓ મધ્ય



યુગમાં છાવણી, રાજદરબાર, બજાર અને ઘરબારમાં છૂટથી ઉપયોગ કરતા હોવા છતાં, જ્યાં એને લખવાનો પ્રસંગ આવતો, ત્યાં એમને ભારે શરમ આવતી. હિંદુસ્તાનના મુસલમાનોની માતૃભાષા ઉર્દૂ હોવા છતાં સરકારી તુમારોથી માંડીને શિષ્ટ સાહિત્યના સર્જન સુધીના સઘળા સામાજિક વ્યવહારોમાં ઠેઠ ઈ. સ. ૧૭૫૦ની સાલ સુધીમાં ફારસીને અગ્રસ્થાને રાખવાનો ભદ્રંભદ્રી પ્રયોગ કરવામાં આવ્યો. ત્યારપછી જ "મૂઈ ભેંશના મોટા ડોળા" એ ન્યાયે અસ્ત પામેલી મુસ્લિમ સત્તાના એ અવશેષનો સાહિત્યની ભાષા તરીકે નિઃસંકોચ સ્વીકાર થયો. હિંદી મુસ્લિમોના સાહિત્યવંધ્યત્વનું એક મહત્વનું કારણ એ હતું કે આ દેશમાં મુસ્લિમ સંસ્કૃતિનો અસ્ત થઈ ગયો ત્યાં સુધી મુસલમાનોને ખબર જ ના પડી કે એમની માતૃભાષા કઈ છે !

આ પ્રકારની ગુરુગ્રંથિનું પરિણામ એ આવ્યું કે હિંદમાં મુસલમાનોનો ઘણો મોટો ભાગ કોઈપણ સાહિત્ય વિનાનો રહ્યો, એમની કેળવણી અર્ધદગ્ધ અને દિશાશૂન્ય રહી, ગૃહજીવનમાં કોઈ જાતનો સંસ્કારી આનંદ રહ્યો નહિ, એમનો ધર્મ અક્કડ અને અનુદાર રહ્યો. એમનામાં થોડી ઘણી ભાંગીતૂટી હિંદી સૂફી કવિતાઓ પ્રસરી, પણ એનાથી એક આખી પ્રજાની સંસ્કાર ભૂખ કાંઈ ભાગે નહિ.

હિંદુસ્તાનમાં વસનારો મુસલમાન હિંદુસ્તાનને પોતાનો દેશ માની શકતો નહિ, માને તો એનો આત્મા નરકમાં જાય એમ એને એનો ધર્મ શીખવતો હતો. જે દેશમાં એ રહેતો હતો તેજ દેશની ભાષા, સાહિત્ય, ઇતિહાસ, પુરાણ, ધર્મ કે સંસ્કાર એને મન અસ્પૃશ્ય હતાં. ભૂતકાળના સમૃદ્ધ વારસામાંથી પોતાની સંસ્કારતૃષા છિપાવવાની એને સંપૂર્ણ મનાઈ હતી. એનો ઇતિહાસ મહમ્મદ પયગમ્બરથી શરૂ થતો હતો. ઈરાન કે અરબસ્તાનનું જે કાંઈ હોય તેજ એમને ખપતું હતું. સદીઓ પહેલાં રણમાં ભટકનારા અરબોની નીતિરીતિ હિંદના મુસ્લિમોને લાગુ ના પડી શકે એમ અકબર જેવા શાણા સમ્રાટો માનતા હતા, છતાંય આખા મુસ્લિમ સમાજ ઉપરનો એનો પ્રભાવ અભાવાત્મક પ્રકારનો હતો.

આ કારણોને લઈને ઇસ્લામના ક્રાન્તિકાળના અંત સુધીમાં, એક બાજૂ હિંદુઓ ખુશામતિઆ રાંક, ડરકણ, કંગાલ અને ઉત્સાહશૂન્ય બન્યા, તો બીજી બાજુ મુસ્લિમોના હાથમાં એકઠી થયેલી અમર્યાદ સંપત્તિ અને સત્તાની સાથે મળેલી સંસ્કાર શૂન્યતાથી તેઓ આળસુ, દારૂડિયા ને જુગારી બન્યા.

આવી પરિસ્થિતિમાં મોગલો આ દેશની રાજકિય રંગભૂમિ ઉપર આવ્યા, એટલે ક્રાન્તિનું ઉત્ક્રાન્તિમાં પરિવર્તન થઈને સંસ્કૃતિનું મોજું ફરી પાછું ઊંચે ચઢવા માંડયું અને મુસ્લિમ સંસ્કૃતિનું કેન્દ્ર મસ્જિદ મટીને મહેલ બન્યું.

**મોગલાઇનું મૂલ્યાંકન**

અકબર એ પહેલો અને છેલ્લો ચક્રવર્તી મુસ્લિમ સમ્રાટ હતો કે જેણે હિંદુ અને મુસ્લિમ એ બન્ને હિંદી સંસ્કૃતિ સર્જવાનું કામ મોટા પાયા ઉપર ઉપાડયું હતું. એ પોતાના મિશનમાં મોટે ભાગે નિષ્ફળ નીવડયો. એનું કારણ એ હતું કે એ પોતાના જમાનાથી ઘણો આગળ હતો. એના પ્રગતિશીલ વિચારો ઝીલવા માટે હિંદુ કે મુસ્લિમ એમાંથી એકકે સમાજ તૈયાર નહોતો. આ કારણોને લીધે એનો સમન્વય પ્રજાકીય સમન્વય થવાને બદલે રાજકીય સમન્વય થયો. આવા દરબારી સમન્વયો સ્વાભાવિક રીતે જ ગુરુશિખર સમન્વયો હોય છે, અને એમના યોજકોના અવસાન સાથે જ એમનો અંત આવે છે.

હજાર વર્ષના હિંદુ અને મુસ્લિમ પ્રજાના એકબીજાના નિત્યસંપર્કને કારણે ખાનપાનના સ્થૂલ પ્રદેશથી માંડીને ધર્મચિંતનના સૂક્ષ્મ પ્રદેશ સુધીમાં જીવનમાં બધાં ક્ષેત્રોમાં વિપુલ પ્રમાણમાં બે સંસ્કૃતિઓએ વિનિમય કર્યો, પણ બન્ને સંસ્કૃતિઓની વિશિષ્ઠ અસક્તિઓને કારણે બન્નેનો સમન્વય થઈને એમનાથી ચઢિયાતી એવી ત્રીજી સંસ્કૃતિ ના સર્જાઈ.





અકબરના ગુરુશિખર સમન્વયથી હિંદી સર્જાયું, પણ હિંદી સમાજ ના સર્જાર્યો, અને જ્યાં હિંદી સમાજ જ ના હોય ત્યાં હિંદી સંસ્કૃતિ શી રીતે ઉદ્દ્ભવે !

દીને ઇલાહી સંપૂર્ણ રીતે નિષ્ફળ નીવડ્યો. માનસિંગ અને ટોડરમલ જેવા હિંદુ આગેવાનોએ અકબરની રાજકીય સર્વોપરિતા સ્વીકારી, પણ એની સાંસ્કૃતિક સર્વોપરિતા ઇન્કારી. અનેક રજપૂત રાજાઓએ રાજકીય દબાણ અને લાલચ હેઠળ અકબરને કન્યાઓ આપી. પણ એનાથી સામાન્ય રજપૂતનો મુસલમાનને કન્યા આપવા સામેનો તિરસ્કાર લવલેશ ઘટ્યો નહિ. રામાયણ અને મહાભારતનાં ફારસી ભાષાંતરો થયાં, પણ એના સંસ્કારો દરબારી કિતાબખાનાની બહાર નીકળીને સામાન્ય મુસ્લિમના લોહીમાં પ્રવેશ્યાં નહીં. સતીની ચિતા જલતી રહી, હિંદુ ને મુસ્લિમ સ્ત્રીઓ જનાનખાનાની ગુંગળામણમાંથી મુક્ત ના થઇ અને બ્રાહ્મણો ને મુલ્લાંઓની ધર્મજડતામાં ખાસ નોંધપાત્ર સુધારો માલૂમ ના પડ્યો.

આ તો આપણે અકબરનું કાર્ય જોયું, એક યુગ તરીકે હિંદના ઇતિહાસમાં મોગલ યુગનું સ્થાન શું ?

શિશુનાગ વંશથી શરૂ થતા આર્ય સંસ્કૃતિના ઐતિહાસિક કાળથી અકબર સુધીમાં, હિંદે ત્રણ સુવર્ણયુગ જોયાઃ મૌર્યયુગ, ગુપ્તયુગ ને મોગલયુગ. આ બૌદ્ધ, હિન્દુ ને મુસ્લિમ સંસ્કૃતિના સુવર્ણયુગોમાંથી મોગલયુગ માટે શ્રી. જદુનાથ સરકાર માને છે કે રાજકીય રીતે મૌર્ય કે ગુપ્તયુગ કરતાં મોગલયુગ આગળ હતો. દરબારી ભાષાની એકતા, રાજ્યવહીવટનું તંત્ર, નાણાં વ્યવસ્થા, સિક્કાઓનું એકીકરણ, વેપાર ને મુસાફરીની સરળતા, યુદ્ધકલા વગેરે બાબતોમાં હિંદુ અમલ કરતાં મુસ્લિમ અમલ વિશેષ યશસ્વી હતો.

આ અભિપ્રાયમાં કેટલું સત્ય છે, એનો નિર્ણય અહીં કરવાની જરૂર નથી. આપણે એ હકીકત સ્વીકારી લઇએ કે અમુક બાબતોમાં મોગલો મૌર્ય કે ગુપ્તો કરતાં આગળ હતા, પણ સંસ્કૃતિના એકેએક અંગની દષ્ટિએ તપાસ કરીને સમગ્રદષ્ટિથી અભિપ્રાય આપવાનો હોય તો આપણે મોગલયુગના પુરુષાર્થની કેટલી કિંમત આંકીશું ?

ગુપ્તયુગમાં સંસ્કૃત ભાષા જેવી ફૂલીફાલી એવું જ મોગલયુગમાં ફારસી માટે થયું? અજંતાની કલા અને મોગલકલા એ બન્નેમાં ચઢિયાતી કલા કઇ ! કવિ તરીકે કાલિદાસ શ્રેષ્ઠ કે તુલસીદાસ ? ગુપ્તયુગમાં બ્રાહ્મણ અને શ્રમણ સંસ્કૃતિ વચ્ચે જે સહકાર હતો તેવો જ સહકાર મોગલયુગમાં હિન્દુ અને મુસ્લિમ સંસ્કૃતિ વચ્ચે હતો ખરો ? વિજ્ઞાનની ગુપ્તયુગમાં જેવી પ્રગતિ થઇ હતી તેવી જ પ્રગતિ મોગલયુગમાં થઇ ખરી ? આયુર્વેદમાં વૃદ્ધત્રયીનું વધારે મહત્ત્વ છે કે લઘુત્રયીનું ? ગુપ્તયુગના નૌકાબળ સાથે મોગલયુગનું નૌકાબળ સરખાવી શકાય ? ગુપ્તયુગના હિંદુઓનો સંસ્કાર પ્રચારનો જુસ્સો મોગલયુગના મુસ્લિમોમાં હતો ? બૃહદ્ભારતમાં હિંદુ સંસ્કૃતિએ ગુપ્તયુગમાં જે પ્રભાવ પાડ્યો તેવો જ પ્રભાવ મોગલયુગની મુસ્લિમ સંસ્કૃતિએ હિંદ બહાર પાડ્યો હતો ? ગુપ્તયુગની સુંદર મૂર્તિઓનો સુંદરતાનો અંશ પણ મોગલયુગની કદરૂપી મૂર્તિઓમાં દેખા દે છે ખરો ?

સમગ્ર રીતે તપાસ કરતાં મોગલયુગ ગુપ્તયુગ કરતાં ચઢિયાતો હતો કે કેમ- એ પ્રશ્નનો આપણે એક જ જવાબ આપી શકીએ અને તે "ના!"

મુસલમાનોએ આ દેશમાં જેટલો વિનાશ કર્યો, તેનાથી વધારે સર્જન કર્યું ખરું ?

એનો પણ એક જ જવાબ હોઇ શકે "ના!" આ પરિસ્થિતિનાં કારણો બે.

પહેલું કારણ એ કે મુસ્લિમ સંસ્કૃતિ જે સંસ્કૃતિના ખભા ઉપર ઊભી હતી તે સંસ્કૃતિ—એટલે કે હિંદુ સંસ્કૃતિ ઉત્તરોત્તર વામણી બનતી જતી હતી!

બીજું કારણ એ કે ગુપ્તયુગના હિંદુઓએ જીવનના દરેક ક્ષેત્રનો પુરુષાર્થ જ્યાંથી અધૂરો મૂક્યો હતો ત્યાંથી એને આગળ ચલાવવા જેટલું વીર્ય મુસ્લિમ સંસ્કૃતિમાં નહોતું.

મુસ્લિમ સંસ્કૃતિના જે દોષો આપણે આગળ જોઈ ગયા, એ દોષો એ સંસ્કૃતિમાં છેક પહેલેથી જ હતા. પણ જેમ જુવાનીનું ચઢતું લોહી હોય ત્યાં સુધી માણસે કરેલું અપથ્ય એનો પ્રભાવ બતાવતું નથી, તેમ જ્યાં સુધી મુસ્લિમ સંસ્કૃતિની ચઢતી કળા હતી ત્યાં સુધી એના દોષો અંકુશમાં રહ્યા, પણ જ્યા એની ઊતરતી કળા શરૂ થઈ ત્યાં એ બધાં અપલક્ષણો સપાટી ઉપર આવ્યાં, અને એનાથી માત્ર બે જ સદીમાં મુસ્લિમ સંસ્કૃતિનું, હિંદુ સંસ્કૃતિના છેલ્લી બાર સદીમાં થયેલા અધઃપતન કરતાં ય, ઘણું વધારે અધઃપતન થયું.

ગુપ્તશાંતિનો અંત આવતાં જેમ એની છત્રછાયા હેઠળ ફૂલેલીફાલેલી બ્રાહ્મણ અને શ્રમણ સંસ્કૃતિ વચ્ચેના સહકારનું સ્થાન અસહકારે લીધું, તે જ ઇતિહાસનું પુનરાવર્તન મોગલયુગના અંતમાં થયું.

શાહજહાંના કારાવાસ અને દારાની કતલથી મોગલશાંતિનો અંત આવ્યો. મોગલયુગમાં સાથેસાથે ફૂલેલીફાલેલી હિંદુ અને મુસ્લિમ સંસ્કૃતિઓ વચ્ચે વિખવાદ ઊભો થયો, એટલે ઔરંગઝેબની સમર્થ સરદારી હેઠળ મુસલમાનોએ હિંદુઓ સામે પહેલી પ્રતિક્રાન્તિ શરૂ કરી.

અને આલમગીર ઔરંગઝેબની જુલ્મી તલવારથી ત્રાસેલી હિંદુ પ્રજાએ છત્રપતિ શિવાજી મહારાજની સરદારી હેઠળ ઇતિહાસ પાસે બીજીવાર આત્મનિર્ણયનો અધિકાર માગ્યો!

[ આવતે અંકે : શિવાજીયુગ. ]



# × ચૈતન્યના સહિયારા સાગરમાં

સાને ગુરુજી

અનુ૦ જયન્ત પરમાર

નાગાનંદ વત્સલાના ખેતરે રહેતો હતો. ત્યાં જાણે એણે વનવૃષ્ટિ સરજી હતી. એક સુંદર વાવ ખોદી, એમાં પાણી પણ ભરપૂર આવ્યું. વાવમાં પગથિયાં કર્યાં હતાં. ખેતરમાં સાદી છતાં મનોહર ઝૂંપડી એણે બાંધી હતી. નાગાનંદે ધોરિયાને કાંઠે ફૂલઝાડ રોપ્યાં હતાં, શાકભાજી વાવી હતી. પડખે ગાયની ગમાણ હતી. ગાયોની કાળજી પણ પોતે જ રાખતા. ફૂલની માળા કરીને એ ગાયનાં ગળે બાંધતો. ગોપાળકૃષ્ણની કેટલીય હૃદયંગમ કથા એણે સાંભળી હતી. એ પણ સાંજ પડયે વાંસળી વગાડતો. ગાયો પાછી ફરતી.

વત્સલાના ઘરથી ખેતર જરા છેટે હતું. નાગાનંદ સવારે ઊઠીને ફૂલ ને શાકભાજી વત્સલાના ઘેર લઈ જતો, દૂધ લઈ જતો. પણ એક દિવસ અજવાળું થયા પહેલાં જ વત્સલા ખેતરે આવી. આસો મહિનાના એ દિવસો હતા. ઊંચું ઘાસ વધેલું હતું, ઝાકળને લીધે એ ભીનું દેખાતું. એ ભીના ઘાસમાં થઈને એ ચાલતી આવી. નાગાનંદ ગાય દહોતો હતો. ત્યાં વત્સલા આવી. ગાય વાછરડાંને ચાટતી હતી.

'બધું દૂધ ન કાઢ, વાછરડા માટે રાખજે.' આવીને એ બોલી.

'વત્સલાને જ વત્સની કાળજી હોય એમ ને!'

'તમને નથી એમ હું ક્યાં કહું છું?'

'વત્સલા, હું બે આંચળનું જ દૂધ કાઢું છું, બે આંચળ વાછડા માટે રાખું છું.'

વત્સલાએ ધોરિયા પાસે લીલા ઘાસનો ચારો લાવીને ગાયને દીધો. ગાયે હોંશથી ખાધું. એ ગાયને રમાડવા લાગી.

'ઢોરોને પણ પ્રેમાળ માણસો જોઈએ.' નાગાનંદે કહ્યું.

'પણ માણસોને નહિ.'

× ભારતી સાહિત્ય સંઘ લિ. તરફથી તરતમાં જ બહાર પડનાર નવલકથા 'આસ્તિક'નું એક પ્રકરણ.

'તું આજ અત્યારમાં કેમ આવી? ઝાકળથી તારાં કપડાં ભીંજાઈ ગયા હશે.'

'ખેતરનું સૌંદર્ય જોવા આવી છું. ઊગતા સૂર્યની શોભા જોવા આવી છું. આશ્રમમાં હતી ત્યારે વહેલી ઊઠતી, ઘેર આવ્યા પછી પથારીમાં જ પડી રહું છું. આજ આળસ ફેંકી દીધું સાવરનો પવન નવજીવન દે છે. મને તરવરાટ–ઉત્સાહ દેખાયો. રોજ ઊઠીને અહીં આવવાનું મન થાય છે. તમે દૂધ, ફુલ, શાક લઈને ત્યાં આવો છો એના કરતા હું જ આવીને લઈ જઈશ. મને પણ થોડું કામ કરવા દો. તમે ફુલની ટોપલી ભરીને રાખી મૂકજો, દૂધનું બોઘરણું ભરીને રાખી મૂકજો. હું લઈ જઈશ. તમારે હાથે ગૂંથેલા ફુલો હું વાળમાં ખોસીશ. તમે અહીં ગાયની ડોકમાં જ માળા પહેરાવો છો, વત્સલાની ડોક નથી યાદ આવતી? જૂઓ તો ખરા, કેવી શંખ જેવી સફેદ છે? મારી ડોકમાં માળા પહેરાવોને! તમારી ડોકમાં પહેરાવવા માટે તે દિવસે મેં હાર ગૂંથેલો, પણ તમે જતા રહ્યા! એ હાર મેં ખીંટી ઉપર રાખી મૂકેલો, તમારા માટે બનાવેલો હાર! હૃદયની બધી કોમળતા અને મધુરતા રેડીને ગૂંથેલો હાર! એ કરમાઈ–સૂકાઈ ગયો. પછી હું રોજ હાર ગૂંથતી ને કપોતાક્ષીના પાણીમાં પધરાવી દેતી. આ નદી કપોતાક્ષી તમને હાર પહોંચાડશે એમ મનમાં થતું.'

'કપોતાક્ષીના વહેણમાં જ એક દિવસ હું ડૂબતો હતો. ત્યાં સાચો હાર દેખાયો, મારા વાળમાં ગૂંચવાયો. નાગપૂજક હોવા છતાં સાપના ભ્રમે બીક લાગી. હું ગભરાયો, માથે હાથ ફેરવ્યો ત્યાં તો ફુલોનો સુંદર હાર દેખાયો. મનમાં થયું કે મારા માટે જ સાપમાંથી હાર થઈ ગયો. હું એ હાર લઈને નદીમાંથી બહાર આવ્યો. એ હાર સૂંઘ્યો, હૃદય સરસો ચાંપ્યો ને કેટલીય વાર સુધી ઊભો રહ્યો, કોને ખબર!'

બન્ને શાંત થયા, હૃદય ભરાઈ આવ્યું. 'વત્સલા તાજું દૂધ લઈશ? ગાયનું સેડ કઢું દૂધ.'

'મને દૂધ–મધની ભૂખ નથી. વત્સલા તો જુદા



રસની ભૂખી છે.'

'જો આ કેળના પાંદના દડિયામાં ભરીને દૂધ લાવ્યો છું, ના ન પાડ. - ગાય ગુસ્સે થશે. દૂધની ના ન પડાય.'

'મારી સાથે તું યે પીશ ને ?'

'હા. નાગને તો દૂધ જેવું બીજું કોઈ વહાલું પીણું નથી. ઘણીવાર મને થાય છે કે ગાયના વાછડા જેવું થઈને દૂધ જ પીધા કરવું, દૂધ પીને મસ્ત રહેવું. એ દિવસે સુ તાએ મને કહ્યું : ખૂબ દૂધ પીજે બાળપણમાં માનું દૂધ અને મોટપણમાં ગાયનું દૂધ ! નાગને જ પ્રસાદી ધરીએ છીએ.'

'દૂધ પીને ઝેર તૈયાર કરે છે ને ?'

'પણ જાતવાન નાગ તો ઝેરનો ક્યારેક જ ઉપયોગ કરે છે. સાચો નાગ સંન્યાસી છે, તપસ્વી છે. કેવો સ્વચ્છ, ઉજ્જવળ, નિર્મળ ! એ તો જરા પણ ગંદકી સહન કરતો નથી. શરીર મેલું દેખાય કે એ ફેંકી દે છે. એ વખતે એને કેટલી બધી પીડા થાય છે ! પણ નવું સુંદર શરીર મળે એટલા માટે એ અપાર વેદના સહન કરે છે. દુઃખ સહ્યા વગર ક્યાંય સુખ મળતું નથી. વેદનામાંથી સૌંદર્ય, મોક્ષ ને વેદ પણ મળે ! વેદનામાંથી જ બધું જન્મે છે. બીજને વેદના થાય, એનું શરીર ફાટે ત્યારે જ એમાંથી સુંદર અંકુર ફૂટે છે. માતાને પ્રસવ. પીડા સહન કર્યા વગર બાળક મળે છે ? રાતની પીડામાંથી જ તારાઓની શોભા મળે છે. કવિની અકથ્ય પીડામાંથી જ વેદવાણી વહે છે. કોઈ સુંદર સ્ત્રીને દુઃખ થાય ત્યારે જ મોતી જેવા આંસુ દડે છે, જેને લીધે આખી સૃષ્ટિ કરુણામયી થાય છે ને આંસુમાંથી પ્રેમની કળી ખીલે છે ! ખેડૂતોને દુઃખ થાય છે, પરસેવે રેબઝેબ થાય છે, પણ ત્યારે જ ધરતી લીલીછમ બને છે.

'ચાલવા દે તારું નાગપુરાણ–વેદનાપુરાણ.'

'વત્સલા, ખરેખર નાગપુરાણ ગાયા જ કરવાનું મન થાય છે. અરે, નાગ તો હવા ખાઈને જીવે છે ને બધાથી દૂર રહે છે. ચંદનની ગંધ, ફૂલની સુવાસ મીઠું મધુરું સંગીત એ બધું એને ગમે છે. જ્યાં સૌંદર્ય, માંગલ્ય, સુંગધી અને નિર્મળતા દેખાય ત્યાં ત્યાં જ એ જાય છે. ત્યાં પોતાની સ્વાભિમાની ફેણ ફેલાવશે. બને ત્યાં સુધી નાગ કોઈને હેરાન નથી કરતો, પણ ગુસ્સે થાય તો એક જ દંશમાં કામ કાઢી લે છે. એ એનું ઝેર એ જ એનું સામર્થ્ય ! એ વારંવાર એનો ઉપયોગ નથી કરતો. ખૂબ કટોકટીની પળ આવ્યા વગર નહિ, એનામાં સંયમ છે એટલે જ અમોઘ અને નિશ્ચિત સામર્થ્ય પણ એની પાસે છે.' નાગાનંદ નાગના વખાણ કરતો હતો.

'દૂધ આપતો'તો ને ?'

'હા, લે આ દડિયો. કેવું ફીણવાળું દૂધ છે !'

બન્નેએ દૂધ પીધું. વત્સલા એની ઝૂંપડીમાં જોવા લાગી. ઝૂંપડીમાં કંઈ રાચ રચીલું નહોતું. બે ધાબળી હતી. ઘાસની ગૂંથેલી બે ચટાઈ હતી. એક વાંસળી હતી.

'તમને વાંસળી વગાડતાં આવડે છે ?'

'હા.'

'કોણે શિખવ્યું ?'

'નદીએ ને પવને, ઝાડનાં પાંદડાએ, પંખીના કલરવે. કુદરત ગુરુ છે.'

'મને સંભળાવીશ ?'

'તારી ભાષામાં જ વાંસળીના સૂર છે, કેવું મીઠું તુ બોલે છે ! હોઠની વાંસળીમાંથી હૃદયનું સંગીત બહાર પડે એ જ સાચા બંસીસૂર !'

'મને નાગ જેવી વાંકીચૂંકી ભાષા સમજાતી નથી. આ સીધી વાંસળીમાથી સંગીત સંભળાવ.' એ શરમાતી ને ગુસ્સે થતી બોલી.

'પણ પહેલા થોડું વધુ દૂધ તો લે.'

'કેમ ? અજીરણ થશે.'

'વાંસળી સાંભળીને બધું જીરવાશે. વાંસળી તને ઘેલી કરી દેશે. પછી તને કંઈ ખાવા પીવાનું ભાન જ નહિ રહે. ભાવનાના આવેશને તુ કાબૂમાં





નહિ રાખી શકે, એટલે દૂધ પીને સમનોલ બની જા,

'હું એની નબળી નથી. મારા હૃદયે આટલા દિવસો સુધી જે ભાર વેંઢાર્યો છે એથી વધુ ભાર દુનિયામાં બીજો કયો છે? જલદી વગાડ, હવે હું અધીરી થઈ ગઈ છું'. પુરુષો હમેશા તલસાવે છે.'

વાંસળી હાથમાં લીધી. જાણે આખી કુદરતને આહ્વાહન આપ્યું. એક પ્રેમગીતનું દિવ્ય સંગીત છેડયું, એ ગીતની બધાને ખબર હતી. એનો ભાવાર્થ આમ હતો :

ભોળી આંખો, એ વખતે તને ના કહેવા છતાં શા માટે એના તરફ જોયું? એના પર વિશ્વાસ મૂકીને ફસાઈ, હવે જિંદગી આખી રડ્યા કર.

અને બહાવરા હૃદય, એને સ્થાન ન દેવા કેટલું વિનવેલું? હવે શૂળની જેમ ભોંકાતા ઘાને સહન કર્યા કર.

હે હાથ! અત્યારે થાકને લીધે રડો છો. પણ એને મજબૂત પકડી રાખવામાં શક્તિ વેડફતી વખતે કેટલા બધા વળેલા? એ વખતે તો એના આલિંગનમાં જ આંધળા હતા.

હૃદયની ધીરજ ગળે છે, આંખનાં આંસુ ગળે છે, હાથમાંથી કંકણ ગળે છે, તો આખું જીવન જ કેમ ગળી પડતું નથી?

બધાં એ ગીતમાં ગરક હતાં. નાગાનંદ ને વત્સલાની આંખો પણ મીંચાયેલી હતી. એક નાગ પણ ત્યાં ફેણ ડોલાવતો બેઠો હતો. ચૈતન્યના સહિયારા સાગરમાં બધા ઝબકોળાઈ ગયા હતા.

વત્સલા ભાનમાં નહોતી. એ ઘાસ પર સૂતી હતી.

'વત્સલા, જો સાપ.'

'ક્યાં?' એ ચમકી.

'જો, આ જાય. વાંસળી સાંભળીને જાય છે.'

'આવા સાપ અહીં આવે છે? તને બીક નથી લાગતી?'

'નથી લાગતી એમ તો નહિ.'

'તો ઘેર રહેવા ચાલને.'

'અહીં જ સારું છે. અહીં સાપની, વાઘની બીક લાગે છે તો પણ એમની સોબત મને ગમે છે.'

'માણસ કરતાં પણ વધુ?'

'હજુ માણસની મને બીક લાગે છે. માણસો ઉપર વિશ્વાસ નથી.'



**બીજ-રેખાઃ**

મૂંગી અકેલી,
પ્રશાન્ત વ્હીલી.
ઊગી ઊગી બંકિમ બીજ-રેખા.
એકાકિની પાંડુર યક્ષિણીની
ન હોય કે શું નખરેખ શુભ્ર!

ઉપેન્દ્ર પંડયા.

# છેવટ કાઢ્યું !

[ A Fantasy ].

ધૂમકેતુ

સૌના મનનો આનંદ માતો ન હતો. આખું શહેર હાલક ડોલક થઈ ગયું હતું. ઠેકાણે ઠેકાણે એ એક જ વાત થતી હતી. નાનાં મોટાં સૌ જાણે ઘરમાં રહેવાનું જ હોય નહિ તેમ બહાર નીકળી ગયાં હતાં. આખે રસ્તે લોકો બન્ને બાજૂ ઊભા રહી ગયા હતા. કેટલાક સામડીયા 'ટાઇપ'ના તો ફુલહાર પણ લાવ્યા હતા. કોઈના હાથમાં નાળિયેર હતાં. ફુલો વેરવાવાળાની સંખ્યા પણ નાની સુની ન હતી. સૌ આશ્ચર્યચકિત થઈને એને આવતું જોઈ રહ્યા.

અને અંતે આવ્યું !

એક કરોડ તો એક કરોડ– પણ શહેર આખું સુખી થઈ જાય એવી એ વસ્તુ હતી. ધન્યવાદ તો શહેરના ઉદાર શેઠિયાઓને, મદદ કરવા વાળાઓને અને બીજા સૌને હતા કે જેમણે એને લાવવામાં મદદ કરતા હતા.

અને આ કાંઈ જેવી તેવી વસ્તુ હતી ? તમે બોલો એ તો તરત નોંધાઈ જ જાય, પણ તમારો અવાજ લઢણ બધું એવું આબાદ નોંધી લે કે ન પૂછો વાત !

પણ નવી નવાઈની વાત તો બીજી હતી. તમારા વિચારની પણ એ આબેહૂબ નકલ કરી લે. તમારી વૃત્તિના ફેરફાર નોંધે. તમે જે કાંઈ ઇચ્છો તેની પણ વિશ્વાસલાયક નોંધ આપે. તમારા મુંગા વિચારોને એ વાચા આપે ! ગજબ !

અને તેથી એને આવતું જોવા આખું ગામ ઘેલું બની ગયું હતું.

[૨]

અંતે એ આવ્યું. એનો દેખાવ માણસ જેવો હતો. છેટેથી માણસ ચાલતું હોય તેમ લાગે. આંખની જગ્યાએ આબાદ આંખો હતી, હાથ હતા, પગ હતા, માથું, પેટ, મોં, જીભ બધું માણસ જેવું જ હતું. જીવ હોય તો એને માણસ ન કહેતાં બીજું શું કહેવું એ સવાલ થઈ પડે ! એવી આબેહુબ એ માણસની જ પ્રતિકૃતિ હતી.

પણ છેવટે તો એ યંત્ર જ હતું. એણે એને એક જગ્યાએ ગોઠવવાનું નક્કી કર્યું. જાહેર બગીચો જ એને માટે ઠીક ગણાય એમ માનીને એને ત્યાં જ મૂક્યું. પછી તો માણસો ત્યાં ઉભરાવા માંડ્યાં.

કંકુમા બોલ્યાં : 'મર રે પીટયા !'. 'મશીને' તરત જ કંકુમાનો અવાજ, લહેકો ને શબ્દોચ્ચાર આબાદ આપી દીધો, 'મર રે પીટ્યા !'

આ સાંભળીને છોકરાં કૂદવા માંડયાં ! આ 'મશીન' ગામમાં આવ્યું ત્યારથી આખો દિવસ જાહેર બાગમાં પણ મેળા જેવું જ થઇ પડયું. 'મશીન' બિચારું એક પળ નવરું નહિ. જો કોઈ આવીને ખડખડ હસે તો 'મશીન' પણ હસે ! કોઈ રડે તો એ રડે, કોઈ ક્રોધ કરે તો એ ક્રોધ કરે. એને શું ? એ તો આખો દિવસ માણસના જેમ વાતો કરે જ કરે !

[૩]

પણ એક દિવસ આ 'મશીન'ની ભયંકરતા જાણીતી થઇ ગઈ ને પછી તો શહેર આખું કોઈ રાક્ષસથી ધ્રૂજે તેમ એનાથી ધ્રૂજવા માંડ્યું !

બન્યું હતું એવું કે ધ્યાન રહ્યું નહિ કે કોણ જાણે કેમ પણ ઉદ્યાનને એક ખૂણે બેઠા શહેરના લોક નેતાઓ ડોક્ટરો વકીલો–એટલે શહેરનો ઉત્તમોત્તમ ગણાતો ભણેલો ગણેલો સુધરેલો વર્ગ ત્યાં ભેગો થયેલો–તેમાં કાંઈક પ્રશ્ન ઉપર વાતચીત થઇ. એ વાતચીત આ 'મશીન' બેઠું નોંધે એ કોઇને ખબર નહિ. એ તો જેમ કરતા હતા તેમ કરવા મંડયા ! કોઈની નિંદા શરૂ થઈ ! કોઇની રેવડી કરવા મંડયા ! કોઇને જાણે અદાલતમાં ઉભો રાખ્યો હોય તેમ જડતી લેવા મંડયા. એટલું જ નહિ એક બીજાને મોએથી હા હા ભણવા છતાં, મનમાં તો એને જ મૂર્ખ માનતા હતા–અને આ રાક્ષસી મશીન આવી વાત પણ નોંધે છે–એની કોઇને ખબર નહિ.

બીજે દિવસે એક મેળાવડો ત્યાં હતો, તેમાં





સુંદર-સુંદર વસ્ત્રો પહેરીને શહેરી લોકો આવ્યા હતા. જયસુખલાલ મનસુખલાલ ને મનસુખલાલ મોહનલાલ ને મોતીલાલ પરમાણંદને ને પરમાણંદ મોતીભાઈને એમ એક બીજા એક બીજા ઉપર જાણે પ્રેમની અમૃતધારા વરસાવતા ઓછા ઓછા થઈ રહ્યા હતા! ત્યાં કોઈક અદક પાંસળીયાએ આ 'મશીન'ને ખુલ્લું મૂક્યું. ને પછી જોઈ લ્યો મઝા!

એમાં તો આ બધાનાં ખરાં વાણી વિવેક વિચાર નોંધાઈ ગયાં હતાં. ગઈ કાલે એમણે આખા ગામ વિશે જે વાતો કરી હતી એ પણ ત્યાં હતી. એટલે જેટલામાં મનસુખલાલ મોહનલાલને વિવેકપૂર્વક કહી રહ્યા હતા કે "કાં મોહનભાઈ! કેમ તબિયત તો સારી છે ને? હમણાં કાંઈ અમારી તરફ ફરક્યા નથી?"—એમ ઉપરટપકેનો ખોટો મોવિવેક કરી રહ્યા હતા,—એટલામાં જ આ 'મશીને' એમના ગઈ કાલના જે વિચાર નોંધેલા તે બોલવા મંડ્યાઃ મનસુખલાલ તો ધરતી માગ આપે તો સમાઈ જવા જેવા થઈ ગયા. 'મશીન' થોડુંક એ સમજે? એ તો બોલવા માંડ્યુંઃ મનસુખલાલના જ મોહનભાઈ વિશે કરેલા મનના સાચા વિચાર નોંધેલા તે ફેંકવા માંડ્યુંઃ 'સાળો! આ શું સમજતો હશે? શેટમજી! તમે મસકો લગાડીને અમારો હક્ક દબાવ્યો છે પણ તમારો વારો ય આવશે!'

આમ મશીન બોલવા માંડ્યું છે એ જાણ થતાં ત્યાં તો નાસભાગ શરૂ થઈ ગઈ. એક હેડમાસ્તર એક લેખકને મોંએથી કહી રહ્યા હતા 'સાહેબ! આપનું છેલ્લું પુસ્તક ઘણું સુંદર...' પણ ત્યાં તો 'મશીને' હેડમાસ્તરનાં છોતરાં ગોટલાં ઉતારી લીધાંઃ 'મશીન' એના ખરા વિચારની નોંધ આપતું બોલી રહ્યું હતુંઃ 'સાળાને લખતાં તો આવડતું નથી! વાત તો મળે નહિ...!' હેડમાસ્તરને પણ થયું કે ઉપરથી કાંઈક ઝાડબાડ પડે તો સારું!

"આમ એ 'મશીન'માંથી સૌના વિચાર પ્રગટ થવા મંડ્યા છે એ જાણ થતાં તો સૌ ઉભા જ થઈ ગયા. મોટી નાસભાગ થઈ ગઈ! સૌ ઝટ ઝટ ઘર ભેગા જ થવા માંડ્યા. જાણે કે કોઈ કોઈને મળવા જ માગતું ન હતું. જાણે સૌ પોત પોતાને છુપાવી લેવામાં જ સહીસલામતી શોધી રહ્યા હતા! તે દિવસે તો હંમેશના કરતાં ગામમાં પણ એકદમ ઘર વહેલાં બંધ થઈ ગયાં. ટપોટપ દીવા પણ ઠરી ગયા. વાળુ પણ વહેલી પતી ગઈ. પણ પેલું 'મશીન' કોણ જાણે શું થયું હતું, હજી એક બીજાની વાત એક બીજાને કહી રહ્યું હતું! ઘડી એકનું નામ આવતું હતું. થોડીવારે બીજાનું નામ આવતું હતું. ને આખું ગામ જાણતું હતું કે એ સત્ય—સો એ સો ટચ સોનાનું સત્ય—આપી રહ્યું હતું! પણ હવે તો એ બંધ કેમ થાય એની જ સૌને ચિંતા થઈ પડી! એટલું જ નહિ, પોતે કોઈના વિશે કાંઈ વિચાર ન કરી બેસે એવી ચિંતામાં ગામ આખું ઘેલું થઈ ગયું! સૌને લાગ્યું કે આ સો ટચ સોનાનું સત્ય તો આપણને મારી નાખે તેમ છે. પણ હવે એનું થાય શું? આ તો ચકલી ઉડાડી પણ એ માળામાં કેમ પાછી આવે તેની કોઈને ખબર નહિ!

[ ૪ ]

છેવટે કોઈકે રસ્તો બતાવ્યો કે ભાઈ! આ એક કરોડ રૂપિયા ખરચીને જે મશીન લાવ્યા છો—વિચારની પણ નોંધ કરનારું—તેને જઈને કોઈક ખાડામાં પધરાવો. ને તેને ખૂબ ઉંડે દાટી દ્યો.

અંતે આખું ગામ ભેગું થઈને એને દાટવા હાલ્યું!

એને જઈને દાટી દીધું ને એના ઉપર એક પૂતળું ઉભું કરી તેમાં લખાવ્યું કે અહીં સત્યને દાટ્યું છે. મહેરબાની કરી એને કોઈ કાઢતા નહિ. નહિતર જીવન અશક્ય બની જશે.

★

## આશા મિનારા

[લે. વિ. સ. ખાંડેકર; અનુ. ગોપાળરાવ વિદ્વાંસ; પ્ર. આર. આર. શેઠની કં. મુંબઇ-૨, મૂલ્ય, સાડા ચાર રૂપિયા]

એમની કથાઓના ગુજરાતી અનુવાદોથી હવે ગુજરાતને જાણીતા થઇ ગયેલા મરાઠી લેખક શ્રી. વિ. સ. ખાંડેકરની 'પાંઢરે ઢગ' એ નવલકથાનો આ ગુજરાતી અનુવાદ છે. મહારાષ્ટ્રના મધ્યમવર્ગનું આલેખન, આજની પેઢીના યુવકનું સ્વભાવચિત્ર, મુખ્ય પાત્રોની થોડીક પ્રણયલીલા, આજના બુદ્ધિશાળી અને ભાવનાશીલ યુવકવર્ગના હૈયામાં મંથન જગાડતા અને તેમને કર્તવ્યપંથે દોરતા આજના સમાજપ્રશ્નો અને જીવનપ્રશ્નો અને તેને લગતી વિચારણા, અને 'બે વાદળીઓ' જેવી લાક્ષણિક ખાંડેકરી લખાવટની રહસ્યલક્ષી કાવ્યાત્મક લઘુકથાઓ—એ બધી તેના કર્તાની જાણીતી સામગ્રી આ કથા પણ પૂરતા પ્રમાણમાં દેખાડે છે. મહારાષ્ટ્રના ગરીબ મધ્યમ વર્ગના બુદ્ધિશાળી અને ભાવનાશીલ યુવકોના પ્રતિનિધિ જેવો એનો કથાનાયક અભય ભ્રાતૃવત્સલ મોટીબહેનના સ્વાર્થત્યાગને પરિણામે ભણતર પૂરું કરી શિક્ષકનો ધંધો કરતાં કરતાં એલ. એલ. બી. થાય છે, પણ તે પૈસાને ખાતર કોર્ટમાં કેસ લડનાર વકીલ બનવાને બદલે જેમને આવા ભાવનાશાળી જુવાનો જેવા ભેરુઓ અને સેવકોની સેવાની બડી જરૂર છે તે વર્ગનો—કિસાનો અને મજૂરો અને ગરીબોનો—વકીલ એટલે સેવક બનવા તરફ એ વળે છે. સ્વાર્થી કુટુંબ-જીવનના મધ્યમવર્ગી પાશમાંથી મુક્ત બની આખા સમાજને પોતાનું કુટુંબ બનાવવા એ પ્રવૃત્ત થશે એવી આગાહી સાથે વાચનારને કથાને અંતે આ ખાતરી પણ લગભગ મળી જ જાય છે કે એના એવા વિશાળ કુટુંબજીવનમાં એની સહધર્મચારિણી એને અનુક્રમે પોતાનાં રૂપ અને બુદ્ધિની તેજસ્વિતાથી અમુક વખત સુધી આકર્ષી ગયેલ માલા અને લતા નહિ, પણ એના અંતરમાં સ્થાન પામતા જતા નવા ધર્મને જે સ્વભાવથી જ ઘડીકમાં અનુકૂળ બની જાય એમ છે તે પ્રમિલા જ બનશે. અભયનું માલા, લતા અને પ્રમિલા પ્રત્યેનું આકર્ષણ કથાને જરૂરી પ્રણયરસ પૂરો પાડે છે. કથા બીજી રીતે આંજી નાખે એવી નહિ છતાં સુવાચ્ય છે. 'અંધરશિયાત' અને 'ખમતીધરપણું' જેવા શબ્દો વાપરી નાખનાર અનુવાદક જન્મે મહારાષ્ટ્રીય હોવા છતાં વર્ષોના સૌરાષ્ટ્રના નિવાસને બળે કેવા ગુજરાતી બની ગયા છે અને ગુજરાતી ભાષા પર કેવું પ્રભુત્વ એમને આવી ગયું છે એનું આ અનુવાદ વાચકોને સારું ભાન કરાવશે.

## દિલીપની મા

[અનુ. રમણલાલ સોની; લલિત પ્રકાશન; પ્રાપ્તિસ્થાન, એન. એમ. ઠક્કરની કં. મુંબઇ-૨; ૪-૪-૦]

બંગાળી નવલકથાકાર ડૉ. નરેશચંદ્ર સેનગુપ્ત કૃત 'તૃપ્તિ' ગુજરાતીમાં શ્રી રમણલાલ સોનીને હાથે ઉતરાઇ આ પુસ્તકરૂપે આવે છે. આગલી પત્નીના એક અગિયાર વર્ષના પુત્રવાળા વિધુરની સાથે તેની રસિક પ્રિયતમા અને તેના પુત્રની વત્સલ માતા બનવાનો અભિલાષ ચિત્તમાં સંઘરી લગ્ન કરતી યુવતીને તેના નારીત્વનું હડહડતું અપમાન થાય એવી આકરી તાવણીમાંથી કેવી રીતે પસાર થવું પડે છે, પતિ અને પુત્રને તે કેવી રીતે ખુએ છે અને આખરે તેમને તે કેવી રીતે પોતાના વિશુદ્ધ પ્રેમ અને તપસ્યાના ફળરૂપે જ હોય તેમ પાછા મેળવે છે એની કથા એનો વિષય છે. કથામાં આકર્ષક પાત્ર નાયિકા મિનતિનું છે. પુરુષપાત્રોમાં તોતારામરૂપે મિનતિના માતૃવાત્સલ્યનો લાભ પામતા નૃપતિનાથ ચૌધરી અને શિશિરના સ્વામિભક્ત નોકર રામહરિ એ બે પાત્રો જેટલી સહાનુભૂતિ વાચકોની જીતી લે છે તેટલી મિનતિના પતિ શિશિર અને પુત્ર દિલીપનાં પાત્રો મેળવી શકે એમ નથી. એ પિતાપુત્ર જે મિનતિની કઠોર વિટંબણા માટે જવાબદાર છે, તેમનું વર્તન જેટલું આવેશપ્રેરિત તેટલું બુદ્ધિપ્રેરિત અને સંભવપુષ્ટ





નથી લાગતું. પણ એનાથી જ તો આ કથાની વાર્તા બની છે. મિનતિની આંતરવૃત્તિઓના અને એના હૃદયના નિરૂપણમાં કર્તાની સિદ્ધિ રહેલી છે.

## અપ્સરા : ખંડ ૪–૫

[ લે. રમણલાલ દેસાઇ; પ્ર. આર. આર. શેઠની કં. મુંબઇ–૨; મૂલ્ય દરેકના સાડાચાર રૂપિયા ]

'પૂર્ણિમા' નવલકથા સાથે જોડવો હતો તે ગણિકાજીવનવિષયક નિબંધને બદલે શ્રી. રમણલાલ દેસાઇએ પાછળથી 'અપ્સરા' નામક પુસ્તક લખવું શરૂ કર્યું તે લંબાતું જતાં તેના આમલા ત્રણ ખંડો પછી આ બે ખંડો પ્રગટ થયા છે. પાંચમા ખંડ સાથે શ્રી. દેસાઇનો આ અભ્યાસ પૂરો થાય છે.

એનો હેતુ કર્તાના શબ્દોમાં આ પ્રમાણે છેઃ આ આખી 'અપ્સરા'ની ગ્રંથમાળા અભ્યાસીનું નહીં પણ એક જિજ્ઞાસુનું કર્તૃત્વ છે. એમાં એક જ ઉદ્દેશ : યુગયુગથી ચાલતી આવેલી, શિષ્ટતાને અણુગમતી, છતાં આજસુધી અનિવાર્ય રહેલી સંસ્થાનું સાચું સ્વરૂપ શું છે, એની પાછળ કયાં વ્યક્તિગત અને સામાજિક બળો કામ કરી રહ્યાં છે અને એ સંસ્થા અનિષ્ટ છે તો તેને કેવી રીતે દૂર કરી શકાય એ સંબંધમાં અભ્યાસીઓ અને સમાજસુધારકોનો રસ જાગે અને શાસ્ત્રીય અભ્યાસ તથા તેને નિર્મૂલ કરવા સક્રિય કાર્ય રજૂ થઈ શકે.' ચોથા ખંડમાં દર્શાવેલા પોતાના આ આશયને કર્તાએ જેમ આગલા તેમ આ બેઉ ખંડમાં પોતાની નજર સમક્ષ રાખ્યો છે. એ સ્પષ્ટ જોઈ શકાય છે.

'અપ્સરા'ના ચોથા ખંડમાં હિંદુસ્તાનના ગણિકાજીવનને ઐતિહાસિક દૃષ્ટિથી નિહાળતાં કર્તાએ સિંધુતટ સંસ્કૃતિ, વેદકાલ, રામાયણ–મહાભારત અને પુરાણોનો કાળ, બૌદ્ધયુગ અને વાત્સ્યાયનયુગ એ સર્વ કાળનો ગણિકાજીવન વિશે તે તે કાળના સાહિત્યને આધારે કેટલાંક અનુમાનો તારવ્યાં છે. કામશાસ્ત્રને લગતા ગ્રંથોનો અને તેમાંથી આ વિષય પર મળતી માહિતીનો પણ ઠીક પરિચય તેમણે ચોથા ખંડમાં વાચકોને કરાવ્યો છે.

એ જ અભ્યાસ આગળ વધારી પાંચમા ખંડમાં કર્તાએ 'મૃચ્છકટિક', 'દશકુમારચરિત' જેવા સંસ્કૃત સાહિત્યગ્રંથો અને માધવાનલકામ–કંદલા' જેવા પ્રાચીન ગુજરાતી અને વર્તમાન ગુજરાતી ગ્રંથોમાં થયેલા ગણિકાજીવનના નિરૂપણનો વાચકોને પરિચય કરાવ્યો છે અને પછી દુનિયાની ધાર્મિક ગણિકાવૃત્તિનો ઇતિહાસ આપી હિંદમાંની ધાર્મિક ગણિકાવૃત્તિનો અને દેવદાસી પ્રથાને લગતી પોતે એકઠી કરેલી બધી માહિતી વિગતે ધરી દીધી છે. સાહિત્યમાં અને કાયદામાં ગણિકાના સ્થાન પર બે અને આજના હિંદમાં ચાલતી ગણિકાવૃત્તિના જુદા જુદા પ્રકાર વિશે એક એમ બીજાં ત્રણ પ્રકરણ પણ પાંચમા ખંડમાં તેમણે મૂક્યાં છે અને છેલ્લા પ્રકરણમાં ગણિકાવૃત્તિના નિવારણના પોતાને સૂઝતા ઉપાય—કામ ભાવનાની સુધારણા, રસ અને સંયમને એક બનાવતું બ્રહ્મચર્ય અને સ્ત્રી પુરુષ વચ્ચેની અને આર્થિક એમ ઉભય પ્રકારની અસમાનતાની નાબૂદી–તેમણે સૂચવ્યાં છે.

આ પુસ્તકો તેમજ પાંચમા ખંડને અંતે આપેલ પરિશિષ્ટમાંની ગ્રંથ યાદી શ્રી. રમણલાલે આ લખવા માટે કરેલ વાચન તથા અભ્યાસનો સારો ખ્યાલ આપે છે પણ એમનું માનસ વૈજ્ઞાનિક કે શાસ્ત્રકારનું ન હોવાથી, વચમાં પોતાની ટીકા રજૂ કરતા જવાની તેમને ટેવ પડી ગઇ હોવાથી, આ પુસ્તકો મળતી નવરાશના ગાળામાં કકડે કકડે લખાયાં હોવાથી અને તેમને પોતાને તેમજ તેમના પ્રકાશકને ગ્રંથ વિસ્તાર અનિષ્ટ ન હોવાથી, પથરાટ ઘણો થઇ ગયો છે. પાંચે પુસ્તકો પર નજર નાંખતાં પ્રકરણ વ્યવસ્થા પણ શાસ્ત્રીય યોજનાથી બદ્ધ કે સુશૃંખલિત લાગતી નથી. કર્તાની લખાવટે પુસ્તકોને સુવાચ્ય બનાવ્યાં છે એની ના નથી.

કર્તાએ બધા ખંડોની પ્રસ્તાવનામાં ક્ષમા યાચનાના ભાવ સાથે પોતાનો આશય આ લખવામાં શુભ જ હોવાનું કહ્યા કર્યું છે તે ધ્યાનમાં લેવાય



અને કામવૃત્તિને માટે ઉત્તેજન મેળવવાને બદલે આ પુસ્તકમાંથી પરમાત્માના સુંદર સર્જનરૂપ નારીની શક્તિ તેમજ તેની જીવન કરુણાની પિછાણ સાથે ધન, ધર્મ, લગ્ન, યુદ્ધ અને રાજકારણને સ્પર્શી જતી ગણિકા સંસ્થાના અનિષ્ટના નિવારણના શુભ સંકલ્પની પ્રેરણા મેળવાય તો આ પુસ્તકોનું વાચન તેના વાંચનારાઓ માટે લાભદાયી થશે.

## સંત-ગુરુનો પરિચય

[ લે. સ્વા પ્રકાશાનંદજી; પ્ર. સસ્તુ સા. કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય બે રૂપિયા ]

ગુજરાત-સૌરાષ્ટ્રમાં ઓદડિયા સ્વામી તરીકે ઓળખાતા સ્વામી શ્રી પ્રકાશાનંદજીએ પોતાના ગૃહસ્થી ગુરુ સ્વ. લલ્લુભાઈ ગોવર્ધનદાસ સાથેના પોતાના સાત વરસ સુધી વિસ્તરેલા ગાળાના સમાગમના પ્રસંગો જે સ્વર્ગસ્થના તેમના પુત્રોએ પ્રગટ કરેલા જીવન-ચરિત્ર માટે લખ્યા હતા, તેનું સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે વેદાંત પ્રેમી મુમુક્ષુઓના લાભાર્થે આ અલગ પુસ્તક છપાવ્યું છે. પુસ્તક આપણને ગુજરાતના એક તત્ત્વનિષ્ઠ વેદાંતી શ્રી. લલ્લુભાઈનો પરિચય કરાવે છે તેટલો જ તેમની જ્યોતથી જેમનો અંતર દીપ પેટયો એ લેખકનો, ખાસ કરીને સાધના કાળના તેમના ઉત્કટ વૈરાગ્ય અને તીવ્ર મુમુક્ષુતાનો પણ પરિચય કરાવે છે. પ્રકાશાનંદજીએ ગુરુમુખથી યોગવાસિષ્ઠ, ગીતા, અપરોક્ષાનુભૂતિ, પંચદશી, આત્મપુરાણ આદિ ગ્રંથોનું શ્રવણ કર્યું હતું. તેમાંથી કોઈ કોઈ પ્રસંગો આ પુસ્તકમાં નોંધવામાં આવ્યા હોવાથી ચરિત્ર સામગ્રી ઉપરાંત ઘણો વેદાંતલક્ષી તેમજ અન્ય પ્રકારનો જ્ઞાનબોધ પુસ્તક રજૂ કરે છે. ગુજરાતની વેદાંત પ્રેમી જનતા આ પુસ્તકને અવશ્ય સત્કારશે.

## ભારતનું બંધારણ

[ અનુ. ભ. હી ભુખણવાળા; પ્ર. હિંદુસ્તાન ન્યુસ્પેપર્સ લિ. મુંબઈ-૭; મૂલ્ય, બે રૂપિયા. ]

ભારતના સાર્વભૌમ પ્રજાસત્તાકના રાજ્ય બંધારણના ૨૬-૧૧-૪૯ના 'ધ ગેઝેટ ઓફ ઇંડિયા'માં પ્રસિદ્ધ થયેલ અંગ્રેજી પાઠનો આ ગુજરાતી અનુવાદ મુંબઈના જાણીતા 'હિંદુસ્તાન' પત્રના પ્રજાસત્તાક અંક માટે એ પત્રના તંત્રીમંડળમાં કામ કરતા આપણા એક ઉત્સાહી શિષ્ટ લેખક ભગવાનદાસ ભુખણવાળાએ પ્રશસ્ય સ્ફૂર્તિથી સમય સામે લડીને ટૂંક સમયમાં તૈયાર કર્યો હતો, જે પાછળથી તા. ૨૬મી જાન્યુઆરી, ૧૯૫૦ના રોજ આ પુસ્તક રૂપે પ્રગટ કરવામાં આવ્યો છે.

ભારત સરકાર તરફથી એક સમિતિ આપણા રાજ્યબંધારણનો ગુજરાતી અનુવાદ તૈયાર કરવા માટે નિમાઈ છે. એ સમિતિએ તૈયાર કરેલો અનુવાદ અધિકૃત સરકારી પ્રકાશન તરીકે બહાર પડે તેને ઠીક વખત લાગવાનો સંભવ હોઈ ગુજરાતની આમજનતા આમજ બંધારણનો સરળ સુગમ અનુવાદ ધરી દઈ 'હિંદુસ્તાન' પત્રે એક જરૂરી સેવા બજાવી છે. અનુવાદ ઉતાવળે છતાં કાળજીથી કરેલો સ્પષ્ટ [illegible] છે ગુજરાતી ભાષામાં ન ભળે એવા નવા શબ્દો અનુવાદકે બનાવ્યા કે હિંદી-મરાઠીમાંથી ઉપાડી લીધા નથી. 'પાર્લામેંટ' જેવા શબ્દના પર્યાય નિશ્ચિત થાય નહિ ત્યાંસુધી અંગ્રેજી શબ્દ જ સુપરિચિત અને અર્થદ્યોતક હોવાને કારણે અનુવાદકે વાપર્યા છે તેમાં કશું ખોટું કર્યું નથી. બંધારણની કલમોની અંગ્રેજી ભાષાની ઝીણી અર્થચ્છાયાઓ અને વિગતો પૂરી ચોકસાઈથી આ ગુજરાતી અનુવાદમાં ક્યાંક ક્યાંક ઉતરેલી દેખાતી નથી, પણ એટલો લોભ પ્રકાશક સંસ્થાએ રાખ્યો પણ ન હતો. અનુવાદની સરલતા અધિકૃત અનુવાદના પ્રકાશન પછીયે એને સામાન્ય જનતા માટે વધુ ઉપયોગી ઠરાવે તો નવાઈ નહિ.

## હ્યુએનસંગ

[ લે. ધૂમકેતુ; ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; આઠ આના. ]

વર્ષો પહેલાં 'કુમાર'માં પ્રસિદ્ધ થયેલ આ લઘુ જીવનચરિત્રના પુસ્તિકાકારી પ્રકાશનની આ બીજી આવૃત્તિ છે. તેર સૈકા પહેલાં પ્રવાસની અનેક





વિટંબણાઓ વેઠી ચીનથી ભારત આવી બૌદ્ધ ધર્મ-ગ્રંથોનું જ્ઞાન મેળવી તે ગ્રંથો પોતાની માતૃભૂમિ ચીનમાં લઈ જઈ પોતાની જાતને કૃતાર્થ માનનાર ચીની પ્રવાસી હ્યુએનસંગની વિરલ ધર્મનિષ્ઠાનું આ જીવનકથામાં થતું સુભગ દર્શન વાંચનારાઓને પ્રેરક નીવડશે. હ્યુએનસંગના ભારતમાંના પ્રવાસ તથા તેણે જે જે જોયું તેનાં તેણે લખેલા વર્ણનોની થોડી માહિતી પણ આ પુસ્તિકાનું આકર્ષણ ગણાશે. લખાવટ સીધી, સરલ, કુમારભોગ્ય છે.

## સાને ગુરુજી

[ લે. શીલભદ્ર; અનુવાદક : પુરુષોત્તમ ગ. માવળંકર પ્ર. ચરોતર એજ્યુ. સોસાયટી, આણંદ, ચાર આના ]

મહારાષ્ટ્રના સંતહૃદય રાષ્ટ્રભક્ત, સમાજ સેવક, સંસ્કાર સિક્ષક અને સાહિત્યકાર સ્વ. સાને ગુરુજીના મરાઠી લઘુચરિત્રનો આ મુક્ત ગુજરાતી ભાવાનુવાદ સ્વર્ગસ્થ પ્રત્યે પ્રેમાદર અને ભક્તિભાવ ધરાવતા શ્રી. પુરુષોત્તમ માવલંકરે તૈયાર કર્યો છે. સાને ગુરુજીના બાળપણ, સંસ્કાર ઘડતર, અભ્યાસ, શિક્ષણકાર્ય, દેશની સ્વાતંત્ર્ય લડતમાં ભાગ, સાહિત્ય લેખન અને એમના અંતિમ સ્વેચ્છામૃત્યુ વિશે જાણવાજોગ માહિતી એમાં સંક્ષેપમાં સરળ અને સફાઈદાર ભાષામાં આપવામાં આવી છે. સાને ગુરુજીના ઉદાત્ત શીલ, દીનજન પ્રેમ, દેશભક્તિ, સેવાપરાયણતા અને ભાવના શીલતાની સુગંધ મંહીથી ઠીક પમરે છે.

## મીરાં દાસી જનમ જનમકી

[ લે. રેવાશંકર સોમપુરા; પ્ર. સસ્તુ સા. વર્ધક કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય દસ આના. ]

સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલયની સર્વોપયોગી સાહિત્યશ્રેણીમાં પ્રગટ થયેલું આ પુસ્તક અમર ભક્ત–કવયિત્રી મીરાંબાઈની ચરિત્રલીલા એ સંબંધી બધા પ્રાપ્ત સાહિત્યની મદદ લઇ લોકગમ્ય ભાષામાં સુવ્યવસ્થિત રીતે રજૂ કરે છે. મીરાંના જીવન પ્રસંગોના આલેખનમાં તેનાં પદોની પૂરતી સહાય લેખકે લીધી છે એ સારું કર્યું છે. પાંચ લઘુ પ્રકરણોમાં મીરાંની જીવનકથા રજૂ કરી લેખકે મીરાંનાં પદ પર એક અને પ્રેમલક્ષણા ભક્તિ અને મીરાંના બોધ પર એક એમ જે બે પ્રકરણો તેની સાથે જોડયા છે તે ભક્ત અને કવયિત્રી મીરાંનું સાચું મહત્વ સમજાવશે.

## વગડાનાં ફૂલ

[ લે પીતાંબર પટેલ; પ્ર. જીવન સાહિત્ય મંદિર, અમદાવાદ; મૂલ્ય, સાડા ત્રણ રૂપિયા. ]

આ વાર્તાસંગ્રહ તેના ઉત્સાહી લેખક શ્રી. પીતાંબર પટેલનાં વાર્તાલેખક તરીકેનાં જે બેત્રણ લક્ષણો પ્રગટ કરે છે તેમાં મુખ્ય છે કેટલીક વાર્તાઓમાં રજૂ થયેલ ગ્રામવાતાવરણ અને નીચલા લોક સમાજનું ચિત્ર, આ બાબતમાં મધ્યમ વર્ગનું જ આલેખન કરી શકતા શ્રી. ઓઝાકર કરતાં આ લેખકનું જુદાપણું છે. લેખક ગામડાના હોવાથી આમ બને તે સ્વાભાવિક છે. આવી ગામડાના જીવનને લગતી વાર્તાઓ અમુક પ્રમાણમાં સમાજદર્શી પણ બની છે. આ સાથે શહેરી જીવનની વાર્તાઓ પણ આ સંગ્રહમાં છે, અને બે વાર્તાઓમાં તો સીનેમાસૃષ્ટિના લેખકના પરિચયે પણ કામ કર્યું છે. આને લીધે પાત્રવૈવિધ્ય શ્રી. પટેલ ઠીક દેખાડી શકે છે. પણ એમનું ધ્યાન વાર્તાવિષય પ્રસંગ પર વિશેષ હોય છે. ઘણી વાર્તાઓ એકાદ નાનકડા પ્રસંગ પર જ રચાયેલી છે એથી શ્રી. પટેલની વાર્તાઓ એના બંધારણમાં એકંદરે સાદી અને સીધી હોવાની છાપ પડે છે, વિષયની દૃષ્ટિએ જોઇએ તો સ્ત્રી ઇચ્છતા ને પરણવા માગતા જુવાનોની વાર્તાઓ અને પતિઓથી અસંતુષ્ટ સ્ત્રીઓની રસિકતા કે પુરુષભૂખે લીધેલા માર્ગની વાર્તાઓ આ સંગ્રહમાં તેમની સંખ્યાથી ધ્યાન ખેંચે છે. ભાંગતા કે બગડતા ઘરસંસારની વાતો છે, તો સુધરતા ઘરસંસાર ને દાંપત્યની પણ વાતો સંગ્રહમાં છે ખરી.

'કેમેરાનાં આંસુ', 'અપહૃતા', 'જીવનનાટક', 'એકરટ્રા ગર્લ' અને 'વગડાનાં ફૂલ' જેવી નારી–જીવનનું જુદા જુદા પ્રકારનું કારુણ્ય નિરુપતી વાર્તાઓ

ન હોત તો શ્રી. પટેલની પ્રસંગો અને પાત્રોની વરણી ઉદાત્તાશયી નથી એમ કહેવું પડત.

સંગ્રહની ઉત્તમ વાર્તાઓ છે એ: છીનવાયેલા પણ પછી અંતરમાં બેવડા જોરથી સાદ કરી ઊઠતા નારીના સહજ માતૃત્વની. એક સારું સીનેમા ચિત્ર બનાવી શકાય એવી પહેલી વાર્તા 'કેમેરાનાં આંસુ', અને અમુક ભાગ સુધી શ્રી. પન્નાલાલ પટેલ કૃત 'મળેલા જીવ'નો જ વસ્તુવાળી પણ છેવટમાં જુદો વળાંક લઇ પ્રેયસી ખાતર જન્મટીપની સજા વહોરી લેતાં નાયકના વિશુદ્ધ પ્રેમની મહેક મહેકાવતી છેલ્લી વાર્તા 'વગડાનાં ફૂલ'. જેમાં ભૂરી ભેંસ એક મહત્ત્વનું પાત્ર બને છે. એવી એક ડોશીના પશુ-વાત્સલ્યની હૃદયસ્પર્શી વાર્તા 'અંજળપાણી.' મુંબઈની જગ્યાની તંગીની ચાલુ વાસ્તવિકતામાંથી વણી કાઢેલી કારુણ્ય અને હાસ ઉભયને એક સાથે ચમકાવતી આકર્ષક વાર્તા 'ક્રૂર મશ્કરી' અને કચરાની વહુને તેડવા જતાં કચરાની સાસુને પોતાની ધણિયાણી બનાવવા આવેલા પૂંજાકાકાના પરાક્રમની વિનોદ વાર્તા 'પાકું કામ.' એ ત્રણ વાર્તાઓ એનાથી બીજા નંબરની સારી વાર્તાઓ છે. બાકીની સુવાચ્ય તો છે પણ યાદ રહી જાય તેવી નથી.

## શોધમાં

[ લે. રમણભાઈ નીલકંઠ; સં. ડૉ. બિપિન ઝવેરી; પ્ર. એન. એમ ઠક્કરની કંપની, મુંબઈ-૨; મૂલ્ય. બે રૂપિયા. ]

સને ૧૯૧૩થી ૧૯૧૫ સુધી 'જ્ઞાનસુધા'માં ટુકડે ટુકડે પ્રગટ થતી રહી પછી અટકી ગયેલી સ્વ. રમણભાઈ લિખિત આ વિનોદ કથાનો 'જ્ઞાનસુધા'ની ફાઇલોમાંથી ઉદ્ધાર કરી તેને પૂરી કરી તેને પુસ્તક રૂપે પ્રગટ કરાવવા માટે રમણભાઈના સાહિત્યના ખંતીલા અભ્યાસી શ્રી. બિપિન ઝવેરી ધન્યવાદના અધિકારી બન્યા છે.

શ્રી શોધ હર્ષક સભાના સભ્ય 'શ્રીયુતો'નાં ભદ્રંભદ્રત્વ અને તેને પ્રગટ કરતા પ્રસંગોથી આ કથામાંનું હાસ્ય નિષ્પન્ન કરવામાં આવ્યું છે. છતાં બીજી રીતે તે બુદ્ધિલક્ષી પણ બન્યું છે. લેભાગુ છાપાં ને લેભાગુ કંપનીઓ, સાક્ષરો ને તેમનાં ચર્ચાપત્રો, છંદ જ્ઞાન વિનાના કાચા કવિમન્યો, દેશી રાજ્યોના કારભારીઓ, એજન્ટ સાહેબની કચેરીના કારકૂનો, આ સૌ આ કથામાં હાસ્યકારક રમણભાઇનો ઉપહાસ વિષય બન્યા છે. આ ઉપહાસના ગર્ભમાં કટાક્ષ તો છે પણ 'ભદ્રંભદ્ર'માંના કટાક્ષની માફક તે વાગતો નથી, એટલે અંશે આ વિનોદ-કથામાંનું હાસ્ય દંશદૂષિત નથી. કૃતિ પર 'પિકવિક પેપર્સ'ની અસર દેખાય છે, અને તેની લખાવટ ઘણી જગ્યાએ 'ભદ્રંભદ્ર'ની યાદ તાજી કરાવે એવી રમણભાઇ-છાપ દેખાડે છે; જો કે 'ભદ્રંભદ્ર' જેટલું એ હસાવતી નથી. કથાનો અંતિમ તૃતીયાંશ સંપાદકનું સંપૂરણ કે સાંધણ છે એ સાંધણનું કર્તૃત્વ રમણભાઇ સિવાય બીજા કોઇનું છે એમ ન લાગે એવું તો એ નથી, થોડોક આભાસ પણ એમાં કળાય છે, છતાં આગળની વિનોદની હળવાશ એમાં એકંદરે જળવાઇ રહી છે.

## બાપુના કારાવાસની કહાણી

[ લે. સુશીલા નય્યર; અનુ. મણિભાઇ દેસાઇ; પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. મૂલ્ય છ રૂપિયા. ]

સને ૧૯૪૨-૪૩ના ગાંધીજીના આગાખાનં મહેલના કારાવાસમાં તેમનાં અંગત દાક્તર, પરિચારિકા અને પુત્રી જેવાં ભક્ત હૃદય અંતેવાસી બનેલાં ડૉ. સુશીલા નય્યરે સ્વ. મહાદેવભાઇ દેસાઇના સ્વર્ગવાસ પછી તે લખતા હતા તેવી ડાયરી, 'એ કેવી રીતે લખાવી ઘટે એના અગણ્યા નિર્દેશવાળા શબ્દો સાથે ગાંધીજીએ કરેલી સૂચનાથી જ લખી હતી, તેના થયેલા હિંદી ગ્રંથનો આ ગુજરાતી અનુવાદ છે.

આ ડાયરીમાં પૂનાના આગાખાન મહેલમાં રાજ્યકેદી તરીકે ગાંધીજીએ ગાળેલા ૨૧ માસ પરનો પડદો ઉંચકાઇ તેની રોજેરોજની રજેરજ માહિતી પ્રજાને મળે છે. મહાદેવભાઇનું અવસાન, ગાંધીજીના એકવીસ દિવસના ઉપવાસ અને કસ્તૂરબાનું મૃત્યુ એ ત્રણ ગાળાના મોટા બનાવ તેમાં હૃદયસ્પર્શી તાદૃશતાથી વિગતે વર્ણવાયા છે. ગાંધીજીની મહાદેવ-ભક્તિ,





એમની રોજરોજની દિનચર્યા, એમની તબિયત, એમની લાક્ષણિક વાતચીતો, જુદા જુદા બનાવો તેમજ સરકારના વર્તનના એમના પ્રત્યાઘાત, માર્ક્સવાદ અને રશિયા વિશેના એમના અભિપ્રાય, એમનો ટ્રસ્ટીપણાનો સિદ્ધાન્ત, રેંટિયા ને ગ્રામોદ્યોગ પરની એમની શ્રદ્ધા, ગોળમેજી પરિષદનાં એમનાં સંસ્મરણો, ભાવિ સમાજ રચના, સત્તા અને અહિંસા ઈ. વિશે એમણે શ્રી. પ્યારેલાલ તથા બીજાઓ આગળ વ્યક્ત કરેલા વિચારો—આ સર્વ વિશે જે માહિતી વાચકોને આમાંથી મળશે તેની કિંમત પણ ઘણી આંકવી જોઈએ. ગાંધીજીના ચરિત્રકારને કામ લાગે એવી આવી સામગ્રી ઉપરાંત સ્વ. સરોજિની નાઈડુ, મીરાબેન, મહાદેવભાઈ, કસ્તૂરબા, ડૉ. ગિલ્ડર આદિ ગાંધીજીનાં કેદી-સાથીઓ વિશે તેમજ સુપ્રિન્ટેન્ડેન્ટ શ્રી. કટેલી વિશે પણ તેમનાં સ્વભાવ અને વ્યક્તિત્વનો પાર્શ્વપ્રકાશથી પરિચય કરાવનારી સામગ્રી આ ડાયરી રજૂ કરે છે. લેખિકાનો ગાંધીજી પ્રત્યેનો ભક્તિભાવ, મહાદેવભાઈની શક્તિઓ માટેનો આદર, તેમણે એ કારાવાસમાં ગાંધીજીનું રોજનું ભોજન તૈયાર કરનાર તરીકે, માલિશ કરનાર તરીકે, પરિચારિકા તરીકે, દાક્તર તરીકે તેમજ મંત્રી તરીકે બજાવેલી સેવા—એ સર્વનો પણ પુસ્તકમાંથી લેખિકા પ્રત્યે માન જન્માવે એવો પરિચય મળી રહે છે. ડાયરીમાં ગાંધીજીએ સરકારને લખેલા પત્રોના ઉલ્લેખ ઘણીવાર આવતા હોઈ આ પુસ્તકની સાથે સરકાર જોડે ગાંધીજીનો પત્રવ્યવહાર—૧૯૪૨'–૪૩' એ પુસ્તક પણ વાચકોએ પાસે રાખવું જરૂરી છે એવી નિવેદનમાંની સૂચના સાચી છે.



આજના સંસ્કાર પ્રતિબિંબ ઝીલતી વાર્તાઓ

# લતા અને બીજી વાતો




: પ્રાપ્તિ સ્થાન :

ભારતી સાહિત્ય સંઘ લિ૦

ીન્ડીઝ પુલ નીચે · ગાંધી રસ્તો · અમદાવાદ ૧



મંદિરદ્વારે


# નવરચના

સંપાદક • ઈશ્વરલાલ મોહનલાલ દવે

વર્ષ • ૨૦ ★ જાન્યુઆરી '૫૧ ★ અંક • ૧૦

# ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

[ સ્થાપના : ૧૯૩૬ : : લિમિટેડ : ૧૯૪૫ ]

## પુસ્તકોનું નવું સૂચિપત્ર : ૧૯૫૧





જ્ઞાન એ શક્તિ છે : પ્રત્યેક ઘરમાં એ શક્તિ દીપ પ્રગટો

★


ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ગાંધી રોડ, ફરનાન્ડીઝ પુલ નીચે, અમદાવાદ ૧

## જરૂરી સુચનાઓ

[ ૧ ] આ સૂચિપત્રમાં જણાવેલા અમારા પ્રકાશનો ઉપરાંત ગૂજરાતી સાહિત્યના દરેકે દરેક પુસ્તકો અમારે ત્યાંથી મળે છે.

[ ૨ ] પુસ્તકાલયો, સંસ્થાઓ, શાળાઓ, કોલેજો તેમ જ વેપારીઓને અમારે ત્યાંથી ખરીદાતાં પુસ્તકો ઉપર સારું વળતર(કમિશન) આપવામાં આવે છે.

[ ૩ ] પુસ્તકોની કિંમત ઉપર મુંબઇ પ્રાંતમાં દર રૂપિયે છ પાઇ અને બીજા ભારતીય પ્રાંતોમાં ત્રણ પાઇ લેખે વેચાણવેરો લેવામાં આવે છે, વિદેશ માટે લેવાતો નથી.

[ ૪ ] જુદા જુદા પ્રકાશનો જુદે જુદે ઠેકાણેથી મગાવવા કે લેવાની માથાકૂટમાં અને વધુ ખર્ચમાં ન પડવા માટે એક જ સ્થળેથી બધાં પુસ્તકો મળી શકે એવી જાતની અમે સગવડ રાખી છે. બજારમાં મળી શકતાં દરેક ગુજરાતી પુસ્તકો અમારી પાસે હંમેશાં સ્ટોકમાં હોય જ છે.

[ ૫ ] ભારત બહારના દેશોમાં વી. પી. ન થઇ શકતું હોવાથી ત્યાંના ગ્રાહકો કે સંસ્થાઓએ પુસ્તકની કિંમત ઉપરાંત રજિ. ટપાલ ખર્ચ ગણીને પોસ્ટલ ઓર્ડર બીડવા જરૂરી છે.

[ ૬ ] બહારગામના ઓર્ડરો ઉપર પૂરતી કાળજીથી ધ્યાન આપવામાં આવે છે. છતાં બની શકે તો રૂબરૂ મુલાકાત લેવાથી આપની પસંદગીમાંથી જરૂર લાભ મેળવી શકશો.

[ ૭ ] અમારે ત્યાં કદી કોઇને છેતરાવાનો પ્રશ્ન જ નથી, તમારાં પુસ્તકોનો ઓર્ડર અમને વિશ્વાસપૂર્વક મોકલી આપશો, એકવારનો વ્યવહાર ચીરસ્થાયી બન્યા વિના રહેશે નહિ.

વ્યવસ્થાપક
**ભારતી સાહિત્ય સંઘ લિ.**
અમદાવાદ ૬

## નવા પુસ્તકો

| | | |
|---|---|---|
| ઉપનિષદ્‌કથાઓ | ધૂમકેતુ | ૨-૦-૦ |
| પ્રતિબિંબ | ,, | ૩-૦-૦ |
| સંસ્કારકથાઓ | ,, | ૧-૦-૦ |
| બોધકથાઓ ૧-૨ | ,, | ૨-૦-૦ |
| ચારિત્રકથાઓ | ,, | ૧-૦-૦ |
| જિબ્રાનની જીવનવાણી | ,, | ૩-૮-૦ |
| ચિનગારી | ઈશ્વર પેટલીકર | ૩-૧૨-૦ |
| મધલાળ | ,, | ૩-૦-૦ |
| મારી હૈયાસગડી ૧-૨ | ,, | ૬-૦-૦ |
| કાજળ કોટડી | ,, | ૩-૮-૦ |
| ઉત્તરરામ ચરિત | ઉમાશંકર જોષી | ૬-૪-૦ |
| રામસાગર | સુધાંશુ | ૪-૦-૦ |
| શાલિની | ડાહ્યાભાઈ પટેલ | ૩-૮-૦ |
| ભક્ત સુદામા | રામનારાયણ ના. પાઠક | ૧-૪-૦ |
| આસ્તિક | સાને ગુરુજી | ૩-૪-૦ |
| પુનર્જન્મ | ,, | ૩-૦-૦ |
| મનુબાપા | ,, | ૨-૦-૦ |
| મેઘપંથ | જયંતિ દલાલ | ૪-૦-૦ |
| જૂજવાં | ,, | ૩-૦-૦ |
| કથરોટમાં ગંગા | ,, | ૧-૦-૦ |
| પ્રવેશ બીજો | ,, | ૨-૦-૦ |
| પ્રેમ અને પૂજા | દર્શક | ૫-૦-૦ |
| પાંગરતા પ્રયોગો | સં. હરભાઇ ત્રિવેદી | ૩-૮-૦ |
| ઓલવાતા દીવા | પુરાતન બૂચ | ૪-૦-૦ |
| આકાશપોથી નિરંજનવર્માં : જયમલ્લ પરમાર | | ૨-૦-૦ |
| અલકા | અનુ૦ હરીશ નાયક | ૨-૮-૦ |
| કાલભોજ | ર. વ. દેસાઈ | ૪-૮-૦ |
| ગ્રહણકાલ | ,, | ૫-૦-૦ |
| કાંચન ને ગેરૂ | ,, | ૪-૮-૦ |
| કાંચન ને કામિની | જયભિખ્ખુ | ૩-૦-૦ |
| મત્સ્યમલાગલ | ,, | ૪-૮-૦ |

## સ્વ. ઝવેરચંદ મેઘાણીકૃત

| | |
|---|---|
| પરકમ્મા | ૨—૮—૦ |
| દરિયાપારના બહારવટિયા | ૩—૦—૦ |
| રવીન્દ્ર વીણા | ૨—૮—૦ |
| સમરાંગણ | ૩—૮—૦ |
| પરિભ્રમણ ભા. ૧ | ૩—૮—૦ |
| પરિભ્રમણ ભા. ૨ | ૩—૮—૦ |
| પરિભ્રમણ ભા. ૩ | ૩—૮—૦ |
| સાંબેલાના સૂર | ૨—૮—૦ |
| ચપટી ધૂળ | ૦—૧૨—૦ |
| સંસાર | ૦—૧૨—૦ |
| વેરાનમાં | ૨—૦—૦ |
| વિલોપન | ૩—૦—૦ |
| તુલસી ક્યારો | ૪—૦—૦ |
| બીડેલાં દ્વાર | ૩—૦—૦ |
| મેઘાણીની નવલિકાઓ ખં. ૧ | ૩—૦—૦ |
| મેઘાણીની નવલિકાઓ ખં. ૨ | ૩—૮—૦ |
| બાપુનાં પારણાં | ૦—૧૨—૦ |
| મેઘાણી સ્મૃતિ અંક (ઊર્મિનો) | ૨—૮—૦ |
| વસંત-રજબ સ્મારક ગ્રંથ | ૫—૦—૦ |
| છેલ્લું પ્રયાણ | ૨—૪—૦ |

## ધૂમકેતુકૃત

| | |
|---|---|
| પ્રતિબિંબ | ૩—૦—૦ |
| મેઘબિંદુ | ૩—૦—૦ |
| વનછાયા | ૩—૦—૦ |
| જ્ઞાનગોષ્ઠિ | ૧—૦—૦ |
| વડને છાંયડે | ૧—૦—૦ |
| બોધકથાઓ | ૧—૦—૦ |
| બોધકથાઓ ભા. ૨ | ૧—૦—૦ |
| સંસ્કારકથાઓ | ૧—૦—૦ |
| ઉપનિષદ્‌કથાઓ | ૨—૦—૦ |
| જિપ્સાનનીજીવનવાણી | ૩—૮—૦ |
| ચારિત્રકથાઓ | ૧—૦—૦ |

## રામનારાયણ વિ. પાઠકકૃત

| | |
|---|---|
| દ્વિરેફની વાતો ભા. ૧લો | ૨—૮—૦ |
| ,, ભા. ૨જો | ૨—૮—૦ |
| ,, ભા. ૩જો | ૨—૮—૦ |
| આલોચના | ૩—૮—૦ |
| નર્મદ | ૨—૮—૦ |
| અર્વાચીન કાવ્ય સાહિત્યનાં વહેણો | ૩—૦—૦ |
| કાવ્ય સમુચ્ચય ભા. ૨જો | ૪—૦—૦ |
| વામા | ૨—૮—૦ |

## નાનાભાઈ ભટ્ટકૃત

| | |
|---|---|
| કેળવણીની પગદંડી | ૩—૮—૦ |
| દૃષ્ટાંતકથાઓ | ૧—૪—૦ |
| સીતા (હિંદી) | ૧—૪—૦ |

## ચુનીલાલ વ. શાહકૃત

| | |
|---|---|
| રૂપમતી | ૪—૮—૦ |
| અવન્તીનાથ | ૪—૦—૦ |

## કિશોરલાલ મશરૂવાળાકૃત

| | |
|---|---|
| રામ અને કૃષ્ણ | ૧—૪—૦ |
| બુદ્ધ અને મહાવીર | ૧—૦—૦ |

## નિરંજન વર્મા : જયમલ્લ પરમારકૃત

| | |
|---|---|
| આકાશપોથી | ૨—૦—૦ |
| ગગનને ગોખે | ૩—૮—૦ |
| ખંડિત કલેવરો | ૩—૮—૦ |
| અણખૂટધારા | ૩—૮—૦ |
| કદમ કદમ બઢાયે જા | ૩—૮—૦ |
| આપણે આંગણે ઊડનારા | ૪—૪—૦ |
| જીવનશીલ્પીઓ | ૨—૮—૦ |
| અમથી ડોશીની અવળવાણી | ૩—૦—૦ |
| શાહનવાઝની સંગાથે | ૨—૮—૦ |
| સરહદપાર સુભાષ | ૨—૦—૦ |
| સુભાષના સેનાનીઓ | ૩—૦—૦ |
| સાંબેલા | ૦—૧૦—૦ |
| પરીકથાઓ ભા. ૧ | ૩—૮—૦ |
| પરીકથાઓ ભા. ૨ | ૩—૮—૦ |
| દેશદેશની લોકકથાઓ ભા. ૧ | ૩—૮—૦ |
| દેશદેશની લોકકથાઓ ભા. ૨ | ૩—૮—૦ |
| રૂપકથાઓ ભા. ૧ | ૩—૮—૦ |
| પક્ષી-પરિચય ગ્રંથાવલી (૧ થી ૬) | ૩—૧૨—૦ |
| ચૌબાલારાણી | ૧—૦—૦ |
| દોલતપરી | ૧—૦—૦ |

સોનાપદમણિ ૧—૦—૦
નાગકુમારી ૧—૦—૦
નીલમણિ ૧—૦—૦
ફૂલવંતી ૧—૦—૦
ગૌડ બંગાળની વાતો ભા. ૧ ૧—૦—૦
,, ભા. ૨ ૧—૦—૦
બુંદેલખંડની વાતો ૧—૦—૦
કાઠિયાવાડની વાતો ૧—૦—૦
રાજસ્થાનની વાતો ૧—૦—૦
પંજાબની વાતો ૧—૦—૦
ગંડુરાજા ૧—૦—૦
કામરાણી ૧—૦—૦
પાકો પંડિત ૧—૦—૦
શેખચલ્લી ૧—૦—૦
ચતુરીની વાતો ૧—૪—૦

## રવિશંકર રાવળકૃત

કલાચિંતન ૩—૮—૦
કલાકારની સંસ્કારયાત્રા ૪—૧૨—૦

## ઉમાશંકર જોષીકૃત

ઉત્તરરામ ચરિત ૬—૪—૦
સાપના ભારા ૨—૧૨—૦
પ્રાચીના ૨—૮—૦
આતિથ્ય ૩—૦—૦
ગંગોત્રી ૨—૮—૦
નિશીથ ૩—૦—૦

## પન્નાલાલ પટેલકૃત

સુરભિ ૩—૮—૦
પાછલે બારણે ૨—૮—૦
યૌવન ભા—૧ ૩—૮—૦
,, ભા—૨ ૩—૮—૦
માનવીની ભવાઇ ૫—૦—૦
લખચોરાશી ૩—૦—૦
જિંદગીના ખેલ ૩—૦—૦
સાચાં સમણાં ૩—૮—૦
પાનેતરનાં રંગ ૩—૦—૦
વળામણાં ૨—૮—૦
મળેલા જીવ ૪—૦—૦

## ઇશ્વર પેટલીકરકૃત

મધલાળ ૩—૦—૦
મારી હૈયાસગડી ભા—૧ ૩—૦—૦
,, ભા—૨ ૩—૦—૦
કાજળ કોટડી ૩—૮—૦
ચિનગારી ૩—૧૨—૦
કળિયુગ ભા—૧ ૩—૦—૦
,, ભા—૨ ૩—૦—૦
કાશીનું કરવત ૩—૮—૦
પારસમણિ ૩—૦—૦
તાણાવાણા ૩—૦—૦
માનતા ૨—૮—૦
પંખીનો મેળો ૨—૮—૦
પાતાળ કૂવો ૩—૦—૦
ધરતીનો અવતાર ૨—૮—૦
જનમટીપ ૩—૧૨—૦
ગ્રામચિત્રો ૨—૮—૦
લખ્યાલેખ ૩—૧૨—૦

## રામનારાયણ ના. પાઠકકૃત

ભક્ત સુદામા ૧—૪—૦
સાથી ૫—૦—૦
સોહાગ ૨—૮—૦
માનવતાનાં મૂલ ૪—૦—૦
સુવર્ણમૃગ ૪—૦—૦
જગતનો તાત ૩—૦—૦
પચાસ વર્ષ પછી ૩—૦—૦
પ્રવાસપત્રો ૦—૧૨—૦
ગાંધી બાપુ ખં—૧ ૪—૮—૦
,, ખં—૨ ૪—૮—૦
કાયાકલ્પ ભા—૧—૨ ૪—૦—૦
,, ભા—૩ ૩—૦—૦
આવતી કાલ ૩—૦—૦
સિંહાસન બત્રીસી ભા. ૧ થી ૪ ૫—૦—૦

## દર્શકકૃત

દીપનિર્વાણ ૩—૪—૦
બંધન અને મુક્તિ ૩—૬—૦

| | |
|---|---|
| પ્રેમ અને પૂજા ભા. ૧-૨ | ૫—૦—૦ |
| બંદીઘર | ૩—૦—૦ |
| '૫૭ ને જલિયાંવાલા | ૩—૦—૦ |
| ઇતિહાસકથાઓ-રોમ | ૧—૮—૦ |
| ,, -ગ્રીસ-૧ | ૧—૪—૦ |
| ,, -ગ્રીસ-૨ | ૦-૧૨-૦ |
| કલ્યાણયાત્રા | ૧—૮—૦ |

## મૂળશંકર મો. ભટ્ટકૃત

| | |
|---|---|
| મગનરાજ | ૨—૮—૦ |
| અંધારાના સીમાડા | ૧—૮—૦ |
| લા'મિઝરેબલ ભા. ૧-૨ | ૮—૪—૦ |
| નાનસેન | ૧—૪—૦ |

## કાન્તિલાલ મ. શાહકૃત

| | |
|---|---|
| કવિવર રવીન્દ્રનાથ ઠાકુર | ૨—૮—૦ |
| મુસ્તફા કમાલ | ૧—૮—૦ |
| હરતાં ફરતાં હાડપિંજરો વચ્ચે | ૩—૮—૦ |
| દુઃખ-મૃત્યુલોકનું અમૃત | ૨—૮—૦ |
| મારો જલોપચાર : ફાધર ક્નાઇપ | ૩—૦—૦ |
| દુર્ભિક્ષ | ૩—૪—૦ |
| પ્રથમ પત્ની અને બીજી વાતો | ૨—૮—૦ |

## હરજીવન સોમૈયાકૃત

| | |
|---|---|
| પુનરાગમન ભા. ૧-૨ | ૫—૦—૦ |
| પૃથ્વીનો પહેલો પુત્ર | ૨—૮—૦ |
| જીવનનું ઝેર | ૨—૮—૦ |
| પદ્મમી અને બીજી વાતો | ૨—૮—૦ |
| અહંકાર (અનુવાદ) | ૨—૦—૦ |
| કાંટાની વાડ ,, | ૨—૮—૦ |
| પશ્ચિમને સમરાંગણે ,, | ૩—૦—૦ |
| જીવનસરિતા (સંપાદન) | ૧—૮—૦ |
| ઉપવાસ કેમ અને ક્યારે ! | ૨—૦—૦ |
| ભરદરિયે | ૧—૦—૦ |
| જંગલમાં મંગલ ભા. ૧ | ૦—૬—૦ |
| ,, ૨ | ૦-૧૦—૦ |
| શંકરાચાર્ય | ૦—૮—૦ |

## પંડિત સુંદરલાલજીકૃત

| | |
|---|---|
| ભારતમાં અંગ્રેજી રાજ્ય ભા. ૧ | ૯—૪—૦ |
| ,, ભા. ૨ | ૯—૪—૦ |

## વિશ્વનાથ મ. ભટ્ટકૃત

| | |
|---|---|
| પતન અને પ્રાયશ્ચિત્ત | ૩—૮—૦ |
| નિકષરેખા | ૫—૦—૦ |

## સા ગુરુજીકૃત

| | |
|---|---|
| આસ્તિક | ૩—૪—૦ |
| પુનર્જન્મ | ૩—૦—૦ |
| કરુણ દેવી | ૧—૦—૦ |
| સંધ્યા | ૪—૮—૦ |
| ગીતા હૃદય | ૧—૮—૦ |
| શ્યામની મા | ૨—૮—૦ |
| ક્રાંતિ | ૪—૦—૦ |
| મેના | ૩—૮—૦ |
| ગોડગોષ્ઠિ ભા. ૧-૨-૩. | ૩—૦—૦ |
| મનુબાપા | ૨—૦—૦ |

## સોપાનકૃત

| | |
|---|---|
| જાગતા રે'જો ભા. ૧-૨ | ૪—૮—૦ |
| મંગળમૂર્તિ | ૨—૦—૦ |
| પ્રાયશ્ચિત્ત ભા. ૧-૨ | ૭—૦—૦ |

## મહેન્દ્ર મેઘાણીકૃત

| | |
|---|---|
| લાલકિલ્લાનો મુકદ્દમો | ૧—૮—૦ |
| આપણો સાગ સૈનિક | ૩—૦—૦ |
| જય ઇન્ડોનેશિયા | ૧—૮—૦ |
| જ્વાલા (વિકટર હ્યુગો) | ૩—૮—૦ |

## રતિલાલ અદાણીકૃત

| | |
|---|---|
| દીઠું મેં ગામડું ક્યાં | ૨—૮—૦ |

## છોટાલાલ માનસિંગ કામદારકૃત

| | |
|---|---|
| વિશ્વદર્શન | ૧૦-૮—૦ |

## જીવણલાલ ચાંપાનેરીઆકૃત

| | |
|---|---|
| આપણું બાંધવ રાષ્ટ્ર ચીન | ૩—૦—૦ |

## મકરન્દ દવેકૃત

| | |
|---|---|
| ઘરને મારગે (અનુવાદ) | ૪—૮—૦ |
| જંગલનો રાજા ટારઝન ,, | ૪—૮—૦ |

## જયંતિ દલાલકૃત

| | |
|---|---|
| પાદરનાં તીરથ | ૨—૮—૦ |
| શહેરની શેરી | ૨—૮—૦ |
| મોતી | ૦-૧૨-૦ |

| | |
|---|---|
| અવતરણ | ૧—૦—૦ |
| મેઘપંથ (અનુવાદ) | ૪—૦—૦ |
| મિસ્તર આદમ ,, | ૧—૦—૦ |
| સ્ટાલિનગ્રાડ ,, | ૧—૦—૦ |
| પશુરાજ્ય ,, | ૧—૧૨—૦ |
| જવનિકા | ૧—૪—૦ |
| જૂજવાં | ૩—૮—૦ |
| કથરોટમાં ગંગા | ૧—૦—૦ |
| પ્રવેશ બીજો | ૨—૦—૦ |

## રસિકલાલ છો. પરીખકૃત

| | |
|---|---|
| જીવનનાં વહેણો | ૩—૦—૦ |

## બાબુભાઈ વૈદ્યકૃત

| | |
|---|---|
| ઉપમા | ૩—૮—૦ |
| મા વિનાનાં | ૨—૮—૦ |

## જયન્ત પરમારકૃત

| | |
|---|---|
| આસ્તિક (અનુવાદ) | ૩—૪—૦ |
| પુનર્જન્મ ,, | ૩—૦—૦ |
| કરુણાદેવી ,, | ૧—૦—૦ |
| સંધ્યા ,, | ૪—૮—૦ |

## વજુભાઈ શાહકૃત

| | |
|---|---|
| મહાદેવભાઇ દેસાઇ | ૩—૦—૦ |
| મહાદેવભાઇનાં વિચાર રત્નો | ૦—૬—૦ |
| જો લડત આવે તો | ૦—૧૨—૦ |

## ડુંગરશી ધરમશી સંપટકૃત

| | |
|---|---|
| મહાગજ્યોની યુદ્ધશકિત | ૨—૦—૦ |
| હિંદ વિશ્વયુદ્ધના વમળમાં | ૧—૦—૦ |

| | |
|---|---|
| કેમ અને ક્યારે ભા. ૧ | ૦—૫—૦ |
| ,, ,, ભા. ૨ | ૦—૮—૦ |
| સાહસિક સોદાગરો | ૨—૧૨—૦ |

## મધુરકૃત

| | |
|---|---|
| દેવ અને દાનવ | ૧—૮—૦ |
| સર્પયજ્ઞ | ૧—૦—૦ |
| દેવકુસુમ | ૧—૦—૦ |
| જંગલનો રાજા | ૦—૧૨—૦ |
| ફૂલવંતી | ૦—૧૨—૦ |
| ભૂતાવળ | ૧—૦—૦ |
| વૈશાખી પુનમ | ૨—૧૨—૦ |

## ભૂપતરાય મો. દવે: શંકરલાલ મો દવેકૃત

| | |
|---|---|
| દવાનો છેલ્લો ઘૂંટડો | ૨—૦—૦ |
| ક્ષય અને દમમાં નસર્ગિક ઉપચાર | ૩—૦—૦ |
| હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચાર | ૧—૮—૦ |
| રોગ અને આસન | ૩—૦—૦ |

## રમણલાલ એન્જીનિયરકૃત

| | |
|---|---|
| હું નિસર્ગોપચાર તરફ કેમ વળ્યો? | ૧—૮—૦ |
| ઊગ્રરોગોમાં નિસર્ગોપચાર | ૨—૦—૦ |
| નિસર્ગોપચારનું જીવનદર્શન | ૨—૮—૦ |
| નિસર્ગોપચાર વિચાર અને વ્યવહાર | ૧—૮—૦ |

## રમણિક મેઘાણીકૃત

| | |
|---|---|
| મન્વન્તર (અનુવાદ) | ૪—૮—૦ |
| મૂંગુ રુદન ,, | ૩—૦—૦ |
| વૈતરણી તીરે ,, | ૨—૪—૦ |
| મરુભૂમિમાં ,, | ૨—૮—૦ |

## નવલકથા

| | | |
|---|---|---|
| ૧ સમરાંગણ | ઝવેરચંદ મેઘાણી | ૩—૮—૦ |
| ૨ તુલસીક્યારો | ,, | ૪—૦—૦ |
| ૩ બીડેલાં દ્વાર | ,, | ૩—૦—૦ |
| ૪ પ્રેમ અને પૂજા ભા. ૧-૨ | દર્શક | ૫—૦—૦ |
| ૫ દીપ નિર્વાણ | ,, | ૩—૪—૦ |
| ૬ બંદીઘર | ,, | ૩—૦—૦ |
| ૭ બંધન અને મુક્તિ | ,, | ૨—૮—૦ |
| ૮ અણુખૂટધારા | નિરંજન વર્મા : જયમલ્લ પરમાર | ૩—૦—૦ |
| ૯ ખંડિત કલેવરો | ,, | ૩—૮—૦ |
| ૧૦ કદમ કદમ બઢાયે જા | ,, | ૩—૮—૦ |
| ૧૧ સુરભિ | પન્નાલાલ પટેલ | ૩—૮—૦ |
| ૧૨ મળેલા જીવ | ,, | ૪—૮—૦ |
| ૧૩ પાછલે બારણે | ,, | ૨—૮—૦ |
| ૧૪ વળામણાં | ,, | ૨—૮—૦ |
| ૧૫ યૌવન ભા. ૧ | ,, | ૩—૮—૦ |
| ૧૬ ,, ભા. ૨ | ,, | ૩—૮—૦ |
| ૧૭ માનવીની ભવાઈ | ,, | ૫—૦—૦ |
| ૧૮ ઉપમા | બાબુભાઈ વૈદ્ય | ૩—૮—૦ |

| | | |
|---|---|---|
| ૧૯ સુવર્ણમૃગ | રા. ના. પાઠક | ૪—૦—૦ |
| ૨૦ જગતનો તાત | ,, | ૩—૦—૦ |
| ૨૧ આવતી કાલ | ,, | ૩—૦—૦ |
| ૨૨ સાથી | ,, | ૫—૦—૦ |
| ૨૩ સોહાગ | ,, | ૨—૮—૦ |
| ૨૪ માનવતાનાં મૂલ | ,, | ૪—૦—૦ |
| ૨૫ પચાસ વર્ષ પછી | ,, | ૩—૦—૦ |
| ૨૬ રૂપમતી | ચુનીલાલ વ. શાહ | ૪—૦—૦ |
| ૨૭ અવન્તીનાથ | ,, | ૪—૮—૦ |
| ૨૮ સધલાળ | ઈશ્વર પેટલીકર | ૩—૦—૦ |
| ૨૯ કાજળ કોટડી | ,, | ૩—૮—૦ |
| ૩૦ જનમટીપ | ,, | ૩—૧૨—૦ |
| ૩૧ લખ્યા લેખ | ,, | ૩—૧૨—૦ |
| ૩૨ ધરતીનો અવતાર | ,, | ૨—૮—૦ |
| ૩૩ પંખીનો મેળો | ,, | ૨—૮—૦ |
| ૩૪ પાતાળકૂવો | ,, | ૩—૦—૦ |
| ૩૫ કળિયુગ ભા. ૧ | ,, | ૩—૦—૦ |
| ૩૬ ,, ભા. ૨ | ,, | ૩—૦—૦ |
| ૩૭ મારી હૈયાસગડી ભા. ૧ | ,, | ૩—૦—૦ |
| ૩૮ ,, ,, ભા. ૨ | ,, | ૩—૦—૦ |
| ૩૯ હિરોશીમા | અનુ. નિરુ દેસાઇ | ૧—૧૨—૦ |
| ૪૦ પાદરના તીરથ | જયંતિ દલાલ | ૨—૮—૦ |
| ૪૧ સ્તાલિનગ્રાડ | ,, ,, | ૧—૦—૦ |
| ૪૨ મિસ્તર આદમ | ,, ,, | ૧—૦—૦ |
| ૪૩ મેઘપંથ | ,, ,, | ૪—૦—૦ |
| ૪૪ પશુ રાજ્ય | ,, ,, | ૧—૧૨—૦ |
| ૪૫ મોતી | ,, ,, | ૦—૧૨—૦ |
| ૪૬ મન્વંતર | તારાશંકર બંદોપાધ્યાય | ૪—૮—૦ |
| ૪૭ કાયાકલ્પ ભા. ૧–૨ | પ્રેમચંદજી | ૪—૦—૦ |
| ૪૮ ,, ભા. ૩ | ,, | ૩—૦—૦ |
| ૪૯ ક્રાંતિ | સાને ગુરુજી | ૪—૦—૦ |
| ૫૦ સંધ્યા | ,, | ૪—૮—૦ |
| ૫૧ કરુણાદેવી | ,, | ૧—૦—૦ |
| ૫૨ આસ્તિક | ,, | ૩—૪—૦ |
| ૫૩ પુનર્જન્મ | ,, | ૩—૦—૦ |
| ૫૪ મેના | ,, | ૩—૮—૦ |
| ૫૫ મનુબાપા | ,, | ૨—૦—૦ |

| | | |
|---|---|---|
| ૫૬ કર્મફળ | રવીન્દ્રનાથ ટાગોર | ૩—૮—૦ |
| ૫૭ પરિવર્તન | પિતામ્બર પટેલ | ૪—૦—૦ |
| ૫૮ શમા | ,, | ૫—૦—૦ |
| ૫૯ લોહાના ચણા | ઇવાન ટર્ગેનેવ | ૪—૮—૦ |
| ૬૦ શશી જતાં | જહોન સ્ટેઇનબેક | ૨—૦—૦ |
| ૬૧ પશ્ચિમને સમરાંગણે | હરજીવન સોમૈયા | ૩—૦—૦ |
| ૬૨ અહંકાર | ,, | ૨—૦—૦ |
| ૬૩ કાંટાની વાડ | ,, | ૨—૮—૦ |
| ૬૪ પુનરાગમન ખં. ૧ | ,, | ૩—૦—૦ |
| ૬૫ ,, ખં. ૨ | ,, | ૨—૮—૦ |
| ૬૬ પૃથ્વીનો પહેલો પુત્ર | ,, | ૨—૮—૦ |
| ૬૭ જીવનનું ઝેર | ,, | ૨—૮—૦ |
| ૬૮ લા'મિઝરેબલ ખં. ૧ | વિક્ટર હ્યુગો | ૪—૮—૦ |
| ૬૯ ,, ખં. ૨ | ,, | ૩—૧૨—૦ |
| ૭૦ જવાલા | ,, | ૩—૮—૦ |
| ૭૧ કર્મફળ | કાશીરામ અં. જાની | ૩—૦—૦ |
| ૭૨ ઘરને બારણે | એરિશ મે. રેમાર્ક | ૪—૦—૦ |
| ૭૩ જંગલનો રાજા | ટારઝન એડગર બરો | ૪—૮—૦ |
| ૭૪ મંગળ મૂર્તિ | સોપાન | ૨—૮—૦ |
| ૭૫ જાગતા રે'જો ખં. ૧ | ,, | ૨—૮—૦ |
| ૭૬ ,, ખં. ૨ | ,, | ૨—૦—૦ |
| ૭૭ ચિરંતન નારી | સીતારામ શર્મા | ૩—૮—૦ |
| ૭૮ ગોદ | ,, | ૧—૮—૦ |
| ૭૯ રજની | બંકીમચંદ્ર | ૧—૪—૦ |
| ૮૦ કપાલ કુંડલા | ,, | ૧—૦—૦ |
| ૮૧ ધરતી | પર્લ બક | ૨—૮—૦ |
| ૮૨ આશાનું બીજ ભા. ૧ | ,, | ૪—૮—૦ |
| ૮૩ ,, ભા. ૨ | ,, | ૪—૮—૦ |
| ૮૪ અથડાતા વાયરા | ,, | ૩—૪—૦ |
| ૮૫ માતાનું હૃદય | ,, | ૨—૧૨—૦ |
| ૮૬ અંધારું અને અજવાળું | અભ્યાસ | ૧—૧૨—૦ |
| ૮૭ દિયર-ભોજાઈ | ચારુચંદ્ર વંદોપાધ્યાય | ૨—૧૨—૦ |
| ૮૮ તરુણી ભાર્યા | નરેશચંદ્ર સેન | ૩—૮—૦ |
| ૮૯ ઓલવાતા દીવા | પુરાતન બૂચ | ૪—૦—૦ |
| ૯૦ સ્વયંવર | મંજુલાલ દેસાઈ | ૪—૦—૦ |
| ૯૧ યમુના | પ્રબોધ સંન્યાલ | ૧—૧૨—૦ |
| ૯૨ ઊર્મિલા | પારાશર્ય | ૩—૮—૦ |

## નવલિકા

૧ વિલોપન ઝવેરચંદ મેઘાણી ૩—૦—૦
૨ મેઘાણીની નવલિકાઓ ખં. ૧ ,, ૩—૦—૦
૩ ,, ખં. ૨ ,, ૩—૮—૦
૪ દરિયાપારના બહારવટિયા ,, ૩—૦—૦
૫ વેરાનમાં ,, ૨—૦—૦
૬ જિપ્સીની જીવનવાણી ધૂમકેતુ ૩—૮—૦
૭ પ્રતિબિંબ ,, ૩—૦—૦
૮ મેઘબિન્દુ ,, ૩—૦—૦
૯ વનછાયા ,, ૩—૦—૦
૧૦ દ્વિરેફની વાતો ભા. ૧ રા. વિ. પાઠક ૨—૮—૦
૧૧ ,, ભા. ૨ ,, ૨—૮—૦
૧૨ વામા ,, ૨—૮—૦
૧૩ લખચોરાશી પન્નાલાલ પટેલ ૩—૦—૦
૧૪ જિંદગીના ખેલ ,, ૩—૦—૦
૧૫ સાચાં સમણાં ,, ૩—૮—૦
૧૬ પાનેતરના રંગ ,, ૩—૦—૦
૧૭ કાશીનું કરવત ઈશ્વર પેટલીકર ૩—૮—૦
૧૮ ચિનગારી ,, ૩—૧૨—૦
૧૯ તાણાવાણા ,, ૩—૦—૦
૨૦ માનતા ,, ૨—૮—૦
૨૧ પારસમણિ ,, ૩—૦—૦
૨૨ ગ્રામચિત્રો ,, ૨—૮—૦
૨૩ પાંખ વિનાના ઉમેદભાઈ મણીઆર ૩—૦—૦
૨૪ પશમી હરજીવન સોમૈયા ૨—૮—૦
૨૫ જીવન સારતા ,, ૧—૮—૦
૨૬ પ્રથમ પત્ની પર્લ બક ૨—૮—૦
૨૭ દીઠું મેં ગામડું જ્યાં ર. અઢાણી ૨—૮—૦
૨૮ જીવનનાં વહેણો રસિકલાલ પરીખ ૩—૦—૦
૨૯ તેજછાયા જ્યોત્સ્ના ખંડેરિયા ૨—૮—૦
૩૦ આળાં હૈયાં વ્રજલાલ મેઘાણી ૩—૦—૦
૩૧ દુર્ભિક્ષ કનિતલાલ શાહ ૩—૪—૦
૩૨ શોધને અંતે લાભુબેન મહેતા ૨—૪—૦
૩૩ બિલીપત્ર મકનજી પરમાર ૩—૦—૦
૩૪ ગોવાળણી ? બીજી વાતો મલયાનિલ ૨—૮—૦
૩૫ નવું જીવતર નાથાલાલ દવે ૧—૦—૦
૩૬ વારસ ઉમેશ કવિ ૨—૪—૦
૩૭ મા વિનાનાં બાબુભાઈ વૈદ્ય ૨—૦—૦
૩૮ સાગરના સાવજ અશોક હર્ષ ૨—૮—૦
૩૯ મહારાજની સાથે પુરાતન બૂચ ૧—૮—૦
૪૦ દૃષ્ટાંતકથાઓ નાનાભાઈ ભટ્ટ ૧—૪—૦
૪૧ ઇતિહાસકથાઓ-રોમ દર્શક ૧—૮—૦
૪૨ ,, ગ્રીસ ભા. ૧ ,, ૧—૪—૦
૪૩ ,, ,, ભા. ૨ ,, ૦—૧૨—૦
૪૪ પરીકથાઓ ભા. ૧ નિરંજન વર્મા: જયમલ્લ પરમાર ૩—૮—૦
૪૫ ,, ભા. ૨ ,, ૩—૮—૦
૪૬ દેશદેશની લોકકથાઓ ભા. ૧ ,, ૩—૮—૦
૪૭ ,, ભા. ૨ ,, ૩—૮—૦
૪૮ રૂપકથાઓ ખંડ ૧ ,, ૩—૮—૦
૪૯ પ્રલોભન ૩—૮—૦
૫૦ લીલી અજાયબ દેશમાં લેવીસ કારોલ ૧—૮—૦
૫૧ વિદ્રોહી આત્મા ખલિલ જિબ્રાન ૩—૧૦—૦
૫૨ મંદિરદ્વારે ,, ૧—૮—૦
૫૩ રખડતા રામ ,, ૨—૦—૦
૫૪ પાગલ ,, ૨—૮—૦
૫૫ ભિક્ષુક ,, ૦—૧૨—૦
૫૬ શાપિત આત્માઓ ,, ૨—૦—૦
૫૭ પ્રવાસી અને પુરોગામી ,, ૨—૦—૦
૫૮ યુગ પુરુષનું ઉપવન ,, ૧—૦—૦
૫૯ ધરતીના દેવ ,, ૧—૦—૦
૬૦ વેરાયેલાં ફૂલ ,, ૧—૦—૦
૬૧ અદૃશ્ય શત્રુ કાલિદાસ જાદવ ૩—૮—૦
૬૨ ઓલ્ડરોટીઝમ ને બીજી વાતો રાજાજી ૧—૦—૦
૬૩ જીવનછાયા હરિલાલ ઉપાધ્યાય ૩—૮—૦
૬૪ આભ અને ધરતી લાભુબેન મહેતા ૩—૦—૦
૬૫ વૈતરણીતીરે બનફૂલ ૨—૪—૦
૬૬ મરુભૂમિમાં શરદિન્દુ બંદોપાધ્યાય ૨—૮—૦
૬૭ પાથેય નવલભાઈ શાહ ૨—૮—૦
૬૮ વૈશાખી પુષ્પ મયુર ૩—૪—૦
૬૯ જૂઠવાં જયંતિ દલાલ ૩—૮—૦
૭૦ કચરોટમાં ગંગા ,, ૧—૦—૦
૭૧ મૂંગું રુદન તારાશંકર બંદોપાધ્યાય ૩—૦—૦

## નાટકો

| | | |
|---|---|---|
| આપના ભારા | ઉમાશંકર જોષી | ૨-૧૨-૦ |
| અંધારાના સીમાડા | ટોલ્સ્ટોય | ૧-૮-૦ |
| શિખરિણી | ચંદ્રવદન મહેતા | ૧-૮-૦ |
| વહેમના વમળમાં | ગૌ. ચાતુર્વેદી | ૧-૪-૦ |
| તારક મંદિર | જયંતિલાલ ઓઝા | ૦-૧૦-૦ |
| ૧૮૫૭ ને જલિયાંવાલા | દર્શક | ૩-૦-૦ |
| જવનિકા | જયંતિ દલાલ | ૧-૪-૦ |
| અવતરણ | ,, | ૧-૮-૦ |
| ધૂમ્રસેર | ગુ. ઠાકર : ધ૦ મહેતા | ૧-૦-૦ |
| ચિત્રાદેવી ને બીજાં નાટકો | ઇન્દુલાલ ગાંધી | ૩-૦-૦ |
| પથ્થરનાં પારેવાં | ,, | ૨-૧૨-૦ |

## જીવનચરિત્રો

| | | |
|---|---|---|
| રાષ્ટ્રપિતાના ચરણોમાં | | ૨-૦-૦ |
| મહાદેવભાઈ | વજુભાઈ શાહ | ૩-૦-૦ |
| રવીન્દ્રનાથ ઠાકુર | કાન્તિલાલ શાહ | ૨-૮-૦ |
| રામ અને કૃષ્ણ | કિ૦ ઘ૦ મશરૂવાળા | ૧-૪-૦ |
| બુદ્ધ અને મહાવીર | ,, | ૧-૦-૦ |
| બાપુની છાયામાં | પુરાતન બૂચ | ૨-૦-૦ |
| જીવનશિલ્પીઓ | નિરંજન વર્મા: જયમલ્લ પરમાર | ૨-૮-૦ |
| સુભાષનાં સેનાનીઓ | ,, | ૩-૦-૦ |
| શાહનવાઝની સંગાથે | ,, | ૨-૦-૦ |
| મુસ્તફા કમાલ | કાન્તિલાલ શાહ | ૧-૮-૦ |
| વૈજ્ઞાનિક જગત | ચંદ્રભાઈ ભટ્ટ | ૧-૮-૦ |
| પુરુષાર્થની પ્રતિમાઓ | ચંદ્રભાઈ ભટ્ટ | ૧-૮-૦ |
| ગાંધી બાપુ ભા. ૧ | રા૦ ના૦ પાઠક | ૪-૮-૦ |
| ,, ભા. ૨ | ,, | ૪-૮-૦ |
| ભક્તસુદામા | રા૦ ના૦ પાઠક | ૧-૪-૦ |
| હરતાંફરતાં હાડપિંજરો વચ્ચે | | ૩-૮-૦ |
| મહાન વૈજ્ઞાનિકો ભા. ૧-૨ | ડો. શાહ | ૨-૦-૦ |
| લોકમાન્ય તિલક | | ૩-૦-૦ |
| ઝવેરચંદ મેઘાણી સ્મારક ગ્રંથ (ઊર્મિનો) | | ૨-૮-૦ |
| સીતા | નાનાભાઈ ભટ્ટ | ૧-૪-૦ |
| વસંત-રજબ સ્મારકગ્રંથ | સં૦ મેઘાણી | ૫-૦-૦ |
| આપણા મહારાજ | પુરાતન બૂચ | ૦-૧૨-૦ |
| આપણા સરદાર | ,, | ૧-૦-૦ |
| આપણા ગાંધીજી | ,, | ૧-૦-૦ |
| આપણા જવાહર | ,, | ૧-૦-૦ |

## પ્રવાસવર્ણન અને સાહસકથાઓ

| | | |
|---|---|---|
| ગગનરાજ | મૂળશંકર ભટ્ટ | ૨-૮-૦ |
| એકાંતના સામ્રાજ્યમાં | રજબઅલી | ૩-૪-૦ |
| સાહસિક સોદાગરો | કું૦ સંપટ | ૨-૧૨-૦ |
| દક્ષિણભારતનાં તીર્થધામો | શાં૦ ગાંધી | ૨-૦-૦ |
| મેં પાંખો ફફડાવી | તનસુખ ભટ્ટ | ૨-૮-૦ |
| સરહદપાર સુભાષ | લાલા ઉત્તમચંદ | ૨-૦-૦ |
| હિમાલયનું પર્યટન | હિં૦ તુનારા | ૩-૦-૦ |
| કલાકારની સંસ્કારયાત્રા | રવિશંકર રાવળ | ૪-૧૨-૦ |

## ઇતિહાસ-રાજકારણ

| | | |
|---|---|---|
| આપણું બાંધવરાષ્ટ્ર ચીન | ચાંપાનેરિયા | ૩-૦-૦ |
| ભારતમાં અંગ્રેજી રાજ્ય ભા. ૧ | | ૯-૪-૦ |
| ,, ,, ભા. ૨ | | ૯-૪-૦ |
| સત્તાવનની કત્લેઆમ | વિ૦ ભટ્ટ | ૨-૮-૦ |
| જો લડત આવે તો | વજુભાઈ શાહ | ૧-૦-૦ |
| ગુલામીની શૃંખલા | ધ૦ ઓઝા | ૨-૮-૦ |
| હિંદ વિશ્વયુદ્ધના વમળમાં | સંપટ | ૧-૦-૦ |
| મહારાજ્યોની યુદ્ધશક્તિ | ,, | ૨-૦-૦ |
| લાલકિલ્લાનો મુકદ્દમો | મહેન્દ્ર મેઘાણી | ૧-૮-૦ |
| જય ઇન્ડોનેશિયા | ,, | ૧-૮-૦ |
| આપણો સાગરસૈનિક | ,, | ૩-૦-૦ |
| આઝાદીની યજ્ઞજ્વાળા | કે૦ માણેક | ૦-૮-૦ |
| પેલેસ્ટાઇન | | ૦-૬-૦ |
| જૂનાગઢની લોકક્રાંતિ | રતુભાઈ કોઠારી | ૩-૦-૦ |
| ચલો દિલ્હી | સોપાન | ૬-૪-૦ |
| જય હિંદ | | ૩-૦-૦ |

## નિસર્ગોપચાર અને આરોગ્ય

### રમણલાલ એન્જિનિયરકૃત

| | |
|---|---|
| હું નિસર્ગોપચાર તરફ કેમ વળ્યો ? | ૨-૮-૦ |
| ઊમ રોગોમાં નિસર્ગોપચાર | ૨-૮-૦ |
| નિસર્ગોપચારનું જીવન દર્શન | ૨-૮-૦ |
| નિસર્ગોપચાર વિચાર અને વ્યવહાર | ૧-૮-૦ |

### ભૂપતરાય સો. દવેકૃત

| | |
|---|---|
| હઠીલા દર્દોમાં કુદરતી ઉપચાર | ૧-૮-૦ |
| દવાનો છેલ્લો ઘુંટડો | ૨-૦-૦ |
| ક્ષય અને દમમાં નૈસર્ગિક ઉપચાર | ૩-૦-૦ |
| રોગ અને આસન | ૩-૦-૦ |

દૂધ : સર્વ સંપૂર્ણ ખોરાક ડૉ. શાહ ૧—૮—૦
મારો જલોપચાર કાન્તિલાલ શાહ ૩—૦—૦
દૂધ : મૃત્યુ લોકનું અમૃત ,, ૨—૮—૦
શરીર રચનાનું રહસ્ય ધ. ઓઝા ૧—૪—૦
સો વર્ષ જીવવાની કળા ડૉ. નાંદી ૨—૮—૦
એકાદશીનો ઉપવાસ ,, ૦—૫—૦
ઉપવાસ કેમ અને ક્યારે ? હ. સોમૈયા ૨—૦—૦
બાળકોનાં દર્દો વૈદ્ય પ્રાગજી રાઠોડ ૧—૮—૦
અપવાસ દ્વારા આરોગ્ય ,, ૨—૮—૦

## કેળવણી, સાહિત્ય અને વિવેચન

કેળવણીની પગદંડી નાનાભાઈ ભટ્ટ ૩—૮—૦
કીર્તિદાનેકમળના પત્રો બટુભાઇ ઉમરવાડિયા ૨—૮—૦
વકતા કેમ થવાય ? સતીશચંદ્ર ૨—૮—૦
પાંગરતા પ્રયોગો સં. હરભાઇ ત્રિવેદી ૩—૮—૦
કલાચિંતન રવિશંકર રાવળ ૩—૮—૦
પરિભ્રમણ ભા–૧ ઝવેરચંદ મેઘાણી ૩—૮—૦
,, ભા–૨ ,, ૩—૮—૦
,, ભા–૩ ,, ૩—૮—૦
પરકમ્માં ,, ૨—૮—૦
છેલ્લું પ્રયાણ ,, ૨—૪—૦
આલોચના રા. વિ. પાઠક ૩—૮—૦
નર્મદ ,, ૨—૮—૦
કાવ્ય સમુચ્ચય ભા. ૨ ,, ૪—૦—૦
અ. કાવ્ય સાહિત્યનાં વહેણો ,, ૩—૦—૦
સાહિત્યવિહાર અનંતરાય રાવળ ૩—૦—૦
સાહિત્ય અને પ્રગતિ ,, ૩—૦—૦
આપની સેવામાં જીતુભાઈ મહેતા ૩—૦—૦
નિકષરેખા વિશ્વનાથ ભટ્ટ ૫—૦—૦
રવિવંદના (ટાગોરનો અંજલિગ્રંથ) ૨—૮—૦
ગુજરાતી ભાષાલેખન કે. કા. શાસ્ત્રી ૫—૦—૦
સંશોધનને માર્ગે ,, ૩—૦—૦
અલંકાર પ્રવેશિકા ડોલરરાય માંકડ ૦—૮—૦
શિક્ષણ સાધના ક્ષિતીશમોહન સેન ૧—૧૨—૦
સાહિત્ય પરામર્શ ,, ૩—૦—૦
પ્રયોગમાલા બળવંતરાય ઠાકોર ૧—૮—૦

## કાવ્ય

રવીન્દ્રવીણા ઝવેરચંદ મેઘાણી ૨—૮—૦
બાપુનાં પારણાં ,, ૦—૧૨—૦
આતિથ્ય ઉમાશંકર જોષી ૩—૦—૦
પ્રાચીના ,, ૨—૮—૦
ગંગોત્રી ,, ૨—૮—૦
નિશીથ ,, ૨—૮—૦
ઇલા કાવ્યો અને બીજાં બધાં ચં. મહેતા ૨—૮—૦
ઉર્વશી અને યાત્રી દુર્ગેશ શુક્લ ૨—૦—૦
સરવાણી પ્રહ્લાદ પારેખ ૨—૮—૦
ડોલરીઓ જગદીપ વીરાણી ૧—૪—૦
પુનમરાત ,, ૨—૦—૦
પથિક પ્રશાંત ૧—૪—૦
રામસાગર સુધાંશુ ૪—૦—૦
આલબેલ કરશનદાસ માણેક ૨—૮—૦

## વિજ્ઞાન

આકાશપોથી નિરંજન વર્મા : જયમલ્લ પરમાર ૩—૮—૦
ગગનને ગોખે ,, ૨—૦—૦
આપણે આંગણે ઊડનારાં ,, ૪—૪—૦
વિજ્ઞાનના વ્યાપક સ્વરૂપો પ. શાહ ૨—૮—૦
વિજ્ઞાનનો વિકાસ ૨—૮—૦
વિજ્ઞાનસૃષ્ટિ ૧—૮—૦
મહાન વૈજ્ઞાનિકો ભા. ૧–૨ ડૉ. શાહ ૨—૦—૦

## સંદર્ભ ગ્રંથ

વિશ્વદર્શન છોટાલાલ મા. કામદાર ૧૦—૮—૦

## ધર્મ અને તત્ત્વજ્ઞાન

ગીતાહૃદય સાને ગુરુજી ૧—૮—૦
ચમનલાલ વૈષ્ણવના પત્રો ૨—૦—૦
દૃષ્ટાંતકથાઓ નાનાભાઇ ભટ્ટ ૧—૪—૦
રામ અને કૃષ્ણ કિ. ધ. મશરૂવાળા ૧—૪—૦
બુદ્ધ અને મહાવીર ,, ૧—૦—૦
ધર્મક્ષેત્રે કુરૂક્ષેત્રે (ચારભાગમાં) ૧૧—૪—૦
ઉપનિષદ્‌કથાઓ ધૂમકેતુ ૨—૦—૦
પર્વમહિમા રવિશંકર મહારાજ ૧—૪—૦
ચારિત્રકથાઓ ધૂમકેતુ ૧—૪—૦

## કટાક્ષ

સાંબેલાના સૂર ઝવેરચંદ મેઘાણી ૨—૮—૦
અમથી ડોશીની અવળવાણી ૩—૦—૦
નારદવાણી ૨—૮—૦

## ચિત્ર સંપુટો

| | | |
|---|---|---|
| રંગસુંદરી | વ્રજલાલ ત્રિવેદી | ૩—૦—૦ |
| વસંતમંજરી | ,, | ૩—૦—૦ |
| સપ્તરંગ (સાત પ્રખ્યાત કલાકારો) | | ૨—૮—૦ |
| સ્વાતંત્ર્યયજ્ઞ | ચંદ્ર ત્રિવેદી | ૨—૪—૦ |

## બાલ-કિશોર-પ્રૌઢ સાહિત્ય

| | | |
|---|---|---|
| નાનસેન | મૂળશંકર ભટ્ટ | ૧—૪—૦ |
| રેમ | દર્શક | ૧—૮—૦ |
| દક્ષિણ ભારતનાં તીર્થધામો | શાં. ગાંધી | ૨—૦—૦ |
| મેં પાંખો ફફડાવી | તનસુખ ભટ્ટ | ૨—૦—૦ |
| ભરદરિયે | હ. સોમૈયા | ૧—૦—૦ |
| દરિયાના મામલા | ,, | ૦—૮—૦ |
| પરીકથાઓ ખંડ ૧ | વર્મા પરમાર | ૩—૮—૦ |
| ,, ખંડ ૨ | ,, | ૩—૦—૦ |
| દેશદેશની લોકકથાઓ ખંડ ૧ | ,, | ૩—૮—૦ |
| ,, ,, ,, ૨ | ,, | ૩—૮—૦ |
| રૂપકથાઓ ખંડ ૧ | ,, | ૩—૮—૦ |
| વગડામાં વસનારા | ,, | ૦—૧૦—૦ |
| આંગણાનાં શણગાર | ,, | ૦—૧૦—૦ |
| ઊડતાં ભંગી | ,, | ૦—૧૦—૦ |
| રૂપરૂપના અંબાર | ,, | ૦—૧૦—૦ |
| કંઠે સોહામણા | ,, | ૦—૧૦—૦ |
| પ્રેમી પંખીડા | ,, | ૦—૧૦—૦ |
| ચૌબોલા રાણી | ,, | ૧—૦—૦ |
| દોલતપરી | ,, | ૧—૦—૦ |
| સોના પદમણી | ,, | ૧—૦—૦ |
| નાગકુમારી | ,, | ૧—૦—૦ |
| નાગકુમારી | ,, | ૧—૦—૦ |
| નીલમણિ | ,, | ૧—૦—૦ |
| ફૂલવંતી | ,, | ૧—૦—૦ |
| ગંડુ રાજા | ,, | ૧—૦—૦ |
| કાગરાણી | ,, | ૧—૦—૦ |
| પાકો પંડિત | ,, | ૧—૦—૦ |
| શેખચલ્લી | ,, | ૧—૦—૦ |
| ગૌડ બંગાળની વાતો ભા. ૧ | ,, | ૧—૦—૦ |
| ,, ભા. ૨ | ,, | ૧—૦—૦ |
| બુંદેલખંડની વાતો | ,, | ૧—૦—૦ |
| રાજસ્થાનની વાતો | ,, | ૧—૦—૦ |
| પંજાબની વાતો | ,, | ૧—૦—૦ |
| કરુણાદેવી | સાને ગુરુજી | ૧—૦—૦ |
| મનુબાપા | ,, | ૨—૦—૦ |
| પ્રવાસપત્રો | રા. ના. પાઠક | ૦—૮—૦ |
| જંગલનો રાજા | મયુર | ૦—૧૨—૦ |
| ફૂલમણિ | ,, | ૦—૧૨—૦ |
| ડોશીમાની વાતો | ઝ. મેઘાણી | ૧—૪—૦ |
| ખાનખાનાન | ત્રિભુવન ગૌ. વ્યાસ | ૦—૮—૦ |
| મહાન વૈજ્ઞાનિકો ભા. ૧ | ડૉ. શાહ | ૧—૦—૦ |
| ,, ભા. ૨ | ,, | ૧—૦—૦ |
| સંત દેવીદાસ | ઝવેરચંદ મેઘાણી | ૧—૮—૦ |
| ચપટી ધૂળ | ,, | ૦—૧૨—૦ |
| સંસાર | ,, | ૦—૧૨—૦ |
| સોરઠિયા દૂહા | ,, | ૦—૧૨—૦ |
| રેલગાડીની સૃષ્ટિ | ,, | ૧—૦—૦ |
| ગાંધી બાપુ ખં.-૧ | રા. ના. પાઠક | ૪—૮—૦ |
| ગાંધી બાપુ ખં-૨ | ,, | ૪—૮—૦ |
| સિંહાસન બત્રીસી ભા. ૧ થી ૪ | ,, | ૫—૦—૦ |
| ભકતસુદામા | ,, | ૧—૪—૦ |
| છીપલા | મોહન ઠક્કર | ૦—૬—૦ |
| ધનુર્ધારી | ઈંદુલાલ ગાંધી | ૦—૮—૦ |
| જંગલમાં મંગલ ભા-૧ | હ. સોમૈયા | ૦—૬—૦ |
| ,, ભા-૨ | ,, | ૦—૧૨—૦ |
| શંકરાચાર્ય | ,, | ૦—૮—૦ |
| ગુંજારવ | ત્રિ. વ્યાસ | ૦—૫—૦ |
| કેસરાં | ગુલાબસિંહ બારોટ | ૦—૬—૦ |
| ચાતુરીની વાતો | વર્મા: પરમાર | ૧—૪—૦ |
| જ્ઞાનગોષ્ઠિ | ધૂમકેતુ | ૧—૦—૦ |
| વડને છાંયડે | ,, | ૧—૦—૦ |
| બોધકથાઓ | ,, | ૧—૦૦૦ |
| ,, ભા-૨જો | ,, | ૧—૦—૦ |
| સંસ્કારકથાઓ | ,, | ૧—૦—૦ |
| ઉપનિષદ્કથાઓ | ,, | ૨—૦—૦ |
| ચારિત્રકથાઓ | ,, | ૧—૦—૦ |
| કેમ અને ક્યારે | સંપટ | ૦—૧૦—૦ |
| પતંગિયા રંગરંગી | ,, | ૦—૦—૦ |
| ધોળી બિલાડી | ગુલાબસિંહ બારોટ | ૧—૦—૦ |
| હજી ય મને સાંભરે છે. | ગિજુભાઇ | ૦—૬—૦ |
| શિશુ રંજના | વિનોદિની નીલકંઠ | ૦—૧૦—૦ |
| ચીનનાં બાળકો | નીરૂ દેસાઈ | ૦—૬—૦ |
| ઈસપની બાલકથાઓ | ,, | ૧—૦—૦ |
| દૂધપૌંઆ | ઈશ્વરલાલ દેસાઇ | ૦—૮—૦ |

# ગુજરાતી ભાષાના અમારા ત્રણ અનોખા માસિકો

છેલ્લાં વીસ વર્ષથી સમાજ, સાહિત્ય અને સંસ્કારનું પોતાનું આગવું સ્થાન જાળવી રહેલું શિષ્ટ માસિક



## અને નવરચના

સંપાદક :
ઈશ્વરલાલ મોહનલાલ દવે

જેનાં દરેક અંક દર મહિને એક એક નવા પુસ્તકની ગરજ સારે એવા સાચવીને રાખી મૂકવા જેવા હોય છે. જેનાં પૂંઠાં ઉપર ગુજરાતનાં લબ્ધપ્રતિષ્ઠ કળાકારની અનુભવી પીંછીએથી રંગાયેલું મઢાવી લેવા જેવું ત્રિરંગી ચિત્ર હોય છે. જેનાં લખાણો પ્રથમ પંક્તિનાં ગૂજરાતી લેખકોથી અને વિશ્વની કોઈપણ ભાષાનાં શ્રેષ્ઠ સાહિત્યના અનુવાદોથી સમૃદ્ધ હોય છે. જેમાં સાહિત્ય, સંસ્કાર અને સમાજને નવદૃષ્ટિ આપનાર વાર્તા, લેખ, વિવેચન, નાટક, કવિતા અને સાહિત્યનાં દરેક અંગ અવારનવાર સભર ભર્યાં હોય છે. જેના વાચન માટે ગુજરાત ઉપરાંત બૃહદ્‌ગુજરાતમાં અને આફ્રિકા, ઇંગ્લંડ, રોડેશિયા, અમેરિકા, ન્યુઝીલેંડ, બર્મા, સિલોન જેવા દૂર દેશાવરમાં પણ દરેક ગુજરાતી ભાષા જાણનાર ભાઈબહેન આગ્રહ રાખે છે.

એક પણ જાહેર પુસ્તકાલય કે સંસ્થા એવી નહિ હોય કે જ્યાં 'ઊર્મિ-નવરચના' વંચાતું કે આવતું ન હોય. આવું ગુજરાતનું ગરીબ ને અમીરનું એ માનીતું માસિક છે. તમે પણ એના ગ્રાહક ન હો તો વહેલી તકે થઈ જાજો. કોઈપણ મહિનાથી ગ્રાહક નોંધવામાં આવે છે. દર મહિનાની પહેલી તારીખે નિયમિત પ્રગટ થાય છે. આટલું સમૃદ્ધ માસિક હોવા છતાં એનું વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા સાડા સાત. પરદેશમાં શિલીંગ પંદર (રૂ. ૧૦)

છૂટક નકલ બાર આનાની કિંમતે વ્હીલરનાં દરેક સ્ટૉલ ઉપર મળે છે.

---

### નિસર્ગોપચારની દૃષ્ટિએ ચાલતું એકમાત્ર ગુજરાતી માસિક

## તંદુરસ્તી

: તંત્રીઓ :

ભૂપતરાય મો૦ દવે : શંકરલાલ મો૦ દવે

માયકાંગલા ગુજરાતને દવાઓ વગર કુદરતી ઉપચારોથી જ તંદુરસ્ત કરવાનાં મનોરથ સેવતું ગુજરાતનું આ પહેલું જ માસિક છે.

આઠેક મહિનાથી શરૂ થયું હોવા છતાં જેણે ગુજરાતનાં ઘેરઘેર પોતાનું ચોક્કસ સ્થાન જમાવી દીધું છે.

પ્રત્યે અંકે આરોગ્યની ચર્ચા કરતા વાચકોના પ્રશ્નોનાં તંત્રીઓએ આપેલા ઉત્તરો દરેક આરોગ્યની ઇચ્છા કરનારને ઉપયોગી થાય છે.

આટલી બધી સામગ્રી હોવા છતાં વાર્ષિક લવાજમ રૂપિયા સાડાચાર (પરદેશમાં શિલીંગ દસ). છૂટક નકલના આઠ આના.

---

### રોજબરોજનાં જીવનધબકાર રજૂ કરતું માસિક

## રેખા

તંત્રી : ઈશ્વર પેટલીકર

જે તમારા ઘરમાં મુરબ્બી થઈને સલાહ આપવા નહિ પણ મિત્ર તરીકે સુખદુઃખની વાત કરવા આવે છે.

ઘરનાં સૌનો સ્નેહ સંપાદન કરવા સાચા દિલનાં પ્રયત્નો કરવાની જેની ઇચ્છા છે.

દર મહિનાની પહેલી તારીખે પ્રગટ થાય છે.

છ રૂપિયાનાં (વિદેશમાં શિલીંગ બારનાં) મામૂલી વાર્ષિક લવાજમમાં દરવરસે ત્રણ રૂપિયાની કિંમતનું ભેટ પુસ્તક અપાય છે.

ચાલુ વરસના ભેટપુસ્તક તરીકે શ્રી. ઈશ્વર પેટલીકરની નવી નવલકથા 'મધલાળ' છે.

આઠ આનાની કિંમતે વ્હીલરનાં દરેક સ્ટૉલ પર છૂટક અંક મળી શકે છે.

વસંત પ્રિન્ટિંગ પ્રેસ ઘીકાંટારોડ—અમદાવાદ.

દરેક પ્ર. પત્રની પ્રવેશ ફી ફક્ત ૧૦ આના

# કસોટી વિજય વ્યૂહ ૧૪૪

અંત તારીખ ૧૦ જાન્યુઆરી, બુધવાર

એકંદર ઈનામો રૂા. ૫૦,૦૦૦

પ્રથમ ઈનામ રૂા. ૨૬,૦૦૦ રોકડા

| બીજું ઇનામ | ત્રીજું ઈનામ | ચોથું ઇનામ |
|---|---|---|
| રૂા. ૧૧,૦૦૦ | રૂા. ૯૦૦૦ | રૂા. ૫૦૦૦ |

સંપૂર્ણ વિગતો માટે 'મક્કમ' અઠવાડિક જુઓ.

અને આજ પ્રમાણે દરેક પ્ર. પત્રના પાંચ આના લેખે ફી ગણવી. જ્યારે મક્કમના ગ્રાહક માટે દર ૧૬ પ્ર. પત્રની ફી રૂા. ૨-૮-૦ છે.

## આડી ચાવીઓ:

(૧) જીવનમાં દિવ્યતાના અવતરણનો સંદેશો આપનાર ભારતના પ્રથમ મહાર્ષિ.

(૪) સંસારનાં અનેક પ્રલોભનો વચ્ચેય જ્ઞાની માણસો...રહી શકે છે.

(૬) પર્વને ટાંકણે કેટલાક...દૂર દૂરથી પણ તીર્થસ્થાનમાં આવે છે.

(૭) પોતાની...પ્રત્યેની પતિની ઉપેક્ષા પત્નીની આંખમાં સહેજે આંસુ લાવી દે છે.

(૯) ...થી અપંગ માણસની આપવીતી પાષાણ હૃદયને પણ પીગળાવે છે.

(૧૦) સ્ત્રી-વિષયક...માં પુરુષ ભૂત કાળથી રસ લેતો આવે છે.

(૧૨) નિંદા.

(૧૩) પોતાનો મુદ્દો માર્યો જતો લાગે ત્યારે માણસ...બોલવા પ્રેરાય તે સ્વાભાવિક છે.

(૧૪) પ્રજામતથી વિરુદ્ધ જનાર નેતા ક્યારેક...પણ ગુમાવે છે.

(૧૬) સૌંદર્ય સાથે...ભળતાં સ્ત્રીનું વ્યક્તિત્વ કદીક અજબ પ્રભાવ ધારણ કરે છે.

(૧૮) સ્ત્રીનાં આંસુ પુરુષને...માટે જ હોય છે ને!

(૧૯) માણસની...એના પરિચયમાં આવનાર વ્યક્તિ પર ઊંડી અસર કર્યા વિના રહેતી નથી.

(૨૦) ઘર ખર્ચની બાબતમાં સ્ત્રીઓ પોતાને પુરુષ કરતાં વધુ...લેખતી હોય છે.

## ઊભી ચાવીઓ :

(૨) લાંબા સમયની બેકારી માણસના ગમે તેવા...ને પણ નિર્મૂળ કરી દે છે.

(૩) કૃપા.

(૪) વગર ખોલેલું.

(૫) નાચગાનનો ધંધો કરનાર સ્ત્રીઓ પોતાની ટોળીમાં એકાદ ...પણ રાખે છે.

(૮) ખિન્ન.

(૯) ...આગળ નમી પડવું એને સિદ્ધાંતવાદીઓ નરી નિર્બળતા લખે છે.

(૧૦) બહુ...હોય તેવી સ્ત્રી પતિ પાછળ પૂરતું લક્ષ આપી શક્તી નથી.

(૧૧) 'કાબુલીવાલા' એ કવિવર ટાગોરની શ્રેષ્ઠ...ગણાય છે.

(૧૪) અરસિકજનો જીવનની મજા ...હોય એવું ભાગ્યે જ બને છે.

(૧૫) વૃદ્ધવયે શ્રદ્ધાળુજનો ઘણીવાર તીર્થસ્થાનના...ને ઝંખતા માલુમ પડે છે.

(૧૬) ટીખળી મિત્ર આગળ પોતાની ...નું પ્રદર્શન કરનાર કયારેક કફોડી દશામાં મૂકાઈ જાય છે.

(૧૭) આડંબર એ આજની...નું એક તરતું લક્ષણ ગણી શકાય.

(૧૮) પતિના...ને લીધે કોઇકવાર સ્ત્રીના સુખી સંસારને આગ લાગી જાય છે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧શ્રી | ૨અ | ર | વિં | ૩દ | | ૪અ | | ૫ગ |
| | ભિ | | | ૬યા | | ક | | |
| | ૭ | ગ | ણી | | | | | ચો |
| ૯જ | | મ | | ૧૦સં | | ધ | ૧૧ન | |
| | | ૧૨ | બ | ત | કસોટી | | ૧૩વ | |
| | ૧૪ | ન | | | | | | |
| | ણ | | ૧૫ | | ૧૬અ | | કા | ૧૭ર |
| ૧૮ | તા | વ | વા | | | કસોટી | | |
| દા | | | ૧૯સ | | તા | | ૨૦ | ણી |


| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧શ્રી | ૨અ | ર | વિં | ૩દ | | ૪અ | | ૫ગ |
| | ભિ | | | ૬યા | | ક | | |
| | ૭ | ગ | ણી | | | | | ચો |
| ૯જ | | મ | | ૧૦સં | | ધ | ૧૧ન | |
| | | ૧૨ | બ | ત | કસોટી | | ૧૩વ | |
| | ૧૪ | ન | | | | | | |
| | ણ | | ૧૫ | | ૧૬અ | | કા | ૧૭ર |
| ૧૮ | તા | વ | વા | | | કસોટી | | |
| દા | | | ૧૯સ | | તા | | ૨૦ | ણી |


અમદાવાદના કલેક્ટરે તા. ૨૬-૪-૪૯ ના લાયસન્સ નંબર ૧ થી મંજૂર કરેલી હરીફાઈ

કસોટી હરીફાઇનાં સર્વ શરતો-નિયમો મને કબૂલ મંજૂર છે.

નામ ______________________

ઠેકાણું ______________________

ગામ ______________________

મેં મારા નામે કુલ પ્રવેશપત્રો નંગ ......ભર્યાં છે.

મેં મારી પ્રવેશ ફીના રૂા....... આ સાથે.....થી મોકલ્યા છે.

પ્રવેશ પત્રો મોકલવાનું તથા પત્રવ્યવહારનું સરનામું:

**કસોટી કાર્યાલય :** રેવડી બજાર, અમદાવાદ



અને **નવરચના** સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૨૦ : 'નવરચના' વર્ષ ૧૫ : અંક ૧૦ મો
જાન્યુઆરી : ૧૯૫૧

ક્રમ



—: વાર્ષિક લવાજમ :—

દેશમાં : ૭-૮-૦ :: પરદેશમાં : રૂ. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ ૧

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી : ઈશ્વરલાલ મો. દવે : ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ ૧

મુદ્રક : જયંતી ઘેલાભાઈ દલાલ : વસંત પ્રેસ, ઘીકાંટા રોડ, ઘેલાભાઈની વાડી : અમદાવાદ






ઑસ્ટર મિલ્કનો
નિયમિત પુરવઠો
મળી શકે છે
**OSTERMILK**




બચ્ચાઓ માટે દુગ્ધજ ખાદ્ય

લૅક્સો લૅબોરેટરીઝ (ઈન્ડિયા) લિમિટેડ. મુંબઈ. કલકત્તા. મદ્રાસ.



## સિંહ મેદાન છોડીને ગયો, હવે જોવાનું, આ રહે છે, શિયાળિયાં મેદાન મારી જાય નહિ!



સરદાર વલ્લભભાઈનું અવસાન એ વલ્લભભાઈનું અવસાન નથી રહેતું. ભારતવર્ષના સિંહત્વનું એ અવસાન બને છે. આ એક જ પુરુષ એવો હતો જેની પાસે છાતી સિંહની હતી, વ્યવહારકુશળતા ભગવાન કૌટિલ્યની હતી, પ્રેમ, પ્રેમઘેલી માતાનો હતો, કુનેહ એની પોતાની હતી, તો દૂરંદેશી બિસ્માર્કને પણ પાણી ભરાવે તેવી હતી. એણે હિંદ સ્વરાજ્યનું યુદ્ધ શરૂ કર્યું, એણે જ એ દોર્યું, એણે એમાં વિજય મેળવ્યો, એમાં વ્યવસ્થા પણ એણે જ આણી. ખળભળાટ, અવાજ, અવ્યવસ્થા, જુદા જુદા રાગ, હિંસાખોરી અને વિસંવાદમાંથી એણે દેશના નાવને ભર દરિયે હંકારવાની હિમ્મત કરી, અને જીવનની પળે પળને દેશને માટે વાપરી પણ બતાવી. જેના અણુએ અણુમાં દેશ પ્રત્યે અથાગ પ્રેમ ભર્યો હોય એ માણસ જ આ કરી શકે. સરદાર પાસે એવો દેશપ્રેમ હતો. આજ એ જતાં ભારતવર્ષ તો અનાથ થયું, પણ ગુજરાત તો નિરાધાર, દીન અને ગૌરવહીન બની ગયું છે! ગુજરાત આજે રંડાણું! સરદારની પાસે જે હતું તે કોઈની પાસે નથી. દેશને આજે કેવળ આદર્શવાદનો ખપ નથી, ખરી રીતે તો એને કોઈ વાદનો ખપ નથી, તે વખતે જેણે વજ્જર છાતી રાખીને ભારતવર્ષને પોતાની અનોખી રીતનો ઘાટ આપવાનું સ્વીકાર્યું હતું, તે વીર પુરુષ, આજે પોતાનું કામ અધુરું મૂકીને, અનંતને પંથે ચાલી નીકળે છે. પાછળ રહેનારાઓમાં જો વજ્જર હશે અને વ્યવહાર હશે તો દેશ રહેશે. સિંહ મેદાન છોડી ગયો છે, હવે જોવાનું આ રહે છે કે શિયાળિયાં વાઘનાં ચામડાં ઓઢીને મેદાન મારી જાય નહિ! એમાં ગફલત કરશે તો ભાવિ પ્રજાનો અંધકાર કેવો હશે એની આગાહી કરતાં પણ અંધારાં આવી જાય તેમ છે. ચાંગકાઈ શેક ને ચીન સ્વર્ગસમાં લાગશે એવો એ અંધકાર હશે!

સરદારની વાણી એ તો એક કહેવત થઈ પડી હતી, જ્યાં બીજા સો





ભાષણો કરીને નિરાશા મેળવતા, ત્યાં સરદાર વલ્લભભાઇ એ શબ્દ બોલીને વિજય મેળવતા. એમના સન્નિધ્યમાં આવનારા તો એમને કોઇ દિવસ નહિ ભૂલે. પણ આ આખા ભારતવર્ષને તો આવતાં સો વર્ષમાં પણ એના જેવો સમર્થ પુરુષ સાંપડવો મુશ્કેલ છે. આવા ઇતિહાસ પુરુષો જ્યારે જાય છે ત્યારે એમની ખોટ કોઈ દિવસ પુરાતી જ નથી. સરદારની વાણી બળવાન હતી, પણ એમનું મૌન વધારે બળવાન હતું. સરદારની વાણી અને મૌન બેમાં કોણ ચડે એ એમના જીવનચરિતકાર માટે એક કોયડો છે.

આપણા આ મહાન અને ભવ્ય દેશને નવરંગનાના દ્વાર સુધી એ દોરી લાવ્યા છે. એમણે મુકેલો નરશાર્દૂલનો, ગૌરવભર્યો વ્યવહારુ અને વિવેકી પંથ જાળવી રાખવાની સદ્‌બુદ્ધિ સૌમાં પ્રગટે એ એક જ પ્રાર્થના અત્યારે કરી શકાય તેમ છે.

સરદાર વલ્લભભાઈનું જીવનચરિત્ર તો એમને અભિનવ શિવાજીનું બિરૂદ અપાવે એવું તેજસ્વી અને શુરવીરતાભર્યું છે. એમણે પડકાર આપવો ઘટે ત્યાં પડકાર આપ્યો. વિનંતિ કરવી ઘટે ત્યાં વિનંતી કરી. સમજણ આપવી ઘટે ત્યાં સમજણ આપી. વકતા સ્થાપવી ઘટે ત્યાં વકતા સ્થાપી. સાધુતાની કેડીની જરૂર જણાઈ, ત્યાં સાધુતા રાખી. અને અનેકરંગી લીલા દ્વારા એમણે પોતાનું વ્યક્તિત્વ પ્રગટ કર્યું. કોઇ પણ ઇતિહાસકાર સરદારને, સરદારના સંગ્રામને, સરદારના સામર્થ્યને, અને એ જ સરદારની સાધુતાને પણ, કદાપિ નહિ ભૂલે, સરદાર સરદાર જ હતા અને હવે કોઇ સરદાર નહિ આવે !

આકાશે એના અવસાનની મર્યાદા જાળવી હતી. કુદરતને પણ એની મહત્તા સમજાઇ હતી. સેંકડો આંખમાં આંસુ હતાં. હજારોના વદન ઉપર 'આ શું થઇ ગયું' એની નિરાશા હતી એક નાનકડા કરમસદ જેવા ગામડામાં જન્મીને વિશ્વવ્યાપી વ્યકિતત્વ મેળવવું, અને તે પણ કેવળ પોતાની આત્મશ્રદ્ધાના ભાતા ઉપર—એ મહાભાગ્ય જેને સાંપડ્યું હતું, તેના અવસાન ઉપર આંસુ સારીને એને અંજલિ નહિ અપાય. પણ એ મહાન આત્માને પ્રાર્થના કરવાની હોય કે આકાશમાંથી કોઇ સંદેશો આપી શકાતો હોય તો હે પુરુષસિંહ ! એ હજી પણ મોકલતા રહેજો દેશનું ભવિ એ માગે છે. લાખો ભારતવાસીઓ એ માગે છે. દેશમાં હવે સરદાર વલ્લભભાઇ પટેલનો આત્મશ્રદ્ધા ઝીલનારૂં ચારિત્રબળ વિકાસ પામો—કે જેથી દેશની શાન ટકી રહે !

*

આપણે જ્યાં સુધી "કાયદાની દૃષ્ટિએ" અને "નૈતિક દૃષ્ટિએ" એવા બે જુદા જુદા વિભાગો સામાજીક કાર્યો માટે રાખ્યા કરીશું ત્યાં સુધી આપણે હોંશિયારી ભરેલી વાચળતાના પ્રદર્શન સિવાય બીજું કોઇ જ વાતાવરણ દેશમાં સ્થાયી બનાવી શકવાના નથી આજે અનેકવિધ પ્રયત્નો છતાં પ્રજાનું નૈતિક ધોરણ નીચે પડતું જાય છે, એમાં આવી આપણી રાજનીતિની જેવી તેવી જવાબદારી નથી. આપણે આપણી પ્રજાના ભવ્ય વારસાને અનુરૂપ ન્યાયમંદિરો ઊભાં કરવા જોઇએ કે જેમા શબ્દનું જ મહામૂલ્ય ફરીને સ્થપાય. આપણાં અત્યારના ન્યાયમંદિરો એ અંગ્રેજોએ આપણે માટે ઊભી કરેલી અર્થહીન ભવાઈઓ માટેની વસાહત છે. ગ્રામન્યાયાલય ઊભા કરીને અને ગ્રામ પંચાયતો દ્વારા લોકને કેળવીને જ આપણે ફરીને ન્યાયને સોંઘો અને લોકગમ્ય બનાવી શકીશું. અત્યારે ન્યાય સોંઘો નથી, લોકગમ્ય પણ નથી, અને લોક માટે પણ નથી. એ કેવળ પૈસાની શેતરંજ–રમત બની ગયેલ છે. —સરદાર પટેલ

# સમયનાં ક્ષીરનીર

રાજહંસ

### મૃત્યુ જેમનું વાહન બન્યું

કેમ જાણે શાથી પણ શ્રી અરવિંદના દેહ-વિલયથી ગુજરાતને નથી લાગ્યો આઘાત કે નથી આવી નિરાધારતા. વાતાવરણમાં શૂન્યતાનો આભાસ નથી અનુભવ્યો કે નથી સાંપડી નિરાશા. એમની વિદાય કૈંક અનોખી હતી.

ગાંધીજી ગયા ત્યારે આખા દેશમાં એક કરુણતા વ્યાપી ગઇ હતી. લોક ચોધાર આંસુએ રોયા. લોકોને લાગ્યું કે એમના અકાળ મૃત્યુના કારણમાં પોતાના દિલમાં રહેલી ક્ષતિઓ પણ હતી. એમને પૂરો સાથ ના આપ્યાથી અધૂરાપણું પ્રગટ થતું હતું. ગાંધીજીની સમીપ જનારને એમના અરીસામાં પોતાનું પ્રતિબિંબ બમણું દેખાતું, વિકૃતિઓ તરી આવતી, પ્રશ્ચાત્તાપ સૂઝતો. આપણા વ્યક્તિત્ત્વની ખીણોમાં ગાંધીજીનો પ્રકાશ જલદી પહોંચતો અને આપણે ચોંકી ઊઠતા, આપણી વૃત્તિઓ સાથેનું જાગ્રત યુદ્ધ શરૂ થતું.

શ્રી અરવિંદ પાસે જનારને લાગતું કે પોતાની પાસે શક્તિ છે, એનો વિકાસ કરવાનો છે, એ ક્રમમાં શ્રી અરવિંદની સહાય મળે એમ છે. પેલી ક્ષતિઓ ઉપર ધ્યાન બંધાઇ જતું નહિ, એ દેકીને આગળના અફાટ વિસ્તાર ઉપર નજર લાગતી. ચૈતન્યરૂપ થવાની ઇચ્છાની સાથે મન અને વૃત્તિઓનાં ભારણ હળવાં થતાં.

એમના સ્મરણથી કે દર્શનથી એક વિશિષ્ટ કાર્યનો આદેશ મળ્યો છે એવું ગૌરવ લાગતું. પશુમાંથી માનવ બન્યાની વાતો હતી ત્યાંથી આગળ વધી માનવમાંથી દૈવીજીવનની શક્યતાઓ સુધી એ આપણને લઇ જતા અને એ જ ક્રિયામાં માનવ તરીકેની સુંદર લાક્ષણિકતાઓ આપોઆપ આગળ વધતી. પાશવી વૃત્તિઓ પાછળ પડી જતી, યુદ્ધની તીવ્રતા ને સાતત્ય ઓછાં થઇ જતાં.

એમણે ય આપણને જાગૃતિ આપી છે પરન્તુ એનો પ્રકાર જ એવો હતો કે આપણે ચિંતનથી, દૈવી શક્તિઓના આહ્વાહનથી, એ માર્ગે વિચરતાં આપણી શક્તિઓના વિકાસથી આપણે એક એવી તટસ્થતા, એવી શાંતિ, એવી પ્રેરણાનો અનુભવ કરતા થઇએ કે એ પોતે ખસી જાય તો એ એની આપણે વિહ્વળ ના થઇએ, ધ્રૂજી ન ઊઠીએ, આઘાત ન અનુભવીએ.

એમ લાગે છે કે એ સરકી ગયા છે, હળવેથી, સુગન્ધની માફક આપણી વિદાય લીધા વિના એ કોઇ મહાસફરે ઉપડી ગયા છે. એ સફરમાં મૃત્યુની પાંખ ઉપર એ ચઢી ગયા છે. મૃત્યુ એમને હરી ગયું નથી, એમનું વાહન બન્યું છે, સંગાથી પણ નહિ. બીજાઓની વિદાય વેળાએ આપણે ક્રિયાઓની ભલામણો મોકલીએ છીએ, અહીં તો એની યે જરૂર ન હતી. જ્યાં એ પોતે જ પ્રાર્થના હતા ત્યાં બીજી કઇ પ્રાર્થના લેખે લાગવાની હતી ! જ્યાં એ પોતે જ સત્ત્વ હતા ત્યાં બીજાં કયાં સત્ત્વોને રીઝવવાના હતા

સંભવ છે કે જેમ એમનો દેહ વિલીન થયો એમ એમનું નામ કાળબળે લોકોના સ્મરણપટ ઉપરથી ભૂંસાઇ જશે. કુદરતનો એવો ક્રમ છે, એની આડે આપણે અંતરાય ન કરીએ તે જ ઇષ્ટ છે. જે શાશ્વત છે તે એમણે મુક્ત કરેલા પ્રવાહો, એમને સાંપડેલી દિશા, એમણે કરેલું ચિંતન, અને એમણે કરેલું માનવીના ભાવિનું, આત્માના સામર્થ્યનું પરમાત્માના હેતુનું અલૌકિક દર્શન.

એવા જીવનનો અંત, એનું દુઃખ ન હોય ને એથી અનાથતા યે ન હોય. કૈંક બળો એવું કાર્ય કરે છે જેનાં ફળ–અફળ ઉપર આપણે મીમાંસા કરી શકીએ, ઇતિહાસ એની આલોચના કરે, મુલ્યાંકન થાય; શ્રી અરવિંદ માટે એવું કોઇ પ્રમાણ ચાલે એવું નથી—બધાં અધૂરાં છે.

એ અહીં જન્મ્યા, જીવ્યા, અહીંની ધરતીમાં દેહ સમાયો એનું અભિમાન ભારતને લેવું હોય તો જુદી વાત.

### સરદાર દાવ જીતી ગયા

સરદાર ગયા અને દેશને માથે પડતી આફતોને ગાંધીજીના મુલ્ય સાથે સરખાવવાનું પ્રમાણ સૂઝ્યું. જીવનનાં મૂલ્ય ત્યુ વડે મુલવાય એ એ કરુણતા





છે! એવી જ કરુણતા આપણા આગેવાનોને મૃત્યુ સુધી કામ પહોંચે, એમાંથી છૂટાય જ નહિ એ છે. મૃત્યુ એકલું જ નિવૃત્તિ આપી શકે!

લોકોના મન ઉપર એવી છાપ હતી કે સરદાર દાવ ખેલી જાણે છે. એવા અઠંગ ખેલાડી ગાંધીજીની શેહમાં કેમ આવ્યા એ કોયડો છે. એમાં ગાંધીજી ભોળા પડયા. એવું તો કોઈ માને જ નહિ, ત્યારે સરદારે નીતિ અને દાવ બન્ને જાળવ્યાં એ વિરલ કુશળતા. અને એમનો ખરો દાવ રજવાડાંની ખટપટ તોડવામાં વપરાયો કે નોકરશાહીનો પ્રેમ જીતી લઇ તેમને દેશપ્રેમી કરવામાં તે કોણ કહી શકશે?

કુદરતના નિર્માણમાં શ્રદ્ધા રાખીએ તો આ લોકોને ચોક્કસ કામગીરી સોંપાયેલી અને એ પૂરી થતાં એમને પાછા ફરવાનો હુકમ મળી જતો. 'હજુ બીજાં બે વર્ષ' એવી લોકઇચ્છા હોય એ સ્વાભાવિક છે પણ કુદરતને તો નવો પાઠ તૈયાર કરવાનો, એના ક્રમમાં કોનાથી વચ્ચે આવી શકાય?

અને કેટલીકવાર એવું યે બને છે. જીવનમાં બની શકયું હોય તેથી અદકું મરણ દ્વારા નીપજે. સંભવ છે કે કોન્ગ્રેસમાં હવે વધારે શિસ્ત, વધારે વેગ આવે, દેશના કામમાં જીવનપર્યંત દ્રઢતાથી મંડયા રહેવાનો નિશ્ચય આવે. એક બીજાની જરૂરીઆત સમજી કદર આવે. નાના દેખાતા સવાલો ઉપર પણ સમગ્ર દેશની દ્રષ્ટિથી વિચાર કરવાની દીર્ઘદ્રષ્ટિ આવે. ઉતાવળે સ્ટંટ મારવાને બદલે પાકું પગલું ભરવાની ધીરજ આવે.

હમણાં તો આપણને દેશની આગેવાનીમાં મોટો ખાડો પડેલો દેખાશે. પરન્તુ એ તો થોડો સમય. આ તો 'બહુ રત્ના વસુંધરા' આપવાને તૈયાર છે, ફક્ત એ પ્રાપ્ત કરવાની પ્રજાની તૈયારી જોઇએ. સરદારે સીડી મૂકી આપી છે; પોતે ચડયા તેમ આ દેશનો નાનો બાળક સરળતાથી આગળ આવી શકે. એમ—લાખોને માટે માર્ગ મોકળો કર્યો છે.

### ગુજરાતની અનાથતા

સરદાર વલ્લભભાઇના મૃત્યુથી ગુજરાત અનાથ બન્યું એમ કહેવાયું ત્યારે એની યથાર્થતા વિષે કોઇએ શંકા નથી કરી. આજથી પંદર વર્ષ પૂર્વે ગાંધીજી પાસે ગુજરાતના બે સેવકો મંત્રણા કરવા ગયા હતા, અને એ જ બાબતનો ઉલ્લેખ કર્યો હતો કે કયારે પણ સરદારને કૈં થયું તો ગુજરાતનું કોણ?

ગાંધીજી પોતાની જાતને ઘણે ઊંચે લઇ ગયા હતા છતાં બીજાઓથી અળગા પડી ગયા ન હતા એ એમની ખૂબી હતી. એ બીજાઓને પણ આગળ ખેંચતા જતા હતા. એમના પછીના 'વર્તુ'ળને માથે જવાબદારીઓ નાખતા જતા હતા અને દેશની આગળ એક કાર્યક્ષમ તંત્ર ઊભું કરતા હતા. એમણે તો સુંદર સ્તંભોની હારમાળા રચી હતી. અને એ સહુને એક જુથમાં—એક સૌન્દર્યમાં રાખતા ઘુમ્મટ રૂપે પોતે રહ્યા હતા.

સરદારે ગુજરાતની ઘણી સેવાઓ કરી ને ગુજરાતે એમની કદર કરી. ગુજરાત વતી સરદાર એકલા બોલતા અને એમને કહ્યું જ ગાંધીજી અહીં આવતા કે જતા. જે ચાલતું એ એટલું સરસ ચાલતું. સરદારના ઈશારે બીજા સહુ ચાલતા—વાંધો વિરોધ કે સલાહ-સૂચના જેવું કૈં રહેતું નહિ. સિદ્ધિઓ ઉપર સિદ્ધિઓ સાંપડતી અને એમ ગુજરાત ઉપર સરદાર છાઇ રહ્યા.

અને તેથી ગુજરાતમાં બીજા આગળ દેખાયા નહિ, એમની શકિતઓ બહુ ખીલી નહિ, ગુજરાતની બહાર તો ભાગ્યે જ કોઇ પંકાયા. સૌને ફાળે આવેલાં નાનાં ક્ષેત્રોમાં એ સમાઇ ગયાં અને સરદારની ઓથે રહી સંગીન સેવાઓ આપતા રહ્યા.

અને એથી સરદારને લીધે ગુજરાત શકિતશાળી બન્યું, એમને ગયે અનાથ! અને છતાંયે એમની પાછળ પક્ષાપક્ષી કે ઝઘડાખોરી નથી એ ય એટલું જ લાક્ષણિક છે.

### એ એક રહ્યો

નહેરુનો બોજો હવે હળવો થવો જોઇએ.

ખાતમુહૂર્તો, ઉદ્દઘાટનો, પદવીદાન સમારંભો, પરિષદોમાં મંગલપ્રવચનો, નજારોહણો અને બીજી



ઔપચારિક હાજરીમાંથી એમને ઉગારી લેવા જોઇએ. સરદારને માથે એવો બોજો ન રહ્યો હોત તો એમનું સ્વાસ્થ્ય વધારે જળવાત એમાં શક નથી.

નહેરુના શિરે એટલી બધી જવાબદારી આવી પડી છે કે એને પહોંચી વળવા એમની શક્તિનો એકેએક ઔંસ બચાવી લેવો જોઇએ. સંભવ છે કે એમની પોતાની પ્રકૃતિને આવો અવરોધ ન રુચે. છતાંયે રાષ્ટ્રહિતની ખાતર એમ થવું જ જોઇએ.

એ રીતે જે બહુ જટિલ સમસ્યાઓ થઇ ગઇ છે—નિર્વાસિતોની મિલ્કતો, અપહૃતાઓ, જળ-પ્રલય કે ધરતીકંપની રાહતો, શરણાર્થીઓની છાવણીઓ એવા પ્રશ્નો એમના હાથમાંથી મુકાવા ન જોઇએ. પાર્લામેન્ટમાંની એમની કામગીરી પણ કમી થવી જોઇએ.

કોન્ગ્રેસ કમિટિઓ આગળ જો એમને ખુલાસા કરવાના હોય અને એ કમિટિઓ તરફથી એમને સહાય મળવાની ન હોય તો બહેતર છે કે વર્કિંગ-કમિટિના બોજામાંથી એમને છૂટા કરવામાં આવે. રોજ-બ-રોજનું કામ એમના વિના ચાલી શકવું જોઇએ.

અને છેવટે નેહરુ સાથે સામાન્ય રીતે જે ન ચાલી શકે તેમને વિના સંકોચે દૂર કરી એમને ઘર્ષણમાંથી મુક્ત કરવા જોઇએ.

### ઇજારાપદ્ધતિ સામે પડકાર

કોઇ વ્યક્તિને ઇજારો આપવા સામે બંધારણમાં મનાઇની જોગવાઇ છે તેનું સમર્થન કરતાં સુપ્રીમ કોર્ટે અગત્યના ચુકાદા આપ્યા છે. એ ઇજારો રાજ્ય પોતે પણ ના કરી શકે એવું હજુ નથી તે આવવું જોઇએ. જો કે રાજ્ય પાસે એવા ઇજારાઓ મોજુદ છે, છતાં વિના સંકોચે બીજાને એ છૂટ આપે તોયે એને ડરવાનું કારણ નથી. તાર-ટપાલ કે રેલ્વે બીજા કોનાથી થઇ શકવાના હતાં ? રેડિઓ જેવામાં હરિફાઇ ચાલે તો તેથી ખોટું શું છે !

### અંકુશનું પૂર ઓસરે છે

આખરે ખાંડ ઉપરનો અંકુશ હળવો બન્યો, અને એની હાડમારી હવે જવાની. જે જવાબદારી સરકારની ન હતી તે કાઢી નાંખી. એમણે પોતાનો બોજો હળવો કર્યો છે અને પ્રજાને પોતાનું ફોડી લેવાની તક આપી છે.

અનાજમાં યે આવું પગલું ભરવામાં આવે તો કશું ખોટું નથી. સરકારી લેવી અને જે વિસ્તારમાં જરૂરી હોય ત્યાં રેશનીંગ એ બન્ને સાથે રહી શકે. બાકી બધી છૂટ. હેરફેર સઘળે ને લે-વેચ, ભાવનું મથાળું યે નહિ. સંકટમાંથી નીકળી જવાની આ બારી છે, અને બહાર આવી ગયા પછી તો તંગીના બારણાં યે ખુલી જવાનાં છે.

### સંકટ વધી જાય તે પહેલાં

આ વખતે આપણે પણ આપણી ટેવો સુધારવી જોઇએ.

'અનાજ-ઉગાડો'ની ચળવળ નિષ્ફળ ગઇ તેથી આપણે રાચવાનું શું હતું ? અને 'ધાન-બચાવો'ની હાકલ ના ઝીલાઇ તેમાં યે હસવાનું શું હતું ? લગ્ન ટાણે કાયદા તોડીને લાગવગ વાપરીને વરા થતા હોય તેનું દુઃખ કેમ ન લાગે ? અને આતિથ્યમાં—'ચાલો ત્યારે જમીને જજો' એ વૃત્તિ શાથી ?

જે સંકટ છે એને આ રીતે આકરું બનાવીશું તો અંકુશો શેના જશે ? અને સરકાર હતાશ થઇને અંકુશો કાઢશે, એ કાઢ્યા પછી ઝઘડા-હુલ્લડો થશે, ભાવ આસમાને ચઢશે, તે આપણને રુચવાનું છે ? એ સ્થિતિ ટાળવી હોય તો હજુ વખત છે. 'વાર્યા નહિ પણ હાર્યા' વળીશું ત્યારે એની મજા બારે પડી જશે.

સમજીએ તો ત્રીજું ને છેલ્લું યુદ્ધ આવે છે. એમાં થોડા વત્તા પણ સંડોવાયા વિના છૂટકો નથી. એ પહેલાં આપણી ટેવો જેટલી સુધારી હશે તેટલે અંશે મદદરૂપ થશે. નહિ તો સંકટના નામ માત્રથી ડુબી જઇશું ને કોઇ બચાવી શકશે નહિ. ઇશ્વર પણ એને જ મદદ કરે છે જે પોતે કૈં યત્ન કરી છૂટે છે. સરકાર અંકુશો હળવા કરે તે સાથે જ એને વધાવી લેવાય એવી સરસ તૈયારી પ્રજાએ કરી રાખવી જોઇએ.

### ખાંડ ખાવી—ન ખાવી ?

'ખાંડ માટે રડી ઊઠતી પ્રજા યુદ્ધ શું લડવાની





હતી !' આવી વેદના નેહરુએ વ્યક્ત કરી તેનું પ્રજાને દુઃખ નથી થયું! ખાંડની તંગી છે તો ખાંડ ના ખાશો એમ પણ નેહરુ કે બીજા આગેવાનોએ નથી કહ્યું. એની તંગી હકીકતમાં સાચું દૃષ્ટ છે અને પ્રજાએ ચુપચાપ બરદાસ કરી લેવું જોઇએ એવી સ્પષ્ટ અને ખાતરીપૂર્વકની જાહેરાત થઇ નથી. એથી ઉલટું, લોકો એમ જ માને છે કે ખાંડની તંગી કૃત્રિમ રીતે ઊભી કરવામાં આવી છે. એના અંકુશો ગેરવાજબી છે અને લાગતા વળગતાઓ એનાથી ગેરલાભ ઉઠાવી જાય છે, તંત્રમાં ગેરવ્યવસ્થા લાવે છે અને પ્રજા ખોટી રીતે બદનામ થાય છે.

ખાંડને અનિષ્ટ ગણી એનો વિરોધ કરવામાં આવે એ એક વાત થઇ, એની તંગીમાં એની આશા ન રાખવી એ જુદી વાત થઇ. આપણી ખાંડ પરદેશ મોકલવાની જરૂર હોય તો અલબત્ત લોકોને કહી શકાય કે ખાંડ બને છે છતાં વાપરવાની નથી. આવું આ, કાપડ, તમાકુ વગેરે માટે જરૂર પડે ત્યારે જરૂર કહી શકાય.

પરન્તુ, અહીંનું તંત્ર ભૂલો કરે ત્યારે પ્રજા અગવડ અને બદનામી બન્ને વેઠી લઇ શા માટે દબાઇ રહે !

### ત્યાગ કરવા જેવું બીજું શું ?

અને અહીં નથી બનતી કે પેદા થતી એવી કેટલીક ચીજો બહારથી આયાત કરીએ છીએ તેમાં બિનઉપયોગી ચીજો નથી શું ? શા માટે એની આયાત ચાલુ રહેવી જોઇએ અગર પ્રજાને એવી વસ્તુઓની ટેવ છોડી દેવાનું કેમ કહેવું ન જોઇએ ? સોપારી ને બંગડીઓ જેવી ચીજો પાછળ આપણે કેટલું ધન પરદેશ જવા દઇએ છીએ ! કાગળની આયાત કરી કેટલાં યે રદ્દી છાપાંને એનો બગાડ કરવા દઇએ છીએ ! એની તકેદારી સરકાર ન રાખી શકે તો કોન્ગ્રેસ જેવી સંસ્થા પણ ન રાખી શકે શું ?

આ જ સુધી કોન્ગ્રેસે પ્રજાની ઘણી ભૂલો સુધારી છે. પ્રજા પાસે કષ્ટ સહન કરાવ્યાં છે. નવી ને સારી ટેવો પાડી છે, કડવી વાતો બેધડક સંભળાવી છે. અને પ્રજાએ આદર સાથે એ બધું કબૂલ રાખ્યું છે. હવે કેમ આવી વાતો આવતી બંધ થઇ ગઇ છે?

### તંગીઓની ફેર તપાસ

આ ગરીબ દેશમાં તંગીઓનો તોટો નથી. જીવનનું ધોરણ સાવ નીચું છે. કરોડોની વસતી છે. ખૂબ અજ્ઞાન છે, વહેમો છે, જડતા છે. જે કાંઇ ફેરફાર થયો છે તે ઉજળિયાત વર્ગમાં, તેમની પાછળ લગભગ જંગલી દશામાં બહુ લોકો પડેલા છે. એ તરફ જોઇએ તો તંગીઓનું સ્વરૂપ જ બદલાઇ જાય છે. એમને જેની અછત છે એની આપણને ખબર નથી.

એમની પાસે છે એવું આરોગ્ય આપણી પાસે નથી, છતાં આપણે તંદુરસ્તીની અને રોગના ઇલાજોની વાતો ત્યાં લઇ જવી છે. એમના જેવી નિર્ભયતા આપણામાં નથી, અને છતાં સમજદારી ને કેળવણી ત્યાં લઇ જવાં છે. આપણા જીવનમાં શ્રદ્ધા રહી નથી અને આપણે એમના વહેમો દૂર કરવા માગીએ છીએ. આપણી સલામતીનું ઠેકાણું નથી અને એમને રહેવાને ઘર કેમ નથી એવા સવાલના જવાબ શોધીએ છીએ.

તંગીઓ કઇ છે, કોની છે, કેમ નિવારવી. એ બધો વિચાર નવેસરથી કરવા જેવો છે—સામ્યવાદી દેશો કહે છે તેમ.

### સામો ચમત્કાર જરૂરી છે

એ સારું થયું કે નેપાળ બાબાનો ચમત્કાર નિષ્ફળ ગયો. અમે તે શારીરિક વ્યાધિને દૂર કરી શકે એવી ચમત્કારિક શક્તિવાળાં પાંદડાં અને તેની સાથે કોઇ સાધુનો આદેશ એ બન્નેના મિશ્રણથી હજારો માનવીઓની અંધશ્રદ્ધાને રમાડી શકાય એવું આ દેશમાં હજુ શક્ય છે એ કેટલી દુઃખની વાત છે!

એકઠા થનાર હજારો લોકોની તંદુરસ્તી જાળવવા ઓરિસાની લોકપ્રિય સરકારે આ મેળો વિખેરી નાખ્યો અને નેપાળીબાબાને પાંદડાં વહેંચવાની મનાઇ કરી. પરન્તુ આટલા મોટા પાયા ઉપર આવી ઠગબાજી માટે તેના અને તેના સાગરીતો ઉપર કામ ચલાવવામાં નથી આવ્યું તેનું આશ્ચર્ય છે.

ફરીથી વળી મદ્રાસમાં કે આસામમાં કોઇ 'યોગિનિ' કોઇ 'બ્રહ્મચારી' કોઇ સો' વર્ષના સાધુ દેખા દેશે

અને ભૂતકાળની વાતો, ભવિષ્યકાળનું દર્શન, તાંબાનું સોનું, ભસ્મની દવા એવું એવું આ ભોળા દેશને અર્પણ કરતા થશે. એ મંડળીને સાવધાન કરવા કાયદાનો અંકુશ હમણાં જ આપી દેવો સારો. આવા એકાદ ચમત્કારથી બીજા ઘણા 'ભાવિ ચમત્કારો' અટકી જશે અને લોકોની અંધશ્રદ્ધા વધી જાય એવી શક્યતાઓ ટળી જશે.

### ધતીંગો જાગે ત્યારે

નેપાળી બાબા તો સગીર વયના છે, પણ એમની પાછળ આવું કારસ્થાન યોજનાર ટોળી કેવીક છે એ જાહેર થવું જોઇએ. અને એજ મુજબ આવા પ્રસંગોએ આપણા લોકો કેમ વર્તે છે તેનો અભ્યાસ થવો જોઇએ

જે અહેવાલો પ્રગટ થયા છે તે ઉપરથી લાગે છે કે લોકોએ વિવેક ખોયો છે, એમણે એટલી બધી શ્રદ્ધા રાખી છે કે એ દોડાદોડીમાં કેટલાય ઇજા પામ્યા, મરી ગયા, એમની ભીડથી એ વિસ્તારમાં ચીજ વસ્તુના ભાવ વધી ગયા, બેફામ નફાખોરી ચાલી. વ્યવસ્થા જાળવનારાઓના હાથ હેઠા પડ્યા અને છેવટે સો માર્બલના ચક્કરમાં કે લેરા ફાટી નીકળ્યો.

આમાં તો રોગીઓ—પીડિતોનો સવાલ હતો. એમને લાવવા–લઇ જવામાં કેટલી અડચણ પડી હશે? એ બધાં 'ઔષધિ' લેવા રહે એટલો વખત કેટલી મુશ્કેલીઓ વેઠી હશે? એમની સારવારમાં–વ્યવસ્થામાં કોઇ સંસ્થાઓ આવી હશે કે નહિ? શું લોકોને એમ જ લાગ્યું હશે કે જ્યાં ચમત્કારની વાત આવી ત્યાં બીજો કશો પ્રયત્ન જ જરૂરી નથી?

લોકોની અંધશ્રદ્ધાના પ્રવાહમાં થોડે અંશે સરકાર પણ ખેંચાય અને જે પગલાં શરૂમાં ભરવા જોઇએ તેમાં ઢીલ કરે તો કેવાં ખતરનાક પરિણામ આવે તે હવે સમજવું જોઇએ. ધર્મ કે ભક્તિની બાબત હોય તો યે સરકારે પોતાના કર્તવ્યમાં શિથિલ થવું ના પાલવે, પછી ભલે તેમ કરતાં લોકલાગણી દુભવવાનો પ્રસંગ આવી પડે. જવાબદારી ધરાવતી આપણી સરકારોએ પ્રજામત કેળવવા દોરવણી આપવી જોઇશે, માત્ર અનુસરવાથી કામ નહિ ચાલે.

### યુદ્ધ પશ્ચિમમાં જશે?

કોરીઆ મારફતે શરૂ થયેલું અને હિંદીચીન, ફોર્મોસા, તિબેટ વગેરે સ્થળોએથી ધમકી દેતું યુદ્ધ એશિયામાંથી નીકળી પશ્ચિમમાં જશે ખરું?

ચીનની ભૂમિ ઉપર એટમ બોમ્બ પડતો અટકાવીને એશિયાઇ દેશોએ પોતાની બાજી કંઇક સુધારી છે. એમનો સંપ જોઇ અમેરિકાને સમજાયું દેખાય છે કે મૂળ ભય તો રશિયાનો છે અને એને છેટે રાખી લડયે જવામાં એ ફાવે નહિ. દૂરના ભાગોમાં અને કટકે કટકે લડવું એમાં તો ખુવારી જ થાય. એટલે હવે યુરોપમાં સંરક્ષણનું કામ જોર પકડતું દેખાય છે. સંભવ છે એમાંથી આક્રમણ આવી પડે, અને એટમબોમ્બો પ્રજાળી ઊઠે.

એ શરૂ થાય ત્યાં સુધીમાં રશિયા આ તરફનું પોતાનું કાર્ય પૂરું કરી શકશે? આપણને એક આશ્વાસન આપવામાં આવ્યું છે કે અમેરિકા કે સાથી સંસ્થા ઉદારતરી કરી નહિ જાય અને આપણને સામ્યવાદના ભોગ થવા નહિ દે. એટલે એ તો ઉપકાર—જો એમાં અડગ રહી સફળ બને તો!

### યુદ્ધ જામી પડશે ત્યારે

દુનિયામાં કોઇપણ જગ્યાએ યુદ્ધ જામી પડશે તો આપણે તટસ્થ રહી શકીશું કે કેમ એ આપણે એકલા જ નક્કી કરી શકીએ એમ નથી. આપણે જોયું છે કે ચીનનો પક્ષ કરવા છતાં એણે ભારતનું ઝાઝું સાંભળ્યું નથી. હારજીતના સોદા હશે તે વખતે આપણને બીજા નિરાંતે ઊંઘવા નહિ દે.

યુદ્ધમાં ઝંપલાવવું જ પડે તો યે પરદેશનાં સાધન-સામગ્રીની રેલમછેલ આ દેશમાં ફરીથી થવાની નથી. કારણ કે હવે અહીંની સરકારને લડવું જ હશે તો પોતાની ગરજથી લડવાની છે, પોતાની સ્વાધીનતાના રક્ષણ માટે લડવાની છે.

હવેના યુદ્ધથી નકલી તંગીઓને બદલે ખરી તંગીઓ આવી પડશે, અને દેશની આકરી કસોટી થશે. હમણાં સરકાર જેટલી છૂટછાટ રાખે છે તેને સ્થાને કડકાઇ આવી જશે. દેશના યુવાનોને હથિયાર વાપરવાની તાલીમ લેવી પડશે કારણકે આજે છે





એથી પાંચ-સાતગણું મોટું સૈન્ય આપણે સહેજે તૈયાર રાખવું પડશે.

નફાખોરી-સંઘરાખોરી સામે કડક પગલાં લેવાશે અને દેશને દગો દેનારી પ્રવૃત્તિઓ ઉપર ચોકી-પહેરા મૂકાઈ જશે. ચાલે છે એમ ચાલ્યા કરશે એવું કોઇ માને તો એ ભૂલ કરે છે.

અને એ યુદ્ધકાળ દરમિયાન નીચલા વર્ગની ક્રાન્તિ શરૂ થઇ જશે.

**નહેરુ-માઓ હજુ મળશે ?**

પરન્તુ, હિંદના સીમાડાઓથી યુદ્ધને દૂર રાખવાનો સબળ યત્ન કરવો હોય તો નેહરુ-મા.ઓની મુલાકાત સત્વર થવી જોઈએ. અને બન્ને દેશોને સ્પર્શતી મહત્ત્વની બાબતોનો સંતોષકારક અને સ્પષ્ટ ખુલાસો કરી લેવો જોઈએ.

એશિઆમાં ચીનને લડતું અટકાવી શકાય તો સંભવ છે કે રશિયા પોતાનું ગજું સમજી નમતું જોખે. અને ચીનને બીજા દેશોમાં સામ્યવાદ સ્થાપવાનું વિશિષ્ટ કાર્ય કરવું જ હશે તો આપણે પહેલી તકે પરિસ્થિતિ સમજી લઇ યોગ્ય પગલા લેવાં રહ્યાં.

સામ્યવાદ અનિવાર્ય નથી પરન્તુ એને આણ્યે છૂટકો હોય તો યે યુદ્ધ વિના લાવવો સારો, પાકિસ્તાન જેવું ન થાય—દેશ ખોયો એટલું જ નહિ પણ લાખો કપાઇ ગયા ને ખાનાખરાબી થઇ.

રાષ્ટ્રસમુહની પરિષદમાં જતા પહેલા નહેરુ મા-ઓ ને કેમ મળતા નથી !

**પચાસ વર્ષની પાછળ ને આગળ**

અડધી સદી પૂરી થઇ છે. તેમાંએ મહત્ત્વનાં પાછલાં ત્રીસ વર્ષનો એક તબક્કો વીતી ગયો છે. ક્રાન્તિનો નાદ જીવનના કંઇક ક્ષેત્રોમાં ઉઠ્યો અને ફેલાયો. હજુ એ ક્રાન્તિ પૂરી નથી થઇ. ચાલુ જ છે. જો કે હવે જે ક્રાન્તિ થવાની છે તેની નીતિ-રીતિ પહેલાંથી જુદી પડે એ સ્વાભાવિક છે.

પરન્તુ, જ્યાં જ્યાં ક્રાન્તિની આંચ અડી ગઇ છે ત્યાં નાના મોટા ફેરફારોમાંથી કેટલાક કોઠે પડી ગયા છે; કેટલાકને કવીનાઇનની ગોળીઓ માફક ગળે ઉતરતાં વાર લાગે છે, જ્યારે કેટલેક ઠેકાણે વધારે ગરમીની રાહ જોવી પડે એમ છે. ક્રાન્તિ દરમ્યાન સુધારા ને સંસ્કાર રૂપે નીપજેલું કંઇક આકર્ષક લાગે એવું છે ખરું પણ તે ટકવાનું નથી. તેવી જ રીતે ઊંચા આદર્શો, કડક નીતિ, કઠણ જીવન-વગેરેનો આગ્રહ થયો તે પણ ટકવાનો નથી.

અંગ્રેજી સત્તાને લીધે એ ક્રાન્તિ આવી, એમને લીધે એ ફાલી અને એમને કાઢીને અહીં રહી છે. નદીના પ્રવાહને વાળી એનું તોફાન રોકી દેવાય તેમ આ ક્રાન્તિના પૂરને ઠેર ઠેર રોકી લેવાયું છે, ત્યારે કયાંક બંધ બાંધી એની પ્રચંડ શક્તિનો ધોધ ધારેલા નિશાન ઉપર છોડી મૂકવામાં આવ્યો છે. અંગ્રેજી સત્તા એમ ગઇ. હવે અંગ્રેજી અસરને ય કાઢવાની વાતો શરૂ થઇ છે, અને એની સામે ભારતીય કે હિંદુ સંસ્કૃતિનું નામ લઇ શકે એવી અસર સ્થાપવા ખટપટ ચાલી છે.

**'સામાજીક ઉન્નતિ'નાં પગથિયાં**

સ્ત્રીકેળવણી કે કન્યાવિક્રયથી શરૂ કરી આપણે બાળલગ્નો વૃદ્ધલગ્નો, બીજી વારનાં લગ્નો અને લેવડદેવડની કે કુલાભિમાનની સમસ્યાઓ ધરાવતા એકપત્નીત્વ અને છૂટાછેડાની સમીપ આવી ગયા છીએ. આ ફેરફારોમાં મુખ્યત્વે આપણી નજર સ્ત્રી તરફ જ રહી છે. એને થતો અન્યાય તો દૂર કરી શકાય તે માટે આપણે યત્ન કર્યા છે. અને તો યે લેવડદેવડના કે વિધવાવિવાહના કિલ્લા હજી મજબૂત ઊભા છે.

આ તો ઉપલા થરની વાત થઇ. દેશમાં ઘણી ઘણી કોમો છે એમની વચ્ચેના બંધ તુટયા નથી. પહેલા તો હિંદુધર્મની એકતા થાય, તે પછી બીજી કોમો ભળી શકે ને ત્યાર પછી ભારતીય નાગરિક ઊભો થાય. અંત્યજોનું કલંક કાયદાથી કાઢીને કોઇ સંતોષ માને તો જુદી વાત છે. બાકી સમાજમાં એમને સ્થાન આપવાની ઘડી હજી આઘી છે.

નાતો અને પેટા નાતો એ રાષ્ટ્રનાં ગામડાં જેવાં એકમો નથી કે પોતપોતાનું ફોડી લઇ રાષ્ટ્રને મજબૂત કરવામાં સહાયભૂત થાય. એ દરેકને એકબીજાથી દૂર જઇ એકબીજાથી મોટા થવાનું ગમે છે. રીત-

રિવાજોથી શરૂ થયેલી ભિન્નતા જીવનમાં સુમેળ આવવા દેતી નથી. અને જ્યાં નજદીક વસનારાંમાં આમ ચાલતું હોય ત્યાં ભૌગોલિક દૂરતાવાળા સંબંધો ક્યાંથી દૃઢ બને ! બે ચાર - આંતરપ્રાંતીય લગ્નો થાય તે તો અપવાદ રૂપે.

ને ઉજળિયાત ને મજૂરીઆતના ભેદો તીવ્ર નહિ બને એવું કોણ કહી શકે છે ? એ મજૂરીઆતોની પાછળ આદિવાસીઓ ઊભેલા જ છે.

પાછલાં પચાસ વર્ષમાં સામાજીક ક્ષેત્રે સિદ્ધિ ગણો તો, આટલી—સ્ત્રીઓ તરફ હમદર્દી. એમને કેળવણી મળે, લગ્નમાં બહુ અન્યાય ન થાય, સ્વતંત્ર કમાણી કરી શકે, મત આપી શકે કે ફેશન બદલી શકે !

### આરોગ્યની કંગાલિયત

શું પુરુષ કે શું સ્ત્રી—બન્નેનાં શરીર લથડ્યાં છે. મુછ કે પાઘડી શોભે એવાં મરદનાં મોં રહ્યાં નથી, તેમ અઢીશેરનું કલ્લું કે વાસીદાનો ટોપલો ઊંચકી શકે એવી સ્ત્રીઓ જડવી મુશ્કેલ છે. કદાવર બાંધાની એ પેઢી લગભગ ખલાસ થઈ ગઇ છે.

ખોરાક, બાળલગ્નો, બ્રહ્મચર્ય, મોજશોખ, સુવાવડોનું અજ્ઞાન એવાં જે કંઇ કારણો જડે તે વિષે જાગૃતિ આવી છે ને વિચાર ચાલે છે, પરન્તુ મનની નિરાત ગઇ છે, તે કેમે ય આવે એમ લાગતું નથી.

પરન્તુ ખુશીની વાત છે કે આવેલી કંગાલિયત ઘર કરી ગઇ નથી. એક બાજુ વ્યાયામની હાકલ પડી છે, બીજી બાજુ સાદ અને સાત્ત્વિક ખોરાકનો આગ્રહ થયો છે. રોગની પરખ ને ઇલાજ વધ્યાં છે, સામાજીક ટેવો ને રિવાજોમાં ફેરફાર થયા છે. એટલે આરોગ્ય સુધરવાનું, પરન્તુ એમ તો એક બે પેઢી નીકળી જવાની.

સાચું છે કે મોજશોખ વધતા જાય છે, ગામડે ગામડે ને ગાડાવાટે હોટલો નીકળી પડી છે. ખોરાકમાં કેટલું બધું ભેળસેળવાળું અને નુકસાનકારક આવે છે. પરન્તુ એ જેમ વધ્યું છે તેમ રોકી શકાય એવું છે. એક આંદોલનની જરૂર છે.

### સાહિત્ય વિખૂટું પડયું

સાહિત્યમાં ઘણું ખેડાણ થયું છે. એકધારી જોડણી નક્કી કરવામાં આવી છે. સુંદર ગદ્ય લખાય છે. કવિતાઓનો ફાલ વધ્યો છે. વિવેચન, પત્રકારિત્વ, બાલસાહિત્ય અને લોકગીતો એમ વિવિધ અંગો ખીલ્યાં છે. અને છતાં ય ચિરંજીવ ગણાય એવું સાહિત્ય થોડું છે. જેટલું છે તે પણ લખી વાંચનારાઓ થોડા ભાગને પથ્ય આવે છે. આમવર્ગ તો લાપરવા છે. એમના સંસારની વાર્તાઓ રચાય છે પણ તેય ઉપલા થરને બીજી વાતોનો સ્વાદ પૂરો પાડે છે. ખાસ કરીને કાવ્યોનો ફાલ અતડો થઇ ગયો છે. ઊંડાણની લઢણ પડી ગઇ છે. ભાવનાપ્રવાહને પ્રયત્નપૂર્વક ગહન બનાવવામાં આવે છે. છંદમાં યે પાંડિત્ય આવી ગયું છે.

નાટકો બહુ થોડાં લખાય છે. જે ભજવાય છે તેની શૈલી અને વર્તુળ જુદાં છે. અવેતન રંગભૂમિ હજી બાલ્યાવસ્થામાં છે. એ કરતાં રેડિયો-રૂપકોનો ફાલ સારો નીકળતો જાય છે, લોકાદર પણ પામે છે.

ઉચ્ચકોટિની નવલકથાઓ આવી છે પણ થોડી. નાની વાર્તા ઠીકઠીક આગળ વધી છે, પરંતુ એનાં વહેણ મુક્ત નથી. સામાજીક સમસ્યાના સુચિત ઉકેલનો ભાર એણે ઉઠાવવો પડે છે. સંગીતનો પરિચય હતો તે પણ ઘટ્યો છે, અભ્યાસની કે આવડતની વાત તો ક્યાંય આઘી રહી. સ્ત્રીઓને ફાળે રમતિયાળ ગરબા હતા તે પણ લુપ્ત થતા જાય છે. એને સ્થાને આવતું નૃત્ય બહુ જૂજ વ્યક્તિઓ પાસે અને તે પણ બાલિશ દશામાં અટકી ગયું છે. અને હળવા મનરંજન સિવાય એનાથી વધારે અર્થ સરે એમ નથી. પેલા જલસા તો ગયા તે ગયા જ.

ચિત્રકળા સારી ખીલી છે. ગૂજરાત બહાર પણ એની ખ્યાતિ ગઇ છે. એમાં જોમ આવતું પણ દેખાય છે. જો કે લોકજીવન સુધી એની અસર પહોંચી છે એમ ન કહેવાય.

આમ છતાં લોકોનું માનસ કેળવે એવું સાહિત્ય ગાંધીજીના પ્રભાવથી પ્રાપ્ત થયું છે. એણે શિક્ષણનું મહદ્ કાર્ય કર્યું છે. જો કે પ્રજાની રસવૃત્તિની એથી





ઉપેક્ષા થઈ છે પરન્તુ સારાસારનો વિવેક દાખલ થયો છે, સચ્ચાઈ સૂઝી છે, દૃષ્ટિના સીમાડા લંબાયા છે.

આપણા સાહિત્ય ઉપર સુધારો કે નીતિની ઘેરી છાયા પડી ગઇ છે, એને હેતુલક્ષી રાખવાનો પ્રયાસ થાય છે, વાસ્તવદર્શન હોય ત્યાં પણ ઉપદેશક કે પ્રચારકના ચશ્મા પહેરીને એ લખાય છે. એથી સૌન્દર્ય ખંડિત થઇ જાય છે અને આયુષ્ય ઘટી જાય છે. એનો ભાર વધી જવાથી લોકસમુદાય એ ઝીલી શકતો નથી. એક વિભાગ ઉપર બહુ વિચાર ચડી ગયો છે અને એ ઝીણું ઝીણું કાંત્યા કરે છે, જ્યારે બીજા ભાગને એની આવશ્યકતા યે જણાતી નથી. આ રીતે પ્રજામાં છેટાં વધી જવાના કારણમાં સાહિત્ય પણ આવી ગયું છે.

ઘણું ખોવાયું છે. વૃધ્ધો પ્રભાતીઆ ગાતા, બૈરાં હાલરડાં ગાતી, નાહીને સ્તોત્રો બોલતાં, વ્રતો ઉજવતાં અને એના આખ્યાનો વંચાતા—કહેવાતાં, લોકભવાઇઓ જોતા, માણભટ્ટની કથા સાંભળતા, હોળીમાં નગારાં ધમધમાવતા, મંદિરોમાં કથા—વાર્તા સાંભળતા, ગરબીઓ ગાતા ને ઉત્સવમાં ધૂન મચાવતા, સ્ત્રીઓ રાસડા લેતી ને જાગ લઇ ઘૂમતી, દુહા ચોપાઇઓ લાવણીઓ ખાયણાં ગઝલો છંદ વગેરે ઉપર લોકોને પ્રીતિ હતી —એ ગયાં. જીવનમાંથી રસોલ્લાસ ગયો.

### ઢબછબની અનિશ્ચિતતા

વાર—તહેવારે કે કોઇ ખાસ પ્રસંગે આપણો ઉત્સાહ ઝળકતો નથી. ઉજવણીનું બીબું એવું ને એવું જ રહે છે. સામાજીક પ્રસંગે ખાવું પીવું ને રાષ્ટ્રીય પ્રસંગોએ સભા—સરઘસ. બીજા પ્રકાર સૂઝતા નથી. અને જે છે એમાંથી થાક જરૂર લાગે છે, આનંદ નથી મળતો.

સંયુકત કુટુંબ છોડયું છે તે આર્થિક કમજોરીથી અને નાનકડા ગજામાં પશ્ચિમી સંસારી છૂટ લઇ શકાય તેથી. એમ કરતાં સંયુકતની જવાબદારી ગઇ છે, તેમ એની હૂંફ પણ ગુમાવી છે. એને સ્થાને રાષ્ટ્રના પાયા સમી કુટુંબવ્યવસ્થાનું સ્વરૂપ આજે તો અનિશ્ચિત છે, ઘણો સંભવ છે કે કુટુંબ નાનું બનાવી આપણે સંકુચિતને મતલબી બની જઇશું.

પરસ્પરને મળવાના, સ્વાગતના, વિદાયના, શુભ પ્રસંગે અભિનંદનના, ભોજનનાં, વડીલો પ્રત્યેના માનના એવા કેટલાયે સંસ્કારો ઘસાઈ ગયા છે અને તેને વ્યવસ્થિત કરવા જેવા છે.

આજસુધી જેમ હર્ષશોકના ખાનગી પ્રસંગોને લઇ જઇ શોરબકોર કરવામાં આવતો તેમ હવે ચાલી શકે એવું નથી આ સદીની શરૂઆતમાં જે નિરાંત માનવીઓ અનુભવતા અને તેવા સંજોગોમાં ફુરસદને ધામધૂમથી વટાવતા—તે પ્રથા હવે ભાગ્યે જ કોઇને પોસાય એમ છે. છતાં આનું પરિવર્તન ધીમું થવાનું. અતિ ખર્ચાળ અને અહીંના હવામાનને પ્રતિકૂળ એવા પશ્ચિમી લેબાશમાંથી તો છૂટયાં, પણ તે પછીના પહેરવેશમાં સાદાઈનો અતિ આગ્રહ ઝાઝો વખત ટકી શકે એમ નથી લાગતું, અને ફરીથી કૈંક નરમ પ્રમાણમાં પશ્ચિમી લેબાશ પાછો ફરે તો નવાઈ નહિ. અંગ્રેજી બોલીનું દુનિયામાં વર્ચસ્વ છે અને એ બોલી સાથે એમનાં ઢબછબ આપોઆપ વળગેલાં રહે એ સ્વાભાવિક છે. આપણે ગમે તેટલું ઇચ્છીએ પણ એની અસર ટાળી શકીશું નહિ, ને એવો આગ્રહ રાખવો કામનો ય નથી.

### વિધિઓ ટકી ગઈ

ક્રાન્તિની સૌથી ઓછી અસર થઈ હોય તો ધર્મ કે ધાર્મિક ક્રિયાઓમાં. આમજનતાની માન્યતાઓ વધારે દૃઢ કે જડ થઈ એમ કહીએ તોપણ ખોટું નથી. ધર્મમાં જે ભક્તિ અને કાવ્ય—વિશ્રામ હતો તેને પડખે રાખી લોકો એને સ્થૂળ દૃષ્ટિએ અનુસરવા લાગ્યા.

મંદિરોના ઠાઠ વધી ગયા અને એ વૈભવથી લોક રાચતા થયા. સાધુ સંતોનાં સન્માન થયા તેમાં સ્વાર્થ કે ધતીંગ ભળ્યાં. ગીતાના પાઠ કે ભાગવતનાં પારાયણ પછી જીવન ડહોળાયેલાં રહ્યાં. વહેમો વધતા ગયા, ઇશ્વર ઉપરની શ્રદ્ધા ઘટી ગઇ. આગેવાનો પણ ધાર્મિક ક્રિયાઓમાં ભળ્યા. મંત્રની શક્તિમાં કોઇ માનતું નહિ. પણ ક્રિયાઓને અવગણવામાં ભય લાગ્યો. અને આર્થિક સલામતી કે ચઢતી સારૂ ધર્મના નામ પાછળ લોક દોડતા રહ્યા.

ઉચ્ચ જીવનના આવા સરતા પ્રયત્ને લોક કર્તવ્ય વીસર્યાં, જીવન શુદ્ર બન્યાં, દિવસો વીતાવવા જીવી રહ્યાં. પરસ્પરનો વિશ્વાસ ઘટ્યો, ચારિત્ર્ય ઝંખવાયું, સંયમ ને શીલ ઘટ્યાં, જેમ આડંબર વધતો ગયો તેમ ધર્મની શક્તિ ક્ષીણ થતી ગઇ. બાહ્યાચારનો આગ્રહથી ધર્મ ભૂલાયો અને સંસ્કૃતિ પુસ્તકો ઉપર શોભવા લાગી.

પશ્ચિમની અસરે તર્ક થયા. પ્રશ્ન ઊઠયા, થોડું રૂપાંતર પણ દેખાયું. પરન્તુ, ધર્મનું રહસ્ય મોટા ભાગે છોડી દીધું. વિધિઓમાંથી એમને સંતોષ મળી રહ્યો. એ વિધિઓ સાધનને બદલે સાધ્ય બની ગયા. ક્રાન્તિ પાછી પડી તે સુધારો ય શક્ય ન બન્યો.

લક્ષ્ય અને સાધનની ભેળસેળ

રાજકારણમાં ક્રાન્તિએ જોર કર્યું. જે માર્ગે એકતા સાધી શકાય, ઉહાપોહ થઇ શકે તે માર્ગે લોકોને વાળ્યા. ઓછામાં ઓછું ઘર્ષણ થાય એની ખાસ તકેદારી રાખી. એકલા રાજકારણમાં સાધનો તપાસી શુદ્ધ કરવામાં આવ્યાં. અને અર્થ સર્યો એટલે એ શુદ્ધિ વીસારે પાડી.

આ ક્રાન્તિ વેળા સત્ય–અહિંસાનો આગ્રહ સ્વરાજના લક્ષ્ય કરતાં યે આગળ વધી ગયો અને પરિણામે પાકિસ્તાનની ભારે કિંમત ચૂકવવી પડી. કરોડો હિંદુઓ અને કેટલા ય સ્વરાજપ્રેમી ક્રાન્તિકારોને પાકિસ્તાનને સુપરદ કરી દેવા પડ્યા ! બ્રહ્મદેશ વિખૂટો પડ્યો, લંકા ઉપરનું વર્ચસ્વ ગયું, તિબેટને સહાય કરી ના શકાઈ, દેશના ટુકડા થયા. આમ છતાં હિન્દુસ્તાન ગણનાપાત્ર દેશોમાં આગળ આવ્યું ખરૂં.

આ ક્ષેત્રે આપણી જાગૃતિ કે સુરતીનાં ફળ વહેલાં દેખાયા. અંગ્રેજો જાય એવી ક્રાન્તિ માગી હતી તે ફળી. લોકોમાં સમાનતા આવે. એ ક્રાન્તિ નહોતી માગી તે હજુ આવશે—સમજપૂર્વક નહિ તો બળપૂર્વક.

સદીઓથી જે શક્ય નહોતું તે ઐક્ય આવ્યું. કાશ્મીરમાં મદ્રાસી સૈન્યો પણ લડ્યા. હારેલી હિંદુ સંસ્કૃતિને ઊભા થવાની તક મળી, પરંતુ રાજનીતિના પ્રભાવે એમાં ભારે રૂપાંતર થવાનું અને એની ભારતીય સંસ્કૃતિ બની એ આગળ ચાલવાની. આ નવી સંસ્કૃતિને શાંતિ અને સંરક્ષણ જ ખપતાં હશે તો એને ય પાછા પડવુ રહ્યું, એને ટકવું હોય તો એણે ગતિમાન થવું રહ્યું અને જોખમ ઉઠાવ્યા સિવાય એમ બને એવું નથી.

આવતી અડધી સદી

બહુ કટોકટીના આરે આપણે આવી ઊભા છીએ. આધ્યાત્મિક પુનરુત્થાનની જરૂર વિષે ભારતે દુનિયાને કહ્યું છે. સમાધાન અને શાંતિ માટે યત્ન કર્યા છે. માનવીના મુક્ત વિચાર માટે હિમાયત કરી છે. એ બધું જોખમમાં મૂકાય એવો પ્રસંગ આવશે ત્યારે આપણે શું બેસી રહીશું ?

ભલે આપણે હોડેહોડે યુદ્ધે ના ચડી જઈએ. પરન્તુ આપણી પ્રવૃત્તિઓમાં પ્રાણ પૂરી, આપણી જીવનવ્યવસ્થાને કેમ સંગીન ન બનાવી લઈએ ? એક સબળ અને સમગ્ર પ્રયત્ન કરી આપણે આપણી સમસ્યાઓ પહેલી ઉકેલી લઇએ તો નવી માનવ-સંસ્કૃતિની સ્થાપનામાં આપણે નચિંતે સુંદર ફાળો આપી શકીએ.

આર્થિક કે રાજકીય યોજનાઓ ઘડાય છે અને એ માટે સમય નક્કી થાય છે. આપણને સમયનું કોઇ બંધન નથી છતાં તે તો પૂરઝડપે આગળ વધે છે એમ કબુલ રાખી બહુ સત્વર આપણે આટોપી લેવાનું છે.

આપણે ખાનગી કે ધાર્મિક મિલ્કતને લૂંટાવી દેવી નથી, તેમ તેના ઉપર સાપ થઇને બેસવું યે નથી. એ સહુ લોકાશ્રયે જવી જોઇએ. ઈશ્વર પ્રીત્યર્થ એનો સારો સદુપયોગ થાય એ જોવાની જવાબદારી. આપણી નવી સમાજરચનાનું મહત્ત્વનું પગથિયું ગાંધીજીએ બાંધેલું તે આ.

બીજાનું ધન આપણે ન જોઇએ તો એનો મુલક તો શેનો જ લઇ પાડીએ. આપણી સંસ્કૃતિ બળ મેળવશે પણ બળજબરીથી બીજા ઉપર અધિપત્ય નહિ રાખે. સ્વેચ્છાનું મુલ્ય આપણે કરીએ તેટલું જ બીજાને કરવા દઇએ.

અને એમ સ્વેચ્છાની ગરીમાઈ સ્વીકારી જાત-મહેનત વડે અને શરીરશ્રમવાળી, ઓછા ભોગ અને અને જુજ કામનાવાળી, સરળ અને સ્વાભાવિક જિંદગીનું મંડાણ આપણે કરી શકીશું તો પાછલી અડધી સદીનો ઇતિહાસ ઘણો જ્વલંત હશે—ગુજરાતનો, ભારતનો કે દુનિયાનો.

★

# મહાપ્રવાહ

જીવરામ જોષી

[૩]

જીવન એ સાચે જ એક યાત્રા છે. યાત્રા દુઃખરૂપ ને સુખરૂપ બને છે. યાત્રામાં સાધનો જોઈએ. પૂરાં ને ઉપયોગી સાધનો હોય તો જ યાત્રા સુખદ બને. સાધનોનો અભાવ એજ યાત્રાનું દુઃખ. માનસિક અને વ્યાવહારિક બે સાધનો જોઈએ. માનસિક જ્ઞાન અને વ્યાવહારિક ધન.

ખરેખર ખોટાં સાધનોથી જીવાતું જીવન નરક છે. વીંછીના ડંખથી વેદના લઈને એ જીવન જીવતો રહે છે. મરે ત્યારે જ એમાંથી છૂટે છે.

જ્ઞાનવાન બનો, ધનવાન બનો. એ બંનેની એકતા એટલે શિવ અને શક્તિનો સમયોગ વિષ્ણુ અને લક્ષ્મીનું મિલન. આજે તો સુખી જીવન માટેનાં સાધનો ઉપર પ્રતિબંધ–કંટ્રોલ બેસી ગયો દેખાય છે. તેનો લાભ લેવા સ્વાર્થીઓ નકલી માલ બનાવીને કાળાં બજાર સર્જી રહ્યા છે. એક નકલી વેજીટેબલ ઘી ખાઈને આપણે આંધળા બની રહ્યા છીએ. દેશસેવાના નામની, ધર્મના નામની, સમાજ સુધારાના નામની, નેતાગીરીના નામની અનેક નકલી પેઢીઓ કાળાં બજારનો ધૂમ વેપાર ખેલી રહી છે.

જીવન આનંદનો સાગર છે. ઈશ્વરીય ગૌરવની ગંભીર ઝલક છે. પરંતુ નાશવંત છે, ક્ષણિક છે એમ કહેવું એ વેદાંત નથી પણ અજ્ઞાન છે. એવું કહેનારા નિર્માલ્ય અને માયકાંગલા જ ગણાય. બુદ્ધિહીનતાનું એ લક્ષણ છે.

ઓ યુવાન, ચેતી જાજે! તારા જીવન માટે દુઃખ વિના બીજું કોઈ તૈયાર સાધન દેખાતું નથી. તારી જીવનયાત્રા માટે એ ભયંકર છે. આજે વીસમી સદીની અધવચ તું ડૂબી રહેવાનો છે, તારા સુખનાં બધાં સ્વપ્નો દુઃખનાં કાળાં વાદળ બની જશે. અને આખું જગત તારી દયા ભોગવતું હશે. તેથી તારે નિષ્ક્રીય નથી બનવાનું. વધારે સબળ અને વધારે પરિશ્રમી.

આબુના એક ઊંચાશા શિખરને ખભે બેસીને આ ચેતવણી મેં સાંભળી. આ ઘડી, આ દિવસ અને સાપના ભંડારિયામાં જઈ પડેલા વિઘ્નગ્રસ્ત માનવીને જાણે કે કોઈએ છૂટવાની બારી બતાવી! અંધારે અટવાતા જીવનને એક પ્રકાશ મળ્યો. સ્વકલ્પિત જ્ઞાનની જાળ વીંખાતી દેખાઈ.

જીવતું જાદુ મારી આંખ સામે ખેલ ખેલી ગયું. જેને માની ન શકું તે પ્રત્યક્ષ જોઇ રહ્યો.

"સત્ય માન્યાથી મનાતું નથી. સત્ય આપોઆપ મળે છે. કલ્પી લેવું પડે કે શ્રદ્ધાથી માની લેવું પડે એ સત્ય જ નથી, સત્ય ન હોવાની એજ સાબિતી છે." આમ કહીને સંન્યાસી મહારાજે મને મૂંગો બનાવી દીધો.

પણ તે પહેલાં એક વલોપાત થઇ ગયો. નાનકડી ગોળીમાં મહેરામણ વલોવાઇ ગયો.

સંધ્યાની શીળી છાંયડી આબુની ઘેરી વનરાઈ પર ફરી વળી હતી. આખા દિવસના ઝંઝાવાતમાં ઝૂમીઝૂમીને હવે શાંતિ અનુભવતાં હોય તેમ ઝાડઝૂંડ સ્થિર બની ગયાં હતાં એવી જ સ્થિર અને શાંત મૂર્તિ સમા એક સાધુ ત્યાં બેઠા હતા. માથે જટા હતી. વસ્ત્રોમાં કેવળ લંગોટી જ હતી. ઊંચો શો જબરો પથ્થર ગુફા સમો કોતરાઈ ગયેલો. તેના મોં આગળ આસન જમાવીને બેઠેલા એ સાધુ મારી સામે જોઇ રહ્યા. આગળ ધૂણીમાંના અંગારા પણ એવા જ શાંત દેખાતા હતા.

સંન્યાસી મહારાજે બકરાને છૂટો મૂક્યો. દારુની બાટલી પેલા સાધુની પાસે મૂકી.

હું ઊભો રહ્યો.

"બેસો," સંન્યાસીએ મને કહ્યું.



એક પથ્થર ઉપર હું બેસી ગયો.

સંન્યાસીએ પેલા સાધુને કહ્યું. બાબાજી! આ એક વિશુદ્ધ બલિદાન લેતો આવ્યો છું.

એને મન હું બલિદાન હતો. એ સાંભળીને હું મનોમન પરપોટાની પેઠે ખદબદીને શમી ગયો. સાધુજી કશું બોલ્યા નહિ.

સંન્યાસી બોલ્યા : બ્રહ્મચારી છે. આર્યસમાજી છે. સાફ કપડું છે. જે રંગ ચડે તે ખીલી ઊઠે.

સાધુજી બોલ્યા : ચોખ્ખો રંગ તો ત્યારે જ ચડે.

સંન્યાસી બોલ્યા : એ કામ કુશળ કારીગરનું છે. એનો જ અર્થ છે, समत्व योग उच्यते।

સાધુ બોલ્યા : અપૂર્વ આનંદનું એ જ એક સાધન છે. જ્યાં યોગ છે ત્યાં જ આનંદની સૃષ્ટિ છે. પ્રમાણમાં વધઘટ થઇ કે પરિણામ ખોટું આવવાનું.

સંન્યાસી બોલ્યા : સૃષ્ટિનું નિર્માણ જ સપ્રમાણથી થયેલું છે. સીધી દિશામાં દોડી જતા હોઇએ અને પછી મોં ફેરવી -લઇને દોડીએ તો બીજી દિશામાં જવાય છે, તેમ જ જીવનના બધાં જ વ્યવસાયમાં પ્રમાણ જળવાય તો મહા આનંદથી સીધા માર્ગે આપણે જઇએ છીએ. સપ્રમાણ કે સમત્વ ખોયું કે ઊલટા માર્ગે આપણી ગતિ થવાની. આનંદનું ઊલટું પાસું તે યાતના. ત્યાં સંસાર નથી રહેતો પણ અસાર બની જાય છે. સંસારનો અર્થ સમ-સાર.

સાધુજી બોલ્યા : હવે સંધ્યા થામે છે. આપણે તૈયારી કરો. હું સ્નાન કરી આવું.

સંન્યાસી કહે : આપ સ્નાન કરો, હું ધૂણીની સેવા કરી લઉં.

મને લાગ્યું કે, આ બંનેનો વાર્તાલાપ મને સંભળાવવા માટે જ હતો. એની અસર મારા પર થઇ પણ ખરી. મારા પિતાજી પૌરાણિક પંડિત હતા. તેઓએ આ જ ઉદાહરણ એકવાર સમજાવેલું. ત્યારે તો નાનકડો બાળ સમજી શકેલો નહિ પણ સ્મરણમાં રહી ગયેલું. પ્રસંગ જ એવો હતો. મારું ગામ નાનું શું. ત્યારે ગામમાં કોડિયાં કે ડબાના દીવા સળગતા. એક સજ્જન ફાનસ લઇ આવ્યા. ગામમાં એ નૂતન વસ્તુ હતી. એ ભાઈ ફાનસ લઈને રાતે અમસ્થા પણ નીકળી પડતા. લોકો એમના એ વૈભવને જુએ. તેઓ અમારે ઘેર આવ્યા. પિતાજીએ ફાનસ હાથમાં લીધું. દીવેટ ઊંચીનીચી કરી શકાય અને જોઇએ તે પ્રમાણમાં અજવાળું રાખી શકાય એ નવીનતાનો એમણે અનુભવ કર્યો. દીવેટ ઊંચી નીચી કરી. વધારે ઊંચી થતાં તેમાંથી ધૂમાડા નીકળ્યા અને ફાનસનો ગોળો કાળો બન્યો.

પિતાજી બોલ્યા : માણસનું જીવન પણ આવું જ છે. પોતાની રહેણી-કરણીમાં માપ જાળવે તો તો સુખરૂપ બને. આ ફાનસની બત્તી સાવ ધીમી કરીએ તો અજવાળું થાય નહિ. ઊલટું ઊંચી કરી દઇએ તો કાળાશ જામે. પણ મધ્યમ રાખીએ તો જોઇએ તેટલું અજવાળું આપે. તેમ આપણે મધ્યમસર વરતીએ તો સુખેથી જીવી જઇએ.

આ ભુલાઇ ગયેલું. ન સમજાયેલું ઉદાહરણ આજે સમજાયું. વાર્તા રૂપે સ્મરણમાં રહેલું કથાનક કોઇ કાળે બોધ આપી જાય છે.

આનું નામ સંસ્કારબીજ. ભલે એ ન સમજાય પણ તેનો જરા સરખો પણ અભ્યાસ હશે તો કોઇ યોગ્ય કાળે તે ઊગી નીકળશે. આ વૈજ્ઞાનિક સત્ય આર્ય પુરુષો ઉત્તમ રીતે સમજ્યા હતા. તેથી માનવીના દૈનિક જીવનમાં ધર્મરૂપે એવાં બંધનો મૂકયા કે તેનું પરિણામ કોઇ કાળે મળે જ.

સાધુજીએ કમંડળ લીધું ને નહાવા ચાલ્યા. થોડે દૂર બોકડો ચરતો હતો. સાધુજી નજીક પહોંચ્યા તો બે ચાર કૂદકા મારીને વળી ચરવા લાગ્યો.

સાધુજી પ્રસન્ન થતા બોલ્યા: મહારાજ! પ્રસન્નચિત્ત જીવ લાવ્યા છો.

સંન્યાસી કહે: ભગવતીને તો એવા જ જીવ લાવે છે ને?

અને મારા મનોભાવનો શાંત પારો તપીને ટોચે પહોંચી ગયો: કેવી નિર્દય વાણી!

ખરેખર આ બાવાઓ બલિદાન આપવાના હોય તો હું એમ નહિ થવા દઉં. વિરોધ કરીશ.





હાથ પકડીશ. લડીશ ને સમજાવીશ કે નિર્દોષ પ્રાણીનો વધ કરવો એ ધર્મ હોઇ શકે જ નહિ. વધ શબ્દ સાંભળતાં જ તેની ભયાનકતા અનુભવી. એ પણ ભાન આવ્યું કે, મારું ય બલિદાન દે એવા એ શાક્તપંથી બાવા છે. સાચે જ તેઓ મને વધેરી નાખે તો? હું શું કરી શકું? આ નિર્જન સ્થાનમાં મારું કોણ બેલી! આ સાંભરતાં જ બકરાની દયાને બદલે મારી જાતની દયાનો માર્ગ શોધવા આકળો બની ગયો. મોત કોઇને નથી ગમતું. જીવન એ આનંદ છે. મોત એ દુઃખ છે. ઊલટાવીને કહીએ તો આનંદ ત્યાં જીવન. મોત કોને ગમે! ભલભલા એની સામે દયામણા બની ગયા છે.

ઓહો! એ રીતે તો એકેએક માનવી મરેલો જ પડ્યો છે. ક્યાં છે એને સુખ! દુઃખ દુઃખ ને દુઃખ. પણ હા. એ દોડ્યો જાય છે ઊંધે માર્ગે. એ રીતે તો હું મરેલો જ છું. મરીને જીવવું અને મરણની વેદના ભોગવ્યા જ કરવી એના કરતાં ભલે અહીં કપાઇ મરું. પણ એક ખરાખરીનો ખેલ તો જોઇ લઇશ. કપાઇશ તો ભલે પણ એમ ને એમ તો નહિ જ.

મારી આ ગડમથલમાં હું અટવાઈ ગયો. જોયું તો આસપાસનું બધું અંધારામાં અટવાઈ ગયું હતું.

સંન્યાસી મહારાજે ધૂણી લીંપીને સ્વચ્છ બનાવી દીધી. સાધુજી નાહીને આવી ગયા.

સંન્યાસી બોલ્યા: હું નિર્મળ થઇ આવું ને બલિને પણ ધોતો આવું.

સંન્યાસી બકરાને લઇને ચાલ્યા ગયા. થોડીવારમાં બંને નાહીને પાછા આવ્યા.

હવે નાટકનો આરંભ થયો. બે બાવા ને ત્રીજો બકરો એ નાટકનાં પાત્રો હતાં. હું પ્રેક્ષક. જેમજેમ નવાં દૃશ્યો જોતો ગયો તેમતેમ મારી લાગણીઓ અવનવા ભાવમાં રંગાતી ગઈ. ઊછળવાને બદલે શાંત થતી ગઇ.

ધૂણીની સામે પૂર્વાભિમુખ સંન્યાસી બેઠા ને ઉત્તરાભિમુખ બાવા. વિધિવત્ તેમનું કર્મકાંડ આગળ ચાલ્યું. ધૂણીમાં અંગારા જ હતા. અંધારાને ઠેલવાની શક્તિ તેના પ્રકાશમાં નહોતી. તેની આભામાં સાધુ અને સંન્યાસી દેખાતા હતા.

પ્રાથમિક વિધિ તો સામાન્ય લાગી. આસનશુદ્ધિ, પાત્રશુદ્ધિ, જલશુદ્ધિ, એ બધાં તો સાંભળેલાં. દીવા જગતો થયો ત્યાં સુધી તો ષોડષોપચાર પૂજાનો વિધિ જ લાગ્યો. એ પત્યા પછી જે કાંઇ વિધિ થયો તેમાં હું કાંઇ સમજ્યો જ નહિ. એમાં બે ત્રણ કલાક વીતી ગયા. તે હું સ્થિર ચિત્તે જોઇ રહેલો. એ કશો પ્રભાવ મારા પર પડ્યો નહિ.

ન્યાસનો આરંભ થયો. ન્યાસ એટલે સ્થાપન, વિશેષ પ્રકારના ભાવનું સ્થાપન કરવું એ ન્યાસ. સંધ્યા કરતી વેળા ન્યાસ કરવામાં આવે છે. એમાં શરીરના મુખ્ય અવયવોમાંની અશુદ્ધિને કાઢીને તેમાં અમુક દેવશક્તિનું સ્થાપન કરીએ છીએ એવો એનો મહિમા છે. હાથ વડે તે તે અંગને અડકવું ને ભાવના કરવી. પણ મને એમાં શ્રદ્ધા જ નહોતી. સ્વામી દયાનંદે તેનું મહત્ત્વ એક ઉદાહરણ આપીને ટુકડે ટુકડા કરી નાખેલું લાડુ લાડુ કોઇ રટ્યા કરે કે રોટલો લૂખો ખાય અને કહે કે લાડુ ખાઉં છું તો તેને લાડુનો સ્વાદે ય નથી મળતો ને લાડુ ય નથી મળતો. લાડુના આ એક બકવાદ છે.

ન્યાસની વિધિ લગભગ બે કલાક ચાલી, જેમ જેમ વિધિ થતી ગઇ તેમ તેમ સાધુ અને સંન્યાસી પ્રચંડ બનતા ગયા. એમનાં મોં પર ઊગ્ર તેજ રમી રહ્યું લાગતું. સંધ્યાકાળે જોયેલું એ સાધુજીનું શાંત મોં પ્રચંડ દેખાયું. નાટકના કેઇ પ્રભાવશાળી દૃશ્ય જોવામાં કોઇ રસિયો પ્રેક્ષક બની જાય તેમ હું તલ્લીન બનીને જોઈ જ રહ્યો. કોઇ વિચાર, કોઈ કલ્પના કે કશી શંકાઆશંકા ઊઠતાં જ નથી.

ન્યાસ પૂરો થતા હોમ થવા માંડ્યો. બંને સાથે જ બધું કર્મકાંડ કરતા પણ મંત્રો તો સંન્યાસી જ બોલતા હતા.

સંન્યાસી ઊઠ્યા. બકરાને લઇ આવ્યા. એક ખીલો ઠોક્યો. તે સાથે બકરો બાંધ્યો.

ચિત્રમાં મહાકાળીના હાથમાંના ખડગ જેવું જ




એક હથિયાર સામે મૂક્યું. એની ચમક જોતાં જ મને ઝણઝણાટી વ્યાપી ગઇ.

દારૂની બાટલી ઊઘડી: જુદાં જુદાં પાત્રોમાં ખાલી કરી. તે પાત્રોની વિધિવત્ પૂજા થઈ. સાધુ અને સંન્યાસી પાત્રમાંનો દારૂ પી ગયા.

ખીલેથી બકરાને છૂટો મૂક્યો. ન પૂસકાર્યો કે ન દોર્યો. પોતાની મેળે બકરો ધૂણી પાસે આવીને ઊભો રહ્યો. આજ્ઞાંકિત બાળક પિતાની આજ્ઞા સાંભળવા તત્પર ઊભો રહે તેમ.

ખડ્ગની પૂજા થઈ. ત્યારે વાતાવરણ ભવ્ય અને પ્રચંડ બની ગયું. સાંજે જોયેલા સંન્યાસી ને સાધુ જાણે કે બદલી ગયા છે. એમની આંખો પ્રકાશના ગોળા સમી તેજસ્વી દેખાતી હતી. મોં પરનું રૂપ બાવા સંન્યાસીના જેવું નહોતું. એવી ભવ્યતા અને પ્રભાવ ભાગ્યે જ જોવા મળે છે. કોઈ રાજાનું અધિપતિપણું આટલું ભવ્ય નથી હોતું. કોઇ સુખી ને સંતોષી ભાગ્યવાનની પ્રતિભા આવી તેજસ્વી જોઇ નથી.

બકરાનું પૂજન થવા માંડ્યું. કોઇ હોંશીલો વર માંડવે જઇને પોંખાતો હોય એમ.

કેટલી રાત વીતી તે ભુલાઇ ગયું. બેસી રહ્યાનો કશો થાક નહોતો. નીરવ રાત્રિની ભયાનકતા વીસરાઇ ગઇ હતી.

ખડગનું પૂજન થયું. થતે થતે મરેલાના શબને જીવતું કરવા કોઇ સંજીવન મંત્ર ભણતો હોય એવી એકાગ્રતાથી મંત્રો બોલાવા લાગ્યા. છતાં કેમ શબમાં પ્રાણ સંચાર નથી થતો? એવી પ્રખર જિજ્ઞાસા રાખી રહેલા પ્રયોગકર્તાની પેઠે ખડગ ઉપર બંનેનું ધ્યાન એકાગ્ર બન્યું. અંતે ખન, ખન, ખન, એવા ત્રણ ઠણકારા થયા. સાથે જ ખડગની ચમક ઝબકારા મારી ગઇ. ત્રણવાર ખડગ હાલ્યું જાણે એનામાં જીવ આવ્યો.

તે જ ક્ષણે સાધુજીએ ખડગ ઊંચકી લીધું. વાતાવરણ હાલી ઊઠે એવા પ્રચંડ બોલે મંત્રોચ્ચાર થયો. અનેરા વાત્સલ્ય ભાવથી સાધુજીના વરદ હસ્તે પહેરાવાતા ફૂલહારને ઝટ પહેરી લેવા ઉતાવળિયો જમાઇ ડોકી નીચી વાળે તેમ બકરે ડોકું નમાવ્યું.

એક ઘા અને ડેકું જુદું. વહેતા લોહીને એક પાત્રમાં લઇ લીધું. એ પાત્ર હાથમાં લઇ ઘડીવાર મૂંગા રહ્યા. ભાવાવેશમાં બંને સાધુઓ આર્દ્ર દેખાતા હતા. ધીરે ધીરે પાત્રમાંનું લોહી ધૂણીમાં હોમવા લાગ્યા. લોહી પડતાંની સાથે ઘી હોમાય અને પ્રસન્ન અગ્નિ આનંદથી નાચી ઊઠે તેમ આગ પ્રજ્વળી ઊઠી.

લોહીમાં તેલી પદાર્થો જેવું જ્વલન તત્ત્વ હોતું નથી. એથી દેવતા બુઝાય. બળે તો દુર્ગંધ મારે. અહીં મેં મીઠી ગંધ વહેતી અનુભવી.

બસ, બંને સાધુઓમાં દેખાતી પ્રખરતા શમી ગઇ. અતિ શાંત બનીને બનેએ પ્રાર્થના ગાઇ.

સંન્યાસી ઊભા થયા. મારાથી થોડે જ દૂર રહીને કહ્યું: બચ્ચા, ઇસ પથ્થર કે પીછે ચલે જાઓ સામને દસ કદમ દૂર ચર્મ પડા હૈ ઉસી પર લેટ જાઓ.

મારે કશું કહેવાનું નહોતું. મારો બધો લ્યુથરવાદ અચેત બની ગયો હતો. આર્યસમાજી ખંડનશક્તિ નિર્જીવ બની ગઇ હતી

પથ્થરની પાછળ થોડું ચોગાન હતું. સામે એક ઊંચાણ પર વાઘનું ચામડું પાથરેલું હતું. તેની ઉપર બેઠો. ઘડીક મારા અંતઃકરણની ઊર્મિઓને ખેળવા મથ્યો. હું જાણે મને તરંગે ચડાવી શક્યો નહિ, એમાં જ ઊંઘ આવી ગઈ. પછી શું બન્યું તે રામ જાણે.

★

શિક્ષણનું માધ્યમ વિદ્યાર્થીની સ્વભાષા હોઇ શકે, એ ભૂલવું ન જોઇએ. આજે આ સવાલ આપણી સામે આવ્યો છે. હવે આપણે વિદ્યાર્થીને વિદ્યા શીખવી દેશનું નાવ સંભાળે તેવા શક્તિમાન કરવાના છે. તેને માટે પરભાષાનું વાહન બોજારૂપ જ થાય, એમાં શંકા નથી શિક્ષણનું વાહન તો સ્વભાષા જ હોઇ શકે. તેની સાથે રાષ્ટ્રભાષાને ભૂલવી ન જોઇએ, એ ખરું. શિક્ષણમાં તે એક ફરજિયાત ભાષા તરીકે શીખવીએ. પણ માધ્યમ તરીકે સ્વભાષા જ શોભે અને સાચું કામ દઇ શકે.

—સરદાર પટેલ

એક વખત હું ઝાંખી, સાંધ્ય રંગોમાં ભળી જતી, પર્વતમાળાને નિહાળતો મારા તંબુમાં બેઠો હતો. એ વખતે બહારવટિયાઓના દિવસો હતા. અને અમે તે પળે એમને પકડવા માટે દોડાદોડ કરવી પડે એવો ભય અમારા માથા ઉપર લટકતો હતો. મારે ત્યાં એક મહેમાન આવ્યો હતો. તે પણ મારી સાથે જ, સામેની પર્વતમાળા ઉપર આથમતા સુંદર સૂરજને જોઈ રહ્યો હતો, અમે બન્ને અમારી અનોખી અનોખી વિચારમાળામાં પડ્યા હતા.

અચાનક જમીનમાંથી ઊગી નીકળ્યો હોય તેવો એક ગારૂડી અમારી નજરે પડ્યો.

એને ખભે, બે ટોપલાની તાજુડી જેવી એની એક મોટી કાવડ લટકતી હતી. અનેક શંખલાં છીપલાંથી શણગારેલી એની મોરલી વગાડતો એ ત્યાં આવતો દેખાયો.

મેં તરત જ ઊભા થઈને એને વધુ નજીક આવતો રોકવા માટે હાથની નિશાની કરી.

તે વધુ નજીક આવતો રોકાઈ ગયો. પણ એને બદલે જ્યાં હતો ત્યાં જ ઊભો રહીને પોતાની મોરલીને વધારે જોરથી વગાડવા મંડ્યો.

હવે મેં એને મોટેથી કહ્યું: 'ચલે જા ... એ ... !'

એણે ચાલ્યા જવાને બદલે, મારી સામે જોઈને પોતાની વધારે હોંશિયારી બતાવવા માટે, પોતાનો ટોપલો સામે મૂક્યો. અને તેની સામે એ પોતે બેસી ગયો.

મેં તરત જ એની પાસે જઈને કહ્યું, 'ચાલ્યો જાય છે કે નહિ!'

'પણ -સા'બ! દેખને લાયક અસલ 'કાળા' હય!'

'નહિ મંગતે—ચલે જાઓ....ધૂતારે...સબ...' મારો છેલ્લો શબ્દ સાંભળીને પેલો ગારૂડી છંછેડાઈ ગયો હોય તેમ લાગ્યું.

તે મુરલી વગાડતો ઊભો થઈ ગયો. 'સા'બ' તુમ લોક માનતે નહિ–મૈં જાનતા હૂં...અચ્છા, તો આજ મૈં આપકુ કુછ કારીગરી બતાવું ગા...'

એટલું બોલીને એણે જે ટોપલામાં નાગ હતો તે ટોપલો હાથેથી ઉપાડીને અમારા સાન્નિધ્યમાં મૂકી દીધો. 'યે સંભાલિયે...મં કુછ દેખાદુંગા...'

હવે એ શું દેખાડવાનો છે એનું અમને આશ્ચર્ય થવા માંડ્યું. ગારૂડી પોતે ટોપલો ત્યાં મૂકીને ડુંગરના પાછળના ઢોળાવ તરફ જતો દેખાયો અમે એને ત્યાં કિનારે ઊભીને ચારે તરફ દૃષ્ટિ કરતો જોયો.

પછી એ પોતાની મોરલી વગાડવા માંડ્યો. અમારી દૃષ્ટિ એના તરફ જ હતી. થોડીવાર સુધી તો કાંઈ દેખાતું હોય તેમ જણાયું નહિ. હવે તો અજવાળું પણ અંધારામાં મળી જવાની તૈયારી કરતું હતું. એટલે અમે એને હાથથી જ પેલો એનો ટોપલો ઉપાડી જવાની નિશાની કરી. પણ ત્યાં અમારી દૃષ્ટિ એનાથી થોડે દૂર પાછળના ભાગમાં ફેણ ઊંચે કરીને ડોલતા એક નાગ તરફ પડી.

ગારૂડીઓની હાથચાલાકી ને લુચ્ચાઈ વિષે અમે એટલું બધું વાંચ્યું હતું ને સાંભળ્યું હતું કે આવા એકાદ રડ્યા ખડ્યા સર્પને ત્યાં આવેલા જોઈને અમારું કુતૂહલ વધવાને બદલે, શંકા વધી.

પણ એટલામાં બીજો સર્પ પણ ત્યાં દેખાયો. પછી ત્રીજો, ચોથો, પાંચમો, છઠ્ઠો ને સાતમો—સાત આઠ ડોકા પડખેના ઘાસમાંથી ઊંચાં થતાં ને ડોલતાં જોવાં એ દૃશ્ય માની ન શકાય તેવું હતું.

એટલામાં ગારૂડીએ હાથની નિશાનીથી અમને સમજાવ્યું કે એ હવે બધાને કાઢી મૂકે છે.

પછી એની મુરલીમાંથી કાંઈક ઉતાવળા ખળભળતા પાણી જેવા સ્વરો ઉપડતા અમને સાંભળ્યાં.

અને ખરેખર પેલા તમામ સર્પો ભાગી ગયા હતા!

ગારૂડી ધીમે પગલે અમારી તરફ આવ્યો. સલામ કરીને ઊભો રહ્યોઃ 'સાહેબ!'

પણ અમારા અતિથિએ કહ્યું: 'એને એની 'ફી' જે આપવી હોય તે ભલે આપો પણ એના ઉપર વિશ્વાસ મૂકતા નહિ. આ બધા એણે જ આંહીં આવતા પહેલાં, પોતાની હોશિયારી બતાવવા માટે નહિ મૂકયા હોય તેની શી ખાત્રી ?'

અતિથિની અંગ્રેજી વાતનો ભાવાર્થ ગારૂડીએ પકડી લીધો લાગ્યો: 'સાહેબ ! આપ કહો ત્યાં આવું......!'

અમે એને એક નક્કી દિવસ આપ્યો. કયાં જવું હતું એ કહ્યું નહિ. અત્યારે તો એને એના પૈસા નોકર પાસે અપાવ્યા એટલે એણે આવીને અમારા પાસેનો ટોપલો જરાક ઠબકારીને અંદર નાગ બેઠો હતો એની અમને ખાત્રી કરાવી દીધી. અને પછી પોતાનો ટોપલો લઇ એ ચાલ્યો ગયો, એ હવે આવવાનો નથી એની અમને ખાત્રી.

[ ૨ ]

પણ બીજે રવિવારે ચાર વાગે એને નિયમિત આવેલો જોઈને અમને આશ્ચર્ય થયું.

એ આમ ફરીને આવશે એમ અમે ધાર્યું જ ન હતું.

તે આવ્યો કે તરત અડધા કલાકમાં અમે પણ તૈયાર થઇ ગયા. મોટર મંગાવી. સૌ તેમાં બેઠા. ગારૂડીને આગળ બેસાર્યો. એણે અત્યારે ભગવો સાફો બાંધ્યો હતો. એની ડોકમાં અસંખ્ય માળાઓ લટકતી હતી. લાંબા ગુલાબી રંગના પહેરણ ઉપર એણે લીલો રૂપાનાં બટનવાળો કબજો પહેર્યો હતો. એની પાસે એની છીપલા શંખલાની મોરલી માત્ર હતી. એણે પોતાના ડાબા હાથના કાંડા ઉપર રૂમાલ જેવું કાંઇક બાંધી લીધું હતું. અમને શંકા પડી કે એમાં નાનકડું સાપનું બચ્ચું રાખ્યું હોય તો નવાઈ નહિ.

અમે ઝપાટાબંધ ઉપડયા. એમ તો અમે પણ જંગલ ઠીક ખેડયું હતું. એણે કઇ જગ્યાએ જવું એ પહેલેથી જ અમારા ધ્યાનમાં હતું. ત્યાં પહોંચી જઈને મોટરને રસ્તા ઉપર ઊભી રાખી.

અમે બધા નીચે ઉતર્યા. ગારૂડીની ચપળ દૃષ્ટિમાં તેજ ચમકી આવ્યું. આસપાસ તદ્દન વેરાન જેવો પથ્થરિયો મુલક હતો. આકાશમાં ઊંચે એક બે સમળા ઊડતા હતા. અને આઘે દૂર ઠુંઠાં ઉપર ગીધડાં બેઠાં હતાં. એ સિવાય માણસ કે પશુ પંખીનો કોઈનો ત્યાં અત્યારે સંચાર જણાતો ન હતો. આ જગ્યામાં કયાંય દર જેવાં કે સર્પ સંતાઇ રહે તેવાં બહુ સ્થાન હોવાનો સંભવ પહેલી દૃષ્ટિએ જ ઓછો જણાતો હતો.

અમે અમારા નવા ગારૂડી મિત્રને હવે પોતાની વિદ્યા અજમાવવાની વિનતી કરી પણ તે પહેલાં એ અમને બનાવી ન જાય એની સંભળ લેવા માટે એની શરીર જડતી બરાબર લઇ લીધી. ખરેખર એની પાસે કાંઈ નથી જ એની ખાત્રી કરી લીધી.

અમારો જાદુગર ગારૂડી મિત્ર ત્યાં થોડીવાર ઉભો રહ્યો. પછી એણે એક પ્રકારની ધીમી સીસોટી વગાડવી શરૂ કરી.

અમે ઊભા હતા ત્યાંથી એક દિશામાં એ લગભગ ત્રીસેક ફૂટ દૂર ગયો. થોડી ક્ષણ ત્યાં ઊભો રહ્યો. આ પ્રમાણે બે ત્રણ વખત એણે કર્યું.

પછી અચાનક જ એ આગળ વધ્યો. એક નાનકડો પથ્થર આઘો ખેસવી નાખ્યો. અને અમારા સૌના આશ્ચર્યની વચ્ચે એક સર્પને પુંછડેથી લઈ દરમાંથી બહાર ખેંચી એટલી વીજળીક ત્વરાથી એણે એને આઘો ફેંકી દીધો કે અમે આ શી રીતે થયું ને કેમ થયું તે કાંઈ સમજી જ શકયા નહિ. ગારૂડીનું ધ્યાન તો હવે પોતાના કામમાં જ હતું. તેણે સર્પને ફેંકી દીધો ને ફેંકી દીધા પછી ક્ષોભ પામેલો સર્પ પોતે પણ શું થયું તે જાણે તે પહેલાં જ ગારૂડી તેના તરફ દોડી ગયો હતો. અને એ સામે આસપાસ કયાંય સંતાઈ જાય તે પહેલાં તો પોતાનો ડાબો, લુગડું વીંટાયેલો હાથ, તેણે તેના મોં પાસે જ ધરી દીધો હતો. સર્પે તરત જ ફેણ ઊંચી કરી જરાક પાછળ લઈને તેના હાથ ઉપર હુમલો તો કર્યો. પણ એટલામાં

તો જાણે વીજળી પડે તેમ, ગારૂડીએ ડાબા હાથે, સર્પની ફેણને, ડોકું પાછું ન વળી શકે એટલે નિકટથી, પકડી લીધી હતી. સર્પનો લુગડા ઉપરનો નિરર્થક થયેલો ઘસારો એને અવ્યવસ્થિત કરવા માટે પૂરતો હતો. એટલે એ ગારૂડીના કબજામાં ને નુકસાન પહોંચાડી ન શકે તેવી સ્થિતિમાં, લુગડામાં વીંટળાઇ ગયો હતો.

આટલું કર્યા પછી ગારૂડી હસતો હસતો અમારી તરફ આવ્યો.

તેણે ભવિષ્યમાં આ સર્પની ઝેરી દાંઢ કાઢી લેવાની વાત અમને કહી.

એના સંગ્રહમાં એક સાપ વધ્યો હતો એનો એના ચહેરા ઉપર સંતોષ દેખાતો હતો.

અમે એની ચપળતા ઉપર વિચાર કરતા ઘેર પાછા ફર્યા.

હવે આ માણસે આ સર્પને આટલી ત્વરિત રીતે શોધી કાઢયો એ અમારે મન કોયડો થઇ પડયો હતો.

તેમ જ એ સીસોટી વગાડી રહ્યો હતો એ પણ એક કોયડો હતો.



### મોટા ઘરના મોભ

મોટા તે ઘરના મોભ તુટયા ને
ભાંગી રે ભારતમાત.
ભાંગી રે ભારતમાત હો ! તારા
ત્રણ વરસમાં ત્રણ:
ત્રણ ત્રણ આજ એ ચાલ્યા સપુતો:
ગાંધી, ઘોષ, પટેલ
ગાંધી ગયાને ત્રણ વરસ આ
થાય હજુ નહીં પૂરા:
વીર વલ્લભ ને યોગી અરવિંદ આ
ભારત ! તારા પ્રાણ
માવડી ! તારા હૈયાનાં હાર આ
પોશ-પોશ આંસુ પડાવે.
વીર ગયા એની વીરતા મૂકી
ભાંગી રે ભારતમાત !

જયન્ત પરમાર

[ ૩૯ ]

જે મિત્રોને હુ ઓળખતો જ ન હતો, તે મિત્રોની સાથે તેં મારી પિછાન કરાવી દીધી. હવે, મારું પોતાનું નહિ એવું ઘર પણ, મને અવારનવાર યાદ કરે છે!

તેં દૂરનાને નજીક આણ્યા. અને અણુ-ઓળખતીઓને મારા ભાઇઓ બનાવ્યા!

એટલે જ્યારે, આ મારો વસવાટ, મારે છોડવાનો છે, ત્યારે મને મનમાં કૈં કૈં થઈ જાય છે!

મને એ પણ ધ્યાનમાં નથી રહેતું કે નવીનોમાં વસે છે તો જૂનું જ. અને ત્યાં એ જૂનામાં પણ ખરી રીતે તો તું જ વસી રહ્યો છે!

આ દુનિયામાં અને બીજી પણ અનેક દુનિયાઓમાં, જ્યાં જ્યાં જન્મ અને મૃત્યુ દ્વારા હું જાઉં છું, ત્યાં ત્યાં દોરનારો તો તું જ છે! તું જ મારી અનંત જીવનયાત્રાનો મિત્ર છે! તું જ મારા હૃદયને આનંદના બંધનોથી અપરિચિતો સાથે જોડે છે! જ્યારે તાઝી ઝાંખી થાય છે, ત્યારે કોઇ જ અપરિચિત અને અણુ-જાણુ રહેતું નથી! ત્યારે કોઇ દ્વાર બંધ રહેતું નથી!

અનેકોની સાથેની આનંદભરી રંગ રમતમાં હુ તને એકને કોઇ દિવસ ખોઉં નહિ એટલે બસ! હે અનંતના સ્વામી! તારી પાસે મારી માત્ર એ એકજ પ્રાર્થના છે.

[ ૪૦ ]

એકાકી, નીર વહન કરતી સરિતાના કિનારે ઊગેલાં માથાબૂડ ઘાસના બીડમાં ઊભેલી એ કુમારિકાને મેં કહ્યું: 'હે કુમારિકા! તું આ તારા દીપને, વસ્ત્રવડે રક્ષીને ક્યાં લઇ જવા નીકળી છે? મારું ઘર અંધકારમય છે અને એકલું નિર્જીવ પડ્યું છે. તારો દીપ મને થોડીવાર આપે તો હુ એને પ્રકાશમય કરું!'

કુમારિકાએ પોતાની કાળી ભમ્મર જેવી આંખો ઊંચી કરીને મારી સામે એક પળભર જોયું અને કહ્યું: 'હું તો નદીના વહેતા પાણીમાં સંધ્યા ટાણે મારો દીપ વહેતો મૂકવા આવી છું!

ત્યાંનાં ઊંચાં ઘાસમાં હું એકલો ઊભો રહ્યો અને તેના દીપને નિરર્થક જલપ્રવાહમાં વહેતો જોઇ રહ્યો!

મધરાતના ગાઢ અંધકાર સમયે મેં ફરીને કુમારિકાને પૂછ્યું: તમારા ઘરના બધા દીવાઓ પ્રગટી ઉઠયા છે, હવે આ દીપને લઈને ક્યાં ઉપડયાં છો? મારા ઘરમાં હજી ક્યાંય પ્રકાશ નથી, એકલું એકાંતમાં એ નિર્જીવ જેવું ઊભું છે. તમારો દીપ મને થોડીવાર આપો!'

તેણે પોતાની કાળી ભમ્મર આંખોને મારા તરફ ઊંચી કરી અને થોડીવાર શંકામાં હોય તેમ એ ઊભી રહી. પછી તેણે કહ્યું: 'હુ તો આ આકાશને ધરવા માટે મારો દીપ લઇને આવી છું!'

હું ત્યાં ઊભો રહ્યો અને અવકાશમાં નિરર્થક જલતા દીપને જોઇ રહ્યો!

પછી ચંદ્ર આથમ્યા મધરાતના શૂન્ય અંધકાર વખતે મેં એક વખત ફરીને એને પૂછ્યું: 'હે કુમારિકા! તારા હૃદય સમક્ષ ધારેલો આ દીપ હવે કોઇ શોધ માટે તેં ધરી રાખ્યો છે? મારું ઘર હજી અંધકારમય છે. અને એકાકી શૂન્ય જેવું ઊભું છે. તારો આ દીપ થોડો વખત મને આપ!'

તે એક પળ માટે ત્યાં ઊભી રહી. જરા વિચાર કરતી જણાઈ. અંધારામાં મારા મોં તરફ જોઇ રહી અને પછી બોલી: 'મેં તે





મારો દીવડો, દીપમાલાના મહોત્સવમાં વહેતો મૂકવા માટે આણ્યો હતો !'

હું ત્યાં ઊભો રહ્યો. અને તેના દીપને, અનેક દીવડાઓની સાથે ખોવાઇ ગયેલો હોય તેવો થતો; જોઇ રહ્યો !'

[ ૪૧

મારા જીવનકુંભના છલકાતા રસપ્રવાહમાંથી, હે મારા પ્રભુ ! તને કેવું દૈવી પેય ધરું કે જે તને ગમે ?

હે મારા કવિરાજ ! તારા સર્જનને મારા ચક્ષુમાંથી નિહાળવાનુ તને મન છે અને મારા કર્ણશરને આંગણે ઊભા રહીને, તારા પોતાના અનંત સંવાદગાનને શ્રવણ કરવાની તારી ઇચ્છા છે ?

તારા જગતમાંથી મારા મનને આંગણે શબ્દો વણાતા આવે છે અને તારો જ આનંદ એ શબ્દોને સંગીતના સ્વરો આપે છે ! તેં તારી જ જાત મને પ્રેમથી અર્પી અને પછી એ સંપૂર્ણ બનેલી મધુરતાને મારા દ્વારા તું અનુભવવા બેઠો !

[ ૪૨ ]

મારા છેલ્લા ગીતમાં હું તને એની ભેટ ધરીશ, જે હમેશાં મારી સાથે રહેવા છતાં કોઈ દિવસ પ્રગટ થઈ ન હતી. જેણે પ્રભાતના પ્રકાશમાં કોઇ દિવસ પોતાનો ઘુંઘટ ખોલ્યો જ ન હતો. હે મારા પ્રભુ ! મારી છેલ્લી ભેટ એ હશે.

શબ્દોએ એને કોઈ હજારો વાર પ્રેમ કર્યો હશે અને છતાં એને એક પળવાર પણ મેળવી શકવા એ સમર્થ બન્યા ન હતા. સમજણશક્તિએ પોતાના હાથ લંબાવીને એને મેળવવા યત્ન કર્યો હતો—પણ નિષ્ફળ !

હું મારા અંતરની એક ગુહામાં એને સાચવીને દેશોદેશ ભટકયો છું. એની આસપાસ મારા જીવનયુગના કૈંક સામ્રાજ્યો ઊભાં થયાં છે અને ખરી પડયાં છે !

મારા વિચારો ઉપર, કાર્યો ઉપર, સ્વપ્નાં ઉપર, નિદ્રા ઉપર, આશા આકાંક્ષા અને મહત્તા ઉપર રાજ એણે કર્યું છે, છતાં એ તો જુદી જ બેઠી રહી છે, જુદી જ જાણે વસી રહી છે !

સેંકડો માણસોએ મારાં દ્વાર ખખડાવ્યાં હતાં, એની માગણી કરવા, પણ એ દરેક નિરાશ થઇને પાછા ફર્યા હતા.

એને પ્રત્યક્ષ જોનારો એક પણ માણસ આ આખી દુનિયામાં કયાંય કોઇ દિવસ નજરે ચડયો નથી. અને એ પોતે તો એકલી પોતાના અનોખા ભવનમાં, પોતાને કોઈ ઓળખે માટે હજી રાહ જોતી બેઠી જ છે !

મારા નાથ ! મારી છેલ્લી ભેટ તારે માટે એવી હો !

[ ૪૩ ]

તું જ અનંત આકાશ છે મારા પ્રભુ ! અને તું જ નાનકડો માળો પણ છે.

હે સૌન્દર્યના સ્વામી ! આ માળામાં તારો જ પ્રેમ આવીને આત્માને, રંગની અને શબ્દની અને સુગંધની ભેટ આપી જાય છે !

હાથમાં સોનેરી માળા રાખીને પૃથ્વીના મુગટને શણગારવા માટે દરરોજ પ્રભાત આવે છે.

પશ્ચિમના જલનિધિના અંતરમાંથી, સોનેરી કુંભમાં શાંત આરામની પળોને ભરતી હરેક સંધ્યા, એ જ પ્રમાણે દરરોજ સાંજે ઘાસનાં બીડને સોનાની રજથી છાઈ દે છે !




પણ જ્યાં આત્માના ઉડ્ડયન માટે અગાધ વિસ્તીર્ણ આકાશ પથરાયલું પડ્યું છે ત્યાં નિષ્કલંક શુચિતા જેવી કેવળ શુભ્રતા વિરાજે છે! ત્યાં નથી દિવસ, નથી રાત્રિ, નથી રૂપ, રંગ, આકાર, કે રેખા, અને ત્યાં નથી શબ્દ!

[ ૪૪ ]

સૂરજ આથમી ગયો છે. સંધ્યાના પડછાયા પૃથ્વીને ભેટવા આવ્યા છે. મારા કુંભને ભરી લેવા માટે નદીએ જવાનો વખત થઈ ગયો છે.

જલસંગીતની કરુણ સ્વરોની બાનીથી સાંધ્ય હવાનું અંતર સભર ભર્યું છે. આ હા! એ સંધ્યાનો આછો અંધકાર જાણે મને બોલાવી રહ્યો છે!

એકાંત નીરવ પંથમાં કોઈ મુસાફર દેખાતો નથી. પવન શાંત થઇ ગયો છે. જલતરંગો નદીના તીરપ્રદેશમાં બેસી ગયા છે.

મને ખબર નથી હું પાછો આ ઘેરે આવીશ કે નહિ. કોણ મળશે ને કોણ નહિ મળે એની પણ જાણ નથી. પેલા ઘાટ ઉપર એક નાનકડી જલનૌકા ઉપર બેસીને કોઇ અજાણ્યો માણસ ગજબની વેદનાભરી આકર્ષક બંસી બજાવી રહ્યો છે—જાણે કે મને બોલાવી રહ્યો છે!

[ ૪૫ ]

અમારી માણસોની તમામ જરૂરિયાતો પૂરી પાડ્યા પછી તારી ભેટસોગાદનો પ્રવાહ તારા તરફ પાછો વહે છે!

નદીનાં જળ, નિત્યનાં કાર્યો પતાવીને, ખેતર જંગલ અને વનોપવનમાં વહેતાં, વહેતાં, તારા પાદપ્રક્ષાલન માટે જાણે પાછાં ધસીમસી રહ્યાં હોય!

પુષ્પોનો પરિમલ હવાને સુગંધથી ભરી દે છે. અને છતાં એનામાંથી છલકાતી સુગંધીનો છેલ્લો કટોરો તારે આંગણે ઠાલવવા પવન હમેશાં દોડી રહ્યો હોય છે!

તારે આંગણે ધરેલી ભેટથી જગત કોઈ દિવસ અકિંચન બન્યું જાણ્યું નથી!

કવિના કાવ્યોમાંથી લોકો ઠીક પડે તે અર્થો વીણી લે છે....અને છતાં એક છેલ્લો અર્થ તારે ચરણે શીર ઝૂકાવતો ત્યાં બેઠો હોય છે!

[ ૪૬

હે મારા નાથ! મૃત્યુદેવ, જે તારો એક નોકર છે, તે મારે આંગણે આવીને ઊભો છે.

અજાણ્યા મહાસાગરને ઉલ્લંઘીને તે આવ્યો છે. અને એની પાસે તારો સંદેશો છે.

રાત્રિ અંધારઘેરી છે. મારું હૃદય ધડકે છે. પણ હું દીપક ધરીને એની સામે જઇશ, મારા ઘરનાં બારણાં એને માટે ઉઘાડીશ, એ તારો સંદેશવાહકને સ્વાગત આપીશ.

હું બે હાથ જોડીને એને આવકારીશ. મારા હૃદયની સમૃદ્ધિ એને ચરણે ધરીશ

તે પોતાનો સંદેશો પાર પાડીને જશે. અને જીવનપ્રભાતને પોતાના પડછાયાથી ઢાંકી દેશે.

પછી મારા એકલા એકાકી ઘરમાં મારો આત્મા તારે ચરણે આવવા માટે બેઠો હશે!

★

# આપણાં હરણો

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

આ વર્ગમાં આવતાં પ્રાણીના શીંગડાં હંમેશાં માથે ઉપર ઊગતાં જતાં અને પોલાં શીંગડાં-વાળા વર્ગમાં આવતાં પ્રાણીઓનાં કુટુંબમાંનો એક વર્ગ છે. હરણનું કુટુંબ આપણે ગાય, ઘેટાં કે બકરાં કોઈના કુટુમ્બ સાથે મૂકી શકીએ નહિ, છતાં હરણ-કુટુમ્બમાં ગાય અને ઘેટાં–બકરાં બન્નેની ખાસિયતો આવે છે. વિકાસની દૃષ્ટિએ તપાસતાં તેઓ બહુ વહેલા કાળમાં થયાં હશે. કારણકે તેઓનાં શરીર બંધારણમાં બહુ વિશાળ દ્રષ્ટિએ જોઈએ તો એમ દેખાય છે કે ગાયો અને ઘેટાં–બકરાં બધાં હરણના વંશમાંથી ઉતરી આવેલા લાગે છે.

હરણ છીકારાં સામાન્ય બાંધામાં બીજા વર્ગમાં પોલા શીંગના પ્રાણીઓમાં મુકાય છે. તેઓ બહુ સુંદર દેખાવદાર દેહનાં પ્રાણી છે. એમાં કેટલીક જાતમાં માદાને શીંગડાં હોય છે. જ્યારે કેટલીક જાતમાં માત્ર નર જ શીંગડાથી શોભાયમાન થયેલાં છે. આ શીંગડાં લાંબાં અને ગોળ અને છેડા બહાર વળેલા હોય છે. શીંગડાં ગોળ વીંટીઓથી શોભાયમાન થયેલાં છે. તેઓનાં શીંગડાંની અંદરની હડ્ડી-બળદ અને ઘેટાં–બકરાંના શીંગડાની માફક કાણાં વાળી અને હવા રહે એવી નહિ હોતાં તેનો ઘણો ભાગ નક્કર રહે છે. વળી તેઓની આંખ નીચે એક ગ્રંથી આવેલી છે. આ ગ્રંથી બીજાં કોઈ પોલાં શીંગનાં પ્રાણીઓમાં હોતી નથી. અને હરણ પૂરી મસ્તીમાં હોય ત્યારે આ ફુલાવેલી ગ્રંથી સૌનું ધ્યાન ખેંચે છે. બહારથી જોઈએ તો આ ગ્રંથી લગભગ વાળ વગરની કાળી ચામડીવાળો કાપો દેખાય છે. આ કાપાની અંદર કાણાંવાળી અને વાળવાળી ઊંડી થેલી રહેલી છે. જેમાંથી પ્રવાહી બહાર આવે છે. વળી બીજી ગ્રંથી પગની ખરીઓ વચ્ચે આવેલી છે. જે ગ્રંથીયાંથી દોડતાં દોડતાં અથવા ચાલતાં ચાલતાં કંઈ પ્રવાહી પડી ઘ્રાણ પેદા કરીને ટોળાંને પાછું ભેગું કરવા માટે ઉપયોગમાં આવતી હોય એમ સમજાય છે.

હરણ અને છીકારાં બંને બહુ ઘાટવાળાં દેખાવદાર પ્રાણી છે. છીંકારાં અથવા કાળપુંછાં તેનાં રેતીયાપીળા રંગથી અને ચહેરા ઉપર ઊભી સફેદ પટ્ટીઓથી વરતાઈ જાય છે.

વળી કાળપુછામાં નરમાદા બન્નેને માથે શીંગડાં રહે છે. એમાં અલબત નરનાં શીંગડાંનો વળાંક અજબ સરસ હોય છે. તેની ઉપર લગભગ આખાં શીંગડે વીંટીઓ આવેલી હોય છે. તેને ઓળખવા માટે ખાસ તો તેના પગ ઉપર એટલે ગોઠણ ઉપર વાળ ઊગેલા માલુમ પડે છે.

આ બન્ને કુદરતનાં અલંકાર સરખા પ્રાણીઓ પોતાનાં વસવાટ માટે ઘાસનાં વીડ પસંદ કરે છે. અને માણસો આ બંને પ્રાણીના શિકાર માટે તલસી રહે છે એટલે તેઓની સંખ્યામાં બહુ ઘટાડો થઈ ગયો છે અને જ્યાં હરણનાં મોટાં ટોળાં ફરતાં ત્યાં અત્યારે તેઓની નજીવી સંખ્યા દેખાય તો દેખાય એવી પરિસ્થિતિ ઉપસ્થિત છે, અને કેટલીક જગ્યાએથી તેનો વંશવેલો નાબુદ પણ થઈ ગયો હોય તો નવાઈ જેવી વાત નથી. બાકી તો તેઓની બીજી ખાસીયત અને ટોળાં બંધાવાં એ બધું તો ઘાસ ખાતાં પશુઓમાં બને છે એમ જ બને છે.

## છીકારાં

છીકારાં એટલે તેનું નામ તેઓની વહેમાઈને છીંક ખાવાની રીત ઉપરથી પડ્યું લાગે છે અને ઘણે ઠેકાણે તેઓ કાળપુંછાને નામે પણ ઓળખાય છે. બાર ઈંચ લાંબાં શીંગડાં છીકારાંનો નર એટલે કુદરતનું ચિત્રામણ. તેના આખા દેહની ઉંચાઈ પચ્ચીસથી છવ્વીસ ઈંચની હોય છે. અને વજનમાં તે મણ સવામણ હોય છે. નરની શીંગડીનો વળાંક પાછળ હોય છે અને માદાની શીંગડી નાની લગભગ ચાર પાંચ ઈંચની અને સીધી હોય છે. રંગમાં બંને સરખાં રેતીયા રતાશ પડતા પીળા રંગનાં હોય છે.

આ પ્રાણીની ઊંચાઈ તો કાંઈ બહુ ન કહેવાય પણ તેનો બાંધો બહુ રૂપાળો અને નાજુક દેખાય છે. ચીકારાની પીઠ અને પડખાં આછાં રતાશ પડતાં પીળાં અને પેટાળ સફેદ રંગનું. પણ જ્યાં આ બન્ને રંગો મળે છે ત્યાં બન્ને પડખે રાતા પીળા રંગનો



ઘેરો પટ્ટો દેખાય છે. ચહેરાની બન્ને બાજુ આછી સફેદ પટ્ટીઓ આવેલી છે અને નરમાં આ લીટીઓ બહુ ચોખ્ખી વરતાય છે. જો આપણે તેને પડખાભેર નીહાળીએ તો આ પટ્ટીમાં વળાંક દેખાય છે. નરનાં શીંગડાંમાં સાધારણ રીતે પંદરથી પચ્ચીશ વીંટીઓ ગણી શકાય છે. જ્યારે માદાનાં શીંગડામાં આ સંખ્યા નજીવી માલુમ પડે છે. અને છેડાનો ભાગ વધારે સુંવાળો હોય છે.

કાળપુંછાં આપણા સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં દેખાતું પ્રાણી છે. તેઓને જોવા નાની ટેકરીઓ, રેતાળ મેદાન, નહેરો અને ઉંચીનીચી જમીન, પડતર અને જાળાં ઝાંખરાંની કાંટોમાં રખડવું પડે છે. અને રેતીની ઢસીઓ પણ તેઓ વસવાટ માટે પસંદ કરતાં જોવામાં આવ્યાં છે. બહુ ભીરૂ સ્વભાવ હોવાને કારણે તેઓ વાવેતરવાળી જગ્યામાં આવતાં અચકાય છે. આ કારણ તેઓને હરણથી જુદાં પાડે છે. જ્યારે હરણનો સ્વભાવ તો વાડીના મોલ ચરવા આવ્યા વિના રહી શકતો નથી. છીંકારાં વહેલી સવારે ચરે છે. અને મધ્યાહ્ને પાણી પીને આરામ લેવા બેસી જાય છે. પાછાં સાંજ થતાં ચરવા ઊઠે છે. આ પ્રાણી આઠ દશના ટોળામાં વસે છે. અને ક્યારેક જોડીમાં અથવા તો એકલીયું પણ દેખાઇ જાય છે. ચરતાં ફરતાં વહેમાઇ જાય ત્યારે છીંકોટા નાખવા લાગે છે અને બચવા માટે પુરપાટ ભાગી નીકળે છે. બસો ત્રણસો વાર જઇ પછી રોકાઇ જાય છે. અને વહેમનું કારણ તપાસવા બધાં ઊભાં રહી જાય છે.

કાળપુંછાનો ખોરાક મુખ્યત્વે કરીને ઘાસનો છે છતાં તેઓ જુદા છોડનાં પાંદડાં અને બોર તથા ટેટા ખાતાં દેખાયાં છે. વળી તેઓની ખાસિયત એવી છે કે પાણી પીધા વિના ઘણો લાંબો સમય ચલાવી શકે છે. અને રણમાં તો વળી તેના વિના ચલાવી કાઢે છે, કારણ કે ત્યાં એવા પાણીથી ભરપુર છોડવા ખાઈ લે છે એમ સાંભળવામાં આવ્યું છે. વળી તેમાં તેને ઝાકળનું પાણી પણ મળી રહે છે.

હરણને જેટલો ટોળામાં વસવાનો પ્રેમ તેટલો છીકારાંને નહિ. છતાં બહુ તકરારી નથી. પ્રજનન ગમે તે ઋતુમાં દેખાય છે. કહે છે કે એક કે બે બચ્ચાંને જોડી સાથે જન્મ આપે છે પણ મારા જોવામાં કોઇ વખત તેનાં બે બચ્ચાં જોડી સાથે જન્મેલાં આવ્યાની નોંધ થઇ નથી.

છેલ્લાં બે ત્રણ વરસ દરમ્યાન સૌરાષ્ટ્રમાં અને ખાસ કરી ભાવનગરની આસપાસ બંધૂકબાજોએ આ પ્રાણીની સંખ્યામાં મોટો ઘટાડો કરી નાખ્યો છે. એ મોટા કમનસીબની વાત છે. જ્યારે રાજ્યો હતા ત્યારે આવા વગડાના અલંકારરૂપ જીવોનું રક્ષણ થતું અને કુદરતમાં રસ લેનાર અવલોકનકારને એવી જગ્યામાં ફરવાનો બહુ આનંદ આવતો. પણ અત્યારે તો આપણે જ નાશ કરવા તરફ વળ્યા છીએ. એ મોટા દુઃખની વાત છે.

### હરણ

સૌરાષ્ટ્રમાં તમામ અનુકૂળ જગ્યાએ આ પ્રાણીના વસવાટના હતાં. જ્યારે વર્ષા પુરી થઈને ઠંડીની ચમક લાગવા માંડે ત્યારે હરણનો નર કાળિયાર કે જેના નામ ઉપરથી તેના રંગની પીછાન આવી જાય પણ એ તો એનો ઉપરનો રંગ, પેટાળ તો દૂધ જેવું સફેદ. આવા કાળા અને ધોળા રંગના મિશ્રણથી આ પ્રાણી પ્રકૃતિના એક અજબ શણગારરૂપ છે. આપણાં આ હરણને જેટલી દોડવાની ઝડપ છે તેટલી બીજા તેનાં કુટુંબમાં કોઇ પ્રાણીને નથી. આપણે ત્યાં તો ફક્ત આ એક જ કુટુંબ વસે છે. બીજાં કદાચ આફ્રિકામાં થાય છે. તેનો ઊડીને આંખે વળગે એવો કાળો અને ધોળો રંગ, વળદાર ઊભાં શીંગડાં કે જેની લંબાઈ સીધી પટ્ટીએ અઢારથી છવ્વીસ ઇન્ચની હોય છે અને ઉંચાઇ ત્રીસ બત્રીસ ઇંચની મપાય છે. જ્યારે તેના દેહનું વજન બેથી સવાબે મણનું થાય છે. આ બધી બાબતો એક જ પ્રાણીમાં આવી જવાથી તેને બહુ રૂપાળો બનાવે છે. વળી તે આપણા ભારતમાં વસે છે, એ બહુ ગૌરવ લેવા જેવી વાત છે.

નાના નર જેને રાવકા કહેવાય છે અને માદા બન્ને રંગ સરખા પીળાશ પડતા રાતા હોય છે પણ





રાધડાની ઉમ્મર વધવાની સાથે તેમાં કાળાશ આવવા લાગે છે અને પાંચ વરસે તે જુવાનીમાં આવી પૂરો કાળો થઈ જાય છે. આ કાળા રંગને શાહી ઢળેલી કહેવામાં આવે છે. આ શાહી બધે ઠેકાણે સરખી જોવામાં નથી આવતી. મદ્રાસના ગીન્ડી પાર્કમાં મેં ત્યાંના હરણ અને કાળિયારનું અવલોકન કર્યું છે તો ત્યાં નર પૂરા કાળા થતા નથી પણ કથ્થાઈ રંગ પકડે છે. જો કે આવા પુખ્ત વયના કથ્થાઈ કાળા ઘણે ઠેકાણે જોવામાં આવે છે. એ ઉપરથી સામાન્ય રીતે એમ કહી શકાય કે ઉનાળામાં કાળી શાહી ઝાંખી થઈને કથ્થાઈ રંગ પકડે છે અને ચોમાસા પછી તેમાં પેલું કાળું તત્ત્વ વધેલું માલુમ પડે છે.

નર બચ્ચાંને પહેલે વરસે સાવ સીધી શીંગડી ફુટે છે. બીજે વરસે તેમાં પહોળો વળ દેખાય છે. આ વળ તેની પુખ્ત વયે પૂરા આવી જાય છે. કોઈક વખતે અસાધારણ રીતે માદાને શીંગડા આવે છે. પણ મારા જોવામાં આવી માદા આવી નથી.

ઉનાળાનો માથું ફાડી નાંખે એવો તડકો પણ આ પ્રાણીને જરાય અસર કરતો દેખાયો નથી. તેઓ તો ભાલ જેવા પ્રદેશમાં કે જ્યાં છાંયો તો દુર્લભ ત્યાં ખુલ્લા બેઠા બેઠા વાગોળતા જોવામાં આવે છે. એ ઉપરથી સમજી શકાશે કે આ હરણને ખુલ્લાં મેદાનમાં વસવું કેટલું પસંદ છે.

મેં પોતે ભાલમાં આ પ્રાણીનું બસો જેટલી સંખ્યાનું એક ટોળું જોયું છે આવાં તો ઘણાં ટોળાં જોયાં છે. આ ટોળામાં પુખ્ત ઉમ્મરના કાળા રાધડા બચ્ચાં અને માદાઓ બધું ભેળું રહે છે. તે સિવાય કુલ તમામ નરોજ એક ટોળામાં વસતા જોયા છે. અને કેટલાક એકલી યા પોતાની જગ્યા નક્કી કરી વસતાં જોયાં છે. એ સિવાય ભાવનગરના વિક્ટોરીઆપાર્કની કાંટમાં પણ ઘણી સંખ્યામાં આ જાનવરો વસતાં હતાં અને કેટલેક ઠેકાણે મોટરથી અને અંદર બેઠેલા બંદૂક બાજની ગોળીથી બચવા તેઓએ ગીચ કાંટામાં વસવાટ શરૂ કર્યાનું સાંભળવામાં આવ્યું છે, કારણ કે ખુલ્લા મેદાન કરતાં તેઓને અહીં સલામતી દેખાઈ. સપાટ ખુલ્લી જમીન ઉપર દોડતી મોટર અને લાંબા મારની બંદૂકોએ આ પ્રાણીને બહુ હેરાન કરી નાખ્યું. શિકારી જ્યારે તેના ઉપર ગોળી છોડવા મોટર પાછળ કરે છે, ત્યારે તેનું ગતિયંત્ર ચાલીશ પચાસ માઈલની ગતિ બતાવે. આટલી ઝડપ હોવા છતાં માંડ પડખે ચઢવા દે એવી આ પ્રાણીની દોડવાની ચમક. ટોળામાંથી એક બે જનાવર મારવાં હોય પણ બીક અને બચાવ માટે ભાગવું તો આખા ટોળાએ જોઈએ. આવો શિકાર લાંબો વખત ચાલે ત્યારે આખું થાકીને લોથ થઈ જાય અને એ વખત બેઠા પછી ઉભા થવા માટે ખૂબ મુશ્કેલી દેખે છે. કેટલીક ગર્ભવાળી માદાઓના ગર્ભ પણ પડી જતા હોય તો નવાઈ નહિ. આવી રીતે શિકાર કરવામાં આવતો હોવાથી જ્યાં તેઓની વસ્તી સારી હતી ત્યાં હવે તેઓ રડ્યાખડ્યાં ફરતાં જોવામાં આવે છે.

ઘાસ અને જુદા જુદા ખેતરાઉ પાક એ હરણનો ખોરાક છે. આવા ખોરાકને લઈને અલબત, તેઓ થોડું નુકસાન જરૂર કરે છે પણ એટલો બધો તેઓનો સ્વભાવ બીકણ છે કે થોડો અવાજ તેઓને તરત જ હાંકી દઈ શકે છે. પણ અત્યારે વધારે અનાજ વાવોની ઝુંબેશે અનાજ વધુ ઊગે તે પહેલાં તો શિકારબાજોએ આ પ્રાણીનો નાશ કરવાનું શરૂ કરી દીધું છે એ પણ દુઃખની વાત છે. કુદરતનાં રૂપ અને અલંકારોનો નાશ ઈશ્વર કેમ સહન કરશે? અલબત. આથી એમ તો ન જ સમજાય કે તેનો શિકાર ન જ થવો જોઈએ. શિકાર જરૂર થવો જોઈએ પણ બુધ્ધિપૂર્વક થાય તે પુછવા જેવું છે. અત્યારે આસપાસ આ પ્રાણી શોધ્યું જડે નહિ એવી સ્થિતિ ઊભી થઈ છે. રાજાઓ વગડાની વનસ્પતિ અને વન્ય પ્રાણીઓને પોતાના દેશની દોલત સમજતાં અને જો કાંઈ બને નહિ તો તેને માટે જુદા રખ બનાવી તેમાં તેઓને સલામતી આપતાં. આવાં રખમાં ચોરી કરી જનાવરનો શિકાર કરવો એ ગુન્હો હતો એટલે શિકારીઓ શિકાર કરતા પહેલા વિચાર કરતા છતાં તેમાં પણ શિકાર ઘણી વખત કરી નંખાતો. પણ અત્યારે તો છડેચોક આવાં

[ અનુસંધાન પાન ૫૫ ઉપર ]

વિષ્ણુ પ્રભાકર
અનુ૦ હરીશ નાયક

## [૧] ક્ષમા

ગાઈ શતાબ્દીમાં ડોરા નામની એક પ્રસિદ્ધ નર્સ થઇ ગઇ છે. એ જે શહેરની હોસ્પીટલમાં નોકરી હતી એ શહેરના કેટલાક નાગરિકો નર્સોને ખૂબ જ ધિક્કારતા હતા. તે લોકો એમને રોમન કેથોલિક સમજતા હતા અને એટલે જ નર્સો ત્યાં રહે એ તેમને ગમતું ન હતું.

લોકો નર્સને એટલા ધિક્કારતા હતા કે ડોરાને માટે રસ્તામાં ચાલતા જવું પણ જોખમકારક થઇ પડ્યું. નાગરિકો એની મશ્કરી જ નહિ કરતા પણ કોઇ કોઇવાર તો હાથ પણ ઉપાડતા હતા. એકવાર જ્યારે ડોરા એક રસ્તેથી પસાર થઇ રહી હતી ત્યારે એક યુવકે બૂમ પાડી કહ્યું, 'જુઓ, જુઓ, પેલી દુર્ભાગ્યની મૂર્તિ જઇ રહી છે. હું એને કોઇપણ હિસાબે અહીં રહેવા દેવાનો નથી.' અને એમ કહેતાંની સાથે જ તેણે એક મોટો પથ્થર લઇ જોરથી ડોરા તરફ ફેંક્યો. પથ્થર ડોરાના માથામાં વાગ્યો. તરત જ લોહીની શેરો નીકળવા માંડી અને કપડાં રંગાવા માંડ્યાં. પણ તે પહેલાંની જેમ ચુપ જ રહી એક શબ્દ પણ બોલ્યા ચાલ્યા વગર તે હોસ્પીટલમાં જતી રહી.

આ વાત વીત્યાને થોડાક જ દિવસો પસાર થયા હશે ને એક દિવસ એકાએક અહીંની જ કોલસાની ખાણમાં એક જોરથી ધડાકો થયો. જે મજૂરો અહીં કામ કરી રહ્યા હતા તેમને સખત વાગ્યું. તેમને તરત જ હોસ્પીટલમાં ખસેડવામાં આવ્યા. ડોરા અને એની સહેલીઓ મન દઇ ઘાયલોની સારવાર કરવા મંડી પડી. તેમણે પોતાના અખૂટ સ્નેહની વર્ષાથી અને પોતાની સેવાથી તેમનાં મન જીતી લીધાં.

હઠીઓ પશ્ચાત્તાપની આગમાં સળગી જવા લાગ્યા. તે લોકો આ નર્સોને હંમેશાં ગાળો જ દેતા હતા. આ બધામાં પેલો યુવક પણ હતો જેણે એક દિવસ ડોરા પર પથ્થર ફેંક્યો હતો. તે ડોરાને ઘણી જ સારી રીતે ઓળખતો 'તો. તેના મારેલા પથ્થરનું નિશાન હજી ડોરાના માથામાં કાયમ હતું. તે યુવક આ નિશાનને જોતો અને ખૂબ જ શરમાઇ જતો. આત્મગ્લાનિને કારણે એનું મોઢું પડી જતું, અને તે ડુસકે ડુસકે રડી પડતો. પણ તે એમ જાણતો હતો કે ડોરા તેને ઓળખતી નથી, કારણ ઓળખતી હોત તો આટલી સેવા શા માટે કરત? પથ્થરનાં બદલામાં એને સ્નેહ મળશે એ કલ્પના પણ એ કરી શકતો ન હતો. પણ જેમ જેમ ડોરાનો પ્રેમ વધતો ગયો તેમ તેમ એના દિલમાં પશ્ચાત્તાપની આગ પણ વધતી જ ગઇ.

આખરે એક દિવસ તે રહી શક્યો નહિ. તેણે ડોરાનો હાથ પકડી લીધો અને રડવા મંડી પડ્યો. ડોરા હંમેશની જેમ શાંત પણ સ્નેહભર્યા શબ્દોમાં બોલી, 'શું થયું? તમે રડો છો કેમ? તમને કંઇ દુઃખ છે?'

યુવકના મોઢામાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ. કેવળ એની ભાવના એની આંખોમાંથી ડોકિયાં કરી રહી હતી. ડોરા એની પાસે બેસી ગઇ અને એના માથા પર હાથ ફેરવવા લાગી. તે ચુપચાપ સૂઇ રહ્યો જ્યારે તેનાં આંસુ ઓછાં થયાં ત્યારે તે બોલ્યો, 'ડોરા!'

'કહો, શું છે?'

'તમે મને ઓળખો છો?'

'હા, ઓળખું છું.' ડોરા હસતાં હસતાં બોલી, 'તમે કોલસાની ખાણમાં નોકરી કરો છો.'

'નહિ નહિ.' યુવક વ્યગ્રતાથી બોલ્યો, 'તમે મને નથી ઓળખતા. હું...હું તો એ જ યુવક છું, જેણે તમને પથ્થર માર્યો હતો.'

ડોરાએ હસતાં હસતાં કહ્યું 'એ પણ હું જાણું છું, જે વખતે તમને અંદર લાવવામાં આવ્યા હતા તે જ વખતે હું તમને ઓળખી ગઇ હતી.'

"શું...?" યુવકની જીભ થોથરાઇ ગઇ "એ બધું જાણવા છતાં તમે મારી આટલી સેવા કરી?"





## [૨] પશ્ચાત્તાપ

ભૂષણે ઓરડામાં હિંમતથી પ્રવેશ કર્યો. એના હાથમાં તેજાબની શીશી હતી. આગળ વધી તેણે શીશી પ્રિન્સિપાલના ટેબલ પર મૂકી દીધી. પ્રિન્સિપાલે ઊંચું જોઇ પૂછ્યું: "શું છે?"

"તેજાબની શીશી."

"તેજાબની શીશી! મેં તને ક્યારે તેજાબ લાવવા કહ્યું?"

"જી, તમે તો નો'તું કહ્યું. પણ..." ભૂષણ આગળ કહી શક્યો નહિ.

"તો પછી લાવ્યો શું કામ?" પ્રિન્સિપાલનું કુતુહલ વધતું જતું હતું.

"જી..." ભૂષણ પોતાનું બધું સાહસ એકઠું કરતાં બોલ્યો "જી...હું એને ચોરીને લઇ ગયો હતો."

જાણે વીજળી પડી. પ્રિન્સિપાલે હાથમાંથી કલમ મૂકી દીધી અને ધ્યાનથી ભૂષણ તરફ જોયું. ભૂષણ નીચી નજર કરી ઊભો હતો. પ્રિન્સિપાલને વિશ્વાસ બેસતો ન હતો. તેમણે પૂછ્યું:

"શું કહે છે તું?"

ભૂષણ હવે પૂરતો સ્વસ્થ થયો હતો. તે બોલ્યો "જી, મારે તેજાબની જરૂર હતી, એટલા માટે હું એક મહિના પહેલાં સાયન્સ-રૂમમાંથી ચોરીને લઇ ગયો હતો."

પ્રિન્સિપાલને વાતમાં મઝા પડી. "એક મહિના પહેલાં?"

"જી હા."

"તો પછી અત્યાર સુધી એનો ઉપયોગ કેમ ના કર્યો?"

"કરી શક્યો નહિ."

"કેમ?"

"જ્યારે જ્યારે હું શીશી ઉઘાડતો હતો ત્યારે જીવ ગભરાઈ જતો હતો."

"શું થતું હતું?"

"હું એને પાછી બંધ કરી દઇ, કબાટમાં મૂકી દેતો હતો."

"પછી?"

"મનને શાંતિ મળતી જ ન હતી. હંમેશા મને એમ થયા કરતું હતું કે હું એક ખરાબ કામ કરી રહ્યો છું."

પ્રિન્સિપાલે યંત્રવત પૂછ્યું: 'અને આમ એક મહિનો વીતી ગયો?"

"જી હા, એક મહિનો વીતી ગયો. પણ હવે મારાથી રહી શકાયું નહિ. હું એને લઇ આવ્યો છું."

"મારી પાસે શા માટે લાવ્યો? ત્યાં જ મૂકી દેવી હતી ને કે જ્યાંથી તું લઇ ગયો હતો?"

"જી, એ તો પાછી ચોરી જ કરી કહેવાય ને!"

પ્રિન્સિપાલ મનમાં જ ખુશ થઇ ગયા. પ્રસન્નતાથી ગદગદ થઇ તેઓ બોલ્યા "તેં ઘણું જ સારું કામ કર્યું છે. હું તારાથી ઘણો જ ખુશ છું."

અને એમ કહી તેઓ તેમના કામમાં મંડી પડ્યા. પણ ભૂષણ હજી ત્યાં જ ઊભો હતો. પ્રિન્સિપાલસાહેબે ઊંચે જોઇ ફરીથી પૂછ્યું "કેમ? હવે શું છે?"

ભૂષણે શાંત મનથી કહ્યું "મને સજા તો મળી નહિ, સાહેબ!"

પ્રિન્સિપાલ હસી પડ્યા. બોલ્યા: "એક મહિના સુધી તું પશ્ચાત્તાપની આગમાં સળગી રહ્યો એ જ શું ઓછી સજા છે કે હું તને બીજી સજા કરું?"

અને તેઓ ફરીથી તેમના કામમાં ગૂંથાયા.

## [૩] સેવાભાવ

પ્લેગ જ્યારે પહેલીવાર ભારતમાં આવ્યો ત્યારની આ વાત છે. એક દિવસ મીરતમાં કોઈએ વાત ઉડાડી કે 'મુંબઇથી એક રોગિષ્ટ માણસ અહીં આવ્યો છે. એને ઉપરાઉપરી ઊલટીઓ થઇ રહી છે.'




બસ, બીજે જ દિવસથી શહેરમાં જાણે શેતાન નૃત્ય કરવા લાગ્યો. લાશોના ઢગલા થવા લાગ્યા. એવું લાગ્યું કે જાણે કાળ મનુષ્યનું નામનિશાન મટાડવાનું નક્કી કરીને બેઠો છે. લોકો ઘરબાર છોડી છોડીને નાસવા લાગ્યા. માને દીકરાની, પત્નીને પતિની અને દીકરાને બાપની ચિંતા રહી ન હતી. જ્યાં જુઓ ત્યાં દોડાદોડ ભાગાભાગ. કોઈ કોઈ જગાએ તો મુડદાની અંતિમ ક્રિયા કરનારું પણ કોઈ રહ્યું ન હતું.

તે જ દિવસોમાં બેંકર સ્ટ્રીટવાળા મુન્શીજીના ઘરમાં પણ રોગે દેખા દીધી, જાણે મૃત્યુ પ્રત્યક્ષ સામે આવીને ઊભું હતું.

જેવું નોકરે આવીને કહ્યું કે 'મને તાવ ચઢયો છે,' મુન્શીજી ગભરાઈ ગયા. એકદમ ઘરમાં જઈને તેમણે તેમની દીકરીને બૂમ મારીઃ "બેટી, જલ્દી કર, તારે અત્યારે જ અહીંથી જવાનું છે."

દીકરી સમજી નહિ, "કેમ બાપુ? અત્યારે કેમ?"

"રામુને ઊલટી થઈ છે."

"હેં...?" દીકરીની આંખો પહોળી થઈ ગઈ.

"જલ્દી કર બેટી, જલ્દી કર. બધા છોકરાંઓને લઈને પાછલે બારણેથી નીકળી જા. ચાલવા માંડ. જા."

અને તેઓ રામુની પાસે પહોંચ્યા. તે વારંવાર ઊલટી કરતો હતો અને કણસતો હતો. તેને માટે દવાનો બંદોબસ્ત કરવાનો હતો. તે બહાર ઝાડની નીચે સૂતો હતો અને મૃત્યુ તેના માથા પર નૃત્ય કરી રહ્યું હતું. મુન્શીજીએ એકવાર તેની તરફ જોયું અને પછી બહાર નીકળી ગયા. હકીમ તેમનો મિત્ર હતો. દવા લાવતાં બહુ વાર લાગી નહિ. પણ જ્યારે તેઓ દવા લઈને આવ્યા ત્યારે દીકરી તેમની રાહ જોઈ રહી હતી. તે એકદમ બોલીઃ "ચાલો બાપુ."

મુન્શીજીએ જાણે સાંભળ્યું જ નહિ. તેમણે રામુને દવા પાઈ, પછી કહ્યુંઃ "તું હજી અહીંજ છે? ગઈ નથી?"

ચકિત થતાં દીકરી બોલી "તમારા વગર?"

'હું! હું તો નહિ આવું'

"શું?" દીકરી ધ્રૂજી ઊઠીઃ "તમે નહિ આવો?"

"હા, દીકરી." મુન્શીજીએ શાંત શબ્દોમાં કહ્યું "સારી-જિંદગી રામુએ મારી સેવા કરી છે! મરતી વખતે હું એને છોડીને શી રીતે જઈ શકું!"

દીકરી ક્ષણવાર બાપુ સામે જોઈ રહી, પછી બોલીઃ "બરાબર છે બાપુ! તમે અહીં જ રહો, છોકરાઓને મૂકીને હું પણ હમણાં જ પાછી આવું છું."



## સૌન્દર્ય તો ત્યાં....

તને નિહાળી હતી તે દિનેથી
તારા વિના ના શકું કૈં નિહાળી.
સ્વર્ગીય ભાવો હળવેથી રંગતી.
સૌન્દર્ય આનન્દ તું આણતી રહી.
મૃત્યુ સમું સૌ દિસતું મને હતું
મૃત્યુ થયું'તું મુજ લાગણીનું.

શ્વાસોચ્છવાસો તુજ આવવાથી,
પ્રકાશને જિંદગીના પ્રસારથી.
પ્રકાશ આણ્યો નવચેતના ભર્યો,
આત્મા અધીરો કિરણો પ્રસારતો.
સૌન્દર્ય તો ત્યાં નિવસે સદાયે
વિશુદ્ધ જ્યાં પ્રેમ વહી રહે છે.

ભગીરથ મહેતા

[ Johan Henrich Kellgrenના એક કાવ્ય ઉપરથી ]

# મહુવા તાલુકાની જનતાની પરિસ્થિતિ

એમ. કોમ. મનુ મો. શાહ

**દારૂબંધી, ખાદીકાર્ય તથા હાળીપ્રથા (જમીનદારી)ને લક્ષ્યમાં રાખી કરેલા ક્ષેત્રકાર્યનો અહેવાલ.**

[વડોદરા રાજ્યમાં તા. ૪થી સપ્ટેંબર, ૧૯૪૮એ જવાબદાર રાજતંત્રની સ્થાપના થઈ ત્યારથી પ્રજાકીય સરકારે દારૂબંધી, ગ્રામપુનર્ઘટના, દુષ્કાળરાહત વગેરે રચનાત્મક પ્રવૃત્તિઓ ઉપાડી લીધેલી. દારૂબંધીની યોજનામાં, નવસારી પ્રાન્તના મહુવા તાલુકાને સંપૂર્ણ દારૂબંધીનો પ્રદેશ ઠગવવામાં આવ્યો હતો. વળી એ તાલુકામાં બે આશ્રમો દ્વારા ખાદીકામ પણ ઠીક ઠીક પ્રમાણમાં ચાલે છે. એટલે તાલુકાનું પ્રજાજીવન આજલગી કેવું હતું અને રચનાત્મક પ્રવૃત્તિઓની એના ઉપર શી અસર થયેલી તે તપાસ હાથ ધરવાનું સૂચન શ્રી. ચીતુભાઈ પૂ. શાહ તરફથી મને મળ્યું હતું. એટલે મારા મિત્ર ભાઈ વાસુદેવ પંડ્યાને લઈ મેં વડોદરા રાજ્યના મુંબઈ પ્રાન્તમાંના સંપૂર્ણ વિલીનીકરણ પૂર્વે, એ તાલુકાનાં ૬૯ ગામોમાંથી ૪૧ ગામોનો લગભગ પગપાળો પ્રવાસ ખેડેલો. એ ફેરણી દરમિયાન અમે સવાચારસો ભાઈબહેનોની મુલાકાત લીધેલી. એમાં અમને જે માહિતી મળેલી તેને આધારે આ અહેવાલ મેં તૈયાર કર્યો છે. તેમ કરતાં, બને ત્યાં સુધી, વ્યક્તિગત બનાવો છોડી દઈ સામાન્ય નિયમો તારવવા પ્રયાસ કર્યો છે. છતાં કનડગત, લુચ્ચાઈ, ચુસણનીતિ વગેરેના પ્રકારો, યોગ્ય હોય ત્યાં, સાચા સ્વરૂપે જોઈ શકાય—તેમ જ એ માટે ઉપાયો યોજી શકાય—એ માટે ચાર-પાંચ પ્રસંગવર્ણન આપવાં પડ્યાં છે. વ્યક્તિઓના સંબંધમાં એ પ્રસંગોનો વિચાર ન કરતાં, એ પાછળ કામ કરી રહેલા માનસનો વિચાર કરવામાં આવશે એવી અપેક્ષા રાખવામાં આવે છે. સાથે જ, રચનાત્મક પ્રવૃત્તિઓની ગતિ વધારવાના ઉપાયો પણ સૂચવ્યા છે.]

### પ્રદેશ

વડોદરા રાજ્યનો મહુવા તાલુકો નવસારી પ્રાન્તમાં આવેલો છે. તેની આસપાસ પૂર્વથી ઉત્તર થઈ પશ્ચિમની અડધી સરહદ સુધી વીંટળાતો હિન્દી સંઘનો બારડોલી જિલ્લો આવેલો છે. પૂર્વથી છ એક માઈલની સરહદે વ્યારા તાલુકો અડકે છે અને ત્યાંથી વાંસદાવાળો વિભાગ શરૂ થાય છે. પશ્ચિમ તરફનો બાકીનો ભાગ પાલનપુર અને ચીખલીની મર્યાદારેખા બાંધે છે.

તાલુકામાં ત્રણ મોટી નદી વહે છે. ઉત્તરમાં પૂર્ણા, મધ્યમાં અંબિકા અને નીચે કાવેરી. આ પ્રદેશ જંગલો અને ખેતરોનો પ્રદેશ કહી શકાય. આ વિસ્તારમાં સ્ટેશનમાં માત્ર અનાવલ જ છે.

અનાવલથી મહુવા, નવસારી અને ત્યાંથી વ્યારા સુધી મોટર સર્વિસ છે. જંગલોના પ્રદેશમાં સડકો કાં તો જંગલો કોરી કાઢી બનાવી છે, કાં તો જંગલની કોરો બંધાવી છે. બાકીનો વહેવાર ગધેડા મારફત ચાલે છે.

તાલુકામાં મહુવા સમેત કુલ ૬૯ ગામડાં છે. ગુજરાતનાં ગામડાં અને અહીંનામાં તફાવત ઘણો છે. અહીં ગામડાં છુટાંછવાયાં છે. ઘરો પોતપોતાનાં ખેતરોમાં જ હોય છે. અનાવલ, છુટવાડા, વલવાડા કરચલિયા, લસણપુર, મહુવા જેવાં ગામોમાં જ વસ્તી જુથમાં રહે છે. ગાંગડીયાં જેવાં ગામ પાઘડીપટે પથરાયેલાં છે. ગાંગડીઆનો વિસ્તાર ત્રણ માઈલનો હશે પણ વસ્તી માત્ર બે હજાર માણસોની છે. નાની ખરીદી માટે ય બહારગામ જવું પડે.

તાલુકાની કુલ વસ્તી ૫૭૦૦૦ની છે. તેમાં ૪૫૦૦૦ના અંદાજે રાનીપરજ તથા આદિવાસીઓ છે અને બાકીના ૧૨૦૦૦માં સુથાર, લુહાર, મોચી, ભાવસાર, કણબી વગેરેનો સમાવેશ થાય છે. રાની-પરજમાં ઢોડિયા, ચોધરા, નાયકા, દુબળા અને કોળી આવી જાય છે. ઉપરાંત કુંકણા અને કોળથા નામક જંગલમાં વસતી કોમો પણ અહીંનાં ઘણાં ગામોમાં મળી આવે છે. ઉજળિયાત કોમો પાસે ઠીક સંપત્તિ હોય છે. પારસીઓ અને જમીનદારોનો વર્ગ પૈસાદાર ગણાય છે. રાનીપરજમાં પણ કેટલાક ઢોડિયા અને ચોધરા જમીન જાગીરોવાળા છે ખરા. પણ તેમની સંખ્યા જૂજ છે, વસ્તીની લગભગ ૫૦ ટકા પોતાની થોડીક જમીન સાથે ભાગે કે ગણોતે જમીન ખેડી જીવન ગુજારો કરે છે. લગભગ ૨૦ ટકાથી ૨૫ ટકા

વિષ્ણુ પ્રભાકર
અનુ૦ હરીશ નાયક

## [૧] ક્ષમા

ગાઈ શતાબ્દીમાં ડોરા નામની એક પ્રસિદ્ધ નર્સ થઇ ગઇ છે. એ જે શહેરની હોસ્પીટલમાં નોકરી હતી એ શહેરના કેટલાક નાગરિકો નર્સોને ખૂબ જ ધિક્કારતા હતા. તે લોકો એમને રોમન કેથોલિક સમજતા હતા અને એટલે જ નર્સો ત્યાં રહે એ તેમને ગમતું ન હતું.

લોકો નર્સને એટલા ધિક્કારતા હતા કે ડોરાને માટે રસ્તામાં ચાલતા જવું પણ જોખમકારક થઇ પડયું. નાગરિકો એની મશ્કરી જ નહિ કરતા પણ કોઇ કોઇવાર તો હાથ પણ ઉપાડતા હતા. એકવાર જ્યારે ડોરા એક રસ્તેથી પસાર થઇ રહી હતી ત્યારે એક યુવકે બૂમ પાડી કહ્યું, 'જુઓ, જુઓ, પેલી દુર્ભાગ્યની મૂર્તિ જઇ રહી છે. હું એને કોઈપણ હિસાબે અહીં રહેવા દેવાનો નથી.' અને એમ કહેતાંની સાથે જ તેણે એક મોટો પથ્થર લઇ જોરથી ડોરા તરફ ફેંક્યો. પથ્થર ડોરાના માથામાં વાગ્યો. તરત જ લોહીની શેરો નીકળવા માંડી અને કપડાં રંગાવા માંડયાં. પણ તે પહેલાંની જેમ ચુપ જ રહી. એક શબ્દ પણ બોલ્યા ચાલ્યા વગર તે હોસ્પીટલમાં જતી રહી.

આ વાત વીત્યાને થોડક જ દિવસો પસાર થયા હશે ને એક દિવસ એકાએક અહીંની જ કોલસાની ખાણમાં એક જોરથી ધડાકો થયો. જે મજૂરો અહીં કામ કરી રહ્યા હતા તેમને સખત વાગ્યું. તેમને તરત જ હોસ્પીટલમાં ખસેડવામાં આવ્યા. ડોરા અને એની સહેલીઓ મન દઇ ઘાયલોની સારવાર કરવા મંડી પડી. તેમણે પોતાના અખૂટ સ્નેહની વર્ષાથી અને પોતાની સેવાથી તેમનાં મન જીતી લીધાં.

હવે એ પશ્ચાત્તાપની આગમાં સળગી જવા લાગ્યા. તે લોકો આ નર્સોને હંમેશાં ગાળો જ દેતા હતા. આ બધામાં પેલો યુવક પણ હતો જેણે એક દિવસ ડોરા પર પથ્થર ફેંક્યો હતો. તે ડોરાને ઘણી જ સારી રીતે ઓળખતો હતો. તેના મારેલા પથ્થરનું નિશાન હજી ડોરાના માથામાં કાયમ હતું. તે યુવક આ નિશાનને જોતો અને ખૂબ જ શરમાઇ જતો. આત્મગ્લાનિને કારણે એનું મોઢું પડી જતું, અને તે ડુસકે ડુસકે રડી પડતો. પણ તે એમ જાણતો હતો કે ડોરા તેને ઓળખતી નથી, કારણ ઓળખતી હોત તો આટલી સેવા શા માટે કરત? પથ્થરનાં બદલામાં એને સ્નેહ મળશે એ કલ્પના પણ એ કરી શકતો ન હતો. પણ જેમ જેમ ડોરાનો પ્રેમ વધતો ગયો તેમ તેમ એના દિલમાં પશ્ચાત્તાપની આગ પણ વધતી જ ગઇ.

આખરે એક દિવસ તે રહી શકયો નહિ. તેણે ડોરાનો હાથ પકડી લીધો અને રડવા મંડી પડયો. ડોરા હંમેશની જેમ શાંત પણ સ્નેહભર્યા શબ્દોમાં બોલી, 'શું થયું? તમે રડો છો કેમ? તમને કંઇ દુઃખ છે?'

યુવકના મોઢામાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ. કેવળ એની ભાવના એની આંખોમાંથી ડોકિયાં કરી રહી હતી. ડોરા એની પાસે બેસી ગઇ અને એના માથા પર હાથ ફેરવવા લાગી. તે ચુપ-ચાપ સૂઈ રહ્યો જ્યારે તેનાં આંસુ ઓછાં થયાં ત્યારે તે બોલ્યો, 'ડોરા!'

'કહો, શું છે?'

'તમે મને ઓળખો છો?'

'હા, ઓળખું છું.' ડોરા હસતાં હસતાં બોલી, 'તમે કોલસાની ખાણમાં નોકરી કરો છો.'

'નહિ નહિ.' યુવક વ્યગ્રતાથી બોલ્યો, 'તમે મને નથી ઓળખતા. હું...હું તો એ જ યુવક છું, જેણે તમને પથ્થર માર્યો હતો.'

ડોરાએ હસતાં હસતાં કહ્યું 'એ પણ હું જાણું છું, જે વખતે તમને અંદર લાવવામાં આવ્યા હતા તે જ વખતે હું તમને ઓળખી ગઇ હતી.'

"શું...?" યુવકની જીભ થોથરાઇ ગઈ "એ બધું જાણવા છતાં તમે મારી આટલી સેવા કરી?"





## [૨] પશ્ચાત્તાપ

ભૂષણે ઓરડામાં હિંમતથી પ્રવેશ કર્યો. એના હાથમાં તેજાબની શીશી હતી. આગળ વધી તેણે શીશી પ્રિન્સિપાલના ટેબલ પર મૂકી દીધી. પ્રિન્સિપાલે ઊંચું જોઇ પૂછ્યું : "શું છે?"

"તેજાબની શીશી."

"તેજાબની શીશી! મેં તને ક્યારે તેજાબ લાવવા કહ્યું?"

"જી, તમે તો નો'તું કહ્યું. પણ..." ભૂષણ આગળ કહી શક્યો નહિ.

"તો પછી લાવ્યો શું કામ?" પ્રિન્સિપાલનું કુતુહલ વધતું જતું હતું.

"જી..." ભૂષણ પોતાનું બધું સાહસ એકઠું કરતાં બોલ્યો "જી...હું એને ચોરીને લઇ ગયો હતો."

જાણે વીજળી પડી. પ્રિન્સિપાલે હાથમાંથી કલમ મૂકી દીધી અને ધ્યાનથી ભૂષણ તરફ જોયું. ભૂષણ નીચી નજરે કરી ઊભો હતો. પ્રિન્સિપાલને વિશ્વાસ બેસતો ન હતો. તેમણે પૂછ્યું:

"શું કહે છે તું?"

ભૂષણ હવે પૂરતો સ્વસ્થ થયો હતો. તે બોલ્યો "જી, મારે તેજાબની જરૂર હતી, એટલા માટે હું એક મહિના પહેલાં સાયન્સ-રૂમમાંથી ચોરીને લઇ ગયો હતો."

પ્રિન્સિપાલને વાતમાં મઝા પડી. "એક મહિના પહેલાં?"

"જી હા."

"તો પછી અત્યાર સુધી એનો ઉપયોગ કેમ ના કર્યો?"

"કરી શક્યો નહિ."

"કેમ?"

"જ્યારે જ્યારે હું શીશી ઉઘાડતો હતો ત્યારે જીવ ગભરાઇ જતો હતો."

"શું થતું હતું?"

"હું એને પાછી બંધ કરી દઇ, કબાટમાં મૂકી દેતો હતો."

"પછી?"

"મનને શાંતિ મળતી ન હતી. હંમેશા મને એમ થયા કરતું હતું કે હું એક ખરાબ કામ કરી રહ્યો છું."

પ્રિન્સિપાલે યંત્રવત પૂછ્યું: 'અને આમ એક મહિનો વીતી ગયો?''

"જી હા, એક મહિનો વીતી ગયો. પણ હવે મારાથી રહી શકાયું નહિ. હું એને લઇ આવ્યો છું."

"મારી પાસે શા માટે લાવ્યો? ત્યાં જ મૂકી દેવી હતી ને કે જ્યાંથી તું લઇ ગયો હતો?"

"જી, એ તો પાછી ચોરી જ કરી કહેવાય ને!"

પ્રિન્સિપાલ મનમાં જ ખુશ થઇ ગયા. પ્રસન્નતાથી ગદ્‌ગદ થઇ તેઓ બોલ્યા "તેં ઘણું જ સારું કામ કર્યું છે. હું તારાથી ઘણો જ ખુશ છું."

અને એમ કહી તેઓ તેમના કામમાં મંડી પડ્યા. પણ ભૂષણ હજી ત્યાં જ ઊભો હતો. પ્રિન્સિપાલસાહેબે ઊંચે જોઇ ફરીથી પૂછ્યું "કેમ? હવે શું છે?"

ભૂષણે શાંત મનથી કહ્યું "મને સજા તો મળી નહિ, સાહેબ!"

પ્રિન્સિપાલ હસી પડ્યા. બોલ્યા: "એક મહિના સુધી તું પશ્ચાત્તાપની આગમાં સળગી રહ્યો એ જ શું ઓછી સજા છે કે હું તને બીજી સજા કરું?"

અને તેઓ ફરીથી તેમના કામમાં ગૂંથાયા.

## [૩] સેવાભાવ

પ્લેગ જ્યારે પહેલીવાર ભારતમાં આવ્યો ત્યારની આ વાત છે. એક દિવસ મીરતમાં કોઇએ વાત ઉડાડી કે 'મુંબઇથી એક રોગિષ્ટ માણસ અહીં આવ્યો છે. એને ઉપરાઉપરી ઊલટીઓ થઇ રહી છે.'




બસ, બીજે જ દિવસથી શહેરમાં જાણે શેતાન નૃત્ય કરવા લાગ્યો. લાશોના ઢગલા થવા લાગ્યા. એવું લાગ્યું કે જાણે કાળ મનુષ્યનું નામનિશાન મટાડવાનું નક્કી કરીને બેઠો છે. લોકો ઘરબાર છોડી છોડીને નાસવા લાગ્યા. માને દીકરાની, પત્નીને પતિની અને દીકરાને બાપની ચિંતા રહી ન હતી. જ્યાં જુઓ ત્યાં દોડાદોડ ભાગાભાગ. કોઈ કોઈ જગાએ તો મુડદાની અંતિમ ક્રિયા કરનારું પણ કોઇ રહ્યું ન હતું.

તે જ દિવસોમાં એંકર સ્ટ્રીટવાળા મુન્શીજીના ઘરમાં પણ રોગે દેખા દીધી, જાણે મૃત્યુ પ્રત્યક્ષ સામે આવીને ઊભું હતું.

જેવું નોકરે આવીને કહ્યું કે 'મને તાવ ચઢયો છે,' મુન્શીજી ગભરાઇ ગયા. એકદમ ઘરમાં જઇને તેમણે તેમની દીકરીને બૂમ મારીઃ "બેટી, જલ્દી કર, તારે અત્યારે જ અહીંથી જવાનું છે."

દીકરી સમજી નહિ, "કેમ બાપુ ? અત્યારે કેમ ?"

"રામુને ઊલટી થઇ છે."

"હેં...?" દીકરીની આંખો પહોળી થઈ ગઈ.

"જલ્દી કર બેટી, જલ્દી કર. બધા છોકરાંઓને લઇને પાછલે બારણેથી નીકળી જા. ચાલવા માંડ. જા."

અને તેઓ રામુની પાસે પહોંચ્યા. તે વારંવાર ઊલટી કરતો હતો અને કણસતો હતો. તેને માટે દવાનો બંદોબસ્ત કરવાનો હતો. તે બહાર ઝાડની નીચે સૂતો હતો અને મૃત્યુ તેના માથા પર નૃત્ય કરી રહ્યું હતું. મુન્શીજીએ એકવાર તેની તરફ જોયું અને પછી બહાર નીકળી ગયા. હકીમ તેમનો મિત્ર હતો. દવા લાવતાં બહુ વાર લાગી નહિ. પણ જ્યારે તેઓ દવા લઇને આવ્યા ત્યારે દીકરી તેમની રાહ જોઇ રહી હતી. તે એકદમ બોલીઃ "ચાલો બાપુ "

મુન્શીજીએ જાણે સાંભળ્યું જ નહિ. તેમણે રામુને દવા પાઇ, પછી કહ્યુંઃ "તું હજી અહીં જ છે ? ગઈ નથી ?"

ચકિત થતાં દીકરી બોલી "તમારા વગર ?"

'હું ! હું તો નહિ આવું'"

"શું ?" દીકરી ધ્રૂજી ઊઠીઃ "તમે નહિ આવો ?"

"હા, દીકરી." મુન્શીજીએ શાંત શબ્દોમાં કહ્યું "સારી જિંદગી રામુએ મારી સેવા કરી છે ! મરતી વખતે હું એને છોડીને શી રીતે જઇ શકું !"

દીકરી ક્ષણવાર બાપુ સામે જોઇ રહી, પછી બોલીઃ "બરાબર છે બાપુ ! તમે અહીં જ રહો, છોકરાઓને મૂકીને હું પણ હમણાં જ પાછી આવું છું."



## સૌન્દર્ય તો ત્યાં....

તને નિહાળી હતી તે દિનેથી
તારા વિના ના શકું કૈં નિહાળી.
સ્વર્ગીય ભાવો હળવેથી રંગતી.
સૌન્દર્ય આનન્દ તું આણતી રહી.
મૃત્યુ સમું સૌ દિસતું મને હતું
મૃત્યુ થયું'તું મુજ લાગણીનું.

શ્વાસોચ્છવાસો તુજ આવવાથી,
પ્રકાશને જિંદગીના પ્રસારથી.
પ્રકાશ આવ્યો નવચેતના ભર્યો,
આત્મા અધીરો કિરણો પ્રસારતો.
સૌન્દર્ય તો ત્યાં નિવસે સદાયે
વિશુદ્ધ જ્યાં પ્રેમ વહી રહે છે.

ભગીરથ મહેતા

[ Johan Henrich Kellgrenના એક કાવ્ય ઉપરથી ]

# મહુવા તાલુકાની જનતાની પરિસ્થિતિ

મનુ મો. શાહ એમ. કૉમ.

**દારૂબંધી, ખાદીકાર્ય તથા હાળીપ્રથા (જમીનદારી)ને લક્ષ્યમાં રાખી કરેલા ક્ષેત્રકાર્યનો અહેવાલ.**

[વડોદરા રાજ્યમાં તા. ૪થી સપ્ટેંબર, ૧૯૪૮એ જવાબદાર રાજતંત્રની સ્થાપના થઈ ત્યારથી પ્રજાકીય સરકારે દારૂબંધી, ગ્રામપુનર્ઘટના, દુષ્કાળરાહત વગેરે રચનાત્મક પ્રવૃત્તિઓ ઉપાડી લીધેલી. દારૂબંધીની યોજનામાં, નવસારી પ્રાન્તના મહુવા તાલુકાને સંપૂર્ણ દારૂબંધીનો પ્રદેશ ઠરાવવામાં આવ્યો હતો. વળી એ તાલુકામાં બે આશ્રમો દ્વારા ખાદીકામ પણ ઠીક ઠીક પ્રમાણમાં ચાલે છે. એટલે તાલુકાનું પ્રજાજીવન આજસુધી કેવું હતું અને રચનાત્મક પ્રવૃત્તિઓની એના ઉપર શી અસર થયેલી તે તપાસ હાથ ધરવાનું સૂચન શ્રી. ચીનુભાઈ પૂ. શાહ તરફથી મને મળ્યું હતું. એટલે મારા મિત્ર ભાઈ વાસુદેવ પંડ્યાને લઈ મેં વડોદરા રાજ્યના મુંબઈ પ્રાન્તમાંના સંપૂર્ણ વિલીનીકરણ પૂર્વે, એ તાલુકાનાં ૬૯ ગામોમાંથી ૪૧ ગામોનો લગભગ પગપાળો પ્રવાસ ખેડેલો. એ ફેરણી દરમિયાન અમે સવાચારસો ભાઈબહેનોની મુલાકાત લીધેલી. એમાં અમને જે માહિતી મળેલી તેને આધારે આ અહેવાલ મેં તૈયાર કર્યો છે. તેમ કરતાં, બને ત્યાં સુધી, વ્યક્તિગત બનાવો છોડી દઈ સામાન્ય નિયમો તારવવા પ્રયાસ કર્યો છે. છતાં કનડગત, લુચ્ચાઈ, ચુસણનીતિ વગેરેના પ્રકારો, યોગ્ય હોય ત્યાં, સાચા સ્વરૂપે જોઈ શકાય—તેમ જ એ માટે ઉપાયો યોજી શકાય—એ માટે ચાર-પાંચ પ્રસંગવર્ણન આપવાં પડ્યાં છે. વ્યક્તિઓના સંબંધમાં એ પ્રસંગોનો વિચાર ન કરતાં, એ પાછળ કામ કરી રહેલા માનસનો વિચાર કરવામાં આવશે એવી અપેક્ષા રાખવામાં આવે છે. સાથે જ, રચનાત્મક પ્રવૃત્તિઓની ગતિ વધારવાના ઉપાયો પણ સૂચવ્યા છે.]

### પ્રદેશ

વડોદરા રાજ્યનો મહુવા તાલુકો નવસારી પ્રાન્તમાં આવેલો છે. તેની આસપાસ પૂર્વથી ઉત્તર થઈ પશ્ચિમની અડધી સરહદ સુધી વીંટળાતો હિન્દી સંઘનો બારડોલી જિલ્લો આવેલો છે. પૂર્વથી છ એક માઈલની સરહદે વ્યારા તાલુકો અડકે છે અને ત્યાંથી વાંસદાવાળો વિભાગ શરૂ થાય છે. પશ્ચિમ તરફનો બાકીનો ભાગ પાલનપુર અને ચીખલીની મર્યાદારેખા બાંધે છે.

તાલુકામાં ત્રણ મોટી નદી વહે છે. ઉત્તરમાં પૂર્ણા, મધ્યમાં અંબિકા અને નીચે કાવેરી. આ પ્રદેશ જંગલો અને ખેતરોનો પ્રદેશ કહી શકાય. આ વિસ્તારમાં સ્ટેશનમાં માત્ર અનાવલ જ છે.

અનાવલથી મહુવા, નવસારી અને ત્યાંથી વ્યારા સુધી મોટર સર્વિસ છે. જંગલોના પ્રદેશમાં સડકો કાં તો જંગલો કોરી કાઢી બનાવી છે, કાં તો જંગલની કોરો બંધાવી છે. બાકીનો વહેવાર ગધેડા મારફત ચાલે છે.

તાલુકામાં મહુવા સમેત કુલ ૬૯ ગામડાં છે. ગુજરાતનાં ગામડાં અને અહીંનામાં તફાવત ઘણો છે. અહીં ગામડાં છુટાંછવાયાં છે. ઘરો પોતપોતાનાં ખેતરોમાં જ હોય છે. અનાવલ, બુટવાડા, વલવાડા કરચલિયા, લસણપુર, મહુવા જેવાં ગામોમાં જ વસતી જુથમાં રહે છે. ગામડીઓ જેવાં ગામ પાધડીપટે પથરાયેલાં છે. ગાંગડીઆનો વિસ્તાર ત્રણ માઈલનો હશે પણ વસતી માત્ર બે હજાર માણસોની છે. નાની ખરીદી માટે ય બહારગામ જવું પડે.

તાલુકાની કુલ વસતી ૫૭૦૦૦ની છે. તેમાં ૪૫૦૦૦ના અંદાજે રાનીપરજ તથા આદિવાસીઓ છે અને બાકીના ૧૨૦૦૦માં સુથાર, લુહાર, મોચી, ભાવસાર, કણબી વગેરેનો સમાવેશ થાય છે. રાની-પરજમાં ઢોડિયા, ચોધરા, નાયકા, દુબળા અને કોળી આવી જાય છે. ઉપરાંત કુંકણા અને કોળથા નામક જંગલમાં વસતી કોમો પણ અહીંનાં ઘણાં ગામોમાં મળી આવે છે. ઉજળિયાત કોમો પાસે ઠીક સંપત્તિ હોય છે. પારસીઓ અને જમીનદારોનો વર્ગ પૈસાદાર ગણાય છે. રાનીપરજમાં પણ કેટલાક ઢોડિયા અને ચોધરા જમીન જાગીરોવાળા છે ખરા. પણ તેમની સંખ્યા જૂજ છે, વસતીની લગભગ ૫૦ ટકા પોતાની થોડીક જમીન સાથે ભાગે કે ગણોતે જમીન ખેડી જીવન ગુજારો કરે છે. લગભગ ૨૦ ટકાથી ૨૫ ટકા



જમીન વિના માત્ર મજૂરી કરી કે જમીનદારને ત્યાં હાળી તરીકે રહી પેટિયું રળે છે. દરેક ગામમાં રાનીપરજ કોમ છે; માત્ર એનું પ્રમાણ વધતું ઓછું હોય છે. અનાવલની આજુબાજુ ને છેક ઉમરા સુધી ઢોડિયા, નડધરા તરફ ચોધરા, બીલખડી, દેદવાસણ તરફ દુબળા નાયકા એમ પ્રમાણ વધુ છે.

### રહેઠાણ

ગામડાં જૂથબંધી નથી હોતાં. ઘરો કાં તો પોતાની ઉપર હોય છે કે કાં તો ભાગની જમીન ઉપર. આથી ચોખ્ખી હવા મળે, ખેતરો સચવાય ને શાંતિથી રહેવાય. અને આ તરફ છૂટીછવાયી વસ્તીમાં પણ સંગઠન સારું છે. ચોરીલુંટના બનાવો સંભળાતા નથી. પ્રજા ભોળી ને તેથી સુધરેલાઈ ઓછી છે એનું આ સારું પરિણામ છે.

ઘર કમઠાડાં(વાંસ) અને ગારાનાં બનાવેલાં હોય છે. લગભગ અડધોઅડધ વસ્તી શેરડીનાં રાડાં અને કપાસનાં કરાંઠાંથી છાયેલી છાપરીઓમાં રહેતી હશે. છાપરીઓમાંથી પોણા ભાગની સંખ્યા એકઓરડિયા (અં. સીંગલ ટેનેમેન્ટ) હશે. એમાં એક માટીની દિવાલ ઉંચી કરી રસોડું જુદું પાડવામાં આવે છે. બાકીનામાં બે ઓરડા જેવો ચોરસ આકાર પડે છે. એક તરફ ઢોરો માટે મમાણ ને બીજી તરફ રહેઠાણ તથા રસોડું. કેટલીકવાર ભીંતો ને છાજ ખજુરીનાં ડાળખામાંથી છાઈ લેવામાં આવે છે. કેટલાંયે માણસો ખુલ્લા માંડવા તળે સુઈ જાય છે. જંગલ પ્રદેશનાં હિંસક પ્રાણીઓ ને જીવજંતુ રોગનો ભોગ પણ બને છે.

રાચરચીલામાં બેત્રણ પાણીનાં માટલાં, રાંધવાનાં વાસણો ધતુનાં કે કાદવનાં, એક બે ખાટલીઓ, ઉપર પાથરવાની સાદડીઓ ને એકાદ બદલવાનાં લુગડાંની જોડ. આ સામાન્ય માણસની સોગાદ જણાય છે. જરા વધુ સદ્ધર હોય તેને ત્યાં ઘોડિયું, ખાંડણી-પરાળ, ઘંટી ને રાશપરોણા હોય છે. ગોદડીગોદડાંના સ્વાદ તો નસીબદારોને સોંપ્યા જણાય છે. કોઈને ત્યાં નદીમાં તરવાનાં તુંબડાં ને માછલી પકડવાની જાળો જોવા મળે છે. છાપરું આપણી કેડે આવે એટલું નીચું હોય છે. બારી કે તાકું મળે જ નહીં. આપણા જેવાં આ નહીં રાખવાના કારણમાં જંગલી પ્રાણીઓથી બચાવનું, મોટા થાંભલા ન મળતા હોવાનું અને છાપરાં છુટાં હોવાથી ઊડી જવાનું જણાવવામાં આવે છે.

### ઉપાયો

૧. વાવાઝોડું થી લોકો બીતા નથી. છતાં પ્રસંગ આવ્યે એ તક સાધી જાય ઢોરઢાંખરને ખાસ કરીને સાચવવાનાં હોય છે. ચોમાસામાં એરુઝાંઝર ને જીવાત તદ્દન નીચાણનાં આ મકાનોમાં ત્રાસ ફેલાવી શકે છે. કંઈ સગવડો પણ નથી હોતી. એટલે નિદાન નક્કર ઈંટના પાયા ઉપર વાંસની બનાવેલી, વિલાયતી નળિયાં તથા બારીબારણાં, તાકા ખુંટીઓ વગેરે સગવડોવાળી એક કરતાં વધુ ઓરડીવાળા ઝૂંપડાઓ જનતાને મળે એવી વ્યવસ્થા થવી જોઈએ. આ માટે ઝુંપડીઓ બાંધનારી સહકારી મંડળીઓ દ્વારા ધીરાણ થાય. શ્રીમંત સરકાર પણ તગાવી આપે. બચત અને ધીરાણમંડળીઓ પણ આ માટે લોનો આપે. મંડળીઓ જાતે જ સાદાં ને સસ્તા મકાનોનું બાંધકામ હાથમાં લે તો કિંમત ઘણી ઓછી થાય અને સવલતો મળે.

૨. પારકી જમીન ખેડ માટે લીધી હોય એ ઉપર છાપરીઓ બંધાય છે. અત્યાર લગી એ ચાલતું હતું. પણ જમીનદારોએ કબજા માટે નોટિસો આપી છે. એ કબજા એમને સોંપાય તો એ વસ્તીના રહેઠાણનો પ્રશ્ન વિકટ બને. કબજાને અંગે નહીં પણ એવા જ કારણે ઉમરામાં શેરડીના વાવેતર માટે સળંગ જમીન સરકારે કબજે કરી ખાંડ, ગોળ બનાવનાર કંપનીને આપેલી ત્યારે ઘણાં છાપરાં આ રીતે નીકળી ગયેલાં અને ગરીબ પ્રજા ખાડામાં ઊતરી ગયેલી. આમ ન થાય તે જોવું રહ્યું.

૩. જેમને પોતાની જમીન ન હોય તેમને ઘર જેટલી જમીન સરકારી પડતર જમામાંથી સસ્તામાં વેચાતી આપવી જોઈએ. અથવા કશા હક વિના એ ઉપર છાપરી બાંધવાની પરવાનગી આપવી જોઈએ.





૪. પ બ્રિયારાં તાડના થડનાં વહેરેલા અડધા ભાગનાં બનાવવામાં આવે છે. તે સારાં હોવા છતાં નીચે ચોકડી ન હોવાથી ભેજવાળું વાતાવરણ રહે છે, એ સુધરવું જોઈએ.

૫. નાવા માટે બહાર છુટા પથગ મૂકેલા છે, પણ એમને ઓથું હોતું નથી. અટલે શરીર ચોળીને ન નાતાં મેલ વગેરેમાંથી ચામડીના રોગો થાય છે. લાજમર્યાદાને અંગે સ્ત્રીઓને ખાસ કરાઠાં કે ખજુરીનાં પાન કે સેરડીના ગડાંના ઓથાં બનાવવામાં કંઇ ખર્ચ થતો નથી. એટલે સમજાવટની જરૂર છે. આથી ઘણા રોગોનો ફેલાવો અટકાવી શકાશે.

૬. આ સર્વ કરતાં વધારે મહત્ત્વનો કોયડો રસોડાંનો છે. ગણતર ઘરો કે છ.પરીઓ સિવાય બધે જ એ અંધારિયાં માલુમ પડયાં છે. મહુવરિયામાં તથા ભોરિયામા દસ દસ મકાનો આ ઇરાદે તપાસ્યાં હતાં. અલઘટમાં વીસ અને પુનામાં ત્રીસ ઘર જોયાં હતાં. એ બધામાં ત્રણેક મકાનો ઉજળિયાત કોમનાં સિવાય સર્વમાં રસોડાં અંધારાં હતાં. પુનામાં ત્રીસ ઘરનું, રસોડાના હતા. અજવાળાં મુજબ વર્ગીકરણ કરતાં ત્રણ ઘર પ્રથમ કક્ષાનાં, અગિયાર બીજીનાં, બાર ત્રીજીનાં અને ચાર છેલ્લીનાં જણાયાં હતાં. રસોડાં અંધારાં રાખવા પાછળ બિલાડું ન પેસી જાય, હવામાંથી બચાવ થાય વગેરે કારણો દર્શાવવામાં આવે છે. આ સાચાં નથી. અને આ આખો ય કોયડો સરળ ઉપાયથી ઉકેલાય તેમ છે એ એની ખૂબી છે. કમઠાડાં ગારાછાણુથી લીંપતી વેળાએ માત્ર ચાર છ કમઠાડાં લીંપ્યા વગરનાં રાખવાથી જાળીઓ બની જાય છે. રાનીપરજ પરિષદોમાં હંસાબાઇ અને કાગડીબાઇની મહુલીઓ દ્વારા સારાં ઘરો અંગે શિક્ષણ અપાય છે. છતાં ગામેગામ આવા સુધારાનો પ્રચાર થવો જોઇએ. પેટમાં ખાડા હોય તો આવા સુધારાને શું કરે એ વિચારશ્રેણી બરાબર નથી. આમાં આર્થિક શક્તિને કાંઇ લેવા દેવા નથી, નરી પામરતા ને આળસ જ આનાં મૂળ છે. એ ફગાવી દેવાવાં જ જોઇએ. આંખો બગડે, રોગો થાય, એરુ કરડે ને અકસ્માતો થાય તે સામે કંઇ પણ ખર્ચ વગર બચાતું હોય તો તે ઉપાય થવો જોઇએ જ.

ઉપરના મુદ્દા પ્રાથમિક જરૂરીઆતો ગણાય. માનવીના જીવન ઉપર રહેઠાણની અસર ઘણી છે એમાં બે મત નથી.

બાકી ઘરની સ્વચ્છતાની બાબતે, અણઘડ ગણાયેલ આ પ્રજા સુધરેલા મણાતાઓને ય શરમાવે એવી છે. ચરોતર ને કાનમ તરફની કોઢો સુધારવા માટે અહીંની ગમાણો નમૂનારૂપ છે.

### આવક અને ખોરાક

પ્રજાના ૮૦ ટકાની આવક માંડ જીવનગુજારા માટે પૂરતી થતી હશે. હાળીઓ અને સામાન્ય મજૂરી કરનાર વર્ગ તો અડધો ભૂખે જ મરે છે. સામાન્ય મજૂરી રોજના રૂા. ૦–૫–૦ થી રૂા. ૦–૧૨–૦ સુધીની હાલમાં મળે છે. હાળીઓને ભાતરી તરીકે બશેર જૂવાર ને એક ટંક ખાવાનું. કોઇ ઠેકાણે માત્ર શેર ભાતું તો કોઇ ઠેકાણે ભાતા ઉપરાંત રૂા. ૦–૮–૦ રોકડ મળે છે. ધણિયામાની પ્રકૃતિ ઉપર આનો આધાર રહે છે. એટલે જુવારનો રોટલો કે લોટનું લેડકું પાણીમાં લોટ ઓગાળી મીઠું નાખી તૈયાર કરવામાં આવેલી રાબ ને ડુંગળી, કડુચા વલ કે કોઇ શાક રોજનો ખોરાક છે. છાશની પણ આ તરફ અછત છે. જ્યાં ખાડીમાંથી માછલી પકડાય છે ત્યાં મચ્છી ને જ્યાં મરઘાં પળાય છે ત્યાં ઈંડા પણ તહેવારનો ખોરાક બનતો હોય છે. પણ આમ વરસમાં કોઇક દિવસ જ થતું હોવાથી શરીરને પોષક તત્ત્વો મળતાં નથી. બકરાં રાખનાર વેચવામાંથી વધતા દૂધનો વાપર રાખે છે ખરા પણ એક ઠેકાણે તો કોઈએ કરેલું કે અડધો મણ પાણીમાં અડધો શેર જુવારનો લોટ કે ભાત નાખી ગરીબોના પેટનો અગ્નિ હોલવે છે. આમાંની અતિશયતા બાદ કરતા આપણને એ કાળું ચિત્ર નગ્નરૂપે દેખાય છે. એક અહીંના કાર્યકર ભાઇએ પોતાના અનુભવ ઉપરથી તારવ્યું છે કે આ વર્ગમાં ૧૦૦ મરણ અને ૫૫ જન્મનો આશરો કઢાય. આનો ઉપાય બીજા ધંધા




ઉભા કરવામાં અને મજૂરીનો દર વધુ ઉંચી સપાટીએ નક્કી કરી આપવામાં જ રહેલો છે, આ કામ લાંબા ગાળાનું છે છતાં એટલું જ વધુમાં વધુ મહત્વનું છે. અનાજની આપબંધી અને સહકારી ભંડારોનું ખોલાણ ઠીક ઠીક રીતે ખોરાક બાજૂનું જીવનધોરણ વધારી શક્યું છે. અનાવલનાં અગિયાર ગામોનો ભંડાર ચાલે છે. કરચલિયા, ગુણસ્વેલ, નડધરા મહુવા વગેરે કેન્દ્રોમાં પણ સહકારી કે સરકારી દુકાનો ચાલે છે.એથી ગરીબ વર્ગને ફાયદો થાય છે.

### દારૂસેવન

પણ બીજી તરફ દારૂતાડીમાં પ્રજા પાયમાલ થઇ ગઇ છે. હિન્દ જેવા ખેતીપ્રધાન દેશના ખેડુતધનની ખુવારીનું પૂ. ગાંધીજીએ મૂળ પારખેલું. દારૂબંધીને એમણે રચાનાત્મક કાર્યોની યાદીમાં સ્થાન આપ્યું. અને મહુવા તાલુકાની પ્રજામાંથી પણ આ રોગ સદંતર નાબૂદ કરવા માટે એના કાર્યકરોએ બીડું ઝડપ્યું. દારૂતાડી ખુવારીનું ને સર્વ રોગોનું કારણ છે. એની સામે કાર્યકરોએ મોરચો માંડ્યો.

### ભૂમિકા

મહુવા તાલુકાની કાર્યકર્તાઓની સમિતિએ ઇ. સ. ૧૯૪૮ની શરૂઆતથી દારૂબંધી દાખલ કરવા માટે વિનંતિ કરતો ઠરાવ શ્રીમંત સરકારને પેશ કરેલો, પણ સમગ્ર રાજ્ય માટે એ પ્રશ્ન વિચારાતો હોવાથી નવેમ્બર માસમાં એની આશા બંધાઇ. ૧૭ પ્રતિનિધિઓનું એક મંડળ વડોદરા ગયું.

પ્રયોગ દાખલ આ પહેલાં અમરેલીમાં દારૂબંધી દાખલ કરવામાં આવી હતી. વળી, આ બાજુ મુંબઇ સરકારે ચાર વર્ષમાં પ્રાન્તને સૂકો બનાવવાની યોજના કરી હતી, તે મુજબ પડોશી બારડોલી તાલુકામાં પણ કાયદો અમલમાં આવી ગયો હતો. અને જે વસ્તી પછાત, અજ્ઞાન અને દારૂતાડીની ગરાડી ગણાતી હતી, તેણે જાતે સ્વેચ્છાપૂર્વક એની માગણી કરી હતી. એટલે પ્રજાનો ઉત્સાહ જારી રાખવા તથા એ રીતે સદ્ધરપણે દારૂના દૈત્યને વિદાય આપવા મહુવા તાલુકાનાં દારૂનાં પીઠાં તા. ૧–૧૨–૪૮થી બંધ કરવામાં આવ્યાં. ત્યાર પછી પખવાડિયામાં જ તાડીની દુકાનોએ પણ તાળાં લગાવી દેવામાં આવ્યાં.

દારૂબંધીના અમલ પહેલાં લગભગ ૭૫ ટકાથી ૮૦ ટકા વસ્તી દારૂનું સેવન કરતી એમ જણાય છે. જૈન વાણિયા અને કણબી જ્ઞાતિઓ આમાંથી બાકાત છે. મુસલમાન ભાઇઓમાં પણ દારૂ મૂળથી વર્જ્ય ગણાયેલો. આમ લોરિયા ગામમાં દારૂનો પ્રચાર ઘણો થોડો હતો. ઢોડિયા અને ચૌધરા જ્ઞાતિઓમાં ૫ વર્ષો થયાં નીચેનાં કારણોસર એથી દૂર હતા.

૧. સંવત ૧૯૭૮–૭૯ની સાલમાં કોઇ દેવીનું આગમન થયેલું. રાનીપ્રજા દેવીઓ, જોગણીઓ, ભૂતપ્રેતાદિમાં માને છે, એ દેવી સુસ હશે. એણે દારૂતાડી, માંસમિદી વગેરેને ફગાવી દેવાનો આદેશ આપ્યો. અને જનતાએ સ્વીકાર્યો. પાછળથી કેટલાંક કુટુંબોએ ફરી પાછું દેખાદેખી કે કોઇ લાલચે દારૂ પીવાનું શરૂ કર્યું, છતાં હાલમાં ૫થી ૭ ટકા કુટુંબો એવાં નીકળે કે જેમણે "દેવી વર્ષ"થી આ બધું ત્યાગ્યું છે. લગભગ દરેક ગામમાં આવી વસ્તી છે.

૨. પૂ ગાંધીજીની વિચારસરણીને અનુસરનાર એક જૂથ પેદા થયું, કોમ શિક્ષિત થતાં ભણેલાં ભાઇબહેનોએ પણ દારૂતાડી છોડવા માંડ્યાં હતાં.

૩. બેએક વર્ષ ઉપર અમદાવાદના રમણલાલજી મહારાજની આ પ્રદેશમાં પધરામણી થયેલી. ત્યારે આ તાલુકાનાં કેટલાંક ગામોમાંથી એમનાં અનુયાયીઓ બનેલા. રૂપવેલ (રાંયાવાડી સમેત), પાંચકાકડા (અનાવલ), વલવાડા વગેરે ગામોમાં ઘણાં કુટુંબોએ ત્યારથી માંસ મદીરાનો ત્યાગ કરેલો.

એટલે આ સિવાયની વસ્તી દારૂતાડી પીતી હતી. અહીંની ખાસિયત એ છે કે સ્ત્રીઓ પણ દારૂ પીતી હતી. ઉજળિયાત ગણાતી કોમો—ભાવસાર, સુથાર, મોચી, લુહાર, પારસી વગેરે કોમોમાં પણ આ બદી અતિશયતાના પ્રમાણમાં હતી. ગુણસ્વેલ અને વાવરા ગામોમાં ખાસ કરી આની વિગતો મળી છે.





### બદીના પ્રસારનાં કારણો

દારૂતાડીની બદીનો પ્રસાર અનેક સંયોગોનું પરિણામ છે.

૧. પહેલું કારણ તો દારૂતાડીનું કેફીપણું પોતે છે. એકવાર આ પીણાનો સ્વાદ ચાખ્યો એટલે ચાખેલ વાઘ પેઠે એ વ્યસન બનવાનું અને માનવી ગરાડી બની જવાનો. અહીં પણ તેમ જ છે. ૨. મૂળના અને હાલના આદિવાસીઓની આ વસ્તી છે. અનાર્ય સંસ્કૃતિના પરિપાક રૂપે ભૂતપ્રેત, માંસમદીરા વગેરે એમને વારસાથી ઉતરી આવેલા છે. એમના ધર્મનું એ સ્વરૂપ છે. ૩. આ પ્રદેશ તાડ અને ખજુરીનું વન ગણાય, એટલે કાચા માલની નજીકના દારૂના પ્રસારમાં ઘણો ભાગ ભજવે છે. ૪. જૂના વખતમાં આ પ્રદેશમાં જ્યારે નવીન વસવાટની યોજના શ્રી. સરકારે કરી ત્યારે પારસી અને વણિક કોમના સાહસિક ધનિકોએ અહીં અડ્ડો જમાવ્યો. દારૂની રેલમછેલ જમીનો પડાવવાનાં સાધન હોવાથી પ્રજાની એ કુટેવનો પણ વખત વીતતાં એમણે લાભ ઊઠાવવા માંડ્યો. ૫ સામ્રાજ્યવાદી અંગ્રેજ સરકારે ગરીબ અને ભોળી પ્રજાનું આ અજ્ઞાન તથા વ્યસનીપણું પીછાન્યું હતું. ઉપજ વધારવાને બહાને એણે ઠેર ઠેર દારૂનાં પીઠાં જમાવ્યાં. પારસી કોમે માત્ર ધનની લાલચે એ પીઠાં ઇજારે રાખ્યાં અને આમજનતાને એના પ્રચારમાં જકડી લીધી. આ માટે જે સાધન હાથ આવ્યું તેનો ઉપયોગ કરતાં એ અચકાઇ નથી. નડધરાના કઢૈયા ફળિયાનો એક પ્રસંગ આની સાબિતી આપે છે. પચાસેક વર્ષ ઉપર મહારી પટેલ નામના ચોધરા જમીનદારને ૩૦૦-૩૫૦ વીઘાં જમીન હતી. એમની ઊંચી હવેલી ગામેગામ પ્રખ્યાત હતી, એમણે ને એમના વારસોએ દારૂતાડીના જલસા ને નાચગુલતાનમાં બધી જમીન ખોઇ નાખી. આજે એમના બે છોકરા હાથેપગે થઇ રહ્યા છે.

### કાયદો અને દારૂબંધીની અસર

દારૂબંધી પહેલાં લગભગ પચીસ દુકાનો હતી ને પાંત્રીસેક તાડીની હતી. એમાંથી દારૂનો નાશ કરવામાં ત્રણ વિભાગને લેવાદેવા છે. પ્રજા (કાર્યકર્તાઓ), પીઠાંવાળા (પારસીઓ + જમીનદારો) અને શ્રી. સરકાર.

### [૧] પ્રજામાનસ

પ્રજાનો પ્રાણ દરૂ તળે દબાઇ ગયો હતો. ત્રણ-ચાર વર્ષમાં કાર્યકર્તાઓએ એ ઉખેડ્યો, પ્રજાનું માનસ પલટાઇ ગયું, અમે જ્યાં જ્યાં ફર્યા છીએ ત્યાં તદ્દન નીચલા થરની કહીએ તેવી અને ગરાડી સિવાયની સર્વ જનતાએ દરૂબંધીને આવકારી છે. એણે એક જ ટૂંકી વાત કરી હતી કે દારૂબધીથી એ ગંગા નાહ્યા હતા, તે હવે ફરીથી કદાપિ દારૂ દાખલ ન થાય તો એ આભારી થાય. "આ વર્ષે દુકાળ છે, પૂરૂં ખાવાનું તો મળતું નથી, ત્યાં દારૂને હવે શું કરવો છે?" નવેંબર, ૧૯૪૮માં ભરાયેલી દારૂબંધીની માગણી માટેની તાલુકાની પ્રજાની સભામાંની દસહજારની મેદની પ્રજાજાગૃતિની નિશાની છે. એકલું એ ઉમેરે છે કે પહેલાં ફરજિયાત ત્યાગ નહોતો કરાતો. આજે ફરજિયાત રીતે પણ એમાંથી છુટ્યાં છીએ. મહુડાં ઉકી ગયા પછી દારૂબંધી ન આવી એટલે પ્રજા મહુડાં એકઠાં ન કરી શકી, આથી ગુના ઓછા થયા અને પ્રજાની તાકાત વધી.

### દારૂતાડીના ખર્ચની બચત

આ વર્ષે અનાવૃષ્ટિને લીધે પાક બરાબર ઉતર્યો નથી એટલે બચતમાં કંઇ જણાતું નથી, છતાં દારૂ પીવામાં જતો પૈસો બચતાં આ વર્ષે એટલી રકમનું દેવું ન થયું એ પણ બચતનો એક પ્રકાર જ છે ને? વળી આમ બચતી રકમ કેટલાક સારો ખોરાક મેળવવામાં, શાકભાજી ને કપડાં ખરીદવામાં, તો કેટલાક દેવું વાળવામાં અને બીજા ઘરના છાપરા ચળાવવામાં વાપરે છે. કોઇએ ઢોરઢાંખર ને ખેતીનો સામાન લાવ્યાનું જણાવ્યું હતું. નડધરામાં દારૂબંધીના અમલ પછી બચતમંડળી શરૂ કરવામાં આવી છે. આજ લગીમાં તેમાં ૪૨ સભાસદો છે ને તા. ૧-૨-૪૯એ એનું રૂ. ૬૦નું બચતભંડોળ હતું. ઉપરાંત રેંટિયા પ્રવૃત્તિ પણ વધી છે.



જમીન વિના માત્ર મજૂરી કરી કે જમીનદારને ત્યાં હાળી તરીકે રહી પેટિયું રળે છે. દરેક ગામમાં રાનીપરજ કોમ છે; માત્ર એનું પ્રમાણ વધતું ઓછું હોય છે. અનાવલની આજુબાજુ ને છેક ઉમરા સુધી ઢોડિયા, નડધરા તરફ ચોધરા, બીલખડી, દેહવાસણ તરફ દુબળા નાયકા એમ પ્રમાણ વધુ છે.

### રહેઠાણ

ગામડાં જૂથબંધી નથી હોતાં. ઘરો કાં તો પોતાની ઉપર હોય છે કે કાં તો ભાગની જમીન ઉપર. આથી ચોખ્ખી હવા મળે, ખેતરો સચવાય ને શાંતિથી રહેવાય. અને આ તરફ છુટીછવાયી વસ્તીમાં પણ સંગઠન સારું છે. ચોરીલુંટના બનાવો સંભળાતા નથી. પ્રજા ભોળી ને તેથી સુંવરેલા૰ બીકણ છે એનું આ સારું પરિણામ છે.

ઘર કમઠાણ(વાંસ) અને ગારાનાં બનાવેલાં હોય છે. લગભગ અડધોઅડધ વસ્તી શેરડીના રાડાં અને કપાસનાં કરાડાંથી છાયેલી છાપરીઓમાં રહેતી હશે. છાપરીઓમાંથી પોણા ભાગની સંખ્યા એકઓરડિયા (અં. સીંગલ ટેનેમેન્ટ) હશે. એમાં એક માટીની દિવાલ ઉંચી કરી રસોડું જુદું પાડવામાં આવે છે. બાકીનામાં બે ઓરડા જેવા ચોરસ આકાર પડે છે. એક તરફ ઢોરો માટે કમાણ ને બીજી તરફ રહેઠાણ તથા રસોડું. કેટલીકવાર ભીંતો ને છાજ ખજુરીનાં ડાળખામાંથી છાઇ લેવામાં આવે છે. કેટલાં યે માણસો ખુલ્લા માંડવા તળે સુઇ જાય છે. જંગલ પ્રદેશનાં હિંસક પ્રાણીઓ ને જીવજંતુ રોગનો ભોગ પણ બને છે.

રાચરચીલામાં બેત્રણ પાણીનાં માટલાં, રાંધવાનાં વાસણો ધતુનાં કે કાદવનાં, એક બે ખાટલીઓ, ઉપર પાથરવાની સાદડીઓ ને એકાદ બદલવાનાં લુગડાંની જોડ. આ સામાન્ય માણસની સોગાદ જણાય છે. જરા વધુ સદ્ધર હોય તેને ત્યાં ઘોડિયું, ખાંડણી-પરાળ, ઘંટી ને રાશપરોણા હોય છે. ગોદડીગોદડાંના સ્વાદ તો નસીબદારોને સોંપ્યા જણાય છે. કોઇને ત્યાં નદીમાં તરવાનાં તુંબડાં ને માછલી પકડવાની જાળો જોવા મળે છે. છાપરું આપણી કેડે આવે એટલું નીચું હોય છે. બારી કે તાકુ મળે જ નહીં. આપણાં જેવાં આ નહીં રાખવાના કારણમાં જંગલી પ્રાણીઓથી બચાવનું, મોટા થાંભલા ન મળતા હોવાનું અને છાપરાં છુટાં હોવાથી ઊડી જવાનું જણાવવામાં આવે છે.

### ઉપાયો

૧. વાઘવરુથી લોકો બીતા નથી. છતાં પ્રસંગ આવ્યે એ તક સાધી જાય ઢોરઢાંખરને ખાસ કરીને સાચવવાનાં હોય છે. ચોમાસામાં એરુઝાંઝર ને જીવાત તદ્દન નીચાંણનાં આ મકાનોમાં ત્રાસ ફેલાવી શકે છે. કંઇ સગવડો પણ નથી હોતી. એટલે નિદાન નક્કર ઈંટના પાયા ઉપર વાંસની બનાવેલી, વિલાયતી નળિયાં તથા બારીબારણાં, તાકા ખુંટીઓ વગેરે સગવડોવાળી એક કરતાં વધુ ઓરડીવાળા ઝૂંપડાઓ જનતાને મળે એવી વ્યવસ્થા થવી જોઇએ. આ માટે ઝુંપડીઓ બાંધનારી સહકારી મંડળીઓ દ્વારા ધીરાણ થાય. શ્રીમંત સરકાર પણ તગાવી આપે. બચત અને ધીરાણમંડળીઓ પણ આ માટે લોનો આપે. મંડળીઓ જાતે જ સાદાં ને સસ્તા મકાનોનું બાંધકામ હાથમાં લે તો કિંમત ઘણી ઓછી થાય અને સવલતો મળે.

૨. પારકી જમીન ખેડ માટે લીધી હોય એ ઉપર છાપરીઓ બંધાય છે. અત્યાર લગી એ ચાલતું હતું. પણ જમીનદારોએ કબજા માટે નોટિસો આપી છે. એ કબજા એમને સોંપાય તો એ વસ્તીના રહે-ઠાણનો પ્રશ્ન વિકટ બને. કબજાને અંગે નહીં પણ એવા જ કારણે ઉમરામાં શેરડીના વાવેતર માટે સળંગ જમીન સરકારે કબજે કરી ખાંડ, ગોળ બનાવનાર કંપનીને આપેલી ત્યારે ઘણાં છાપરાં આ રીતે નીકળી ગયેલાં અને ગરીબ પ્રજા ખાડામાં ઊતરી ગયેલી. આમ ન થાય તે જોવું રહ્યું.

૩. જેમને પોતાની જમીન ન હોય તેમને ઘર જેટલી જમીન સરકારી પડતર જમામાંથી સસ્તામાં વેચાતી આપવી જોઇએ. અથવા કશા હક વિના ઉપર છાપરી બાંધવાની પરવાનગી આપવી





૪. પશ્ચિયારાં તાડના ગડનાં વહેરેલા અડધા ભાગનાં બનાવવામાં આવે છે. તે સારાં હોવા છતાં નીચે ચોકડી ન હોવાથી ભેજવાળું વાતાવરણ રહે છે, એ સુધરવું જોઇએ.

૫. નાવા માટે બહાર છુટા પથરા મૂકેલા છે, પણ એમને ઓથું હોતું નથી. એટલે શરીર ચોળીને ન નાતાં મેલ વગેરેમાંથી ચામડીના રોગો થાય છે. લાજમર્યાદાને અંગે સ્ત્રીઓને ખાસ કરાઠાં કે ખજુરીનાં પાન કે સેરડીના રાડાંના ઓથાં બનાવવામાં કંઇ ખર્ચ થતો નથી. એટલે સમજાવટની જરૂર છે. આથી ઘણા રોગોનો ફેલાવો અટકાવી શકાશે.

૬. આ સર્વ કરતાં વધારે મહત્ત્વનો કોયડો રસોડાંનો છે. ગણતર ઘરો કે છાપરીઓ સિવાય બધે જ એ અંધારિયાં માલુમ પડ્યાં છે. મહુવરિયામાં તથા ભોરિયામાં દસ દસ મકાનો આ ઇરાદે તપાસ્યાં હતાં. અલઘટમાં વીસ અને પુનામાં ત્રીસ ઘર જોયાં હતાં. એ બધામાં ત્રણેક મકાનો ઉજળિયાત કોમનાં સિવાય સર્વમાં રસોડાં અંધારાં હતાં. પુનામાં ત્રીસ ઘરનું, રસોડાના હતા. અજવાળાં મુજબ વર્ગીકરણ કરતાં ત્રણ ઘર પ્રથમ કક્ષાનાં, આગયાર બીજીનાં, બાર ત્રીજીનાં અને ચાર છેલ્લીનાં જણાયાં હતાં. રસોડાં અંધારાં રાખવા પાછળ બિલાડું ન પેસી જાય, હવામાંથી બચાવ થાય વગેરે કારણો દર્શાવવામાં આવે છે. આ સાચાં નથી. અને આ આખો ય કોયડો સરળ ઉપાયથી ઉકેલાય તેમ છે એ એની ખૂબી છે. કમઠાડાં ગારાછાણુથી લીંપતી વેળાએ માત્ર ચાર છ કમઠાડાં લીંપ્યા વગરનાં રાખવાથી જાળીઓ બની જાય છે. રાનીપરજ-પરિષદોમાં હંસાબાઇ અને કાગડીબાઇની મહુલીઓ દ્વારા સારાં ઘરો અંગે શિક્ષણ અપાય છે. છતાં ગામેગામ આવા સુધારાનો પ્રચાર થવો જોઇએ. પેટમાં ખાડા હોય તો આવા સુધારાને શું કરે એ વિચારશ્રેણી બરાબર નથી. આમાં આર્થિક શક્તિને કાંઇ લેવા દેવા નથી, નરી પામરતા ને આળસ જ આનાં મૂળ છે. એ ફગાવી દેવાવાં જ જોઇએ. આંખો બગડે, રોગો થાય, એરુ કરડે ને અકસ્માતો થાય તે સામે કંઇ પણ ખર્ચ વગર બચાતું હોય તો તે ઉપાય થવો જોઇએ જ.

ઉપરના મુદ્દા પ્રાથમિક જરૂરીઆતો ગણાય. માનવીના જીવન ઉપર રહેઠાણની અસર ઘણી છે એમાં બે મત નથી.

બાકી ઘરની સ્વચ્છતાની બાબતે, અણઘડ ગણાયેલ આ પ્રજા સુધરેલા મહાતાઓને ય શરમાવે એવી છે. ચરોતર ને કાનમ તરફની કોઢો સુધારવા માટે અહીંની ગમાણો નમૂનારૂપ છે.

### આવક અને ખોરાક

પ્રજાના ૮૦ ટકાની આવક માંડ જીવનગુજારા માટે પૂરતી થતી હશે. હાળીઓ અને સામાન્ય મજૂરી કરનાર વર્ગ તો અડધો ભૂખે જ મરે છે. સામાન્ય મજૂરી રોજના રૂા. ૦–૫–૦ થી રૂા. ૦–૧૨–૦ સુધીની હાલમાં મળે છે. હાળીઓને ભાતરી તરીકે બશેર જુવાર ને એક ટંક ખાવાનું. કોઇ ઠેકાણે માત્ર શેર ભાતું તો કોઇ ઠેકાણે ભાતા ઉપરાંત રૂા. ૦–૮–૦ રોકડ મળે છે. ધણિયામાની પ્રકૃતિ ઉપર આનો આધાર રહે છે. એટલે જુવારનો રોટલો કે લોટનું ભેડકું પાણીમાં લોટ ઓગાળી મીઠું નાખી તૈયાર કરવામાં આવેલી રાબ ને ડુંગળી, કડુવા વલ કે કોઇ શાક રોજનો ખોરાક છે. છાશની પણ આ તરફ અછત છે. જ્યાં ખાડીમાંથી માછલી પકડાય છે ત્યાં મચ્છી ને જ્યાં મરઘાં પળાય છે ત્યાં ઈંડા પણ તહેવારનો ખોરાક બનતો હોય છે. પણ આમ વરસમાં કોઇક દિવસ જ થતું હોવાથી શરીરને પોષક તત્ત્વો મળતાં નથી. બકરાં રાખનાર ચેચવામાંથી વધતા દૂધનો વાપર રાખે છે ખરા પણ એક ઠેકાણે તો કોઈએ કહેલું કે અડધો મણ પાણીમાં અડધો શેર જુવારનો લોટ કે ભાત નાખી મરીબોના પેટનો અગ્નિ હોલવે છે. આમાંની અતિશયતા બાદ કરતા આપણને એ કાળું ચિત્ર નગ્નરૂપે દેખાય છે. એક અહીંના કાર્યકર ભાઇએ પોતાના અનુભવ ઉપરથી તારવ્યું છે કે આ વર્ગમાં ૧૦૦ મરણ અને ૫૫ જન્મનો આશરો કહાય. આનો ઉપાય બીજા ધંધા




ઉભા કરવામાં અને મજૂરીનો દર વધુ ઉંચી સપાટીએ નક્કી કરી આપવામાં જ રહેલો છે, આ કામ લાંબા ગાળાનું છે છતાં એટલું જ વધુમાં વધુ મહત્ત્વનું છે. અનાજની આપબંધી અને સહકારી ભંડારોનું ખોલાણ ઠીક ઠીક રીતે ખોરાક બાજૂનું જીવનધોરણ વધારી શક્યું છે. અનાવલનાં અગિયાર ગામોનો ભંડાર ચાલે છે. કરચલિયા, ગુણસ્વેલ, નડધરા મહુવા વગેરે કેન્દ્રોમાં પણ સહકારી કે સરકારી દુકાનો ચાલે છે.એથી ગરીબ વર્ગને ફાયદો થાય છે.

### દારૂસેવન

પણ બીજી તરફ દારૂતાડીમાં પ્રજા પાયમાલ થઇ ગઇ છે. હિન્દ જેવા ખેતીપ્રધાન દેશના ખેડુતવર્ગની ખુવારીનું પૂ. ગાંધીજીએ મૂળ પારખેલું. દારૂબંધીને એમણે રચાનાત્મક કાર્યોની યાદીમાં સ્થાન આપ્યું. અને મહુવા તાલુકાની પ્રજામાંથી પણ આ રોગ સદંતર નાબૂદ કરવા માટે એના કાર્યકરોએ બીડું ઝડપ્યું. દારૂતાડી ખુવારીનું ને સર્વ રોગોનું કારણ છે. એની સામે કાર્યકરોએ મોરચો માંડયો.

### ભૂમિકા

મહુવા તાલુકાની કાર્યકર્તાઓની સમિતિએ ઇ. સ. ૧૯૪૮ની શરૂઆતથી દારૂબંધી દાખલ કરવા માટે વિનંતિ કરતો ઠરાવ શ્રીમંત સરકારને પેશ કરેલો, પણ સમગ્ર રાજ્ય માટે એ પ્રશ્ન વિચારાતો હોવાથી નવેમ્બર માસમાં એની આશા બંધાઈ. ૧૭ પ્રતિનિધિઓનું એક મંડળ વડોદરા ગયું.

પ્રયોગ દાખલ આ પહેલાં અમરેલીમાં દારૂબંધી દાખલ કરવામાં આવી હતી. વળી, આ બાજુ મુંબઇ સરકારે ચાર વર્ષમાં પ્રાન્તને સૂકો બનાવવાની યોજના કરી હતી, તે મુજબ પડોશી બારડોલી તાલુકામાં પણ કાયદો અમલમાં આવી ગયો હતો. અને જે વસ્તી પછાત, અજ્ઞાન અને દારૂતાડીની બરાડી ગણાતી હતી, તેણે જાતે સ્વેચ્છાપૂર્વક એની માગણી કરી હતી. એટલે પ્રજાનો ઉત્સાહ જારી રાખવા તથા એ રીતે સહ્રદયપણે દારૂના દૈત્યને વિદાય આપવા મહુવા તાલુકાનાં દારૂનાં પીઠાં તા. ૧–૧૨–૪૮થી બંધ કરવામાં આવ્યા. ત્યાર પછી પખવાડિયામાં જ તાડીની દુકાનોએ પણ તાળાં લગાવી દેવામાં આવ્યાં.

દારૂબંધીના અમલ પહેલાં લગભગ ૭૫ ટકાથી ૮૦ ટકા વસ્તી દારૂનું સેવન કરતી એમ જણાય છે. જૈન વાણિયા અને કણબી જ્ઞાતિએ આમાંથી બાકાત છે. મુસલમાન ભાઈઓમાં પણ દારૂ મૂળથી વર્જ્ય ગણાયેલો. આમ બોરિયા ગામમાં દારૂનો પ્રચાર ઘણો થોડો હતો. ઢોડિયા અને ચૌધરા જ્ઞાતિઓમાં ય ઘણાં ઘરો નીચેનાં કારણોસર એથી દૂર હતા.

૧. સંવત ૧૯૭૮–૭૯ની સાલમાં કોઇ દેવીનું આગમન થયેલું. રાનીપ્રજા દેવીઓ, જોગણીઓ, ભૂતપ્રેતાદિમાં માને છે, એ દેવી સુજ્ઞ હશે. એણે દારૂતાડી, માંસમિદ્દી વગેરેને ફગાવી દેવાનો આદેશ આપ્યો. અને જનતાએ સ્વીકાર્યો. પાછળથી કેટલાંક કુટુંબોએ ફરી પાછું દેખાદેખી કે કોઈ લાલચે દારૂ પીવાનું શરૂ કર્યું, છતાં હાલમાં ૫ થી ૭ ટકા કુટુંબો એવાં નીકળે કે જેમણે "દેવી વર્ષ"થી આ બધું ત્યાગ્યું છે. લગભગ દરેક ગામમાં આ.ની વસ્તી છે.

૨. પૂ ગાંધીજીની વિચારસરણીને અનુસરનાર એક જૂથ પેદા થયું, કામ શિક્ષિત થતાં ભણેલાં ભાઇબહેનોએ પણ દારૂતાડી છોડવા માંડ્યાં હતાં.

૩. બેએક વર્ષ ઉપર અમદાવાદના રમણલાલજી મહારાજની આ પ્રદેશમાં પધરામણી થયેલી. ત્યારે આ તાલુકાનાં કેટલાંક ગામોમાંથી એમનાં અનુયાયીઓ બનેલા. રૂપવેલ (રાંયાવાડી સમેત), પાંચકાકડા (અનાવલ), વલવાડા વગેરે ગામોમાં ઘણાં કુટુંબોએ ત્યારથી માંસ મદીરાનો ત્યાગ કરેલો.

એટલે આ સિવાયની વસ્તી દારૂતાડી પીતી હતી. અહીંની ખાસિયત એ છે કે સ્ત્રીઓ પણ દારૂ પીતી હતી. ઉજળિયાત ગણાતી કોમો—ભાવસાર, સુથાર, મોચી, લુહાર, પારસી વગેરે કોમોમાં પણ આ બદી અતિશયતાના પ્રમાણમાં હતી. ગુણસ્વેલ અને વાવરા ગામોમાં ખાસ કરી આની વિમતો મળી છે.





### બદીના પ્રસારનાં કારણો

દારૂતાડીની બદીનો પ્રસાર અનેક સંયોગોનું પરિણામ છે.

૧. પહેલું કારણ તો દારૂતાડીનું કેફીપણું પોતે છે. એકવાર આ પીણાનો સ્વાદ ચાખ્યો એટલે ચાખેલ વાઘ પેઠે એ વ્યસન બનવાનું અને માનવી ગરાડી બની જવાનો. અહીં પણ તેમ જ છે. ૨. મૂળના અને હાલના આદિવાસીઓની આ વસ્તી છે. અનાર્ય સંસ્કૃતિના પરિપાક રૂપે ભૂતપ્રેત, માંસમદીરા વગેરે એમને વારસાથી ઉતરી આવેલા છે. એમના ધર્મનું એ સ્વરૂપ છે. ૩. આ પ્રદેશ તાડ અને ખજુરીનું વન ગણાય, એટલે કાચા માલની નજીકના દારૂના પ્રસારમાં ઘણો ભાગ ભજવે છે. ૪. જૂના વખતમાં આ પ્રદેશમાં જયારે નવીન વસવાટની યોજના શ્રી. સરકારે કરી ત્યારે પારસી અને વણિક કોમના સાહસિક ધનિકોએ અહીં અડ્ડો જમાવ્યો. દારૂની રેલમછેલ જમીનો પકાવવાનાં સાધન હોવાથી પ્રજાની એ કુટેવનો પણ વખત વીતતાં એમણે લાભ ઊઠાવવા માંડ્યો. ૫ સામ્રાજ્યવાદી અંગ્રેજ સરકારે ગરીબ અને ભોળી પ્રજાનું આ અજ્ઞાન તથા વ્યસનીપણું પીછાન્યું હતું. ઉપજ વધારવાને બહાને એણે ઠેર ઠેર દારૂનાં પીઠાં જમાવ્યાં. પારસી કોમે માત્ર ધનની લાલચે એ પીઠાં ઇજારે રાખ્યાં અને આમજનતાને એના પ્રચારમાં જકડી લીધી. આ માટે જે સાધન હાથ આવ્યું તેનો ઉપયોગ કરતાં એ અચકાઇ નથી. નડધરાના કઢૈયા ફળિયાનો એક પ્રસંગ આની સાબિતી આપે છે. પચાસેક વર્ષ ઉપર મદારી પટેલ નામના ચૌધરા જમીનદારને ૩૦૦–૩૫૦ વીઘાં જમીન હતી. એમની ઊંચી હવેલી ગામેગામ પ્રખ્યાત હતી, એમણે ને એમના વારસોએ દારૂતાડીના જલસા ને નાચગુલતાનમાં બધી જમીન ખોઇ નાખી. આજે એમના બે છોકરા હાથેપગે થઇ રહ્યા છે.

### કાયદો અને દારૂબંધીની અસર

દારૂબંધી પહેલાં લગભગ પચીસ દુકાનો હતી ને પાંત્રીસેક તાડીની હતી. એમાંથી દારૂનો નાશ કરવામાં ત્રણ વિભાગને લેવાદેવા છે. પ્રજા (કાર્યકર્તાઓ), પીઠાંવાળા (પારસીઓ + જમીનદારો) અને શ્રી. સરકાર.

### [૧] પ્રજામાનસ

પ્રજાનો પ્રાણ દારૂ તળે દબાઇ ગયો હતો. ત્રણ-ચાર વર્ષમાં કાર્યકર્તાઓએ એ ઉખેડ્યો, પ્રજાનું માનસ પલટાઇ ગયું, અમે જ્યાં જ્યાં ફર્યા છીએ ત્યાં તદ્દન નીચલા થરની કહીએ તેવી અને ગરાડી સિવાયની સર્વ જનતાએ દારૂબંધીને આવકારી છે. એણે એક જ ટૂંકી વાત કરી હતી કે દારૂબંધીથી એ ગંગા નાહ્યા હતા, ને હવે ફરીથી કદાપિ દારૂ દાખલ ન થાય તો એ આભારી થાય. "આ વર્ષે દુકાળ છે, પૂરૂં ખાવાનું તો મળતું નથી, ત્યાં દારૂને હવે શું કરવો છે?" નવેંબર, ૧૯૪૮માં ભરાયેલી દારૂબંધીની માગણી માટેની તાલુકાની પ્રજાની સભામાંની દસહજારની મેદની પ્રજાજાગૃતિની નિશાની છે. એકલું એ ઉમેરે છે કે પહેલાં મરજિયાત ત્યાગ નહોતો કરાતો. આજે ફરજિયાત રીતે પણ એમાંથી છૂટ્યાં છીએ. મહુડાં ઉઘી ગયા પછી દારૂબંધી ન આવી એટલે પ્રજા મહુડાં એકઠાં ન કરી શકી, આથી ગુના ઓછા થયા અને પ્રજાની તાકાત વધી.

### દારૂતાડીના ખર્ચની બચત

આ વર્ષે અનાવૃષ્ટિને લીધે પાક બરાબર ઉતર્યો નથી એટલે બચતમાં કંઇ જણાતું નથી, છતાં દારૂ પીવામાં જતો પૈસો બચતાં આ વર્ષે એટલી રકમનું દેવું ન થયું એ પણ બચતનો એક પ્રકાર જ છે ને? વળી આમ બચતી રકમ કેટલાક સારો ખોરાક મેળવવામાં, શાકભાજી ને કપડાં ખરીદવામાં, તો કેટલાક દેવું વાળવામાં અને બીજા ઘરના છાપરા ચળાવવામાં વાપરે છે. કોઇએ ઢોરઢાંખર ને ખેતીનો સામાન લાવ્યાનું જણાવ્યું હતું. નડધરામાં દારૂબંધીના અમલ પછી બચતમંડળી શરૂ કરવામાં આવી છે. આજ લગીમાં તેમાં ૪૨ સભાસદો છે ને તા. ૧–૨–૪૯એ એનું રૂ. ૬૦નું બચતભંડોળ હતું. ઉપરાંત રેંટિયા પ્રવૃત્તિ પણ વધી છે.



વધુ આઠ લોકો ગયેલા હોળીતહેવાર ઉપર દે છે. દારૂબંધી ન હોત તો દારૂ પાછળ કુટુંબ દીઠ લગભગ રૂપિયા વીસનો ખર્ચ થયો હોત.

બીજાં પીણાં

દારૂને બદલે કોઈક ઠેકાણે ચા વધી છે. બીજે ઠેકાણે ગોળને પાણીમાં ખૂબ ઉકાળી પીવાય છે. ગોળની રસી, ગોળની છારી, ચોખા, મહુડાં, દ્રાક્ષ, વગેરે ઉકાળી કેટલેક ઠેકાણે લોકો પીવે છે.

દારૂબંધીથી કુંભારોને ખોટ ગઈ છે. ઘડિયા બનાવવાનો એમનો ધંધો પડી ભાંગ્યો છે.

સરહદનાં પીઠાંનો ત્રાસ

એક ટૂંકો છતાં ગરાડી વર્ગ હજી હસ્તીમાં છે. એ દારૂ—જાણવા મુજબ તો ગાળી શકતો નથી; પણ સરહદનાં પીઠાંમાં જઈ ઢીંચી આવે છે ખરો. બારા તાલુકામાં બેડા, ધાણી, કલકવા, ડોળવાણ, ધરમપુરા, ગંગાપુર, પંચોળ, પાઠકવાડી, ઉનાઈ વગેરે ગામોમાં પીઠાં છે. આ બાજુ ચીખલી અને જલાલપુર તાલુકામાં કાંગોઈ, ખોડેવાંક, જુગવાડ, સરૈયા, ગણદેવી; ખરોલી અને ઉગત, નાગધરાનાં પીઠાં આવેલાં છે. (તા. ૧–૪–૪૯ પહેલાં તો વાંસદા રાજ્યમાં પણ આ તાલુકાની સરહદે લગભગ દસ પીઠાં હતાં, હવે માત્ર વાંસદામાં જ એક રહ્યું છે) આમાંથી ગમે તે પીઠે ગમે તે ગામના ગરાડીઓ જાય છે. સુથાર કે એવો ધંધાદારી વર્ગ બહારગામ ધંધાર્થે જાય છે ત્યારે પી આવે છે એમ સાંભળ્યું છે. તેવી જ રીતે રાનીપરજના માણસો પણ જાય છે. એમાં અંતરનો ખાસ બાધ આવતો નથી, છતાં પાસેનાં પીઠાં લોકો ખોળે છે ખરા. કેટલાક દૂરના પીઠાંમાં પણ જતા હશે જ. સરહદનાં ગામોની ૨૫ થી ૩૫ ટકા વસ્તી હજી આ લતને વળગી રહેલી છે. અડવાડીએ, પંદર દિવસે હાટવાડામાં ખરીદી માટે જાય ત્યારે એ લોકો પીને આવે છે, કેટલાક તો ખાસ પીવાને માટે ગાડાં જોડીને "સહકુટુંબ–સપરિવાર" ગામમાંથી નીકળે છે—છૂપી રીતે. આથી પીનાર એકલાને જ ગેરફાયદો નથી થતો, એથી વાતાવરણ બગડે છે ને બીજા પ વાટે ચડે છે.

જલાલપુર તાલુકામાં નાગધરા અને ઉગત ગામો વચ્ચે હમણાંમાં ૨૫૦ થી ૩૦૦ ખજુરીના માંડવા બંધાયા છે. દેલવાસણથી આ જગા ફર્લાંગથી વધુ નથી, ધોળીકુઇથી પણ દોઢેક માઇલ થતું હશે. કલકવાના પીઠાને નામે અહીં તાડીનું ગેરકાયદેસર વેચાણ થવાનું જ. આ બન્ને ગામ તથા ખરવાણ પણ બગડવાની ધાસ્તી રહે છે.

પાનાફળિયા (નાગધરા)ની સીમમાં થઈ ખરવાણથી ગાડું જોડી કલકવા ગયેલા ચાર ગરાડી ઉપર કેસ કરવામાં આવેલો તે કિસ્સો હજી તાજો જ છે. ગુણસ્વેલ, વાદરા, માછીસાદડા, દેલવાસણ, વેલણપુર, ખરવાણ, સેગપુર, ધડોઈ, વગેરે ગામોમાંથી છૂપી રીતે જનાર ગરાડી વર્ગ હજી હસ્તીમાં છે. કાળાબજારના પૈસા લોકો ખર્ચે છે. આ બાબતમાં નડધરા—રૂપવેલની કેટલીક વ્યક્તિઓ તો જાણીતી થયેલી છે. કેટલાક દારૂ ગાળતાં પકડાયા પણ છે. છતાં હજી દમદાટી આપતાં કે ગપ્પાં ફેલાવતાં એ ડરતા કે અટકતા નથી.

આમ છતાં બહુમતી દારૂબંધીની તરફેણમાં છે એમ અમારા ક્ષેત્રકાર્ય ઉપરથી લાગે છે. અમે ઉલટાવીને, દારૂ કરી આપવો જોઇએ અને જોઈએ તેમને અપાવીશું એમ તરફેણ કરીને ય પ્રજામાનસને સાચી રીતે સમજવા પ્રયત્ન કર્યો હતો. તેમાંથી સ્પષ્ટ રૂપે જણાય છે કે ફરજિયાત ભલે હોય, દારૂબંધીથી પ્રજા સુખી છે. [ક્રમશઃ]



ગાંધીજીને મળતી ચિત્રવિચિત્ર ટપાલમાં કેટલાક નાદાન અને બાલિશ પ્રશ્નો આવતા અને તેમાંનો એક એ હતો કે 'ત્રણ મણનું શરીર લઇ આપણે ધરતી ઉપર ચાલીએ અને કીડીઓ ચગદાઇ જાય એ હિંસા શી રીતે અટકાવીએ?' વલ્લભભાઇએ તુરત કહ્યું: 'એને લખોની કે પગ માથા ઉપર રાખીને ચાલે.'

—'મહાદેવભાઈની ડાયરી'માંથી

' વસુબન્ધુ '

## પ્રકરણ ૧૧ મું
### શિવાજીયુગની હિંદુપત પાદશાહી
#### શિવાજીયુગ અથવા બીજી હિંદુ પ્રતિક્રાન્તિ
#### (ઈ. સ. ૧૬૪૬–૧૮૧૮)

આલમગીર ઔરંગઝેબની આત્મઘાતક રાજનીતિ સામે હિંદુ પ્રજામાં જે પ્રબળ પ્રત્યાઘાત ઉદ્દ્ભવ્યો, એણે જુદીજુદી હિંદુ અને અર્ધહિંદુ કોમોમાં, જુદાંજુદાં સ્વરૂપો ધારણ કર્યાં. પણ એ સૌ સ્વરૂપોનું કેન્દ્ર સમશેર હતું.

સમશેરથી સર્જાયલી મુસ્લિમ સંસ્કૃતિનો સમશેરથી નાશ કરવા માટે મરાઠાઓ, શીખો, જાટો, રજપુતો, સતનામીઓ, અને મતીયાઓ ઉઠયા, એમાં સૌથી વધુ ફત્તેહમંદ મરાઠાઓ થયા.

શિવાજીએ ઓગણીસ વરસની ઉમ્મરે તોરણાનો કિલ્લો જીતીને શરૂ કરેલી બીજી હિંદુ પ્રતિક્રાતિનો અંત, બાપૂ ગોખલેની સરદારી હેઠળનું મરાઠા લશ્કર ખડકીની લડાઈમાં હાર્યું અને પુનાના શનવારવાડા પરથી ભગવો ઝંડો ઉતારીને યુનીઅન જેક ફરક્યો, ત્યારે આવ્યો.

ઔરંગઝેબના સઘળા શત્રુઓમાં મરાઠાઓ સૌથી ફતેહમંદ શાથી થયા?

સૌથી પહેલું કારણ મહારાષ્ટ્રની ભૂગોળ. ડુંગરાળ પ્રદેશ, પછી એ સ્કોટલેન્ડ કે સ્વીટઝરલેન્ડ હોય, અફઘાનિસ્થાન કે મહારાષ્ટ્ર હોય કે બીજો કોઈ હોય, તોપણ એ ત્યાંની પ્રજાને સ્વાતંત્ર્યપ્રિય બનાવે છે. લુખી ધરતી, અનિશ્ચિત વરસાદ, અને ખેતીની મુશ્કેલીભરી આવક આખી પ્રજાને સખત, સાદી, મહેનતુ, ખંતીલી અને હિમ્મતવાળી થવાની ફરજ પાડે છે. સખત શ્રમ અને ગરીબીને કારણે પ્રજાનું પૌરુષ વિલાસની વેદી ઉપર હોમાવાનો પ્રસંગ કદી ઉપસ્થિત થતો નથી.

આવી એ પ્રજાએ અલ્લાઉદ્દીન ખીલજીના સમયમાં પોતાનું સ્વાતંત્ર્ય ગુમાવ્યું. પણ ત્યાર પછી ચાળીસ જ વર્ષમાં મરાઠાઓએ ફરી પોતાનું માથું ઊંચું કરી, બહામની રાજ્યવહિવટમાં આગેવાનીભર્યો ભાગ ભજવવા માંડયો મધ્યયુગના મહારાષ્ટ્રના એક મહાન મુસ્લિમ મુત્સદ્દી મલીક અંબર એમને મોગલો સામે લડવા માટે ગેરીલા યુદ્ધની પાકી તાલીમ આપી.

નામદેવ, એકનાથ, તુકારામ, રામદાસ, જ્ઞાનદેવ, અને વામન પંડિત જેવા સંતોએ જૂના વિચારના બ્રાહ્મણો સામે જબરજસ્ત ટક્કર ઝીલીને, આખા મહારાષ્ટ્રમાં ધર્મક્રાન્તિ કરી. એમણે રામાયણ, મહાભારત, ભાગવત, પુરાણો અને ભગવદ્ગીતાનાં મરાઠીમાં ભાષાંતરો કરી, આખી પ્રજા માટે ધર્મજ્ઞાન સર્વસુલભ કર્યું. એમની આ પ્રકારની પ્રવૃત્તિ સામે ચીડાઈને પ્રાચીન પરંપરામાં માનનારા બ્રાહ્મણ પંડિતોએ એકનાથ અને તુકારામનાં ભાષાંતરોને પાણીમાં ફેંકી દેવાની લોકોને આજ્ઞા કરી હતી. સોળમા સૈકાના યુરોપમાં પ્રોટેસ્ટન્ટ ધર્મસુધારો થયો એવો જ ધર્મસુધારો સોળમા ને સત્તરમા સૈકામાં મહારાષ્ટ્રમાં થયો હતો. આ સુધારાની અસર આખી આમજનતાને ખુણેખુણે વ્યાપી ગઈ.

આ રીતે ભૌગોલિક પરિસ્થિતિ, ભાષકિય એકતા અને ધર્મક્રાન્તિનાં ત્રિવિધ બળોએ શિવાજીની રાજક્રાન્તિ માટે ઉત્તમ પૂર્વભૂમિકા પૂરી પાડી.

શિવાજીમાં પિતૃપક્ષે મેવાડના સીસોદિયાઓનું અને માતૃપક્ષે દેવગિરિના યાદવોનું લોહી હતું. એના પિતાની સૈનિક અને મુત્સદ્દી તરીકેની કારકિર્દી ઘણી જ યશસ્વી હતી. પિતાની શક્તિઓ, માતાના સંસ્કારો અને દાદાજી કોંડદેવના શિક્ષણે એની મહાન કારકિર્દી માટે ઉત્તમ પાયો નાખી આપ્યો.

અકબરની પેઠે શિવાજી પણ યુદ્ધની અગ્નિજ્વાળાઓમાંથી જન્મેલો વિપત્તીપુત્ર હતો. ઓગણીસ વર્ષની ઉમ્મરે તો એણે પોતાની સ્વતંત્ર અને તેજસ્વી કારકિર્દીની શરૂઆત કરી દીધી. તોરણાનો કિલ્લો જીત્યા પછી ટુંક સમયમાં જ એણે બળ, છળ ને કળથી અનેક નાના મોટા કિલ્લા જીતી એક નાનકડું રાજ્ય જમાવી દીધું.

એની આ બળવાખોર પ્રવૃત્તિ તરફ બીજાપુરના સુલતાનનું ધ્યાન ખેંચાયું. એટલે એણે પોતાના



માનીતા સરદાર અફઝલખાનને, શિવાજીને જીવતો કે મરેલો પોતાની પાસે પકડી લાવવાની આજ્ઞા આપીને મોકલ્યો. એમની મુલાકાત વખતે અફઝલખાને શિવાજીને મારવાનો પ્રયત્ન કરતાં એણે પોતાના વાઘનખથી પૂરો કર્યો ત્યારપછી નેતા વિનાના બિજાપુરના સૈન્ય ઉપર જંગલમાં સંતાએલું શિવાજીનું લશ્કર તૂટી પડ્યું. અને એને હરાવી એની છાવણી લૂટી લીધી.

ત્યારપછી થોડીક નાનીમોટી લડાઈઓ બાદ બિજાપુરને એની સત્તા સ્વીકારવી પડી. પણ બીજી બાજુ ઔરંગઝેબે પોતાના મામા શાઇસ્તખાનને શિવાજીને વશ કરવા માટે દખ્ખણમાં મોકલ્યો. એનો સામનો કરવાનું વિકટ કામ શિવાજીને માથે આવી પડ્યું. શરૂઆતમાં શાઇસ્તખાને કેટલાક વિજયો મેળવ્યા પણ એક દિવસ અચાનક એની છાવણીના હૃદયમાં પ્રવેશ કરીને શિવાજીએ એના દીકરાની અને અંગરક્ષકોની કતલ કરી. શાઇસ્તખાન પોતે માંડમાંડ પોતાના આંગળાની ખંડણી આપી જીવતો છુટ્યો. એની છાવણીમાં મધરાતે આવો કેર વર્તાવી શિવાજી આબાદ છટકી જઈને સિંહગઢ ચાલ્યો ગયો.

ત્યારપછી શિવાજીએ પોતાનું સૌથી મોટું સાહસ કર્યું. એણે ઇ. સ. ૧૬૬૪માં સૂરત લૂંટ્યું. ત્યાંનો સૂબો શિવાજીનું નામ સાંભળતાં જ નાસી ગયો. માત્ર અંગ્રેજ અને ડચ કોઠીના યુરોપીયન વેપારીઓએ પોતાનો બહાદુરીપૂર્વક બચાવ કરી પોતાની ભવિષ્યની મહત્તાનો પરચો આપ્યો. શિવાજીને આ બાદશાહી લૂંટથી એક કરોડ રૂપીઆની પ્રાપ્તિ થઈ.

વારંવાર પરાજય પામવાથી ચીડાયલા ઔરંગઝેબે શિવાજીને શિક્ષા કરવા માટે એક મોટું મોગલ લશ્કર અંબરપતિ જયસિંહ અને દિલીરખાનની સરદારી હેઠળ દખ્ખણમાં મોકલ્યું. જયસિંહ એક બહાદુર કુનેહબાજ અને અનુભવી સેનાપતિ હતો. એણે શિવાજી સાથે બહુ જ યુક્તિ અને ડહાપણપૂર્વક કામ લીધું. એની સામેના યુદ્ધમાં પોતાનો અંતિમ પરાજય અનિવાર્ય લાગવાથી શિવાજીએ મોગલો સાથે સુલેહ કરી.

આ સુલેહ પછી જયસિંહ શિવાજીને ખૂબ સમજાવીને અને મોટાં મોટાં વચનો આપીને બાદશાહી દરબારમાં મોકલ્યો. આમ કરવામાં એનો ઉદ્દેશ પોતાના નવા વિજયને સ્થિર કરવાનો હોય એ સમજી શકાય એમ છે પણ શિવાજીએ આ ગોઠવણને પોતાની સંમતિ શા માટે આપી એ એક કોયડો છે. શ્રી. સરદેસાઈ એમ માને છે કે આમ કરવામાં એનો ઉદ્દેશ મોગલ શહેનશાહ, એનો દરબાર, એનું સૈન્ય વગેરેને જાતે જોઈ જાણી પૂરેપૂરા વાકેફગાર થવાનો હતો.

ગમે તેમ હો પણ શિવાજી ત્યાં ગયો એટલે ઔરંગઝેબે એની મૈત્રી મેળવવાની આ અમૂલ્ય તકનો દુરુપયોગ કર્યો. એણે શિવાજીનું અપમાન કર્યું અને એને કેદ કર્યો જે સંજોગોમાં કોઈ સામાન્ય સૈનિકના છ ટકા છુટી જાય તે સંજોગો હેઠળથી શિવાજી માંદગીનો ઢોંગ કરીને મિઠાઈના કરંડિયામાં બેસીને આબાદ છટકી ગયો, અને ઔરંગઝેબ આંખો ચોળતો રહ્યો.

ત્યારપછીની ત્રણ વર્ષની શાંતિમાં શિવાજીએ પોતાનું રાજ્ય મજબુત બનાવ્યું. પછી પાછી ઇ સ. ૧૬૭૦માં બન્ને પક્ષ વચ્ચે લડાઈ ફાટી નીકળી. એટલે શિવાજીએ સૂરત ઉપર બીજીવાર ચડાઈ કરીને એને લૂટ્યું અને અઢળક દોલત હાથ કરી. ત્યારપછી એણે મોગલપ્રાંતોમાં ચોથ ઉઘરાવવા માંડી અને મોગલ સેનાપતિઓને ખુલ્લી લડાઈમાં વારંવાર હરાવ્યા.

ઇ. સ. ૧૬૭૪માં શિવાજીએ ભારે ઠઠમાઠ સાથે રાયગઢના કિલ્લા ઉપર રાજ્યારોહણ કર્યું અને પોતે છત્રપતિનો ઇલ્કાબ ધારણ કર્યો.

શિવાજીએ કાળમીંઢ પહાડ જેવી મોગલ સત્તામાંથી પોતાના જ પુરુષાર્થથી એક મોટું મરાઠારાજ્ય કોતરી કાઢ્યું. પોતાના પુરુષાર્થનો પૂરો ફાલ લણવા માટે એ કમનસીબે ઝાઝું જીવ્યો નહિ અને ૫૩ વર્ષની નાની ઉમ્મરે એનું અકાળ અવસાન થયું.





શિવાજીની સ્તુતિઓને એના અનેક પ્રસંશકોએ અંજલીઓ આપેલી છે. પણ એ બધા કરતાંય વધુ મહત્વની અંજલી તો એના કટ્ટર શત્રુ ઔરંગઝેબે આપી છે. શિવાજી મહાન સૈનિક હતો. હિંદના પ્રાચીન રાજ્યોને દબાવવાનો મારો સતત પ્રયાસ હોવા છતાં શિવાજીએ એક નવું રાજ્ય સ્થાપ્યું. બીજો કોઈ એવું કરી શકે નહીં. ઓગણીસ વર્ષ સુધી લાગલાગટ મારુ લશ્કર એની સામે લડ્યું પરંતુ એના રાજ્યનો વિસ્તાર અને આબાદી વધતાં જ રહ્યાં."

શિવાજીએ શરૂ કરેલી બીજી હિંદુપ્રતિક્રાંતિ કોની સામે હતી ? એ ઈસ્લામ ધર્મ સામે તો નહોતી જ. શિવાજી હિંદુ સંતોની પેઠે મુસ્લિમ સંતોને પણ માન આપતો. એણે એની જિંદગીમાં એક પણ મસ્જીદ તોડી નથી, સતામણી કરી નથી. શિવાજી કેવળ ગોબ્રાહ્મણપ્રતિપાળ જ નહોતો. એ દરેક આદર્શ રાજાની પેઠે ધર્મ માત્રનો રક્ષક હતો. એ પ્રતિક્રાંતિ જનમેજયના સર્પસત્રની પેઠે મુસ્લિમ પ્રજાની સામે પણ નહોતી. એ પોતાના હિંદુમુસલમાન પ્રજાજનો પ્રત્યે સમદષ્ટિથી જોતો. એના લશ્કરમાં મુસ્લિમ સૈનિકો તેમજ સેનાપતિઓ પણ હતા.

એટલે શિવાજીએ શરૂ કરેલી આ પ્રતિક્રાન્તિ ખરી રીતે તો મુસ્લિમ સત્તા, શિરજોરી, સંસ્કૃતિ, નેતાગીરી અને જીવનમૂલ્યો સામે હતી. મુસલમાનોને રાજા મટાડીને પ્રજા બનાવવા માટે હતી. દેશની નેતાગીરી મુસલમાનોના હાથમાંથી ખૂંચવીને હિંદુઓના હાથમાં લેવા માટે હતી.

હિંદુ ધર્મગુરુઓમાં રામદાસસ્વામીને એ બહુ મેહુ સઝ્યું કે, રાધાકૃષ્ણના રાગડા તાણયે, કે છમલીકાં વગાડયે, મુસલમાનો બી જવાના નથી, એમને હટાવવા હોય તો એમને એ સમજે એવી ભાષામાં જ જવાબ આપવો જોઈએ. એટલે એમણે રાધાકૃષ્ણના વિલાસનું સ્થાન બજરંગબલીના વજ્રકછોટાને આપી દેશમાં હનુમાનપૂજાનો પ્રચાર કર્યો, અને શિવાજીને એના શસ્ત્રવિજયથી આશીર્વાદ આપ્યા.

### શિવાજીનો રાજવહીવટ

શિવાજી કેવળ મહાન સૈનિક જ નહોતો પણ સાથે સાથે અકબર અને નેપોલીયનની પેઠે સમર્થ વહીવટકર્તા પણ હતો.

શિવાજીની યુદ્ધકળા એની લશ્કરી પ્રતિભાનો સર્વોત્તમ પૂરાવો પુરો પાડે છે. એને તદ્દન ટુંકા સાધનો સાથે એક મહાન સામ્રાજ્યનાં વિપુલ સાધનોનો મુકાબલો કરવાનો હતો, એટલે એણે મહારાષ્ટ્રની ભૂગોળ, મોગલોની અશક્તિ અને મરાઠાઓની શક્તિ, એ ત્રણે તત્ત્વોનો સમગ્ર રીતે વિચાર કરીને પોતાની યુદ્ધનીતિ રચી.

મોગલ લશ્કરો મોટા પાયા પરના યુદ્ધોથી ટેવાયા હતા. જબ્બર લશ્કરો, અને એની સાથે એમના કરતાં ય મોટી એવી સ્ત્રીઓ, બાળકો, નર્તિકાઓ, ગવૈયાઓ, બજવૈયાઓ, નોકરો, ચાકરો, વેપારીઓ, અને ફાલતુ માણસોની ફોજ જ્યાં લશ્કરી છાવણી હોય. ત્યાં કામચલાઉ ઈન્દ્રપુરી ઊભી થાય. ઝડપી આક્રમણ, પીછેહઠ અને કૂચકદમ માટે એ મહાકાય લશ્કરો નકામાં. ઔરંગઝેબે એ લશ્કરોમાંથી વિલાસ ઘટાડ્યો પણ એમનો વિસ્તાર એ ઘટાડી ન શક્યો.

સામે પક્ષે શિવાજીનું લશ્કર એ ખડું લશ્કર. બારે માસ અવિરામ યુદ્ધ કર્યા કરે. મરાઠા સરદારોને મન ઘોડાનું જીન એ જ એમનું ઘર અને એ જ એમનું તખ્ત, લશ્કરમાં સ્ત્રીઓ અને નોકરો રાખવાની કડક મનાઈ. મરાઠા સૈનિકોનાં ખડતલ શરીરો, સાદો ખોરાક અને બિનખર્ચાળ જીવન એ તત્ત્વો હતા.

શિવાજીએ રજપુતોના યુદ્ધનાં ઉચ્ચ નૈતિક ધોરણો ફગાવી દીધાં. એ પોતે પોતાના લાંચીયા અમલદારોને કડક શિક્ષા કરતો, પણ શત્રુપક્ષના અમલદારોને લાંચથી ફોડવામાં સહેજે સંકોચ રાખતો નહોતો. એનાં લશ્કરો શરૂઆતમાં તો મોગલો કે બીજાપુરીયોની સામે કદી સામે મોઢે લડ્યાં જ નથી. શત્રુનો પુરવઠો લૂંટી લેવો, કૂવામાં ઝેર નાખવું, અચાનક છાપા મારવા, અને તુર્ત જ નાસી કોઈ કિલ્લાઓમાં ભરાઈ જવું, થોડા લશ્કરથી ઝાઝા લશ્કરનો લાંબા સમય સુધી સામનો કરવો આ પ્રકારની એની



યુદ્ધનીતિ રહી હતી. શિવાજીની સત્તાનો મુખ્ય આધાર કિલ્લાઓ ઉપર હતો. એટલે એણે જૂનાની મરામત અને નવાના ચણતર પાછળ પુષ્કળ પૈસો ખર્ચ્યો. દરેક કિલ્લામાં ખોરાક, પાણી ને દારૂગોળાનો પૂરતો પુરવઠો રહેતો. કિલ્લાઓમાં દગોફટકો અટકાવવા માટે દરેક કિલ્લો, હવાલદાર, સબનીસ અને સરનોબત એ ત્રણ સરખા દરજ્જાના અમલદારોના તાબામાં રહેતો, જેથી એમનો એકબીજા પર અંકુશ રહે. એ ઉપરાંત વધારાની અગમચેતી તરીકે એના સૈનિકોમાં જુદી જુદી નાતજાતનું મીશ્રણ રહેતું. એના તાબામાં આશરે ૨૮૦ કિલ્લા હતા. એક વખત હાથ નીચેના અમલદારોએ ફરિયાદ કરી કે કિલ્લાઓ બહુ વધી ગયા છે. એમની પાછળ થતું ખર્ચ એ પૈસાનો નિરર્થક બગાડ છે. શિવાજીએ જવાબ આપ્યો: "જે પ્રમાણે ખેડૂતો માળાઓ બાંધી ખેતરનું રક્ષણ કરે છે, તે પ્રમાણે કિલ્લાથી રાજ્યનું રક્ષણ થાય છે."

શિવાજીએ લશ્કર ઉપરાંત નૌકાસૈન્ય તરફ પણ પૂરતું ધ્યાન આપી મોગલોની ભૂલ સુધારી. એણે પોતાના નૌકા-સૈન્યમાં મુખ્ય કાંકાના ખારવાઓની ભરતી કરી. એનું નૌકાસૈન્ય એની હયાતીમાં જ એટલું સબળ બન્યું હતું કે એનાથી ફિરંગીઓ અને અંગ્રેજો પણ ડરતા.

શિવાજીનું રાજ્યશાસન હિંદના મુસ્લિમ સુલતાનોના શાસનની પેઠે એક આપખુદ રાજ્યશાસન હતું. એના રોજબરોજના વહીવટમાં એને એના આઠ પ્રધાનો મદદ કરતા. એ બધામાં મુખ્ય પ્રધાન પેશ્વા હતો અને શિવાજીની ગેરહાજરીમાં એ રાજ્યવહીવટ ચલાવતો. શિવાજીની રાજ્યવ્યવસ્થાના બે મુખ્ય સિદ્ધાંતો હતા. કોઈપણ અમલદાર, પછી એ ભલેને ગમે એટલો લાયક હોય, તોપણ એને નોકરીના બદલામાં રોકડ પગાર આપવો, જમીનજાગીર ન આપવી. તેમજ અમલદારી વંશપરંપરાગત કદી ચાલવા દેવી નહીં. એ પોતાના અમલદારોની પસંદગી કેવળ લાયકાતના ધોરણે કરતો. એણે બ્રાહ્મણ, મરાઠા, પ્રભુ, કોળી, મહાર(ઢેડ), ખારવા અને મુસલમાન એ સૌ કોમોમાંથી પોતાના માણસો લાયકાતના ધોરણ મુજબ પસંદ કર્યા હતા.

શિવાજીની ખેતનીતિ સંગીન અસરકારક અને માનવતાભરી હતી. ખેડૂતોને રોકડ કે દાણા બેમાંથી ગમે તે રૂપમાં મહેસુલ ભરવાની છુટ્ટી હતી. જમીનની યોગ્ય આકારણી પછી શરૂઆતમાં પાકના ૩૦% મહેસુલ લેવામાં આવતું. પાછળથી બીજા કરવેરા નાબુદ કરી. એ રકમ ૪૦% એ પહોંચાડવામાં આવી હતી. ખેડૂતોને બનાકિયો બળદ અને બીજી ખરીદી માટે રાજની તીજોરીમાંથી તગાવી આપવામાં આવતી. જે ખેડુતો સહેલા વાર્ષિક હપ્તાઓમાં પાછી વાળતા. મહારાષ્ટ્રમાં બનાકિ જમીન મહેસુલના ઇજારા અપાતા. એને કારણે ઇજારદારો ખેડૂતને ક્રૂરતાપૂર્વક ચૂસતા. શિવાજીએ એ પદ્ધતિ નાબુદ કરી, પોતાના અમલદારો મારફતે સીધું જમીનમહેસુલ વસુલ કરવાનું રાખ્યું. એનાથી ખેડુતોને ઘણી રાહત મળી. આજે પણ એ જ પદ્ધતિ ચાલુ છે.

મહારાષ્ટ્રના ડુંગરાળ મુલકમાં ખેતીની ઝાઝી પેદાશ શક્ય ન હોવાથી પોતાની આવકમાં ઉમેરો કરવા માટે શિવાજીએ ચોથ અને સરદેશમુખીની પદ્ધતિ ચાલુ કરી. આ કરવેરાનું સાચું સ્વરૂપ શું હતું, તે સંબંધી ઇતિહાસકારોમાં મતભેદ છે. એમનું મૂળ સ્વરૂપ ગમે તે હોય પણ શિવાજીના મરણ પછી એ કરવેરા હિંદના બીજા પ્રાંતોમાં તો પ્રજાપીડક કરવેરા થઈ પડયા હતા.

શિવાજીની રાજ્યપદ્ધતિ એનું પોતાનું જ મૌલિક સર્જન હતું. એના લશ્કરોને એ જાતે તાલીમ આપતો. રણજીતસિંહની પેઠે એને પોતાના કારભારમાં ફ્રેંચ ગુરુઓની જરૂર પડી નહોતી. એ કેવળ લૂંટને ખાતર લૂંટ કરતો નહિં. ઇરાદાપૂર્વક ક્રૂર બનતો નહીં અને એની ધર્મસહિષ્ણુતાનાં તો ખાફીખાન જેવા ઝનુની મુસ્લી ઇતિહાસકારે પણ મુક્તકંઠે વખાણ કર્યા છે.

એણે જે સર્જ્યું તે એના સઘળા સમકાલીન

હિંદુ હરીફો કરતાં લાંબુ પહોંચ્યું. કારણકે શ્રી. જય-સ્વાલ કહે છે તેમ મરાઠાઓના મૂળ આ દેશના ભૂતકાળમાં હતાં. શિખોના હાથમાં સત્તા આવી ત્યારે એ અર્ધકોમને સત્તાનું શું કરવું એ સુઝયું નહિ, એટલે એણે પોતાની નજર સામે જે પાદશાહી હતી એની નકલ કરી. ઉલટપક્ષે મરાઠાઓ પાસે શુક્રાચાર્ય, ભીષ્મ અને ચાણક્યના રાજકીય ડહાપણનો વારસો હતો. આવી ઉત્તમ પૂર્વભૂમિકામાં શિવાજીની રાજકીય પ્રતિભા ભળી, એટલે શિવાજીએ મોગલ સામ્રાજ્ય, બિજાપુર, પોર્ટુગીઝો અને જંજીરાના આ સીદીઓ જેવી ચારચાર સમર્થ સત્તાઓના દાંત ખાટા કરીને પોતાનું સ્વરાજ્યનું ધ્યેય સિધ્ધ કર્યું.

### સ્વરાજ્યમાંથી સામ્રાજ્ય: મરાઠાશાહીમાંથી હિંદુપત પાદશાહી

શિવાજીના અકાળ અવસાનથી એના મોટા પુત્ર સંભાજીના હાથમાં સઘળી સત્તા આવી પડી. સંભાજી એક વીર પણ ક્રૂર ને સ્વચ્છંદી રાજા હતો. શિવાજીના અનેક વિશ્વાસુ અમલદારોને એણે હાથીને પગે દીધા. પોતે રાજકારભાર તરફ તદ્દન બેદરકાર બની ગયો, અને મોજશોખમાં દિવસો વિતાવવા લાગ્યો. લશ્કરને નિયમિત પગાર મળતો અટક્યો, એટલે લડવૈયાઓ લૂંટારા થયા અને પ્રજાની હાલાકી વધી.

આવી વિષમ પરિસ્થિતિમાં મરાઠાઓને છેવટને માટે ખતમ કરી નાખવાનો નિર્ધાર કરીને ઔરંગઝેબે વિંધ્યાચળ ઓળંગ્યો. અને બન્ને પક્ષ વચ્ચે ફરી પાછું યુધ્ધ ફાટી નીકળ્યું. ઇ.સ. ૧૬૮૮માં સંભાજી પીધેલી હાલતમાં જીવતો કેદ પકડાયો. ઔરંગઝેબે એને, જો એ મુસલમાન થાય તો જીવતદાન આપવાની ખાત્રી આપી. સંભાજીએ ના પાડી. ઇસ્લામની નિંદા કરી એટલે ક્રોધે ભરાએલા ઔરંગઝેબે એનો અતિક્રૂર રીતે વધ કરાવ્યો, એનો પુત્ર શાહુ કેદ પકડાયો અને રાજારામને પોતાનો જીવ બચાવવા માટે ઠેરઠેર નાસભાગ કરવી પડી. ઔરંગઝેબની પ્રચંડ ઇચ્છાશક્તિના ભાર હેઠળ શિવાજીએ ૩૫ વર્ષના પુરુષાર્થે સર્જેલું સ્વરાજ્ય કચડાઇને કૂચો થઈ ગયું. ઔરંગઝેબની ઇચ્છાશક્તિથી સ્વરાજનો દેહ નાશ પામ્યો. પણ એનો આત્મા—મરાઠાઓનુ સ્વદેશાભિમાન અણનમ રહ્યો.

મરાઠાશાહીના આ ઘોર નિરાશાના કાળમાં આમ પ્રજામાંથી અનેક નેતાઓ ઊભા થયા અને એમણે શિવાજીમહારાજનો ભગવો ઝંડો ફરકતો રાખ્યો. રાજકીય યુધ્ધ પ્રજાકીય યુધ્ધમાં ફેરવાઈ ગયું. રામચંદ્ર પંત, શંકરજી મલ્હાર, પરશુરામ ત્ર્યંબક, ધનાજી જાધવ, અને સંતાજી ઘોરપડે જેવા આમજનતામાંથી ચાચાનક પ્રગટેલા નેતાઓએ આલમગીરને આરામથી ઊંઘવા ન દીધો. ધનાજી જાધવ અને સંતાજી ઘોરપડેએ તો ખુદ શહેનશાહની છાવણી ઉપર પણ ધાડ પાડવાની બાકી ન રાખી ઔરંગઝેબ જે કિલ્લાઓ મહામુસીબતે જીતતો તેને મરાઠાઓ બીજે દિવસે પાછા ખૂંચવી લેતા. આઠ વર્ષના ઘેરા પછી જીંજી પડયુ પણ રાજારામ છટકી ગયો, અને એણે નવેસરથી આક્રમણ શરૂ કર્યું. આ અનંત દેખાતા વિગ્રહનો અંત ઔરંગઝેબના મરણ સાથે આવ્યો.

[ક્રમશઃ]



આપણે એવું સ્વરાજ્ય ઇચ્છીએ છીએ કે જેમાં સૂકા રોટલાને અભાવે સેંકડો માણસો મરતાં નહીં હોય...આપણા વિચાર અને શિક્ષણનું વાહન પરદેશી ભાષા નહીં હોય...આપણું લશ્કર પેટિયું નહીં હોય, તેનો ઉપયોગ બીજી પ્રજાઓની સ્વતંત્રતાનો નાશ કરવામાં નહીં થતો હોય, મોટા અમલદારોના અને નાના નોકરોના પગારની વચ્ચે આભજમીન જેટલું અંતર નહીં હોય, ઇન્સાફ અતિશય મોંઘો અને અશકય જેવો નહીં હોય અને સૌથી વિશેષ તો એ છે કે આપણું સ્વરાજ્ય હશે ત્યારે આપણે આપણા પોતાના દેશમાં તેમજ પરદેશમાં જ્યાં અને ત્યાં હડે હડે નહી થતા હોઇએ...

—સરદાર પટેલ



[ પાન ૪૦ થી આગળ ચલુ ]

પ્રાણીને હણીને તેના માંસ અને ચામડાનો વેપાર કરવાની હલકી વૃત્તિએ શિકારીઓ પહોચી ગયા છે. એવી જંગલમાં ફરતી ડફર નામની ટોળીઓ પોતાની આજીવિકા આવા શિકાર ઉપર જ મેળવે છે. એ બધાને અત્યારે પાકું સ્વરાજ છે. અને વન્ય પ્રાણીઓ દુઃખ અનુભવે છે તો આપણે પોતે જ તેઓને રક્ષણ આપવાનું સમજીએ તો દુઃખ ઓછું થાય.

સવાર–સાંજ એ હરણનો ચરવાનો વખત છે અને બપોરે તેઓ આરામ કરે છે. તેઓની કર્ણેન્દ્રિ બહુ વિકાસ પામી હોય એવું દેખાતું નથી ઘ્રાણ લેવાની શક્ત પણ સાધારણ હોય છે પણ તંક્ષ્ણ નજર અને દોડવાની ચપળતા અને ઝડપ એ તેઓનાં બચાવનાં સાધન છે. તેમાં જયારે ચમકીને આખું ટોળું ભાગવા લાગે ત્યારે શરૂઆતમાં તેઓ થોડા ઠેકડા અને કુદકા મારતાં મારતાં વાજમાં ઝડપબંધ ભાગવા માંડે છે. ટોળાની જવાબદારી હંમેશાં કોઇ પાકટ અને ચાલાક હરણીને સંભાળવની હોય છે. વરસમાં કોઇ પણ માસમાં તેનાં બચ્ચાં નજરે ચડે છે. પણ મુખ્ય સંવનના મહિના તો ફેબ્રુઆરી અને માર્ચ માસ છે. આ મહિનામાં હરીફ નરો માદાના ટોળા માટે યુદ્ધ કરતાં નજરે ચઢે છે. આવું યુદ્ધ ઘણા લાંબા સમય સુધી ચાલે છે અને જો આપણે કાળિયારોને લડતા જોઇ શકતા ન હોઇએ તો એમ જ લાગે છે કે કોઇ લાઠી–યુદ્ધ ખેલી રહ્યું છે. અને જ્યારે માદા ભેળા હોય ત્યારે અમુક પ્રકારની ખદની ચાલ ચાલતો જોવામાં આવે છે. અને ચાલતાં ચાલતાં હરીફને આહ્વાહન આપતો ગળા ખોખારતો અવાજ આપ્યા કરે છે. અને પોતાનાં શીંગડાં પોતાની પીઠ ઉપર નાંખી મોં ઊંચુ રાખી કાનને સાવ ઢીલા મૂકી દઇ પોતાની ગંધ ગ્રન્થીને ફૂલાવી રાખે છે. અને ટોળામાંથી એકાદ ઋતુ ઉપર આવેલી માદાને જુદી પાડી તેની પાછળ પડે છે. એમ કહેવાય છે કે એક અથવા બે બચ્ચાંને એક વિયાજણમાં માદા જન્મ આપે છે. પણ મારી નોંધમાં સેંકડો હરણોને પાળીને બચ્ચાં આવતાં જોયાં છતાં કોઇ વખતે બે બચ્ચાં જન્મ્યાં એ આવ્યું નથી. માદા જ્યારે જણવાની થાય ત્યારે તે ટોળાથી અલગ પડી જઇ કોઇ ઘાસવાળી જગ્યા અથવા તો ઝાળાંવાળું મેદાન શોધી બચ્ચાંને જન્મ આપે છે. અને તેમાં જ તેને સંતાડી રાખે છે. ત્રણ વખત પોતાની માને ધાવી લે એટલે પછી તેને પકડવા ઘોડાં જ જોઇએ. અને પછી તો ટોળામાં ભળી જાય છે. અને આખું ટોળું ભાગે તેમાં બચ્ચાં સૌથી આગળ ભાગે છે. એ ભાગતું ટોળું એક બહુ સુંદર દસ્ય ખડું કરે છે.

અમારા ના. મહારાજા સાહેબના પ્રાણીસંગ્રહમાં સફેદ હરણો ઘણાં હતાં. અને તેમાંના કેટલાંકને જંગલમાંથી પકડી આણ્યાં હતાં. પછી તો તેનાં બચ્ચાં લઈ છેવટે સફેદ બચ્ચાં જ આવે એવી રીતે તેનું પ્રજનન કરાવ્યું હતું. આ સફેદ હરણો પણ એક બહુ સોફીયાની જનાવરો હતાં. અત્યારે તો તેના અવશેષો ક્યાંક હોય તો.

## ચોશીંગાં

હરણના કુટુમ્બથી ઘણી રીતે જુદા પડતાં જે પ્રાણીઓ આપણે હવે જોઈએ છીએ તે ચોશીંગાં અને નીલ ગાય અથવા રોજડાં છે. એમાં પહેલું નજરે ચડતું જુદાપણું તે તેઓનાં શીંગડા છે કે જેમાં હરણ જેવા વળ કે વીંટી હોતી નથી. પણ મૂળમાં કોરવાળાં હોય છે. માદા તો શીંગડાં વિનાની હોય છે.

હરણ કુટુમ્બથી આ પ્રાણીઓને વળી જુદાં પાડયા છે. અને તેનાં કેટલાક પિત્રાઈઓ જેવાં કે ઈલેન્ડ, કુડુ અને બુશ બક એ બધાં આફ્રિકાવાસી છે. પણ આપણે ત્યાં તો આ પ્રાણીઓ તદ્દન એકલાં જ છે.

ચોશીંગા અથવા ઘુંટવડાં એના નામ ઉપરથી સમજાવી દે છે કે એને માથે ચાર શીંગડાં હશે. આવી રીતે ચાર શીંગડાં બીજા કોઈ પ્રાણીને હોતાં નથી એમ મારું માનવું છે. તેમાં જે મોટાં શીંગડાં છે તે બરાબર શીંગડાંની જગ્યાએ હોય છે જ્યારે બીજાં નાનાં શીંગડાં લગભગ આંખ ઉપર આવેલાં હોય છે. બરાબર ચોખ્ખાં ચાર શીંગડાં વરતાય એવા નરો તો બહુ થોડા જોવામાં આવે છે. પણ





ખોપરીમાં ઉપસેલાં ઢેખાં તો જરૂર હોય છે. પુખ્ત વયના ચોશીંગાના નરની ઉંચાઈ બે ફીટ ઉપર હોય છે. તેનાં મોટાં શીંગડાંની લંબાઇ ત્રણથી ચાર ઇંચની હોય છે અને આગલાં નાનાં શીંગડાંની લંબાઈ માત્ર એક કે અડધો ઇંચ જોવામાં આવે છે.

આ પ્રાણીની ખાસ વિશિષ્ટતા એ છે કે નર અને માદા બન્નેના પગમાં ગંધગ્રંથીઓ વિકાસ પામેલી જોવામાં આવે છે જે બાબત માત્ર ચોશીંગામાં જ જોવા મળે છે.

તેની બરછટ રૂંવાટીનો રંગ ઝાંખો રાતો કથ્થાઈ અને નીચે રતુંબડો ધોળો હોય છે. ચારે પગ ઉપર ઘેરા રંગની પટ્ટી હોય છે. પણ તેમાં આગલા પગ ઉપર તે વધારે પહોળી અને ચોખ્ખી દેખાય છે. સૌરાષ્ટ્રમાં ગીરમાં અને લગભગ આખા ગુજરાતમાં અને દાતામાં તેઓની વસ્તી છે. ડુંગરાળ પ્રદેશ તેઓ વસવા માટે વધારે પસંદ કરે છે. પણ અતિ ગીચ ઝાડી તેઓને ગમતી નથી. છતાં ઊંચા ઘાસનો છુપાવાને માટે ઉપયોગ કરે છે. તેની આવી જગ્યામાં વસવાની ખાસિયત હરણ કરતાં સામ્બર કુટુંબને વધારે મળતી આવે છે અને જેવી પરિસ્થિતિ તેવી ખાસિયત થાય એ પ્રમાણે તેઓની ઘણી ખાસિયત સામ્બર કુટુમ્બને મળતી આવે છે. આ પ્રાણીના નરના ગળામાં એક સીસોટી જેવો અવાજ ઉનાળામાં વખતો વખત સાંભળવા મળે છે અને માદા ભાગતાં ભાગતાં પોતાનાં બચ્ચાંને સાથે રાખવા એક જાતનો ભયસૂચક અવાજ કરીને તેઓને સાથે રાખવા પ્રેરે છે.

ધુંટડું અચુક નિયમિત રીતે પાણી પીવા આવવાનું જ. કારણકે એના કુટુમ્બીઓ કરતાં તેને પાણી વધારે પીવું જોઇએ છે એટલે તેઓ પાણી નજદીક વસવાનું પસંદ કરે છે. જંગલની કિનારી ઉપર જળાશય નજદીક રહે છે. હરણની માફક તેઓ મોટાં ટોળામાં રહેતાં નથી પણ જોડી કે એકલ પ્રાણી જોવામાં આવે છે. ગીરમાં મારા જોવામાં ચાર પાંચ પ્રાણીનું ટોળું આવ્યું હતું. કદાચ એક જ કુટુમ્બ હોય. વર્ષા ઋતુમાં સંવનન શરૂ થાય છે અને શિયાળામાં પ્રજનન થાય છે. વિયાજણમાં બે બચ્ચાંને જન્મ આપે છે તેમાં ઘણે ભાગે એક નર એક માદા જ હોય છે.

મને ચોશીંગાને બચ્ચેથી પાળીને રાખવાની તક મળી છે તેમાં શરૂઆતમાં નર માદા બન્ને ખુબ હળી જાય છે પણ પાછળથી નર જેમ જેમ ઉમ્મરલાયક થવા લાગે છે તેમ તેમ તેનો મિજાજ બગડતો જાય છે અને પુખ્ત વયે પહોંચ્યા પછી તો ગોઠણિયા વાળીને દોડવાની રીત અખત્યાર કરી આપણા પગમાં આવી સાથળમાં શીંગડા ભરાવવાની તક જવા દેતો નથી. આપણને પાસે આવતા જુએ એટલે કતરાતો જાય. એથી ખબર આપી દે કે મારો સ્વભાવ ખરાબ છે, દૂર રહેજો. આ તકેદારીની દરકાર કર્યા વગર આગળ જઈએ તો તે એકદમ દોટ મુકે. અજાણ્યાને ખબર ન પડે કે આમ તે શા માટે કરે છે. એ વિચાર પૂરો થયા પહેલાં તો તે ધીંક લગાવી દે છે, આમ કરતી વખતે તે એક પ્રકારનો અવાજ કરે છે. બે નરો લડે છે ત્યારે પણ આમ ગોઠણીએ પડીને બન્ને સામસામી ધીંક લગાવે છે. એટલે નરને પાળવો એ જરા જોખમ છે. પણ માદા બહુ સરસ રીતે પાળીને હેવાઈ બનાવી શકાય છે.

### નીલગાય અથવા રોજડાં

સૌરાષ્ટ્ર ગુજરાતનું આ બહુ જાણીતું પ્રાણી છે. સામાન્ય માન્યતા એવી છે કે એ ગાય છે એટલે એને મારી ન શકાય, આ માન્યતા બીલકુલ પાયા વિનાની છે. એ તો હરણની કોમનું મોટામાં મોટું પ્રાણી છે. જેની પુખ્ત વયના નરની ઉંચાઈ બાવનથી છપ્પન ઇન્ચ છે. એટલે ઘોડાંની ઉંચાઈ પ્રમાણે બોલવા માટે તેર કે ચૌદ મુઠ થાય છે. આ પ્રાણીની ઉંચાઈનાં પ્રમાણમાં તેનાં શીંગડાં બહુ સારા તો ન જ કહેવાય. સામાન્ય શીંગડાંની લંબાઈ આઠ ઈંચની હોય છે પણ મારા માપવામાં એક વખત દશ ઈંચના શીંગડા આવ્યાં છે. આવો સુંદર નર મહુવાની કાંટમાંથી માર્યો હતો. દેખાવમાં આ પ્રાણી હરણ કરતાં ઘોડાને વધારે મળતું આવે છે. જેમાં આગલા ભાગો ઊંચા અને પાછળના નીચા હોય છે.





તેનો દેહ ઘોડાંના દેહને મળતો આવતો હોવાથી અમારા સ્વ. મહારાજા ભાવસિંહજી બહાદુરને તેઓ પાસેથી ભાર ખેંચવાનું કામ લેવા વિચાર થઈ આવ્યો અને અખતરો કરવા પોતાના ચુનંદા ચાબુક સ્વારોને તેને ગાડી ખેંચતાં કરવા હુકમ આપ્યો. આનું એક કારણ એ પણ હોય કે પોતે આ પ્રાણી પર પોતાની બંદૂક લંબાવતા નહિ. એટલે તેના પુખ્તવયોના નરોને પકડાવી મંગાવ્યા થોડા વખત બંધનાવસ્થાથી બાધી માહિત કરી તેને ગાડીના સામાનની ભડક ઉડાડી. જ્યારે સામાન રાખવા લાગી ગયા એટલે તેને પડખે એક ઘોડો જોડીને ગાડીમાં વહેતા કર્યા. શરૂઆતમાં તો કાબેલ ઘોડાએ ગાડીને ખેંચીને ચાલવા માંડ્યું અને પડખે જુતેલ રોજને ન છુટકે ચાલવું પડ્યું. આમ થોડા દિવસ તો ઘોડાએ એકલાએ આખી ચાર પૈડાની ગાડી ખેંચી બતાવ્યું કે આ રીતે ગાડી ખેંચી શકાય. જ્યારે છુટથી રોજ ચાલવા લાગ્યો એટલે એક વખત ઘોડાને ચાબુકસ્વારે રોકી રોજ પાસે ગાડી ખેંચાવવા કોશીષ કરી તો એ તો થોડું ચાલી સાવ અટકી જ ગયો. પછી તો એની જ પાસે ખેંચાવવાનું રહ્યું. આ માટે તમામ પ્રકારની શિક્ષાનો સ્વાદ કેવો છે તે તેને બતાવ્યું પણ એ તો એવો હઠીલો પડ્યો કે બરાડા પાડવા લાગ્યો. અને જોનારને ત્રાસ કરાવી દીધો. એમ ઘણા નીલકંઠને હાંકવા પ્રયત્ન કર્યો પણ તેમાં જરાય ફતેહ મળી નહિ.

મેં પોતે અમારાં ના. મહારાજા સાહેબના સંગ્રહમાં રાખવા માટે એક રોજડાનું નાનું બચ્ચું આણ્યું તેને ગાય રાખીને દૂધ ધવડાવીને મોટું કર્યું અને જ્યારે તેની ઉપર કાળી છાંય આવવા લાગી ત્યારે તેને જીન સવારીમાં લેવાની ઇચ્છાથી તૈયાર કરવા દોરીમાં નાખી મંડળમાં નાખવો શરૂ કર્યો. દોરીના ઇસારાને બરાબર પીછાનવા લાગ્યો એટલે તેને બીટ અને મોરડો ચડાવીને જીન બાંધ્યું અને ફેરવવા માંડ્યો. એમાં પણ એ ઠીક વિશ્વાસપાત્ર થયો એટલે એક નાના સવારને ચડાવ્યો. પણ તેને હજુ સાવ છુટ્ટો તો નહોતો જ મૂક્યો. દોરી પકડીને તો પ્રમાણમાં ઠીક કામ આપતો પણ એક દિવસ જરા ભૂલથી દોરી છૂટી ગઇ અને તેને લાગ્યું કે ભાગી શકાય છે. ત્યાર પછી મંડળમાં જ તેણે કાપી મારવાની શરૂ કરી દીધી અને એક દિવસ તો દોરી પકડનારને ખેંચીને ભાગ્યો. અને દોરી હાથમાંથી છૂટી ગઈ. પછી તો પેલા સવારને કેમ નીચે પાડી દેવો એ જ રસ્તો શોધતો તે નીચે આવેલી ઝાડની ડાળીઓ નીચેથી જ ભાગવા લાગ્યો, અને અન્તે તેને પણ ઉપરથી ગીરાવી દીધો અને પછી તો તેણે સાવ કાબુ બહાર જવા માંડ્યું. અન્તે તેને તે કામમાંથી મુક્ત કરી નાખવો પડ્યો. એ ઉપરથી સમજાયું કે આપણે ઉપયોગમાં લઈ શકીએ તેવી તેની બુદ્ધિ નથી.

પુખ્ત ઉમ્મરના રોજના નરનો રંગ કાળો ભૂરો ચારે પગનાં સુઠીયાં ઉપર સફેદ રંગની ગોળ ઝાંઝરી અને બન્ને ગાલ ઉપર સફેદ રંગના ચાપાં હોય છે. હોઠ, દાઢી, કાનની અંદરનો ભાગ તથા પૂંછડીની નીચેનો ભાગ પણ સફેદ હોય છે. નાના નરો અને માદા પીળી તપખીરીયા હોય છે. નર માદા બન્નેને ગરદન ઉપર કાળી કેશવાળી પણ ટૂંકી અને પુખ્ત નરને વળી ગળે કડક કાળા બાલનું ઝૂમખું હોય છે. નરને શંકુ આકારના મૂળમાં ત્રિકોણ અને ઉપર ગોળ શીંગડાં હોય છે.

રોજડાં ગીચ વગડાથી આઘાં રહે છે. પણ જાળા ઝાંખરોવાળી જમીન. કાંટા અને સપાટ મેદાન, ઘાસના બીડ અને ડુંગરા તેઓ ખાસ પસંદ કરે છે. અને રાતના તેઓ વાડીની મોલાત ખાવા ઉતરી આવે છે. આ પ્રાણી ખેતીને ઘણું નુકસાનકારક છે. અને ફળફળાદિને પણ ખાય છે. તેઓનો ચરવાનો સમય મોડી સવાર સુધી અને વડેલી સાંજથી પાછો શરૂ થાય છે, પણ બપોરના તડકાથી બચવા કોઇ આછો છાંયો જોઈ આખું ટોળું આરામ કરે છે.

તેઓનો ખાસ ખોરાક તો ઘાસ અને જુદા જુદા છોડના પાંદડાં અને ખેતીની મોલાત તથા વાડીનાં ફળોનો પણ સ્વાદ લેવા ચૂકતાં નથી, અને શિયાળુ તલનાં ધાટાં ખાઇને તો બહુ મસ્ત બની જાય છે. પાણી પીધા વગર તેઓ લાંબો વખત ચલાવી શકે છે. અને શિયાળામાં તો તે વગર પણ ચલાવી રહેતું હોય એમ દેખાય છે. કોઈ જંગલી પ્રાણીને જાય ત્યારે હાંસે છે અને ભાગે છે. ત્યારે મ





ઊંચુ રાખે છે. 'આંખ અને નાક બન્ને ઈન્દ્રીયો ચપળ હોય એમ જણાતું નથી, પોતાનો બચાવ તેઓ ચપળતાથી ભાગીને કરે છે. પણ પાકો સવાર તેને જરૂર પકડી પાડે છે. હરણની કોમમાં એક ખાસ ખાસિયત એ નજરે ચઢે છે કે તેઓ હંમેશાં એક જ આખળીમાં લીંડી કરવાની ઈચ્છા રાખે છે એમ નીલગાય પણ એવો જ આગ્રહ રાખે છે. આવી જૂની આખળીમાં મોટો લીંડીઓનો ઢગ દેખાય છે. આ કારણનો અર્થ એ સમજાય છે કે ટોળું તીતર બીતર થઈ ગયું હોય તો તો આવી આખરી ઉપર લીંડી કરવા આવતાં પાછાં બધાં ભેગાં થઈ જાય છે,

રોજડાં બનતાં સુધી આઠ દસના ટોળામાં રહે છે. પણ મેં તેના પચાસ પચાસ જનાવરોનાં ટોળાં જોયાં છે. એ ટોળામાં નાના નરો, માદાઓ અને બચ્ચાં બધાં ભેગાં હોય અને કયારેક મોટો નર પણ નજરે ચડે છે. છતાં પુખ્ત વયના નરો તો જુદા જ વસવાટ પસંદ કરે છે. અથવા જેમ બીજાં પ્રાણીના નરો બેત્રણ ભેળા થઈ ફરે તેમ તેઓ ફરે છે. વરસના કોઈપણ માસમાં તેનાં બચ્ચાં દેખાય છે. પણ ખાસ પ્રજનન ઋતુ ચોમાસા પહેલાં અથવા પછી હોય છે. અને એક વિયાજણમાં બરાબર બે બચ્ચાંને જન્મ ગર્ભાધાન આશરે નવ મહિનાનું હોય છે.

કોઇ શિકાર ન કરે વળી એકી સાથે બે બચ્ચાંને જન્મ આપે એટલે આસપાસ તેનો વધારો બહુ દેખાય છે. આથી ખેતીને સારૂં નુકસાન કરતાં હોય છે. અહીં અને ઘણે ઠેકાણે તેઓ અર્ધ પરિપાલિત દશા માં જોવામાં આવે છે. પણ છેલ્લાં વરસોમાં તેઓ ઉપર આફત ઉતરી અને એક દ્રવ્યઉપાર્જનનું સાધન ગણી તેનો શિકાર ચાલુ થઈ ગયો. અને તેનું ચામડું અને માંસ બન્ને વેચાવા લાગ્યાં. એટલે હમણાં હમણાં તો મારી આસપાસ ગોત્યું જડે એમ નથી. આવી આફત આવી એટલે હવે જે પ્રાણી જરા પણ ડરતું નહિ તે હવે જો દેખાઈ જાય તો હરણ જેટલી ઝડપે ભાગી નીકળે છે.

નીલમાં કાળિયારમાં હોય છે એટલુ લડાયક ઝેર નથી. છતાં કોઈક વખત તેઓ લડતાં નજરે ચડી ગયા છે. તેમાં સામસામા થઈ ગયા હોય તો ગોઠણિયા વાળીને બન્ને માથાં ભટકાવે છે અથવા તો એક ભાગતો હોય અને બીજો તેની પછળ હોય છે. આ યુદ્ધ ઘણા લાંબા સમય સુધી ચાલે છે છતાં કહેવત પ્રમાણે " રોજડાં એ તો રોજડાં જ ને."



# સ્વ. છોટુભાઇ પુરાણી

ગૂજરાતને પોતાની અનેકવિધ સેવાથી સમૃદ્ધ કરનાર છોટુભાઇ પુરાણીએ ગઈ તા. ૨૨ મીએ જીવનલીલા સંકેલી દીધી. ગૂજરાતને કપાળેથી માયકાંગલાપણાનું કલંક ભૂંસી દેવા એમણે પચાસ વર્ષનો અવિરત પુરુષાર્થ કર્યો. અને સંઘબળ કેળવવાના સંકલ્પના તાર્કિક પરિણામ લગી જવાને એ સદાય ઉદ્યુક્ત રહ્યા. સ્વ. છોટુભાઇને માત્ર વ્યાયામ પ્રવૃત્તિના પ્રણેતા તરીકે જોનાર, ઝાડની એક જ ડાળ જુવે છે. જેમ વ્યાયામ પ્રવૃત્તિ એ પણ પેલા સંકલ્પનું જ અમલીરૂપ હતું તેમજ એમની રાષ્ટ્રીય શિક્ષણ અર્થની પ્રવૃત્તિ, '૪૨ની લોકક્રાન્તિના ભૂગર્ભ નેતા તરીકેની કામગીરી અને છેવટે એ સર્વને છેડે આવેલી સમાજવાદી પક્ષમાં જોડાવાની અને પોતાને જણાયું તે સત્ય સર્વ સમક્ષ નીડરતાથી શેહ શરમથી અંજાયા વિના કરી દેવાની પ્રવૃત્તિ પણ પેલા જ સંકલ્પનું પરિણામ હતું. પોતાની જિંદગી માનવ કેવી રીતે જીવી ગયો એ જ માનવીની જીવન–ભૂમિકાનો નિકષ હોય. જો સ્વ. છોટુભાઇ સાચા જીવનભર હતા વ્યાયામે પ્રણેતા ખોયો. ક્રાન્તિએ શૂરો સેનાની ખોયો. સમાજવાદી પક્ષે કાર્યદક્ષ અને સન્નિષ્ટ નેતા ખોયો. પણ ગુજરાતે તો એક સાચો, નીડર, નિખાલસ, નિઃસ્પૃહી સેવક ગૂમાવ્યો. પોતાની જિંદગીને ઝિંદાદિલીથી જીવી જાણનારને દિલાસાની જરૂર ન હોય. પાછળ રહી ગયેલા અને પગ ઘસડતાને જ દિલાસાની આત્માને શાંતિની પ્રાર્થનાની જરૂર રહે છે.

જ. દ.

# પ્રસંગકથાઓ

ધૂમકેતુ

[ ૧ ]

એક વખત ચોમાસામાં એક નદીમાં પુર આવ્યું. ચોમાસું હોય એટલે પુર તો આવે જ એમાં કાંઈ નવી નવાઇ ન હતી. પણ આ તો એવું પુર આવ્યું કે ન પૂછો વાત. અનેક નદી નાળાં છલકાઇ ચાલ્યાં હોય કે ગમે તેમ પણ નદીમાં બે કાંઠામાં ક્યાંય પાણી માય નહિ એવું થઈ ગયું.

અને કાંઠાની બહાર નીકળેલાં પાણીએ તો એક મોટો મહેરામણ સરજી દીધો!

એ વખતે નદીને અભિમાન આવ્યું કે ઓહોહો! મારાં તો કાંઈ પાણી છે! બધે જળબંબાકાર થઈ ગયું છે ને ધરતીને ક્યાંય રહેવા દીધી નથી! મારામાં આવું અમાપ બળ છે એની તો મને ખબર નહિ! એમ ને એમ ગર્વ કરતી નદી તો સમુદ્ર સુધી પહોંચી ગઇ!

પણ જ્યાં સમુદ્રને જોયો ને એનું અભિમાન તો હવામાં ઊડી ગયું!

ત્યાં એણે જોયું કે જળ જળ ને જળ સિવાય બીજું કંઇ નજરે જ ચડતું નથી! ધરતી આખીને ઢાંકીને જળબંબાકાર, વિસ્તરેલો, સેંકડો જોજનમાં પથરાઇ ગયેલો એક મહાન જળરાશિ ત્યાં હતો. ત્યારે નદીને ખબર પડી કે એના કરતાં હજારગણું વધારે સામર્થ્ય ક્યાંક છે ખરું!

સમુદ્રને એ અભિનંદન આપવા ગઈ.

તો સમુદ્રે વળી એને નવો જ માર્ગ બતાવ્યો.

સમુદ્રે કહ્યું કે 'અરે! ભાઈ! આ જળરાશિ તો શું છે? એવા એવા સમુદ્રો પડ્યા છે કે જેમાં હું ને તું બન્ને જલબિંદુ ગણાઈએ!'

ત્યારે સત્યનું પણ એવું છે. સત્યનો ભારે મોટો દાવો કરનાર પાસેજે સત્ય હોય, તેના કરતાં વધારે વ્યાપક ને વધારે સાચું સત્ય બીજા પાસે હોઈ શકે!

એટલા માટે જેવારંવાર સત્ય જાણવાનો દાવો કરે છે, એને ઉપનિષદ્‌કારે અસત્યનો પૂજારી કહ્યો છે!

સત્યનો પૂજારી તો તે છે જે વધારે પ્રકાશ માટે પ્રાર્થના કરતાં કોઈ દિવસ થાકતો નથી.

અને જાણે છે કે એવી રીતે કોઈક દિવસ સત્યની ઝાંખી થશે! કારણ કે એ જાણે છે કે સત્ય આખું કોઇને કોઈ દિવસ મળતું જ નથી!

એ અને ઈશ્વર કોઇ દિવસ જુદાં પડતાં નથી.

ત્યારે આ પ્રમાણે નદીના ગર્વને સમુદ્રે ગર્વ કરીને નહિ પણ પોતાની વિનમ્રતા બતાવીને ટાળ્યો એ કથા જાણકારોમાં ઘણી પ્રસિદ્ધ છે.

એ ઉપરથી શેર ઉપર સવાશેરની કહેવત ઊભી થઈ છે.

[ ૨ ]

એક માણસ કુકડાઓને લડાયક રીતે તૈયાર કરવાનું કામ કરતો હતો. એક વખત એક જણે એને એ કામ સોંપ્યું. એણે સરસ કુકડો એ માટે તૈયાર કરવા માંડ્યો.

આઠેક દિવસ થયા એટલે પેલાએ પૂછ્યું: 'કુકડો તૈયાર થઇ ગયો?'





'ના ભાઈ હજી તો તૈયાર થયા નથી!'

'કેટલોક વખત લાગશે?'

'બીજા આઠ દિવસ!' તેણે જવાબ વાળ્યો.

બીજા આઠ દિવસ ગયા એટલે એણે પૂછ્યું: 'કેમ હવે તો તૈયાર થયા હશે ના?'

'તૈયાર થયા છે પણ બરાબર નહિ, ટક્કરમાં હોય ત્યારે, બીજા કુકડાનો અવાજ સાંભળતાં ગુસ્સે થઈ જાય છે, ત્યાં સુધી એ તૈયારી ન કહેવાય. હજી આઠેક દિવસ થોભો!

વળી પહેલો આઠેક દિવસ થોભ્યો. પછી ખબર કાઢવા આવ્યો.

રમતના ઉસ્તાદે જવાબ વાળ્યો: 'હજી નહિ સાહેબ! હું તમને એવા જોદ્ધા આપવા માગું છું કે સંગ્રામ એટલે શું એનો તમને ખરેખરો ખ્યાલ આવી જાય, હજી આઠેક દિવસ થોભો. હવે એ બીજા કુકડાનો અવાજ સાંભળતાં ગુસ્સે થઈ નથી જતા એ ખરું, પણ પોતાના પડછાયાથી ભડકી જાય છે!'

વળી આઠ દિવસ જવા દઇને પેલો આવ્યો.

પેલાએ ડોકું ધુણાવ્યું: 'હજી નહિ. તમારે મન એ બે ઘડી રમતની શોખની વાત છે. મારે તો એમની જાતમાં રહેલું ઊંચામાં ઊંચા ખમીરનું ઉન્નતમાં ઉન્નત શૃંગ જોવું છે! હજી નહિ, હજી એ એક બીજાને જોતાં જરાક ક્ષોભ પામે છે. સીધા લડાઈ મેદાનમાં પડતા નથી! ક્ષોભ પામે છે તો એક કે બે પળ—પણ એ બે પળ તો આખા જુદ્ધનું નિર્ણયાત્મક પલ્લું પોતાના હાથમાં રાખે છે. સેનાપતિઓ જુદ્ધો જીતે છે તે કાંઇ દિવસોના યુદ્ધ પછી નહિ—એક બે પળના નિર્ણય પછી."

પણ મોજશોખ માટે કુકડાની માગણી કરવા આવેલો માણુસ આ ઉત્તર સાંભળતાં હવે વિચારનાં પડી ગયો: એના મનમાં થઇ ગયું: 'ઓ હો હો! દુનિયાનું કોઈ કામ એવું નથી, જે માણસને દેવ જેવો થતાં રોકી શકે. આ કુકડા પાળનારાને હું તો નાચીજ માનતો હતો પણ એણે તો આમાંથી જીવનઘડતરની બેહદ તાલીમ મેળવી લીધી છે!'

પેલા ઉસ્તાદે એને વિચારમાં પડેલા જોઇને પ્રશ્ન કર્યો: 'શું વિચાર કરો છો સાહેબ! બહુ દિવસો થયા એમ?'

'એમ તો નહિ, પણ આમ, કે આ વાતમાં પણ આટલી બધી આંટીઘુંટી રહી છે?'

'આ વાત એટલે? આ વાત સાહેબ! તમારે મન નાચીજ હશે. અમારે ત્યાં તો સાત સાત પેઢીથી સચવાયેલું એ ઘરેણું છે. એની નકશી મારે હાથે ન બગડે મારે પહેલું એ જોવાનું છે. મારો આપેલો જુદ્ધ કુકડો ક્યાંય હારે—ત્યારે એ કુકડો નથી હારતો—હું હારું છું!'

અને તેણે તાલીમ માટે વધુ એક અઠવાડિયાની મુદત માગી!

[ ૩ ]

એક વખત એક માણુસ એક કઠિયારા પાસે આવ્યો.

એના ખેતર પાસે રસ્તા ઉપર એક ઝાડ ઉગ્યું હતું.

એ એટલું મોટું હતું કે ન પૂછો વાત. પણ એવું નકામું હતું કે એનાથી એ ત્રાસી ગયો હતો.




તેણે કહ્યું: 'ભાઈ! એ ઝાડ તું જોઈ જા. અને તને પણ ખાત્રી થશે કે બળતણ સિવાય બીજો કોઈ જ એનો ઉપયોગ નથી!

કઠિયારો ખભે કુહાડો લઈને એની સાથે ચાલ્યો.

ત્યાં જઈને જુએ છે તો ખરેખર એને પોતાને પણ નવાઈ લાગી. આટલું મોટું ને છતાં આવું નિરર્થક એવું કોઈ ઝાડ એણે કોઈ દિવસ ક્યાંય જોયું નહિ હોય એમ એને લાગ્યું!

એટલું મોટું હતું, છતાં એમાંથી એક પાટિયું પણ સાજું નરવું મળે તેમ ન હતું!

સેંકડો ડાળો હતી, છતાં એમાંથી એક નાનકડો કટકો પણ કામ લાગે તેવો નીકળે, તેમ ન હતું!

કઠિયારો તો એનું આ આ કઢંગું રૂપ જોઈને હસી પડયો! એણે કાંઈ નહિ તો પાંચ પચીસ હજાર ઝાડ જિંદગીમાં પાડી નાખ્યાં હશે, પરંતુ એમાં પણ આવું કરૂપ ને કઢંગુ ઝાડ એણે જોયું ન હતું!

મોટું પાર વિનાનું—પણ આખુંય નિરર્થક!

એ બે જણા આ ઝાડની નિંદા કરતાં ત્યાં ઊભા હતા, એટલામાં કોઈ એક સાધુ એ રસ્તે નીકળ્યો.

એણે એમની વાત સાંભળી અને એ ત્યાં થોભી ગયો.

એણે ધીમા શાંત મધુર અવાજે કહ્યું: 'જુઓ ભાઈ! તમે સમજો તો આ બધાં કુદરતનાં કાવ્યો છે. એ કુદરતમાં એક તણખલું પણ નકામું નથી રહેતું. એક પાન ખરી પડે છે અને તમને જિંદગીની કેટલી બધી અણમોલ વસ્તુ એ આપી જાય છે! આપણી પોતાની અશક્તિ હોય, અને આપણે ન સમજીએ તો જુદી વાત છે; બાકી આ ઝાડ મને એવા માણસનું સ્મરણ કરાવે છે કે જેની મોટી કાયામાં, અનેક દુર્ગુણો છુપાયા હોય! પણ તેથી એ એમ પણ બતાવે છે કે, નાના નાના અસંખ્ય દુર્ગુણો આવી રીતે જ વસી રહે છે! આજે જેમ તમે આનું બળતણ કરીને એનો પણ ઉપયોગ છે એમ સિદ્ધ કરો છો, બરાબર એ જ રીતે જાણનારાઓ જાણે છે કે દુર્ગુણોનો માણસ માટે જેવો તેવો ઉપયોગ નથી! એમને બાળવામાં આવે તો એ જીવનને જેવી તેવી હુંફ નહિ આપે! આ કઢંગુ ઝાડ કુદરતે એટલા માટે આપ્યું છે કે લોકો પોતાના દુર્ગુણોને ધિક્કારે નહિ, એનાથી ત્રાસે પણ નહિ—એને બાળતાં શીખે તો એ પાવક અગ્નિ હુંફ આપે!' પછી સાધુ રવાના થઈ ગયો. અને પેલા બે જણ પોતાના કામે વળગ્યા.



કોલેજોમાં પૂળો મૂકો, સ્કૂલોનો ભાંગીને ભુક્કો કરો, હિંમત ન હોય તો ઘરમાં બેસી રહેજો પણ વેપારની વાત ન કરશો. દોઢસો વર્ષ થયા આપણે સાચો વેપાર કર્યો છે. વાણિયો એક જ ખરો વેપાર જાણે છે અને તે ઇજ્જતનો વેપાર છે. —સરદાર પટેલ

અ. મ. રા.

## મૂંગું રુદન

[ અનુ. રમણિક મેઘાણી; પ્ર. એલ. કે. મેઘાણી, અમરતલ્લા સ્ટ્રીટ, કલકત્તા ૧. મૂલ્ય ત્રણ રૂપિયા. ]

ગુજરાતીમાં ઉતરી ચૂકેલી 'મન્વન્તર' જેવી પ્રાણવાન નવલકથાના લખનાર અને નૂતન બંગાળના સમર્થ લેખક શ્રી. તારાશંકર બંદ્યોપાધ્યાયની અગિયાર વાર્તાઓના શ્રી. રમણિક મેઘાણીએ કરેલા સુંદર અનુવાદનો આ સંગ્રહ લગભગ એક જ ઢંગની બંગાળી પ્રેમકથાઓના અનુવાદોના આપણે ત્યાં વધ્યે જતા ઢગલા કરતાં વધુ આવકારપાત્ર છે. એમાં બંગાળનું ગ્રામજીવન અને ત્યાંનો લોકસમાજ, ખાસ કરીને નીચલા થરનો, સરસ વાસ્તવાલેખન પામ્યો છે. વાર્તાકારની માનવતાપ્રેમી દૃષ્ટિ એનાં અનેક માનવીઓ પર એવી રીતે પડી છે જે વાચકોની સહાનુભૂતિની સીમા વિસ્તારે એવી છે. પાત્રોની માફક વાર્તા બનાવનાર પ્રસંગો કે પરિસ્થિતિઓનું પણ અંદર સારું વૈવિધ્ય છે. લેખનકૌશલ પણ ધ્યાન ખેંચે તેવું છે.

સંગ્રહની ઉત્તમ વાર્તાઓ પહેલી અને છેલ્લી એ બે છે. સંગ્રહની નામદાત્રી પહેલી વાર્તામાં તેમાંની ગભરૂ મૂંગી વિધવાનો રુદન–ચીસ દ્વારા લડાઈ, મોંઘવારી, ભૂખમરો, પૂર અને મહામારી જેવી માનવસર્જિત અને આસમાની આફતોથી પીડાતી બંગમાતાનું, માતા ધરતીનું, જે રુદન કર્તાએ વાચકોને સંભળાવ્યું છે તે, પેલી મૂંગીની વેદનાએ જૂનવાણી ભટ્ટાચાર્ય, નવા યુગના ડાક્તર અને નીચલા થરના શશીના અંતરમાં જે કારમું કરુણ સંવેદન જગાડ્યું તેવું જ સંવેદન તેમનામાં જરૂર જગાડશે. કર્તાની સંવેદનશીલતા, માનવતા, વાસ્તવાલેખન અને કલાસામર્થ્યનું એ વાર્તામાં એક સાથે દર્શન થાય છે. છેલ્લી વાર્તા 'જલસાઘર' એક જાગીરદારના તેના મહેસૂલ ભરનારાઓ સાથેના વર્તન અને પત્ની–પુત્રના અકસ્માત મૃત્યુથી થતા તેના પરિવર્તનની સુલિખિત કથા છે. રાયબાબુના જલસાઘરની અકાળ આથમી ગયેલી દીપમાળાઓ એક સામાન્ય માણસની પુત્રીના લગ્નસમારંભથી પ્રગટી ઊઠતી અને તેના મંડપને ગામના ક્ષુધાર્તોના તૃપ્તિ જયજયકારથી ગુંજી ઊઠતો બતાવી કર્તાએ પોતાનો સંદેશ પણ આપ્યો છે.

વચલી નવે વાર્તાઓ પણ પોતપોતાની રીતે આકર્ષક છે: 'ખજાનચી બાબુ' ધૂમકેતુની 'ભૈયાદાદા'-ની યાદ આપે એવી વાર્તા તરીકે, 'નારી અને નાગિણી' નાગિણી પરના માનવીના પ્યારની વાર્તા તરીકે 'મધુ માસ્તર' અને 'હલકારો' પાત્રવાર્તાઓ તરીકે, 'પદ્મવધૂ' ગરીબના અંજામની વાર્તા તરીકે, 'ચોકીદાર' માનસશાસ્ત્રીય રસની વાર્તા તરીકે, 'પ્રતીક્ષા' અને 'તારિણી નાવિક' ઊર્મિલ વાર્તાકારોને હાથે આવે તેના કરતાં જુદા જ અને તેના નાયકોના વાસ્તવલક્ષી અને માનુષી નિરૂપણવાળા અન્તવાળી વાર્તાઓ તરીકે. 'છેલ્લી વાત' વાર્તાકલાના કોઈ ઊંચા નમૂના તરીકે નહિ, પણ અંગ્રેજો હિંદમાં આવ્યા ત્યારથી 'હિંદ છોડો'ના નાદ, જાપાનીઓના આક્રમણ અને કલકત્તાના અવસાન સુધીના ઇતિહાસને એક કલ્પિત વાર્તારૂપે કહેવાના પ્રયોગ તરીકે ધ્યાન ખેંચે તેવી છે.

## પ્રત્યૂષ

[ લે. જશભાઈ પટેલ; ચારુતર પ્રકાશન–વલ્લભ વિદ્યાનગર; મૂલ્ય અઢી રૂપિયા ]

વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલયના ગુજરાતીના યુવાન અધ્યાપક શ્રી. જશભાઈ પટેલનાં નાનાં મોટાં મળી કુલ ૮૬ કાવ્યોનો આ સંગ્રહ છે. સંગ્રહ એના નામને સાર્થ ઠરાવે એવો છે.

એમાં કવિના કવિત્વની ઉઘડતી ઉષાની 'આછી' છતાં 'મનહરા' 'રક્તિમાનું' 'એમાંથી હમણાં થશે ઉદિત ચે બાલાર્ક' એવી આગાહી આપતું દર્શન સહૃદયોને જરૂર થશે. સંગ્રહનાં કેટલાંક કાવ્યોમાં ક્યાંક ક્યાંક ઠાકોર, ન્હાનાલાલ, ઉમાશંકર ને સુંદરમ્ જેવા પ્રસિદ્ધ કવિઓનાં કવિએ અભ્યાસકાળમાં ભણેલાં કાવ્યોના સંસ્કાર દેખાય છે અને નવેક કાવ્યો બંગાળી ને અંગ્રેજી પરથી અનુવાદિત છે. સંગ્રહમાં કાવ્યપ્રકારોનું તેમ કાવ્યોનું વાચન જે છાપ પાડે છે તે એ છે કે કવિ પાસે પ્રકૃતિસૌંદર્ય નિરખવાની દૃષ્ટિ છે, ઠીક



ઠીક સંવેદનશીલ હૃદય છે, કલ્પનાબળ સહેજ ઓછું છે અને એમની કાવ્યવાણી ઘડાતી આવે છે. એમનાં કાવ્યો ઉત્કટ રસાનુભવ બહુ ન કરાવી શકતાં હોય તો તેનું કારણ એમને પ્રચંડ ભાવો નહિ પણ 'ચાહું' કાવ્યમાં કહ્યું છે તેમ હૃદયમાં 'સરોવર શાન્ત મીઠાશ' વધુ રુચે છે એ હશે. મૈત્રી, પ્રણય, પ્રકૃતિ, પરમેશ્વર, દેશભક્તિ અને વિશ્વયુદ્ધના સમયની દુનિયાની પરિસ્થિતિએ કવિહૃદયમાં સંવેદન જગાડ્યું છે. સંગ્રહનાં આત્મલક્ષી મૈત્રીકાવ્યોમાં 'ભરી જગતવાડીએ' અને 'જતાં તું', પ્રણયકાવ્યોમાં 'ભર્યા આ સંસારે, 'મિલન ક્ષણ તું','પૂર કારમાં, સખિ!,' 'સદાનું સિઝાવું 'મધુરજની,' 'જો નિત વહે,' 'આજે જ્યારે,' 'નાચવું નિશદી મારે' અને 'બાવીસમી શરદે,' પ્રકૃતિસૌંદર્યનાં કાવ્યોમાં 'વિજય', 'વસંત,' 'ઊતરે સંધ્યા લાડીલી' અને 'પાતાળપાણી', દેશભક્તિનાં કાવ્યોમાં 'લઇ લે લ્હાવ અમૂલ' અને 'સ્વ.બાપુને અને ભક્તિકાવ્યોમાં 'અંતર લે ઉદ્ધારી' 'એને ચરણે,' 'તારી ઝાંખી,' અને 'તારી ધૂને' કાવ્યત્વની અને કવિની શક્તિની દૃષ્ટિએ ધ્યાન ખેંચે તેવાં છે. સંખ્યામાં તેમજ ગુણવત્તાની દૃષ્ટિએ પ્રણયકાવ્યોને પહેલો નંબર અપાય અને પ્રકૃતિકાવ્યોને બીજો.

ઊજળી ભાવિ સિદ્ધિની આશા આપતી 'પ્રત્યૂષ'ની કવિતાને સહૃદયોનો સત્કાર જરૂર સાંપડી રહેશે.

### ગઈ કાલ

( લે. રમણલાલ દેસાઇ; પ્ર આર. આર. શેઠની કં. મુંબઈ ૨; પાંચ રૂપયા. )

'પૂર્ણા' માસિકમાં પોતાના સાહિત્ય—સંસ્મરણોની જે લેખમાળા શ્રી. રમણલાલ દેસાઇએ લખી હતી તેનું આ ગ્રંથસ્વરૂપ એમને આત્મકથાકારના રૂપમાં ખડા કરે છે. આ પુસ્તકમાં તેમના જીવનનાં પ્રથમ સોળ વર્ષો ( સને ૧૮૯૨ થી ૧૯૦૮ )નો સ્મરણપટ એમણે ઉખેળ્યો છે. ૧૯૦૮માં પોતે મેટ્રિક થયા ત્યાં સુધીના પોતાના કિશોરકાળના વિદ્યાર્થીજીવનને અહીં આવી તેમણે સ્મરણવિષય બનાવ્યો છે. 'નર્મદા કિનારે' નામક પ્રથમ વિભાગ કર્તાએ પોતાના જન્મસ્થાન અને મોસાળ શિનોરમાં કરેલા ગુજરાતી ધોરણોના અભ્યાસનો સમય વર્ણવે છે અને 'વટપદ્રની છાયામાં' એ બીજો વિભાગ કર્તાના અંગ્રેજી ભણતર અને વડોદરા નિવાસની વાત કરે છે.

આત્મકથામાં કથાનાયકની ઉછેર, ભણતર અને ઘડતરની કથાની અપેક્ષા પહેલી રખાય. આ સંસ્મરણકથામાં કર્તા પોતાનું બાળપણ, ઉછેર, પ્રકૃતિ, ટેવો ભણતર, રુચિ—અરુચિઓ, પોતા પર પડતા રહેલા ધાર્મિક સાહિત્યકીય આદિ સંસ્કારોથી થતું રહેલું પોતાનું ઘડતર—આ સર્વનું આલેખન કરે તો છે જ. છતાં કર્તા પોતા વિષે વાત કરવાને બદલે પોતાની છાપ વિશેષ ઉત્સાહથી અને વિશેષ વિગતવાર રીતે એવી વર્ણવે છે કે તે પોતે એની પાછળ ઢંકાઈ જાય છે. કર્તા આમ સ્વભાવે નમ્ર છે. પોતાની નમ્રતાનું એને વિશે આપણને વહેમ આવે તેટલું બધું પ્રદર્શન તેમણે આ પુસ્તકમાં કર્યું છે. પોતાનું અહં બહાર વધુ પડતું ધસી ન આવે તેટલા સારુ પણ કદાચ કર્તાની આ નમ્રતાએ કર્તાને પાછળ રાખી, તેમનું નાનકડું જીવન ગુજરાતના જે મહાપ્રવાહનું એક બિન્દુ છે તે પ્રવાહને મહત્ત્વ આપી દીધું હશે. આને લીધે દોરાયેલું પહેલા વિભાગમાંનું જૂની શિક્ષણપદ્ધતિ, નાગર કુટુંબના આચાર—વિચાર અને ગ્રામિણ લોકસમાજનું ચિત્ર અને બીજા વિભાગમાંનું વડોદરાની દશેરા—સવારી જેવી વિશિષ્ટતાઓ તથા સાંસ્કારિક પ્રવૃત્તિઓના નિર્દેશ સાથે સાથે વડોદરાના સમકાલીન જીવનનું ચિત્ર કર્તાની વીતેલી ગઇ કાલની કથાની સારી પશ્ચાદ્ભૂ રજૂ કરી આપે છે.

કર્તા ગઇ કાલ વિશે લખતી વેળા આજને ભૂલી શકતા નથી. પરિણામે ગઈ સદીના છેલ્લા અને ચાલુના પહેલા દશકાને ઓળખાવતાં તે આજની દૃષ્ટિને વચમાં લાવી તેને આછા હસે છે, જેમ પોતાની જાતને પણ એ કચારેક હસે છે. 'સ્મરણયાત્રા' તથા 'સીધાં ચઢાણ'ની હળવાશ પોતાની કૃતિમાં આણવાની કર્તાની કોશિશનું કદાચ એ પરિણામ હોય અથવા, કોઇ દિલ—ધડકાવતા મહાપ્રસંગો વિ





પોતાના ભણતરકાળની વાત એવી લખાવટ વિના સાવ શુષ્ક લાગશે એમ પણ એમણે માન્યું હોય.

પુસ્તકમાં વારેવારે પોતાનાં નિરીક્ષણો ને ચિંતનો મૂકવાની કર્તાની આદતનો ઘણો અતિરેક થઇ ગયો છે. એના ઢગલામાં તો પેલું સમાજદર્શન પણ ઢંકાઇ જાય છે અને કિશોર રમણલાલને બદલે આજના પ્રૌઢ રમણલાલનું જ એમના બદ્ધ મતો, ગમા-અણગમા, આવેશ, કટુતા આદિ દર્શન થાય છે. પુસ્તક ફૂલી ગયું છે એ તો વળી ખરું જ, જોકે કર્તાને તથા પ્રકાશકને એનો કંઇ વાંધો લાગતો નથી. વડોદરાની વાત છે તો સયાજીરાવને તેમને છાજતો અર્ધ્ય કર્તા આપે એ બરાબર છે, પણ ત્યાંથી તે વિલીનીકરણ પછીના વડોદરાને યાદ કરે ને તેના પરથી આજની સરકાર ને પ્રધાનો પર આવે, અથવા વડોદરાના દક્ષિણી-ગુજરાતી વૈમનસ્ય પરથી પ્રાંતવાદ પર ને ત્યાંથી ડાંગના પ્રશ્ન પર તે ઉતરી પડે, એવા ભૂતકાળની વાતમાં વર્તમાનને ઘુસાડવાનો ઔચિત્ય અને પ્રમાણવિવેકનો ભંગ સૂચવતો દોષ થાય છે એ કર્તાના ખ્યાલમાં રહ્યું નથી. કોઇ પણ વાત આવી કે તરત કર્તા એના પર નાનકડો નિંબધ કે ચર્ચા લખવા મંડી જાય છે. આવી છુટી રસળતી શૈલી આ પુસ્તકનું આત્મકથા તરીકે મૂલ્ય ઓછું કરે છે એમ ઘણાને લાગશે. કથાનો વણાટ એથી ઘણો ફિસો થયો છે.

પૃ. ૩૯૮ મા પાના પર બીજા ફકરાની ઉપાન્ત્ય લીટીમાં 'સહ-પરીક્ષાર્થીઓ'ના અર્થમાં 'સહ-પરીક્ષકો' એવો ખોટો શબ્દ વપરાયો છે એ ભૂલ બીજી આવૃત્તિમાં સુધારવી જોઇશે.

## ચિનગારી

[ લે. ઇશ્વર પેટલીકર; પ્ર. રૂપમ્ પ્રકાશન મંદિર-લીંબડી; વિક્રેતા, ભારતી સાહિત્ય સંઘ લિ. અમદાવાદ; મૂલ્ય, પોણાચાર રૂપિયા. ]

વાર્તાલેખક શ્રી. ઇશ્વર પેટલીકરનો આ નવો વાર્તાસંગ્રહ વીસ વાર્તાઓ અને એક રેડિયો-વાર્તાલાપ રજૂ કરે છે. સંગ્રહ કર્તાના પહેલા વાર્તાસંગ્રહ 'તાણાવાણા'માં દેખાતી હતી તેના કરતાં તેમની વાર્તાકલા વિકસી હોવાનું અને વાર્તાનો કલાક્રમ તેમને હાથ બરાબર બેસી ગયાનું બતાવે છે. વાર્તાનું વસ્તુ ટચુકડું હોય પણ એને વિસ્તારીને વાંચનારને રસ પડે એ રીતે કહેતાં કર્તાને ફાવી ગયું છે. સંગ્રહની ઘણી વાર્તાઓ એ બતાવે છે. વાર્તાના વસ્તુની તાણ કર્તાને પડતી દેખાતી નથી. એમાં વૈવિધ્ય પણ સારું છે. 'સિંદરાશી', 'લગ્નની સવારી', 'મારું ઘડિયાળ', 'અગ્નિરમત', 'બંસીનું નાટક', 'ધરતી વહુ' 'નિર્જીવ પ્રાણી', અને 'નંદવાયેલું હૈયું' જેવી યુવક-યુવતીઓના મુગ્ધ પ્રણય અને લગ્નને લગતા વસ્તુવાળી વાર્તાઓ તેમની સંખ્યાથી ઠીક ધ્યાન ખેંચે છે તો કોમી હુલ્લડ, ખેડૂતની ધરતીની પ્રીત, વિધવાની સ્થિતિ, પતિપત્નીની અને પડોશણોની લડવાડ, પિતાનું વાત્સલ્ય, આજની પરિસ્થિતિ ઇત્યાદિ વિષયો પર પણ લખાયેલી વાર્તાઓ સંગ્રહમાં છે. અન્તની દૃષ્ટિએ 'ગળે ફાંસો', 'અન્નજળ પાણી' 'કમળાબેનનું રુદન' 'નંદવાયેલું હૈયું', અને 'ધરતી વહુ' જેવી કરુણાન્ત વાર્તાઓની જોડાજોડ 'વીંછીનું મોં' 'લગ્નની સવારી', અને 'બંસીનું નાટક' જેવી સુખાન્ત હળવી વાર્તાઓ પણ સંગ્રહ દેખાડે છે. કરુણાન્ત વાર્તાઓ મોટે ભાગે સ્ત્રીના જીવનની કોઇ ને કોઇ કરુણતાને સ્પર્શનારી છે એ હકીકત ધ્યાન ખેંચે તેવી છે. આમ પણ સ્ત્રીઓનું માનસ, એમની ઇર્ષ્યા, લોભ, લડવાડ, હૈયાવેદના વગેરે અને એમની ભાષા શ્રી. પેટલીકર નોંધપાત્ર કુશળતાથી રજૂ કરી શકે છે. સંગ્રહની ઘણી વાર્તાઓ સમાજદર્શન કરાવનારી છે. એમાં કર્તાનું સુધારક માનસ કામ કરી રહેલું સ્પષ્ટ દેખાય છે.

સંગ્રહની બધી વાર્તાઓ આમ સુવાચ્ય છે પણ યાદગાર રસાનુભવ થોડી જ વાર્તાઓ કરાવે છે. એ થોડીમાં નાથીના વેડફાયલા યૌવન અને સ્ત્રીત્વની કરુણતા આલેખતી 'નંદવાયેલું હૈયું', કારુણ્યમૂર્તિ વિધવા સમજુની વાચકોનો સમભાવ જગાડતી અન્ન-



જળ પાણી', નજીવી વાતમાં લડી પડેલી પડોશણોનાં સંતાનમાં ઉતરેલા એ વેરે આણેલા કરુણ અંજામની કથા કહેતી 'માનું ધાવણ', કરુણ રસની અપેક્ષા જગાડી અચાનક સુખી અંતમાં પરિણમતી એક એક દંપતીનાં એક રાત્રે ખખડેલાં હાલ્લાંની વાર્તા 'વીંછીનું મોં', ચાહું ભવિષ્ય જાણતાં નિર્બળ બનતા પુરુષને મુકાબલે સબળ ને દૃઢ રહેતી મંદાકિનીના પાત્રને ચમકાવતી 'સિંહરાશી' અને એને અવગતે લઈ જતી એક ખેડુની ધરતીની પ્રીતની પ્રેતવાર્તા 'જનમનો ખેડુ' એ છ વાર્તાનું સ્થાન ચોક્કસ ગણાય.

'ર' ને 'ળ'ના ગોટાળો લખાણમાં નહિ તો પ્રૂફમાં સુધારવા પૂરતી ભાષાશુદ્ધિની ચીવટ શ્રી. પેટલીકરે રાખવી જ રહે છે.

## ઉપનિષદ્-કથાઓ

[ લે. 'ધૂમકેતુ' પ્ર. ભારતી સાહિત્ય સંઘ લિ૦ અમદાવાદ; બે રૂપિયા ]

લોકશિક્ષણના હેતુને વરેલી 'ધૂમકેતુ'ની લોક સંસ્કાર દીપાવલિનું આ સાતમું પુસ્તક છે. એમાં ઉપનિષદોમાંની કથાઓને 'ધૂમકેતુ'એ થોડી વિસ્તારીને પોતાના ભાષ્ય અને બોધતારવણી સાથે લોકભાષામાં કહેવા-સમજાવવાનો પ્રયત્ન કરેલો છે. ઉપનિષત્કથાઓને તથા તદંતર્ગત જ્ઞાનચર્ચા કે ઉપદેશને મૂળને વફાદાર રહી ગુજરાતીમાં પૂરેપૂરાં અથવા સંક્ષેપમાં સીધેસીધાં રજૂ કરવાં વધુ ઇષ્ટ એમ માનનારા તો શ્રી. પાંડુરંગ વળામેકૃત 'ઉપનિષદની વાતો' ને હજુય વધુ પસંદ કરશે. પુસ્તકમાં કેટલીક જોડણીભૂલો દેખાય છે.

## ભક્ત સુદામા

[ લે. રામનારાયણ ના. પાઠક. પ્ર. ભારતી સા. સંઘ લિ૦ અમદાવાદ, સવા રૂપિયો.]

નરસિંહ મહેતા અને પ્રેમાનંદનાં લોકપ્રિય 'સુદામા ચરિત્ર' ને અવલંબીને તથા તેમનો વચમાં ક્યાંક ક્યાંક ઉપયોગ કરતા જઈને લખાયેલા આ સુવાચ્ય ગદ્ય સુદામા-ચરિત્ર પરત્વે નોંધપાત્ર વાત એ છે કે એમાં સુદામાપુરીના જ નિવાસી એના લેખકે એ જ નગરીમાં જન્મેલા ગાંધીજીને 'સુદામાનો અવતાર' કહી છેલ્લું પ્રકરણ એમને વિશે લખ્યું છે.

## અનન્ય બનો

[ લે. કાન્તિલાલ હ. પરીખ; પ્રતિમા પ્રકાશન, ગામદેવી, મુંબઈ ૭; મૂલ્ય પોણા બે રૂપિયા. ]

વ્યક્તિત્વને પૂરેપૂરું ખીલવી, જીવનમાંથી પ્રમાદ, નિરુત્સાહ, અશ્રદ્ધા, વિકળતા, નબળાઈઓ અને કુટેવો દૂર કરી પ્રફુલ્લ અને વિજયી રીતે જીવન જીવવાની કલા શીખવતું અને તે અર્થે અનેક ઉપયોગી અને માર્ગદર્શક પથ્ય સૂચનો પ્રેરક અને ઉત્સાહઝરતી વાણીમાં આપતું આ ગુજરાતી પુસ્તક ડેલ કાર્નેગીનાં આવાં પુસ્તકોએ અનેકોનાં જીવન બદલવામાં અને સફળ બનાવવામાં જે રીતે ઉપયોગી નીવડ્યાં હશે તે જ રીતે તેના ગુજરાતી વાચકોને ઉપયોગી નીવડવાની ખાતરી હોઈ ખૂબ સત્કારપાત્ર છે.

## આહાર અને પોષણ-ભા. બીજો

[ લે. ઝવેરભાઈ પુ. પટેલ; પ્ર. ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; મૂલ્ય, બાર આના ]

આ પુસ્તકના પહેલા ભાગને સારો સત્કાર મળતાં તેની આગળનો ભાગ આ બીજા ભાગ રૂપે પ્રગટ થાય છે. ખોરાક અને પાચનક્રિયાનું આખું રસાયણશાસ્ત્ર બાળકો અને સામાન્ય વાચકોને સુગ્રાહ્ય થાય એવી સરળ ભાષામાં રમા અને તેની બાના સંવાદરૂપે એમાં રજૂ થયું છે. પુસ્તક આહાર તથા પાચનક્રિયાને લગતી ઘણી જાણવાજોગ વૈજ્ઞાનિક માહિતી આપી આપણા ખોરાકમાં સ્વાદને ખસેડી પોષણને તેને સ્થાને મૂકી કેટલાક આવશ્યક સુધારા કરવા પ્રેરે એવું હોઈ ઘણું ઉપયોગી નિવડશે.

## ગુજરાતનાં તીર્થસ્થાનો

[ લે. દુર્ગાશંકર શાસ્ત્રી; સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય-અમદાવાદ; ૧-૪-૦ ]

જાણીતા વિદ્વાન શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રીના

દરેક પ્ર. પત્રની પ્રવેશ ફી ફક્ત ૧૦ આના } કસોટી શિશિર વ્યૂહ ૧૪૬ બંધ તારીખ ૧૪ ફેબ્રુઆરી, બુધવાર

એકંદર ઈનામો રૂા. ૫૦,૦૦૦

પ્રથમ ઈનામ રૂા. ૩૦,૦૦૦ રોકડા

| બીજું ઇનામ | ત્રીજું ઈનામ | ચોથું ઇનામ |
|---|---|---|
| રૂા. ૮,૦૦૦ | રૂા. ૬,૦૦૦ | રૂા. ૪,૦૦૦ |

અને આ જ પ્રમાણે દરેક પ્ર. પત્રના પાંચ આના લેખે ફી ગણવી. જ્યારે મક્કમના ગ્રાહક માટે દર ૧૬ પ્ર. પત્રની ફી રૂા. ૨-૮-૦ છે.

સંપૂર્ણ વિગતો માટે 'મક્કમ' અઠવાડિક જુઓ

## આડી ચાવીઓ:

(૧) શિશિર ટાંકણે આ...વ્યૂહ રજૂ કરતાં અમને આનંદ થાય છે.

(૩) આપણા ભાવિ જીવનનો ખરો પાયો મુખ્યત્વે...વર્ષની આસપાસ નખાય છે.

(૬) લપથી છૂટવા ઘણા માણસો...બોલવું એવો માર્ગ પસંદ કરે છે.

(૮) ...થયેલો માણસ ઘડીક અસ્વસ્થ જણાય તે સ્વાભાવિક છે.

(૯) આગળથી.

(૧૧) કોઇકવાર માણસ તેની...ને કારણે સગાસંબંધીઓમાં અપ્રિય થઇ પડે છે.

(૧૩) સ્ત્રી-મિત્રો આગળ પુરુષ ...દેખાવા પ્રેરાય તેમાં નવાઇ નથી.

(૧૪) સૈન્યનો અસંતોષ...માટે ક્યારેક જબરી મૂંઝવણ ઊભી કરે છે.

(૧૫) નમે નહિ એવું.

(૧૬) ચેપી રોગને ડામવા...પગલાં લેવાય તે ઇષ્ટ છે.

(૧૮) ...માં ઝઘડા ઊભા કરવાનું તત્ત્વ મોટા પ્રમાણમાં રહેલું જણાય છે.

(૨૦) અબૂધજનો પાસે કામ લેવામાં...વાળો માણસ વધુ ફાવે તો નવાઇ નહિ.

(૨૧) ...ચીજોને ચલણી કરતાં કેટલીકવાર વેપારીને નાકે દમ આવી જાય છે.

(૨૨) બાળકોનાં કેટલાંક તોફાનો જાણે મોટેરાંને...માટે જ હોય એમ દેખાય છે.

## ઊભી ચાવીઓ:

(૧) પછાત પ્રજાઓમાં...કહી શકાય એવી વસ્તુ જવલ્લે જ જોવા મળે છે.

(૨) રજૂ કરવું તે.

(૪) સમય પ્રમાણે...નું બદલાવું આપણને ભાગ્યે જ અસ્વાભાવિક લાગે છે.

(૫) અભણ પ્રજાનું નેતૃત્વ તકવાદી નેતાઓને કેટલીકવાર...ભર્યું થઇ પડે છે.

(૭) ભોળા માણસોનું...થી છેતરાવું બહુ સ્વાભાવિક મનાય છે.

(૧૦) જેના પર...હોય તે વ્યક્તિ વિશે વાત નીકળતાં માણસ સહેજે લાગણીવશ બની જાય છે.

(૧૨) ...પરથી માણસની સંસ્કારિતા વિષે બાંધેલો ખ્યાલ ભાગ્યે જ ખોટો પડે છે.

(૧૩) લોકોની...શી છે તે વસ્તુ પર ખાસ કરી લોકશાહી તંત્રમાં વધુ ભાર મુકાય છે.

(૧૪) મુદ્દલ...ન હોય એવી વ્યક્તિ સાથે દલીલમાં ઊતરતાં માણસ સહેજે ઉશ્કેરાઇ જાય છે.

(૧૫) ...ની અસર નીચે માનવી ઉતાવળું પગલું ભરવા પ્રેરાય તે સંભવિત છે.

(૧૭) ચાડી ખાવાની ટેવ માણસને કદીક કુટુંબીજનોને...સુધી ખેંચી જાય છે.

(૧૯) કોઇને ફસાવતી વેળાએ કુટિલ માણસના વર્તનમાં તમને સહેજે...દેખાશે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| શિ | શિ | ર | | | સં | | | |
| | | જૂ | | | | ન | ભં | ગ |
| | | | ગ | મ | જ | | | વ |
| | લ | ત | | | | | કક | ડ |
| | | | સ | ર | | ર | | |
| અ | ણ | | મ | | | જ | લ | |
| | | | જ | | ન | | | |
| મા | ૧૪૬ | | | | | | વ | |
| ન | | લી | | | તા | વ | વા | |



| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| શિ | શિ | ર | | | સં | | | |
| | | જૂ | | | | ન | ભં | ગ |
| | | | ગ | મ | જ | | | વ |
| | લ | ત | | | | | કક | ડ |
| | | | સ | ર | | ર | | |
| અ | ણ | | મ | | | જ | લ | |
| | | | જ | | ન | | | |
| મા | ૧૪૬ | | | | | | વ | |
| ન | | લી | | | તા | વ | વા | |



અમદાવાદના કલેકટરે તા. ૨૬-૪-૪૯ ના લાયસન્સ નંબર ૧ થી મંજૂર કરેલી હરીફાઈ

કસોટી હરીફાઇનાં સર્વ શરતો-નિયમો મને કબૂલ મંજૂર છે.

નામ

ઠેકાણું ______________

ગામ

મેં મારા નામે કુલ પ્રવેશપત્રો નંગ .....ભર્યાં છે.

મેં મારી પ્રવેશ ફીના રૂા.. આ સાથે......થી મોકલ્યા છે.

પ્રવેશ પત્રો મોકલવાનું તથા પત્રવ્યવહારનું સરનામું:

**કસોટી કાર્યાલય : રેવડી બજાર, અમદાવાદ**



નવરચના સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૨૦ : 'નવરચના' વર્ષ ૧૫ : અંક ૧૧ મો

ફેબ્રુઆરી : ૧૯૫૧

ક્રમ



: વાર્ષિક લવાજમ :

દેશમાં : ૭-૮-૦ :: પરદેશમાં : રૂ. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ ૧

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી ઈશ્વરલાલ મો. દવે: ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ ૧
મુદ્રક : જયંતી ઘેલાભાઈ દલાલ : વસંત પ્રેસ, ઘીકાંટા રોડ, ઘેલાભાઇની વાડી : અમદાવાદ



# પ્રસંગકથાઓ

એક વખત એક રાજા અચાનક જંગલમાં મરવા પડચો. તે ઘણો સમર્થ અને બળવાન ગણાતો. આવડો મોટો રાજા આમ અચાનક મરણ પામે અને તે પણ એવે સ્થળે, કે જ્યાં એની ભવ્ય સ્મશાનયાત્રા જેવું કાંઈ થઇ શકે નહિ, તેથી જે થોડા ઘણા અધિકારી માણસો તેની સાથે હતા, તે શોકમાં પડી ગયા. અને આવી અચાનક આવી પડેલી વિપત્તિથી આકુળવ્યાકુળ થઇ ગયા

રાજા બહુ ડાહ્યો હતો. તે અધિકારીઓનીમુશ્કેલી સમજી ગયો. તેણે શાંતિથી કહ્યું: ' તમને શું સુંઝવણ થાય છે ? '

બે હાથ જોડીને સાથેના અધિકારીઓએ કહ્યું: ' મહારાજ ! આપને યોગ્ય, છેલ્લું માન આપવાનું અમારાથી બનતું નથી તે અમને લાગી આવે છે ! '

રાજાએ કહ્યું: ' આંહીં મારા શરીરનો ગીધડાં અને સમળાં ઉપયોગ કરશે એના કરતાં વધુ મોટું માન નશ્વર દેહ માટે કયું હોય ? '

' પણ મહારાજ ! અમે આપને માનપાનથી ભૂમિદાહ આપી શકચા હોત– તો અમારા અંતરને એનાથી આશ્વાસન મળત ! '

રાજાએ ફિક્કું હસીને કહ્યું: ' આપણે સઘળા રૂઢીના કેટલા બધા ગુલામ છીએ ? નીચે જમીનમાં દાટેલા શરીરને જંતુ જીવડાં ફોલી ખાય, કે ધરતી ઉપર રહેલા શરીરને ગીધડાં સમળાં ખાઈ જાય—તેથી શું તફાવત પડે એ મારી સમજણમાં આવતું નથી. પંખીઓની મિજબાનીને બદલે જંતુ જીવડાંની મિજબાની વધુ યોગ્ય તમને લાગતી હશે. મને તો એ બન્ને સરખી જ જણાય છે ! '

રાજાનાં વેણ સાંભળીને અધિકારીઓ મૂંગા થઈ ગયા. એમને થઇ ગયું કે ઓ હો હો ! આપણે જે સમ્રાટને પોતાની કીર્તિ માટે વધારેમાં વધારે સંભાળ રાખનારો માનતા હતા તે સમ્રાટ માનપાન વિષે આટલી બધી ઉપેક્ષા રાખનારો છે, એ તો આજે જ જાણ્યું !





પણ રાજાને છેલ્લું માનપાન ન અપાયું તેનો શોક અંતરને હવે કોતરતો ન હતો.

આવા મહાન રાજાને પોતે બરાબર સમજી શક્યા ન હતા તેનો શોક હવે એમના અંતરને કોતરી રહ્યો!

***

એક માણસને બે સ્ત્રી હતી. એક સુંદર હતી. બીજી કુરૂપ હતી. પણ આશ્ચર્યકારક વાત એ હતી કે એ સુંદર સ્ત્રીને ધિક્કારતો હતો અને કુરૂપને ચાહતો હતો.

આનું કારણ કોઈ સમજ્યા ?

પેલી સુંદર સ્ત્રીને પોતાની સુંદરતા વિષે હરપળે એટલો બધી ગર્વીલી સભાનતા જાગ્રત રહેતી, કે છેવટે એનું રૂપ, રૂપ ન રહેતું. એનું અભિમાનમાં રૂપાંતર થઈ જતું!

ત્યારે એ જ પ્રમાણે પેલી કુરૂપ સ્ત્રીને, પોતાની કુરૂપતાનું એવું જાગ્રત ભાન હતું કે એની કુરૂપતા એ કુરૂપતા ન રહેતાં, અત્યંત વિવેકભરી એવી વિનમ્રતામાં, એનું રૂપાંતર થઈ જતું!

પરિણામે સુંદરતા, અસુંદર બની જતી હતી.

અને કુરૂપતા, સુંદર થઈ જતી હતી!

***

હજારો વર્ષ પહેલાં એક વખત એક રાજા પોતાના પ્રદેશમાં મુસાફરી કરવા નીકળ્યો. એણે એક જગ્યાએ એક માળીને પોતાના બગીચામાં કામ કરતો જોયો. કૂવામાંથી પાણી ખેંચી ખેંચીને તે એક ખાડામાં રેડી રહ્યો હતો. અને પછી ધોરિયા મારફત એ પાણી બગીચામાં જતું હતું.

રાજા તે જોઈને ત્યાં ઊભો રહ્યા. એણે જોયું કે થોડું કામ થઈ રહ્યું હતું.

એટલે એણે પેલા માળીને કહ્યું: 'આના કરતાં કોઈ યંત્ર આ કૂવા ઉપર તું ગોઠવે તો સો ગણું વધારે કામ ન થાય? તારી મહેનત બચે, અને ફળ વધારે મળે!'

માળીએ પૂછ્યું: 'એ યંત્ર એટલે શું છે?'

રાજાએ જવાબ વાળ્યો: 'એક પ્રકારની લાકડાની રચના છે. એમાં પાછળ ભાર મૂકાય છે. એને આગળ પાણી લેવાનું સાદું હલકું સાધન રખાય છે. એટલે પાણી કાઢવું સુગમ થઇ પડે છે!' એનાથી પાણી ઝપાટાબંધ આવે છે.'

માળી રાજાનાં વેણ સાંભળીને વિચાર કરી રહ્યો. પછી તેણે જવાબ વાળ્યો: 'થોડી મહેનતે વધુ ફળ લેવાની આ તરકીબ શરૂ થશે મહારાજ! ત્યારે પછી એ ક્યાં અંત પામશે એ કોઈ કહી શકે તેમ નથી. હું તો એમ માનું છું કે માણસ વધુમાં વધુ મહેનત કરીને થોડામાં થોડુ ફળ મેળવે, ને પોતાનો રોટલો કાઢે તો એનું શરીર, શ્રમ પામે એ ખરું, પણ એનું મન ઉજ્જવળ રહે અને આત્મા કુંદન જેવો શુદ્ધ રહે. તમે મન અને આત્માને છોડીને, શરીરને વધારે સુખાળવું ને નિરાંતનું જીવન કેમ મળે એવી તરકીબો શોધ્યા કરશો તો તમારે ત્યાં ઘણો ફાલ આવશે એ ખરું, લોકોને સારું લાગશે એ પણ ખરું, પણ એનું છેલ્લું દર્શન બહુ ભયંકર હશે. પછી લોકો, વધારેમાં વધારે લાભ ઉઠાવવા કેમ ઓછામાં ઓછી મહેનત કરી એ વસ્તુને ટેવાતા જાશે, અને એમાંથી ઊભા થતા કજીયામાં વસ્તુને પોતાને જ ખોઈ બેસશે. તમારું એ યંત્ર




તમને જ મુબારક હો. મને તો મહેનતનો રોટલો મળે એટલું જ મારે જોઈએ.'

રાજા જોતો રહ્યો અને એ પાછો પોતાની જૂનવાણી રીતે પાણી કાઢવા મંડ્યો!

***

પછી રાજા આ માણસની વિચારસરણી ઉપર ચિંતન કરતો ઘેર ગયો. એના મનને તો એમ હતું કે ઓછામાં ઓછી મહેનતને વધારેમાં વધારે ફાયદો, લાભ, એ વસ્તુ આખી દુનિયા માટે ફાયદાની હતી. પણ આંહીં એને એક ઠેકાણે એક જણ એવો મળ્યો જે એની આ વિચારપદ્ધતિને માનતો ન હતો. એને ખોટું તો બહુ લાગ્યું. પણ એ ક્ષમાશીલ હતો એટલે રાજમહેલ તરફ ચાલી નીકળ્યો.

રાજમહેલમાં પહોંચ્યો ત્યાં સુધી હજી પેલા માણસના વચનની અસર એના દિલ ઉપરથી ગઈ ન હતી. મહેલના દ્વાર પાસે એક સાધુ પુરુષ મળ્યો. એણે તેની વાત જાણી લીધી અને તેને જવાબ વાળ્યો. 'જુઓ મહારાજ! જીવનની આ પણ એક રીત છે તે કદાચ વધારે સારી અને સાચી એવી એ વાત છે. પોતાનામાં રહેલા સદ્‌ગુણનો જ આધાર રાખવાની એમાં ચાવી છે. કોઈ પણ પરિસ્થિતિનો લેશ પણ લાભ ન ઉઠાવતાં, કુદરતે પોતે આપણને જે શ્રમ કરવાની શક્તિ આપી છે તે શક્તિનો જ વિકાસ સાધીને પોતાનો જોઇતો રોટલો પેદા કરી લેવો એ પણ એક પ્રકારની પોતાનું જ અખંડ રાજ સ્થાપવાની કલા છે. તમે સૌ—વિજય, નફો, હોંશિયારી, વધુ હોંશિયારી, એમાં લીન છો ત્યારે આ માણસ બુદ્ધિ, કામ, શ્રમ, આટલું જ બસ—એવી પોતાની બાંધેલી મર્યાદામાં પોતાનું કામ નિર્ભયપણે અને મોહ વિના ચલાવી રહ્યો છે. એણે પોતાની જરૂરિયાત, પોતાનાં સાધન, પોતાનું રાજ વસાવી લેધું છે. આખી દુનિયા એને વખાણે—એને એની પડી નથી. એને મૂરખ માને—એને એની પરવા નથી. આને તમે મનુષ્ય કહેવા કરતાં કુદરત જ કહી શકો. એ કુદરતની જેમ જ સ્વેચ્છાનંદથી રહેશે, જે એની પેઠે જ, મુદત પુરી થયે, પાંદડાની પેઠે ખરી જાય છે!

***

એક વખત એક સંગીતકારને એક રાજાએ કહ્યું: તમારું સંગીત જ્યારે પહેલું મેં સાંભળ્યું ત્યારે એનું કાંઇક પણ વર્ણન હું આપી શકું એવું એ લાગ્યું. બીજી વખત એ મેં સાંભળ્યું અને કેવળ આશ્ચર્યચકિત થઈને જાણે સાંભળ્યા કરું એવું થયું. પણ ત્રીજી વખત તો વાણી અને ભાવ બન્ને મૃત્યુ પામ્યાં મને લાગ્યું કે આ મારાથી જુદું જ નથી, જાણે કે હું પણ એના અનેક સ્વરોમાંનો એક સ્વર છું. એમ કેમ?'

સંગીતકારે જવાબ વાળ્યો: 'સંગીતનો પરિચય કરતી વખતે માણસ માણસ રહે છે. પણ પછી સંગીત એને પાંખ આપે છે, અને છેવટે તો એ બધું જ્યાંથી આવે છે ત્યાં સ્વરોના દેશમાં જતાં કોઇ એકબીજાથી ભિન્ન રહી શકતાં નથી! ત્યાં બધું જ સ્વરમય છે, માણસ, રાગ, રાગિણી, ગાનાર ને વાજીંત્ર પોતે પણ! એટલે તમને છેવટે એવો અનુભવ થયો કે જાણે કોઇ જ નથી! તમે પણ નથી!

***

કોન્ફ્યુશ્યસ આત્મઅનુભવની એક પળ પણ જાણ્યા વિના એકાવન વર્ષની વયે પહોંચી ગયો હતો.





એક વખત એ એક પ્રાજ્ઞ પુરુષ પાસે જઇ ચડયો. તેણે કહ્યું: 'છેવટે ત્યારે તમે આવ્યા ખરા. સારું. તમે આત્મઅનુભવની ઝાંખી કરી છે?'

'ના.' કોન્ફ્યુશ્યસે જવાબ વાળ્યો.

'તમે એને માટે શું શું પ્રયત્ન કર્યા? શી રીતે કર્યા?'

'મેં એને માટે પાંચ વર્ષ મહેનત કરી. પણ કાંઇ પરિણામ ન આવ્યું.'

'અને પછી શોધ છોડી દીધી?'

'ના, પછી બારેક વર્ષ જુદાં જુદાં શાસ્ત્રો જોયાં પણ કાંઇ પત્તો લાગ્યો નહિ.'

'બરાબર છે. કારણ કે છેવટે જે વસ્તુ શાસ્ત્રોમાં તે કોઇકે આપેલી છે; પણ આ આત્માનુભવની વસ્તુ કોઇ કોઈને આપી શકતો નથી. અંદરથી જ એ ઊભી થાય—કેવળ ત્યારે જ એ પ્રતીતિકર નીવડે છે. એટલા માટે આ જ્ઞાનને પ્રાજ્ઞ પુરુષો આપવાનો પ્રયત્ન કરતા જ નથી. અંદરની તૈયારી વિના એને આપનાર આપે તો લેનાર લઈ જ ન શકે.

પણ આ વસ્તુને મેળવવા માટે, આ અનુભવની ઝાંખી માટે જે કેટલાક નિયમો છે તે હું તમને કહું.

તમને ખબર છે, કોઈના ઉપર પણ આધાર ન રાખવામાં મોટામાં મોટી આંતરશુદ્ધિ રહી છે. એટલા માટે પ્રાજ્ઞપુરુષો ખેતરમાં પડેલા દાણા વીણી લેતા. અને પોતાનો વ્યવહાર ચલાવીને વળી એ સ્થળેથી બીજે ચાલ્યા જતા.

પૈસાને પોતાનું સર્વસ્વ માનનારા પૈસાની નુકસાની સહન કરી શકે નહિ. આત્માને પોતાનું સર્વસ્વ માનનારા આત્મા લય થાય તેવું કાંઈ સ્હી શકે નહિ!

'પણ દાન અને કર્તવ્યપાલન એ બન્ને જરૂરી નથી?'

'એ બન્ને કરતાં પણ વધારે જરૂરી ત્રીજી જ વસ્તુ છે. દુનિયા પોતાની અસલ સાદાઈ ગ્રહણ કરે, કોઈનું દાન લેવાનો કોઇને વિચાર જ ન આવે, એવી જરૂરિયાતનું ભાન જ ન હોય, એ વધારે જરૂરી છે. દાન આપનારો એ દુનિયામાં કાંઇ ઘણો પ્રાજ્ઞ નથી. કર્તવ્યપાલનની ખાતર પણ, બીજા પોતાના ઉપર આધાર રાખતાં શીખે એવી હવા ફેલાવનારો કાંઈ બહુ વિવેકી નથી. માણસજાતને એની કુદરતી, કોઈના ઉપર પણ આધાર ન રાખનારી, એવા તદ્દન સાદામાં સાદી સાદાઇ જ સ્થાપવા યત્ન કરવો, તે માણસજાતને કાંઇક વધારે સારું આપી જાય છે.

કોન્ફ્યુશ્યસ આ તદ્દન નવા જ્ઞાન ઉપર વિચાર કરતો ઘેર ગયો.

***

જાતકકથાઓમાં એક વાત છે. બે જળબિલાડા એક નદીને કાંઠે રહે. તે બન્ને નદીમાં પડીને માછલીઓ પકડી લાવે. પણ કોણ જાણે કાંઠે આવતાં કાંઈક ભૂલ થઇ જાય ને માછલીઓ પાછી પાણીમાં પડી જાય.

પછી બન્નેએ વિચાર કર્યો કે આ તો ખોટનો ય છે.

એટલે તેમણે એમ નક્કી કર્યું કે એક જણાએ પાણીમાં પડવું, બીજાએ કાંઠે મૂકેલી માછલીઓને ભેગી કરી લેવી.



એ પ્રમાણે જુક્તિ કરતાં તો સારો એવો ઢગલો ભેગો થયો.

પછી બન્ને ભાગ પાડવા બેઠા.

એક જણાએ કહ્યું: 'તું ભાગ પાડ!'

બીજો કહે: 'ના ભાઈ! આપણાથી ભૂલ થઇ જાય!'

પેલાએ કહ્યું: 'તો શું મારાથી ભૂલ નહિ થાય?'

એટલે એ બે જણા તો ભાગ પાડવાને બદલે વિચારવાયુમાં ચડી ગયા. એટલામાં ત્યાં એક શિયાળ આવી ચડ્યું. તેણે કહ્યું: 'ભત્રીજાઓ! કેમ આમ વિચારમાં પડી ગયા છો?'

બન્ને જણાએ જવાબ વાળ્યો: 'અરે કાકા! અમે થોડી માછલીઓ પકડી પાડી છે!'

'તો ભાગ પાડીને વહેંચી લ્યો, ને આનંદ કરો!'

'પણ ભાગ કોણ પાડે? ભૂલ થઈ જાય તો?'

શિયાળે વિચાર કર્યો કે માળું આ તો આપણું કામ પાકે તેવું છે.

એટલામાં આ વાત બેઠાબેઠા એક કરચલો સાંભળે.

શિયાળ તેની પાસે ગયું ને તેને કહ્યુ: 'ભત્રીજા!' એક કરચલા તરફ જરા ત્રાંસી નજર નાખીને, શિયાળ એક જળબિલાડા પાસે ગયું: 'બોલ ભત્રીજા! સાચું બોલજે! આમાં તેં શું કામ કર્યું છે?'

'મેં?' પેલો સાચો થવા ગયો: 'મેં તો પાણીમાં ડૂબકી મારી. આ બધી માછલીને બધીને બીવરાવી. એટલે આ કાંઠે લાવ્યો. એમને મારી આ મારા દોસ્તે! પણ બીવરાવી મેં. નહિતર એકે આ બાજુ ફરકત નહિ!'

'એ ખરું ભત્રીજા! પણ પાણીમાં જનારને જોખમ ઓછું. જમીન ઉપર રહેનારને માણસની બીક. કોઇ બીજું જાનવર ચડી આવે તો એની બીક. વખતે આડઆંખરાં પડે તો એની બીક. અને બધી માછલી આ કાંઠે ભેગી કરો પણ મારનાર કોઇ હોય નહિ તો? એટલે પેલો તારો દોસ્ત તને જે આપે તે તારે લઈ લેવું એવી મારી સલાહ છે?'

પેલો જળબિલાડો કાંઇ બોલ્યો નહિ. એનું હૃદય બેસી ગયું હતું. પોતાની પાણીની મહેનત પાણીમાં જતી હતી!

પછી શિયાળ બીજા જળબિલાડા પાસે ગયું. તેને કહ્યું: 'ભત્રીજા! જો કે તું તો સુક્કી જમીન ઉપર રાહ જોતો જ ઊભો રહ્યો હતો, ને ખરી મહેનત તો પેલે બિચારે પાણીમાં પડીને કરી છે, પાણીમાં કરચલાં ચોંટે, મઘર હોય, ને વેલામાં અટવાય તો સો એ વરસ પૂરાં થઈ જાય. એટલે એણે કામ તો જીવને જોખમે કર્યું છે, એ તું પણ કબૂલ કરશે. એ આપે તે છાનોમાનો લઈ લે. અમસ્તી પણ મહેનત તો એની જ હતી!

આ ભાઇ પણ અન્યાયનો માર સહન કરીને મૂંગા થઇ ગયા.

બન્ને આ પ્રમાણે મૂંગા રહ્યા એટલે શિયાળે કહ્યું: 'આમ તમારા ભાગ પાડવા તો સહેલા છે. તમે મફતના મુંઝાવ છો!'

પછી શિયાળે ત્રણ ભાગ પાડ્યા. એકમાં માછલીનાં માથાં માથાં મૂકયાં. બીજામાં





પુંછડીઓ મૂકી, ત્રીજામાં બાકી વધેલો ભાગ મૂકયો. પછી એ બોલ્યો:

જે જમીન ઉપર રહ્યા તે પુંછડીઓ ઉપાડી લે. જે પાણીમાં ગયો તે માથાં ઉપાડે. અને હું કારણ વિનાનો આંહીં ખોટી થયો, આટલીવારમાં તો કેટલાય શિકાર મેળવી લીધા હોત, તે હું, આ વચ્ચેનો વધેલો ભાગ લઇશ. બસ? તમારું કોઇ રીતે પતતું હોય તો મને ભલે વચલો ભાગ મળતો!

પછી શિયાળ પોતાની સુંદર લૂંટ ઉપાડીને પોતાની માની પાસે પહોંચ્યો.

ત્યારે એની માએ કહ્યું કે દીકરા! આવો માલ માલ કયાંથી લાવ્યો? માથું પણ નથી, ને પુંછડી પણ નથી, વચ્ચેનો મલીદો જ કોણે તને આપ્યો?

શિયાળે કહ્યું કે મા! દુનિયામાં ડાહ્યાઓ વસે છે, અતિડાહ્યાઓ પણ વસે છે, ને મૂર્ખાઓ પણ વસે છે. તેમાંથી છેલ્લા બે, અતિ ડાહ્યાઓ ને મૂર્ખાઓ, મલીદા બીજાને આપવા માટે રાહ જોઇને જ બેઠા હોય છે!

ત્યારે માએ કહ્યું: હે દીકરા! તું ખરો બહાદુર કે તેં બન્નેને સંતોષ પણ આપ્યો, અને વળી માલ માલ તો તું લઇ આવ્યો!

વાતને વાંચીએ તો સમજણ મળે!

વાંચવાની ખાતર વાંચી જઇએ તો કાંઇ વિનોદમાંથી તો થોડી જાય?

ધૂમકેતુ



### વિશ્વશાંતિની આસક્તિ

આપણી પરદેશનીતિ એ જાણે પારકા દેશો માટેની નીતિ હોય, હિંદ માટે ન હોય, એવી થઈ ગઈ છે.

દુનિયામાં કેવી રીતે યુદ્ધ અટકી જાય, વિશ્વની શાંતિ કેવી રીતે જળવાય, ચીનને કેવી રીતે મજબૂત બનાવી શકાય, જાપાનનું હિત શેમાં છે, હિંદના પાડોશી રાજ્યો હિંદથી કેવી રીતે નિર્ભય બની જાય અને ભારતવાસીઓને પરાયા ગણી શકે, અમેરિકાની ભૂલો કેવી રીતે સુધારી શકાય—એવી લાંબી આળપંપાળમાં ભારત પોતે જ ભૂલાઈ જતું દેખાય છે.

શાંતિ જાળવવી, યુદ્ધમાં તટસ્થ રહેવું, કોઈ સત્તાની શેહમાં તણાઈ ન જવું—એ જેમ આપણી પરદેશનીતિનાં સૂત્રો છે, તેમ આક્રમણોનો સ્વીકાર ન કરવો, એમની સત્તા વધારી આપવામાં સહાયભૂત થવું, ચીન-રશિયાને કોઈ સલાહ ન આપવી, દેશનું સંરક્ષણ ઘટાડવું એ પણ અવ્યક્ત રીતે એ જ નીતિની પાછલી બાજુ છે.

### ફોર્મોસા ખરું ને લંકા નહિ!

ચીનને જેમ કોરીઆ અને ફોર્મોસામાં પોતાની લાગવગ અને સત્તા જોઈએ છે અને જેના વાજબીપણા વિષે ભારત ટેકો આપે છે, તેને લંકા વિશે કૈં કહેવાનું નથી, તિબેટ વિશે કૈં કરવાનું નથી, પૂર્વ-બંગાળનાં તોફાની તત્ત્વો નભાવી લેવાનાં છે, ગોવા-દમણની નાકાબારીઓ વેઠી લેવાની છે.

### જાપાનને નિઃશસ્ત્ર રાખવું છે

ચીન-રશિયાને વાંધો છે કે જાપાન-જર્મનીમાં પુનઃ લશ્કરી સજાવટ ન થવા દેવી. ભારતે જાપાનને સલાહ આપી છે કે તક મળે તો પણ એવી તૈયારીથી એણે દૂર રહેવું, એટલે કે એના ઉપર ચીન-રશિયાનો ભય કાયમનો રહેવા દેવો.

એશિયામાં સામ્યવાદને ખાળનાર તરીકે ભારત પાસે તક પડેલી હતી. એ રસ્તે સીરિયામાં એનું પ્રભુત્વ આવતું હતું, તે એણે જતું કર્યું છે. ભારતની સલાહ જાપાન માનશે એવું કોઈ ધારતું નથી. જાપાન તો સોદો કરી લેશે, ફરીથી ઊંચે આવી જશે અને પછી ભારતને એની સલાહ સાંભળવી પડશે.

### પાકિસ્તાનને સોદો કરવો છે

લાગ જોઈને પાકિસ્તાને કાશ્મીરની વાત ઉપર ભાર મૂક્યો અને ધમકી પણ આપી કે, નહિ પતાવો તો પછી જોઈ લઈશું. જેટલો ભાગ તહકુબી વખતે એમના હાથમાં ગયો છે એથી વધારે પડાવી લેવાની આ ચાલ છે. એથી એની સામેના આક્ષેપો ઊડી જાય અને એની ખુશામતમાં બીજા દેશોને પડવું પડે. એવી ભેદી ચાલ સામે આપણે તો શાંતિ રાખવાની, ગુનેગારની માફક બચાવપક્ષે રહેવાનું ને ખુલાસા કરતા જવાના!

પારકી પંચાતોમાં પડવાનો અને ઊંચી નીતિ રાખ્યાનો શોખ ન કરીએ તો રાષ્ટ્રસમુહમાં કે સાથી સંસ્થામાં આપણે ઓછા રોકાઈએ કે ગુંચવાઈએ. દુનિયાના સલાહકારોમાં આગેવાની લેવા આપણી પાસે છે શું?

### અંદરનું ડામાડોળ છે

દેશની લશ્કરી તાકાત વિષે હજુયે ભ્રમ રાખવો એ ઠીક નથી. ચીને સહુને ન્હાલ કર્યા છે. અને જાપાન શરૂ કરશે તો એ પણ આગળ જશે જ. પાકિસ્તાનની લશ્કરી તાકાત ઓછી આંકવાનું કારણ નથી આમાં આપણે હેઠા ગયા છીએ, તેમ નાણાંકીય સ્થિતિમાં નરમ પડતા જઈએ છીએ.

એટલેથી પતતું નથી. રાજ્યોનાં પ્રધાન મંડળોની સ્થિતિ સંગીન નથી. પક્ષાપક્ષી વધવા માંડી છે. કોન્ગ્રેસે બીજું કામ છોડી દીધું એટલે એની પ્રતિષ્ઠા અને મોભો જોખમાયાં છે અને સત્તાની ખેંચતાણમાં કમજોરી આવી છે.

દેશમાં તંગીઓ અને એના કરતાં વધુ અંકુશોનો બોજો આવી પડ્યો છે અને એમાંથી નીકળાય એવું લાગતું નથી. અંકુશોના અમલ માટે જે કાયદાઓ છે તેનો છડે ચોક ભંગ થાય છે, સહી લેવાય છે. અને સાવ નજીવી બાબતો ઉપર ઉહાપોહ મચી રહે છે. છતાં લોકો કંટાળ્યા છે, રોષે ભરાયા છે—અને રાખરખાપતથી, લાંચરૂશ્વતથી, ધંધાદારી તરફ ઢળતી સરકારી વલણથી, આયાત-નિકાસની અસ્થિર નીતિથી, સત્તાસ્થાનેથી સેવાની વાતો સાંભળ્યાથી, જાહેર પ્રવૃત્તિઓને સરકારી (પોલીસ) આંખ હેઠળ લેવાથી, અને વારેતહેવારે ફંડની અપીલો આવી પડવાથી.





પ્રજાનું ભણતર ત્યાંનું ત્યાં રહ્યું છે, મોઘું બન્યું છે, જટિલ બન્યું છે, ભાષાઓનો ગુંચવાડો વધી ગયો છે. વારસામાં મળેલી આંતરરાષ્ટ્રીય ભાષા જેવી અંગ્રેજીના દેશ નિકાલની શરૂઆત થઈ છે.

પ્રજાનું આરોગ્ય સુધર્યું નથી, સુધરશે એવાં ચિહ્નો નથી, પોષણનો અભાવ ખુલ્લો થયો છે, ખોરાક અને દવામાં યે ભેળસેળ વધી ગઈ છે.

પ્રજાના શોખ વધી ગયા છે, સંયમ ઘટી ગયો છે, કરકસર ગમતી નથી, મન ચંચળ બની ગયાં છે. ઘડી ઘડીમાં રોષ જાગે છે, કલેશ થાય છે, નિરાંત મળતી નથી.

લોકશાહીની સલામતીની આડમાં છાપાંઓ આગેવાનોની અને સિદ્ધાંતોની ઠેકડી કરી લોકોને સસ્તું ઝેર પૂરું પાડે છે અને ધૂમ કમાણી કરે છે. બીજાં છાપાં અનુમોદનથી આગળ જઈ શકતાં નથી. લોકોને સ્વતંત્ર વિચાર કરવાના દરવાજા જાણે બંધ થઈ ગયા છે. કાર્ય સુધી પહોંચવાની વાત બહુ ઓછી દેખાય છે.

એવે વખતે આપણે ઇચ્છીએ કે ચાલુ પરદેશ-નીતિ, લોકશાહીના સિદ્ધાંતો, ખાદીનો કે સેવાનો આગ્રહ, એવું કેટલુંયે કામચલાઉ ઊંચું મૂકી દઈ, એવું તંત્ર આવે કે પ્રજાની શક્તિ વધે, ઉત્સાહ વધે, જરૂરીઆતો પૂરી પાડે, યોજનાઓમાં સ્થિરતા કે વિકાસ થાય, સલામતી આવે ને સંપ આવે.

તે પછી દુનિયાને ઠેકાણે લાવવાની મગજમારી કે શોખ કરવો હશે તો કોઈ ના પાડવાનું નથી. અને સુશિક્ષિત ને જવાબદારીના ભાન વાળી પ્રજાને લોકશાહી ઢબે તંત્ર ચલાવવાનું રૂચશે તો યે કોઇ રોકનારું નથી.

આજની ઘડીએ આ ગરીબ, પછાત ને અર્ધ-ભરેલી પ્રજાને ઉચ્ચ કક્ષા વાળા સ્વચ્છંદો પાલવે તેમ નથી.

### ઉપાય છે, થતો નથી

મોંઘવારી વધતી જાય છે. સરકાર જે ભાવ બાંધી આપે છે એમાં કરોડોનો નફો થતો હોય, દગો ચાલતો હોય છતાં ફરી એનાથી યે ઊંચા ભાવ બાંધી આપે છે. આયાત થતી ચીજોમાં કયા ભાવે પરવાના મળે છે તે ગમે તેને પૂછતાં ખબર પડી જાય છે. નાણાંમંત્રી ઘડીમાં કહે કે સ્થિતિ સુધરી છે અને ઘડીમાં કહે કે કટોકટી આવી પડી છે. જે બોલાય છે કે કરવામાં આવે છે એમાં વિશ્વાસ પડતો નથી.

આપણે વારંવાર સાંભળતા આવ્યા છીએ કે અંકુશો પ્રજાના હિતમાં છે. એ કાઢી નાખતાં જ ભાવો વધી જશે, ગરીબોનું શોષણ થશે અને એમાંથી અંધાધુંધી ફેલાઈ જશે. એટલે જે કાંઈ કરવામાં આવે છે તે ગરીબ પ્રજાની જરૂરીઆતોને લક્ષમાં રાખીને કરવામાં આવે છે. અને છતાં મલાઈ મળે છે બીજાને, પ્રજાને છાશ પણ મળતી નથી. ઉલટું, બીજાઓની 'સેવા'ઓનો ઉપકાર ચઢે છે અને કાયદાની જીવાત ક્યારે ચંપાઈ જશે તેની ફિકર રહે છે.

અછત હોય ત્યાં તે વિના ચલાવી શકાય. જેની અછત હોય તેના સ્થાને નવી ચીજ અપનાવી શકાય. પરન્તુ, અછતવાળી ચીજ છડેચોક મળતી—વપરાતી હોય ત્યાં એની તંગી કોઈ કબૂલ ન રાખી શકે. એ રીતે ધૂમ નફો થતો હોય ને એના ભારે કરવેરા સરકારને ઉપજતા હોય ત્યાં એ સસ્તી ન મળી શકે એમ પણ કોઈ કબૂલ ન રાખે. જે વાંધો છે તે ઘાલમેલનો, દખલગીરીનો, કનડગતનો છે. સરકારને પોતાના મંત્રીઓમાં કે અધિકારીઓમાં વધુ પડતા વિશ્વાસનો વાંધો છે. પરવાના વડે ઇજારો ધરાવવાની 'સેવા'ની ધગશનો વાંધો છે.

સરકારી રીતરસમો ઉપર કોન્ગ્રેસ કમિટિઓમાં અગાઉ ઘણો કચવાટ થયેલો છતાં અંકુશોની નીતિ કાયમ રહેલી. જ્યાં જ્યાં એ હળવી કરવામાં આવી ત્યાં એનાં પરિણામ ખતરનાક આવ્યાં નથી. ઉલટું, ઉભયપક્ષે રાહત થઈ છે. છતાં, એક યા બીજા બહાને અંકુશો પાછા ખેસવી દેવાની પેરવી ચાલુ છે. બધા જાણે છે, ખાંડની ખરાબીમાં 'કુલડીમાં ગોળ ભાંગ્યો' છે, કાપડના અંકુશો પાછળ મીલોવાળા ઉપર દોર દમામ વાપરવો છે, અનાજની પાછળ




આયાત ઊભી છે કે મોટા તંત્રને નિભાવવું છે. કાગળના અંકુશ પાછળ એનો દુરૂપયોગ અટકાવવાની કમતાકાત છે.

હવે જ્યારે હારીને સરકાર અનાજ ઉપરનો કાપ લાવે છે અને રેશનીંગને નહિ પહોંચી વળવાની વાત કાઢે છે ત્યારે એ પકડી લેવાની કોન્ગ્રેસની હિંમત નથી. એ વખતે કમિટિઓ ઢીલી પડી જાય છે અને પાછું ખુમરાણ મચાવી રેશનીંગ મજબૂત કરાવી લે છે. એક તરફ નિષ્ઠા નથી, બીજી તરફ કમજોરી છે. પ્રજા બન્ને તરફ નજર નાખી હતાશ બને છે.

ત્યારે કરીશું શું ?

કોઈ પૂછે છે: 'સ્વદેશી કાપડ જ પહેરવું, પરદેશીની હોળી કરવી એમ કહી શકાય એવું હવે રહ્યું છે ખરું ?' બીજા પૂછે છે: 'કાપડ ખરીદવું જ નહિ. એક વર્ષ ખેંચી કાઢવું. શું આ મુશ્કેલ છે ?' કોઈ સલાહ આપે છે: 'એક ટંક રેશનનું અનાજ: બીજી ટંકે બીજું: ત્રીજું—રેશન સિવાય તો ઘણું મળે છે.' આવા કૈંક સવાલો ઉપર વ્યક્તિઓ ગમે તે કહે, આખરે વિશાળ આંદોલન ન હોય તો એનું પરિણામ શું ? અને એવું કોઈ આંદોલન આવવાનું છે એમ લાગે છે ખરું ? ચારે બાજુએ સામ્યવાદનું જોર વધતું જણાય છે. એક આંધી આવી ચઢી છે. એમાં ખરું ખોટું સુઝવાનું નથી. યોગ્ય-અયોગ્ય જળવાવાનું નથી. એ તુફાનમાંથી આપણે ઉગરી જઈશું એમ માનવું વધારે પડતું છે. ભારતનો મધ્યમ વર્ગ ગરીબો કરતાં યે કફોડી હાલતમાં આવી પડ્યો છે, તેને સામ્યવાદથી વધુ સહન કરવું પડશે એ નક્કી જેવું છે. અને એ માટે એણે હમણાંથી તૈયાર થઈ રહેવું જોઈએ.

સામ્યવાદના ધસારા આગળ સોનું રૂપું ખપ નથી લાગતું, ઉલટું બોજો થઈ પડે છે. મકાન ને જમીન પણ નામનાં થઈ રહે છે. ખપ લાગે છે સશક્ત શરીર અને હાથકારીગરી—આવડત. એટલે બાળકોનું આરોગ્ય અને તાલીમ પાછળ પૂરતું ધ્યાન આપ્યું હશે તો લેખે લાગશે. ધર્મ ને નીતિનાં પારાયણો પાકિસ્તાન છોડી આવનારને કામ નથી આવ્યાં, તો વળી સામ્યવાદ આડે તો શેના ઊભાં રહી શકશે ! ઘણાં મૂલ્યો બદલાઈ જવાનાં છે.

સમજી લેવું જોઈએ કે બેદરકારીથી આપણા શ્રીમંતો સામ્યવાદને ઉત્તેજન આપે છે; સ્વતંત્રતાની બહુ વ્યાપક દૃષ્ટિ રાખીને સરકાર ઉત્તેજન આપે છે; નવીનતાઈથી આકર્ષાઈને લેખકવર્ગ ઉત્તેજન આપે છે; ઉપેક્ષાથી ધાર્મિક સંપ્રદાયો ઉત્તેજન આપે છે અને અધિકારીઓ ગેરવ્યવસ્થાથી એને આમંત્રે છે, એને આવતું રોકવા માટે કોઈ બળ અત્યારે કામ કરતું નથી.

સંભવ છે કે લોહીયાળ ક્રાન્તિ સિવાય એ આવી જશે તો એનાં અનિષ્ઠોનો માર ઓછો પડશે; પરન્તુ કોઈ પરદેશી સત્તાની અસર તળે એનાં મંડાણ થશે તો પાકિસ્તાનના હત્યાકાંડો ક્યાં યે ભુલાઈ જશે, ઘોર અત્યાચારો સામાન્ય બની જશે.

એ તો થતાં થશે, પરન્તુ આજની ઘડીએ જે અવ્યવસ્થા જામી પડી છે તેમાં રોશ કરીને, કલેશ કરીને, કડવાશ વાપરીને વધારવાની જરૂર નથી. થોડા ખામોશ રહીશું, બરદાસ કરી લઈશું તો એથી તાકાત ઘટવાની નથી. અને એ રીતે અગવડો ન હોય છતાં એને આવકારી લેવાની ટેવ પાડવી જોઈએ. નવું શીખવાની, શીખેલું હોય તેમાં કુશળતા પ્રાપ્ત કરવાની ને એમાં બીજાને પાવરધા કરવાની એટલી જ જરૂર છે: ખૂબ સહિષ્ણુ થવાની, બીજાઓ તરફ માન રાખવાની, અને જૂની માન્યતાઓમાં ઝડપથી બાંધછોડ કરી લેવાની માનસિક તૈયારીની પણ એવી જ જરૂર રહેવાની.

જાતમહેનત અને ઓછા મોજશોખ—જીવન સમસ્તની આ બે અદ્ભુત ચાવીઓ કામે લગાડવાને સમય સૌને માટે એકસરખો આવી ગયો છે.

બાકી જીવન તો કરુણતા અને નિરાશાથી ભરેલું છે. એનો ભાર હળવો કરવા માટે આપણે ત્યાં ઘણા નુસખા પડેલા છે એ અજમાવી જોવા રહ્યા. અને એમ કરતાં કરતાં જ જીવનનો આનંદ જડી આવે છે—તટસ્થ વલણથી, પરસ્પરની હમદર્દી અને નમ્રતાથી મનથી કામ કરી છૂટવાના સંતોષથી.





### દેશને ઊંચે લાવવા

બધેથી એ પોકાર સંભળાય છે કે દેશને ઊંચે લાવવો છે. રાજસત્તા આપણા હાથમાં છે એટલે હવે બીજાનો વાંક તો કાઢી શકાય એમ નથી. પરંતુ, અનુભવે એવું સમજાય છે કે રાજ્ય તરફ તપાસ ચાલે, કાયદા નીકળે, અધિકારીઓ નીમાય, નાણાં મંજુર થાય છતાં—એ બધા પછી યે કૈંક મહત્ત્વનું બાકી રહી જાય છે. એટલે અંશે સરકાર પ્રજાની બની નથી. વચમાં અંતર રહી ગયું છે. એથી સરકાર ઉપરાંત બીજા પ્રયત્નો થવાની જરૂર છે—ભલે સરકાર તે વાત કબૂલ ન રાખે.

રાજસત્તાથી પર રહે અને છતાં લોકકલ્યાણ સાધી શકે એવાં મંડળો ઠેર ઠેર નીકળવાં જોઇએ. એમના યત્નથી પ્રજામાં જાગૃતિ યે આવશે અને સરકારને કે કોન્ગ્રેસને ધડો યે મળશે. ક્યાંક ક્યાંક લોકોપયોગી પ્રવૃત્તિઓ શરૂ થઇ છે પરન્તુ એ મંડળોએ ચુંટણીથી, કમિટિઓથી કે એવી સત્તાની જંજાળમાંથી સદંતર દૂર રહે જ છૂટકો છે. એમાં જે ભળ્યા તેમની સ્થિતિ કોન્ગ્રેસ જેવી થવાની છે.

### ગુજરાતની કોન્ગ્રેસ

આજ સુધી તો સરદારની ઓથે ગુજરાતનું કામકાજ સરસ ચાલ્યું ને દીપી ઊઠ્યું; પરન્તુ હવે એમ જ રહેશે એવું ન માની શકાય. દેશમાં ગુજરાતનું જે વર્ચસ્વ હતું તે ભાગ્યે જ રહી શકશે. જે કાર્ય સહેલાઇથી સાધી શકાતું, જે આશાઓ બંધાતી ને જે યશ સાંપડતો એ હવે દોહ્યલું બનવાનું.

સંભવ છે કે એ તંત્ર ચાલે છે એમ જ રહેવાનું, એને વિશાળ અને લોકપ્રિય બનાવવા કોઇ પ્રયત્ન કરવાનું નથી, હાલ ભીડબારું નથી. એમાં હોંશ કે પક્ષાપક્ષી યે નહિ આવે. એટલે નિષ્ક્રિયતા કે ઉપેક્ષા આવી ગઇ છે. ગુજરાતના જુવાન કોન્ગ્રેસ કાર્યકરોને કોઇ એકઠા કરી શકે. અને મોવડીપણું કબૂલ્યું કે લીધા સિવાય એક જુથ રચે તો વળી હારેલું લશ્કર કૈંક તાકાત બતાવી શકે. બાકી તો બાપકમાણી ચાલે ત્યાં સુધી.

### લડાઈ ન આવી તો—

માનો કે નહેરુના પ્રયાસો ફળે અને કોરીઆનું યુદ્ધ શમે, શાંતિ સ્થપાય, તો ?

એ સ્થિતિમાં યે આપણે ફાયદા જેવું કશું નથી. જે યુદ્ધ આપણાથી ઘણે દૂર ચાલતું હતું અને જેમાં અમેરિકા જેવા સબળ પ્રતિસ્પર્ધી હતા તે અટકાવીને એ જ યુદ્ધને કોણ જાણે આપણે વધારે નજદીક અને આપણને સ્પર્શ કરી જાય એવી રીતે નહિ લાદીએ ? ઇરાન કે અરબસ્તાનના તેલના કૂવાઓ ઉપર થયેલું આક્રમણ આપણને વધારે ગુંચવનારું નહિ બને ?

આટ આટલી તાકાત વધી ગયા પછી એને માનવ જંતુઓ નહિ પચાવી શકે એટલે એનો નિકાલ યુદ્ધના માર્ગે જ થવાનો, આજે નહિં તો કાલે. એ સ્થિતિમાંથી રશિયા કે અમેરિકા કોઈ બચી શકે એમ નથી કારણ કે બન્નેના દિલમાં એકલો ભય જ નહિ ખેલ પણ છે એ બન્ને જલદીથી લડી લે એવું ઇચ્છવું એ જ શાંતિનો માર્ગ છે.

અને લડાઇ નહિ આવે તો એટલો કાળ ઠંડા યુદ્ધનો, બિનસલામતીનો, યુદ્ધવ્યાપારનો, પ્રજાની હાડમારીનો લંબાવવાનો. જે દેશો આક્રમણના ભોગ બની ગયા છે એનો સ્વાદ ભલે આપણે નથી ચાખ્યો, ભલે એમનો સાદ પણ સાંભળ્યો નથી, એ સ્થિતિ લંબાવવાના કારણભૂત તો નથી બનતા ને !

### ઠક્કર બાપા

વળી પાછો એક વધુ શુક્રવાર આવીને આપણા પીઢ છતાં મૂંગા બાપાને ઉપાડી ગયો છે. છેલ્લા એક વરસથી કોઈ પણ કાર્યમાં સક્રિય ભાગ ન લઇ શકેલા અને માંદગીને બીછાનેથી પણ પોતાની પ્રવૃત્તિઓથી વાકેફ અને સતત ચિંતાતુર રહેતા સહુના બાપાને પણ કુદરતે આપણી પાસેથી ઉપાડી લઇને આપણને જબરદસ્ત ફટકો માર્યો છે. આપણા દેશને માથે પડેલી એ લપડાક તો વિદેશથી પાછા ફરીને પહેલા જ વાયુપ્રવચનમાં નહેરુને ગદ્‌ગદ્ કંઠે યાદ કરવી પડી હતી !

ઠક્કરબાપાનાં વિશાળ કાર્યક્ષેત્રને એકધારું ધપાવ્યે જવાની આવડત મેળવવી જ રહી.

★

# મૂરખ

ઈવાન ટર્ગેનેવ
અનુ૰ શિવશંકર પ્રા. શુક્લ

એક મૂરખો હતો. પોતાનું ઘણુંખરું જીવન તો એણે લહેરથી ગાળ્યું, પણ ધીરે ધીરે એને કાને વાત અથડાઈ કે એને સૌ ધનચક્કર, ભેજાગેપ ગણે છે.

એ સાંભળતાં જ એ ખૂબ જ બેચેન થયો અને એ ખરાબ ગપગોળાને કેમ અટકાવવો તે વિષે ગંભીરતાથી વિચાર કરવા લાગ્યો.

એના બુઠ્ઠા મગજમાં એક વિચાર એકાએક ચમકી ઊઠયો......અને જરા પણ વખત ગુમાવ્યા વગર એણે અમલમાં મૂકયો.

એ જ દિવસે શેરીમાં તેને એક ઓળખીતો મળ્યો અને એક પ્રસિદ્ધ ચિતારાનાં વખાણ કરવા લાગ્યો.

"અરે ખુદા !" મૂર્ખો બોલી ઊઠયો, "એ ચિતારો તો હવે ખડતૂસ થઈ ગયો છે......તમને એ ખબર નથી ? આવી વાત તમારી પાસે સાંભળવાની મેં આશા જ નહોતી રાખી. તમે તો જૂના જમાનાના છો !"

થોડી જ વાર પછી બીજા એક ઓળખીતાએ એને કહ્યું, "આજે હું એક અદ્‌ભુત વાંચતો હતો !"

"અરે ભલા ભગવાન !" મૂરખો બોલી ઊઠયો, "તમારે શરમાવું રહ્યું ! એ પુસ્તક તો સારું નથી. આજકાલ એને કોઈ વાંચતુ જ નથી. એની તમને ખબર નથી ? તમે જૂનવાણી માણસ છો !"

હવે આ બીજા ઓળખીતાને પણ બહુ બેચેની લાગવા માંડી અને એ મૂરખા જોડે સહમત થઈ ગયો.

"મારો મિત્ર ન...ત...કેટલો સરસ માણસ છે !" બીજા એક ઓળખીતાએ મૂરખાને કહ્યું, "તમારે માટે પણ એ કીમતી માણસ છે."

"ભલા ભગવાન !" મૂરખો બોલી ઊઠયો, "ન...ન...તો ગવાઈ ગયેલો સેતાન છે. એણે તો પોતાના કુટુંબને લૂંટી લીધું છે. સૌ કોઈ એ વાત જાણે છે ! તમે જ વખતની પાછળ પડી ગયા છો !"

એ ત્રીજો ઓળખીતો યે એવો બેચેન થઈ ગયો કે એ પણ મૂરખા જોડે સહમત થઈ ગયો. અને પોતાના મિત્રનો ત્યાગ કર્યો. એ મૂરખાની સાન્નિધ્યમાં ભલેને ગમે તે વ્યક્તિનાં વખાણ કેમ નથી થતાં, પણ તે એક જ કરડાકી સંભળાવતો.

કેટલીક વાર તો એ ઠપકો આપતાં કહેતો, 'સત્તામાં તમને હજુ યે વિશ્વાસ છે એમ કહેવાનો તમારો ઉદ્દેશ છે કે ?"

"એ ધનચક્કર ને દુષ્ટ સ્વભાવનો માણસ છે," એમ લોકો કહે છે, પણ એ તો ભેજું છે ભેજું !"

"અને જીભ પણ કેવી !" બીજા વળી ટાપશી પૂરે. ખરેખર, એ તો બુદ્ધિનો સાગર છે."

આનુ પરિણામ એ આવ્યુ કે એક પત્રના તંત્રીએ એ મૂરખાને સમાલોચના વિભાગની વ્યવસ્થા સોંપી દીધી.

અને એ મૂરખરાજે પોતાની શૈલી કે નિંદાખોરી કદી પણ બદલ્યા વગર દરેક વસ્તુ ને દરેક જણની ટીકા કરવા માંડી.

અને આજ સુધી સત્તાઓ સામે જેણે હંમેશાં અવાજ ઊઠાવ્યા કર્યો હતો એ પોતે જ એક સત્તા થઈ બેઠો.

★

પોતાના ધણીના અવસાન પછી એની ઓરત ઓછામાં ઓછાં ત્રણ વરસ સુધી તો શોક પાળશે, પણ પોતાની ઓરતના અવસાન પછી એનો ધણી પૂરા સો દિવસનો શોક પણ નહિ પાળી શકે. (એક ચીની કહેવત)

# હઝરત મહંમદ પેગંબર

ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

[છેલ્લાં કેટલાંક વરસ થયાં વડોદરામાં હઝરત મહમદ પેગંબરના જન્મદિવસની ઉજવણી પ્રસંગે મુસ્લિમો ઉપરાંત બિનમુસ્લિમ વક્તાઓને પણ બોલવાનું નિમંત્રણ આપવામાં આવે છે. આ વરસના એ જયંતી સમારંભમાં એવો સુયોગ મને મળ્યો હતો. મુખ્યત્વે મુસ્લિમ ભાઇઓની હાજરીવાળી એ સભામાં મેં જે કહ્યું તેમાં સહેજસાજ ઉમેરો કરીને અહીં આપું છું. —ચં ]

મારી પહેલાના વક્તાએ એક વાત ઘણી સાચી કહી કે 'આ અવતારી પુરુષના જીવન તથા ઉપદેશમાંથી એકલા મુસ્લિમોએ જ નહીં પણ આખી દુનિયાએ ઘણું શીખવા જેવું છે.' ખુદાની હસ્તીનો જાગતો જ્યોત પુરાવો આપે ને ભૂલેલી દુનિયાને ખરો રસ્તો બતાવે એવા ખુદાઈ માણસોને—અવતારી આત્માઓને—ખુદા જુદા જુદા જમાનાઓમાં દુનિયાના જુદા જુદા ભાગોમાં મોકલ્યાં કરે છે. અને ખુદાનું નૂર અખૂટ હોવાથી આવા અસંખ્ય અવતારો થયા છે ને થશે, એમ અમારા એક ધર્મગ્રન્થમાં કહ્યું છે. **अवतारा ह्यसंख्येया हरेः सत्त्वनिधेर्द्विजाः।** (ભાગવત ૧, ૩, ૨૬) એવા મહાપુરુષોના જન્મદિન ઉજવીએ છીએ તે મુખ્યત્વે એમની સ્તુતિ કરવા નહીં—કેમકે આપણે નાને મોઢે એમની સ્તુતિ શી કરવાના હતા? વળી અમારા એક બીજા ગ્રન્થ (રામાયણ)માં એવા પુરુષોને વિષે શબ્દ વાપર્યો છે: 'અમેયાત્મા' અર્થાત એમના આત્માનો આંક બાંધી શકાય એવાં તોલમાપ આપણી પાસે નથી હોતાં. આપણે એમની જેટલી સ્તુતિ કરીએ તેટલી અધૂરી રહેવાની. તેથી આ જન્મદિવસો ઊજવવાનો ખરો ઉદ્દેશ તો એ છે કે આ નિમિત્તે આપણે તેઓનાં જીવન તથા ઉપદેશ વિષે કંઇક વધારે મનન કરીએ ને એમાંથી કંઈક પણ અંશ આપણા જીવનમાં ઉતારીએ.

પેગંબર સાહેબે તો જે ખુદાએ તેમને આ દુનિયા પર મોકલ્યા હતા તેનો પેગામ માણસોને આપવામાં જ પોતાનું જીવન વ્યતીત કર્યું. એ ખુદાને તેમણે પોતાનો એકમાત્ર આધાર ગણ્યો, અને તેની શક્તિને આધારે જ તેઓ અનેક સંકટો ને મુસ્કેલીઓ સામે ઝુઝ્યા. ખુદા ઉપરની અડગ, અવિચળ શ્રદ્ધા તેમના જીવનનો પાયો હતી એમ દેખાય છે. એને લગતો એક યાદગાર પ્રસંગ તેમના ચરિત્રમાં છે. એકવાર પેગંબર સાહેબ અને તેમના સાથી અબુબકર સાહેબ ગુફામાં ભરાઈને બેઠા હતા. અબુબકરને પીછો પકડનાર શત્રુઓની બીક લાગી. તેમણે કહ્યું: 'આપણે તો બે જ જણ છીએ!' પેગંબર સાહેબે કહ્યું: 'ના, આપણે ત્રણ છીએ: એક તમે, બીજો હું, ને ત્રીજો અલ્લા. એ નિરંતર આપણી સાથે જ છે.'

એ અલ્લાને જ એમણે પોતાનો રક્ષક માન્યો હતો. એક દિવસ તેઓ એકલા પોતાની છાવણીથી દૂર એક ઝાડ નીચે સૂતા હતા, ત્યાં ખડખડાટ થવાથી જાગી ઊઠ્યા, ને જુએ છે તો એક શત્રુસૈનિક ઉઘાડી તલવાર લઈને સામે ઊભેલો. 'બોલ, મહમદ, હવે તને બચાવનાર કોણ છે?' એણે પૂછ્યું. 'અલ્લા', પેગંબરે જવાબ આપ્યો. આ અણધાર્યો ઉત્તર સાંભળી પેલો ભયભીત થયો, ને તેના હાથમાંથી તલવાર પડી ગઇ. તે તરત જ ઉપાડી લઈ પેગંબરે તે પેલા સામે ઉગામી, ને પૂછ્યું:

'બોલ, હવે તને બચાવનાર કોણ છે?'

'કોઇ નહીં', સૈનિક બોલ્યો. 'ત્યારે દયા રાખવાનો આ પાઠ મારી પાસેથી શીખ', પેગંબરે કહ્યું.

આ દયા, ક્ષમા, મૃદુતા એ પણ એમના સ્વભાવની એક મોટી ખાસિયત હતી; બલ્કે એવા બળવાન પુરુષના સ્વભાવમાં અત્યંત કોમળતા જોઈ એમના જમાનાના માણસો અચંબો પામતા. હકીકતમાં, એવી દયા, મૃદુતા, કોમળતા તમામ ખુદાઇ માણસોના અંતરમાં ઊભરાતી હોય છે.

કુરાને શરીફમાં આપેલા તેમના ઉપદેશોમાં એવું કેટલુંયે છે જે અમારા ધર્મગ્રંથોમાં પણ મળી આવે છે. ઇસ્લામના જ એક પ્રસિદ્ધ કવિ ને ફિલસૂફ જલલુદ્દીન રૂમીએ કહ્યું છે કે 'બધા ધર્મોનું સારભૂત તત્ત્વ તો એક જ છે.' જુદા જુદા ધર્મગ્રન્થોમાં ધર્મનો સાર બે જ વાતમાં સમાઇ જતો જણાવ્યો

છે: ઈશ્વરની ઉપાસના, અને મનુષ્યની સેવા. ઈસુખ્રિસ્તે કહેલું: 'પ્રભુ, આપણો ઈશ્વર, એ જ આપણો નાથ છે. તારા એ નાથ ઈશ્વર પરંતુ તારા સર્વ હૃદયથી, તારા સર્વ આત્માથી, તારા સર્વ મનથી ને તારી સર્વ શક્તિથી પ્રેમ રાખજે: આ પહેલી ધર્માજ્ઞા. અને બીજી આ કે તારા પડોશીને તારા પંડની પેઠે ચાહજે. આ બેના કરતાં મોટી બીજી એકે ધર્માજ્ઞા નથી.' (માર્ક ૧૨; ૩૦–૩૧) ઈશ્વર પરની આસ્થા તો ધર્મમાત્રના પાયામાં છે. તેની જોડાજોડ માનવપ્રેમ અને માનવ-સેવાને પણ સર્વ ધર્મોમાં સ્થાન અપાયેલું છે, અમારા એક ધર્મગ્રંથમાં કહ્યું છે, 'જે વાત કહેવાને કરોડો ગ્રંથો ભર્યા છે તે હું તમને એક વાકયમાં કહી દઉં કે બીજા ઉપર ઉપકાર કરવો તે પુણ્ય, ને બીજાને પીડા કરવી તે પાપ.' (**परोपकार: पुण्याय पापाय परपीडनम्।**) આ જ ઉપદેશ ઈસ્લામના સંસ્થાપકે પણ બુલંદ શબ્દોમાં આપ્યો છે. 'તમે તમારા સરજનહારને ચાહો છો ? તો પહેલાં તમારાં ભાઈ ભાંડુ માણસોને ચાહો. તમે અલ્લા પાસે જવા ઈચ્છો છો તો તેનાં ફરજંદો પર પ્રેમ રાખો, તમે તમારા પંડને માટે જે કંઈ ચાહતા હો તે એમને માટે ચાહો. જે કંઈ નાપસંદ કરતા હો તે એમને માટે નાપસંદ કરો, તમારા પ્રત્યે જેવું વર્તન થાય એમ તમે ઈચ્છો તેવું વર્તન તમે એમના પ્રત્યે રાખો.'

ખુદાના બીજા પણ સંદેશવાહકો થઈ ગયા છે. એ વાત પેગંબર સાહેબે પોતે કહી હતી. કુરાને મજીદમાં કહ્યું છે: 'એકપણ કોમ એવી નથી થઈ જેમાં અમારો કોઈ ચેતવનાર (રસુલ) થઈ ન ગયો હોય.' (૩૫; ૨૪) વળી કહ્યું છે: 'જે જ્ઞાન તને બતાવવામાં આવ્યું છે તથા જે જ્ઞાન તારી પહેલાં થઈ ગયેલા બીજાઓને બતાવવામાં આવ્યું હતું...' (૨; ૪) વળી: 'તેણે (અલ્લાએ) તે અગાઉ લોકોને સાચો માર્ગ બતાવવા માટે તૌરાત તથા ઈનજીલ પ્રગટ કર્યાં હતાં; અને ફુર્કાન (કુરાન) પણ તેણે જ પ્રગટ કર્યું.' (૩; ૩)

એવી જ મોટી બુલંદ વાત પેગંબર સાહેબે એ કહી કે 'ધર્મમાં કોઈ જાતની જબરદસ્તી હોય નહીં'. (૨;૨૫૭) તેમણે કહ્યું: 'માણસોને ઈમાન તો ફક્ત અલ્લા પાસેથી મળે છે. છતાં શું તું માણસોને ઈમાન રાખવાની ફરજ પાડશે ?' આ આયત પર વિવેચન કરતાં મૌલવી મહમદઅલી કુરાનના તેમના અંગ્રેજી તરજુમામાં કહે છે: 'જે આરબો ઈસ્લામમાં સામેલ નહોતા થયા તેમને પેગંબર સાહેબે ઈસ્લામ અથવા તલવાર બેમાંથી એક પસંદ કરી લેવાનું કહ્યું, એ મતલબની જે અર્થ વિનાની વાતો કરવામાં આવે છે તે બધીને આ આયત પૂરેપૂરા જવાબરૂપ છે.'

જે ધાર્મિક સહિષ્ણુતા અને ઉદારતાનો ઉપદેશ આ વાચનમાં છે તેનો પુરાવો પેગંબર સાહેબના જીવનમાં કંઈ નાનોસૂનો નથી. એનો એક જ દાખલો લઈએ. સિનાઈ પર્વત નજીક આવેલા સેંટ કેથેરાઈનના મઠના સાધુઓને, તેમજ તમામ ખ્રિસ્તીઓને, પેગંબર સાહેબે (હિજરી સન ૬માં) એક ખરીતો આપ્યો હતો. એમાં ખ્રિસ્તીઓને પેગંબર સાહેબે પોતે બાંહેધરી આપી હતી, અને પોતાના અનુયાયીઓને ફરમાન કર્યું હતું, કે ખ્રિસ્તીઓનાના જાનનું તેમનાં ગિરજાઘરોનું, તથા તેમના પાદરીઓનું, રક્ષણ કરવામાં આવશે, અને તમામ ઈજાઓ સામે તેમની ચોકી કરાશે. તેમની પાસેથી ગેરવાજબી કર નહીં લેવાય; તેમના કોઈ પણ બિશપને તેના રહેઠાણમાંથી કાઢી નહીં મુકાય; કોઈ પણ ખ્રિસ્તીને સ્વધર્મનો ત્યાગ કરવાની બળજબરી નહીં કરાય; કોઈ પણ સાધુને તેના મઠમાંથી બહાર કાઢી નહીં મુકાય; કોઈ પણ જાત્રાળુને જાત્રાએ જતાં રોકવામાં નહીં આવે; મસજિદો કે મુસ્લિમો માટે ઘરો બાંધવા સારુ ખ્રિસ્તી ગિરજાઘરોને તોડી નહીં પડાય; મુસ્લિમોને પરણેલી ખ્રિસ્તી સ્ત્રીઓ સ્વધર્મનું પાલન કરી શકશે, અને એ કારણે તેમને કશી ફરજ નહીં પડાય કે કોઈ પણ જાતની સતામણી નહીં કરાય; ખ્રિસ્તીઓને તેમનાં દેવળો કે મઠોની મરામત માટે કે તેમના ધર્મને લગતી બીજી કોઈ બાબત માટે મદદ કરવી વગેરે.





આ ખરીતાને વિષે, યોગ્ય ગર્વપૂર્વક, 'જગતના ઇતિહાસમાં મળી શકે એવાં, સજ્ઞાન સહિષ્ણુતાનાં, ઉમદામાં ઉમદા સ્મારકોમાંનું એક' એ શબ્દો સૈયદ અમીરઅલીના પુસ્તક 'ધ સ્પિરિટ ઓફ ઇસ્લામ'માં વપરાયલા છે. એવી સહિષ્ણુતાના બીજા પણ કેટલાયે સરસ દાખલા જૂની તવારીખોનાં પાનાંમાં નોંધાયેલા તો છે, પણ સામાન્ય રીતે આપણી જાણમાં આવતા નથી. ખરું જોતા, કોઈ પણ ધર્મની સાચી અભિવૃદ્ધિ બળજબરીથી નથી થતી; પણ એ ધર્મના અનુયાયીઓની ખુદાપરસ્તી (ઇશ્વરપરાયણતા), પવિત્રતાને તપશ્ચર્યાથી જ થાય છે. આ સદ્‌ગુણોને પોતાના જીવનમાં મૂર્તિમંત કરી બતાવનાર ઇસ્લામના સાધુ સંતો ગયાં તેરસો વરસોમાં અનેક થઈ ગયા છે.

દાખલા તરીકે, હઝરતઅલી નમાજ પઢતા હતા તે દરમ્યાન તેમનું માથું કપાયું, છતાં તેમણે નમાજ છોડી નહીં. એમનો દાખલો ઘણીવાર યાદ કરીને ગાંધીજી કહેતા કે 'ખરી ભક્તિ તો એનું નામ!' અને શહીદીની બાબતમાં, પ્રાર્થના કરવા જતાં ગોળીએ વીંધાનાર ગાંધીજીની તુલના વધારેમાં વધારે હઝરતઅલી સાથે થાય એવી છે સંપૂર્ણ સત્ય ( whole truth ) કહેવાનો પાઠ મને શીખવતા ગાંધીજીએ ૧૯૩૩ માં મુસ્લિમ સંત હઝરત ગૌસનો દાખલો આપેલો, એ સંત મુસાફરીએ નીકળેલા રાતવાસો રહ્યા હતા. ત્યાં ચોરોએ તેમને લૂટયા; પણ કશું હાથ ન આવતાં ચોરો પાછા ફર્યા. તે થોડેક દૂર ગયા એટલે આ સંતે તેમને પાછા બોલાવ્યા ને કહ્યુંઃ 'તમને ઝડતી લેતાં બરાબર આવડી નહીં. જુઓ, મારી પાસે આ રહી આટલી બધી અશરફી; એ લઈ જાઓ.' આ સત્ય નિષ્ઠા જોઇ ચોર દંગ થઇ ગયા ને તેમનો હૃદયપલટો થયો.

ગાંધીજીએ કહ્યુંઃ 'સર્વ ધર્મો સાચા છે, જો સર્વ અધૂરા છે.' તેઓ પહેલાં 'સર્વધર્મ સહિષ્ણુતા' શબ્દ વાપરતા. પણ પછી વિચાર કરતા તેમને 'સહિષ્ણુતા' શબ્દ યોગ્ય ન લાગ્યો. એ શબ્દમાં ઉમળકો નથી; આપણો ધર્મ સૌથી ઊંચો છે, ને બીજા છે તો નીચા, પણ આપણે સહન કરી લેવા, નભાવી લેવા, એવો ગર્ભિત અર્થ કોઈ એમાંથી કાઢવા માગે તો તેમ કરવાને અવકાશ રહે છે; વસ્તુતાએ તો આપણને ઇતર ધર્મો પ્રત્યે પણ આદર હોવો જોઇએ. તેથી તેમણે 'સર્વધર્મસમભાવ' એ શબ્દ યોજ્યો. આપણને આપણા ધર્મ પ્રત્યે હોય છે એવો જ પૂજ્યભાવ બીજાઓને તેમના પોતપોતાના ધર્મો પ્રત્યે હોય છે; આપણો ધર્મ આપણે માટે સારો, તેમજ બીજાનો તેને માટે સારો;—આટલો જ એનો આશય નથી. એમાં એવો ભાવ પણ ગર્ભિત છે કે આપણે ચાહીને ઇતર ધર્મના ગ્રંથોનો અભ્યાસ કરવો જોઇએ, અને તે પણ ટીકાકારની દૃષ્ટિથી નહીં પણ તે તે ધર્મના ભાવિક માણસની દૃષ્ટિથી. કોઇ હિંદુ બાઈબલ કે કુરાન વાંચે ત્યારે તેણે એટલા વખત પૂરતી શ્રદ્ધાવાન ખ્રિસ્તી કે મુસ્લિમના જેવી ભાવના પોતાના અંતરમાં યથાશક્તિ ધારણ કરવી જોઇએ.

સર્વધર્મ સમભાવનો આ સિદ્ધાન્ત આજે આપણે માટે વિશેષ મહત્ત્વનો છે. આપણા રાજ્યબંધારણમાં સર્વ પ્રજાજનોને પોતપોતાના ધર્મનું પાલન કરવાની સ્વતંત્રતા તો છે જ. પણ તે ઉપરાંત આપણે એકબીજાના ધર્મોનો અભ્યાસ કરવો જોઇએ, અને અરસપરસ પરિચય ને ભાઇચારો વધારવા જોઇએ. આપણે આપણો ધર્મ છોડવાની કશી જરૂર નથી, બીજા ધર્મોમાંથી કંઇ સારાં તત્ત્વો લાગે તેને આપણે આપણા ધર્મમાં દાખલ કરી શકીએ છીએ, એમ પણ ગાંધીજીએ બતાવ્યું.

સૈયદ અબુલ આલા મૌદુદી નામના એક મુસ્લિમ વિદ્વાને લખેલું, 'ટૉવર્ડ્ઝ અંડરસ્ટેંડિંગ ઇસ્લામ' નામનું, અંગ્રેજી પુસ્તક થોડાં વરસ પર મેં વાંચ્યું હતું. તેમાં લખેલુંઃ 'દરેક પ્રજામાં સત્કર્મી ને પુણ્યશાળી માણસો થઇ ગયા છે અને આજે પણ છે. તેઓ બધા મુસ્લિમ હતા અને છે.' ખ્રિસ્તી સંત ઑગસ્ટાઇને કહ્યું છે કે 'જેને ખ્રિસ્તી ધર્મ કહેવામાં આવે છે તે ધર્મ પ્રાચીન લોકોમાં પણ હતો. ઇસુનો જન્મ થયો ત્યારે જે સાચો ધર્મ અગાઉથી ચાલ્યો

[૪૬]

મેં તારી પાસેથી કાંઈ જ યાચ્યું ન હતું. મારું નામ પણ મેં તારા કાન પાસે પુકાર્યું ન હતું. જ્યારે તેં રજા લીધી ત્યારે ત્યાં હું મૂંગો ઊભો હતો ત્યાં એ કૂવા કાંઠે, ઝાડના પડછાયા વધતા જતા હતા અને હું એકલો ઊભો હતો. પોતાના જલકુંભ ભરીને સ્ત્રીઓ ઘર ભણી વળી ગઈ હતી. એમણે મને બોલાવ્યો પણ ખરો અને મોટેથી કહ્યું: 'અમારી સાથે ચાલ, હમણાં બપોર થઈ જશે!'

પણ હું તો મારા નામનિશાન વિનાના વિચારમાં, ત્યાં તલ્લીન હતો!

તું આવ્યો ત્યારે તારાં પગલાં પણ મેં સાંભળ્યાં નહિ. તારી આંખ મારા પ્રર પડી, ત્યારે એમાં કરુણતા છલકાતી હતી. તું બોલ્યો ત્યારે તારા અવાજમાં થાક હતો. તેં ધીમેથી કહ્યું: 'આહ! હું જલપિપાસુ મુસાફર છું!'

હું મારાં દિવાસ્વપ્નમાંથી જાગ્યો અને તારા ખોબામાં મારા કુંભમાંથી પાણી રેડ્યું. ઝાડ ઉપર પાંદડાં હસી રહ્યાં હતાં. અને કોણ જાણે કયા અંધારખૂણેથી કોયલ ગાઈ રહી હતી: રસ્તા ઉપરથી મંદસુગંધ રસળતી ત્યાં આવી રહી હતી.

તેં મારું નામ પૂછ્યું—અને હું ત્યાં અવાક્ જેવો ઊભો રહ્યો! મેં એવું શું કર્યું હતું કે તારી યાદીમાં મારું નામ સંભારવા જેવું લાગ્યું હોય!

પણ આટલી આ એક નાની યાદી, કે, મેં તારા ખોબામાં તારી તૃષા છીપાવવા પાણી આપ્યું હતું એ યાદી, મારા હૃદયના ખૂણે ખૂણામાં પોતાનું સ્થાન લેશે અને એનો પરિમલ ફેલાવતી ત્યાં હમેશને માટે બેસશે!

પ્રભાત વહી રહ્યું છે, પક્ષીઓ હજી સ્વરો લંબાવ્યા કરે છે, મારા માથા ઉપર લીમડાનાં પાન ધીમો અવાજ કરી રહ્યાં છે —અને હું હજી ત્યાં બેઠો છું અને વિચાર કર્યા કરું છું!

[૪૭]

તારા અંતરમાં આળસ સૂતું છે. આંખમાં હજી નિદ્રા બેઠી છે. પણ શું તારા કાન ઉપર વાત આવી નથી કે કાંટાની વાડમાં એક ગજબનું ફૂલ પોતાની સૌંદર્યશ્રી પ્રગટાવતું વિલસી રહ્યું છે? ઓ જાગ નિદ્રાધીન! જાગ. વખતનદને વહી જવા દે માં!

પથ્થરભર્યા રસ્તાને છેડે, જ્યાં કોઈએ કદી પગ મૂક્યો નથી એવા અણુખેડ્યા એકાંતમાં, મારો એ મિત્ર તદ્દન એકલો બેઠો છે! એને દગો દે માં. હે જાગ્રતપુરુષ! જાગી જા!

બપોરના પ્રચંડ સૂર્યના તાપથી આકાશમાં અગ્નિ સળગે અને ધરતી ધ્રૂજે—તો પણ શું?

---

આવતો હતો તે ખ્રિસ્તી ધર્મ તરીકે ઓળખાવા લાગ્યો.' ગાંધીજીએ એકવાર હિંદુ ધર્મની વ્યાખ્યા 'સત્ય અને અહિંસા' એટલી જ આપી હતી. અને જીવનના છેલ્લા મહિનાઓ દરમ્યાન તેમણે કહેલું: 'એ જ સારો હિંદુ છે જે સારો મુસલમાન પણ છે અને સારો પારસી પણ છે.'

(પ્રાર્થના પ્રવચન, ૧-૧-૪૭)

આ બધા પાઠ આપણે આજને દિવસે વિચારવા જેવા છે.





તૃષાતુર કંઠને બળબળતી રેતી ભરી દે તો પણ શું ?

તારા હૃદયની ગુહામાં ઊંડે ઊંડે આનંદ-સાગરની ઊર્મિઓ શું ઉછળતી નથી ?

તારું પ્રયાણ થતાં, તારા પંથતળેનો દરેકે દરેક પથ્થરતાર, શું વેદનાભર્યા મધુર સંગીતની લહેજત આપતો રણઝણી નહિ ઉઠે ?

જાગ્રતિ પામેલા ! જાગ જાગ !

[૪૮]

હાં હવે હું સમજ્યો. તારો આનંદકુપ મારામાંથી છલકાઇ રહ્યો છે. આટલા જ માટે તું આંહીં મારી પાસે નીચે આવ્યો છે !

ઓ ! અનેક સ્વર્ગના સ્વામી ! હું ન હોત તો તારી પ્રેમભરી કરુણાનું પાત્ર કોણ હોત ?

તેં મને તારો ભાગીદાર બનાવ્યો અને અખૂટ સમૃદ્ધિનો પણ હું ભાગીદાર થયો.

મારા અંતરમાં તારા અનંત આનંદની લીલા ચાલી રહી છે !

તારી ઈચ્છા મારા જીવનદ્વારા આકાર લઈ રહી છે ! અને આટલા માટે તું, જે રાજાનો પણ રાજા છો, તે મને બાંધી રાખવા માટે, સૌન્દર્યસાગરનો સ્વામી બનીને મારી સામે શોભી રહ્યો છે ! અને એટલા જ માટે તારો પ્રેમ તારા પ્રેમીના પ્રેમમાં ખોવાઈ જાય છે ! અને એવી પ્રેમહૂંફમાં—બીજું કોઈ નહિ તું જ—નજરે પડે છે !

[૪૯]

હે મારા સ્વામી ! આ છલકાઇ જતા જીવનકુંભમાંથી તારી ઇચ્છા કયું દૈવી પીણું પીવાની થઈ છે ?

હે કવિરાજ ! તારી ઇચ્છા તારું જે સર્જન મારાં ચક્ષુદ્વારા જોવાની થઈ છે કે પછી અમર સંગીતનો નાદ સાંભળવા માટે તું જ, મારા કર્ણદ્વારે આવીને બેસી ગયો છે ?

તારી દુનિયા મારા અંતરમાં તાણાવાણાનું પટ વણે છે અને તારો જ આનંદ શબ્દોમાં સ્વરની મધુરતા મૂકે છે !

તું જ તારો પ્રેમ મારામાં અંકિત કરીને તારી જ મધુરતા માપવા આવે છે ! કેવું આશ્ચર્ય !

[૫૦]

આકાશમાંથી આવેલું સૂર્યકિરણ આખા દિવસને અંતે મારાં અશ્રુ, આહ, અને આનંદ તારે ચરણે ઠાલવવા વાદળાં ઘડે છે !

તું આ વરાળ જેવા વાદળને તારી તારાંકિત છાતીમાં લપેટી લે છે અને એમાંથી અનંત આકારો અને આકૃતિઓ રચે છે. હમેશ બદલાતા રંગોથી રંગીને એમને તુ પાછાં ફરવા મૂકે છે!

એ એટલાં તો હલકાં, રમતિયાળ, નાજુક, આંસુભર્યાં સુંદરશ્યામ છે, કે તું તેમને પ્રેમભરેલી દૃષ્ટિએ નિહાળ્યા કરે છે ! તું જે ગંભીરમાં પણ ગંભીર છે !

અને એટલે તો તારા મધુર શ્વેતપ્રકાશને ઢાંકી દેતા આ કરુણ પડછાયા આમ તેમ ફર્યા કરે છે !

[ ૫૧ ]

જે જીવનપ્રવાહ મારામાં વહી રહ્યો છે એ જ જીવનપ્રવાહ રાતદિવસ જગતમાં વહી રહ્યો છે.

ઘાસની સળીએ સળીમાં, અને ધૂળના

રજકણે રજકણમાં એ જ પ્રવાહ દેખા દે છે. અને અસંખ્ય પાંદડાં અને પુષ્પોમાં એ જ પ્રગટ થઈ રહ્યો છે.

જન્મ મરણના સમુદ્રતરંગે એ જ પ્રવાહ નાચી રહ્યો છે. અને ભરતીઓટના જલબિંદુએ જલબિંદુમાં એ જ નૃત્ય ચાલી રહ્યું છે!

આ દુનિયાના સ્પર્શથી મારો જીવનપ્રવાહ ગૌરવશીલ કીર્તિમંત બન્યો છે.

અને આ ક્ષણે મારા રક્તના બિંદુમાં અનંતના જીવનપ્રવાહનું નૃત્ય હું ગર્વભેર ગૌરવભેર સાંભળી રહ્યો છું!

[ ૫૨ ]

અંતરગુહામાં બેઠેલ એ જ, મારા જીવનને પોતાના સ્પર્શથી જગાડે છે. અંતરગુહામાં બેઠેલ એ જ આ આંખને આકર્ષણના જાદુથી આંજે છે. અને હૃદયના તારેતારમાં આનંદ અને શોકનું ગાન મૂકે છે!

આ માયાપટના સોનેરી રૂપેરી તારને રચનાર એ જ છે. એ જ એમાં આસ્માની, ભૂરા લીલા રંગો મૂકે છે. અને એના જ ચરણકમળમાંથી રંગની આ સૃષ્ટિ રેલાઇ રહે છે! અને એ સૃષ્ટિના સ્પર્શે હું પોતાને ભૂલી જાઉં છું!

દિવસો આવે છે, રાત્રિઓ જાય છે, યુગો વહે છે, અને મારા અંતરમાં બેસીને એ જ, અસંખ્ય નામ, રૂપ, અને વેષ લઇને, અને આનંદની અને શોકની વાટિકામાં લઈ જાય છે!

[ ૫૩ ]

મારે તો ભાઇ! ત્યાગનો આનંદ જોતો જ નથી. આનંદનાં હજારો બંધનોમાં હું મારી મુક્તિ નિહાળી રહ્યો છું!

આ મારું માટીનું પૃથ્વીનું વાસણ, તું તારા તાજા આસવથી, અને અનેકરંગી અને અનેક સુગંધી પ્રવાહથી છલકાવતો રહે છે!

તારા પ્રકાશથી મારાં કોડિયાં સેંકડો જુદા જુદા રંગીન પ્રકાશો આપતાં રહેશે! અને તે તારે જ બારણે મુકાશે!

મારે મારી ઈંદ્રિયોના આનંદદ્વાર બંધ કરવાં જ નથી. દેખવાનો, સાંભળવાનો, સ્પર્શ કરવાનો, ઈંદ્રિયધર્મ તારા આનંદને ભલે વ્યક્ત કરે!

આનંદના પ્રકાશમાં બધી જ માયા સળગી જશે અને મારી બધી જ કામનાઓ પ્રેમદીપને પ્રગટાવશે!

આનંદના હજારો બંધનોમાં હું મારી મુક્તિ નિહાળી રહ્યો છું!

મારે તો ભાઇ! કાંઈ તજવું નથી, કાંઈ તજવાની ઇચ્છા નથી.

☆

# મૃગ કુટુમ્બની વિશિષ્ટતાઓ

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

મૃગ કુટુમ્બનાં શિંગડાં આપણા હરિણ કુટુમ્બથી જુદાં પડે છે. હરિણ કુટુમ્બમાં જન્મથી જે શિંગડાં ઉગ્યાં તે જીવન પર્યન્ત રહી અમુક હદ સુધી વધ્યા કર્યાં છે. જ્યારે મૃગ કુટુમ્બમાં શિંગડાં દર વરસ ખરી પડે છે અને તે નક્કર હોય છે. ઘાસ ખાતાં લગભગ બધાં પ્રાણીઓને શિંગડાં હોય છે. એ બધામાં મૃગોનાં શિંગડાં જુદાં પડી આવે છે. આપણે ગાયો, ઘેટાં, બકરાં અને હરિણનાં શિંગડાંની બનાવટ તપાસી ગયા છીએ. એ બધાં શીંગડાં એ તો તેઓની ખોપરીમાંથી નીકળેલા હાડકાના શીંગડાનું મ્યાન છે જે ગાભો એક વખત તૂટે તો ફરી ઊગવામાં નિષ્ફળ જાય છે. અને મૃગોનાં શિંગડાં જ્યારે નવાં ઊગવા લાગે છે ત્યારે તેની ઉપર ચામડીનું પડ હોય છે. એ પડ જ્યારે શિંગડાં બરાબર પાકી જાય ત્યારે મૃગો તેનાં શિંગડાંને ઘસીને તે ચામડીના પડને ઉખેડી નાખે છે. આમ આ પડ ઉખડી ગયા પછી શિંગડાં બરાબર પાકાં અને નક્કર થઇ જાય છે.

મૃગ કુટુમ્બનાં શિંગડાં તેનાં માથાની ખોપરીમાં આવતી કુમ્ભીઓ ઉપર ઊગે છે. શરૂઆતમાં તો આ કુમ્ભીઓ મખમલ ચોડેલી ગાંઠ જેવી હોય છે અને હાડકાંના રસની જમાવટ થવા સાથે તે એકદમ વધવા લાગે છે. મૃગનું પહેલા વરસનું બચ્ચું હોય તેને સીધા શિંગડાં ઊગે છે. અને બીજે વરસે તે શિંગડામાં એક કુમ્ભી આગળ અને બે છેડે ફ્ડસવાં નીકળે છે. જેમ જેમ તેઓ વયમાં વધે તેમ તેમ આ શિંગડાની લંબાઈ વધવા લાગે છે. દરેક જાતમાં ફડસવા વધારે ઓછી સંખ્યામાં માલુમ પડે છે. આપણે જે જાત જોવાના છીએ તેઓને ફક્ત ત્રણ જ ફડસવાં હોય છે. પણ એક મૃગ કને માત્ર બે જ ફડસવાં હોય છે. મેં ઉપર કહ્યું તેમ ઉમ્મર વધવાની સાથે આ શિંગડાંની લંબાઇ વધે છે પણ જ્યારે તે શિંગડાં ધારણ કરનાર વરસો વટાવી જાય ત્યારે નવાં આવતાં શિંગડાં વધવાને બદલે દર વખત ઘટવા લાગે છે. આ શિંગડાં જ્યારે દર વરસ ઊગવા લાગે ત્યારે તેની ઉપર સુંવાળી ઘટ રૂંવાટીનું પડ હોય છે. એવાં કાચાં શિંગડાંને હાથ ફેરવ્યો હોય તો જેમ મખમલ ઉપરથી હાથ લપસી જાય એમ લપસી જાય છે જેથી તેનું નામ મખમલ આપવામાં આવ્યું છે. આ પડને જરા પણ ઘસારો લાગે એટલે તે તરત જ ચીરાઇ જાય છે અને અંદરથી લોહી નીકળે છે. આ કારણને લઈ કેટલાંક ગીચ ઝાડીમાં વસતાં મૃગો પોતાના શિંગડાંના મખમલનું બહુ જતન કરે છે. અને એ અથડાય નહિ એટલે ખુલ્લા ઘાસવાળા ભાગોમાં જઈ વસે છે. વળી આવાં કાચાં શીંગડાં હોય ત્યારે નરો એક બીજા સાથે લડાઈમાં પણ ઉતરતા નથી. મારા અવલોકનમાં તે વખતે તે સાવ માદા જેવા સ્વભાવના થઈ જાય છે એમ આવ્યું છે.

જ્યારે આ શિંગડાં પૂરા વિકાસ પામી પાકી જાય ત્યારે તેની કુમ્ભી ઉપર બહાર પડતી કોર થાય છે. આ કોર પણ કડક થવા લાગે ત્યારે શિંગડાંમાં મીઠી ચળ ઉપડે છે. આ ચળને સંતોષવા નરો પોતાના શિંગડાંને ઘસે છે. આ ઘસારાથી પેલું મખમલનું પડ ઉખડતું જાય છે અને અંદરથી પાકાં નક્કર શિંગડાં દેખાવ દે છે. આ ચળને સમાવવા દરેક નરને પોતાની પસંદગીનું નાનું વૃક્ષ હોય છે. જે વૃક્ષના થડ સાથે પોતાનાં શિંગડાં ઘસવા આખા દિવસમાં બે ત્રણ વખત હાજરી આપી જાય છે. આ કામ માટે પાકટ વૃક્ષની પસંદગી નથી થતી પણ ખાસ કરીને પોતાના જોરથી હલે એવું આઠ દશ ઈન્ચના ઘેરાવાનું થડ હોય તેની પસંદગી થાય છે. એને લઈને જ્યાં સાગનાં વાવેતર કરવામાં આવે છે તેમાંના ઘણા છોડવા આવી રીતે ઘાસોટી લાગવાથી છાલ ઉખડી જવાથી નાશ પામે છે. પણ જંગલમાં ફરતાં માલુમ પડી આવે છે કે આ થડ સાથે મૃગો પોતાનાં શિંગડાં ઘસતા તેના થડ ઉપર સુંવાળી જગ્યા થઇ ગયેલી હોય છે. મૃગ કુટુમ્બનું સંવનન તેના શિંગડાનાં પાકવા સાથે સંકળાએલું છે.

પોતાનાં શિંગડાં તેઓ હિંસક પશુઓના હુમલા ખાળવા માટે જરૂર વાપરે છે પણ તેનો ખાસ ઉપયોગ તો પોતાના માટે જનાનો ભેળો કરવા માટે

હરીફ નરો સાથે યુદ્ધ ખેલવા માટે છે. હરીફ નરો જ્યારે તુમુલ યુદ્ધમાં મંડાય છે ત્યારે એકબીજા પોતાના માથાં જમીન સાથે રાખી લડે છે અને પોતાનું બળ એક બીજાને પાછા હઠાવવામાં વાપરે છે. આમ એક બીજાના દેહના પૂરા ધક્કાથી શિંગડાં આડાં અવળાં ભરાઇ જાય છે. આમ ગુંચવાઇ ગયેલાં શીંગડાં જ્યારે બેમાંથી એક હરીફ થાકી જાય ત્યારે જુદા પાડે છે. અને થાક ઉતરી જઇ પાછા તાજા થાય. વળી લડાઇમાં ઉતરી પડે છે. અને બેમાંથી પોતાની હાર કબુલ કરી પડ છોડે ત્યારે બંધ થાય છે. આવા યુદ્ધમાં એકબીજા જરૂર ઘાયલ થાય છે. પણ આવી રીતે પડેલા જખમો કારમા બન્યાના દાખલા ભાગ્યે જ જોવા મળે છે. કારણ કે આવી લડાઇમાં મારૂં કે મરૂં એવા દેખાવ કરતાં વધારે દેખાવ અને શોર હોય છે. કેટલીક વખત પોતાના શીંગડાં એવાં અટવાઇ જાય કે છુટા પડતાં બહુ મુશ્કેલી પડે છે. પણ જો છુટા થઇ શકયાં ન હોય તો બન્ને હરીફો હેરાન થઇ અકાળે મૃત્યુ પામે છે. આવી રીતે એકબીજાના શીંગડાં સલવાઇ જઇ મૃત્યુ પામેલાં મૃગોની ખોપરીઓ વગડામાંથી મળી આવ્યાના દાખલા છે.

સંવનન પૂરું થયા પછી આ શીંગડાં થોડા વખત મૃગને શોભાવે છે. અને પછી પોતાની મેળે જરા અથડાય કે ખરી પડે છે. નાના નરો પોતાના શિંગડાં વહેલા ખેરવી નાખે છે. એ પ્રમાણે ઉમ્મર પ્રમાણે તેઓનાં શિંગડાં ખરતાં રહે છે. આ શિંગડા ખેરવવાનો આધાર તેઓના વસવાટની જગ્યા ઉપર પણ હોય છે. જે જગ્યામાં ખોરાકની છત હોય અને મૃગો હ્રષ્ટપુષ્ટ હોય ત્યાં શિંગડાં મોડાં ખરે છે. આથી એમ સમજી શકાય કે શિંગડાં પાડવા અને ખોરાકને કોઇ પ્રકારનો સંબંધ છે. ઘાસચારો પુષ્કળ હોય ત્યાં પાછાં પેલી કુમ્બી ઉપર તરત જ નવાં શિંગડાં લાગે છે. જે ઘાસમાં ચૂનો હોય ત્યાં આવાં નવાં ઊગતાં શિંગડાંવાળા મૃગો ખાસ ચરવા જાય છે. કારણ કે શિંગડાના ઉગાવામાં ચૂનો બહુ મહત્ત્વનું તત્ત્વ છે. એથી એક વિચાર એ પણ આવે છે કે આમ વધારે પડતો ચૂનો ખાઇ લેવાથી દર વરસે શીંગડાં ઊગે અને ખરે અને વધારે પડતો ચૂનો પચાવી પોતાનાં શિંગડાં ઉગાડવામાં કામમાં આવી જાય છે ત્યારે એ પણ છે કે માદાને માથે શિંગડાં નથી એ કેવી રીતે વધારે પડતો ચૂનો પચાવી શું કરતી હશે? તે તો તે ચૂનો બચ્ચાંને મજબુત બનાવવામાં વાપરી કાઢે છે. સાબરનો દેહ મોટો એટલે એનાં શિંગડાં પણ જાડાં અને લાંબા હોય છે. એમાં પણ અમુક સમય પછી પાછાં શિંગડાં ટૂંકાં થવા લાગે છે. જે જગ્યામાં ચૂનાનો અભાવ હોય ત્યાં વસતા મૃગનાં શિંગડાં ખેરવી પાછાં નવાં ઊગવા માંડે ત્યારે તેના દેહ ઉપર તેની મોટી અસર થાય છે. જ્યાં આવો ચૂનારહિત ચરો થતો હોય ત્યાં વસતા મૃગો પોતાનાં ખરી પડેલાં શિંગડાં ખાય છે અને તેમાંથી ચારામાં ખૂટતું રસાયન મેળવી લે છે. આ બાબતનો ખુલાસો જે હોય તે હોય પણ તેઓ શા સારૂ શીંગડાં ખેરવી નાખે છે અને નવાં ઉગાડે છે તે તો એક અણઉકલ્યો કોયડો જ છે. પ્રકૃતિએ ફક્ત મૃગ કુટુમ્બમાં આવો રીવાજ શા સારૂ રાખ્યો હશે એ સમજવું બહુ મુશ્કેલ છે મૃગ કુટુમ્બનાં શિંગડાં જરૂર હિંસક પશુઓનો સામનો કરવા માટે કામ આવે છે પણ જ્યારે ભાગે છે ત્યારે તેઓ પોતાના સુંદર શિંગડાંને પોતાની પીઠની બાજુમાં રાખી ગરદન લંબાવી દોડે છે. આવી રીતે ભાગતાં છુપાઇ લપાઇ બેઠેલા હિંસક પશુને અમુક પ્રકારે ગળે બાઝવામાં સહેલાઇ કરી આપે છે. છતાં એટલું તો ચોક્કસ કે આમ રાખેલાં શીંગડાં અમુક પ્રકારે જરૂર શિકારીને રોકે છે. ઊભેલા નરો પોતાનાં શીંગડાં આમ તેમ વીંઝીને જરૂર પોતાના દુશ્મનને ભગાડે છે. છતાં એટલું તો ચોક્કસ કે તે શીંગડાં અમુક વખત જ દુશ્મનો રોકી શકે છે. પણ નિશ્ચિત હિંસક પશુ તેને મારી પાડવામાં ફતેમંદ થાય છે. મૃગ કુટુમ્બની ઘ્રાણ પારખવાની શકિત, સાંભળવાની શક્તિ અને નજર શકિત તથા ઝડપભેર ભાગવાની શકિત એ તેના મુખ્ય બચાવનાં સાધન છે.

હરિણનો વસવાટ ખુલ્લા મેદાનમાં છે એમ





મૃગોનો વસવાટ ખાસ કરીને વનમાં જ છે. અને કેટલાંક નદીકાંઠાની પાનમાં પણ વસે છે. એટલે એ તો કુદરતી રીતે સમજાય છે કે રણ પ્રદેશ તેઓ માટે તદ્દન નકામો છે. યુરોપ અને એશિયાના ઘણા ભાગોમાં મૃગોનો વસવાટ છે પણ સહરાની દક્ષિણમાં, આફ્રિકામાં તેઓ વસતાં નથી. મૃગોના શરીર બાંધા કદાવર કે નાના એ તો તેઓના વસવાટની ભૌગોલિક પરિસ્થિતિને આભારી છે. આ બાબતમાં એમ કહેવાની ઇચ્છા થાય કે જ્યાં જેવો ઘાસચારો અને તેમાં રહેલા રસાયનિક તત્ત્વો ઉપર છે છતાં તેનાં શિંગડાં અને કદ તેના વસવાટને અનુકૂળ થયાં છે અને વસવાટ તેઓના બાંધા ઉપર જરૂર અસર કરે છે. તેમાં ખરીઓ અને કાનના ઘાટમાં આ અસર ચોખ્ખી દેખાઈ આવે છે. એમાં સામ્બરના મોટા અને બહાર તરી આવતા કાન તેના ગીચ ઝાડીના વસવાટને આભારી છે. જ્યારે ચિતળના સાધારણ તેના કદને અનુકૂળ છે. તેનું કારણ કે તેઓ વનની કિનારી ઉપર વસે એટલે તેઓને કાન સાથે આંખ વાપરવામાં અડચણ નડતી નથી. આ ઉપરથી આપણે એટલું જોઈ શકીએ છીએ કે જે મૃગો ગીચ વનમાં રહે છે તેની કર્ણેન્દ્રિય અને ઘ્રાણેન્દ્રિય તેની આંખ કરતાં વધારે સતેજ થઈ છે. અને જે મૃગો ખુલ્લા વનના વાસી છે તેમાં ઉપલી ત્રણે ઇન્દ્રિયો સરખા પ્રમાણમાં વિકસેલી હોય છે.

આપણે ત્યાં થતા બધા મૃગોમાં સામ્બરમાં એક ખાસ વિશિષ્ટતા એ જોવામાં આવે છે કે તેના મોં ઉપર આંખ નીચે જે ગંધ ગ્રન્થીઓ આવેલી છે તે સૌથી વધારે વિકાસ પામેલી છે. આનું કારણ એ છે કે તે ગીચ વનમાં વસે છે કે જ્યાં પ્રજનન ઋતુમાં માદાઓ મેળવવી મુશ્કેલ પડે છે. એ વખતે નર સામ્બર પોતાના મોં ઉપર આવેલી ગંધગ્રન્થીમાંથી વાસનો ફેલાવો કરે છે. એની સાથે ગળામાંથી અવાજ કાઢીને માદાઓને આકર્ષે છે. ચિતળમાં આ ગ્રન્થીઓ વિકાસ પામી નથી. કારણ કે તેને માદાઓ ભેળી કરવામાં બહુ મુશ્કેલી નડતી નથી. એ તો નરો માદાના ટોળાની હાજરીમાં જ તે ટોળાના ભોગવટા માટે યુદ્ધ ખેલી નક્કી કરી લે છે.

મૃગો ઋતુ પ્રમાણે રંગફેર કરી નાખે છે. શિયાળામાં તેનો રંગ ઘેરો થાય છે અને ઉનાળામાં તે આછો પડી જાય છે. આના કારણમાં એમ બતાવી શકાય કે જે વનરાજીમાં તેઓ વસે છે તેના આછા અને ગીચપણા સાથે સબંધ ધરાવે છે. શિયાળામાં વનરાજી, ચોમાસું પૂરું થઈ રહ્યા પછી ખૂબ ફાલી ફૂલી હોય ત્યારે ગીચ વનમાં સૂર્યનો તાપ કે અજવાળું ભાગ્યે જ પ્રવેશી શકે છે. એટલે એવા આછા ઘેરા અજવાળામાં રંગ પોતાને છતા ન કરે એ માટે ઘેરા રંગ ખાસ જરૂરી છે. જ્યારે ઉનાળામાં વનરાજી ઘણીખરી સુકાઈ ગઈ હોય એટલે પુષ્કળ અજવાળું આવવા લાગે એ વખતે ઘેરો રંગ સાફ વરતાઈ આવે ત્યારે તેઓનો રંગ આછો થઈ જાય છે. અને એ વખતે આમ રંગનું આછાપણું થવું ઘણું જરૂરી છે.

ઉનાળામાં જે રૂંવાટી પાડલ નામના મૃગને આવે છે તેમાં સફેદ ટપકાંની ભાત પડે છે. કારણકે આ રંગ તેને તલકછાયામાં બચાવ માટે ખૂબ જરૂરી છે. વળી રંગભંગ દેહના આકારને ભાંગી નાખે છે. આ રંગભંગ આપણા ચિતળ સામ્બરમાં નજરે ચઢતો નથી અને હરેક ઋતુમાં તે એક સરખો જ રહે છે. છતાં એમ તો ન જ કહેવાય કે આ પ્રાણીઓ જે વનમાં વસે છે તેમાં પોતાનો બચાવ કરવામાં ઉપયોગી નથી. ચિતળનો વસવાટ હંમેશ એવા તલકછાયામાં હોવાને લઈને તેના દેહ ઉપર ચાંદલાની ભાત બહુ અનુકૂળ આવે એવી છે. પણ પાડલને શા માટે રંગફેર થાય છે એ સમજાતું નથી. તેઓનો વસવાટ નદીકાંઠાની પાન અને જાળાની કાંટમાં હોય છે. જ્યાં તેનો રંગ તેને બહુ ઉપયોગી થતો હોય એમ જણાતું નથી. મૃગ કુટુમ્બમાં લગભગ તમામ જાતિનાં બચ્ચાં જન્મે ત્યારે તેનો રંગ આવાં ટપકાં અને ચાંદલાથી સુશોભિત હોય છે એ ઉપરથી કદાચ એમ જણાય છે કે તેનાં પૂર્વજો આવાં ટપકાંવાળા રંગના હોવા

જોઈએ જે ટપકાં હવે નીકળી જવાની તૈયારીમાં છે: કારણકે સામ્બરનાં બચ્ચાંને આવા ટપકાંનો અભાવ છે.

મૃગ કુટુમ્બ ઉપર ઠંડી, ગરમી, બરફ, ભેજ અને વરસાદ જેવા હવામાનની શું અસર થાય છે તે જોઈએ. ઋતુ પ્રમાણે ખોરાક અથવા તો ઘાસચારાની છત અછત તેઓના સ્થળાન્તર ઉપર જરૂર અસર કરે છે. કાશ્મીરમાં થતાં હાન્ગુલ નામના મોટા મૃગો શિયાળામાં ઊંચાં ડુંગરા છોડી નીચે ચાલ્યા આવે છે અને ઉનાળો શરૂ થતાં પાછાં ઊંચા નિવાસમાં પહોંચે છે. એક વાત ચોક્કસ છે કે દરિયાની સપાટીથી જેમ ઊંચા જઈએ તેમ હવામાનમાં બહુ ઓછો અને નજીવો ફરક પડે છે, જ્યારે તેની ખીણોમાં આવો ફેર જરૂર વરતાય છે. આથી ઉનાળામાં હાન્ગુલ શા કારણે ઊંચે વસવાટ કરવાનું પસંદ કરે છે તે માલુમ પડી આવે છે. ઉનાળામાં તેઓની ઊંચેનીચે હરફર વધારે હોય છે કે જ્યારે ઉનાળાના દિવસરાતનાં હવામાનમાં શિયાળાના દિવસરાતના હવામાન કરતાં વધારે ફેર પડે છે. એકાએક હવામાનનું પડી જવું વળી હાન્ગુલની હરફરમાં મોટો ફેરફાર કરી મૂકે છે અને તેઓને ટોળે મળવાના કારણરૂપ થાય છે.

અહીં તો ઉનાળામાં સામ્બરને ઠંડક કરવા ખાતર બપોર વચાળ તળાવમાં પડતાં જોવામાં આવ્યાં છે, જ્યારે મધ્યપ્રદેશના પ્રાણીઓ ઉપર લખતાં શ્રી ડનબાર બ્રેન્ડર લખે છે: જ્યારે સખત ઠંડી હોય છે ત્યારે તેણે સામ્બરના આખા ટોળાને શિયાળાને લઈને વરાળ નીકળતા પાણીમાં પડેલું ઘણી વખત જોયું છે. આથી એમ સમજાય છે કે બહારના હવામાન કરતાં તે પાણીની ઉષ્મા વધારે છે અને સામ્બર એ રીતે ગરમ પાણીમાં પડીને પોતાના શરીરની ગરમીને ટકાવી રાખે છે.

પ્રકૃતિની યોજનામાં ઘાસ ખાતાં પ્રાણીઓનો શું ઉપયોગ છે તે તો આપણે અગાઉ જોઈ ગયા છીએ. આ પ્રાણીઓ જે ઘાસ અને બીજી વનસ્પતિના વધારે પડતા ઊગાવાને રોકી રાખે છે. એમાં દરેક મૃગની જાત અમુક વનસ્પતિ અને ઘાસ ખાય છે. સામ્બર વનની વચ્ચે ઊગતા ઘાસચારા ઉપર જીવન નિર્વાહ કરે છે. ચિતળ વનની કિનારીએ ઊગતાં ઘાસ તથા વનસ્પતિ ઉપર નભે છે. બારાશિંગ ઘાસનાં બીડ અને ગીલાસાં વસે છે જ્યારે હાન્ગુલ સમશીતોષ્ણ વનો અને હિમગિરિના શિખરોની કિનારી ઉપર વસવાટ કરે છે.

બીજાં ઘાસ ખાતાં પ્રાણીઓ સાથે મૃગો પણ હિંસક પશુઓનો મોટા પ્રમાણનો ખોરાક છે. હિંદનાં મોટા કદાવર મૃગોનો દુશ્મન વાઘ, દીપડા અને જંગલી કૂતરાં છે. વનમાં વહેતી ઘણી નદીઓની મગરો ચિતળને, પાણી પીવા આવે ત્યારે અંદર ફેંકીને ઉપાડી જાય છે અને નાનાં બચ્ચાં નાના હિંસક પશુઓને શિકાર કરવામાં સહેલાં પડે છે.

આવા હિંસક દુશ્મનોથી બચવા માટે આંખ, નાક અને કાનની ખૂબ જ ખબરદારી રાખવી પડે છે અને એ જ તેનાં બચાવનાં સાધન છે. વળી ટોળે મળી વસવાથી પણ એક જાતની સલામતી છે. એ ટોળે મળવાની ભાવના ઉષ્ણકટિબંધમાં વસતી જાતોમાં ખાસ વિકાસ પામી છે. કે જે જાતો ઉપર હિંસક પશુઓનો ભય હંમેશ ઝઝુમતો હોય છે. ચિતળ બહુ મોટી સંખ્યામાં ભેળાં થતાં ઘણી વખત જોવામાં આવે છે. જ્યારે આ પ્રાણીઓ મોટી સંખ્યામાં હોય ત્યારે હિંસક પશુના હુમલાથી સલામત રહે છે. જો તેઓ એકલદોકલ ફરતાં હોય તો સહેલાઈથી શિકાર બની જાય છે. એ સિવાય જંગલમાં થતી જીવાત, જેવી કે માખી અને મચ્છર પણ તેઓને ખુબ હેરાન કરે છે. આ જીવાતના હુમલાથી બચવા તેઓ પોતાનો વસવાટ બદલતાં રહે છે અને ચોમાસામાં ખાસ કરીને ગીચ ઝાડીમાં રહેવાને બદલે ખુલા ભાગમાં આવી વસે છે.

બીજાં વન્ય પશુઓ તેઓનાં મિત્રો છે. એવાં પ્રાણીઓની દોસ્તી જુદી જુદી જાત પોતાની પસંદગી પ્રમાણે કરી લે છે. દાખલા તરીકે સામ્બર ગૌર સાથે ચરતાં ફરતાં જોવામાં આવે છે. આ મૃગોમાં ચિતળ સૌથી મળતાવડું પ્રાણી છે. એ તો ડુક્કરના ટોળા સાથે પણ ફરે છે. સામ્બરના નરો બારાશિંગના ટોળા સાથે ભળતા નથી પણ માદાઓ બહુ ખુશીથી તેની સાથે





ફરે છે. લંગુર વાંદરાં તો ચિતળનાં ખાસ મિત્ર છે. એની જેમ બીજાં ઘાસ ખાતાં વન્ય પશુઓ પણ વાંદરાંની દોસ્તી રાખે છે. કારણકે વાંદરાંની ખાવાની રીત અડધું ખાવું અને અડધું ફેંકી દેવું એવી છે. એથી વાંદરાં જે વૃક્ષ ઉપર ફરતાં હોય તેની નીચે આવાં જમીન ઉપરથી ઘાસચારો કરનાર પ્રાણીઓ ફરતાં માલુમ પડે છે. આથી ફેંકી દીધેલાં વન્યફળો અને કુણી કુંપળોનો સ્વાદ તેઓને મળતો રહે છે. એ વન્ય પશુઓ ફરતાં ચરતાં હોય ત્યારે મેના અને એવા પક્ષીઓ પણ તેઓની મૈત્રી રાખે છે. એક તો તેઓના શરીર ઉપરથી તેને જીવાત મળે અને બીજું તેઓ ચાલે એટલે ઘાસમાં સંતાઇ બેઠેલી જીવાત ઊડે. એટલે પેલાં પક્ષીઓ તરત જ તેને શોધી લે, અને ખાઇ જાય.

આ પ્રાણીઓ સાથે મનુષ્યોનો સંબંધ તેનો નાશ કરવા પુરતો છે. એ તો જમાનાથી તેનો શિકાર કરતો આવ્યો છે અને એ ઉપરાંત તેના વસવાટના વનમાં વસાહતો બનાવી તેઓના વસવાટની જગ્યા આંચકી લીધી અને મૃગોને તે જગ્યા છોડવી પડી અને જીવન-નિર્વાહની તેઓને મુશ્કેલી નડી ખુલ્લા પ્રદેશમાં આવી રહેવા લાગતાં વળી નિશાન સહેલું થયું. આવા કારણોને લઇને તેઓની કેટલીક જાતો નાબુદીની અણી ઉપર આવી ગઇ છે. વળી એ પણ એક વાત છે કે માદાના મોટા ટોળાનો ભોકતા કદાવર અને મજબુત બાંધાનો નર હોય છે કે જેઓ પોતાની શક્તિ અને સરદારપણું તેની જાતના બીજા નરો સાથે સંગ્રામ ખેલીને નક્કી કરી લે છે. આવા જ નરોને શિકારબાજો પોતાની બંદૂક નીચે રાખવા તલસતા હોય છે. એને મારવા અથવા ઘાયલ કરવાથી તે ભાગ્યે જ પ્રજનન માટે અણિશુદ્ધ રહે છે. એટલે એનું પરિણામ એ આવ્યું કે નાના નરોથી માદાઓ ફળવા લાગી. પુખ્ત ઉમ્મરના પ્રાણી પ્રજનન ઋતુ ઉપર પહેલાં આવે છે એટલે સંવનન અને પ્રજનન એવી સરસ રીતે ગોઠવાઇ ગયું છે કે જ્યારે બચ્ચાં જન્મે ત્યારે ખોરાક, હવાપાણી અને સંતાવવાની જગ્યા પુષ્કળ રહે છે. આપણે ત્યાં વધારે ભાગના મૃગોનાં બચ્ચાં કાં તો ચોમાસામાં જ અથવા તો પછી તરત જ જન્મે છે. એ વખતે તેની બચી જવાની, માદાને ખોરાક અને હવાપાણીની પૂરી અનુકૂળતા હોય છે. પણ આ બધી અનુકૂળતા નાના નરો જુવાનીમાં આવ્યા હોય ત્યારે નથી મળતી. નાના નરો જ્યાં સુધી મોટા નરો માદા ભેગા હોય ત્યાં સુધી સંવનન કરવાનું કોઇ અટકચાળું કરી શકતા નથી, પણ જ્યારે સંવનન પૂરું કરી મોટા નરો માદાના ટોળાને છોડી જુદા વસવા ચાલ્યા જાય છે, ત્યારે પેલા નાના નરોને ગમે તેમ વર્તાવ કરવાની સ્વતંત્રતા સાંપડે છે. આથી થયેલાં બચ્ચાં મોડાં જન્મે છે કે જ્યારે તેના જીવનની જરૂરિયાતો બધી પ્રતિકૂળ હોય છે. એટલે તાજાં જન્મેલાં બચ્ચાંને કાં તો શિયાળાની સખત ઠંડી કે ઉનાળાનો સખત તાપ સહન કરવો પડે છે. આવી પ્રતિકૂળતામાં જન્મેલાં બચ્ચાંની જિંદગી ટૂંકી થાય એ સ્વાભાવિક છે અને એથી તેઓની જાતની સંખ્યામાં મોટી ખોટ આવતી રહે છે અને છેવટે તે ગંભીરતાનું સ્વરૂપ પકડે છે.

આમ મૃગ કુટુમ્બની અને બીજાં ઘાસ ખાતાં પશુઓની નાબુદી મનુષ્ય જાત ઉપર અવળી અસર કરે છે કારણકે મૃગો અને બીજાં પશુઓ મોટાં હિંસક પશુઓનો ખોરાક છે, જ્યારે તેઓનો આ કુદરતી ખોરાક અથવા શિકાર ઓછો થાય અથવા તો છીનવી લેવામાં આવે ત્યારે તે હિંસક પશુઓ આપણા માલ ઢોરના શિકાર તરફ પ્રેરાય છે.

હવે આપણે જુદા જુદા મૃગોની ખાસીયત અને જીવન વિષે જોઇશું.



# સંગ્રામની મમતા

નિરાશ્રય

"આ પણ એકનો એક..." બોલતી એક નારીએ એક પડછંદ ઉભેલ પુરુષના ખભા પર માથું ઢાળી દીધું.

"એ પણ સજ્જ થયો છે, બધું ગોઠવાઈ ગયું છે ત્યારે..." પુરુષનો અવાજ બોલ્યો.

"પણ હું ક્યાં કંઇ કહું છું!"

"જ્યારે આપણો કાશ્મીર દેશ કપાઇ જાય છે ત્યારે...જ્યારે પામીરની ગોદમાં સૂતેલી જનમનરંજન વનરાજીઓની લીલી પલ્લવલતાના પાને પાને..."

"પણ હું કહું છું કે હું ક્યાં ના પાડું છું." સ્ત્રીએ બૂમ પાડી, "પણ એ મારો એકનો એક છે."

"અને મારો પણ...પણ આપણા એકના એક કાશ્મીર પર જ્યારે, કરવત ચાલે છે."

"હા, એ વાત ખરી..." સ્ત્રીએ સ્મિત કર્યું.

"ના, એ વાત ખરી નથી..." પુરુષના માથામાં એક નવો ખ્યાલ વચમાં ઘૂસી આવ્યો, "ખરી વાત અબદુલ્લા જાણે છે...પંડિતજીનો ઇતિહાસનો અભ્યાસ ખરી વાત પિછાણી ન શકે એમ માની ન શકાય... ખરી વાત તો એ છે કે એ કરવત અંગ્રેજ-અમેરિકી બનાવટની છે. એને ઝાલનાર હાથો પાકિસ્તાની ખરો પણ..."

"શું?"

"એનો બીજો છેડો જે કમનસીબ દિવસે આપણે બે રાષ્ટ્રનો શાહીવાદી સિદ્ધાંત સ્વીકાર્યો ત્યારથી આપણા હાથમાં પણ પકડાયો છે."

"તો ય તમે..." સ્ત્રીના મગજમાં જૂની વાત પાછી ઊભી થઇ.

"એકથી બે ભલા!"

"પણ તે બે બાપ અને દીકરો હોય!"

"રણમેદાન પર બંને ભેરૂબંધ છે."

અને જવાબમાં હોય તેમ સ્ત્રીની આંખમાંથી આંસુ ટપકી પડ્યાં.

*

કાશ્મીરનું યુદ્ધ હવે આખરી તબક્કામાં પહોંચતું હતું. એ યુદ્ધનું ઉમાડીયું ચાંપનાર શાહીવાદીઓ હવે બંને બાજુનાં વકીલાતનામાં લખાવી લઇને પોતાની મેલી મુરાદનો લવાદી ડગલો ઓઢીને કાશ્મીરના કલેવરના ત્રણ ટુકડા પાડવાની અને તેમાંનો એક ટુકડો પોતાની પકડ નીચે રાખીને, તેના પર ત્રીજા વિશ્વયુદ્ધનો રણથંભ રોપવાની વિગ્રહખોર રેખાઓ દોરવા બેશરમ બનીને મચી પડ્યા હતા. એટલે યુદ્ધ બંધ થવાની આગાહી રણભૂમિ પર પહોંચી ગઇ હતી. રણધીરના નામમાં પોતાની ટુકડીનો આનીતો બનેલો, કર્નલનો એકનો એક દીકરો, પોતાના બાપનો રણવગડાનો ભેરૂબંધ બનીને મોરચા પર મોત સામે તુફાન ખેલતો ટુકડી સાથે મેદાન પર હતો.

"હું તે માનવાની ના પાડું છું" એણે કહી દીધું, "યુદ્ધ બંધ રહે એનો અર્થ એ છે કે યુદ્ધ હવે પાકિસ્તાન અને ભારત પર શાહીવાદનું શરૂ થયું છે."

"તે ક્યારે નહોતું! તમે તો કહેતા હતા કે..."

"પણ...હવે એણે બેશરમ બનીને આપણા પાકિસ્તાન-ભારતની રણભૂમિપરથી આપણાં જખ્મી કલેવરો પર નગ્નનાચ આરંભ્યો છે,...મને હુકમ મળતાં સુધી આપણો મારો ઢીલો નહિ પડે...... બાપાજીનું...કર્નલનું ફરમાન ક્યાં છે?"

"પણ આપણે મારો ક્યાં કરીએ છીએ?" એની નજરમાં સવાલ અથડાયો.

"હજુ આપણે જાગીએ જ છીએ? મને ઘા પડ્યો ત્યારથી જ જાણે લોહી સાથે મારું ભાન પણ વહી જવા માંડ્યું છે." રણધીરે લાલ બનેલી સળગતી નજર ઉંચકી.

"આપણે ભાગીએ છીએ...તું ઘવાયો છે, અને ઘા ગંભીર છે...અને મારો તો આપણા પર ચાલે છે, દુશ્મનોનો." પેલો અવાજ બોલ્યો.

"અને મારો ઘા ગંભીર છે? તને કોણે કહ્યું?" બોલતા રણધીરની આંખો તાવથી તપેલી, ઉન્માદથી ઉભરાતી હોય તેવી દેખાઈ.

"એટલે હું કહું છું કે તું..."

પણ દશની ટુકડીનો સરદાર તું છે કે હું?"





"સરદાર ઘવાયો છે એટલે હું છું, અને હું એમ કહીશ કે..."

"મારે તમારો બોજ બનીને..."

"પ્રેમને બોજ, બોજ નથી હોતો."

"એ કવિતા તું ક્યારે શીખ્યો?" રણધીર બબડ્યો, "હું અહીં જ, આ બોંબની બખોલમાં રહેવાનો છું."

"અને સરદારને...તારા બાપને અમારે શું કહેવું?"

"રણભૂમિપર બાપ–બેટાનો સંબંધ તો ભેરૂ-બંધને છે એમ એણે જ...માનભાઇએ મને શિખવ્યું છે...તું કહી શકીશ કે હું અહીં સૂતો છું...અને મારી જીવવાની તાકાત હજુ બધી વેરાઇ નથી ગઇ."

*

પછી ઠારી દે તેવા પવન નીચે, એક બોંબ બખોલમાં બરફની રજકણો વાળી નખાઇ. પછી એમાં એક ગરમ ડગલાની એની પથારી પથરાઇ. એ પથારી પર લોહીઝરતા ઘાવાળો, માનભાઇનો એકનો એક સૂતો. અવાક બનેલા બાકીના નવજણે અંતરની આંહથી ઉભરાતું ચુંબન કરીને કોઇના લાડકવાયાની વિદાય લીધી ત્યારે મરણની હોય તેવી શાંતિનું મૌન દરેક દિલને હચમચાવી નાખે તેવો કકળાટ કરી રહ્યું.

છેવટે એ ગયો...પ્રેમનો બોજ...અને હવે મને શું દુઃખ છે? એણે પડખે પડેલા ખાવાના ડબ્બા અને એક પીણાની શીશી પર નજર નાખી. "મારી બધી તાકાત મારા સાથીઓને સોંપી દઇને આ એક કાશ્મીરની ધરતી પર, કાશ્મીરના ટુકડા થઇ જાય તે પહેલાં......" અને એને અપાર દુઃખ થઇ આવ્યું. જાણે એના ઘવાયલા કલેવરને કોઈ ટુકડો કાપતું હતું.

એની નજર સામે એની મરણપથારી પર છેલ્લી મમતાની જીવાદોરીને કાપી નાખવા અંગ્રેજ–અમરિકી શાહીવાદી જલ્લાદ ફરતો દેખાયો. એણે જોરથી આંખો મીંચી દીધી. એના કલેવર પર ઠંડા પવનની લહેર છરી જેવી ઘસાઇ. એના કલેવરમાંથી કપાઇ જઇને કોઈ ટુકડો દૂર પડતો હોય એવો એણે અવાજ સાંભળ્યો. એ અચાનક વેગથી બેઠો થઇ ગયો. એની બહાવરી નજર એની ચારેકાર એક પળવાર દેખી રહી અને પછી એની છાતી પર કોઇ વેદના દાઝી ઊઠી. એણે મોઢામાંથી પડી ગએલા સળગતી સીગારેટના ઠૂંઠાને હાથવડે ઉપાડીને દૂર ફેંકી દીધું. અને એનો હાથ ખભામાંથી વછૂટી ગયો હોય તેમ દરેક પળે વહી જતી તાકાતને લીધે પાસે પડેલી રીવૉલ્વર પર પડ્યો. એણે હતું એટલું જોર એકઠું કરી ઠરી જતાં આંગળાં વચ્ચે રીવોલ્વર પકડી અને પોતાના લાડકવાયાને રણમોરચે વળાવતા પહેલાં એની માતાએ એના પર લખ્યું હતું, "મારા રણધીરની અણીની વેળાની સાથીદાર..."

એની આંખ સામે રેખા નામની એની જનેતાનું રૂપ એકઠું થયું. એના વીખરાઇ જતા ભાનને જીવનની મમતાથી પકડી રાખી એ પેલા આકારને વળગી પડ્યો.

પછી વહી ગએલા લોહીને લીધે એને માથું ફરતું લાગ્યું. પોતે કોઈ ઉંડાણમાં ખેંચાતો હોય અને પેલો આકાર એને બહાર પકડી રાખતો હોય તેવી ખેંચતાણનું એને ભાન થયું. "મા–મા–" એના રણજોધના હોઠ પર મમતાનો શબ્દ ગુંજી ઉઠ્યો.

પણ કોઇ અવાજ આ પ્રેમાચારની ઠેકડી કરતો ખડખડાટ હસતો હોય તેવો ભયંકર ભણકારો એના કાનમાં વાગ્યો.

એણે જોર કરીને પેલી મમતાની પકડ છોડી નાખી. એનું મગજ ચક્કર ગોળ ઘૂમરી લેતું પ્રકાશનાં કુંડાળામાં એક કલાકની અનેક માઇલોની ગતિથી ફરવા લાગ્યું. એણે દાંત કચડ્યા અને હોઠ બીડી દીધા. અને એણે ઘવાયલા પગને જમીન સાથે જોરથી ઘસ્યો. વેદનાની એક છેલ્લી ચીસ સાથે એનો પ્રાણ એને છોડી ગયો.

*

કર્નલ માન...માનભાઇ એના પોતાના તંબુમાં બંન્ને પક્ષે યુદ્ધ થંભાવી દેવાના સમાચારથી ખુશ થતો બેઠો હતો. એની ખુશાલીમાં એના મગજમાં



એક જ વાત સાલતી હતી. એ વાત શ્રેરામે ગએલી દશ જણની ટુકડીની હતી. એ ટુકડીનો આગેવાન એનો રણધીર હતો. એ ટુકડીના કશા જ સમાચાર હજુ આવ્યા નહોતા. અને કર્નલ એટલે જ આજે યુદ્ધ બંધ થતા દિવસે પણ ગમગીન હતો. કેમે કર્યો એના રણધીરનો ચહેરો એની નજર આગળથી હટતો નહોતો. એ ચહેરાને દોડી આવતો દેખવા એ અવારનવાર તંબુની બારીમાંથી બહાર દેખ્યા કરતો હતો.

છેવટે કંટાળીને એ ખાટલા પર જઈને સૂતો.

જાણે અરધી ઉંઘમાં એણે અવાજ સાંભળ્યો, "કર્નલ...કર્નલ!"

તોય એણે આંખો ઉઘાડી નહિ. પાછો પેલો અવાજ બોલ્યો, "રણમોરચા પરનો સંબંધ ભેરુબંધનો એમ તમે જ કહેતા હતા ને!"

"તેનું છે શું?" કંટાળેલો એક પડઘો એના માથામાં બબડ્યો.

"હું હવે નાનો નથી...તમે મને લડાઈમાં તમારી સાથે જ રાખવાનો આગ્રહ સેવો છો, એટલે તમારું બધું ધ્યાન..."

"કોણ કહે છે કે નિશાન પર મંડાતું નથી?" એણે ઉંઘમાં ગુસ્સો કર્યો અને મોઢું મસળ્યું.

"પણ એ નબળાઈ છે."

"કોણે કહ્યું?" કર્નલ પાછો બબડ્યો, "તને કોઈએ ખોટા ખબર આપ્યા છે. અને પોતાની નબળાઈ માટે સ્વપ્નમાં પણ શરમાતો હોય તેમ એણે વાત બદલી નાખવા બૂમ પાડી, "એ ખબર ખોટા છે." અને એના સ્વપ્નમાં એની જાગ્રત દશાની ચિંતા બેઠી થઈ ગઈ. "એને થાય શું?...એને શું થવાનું છે!"

અને ધડકતી છાતી સાથે કર્નલ એની પથારીમાં બેઠો થઈ ગયો. એના વધી ગએલા ધબકારાને શમાવતો એ બોલ્યો, "ઠીક થયું...એ તો સ્વપ્ન હતું. અને એણે બૂમ પાડી. એક જણ ઉતાવળો અંદર આવ્યો. આવનારના હોશકોશ ઊડી ગયા હતા.

"કેમ સ્વપ્નું દેખે છે...શું થઈ ગયું છે તને..."

"આપણો રણધીર..." અને અવાક બનેલા આવનારની આંખ પલળી

"એ નબળાઈ છે..." કર્નલે ચીસ પાડી, "એ નબળાઈ છે." કર્નલ બહાવરો બનીને જમીનને ઠચકતો આંટા મારી રહ્યો. એને ઊભો રાખવાની કોઈની હિંમત ચાલી નહિ.

એની આંખ સામે રેખાની...એના રણધીરની જનેતાની રેખાઓ એકઠી થઈ. પણ એના હોઠ જ ખૂલી શક્યા નહિ. "એ નબળાઈ છે" એમ હુકમ દેવાની એની હિંમત મરી પરવારી હતી. એણે જોરથી જમીન ઠચકી. કાશ્મીરી કલેવરના ટુકડા કરનાર દુશ્મનનો સંહાર કરવાનો એનો વિફરેલો વેગ વધી પડ્યો. એની વિકરાળ નજર સામેનો દુશ્મન ઊંટિયો બનેલો પાકિસ્તાન નહિ પણ ખૂની શાહીવાદ દેખાયો.

☆

## ભૂલવા દઈશ?

ભૂલી જવાને તુજને ચહું હું:
ભૂલી જવું જે હતું તેં મને કહ્યું.
મળી ગયો યોગ્ય જ મિત્ર તેં કહ્યું:
સો હું ભૂલું તો પણ આ ન ભૂલવું.

જો યોગ્ય ના મિત્ર થયો હું તારો,
મૈત્રી તણી કેળવી યોગ્યતા તો
તને સદાયે ભૂલી હું જઈશ:
કિંતુ તું ત્યારે ભૂલવા દઈશ?

ભગીરથ મહેતા

[ કર્તાના છપાતા "ઝરણાં સાથે ભાગીદારી" નામક કાવ્યસંગ્રહમાંથી. ]

# આ પણ ચાલ્યું જશે

કાર્લ ગ્લીક
અનુ० રામુ પંડિત

મારા એક ચીની મિત્ર કવેંગને વર્ણવવા માટે એક જ શબ્દ પૂરતો છે—અને તે છે "નિર્મળ". એ કસોટીએ પણ ચડે છે, ને સિદ્ધિઓ પણ મેળવે છે; આમ છતાં ગમે તેમ થાઓ તો પણ એ પોતાની જાતને ઊંચે જ રાખે છે.

થોડા વખત પહેલાં કવેંગ જે કલબનો સભ્ય હતો એની વાર્ષિક ચૂંટણી હતી. હું જાણું છું કે એ કલબના પ્રમુખ થવાની કવેંગની ઇચ્છા હતી; પરંતુ એ ન ચૂંટાયો. બીજી વાર જ્યારે એ મને મળ્યો ત્યારે મેં કહ્યું; 'કવેંગ, તમે પ્રમુખપદે ન ચૂંટાયા એથી મને ખરેખર દિલગીરી થઇ.'

'હું પણ જરા હતાશ થયો હતો.' એણે જવાબ વાળ્યો. 'આમ છતાં જે બનવાનું હતું તે બની ગયું.' અને એણે હસીને જણાવ્યુંઃ 'હવે એ ભૂતકાળ ભૂલી જઇએ.'

'હું સમજી શકતો નથી કે તમે એ કઇ રીતે ભૂલી શકશો?' મેં કહ્યુંઃ 'મને એ તો જરા જણાવો!'

'બહુ જ સહેલી રીતે.' એ બોલ્યો, 'આવે પ્રસંગે હું મારી જાતને ફકત ચાર જ શબ્દો કહું છું.'

'ચાર જ શબ્દો! એ વળી કયાં?' ઉત્સુકતાપૂર્વક મેં પૂછ્યું.

'મને સમજાવવા દો. ડગલે ને પગલે મારે માટે ખરાબ દિવસ ઊગે છે, બાજી અવળી પડે છે, ધંધો કસ વગરનો બને છે. મારો યુવાન પુત્ર પગ ભાંગીને આવે છે. મારાં સમાસંબંધીઓ તરફથી પણ નિરાશાજનક સમાચાર મળે છે. અંતે તો પડતાં તો હું પણ કોઇ વિંટંબણામાં અટવાઉં છું. અને આવું બને છે ત્યારે હું પેલા ચાર શબ્દો યાદ કરું છું અને વળી પાછા એવા દિવસો પણ આવે છે કે જ્યારે બધું વાતાવરણ ગુલાબી બની જાય છે, ધંધો સરસ ચાલે છે, મારો પુત્ર કામગીરીનો સુંદર અહેવાલ લાવે છે, કોઇ જૂનો મિત્ર સુખી મુલાકાતે આવી ચડે છે. એવા દિવસો ઓછા હોય છે—આમ છતાં એ આવે છે જરૂર અને એ વખતે પણ હું પેલા ચાર શબ્દો યાદ કરું છું.'

'એ ના એ જ ચાર શબ્દો!' મેં ગૂંચવાઇને પૂછ્યું.

'હા, એ જ ચાર શબ્દો' કવેંગ બોલ્યો, 'મારે મારું જીવન યોગ્ય અને સરળ રીતે જીવવું છે. બહુ મોજશોખ પણ નહીં ને બહુ નિરાશા પણ નહીં, એવું જીવન મને ગમે છે. આથી દિવસો ખૂબ સારા હોય કે ખૂબ ખરાબ હોય, તો પણ હું તો એ જ ચાર શબ્દો બોલું ને મારા મન પરનાં વાદળ દૂર થઈ જાય છે.'

'એવા તે કયાં ચાર ટૂંકા શબ્દો છે એ?' મેં વધુ આતુરતાથી પૂછ્યું.

સ્મિતભર્યા વદને કવેંગે જવાબ વાળ્યોઃ 'હું ગમે તે સ્થિતિમાં મુકાઉં તો પણ હું મારી જાતને હંમેશા કહું છું. 'આ પણ ચાલ્યું જશે.' તમે પણ આ સૂત્રનો પ્રયોગ તમારી જાત ઉપર કરજો.

'આભાર...હું જરૂર કરીશ.' મેં કહ્યું.

અને મેં પ્રયોગ કર્યો છે—એકવાર નહીં, અનેકવાર. ગમે તેવી પરિસ્થિતિમાં હું મૂકાયો હોઉં—સારી કે ખરાબ, તો પણ હું મારી જાતને કહું છુંઃ 'આ પણ ચાલ્યું જશે.'

અને સાચે જ એ ચાલ્યું જાય છે, અને જીવન પણ નિર્મળ રીતે જ આગળ ધપ્યે જાય છે.

ધી રોટેરિયનના સૌજન્યથી



અમેરિકનો સેન્સરપ્રથાને ધિક્કારે છે. કઇ કઇ ચોપડીઓ વાંચવી એનો નિર્ણય જાતે જ કરી વાનું એમને ફાવે છે. સેન્સરપ્રથા તો પ્રતિબંધિત પુસ્તકોમાં વધારે રસ જાગૃત કરે છે અને એનો ઉદ્દેશ જ માર્યો જાય છે. પુસ્તકોમાં કશું જ અણુગમતું ન હોય એવો દિવસ આવશે તો તો પુસ્તકોનું ...વ જ કશું નહિ રહે. આપણે તો પ્રમુખ ટ્રુમેનના કથન સાથે સહમત થઇએ છીએ કે વિચારો પોતે કારક નથી એમની અટકાયત, અળખામણા વિચારોની પણ અટકાયત જ જોખમી છે.

(ન્યુયોર્ક ટાઇમ્સઃ મુલાકાતમાં ડેવિડ ડેંપસી)

# અદષ્ટનાં સાથી

સિદ્ધાર્થ

આજે એની સ્મૃતિઓ સળગે,
આજે એની કૃતિઓ સળકે.
એવી એની આત્મસ્ફૂરેલી,
ભીંજે મારી ઐકય વિહોણી.
એકલ મને આ બધા જેવું,
થતું કયહીંથી સ્મરણ એવું ?

એવે એની નીંદરે ઝબકી,
એ તો આખી વેદના ખમકી.
એવી એની રાતડી આલી,
મિલનનું સ્વપ્ન એ મહાલી.
મિલનની યાદનું આંસુઃ
ફર્યું શ્રદ્ધા તણું પાંસુ ?

કાળે એની કારમી કસણી,
કરી'તી કાળ ઘરપતની.
સંહી સઘળી સહેવાની,
હવે તો સર્વ કહેવાની.
અમોલી વૃત્તિઓ પેઠે
ભરી સ્વેચ્છાથી ના, વેઠે ?

અનેરી એક એ લાવી
અમોલી એક ત્યાં આવી
સ્મૃતિકણિકા ભરી આંહી
સળગતી ખાખની માંહી
ઝબકતી એક જામગરી
નહિ થઇ જાય કામગરી ?

પડી સઘળી સ્મૃતિ પડદી,
ઘડી થઇને કૃતિ કપરી.
અનેકે દાવ ફેંકયા'તા,
અનેકે નામ છેકયા'તા.
રહ્યાં સઘળા તણાં ચિહ્નો
ભૂંસાતા જાય ના ચિહ્નો ?

હજુ સળકે અહીં સઘળી,
હજુ સળગે અહીં ખખળી.
કરેલી એક અકેકી
ધરેલી છેક ઉચ્છેદી
બધીની આશ ઊછાળે
જીવનમાં સર્વ ના કાળે ?

અહીં ધખ્યા તણી ક્યાંથી
અહીં ખપ્યા તણી, જ્યાંથી
ધપેલા સર્વ જો ખપતા
નહિ જન કોઇને જપતા.
જનોનાં સાથ જ્યાં ચાલ્યા
પછી ક્યાં એકલા મ્હાલ્યા ?

ભરી સઘળી જીવનવૃત્તિ,
કરી સઘળી જીવન કૃતિ.
ભરેલી એ રહી કરવી,
કરેલી એ રહી ખમવી.
ભર્યાના ભેદ પારખવા
થયા ત્યાં સર્વ તો ય નવા ?

ભલા એ ભેદ ભૂલાવે,
ચડયા જ્યાં આપણે ભાવે.
પછી સઘળી રહેલી એ,
પછી સઘળી કહેલી એઃ
અણુધે એકની પાછળ
સણુધે સર્વની આગળ ?

જીવનની જોડની યાદે
જીવનની સોડને સાદે.
અકા એક ઉદ્‌ભિજા
સંહાવે સ્નેહથી બીજા.
થઈ અદષ્ટનાં સાથી
નવીનો દૂર શું આથી ?

*

# યુદ્ધનું ઓસડ

કાકા કાલેલકર

જેવી રીતે કેટલાંક માણસોને બીજે ને ત્રીજે દિવસે તાવ ચડી આવે છે એવી રીતે આ દુનિયાને પાંચપાંચ અને દશદશ વર્ષને ગાળે યુદ્ધનો તાવ ચડે છે. જે જે દિવસે તાવ નથી આવતો એ દિવસે એમ ન સમજવું કે હવે તબિયત સારી થઈ ગઈ. એ સ્વભાવ તો બાળકોનો છે કે તાવ આવે ત્યારે એની દવાનો વિચાર કરવો, પણ ઉતરતાની સાથે જ પોતાની જાતને સાજી થઈ ગયેલી માની લેવી.

આ લડાઈરૂપી તાવ શી રીતે દૂર કરી શકાય?

આજની દુનિયા માને છે કે યુનોની અદાલત જ યુદ્ધ નિવારી શકશે. યુનો જે થોડું કંઈ કરી શકે એમ છે એ તો ઝગડાનો ફેંસલો: યુદ્ધને તો એ ટાળી નહીં જ શકે. એ તો ત્યારે જ ટાળી શકાય કે જ્યારે આપણે આપણી રહેણી-કરણી બદલીએ અને આપણા સ્વભાવમાં ફેરફાર કરીએ. રહેણી-કરણીમાં ફેરફાર કરવાનો સાચો રસ્તો ગાંધીજીએ બતાવ્યો છે જ; એ થશે ત્યારે સ્વભાવ બદલાશે અને એથી જ યુદ્ધ નિવારી શકાશે. સ્વભાવ તો પાયો છે, રહેણી-કરણી આપણા હાથની વાત છે. યુદ્ધ કે સુખશાંતિ તો આપણી રહેણી-કરણીનું પરિણામ છે. ગાંધીજીએ રહેણી-કરણી ઉપર બધાંથી વધુ ભાર મૂકયો, પણ આપણે એ વાતને અત્યાર સુધી સમજી શકયા નથી—મગજમાં ઉતારી શકયા નથી. આપણી ઈચ્છા તો સુખ-શાંતિ સ્થાપવાની છે. આપણે એ પણ ઈચ્છીએ છીએ કે આપણાં બધાંનાં સ્વભાવ બદલાઈ જાય, ખાસ કરીને તો બીજાનાં પણ, આપણે પોતે તો આળસુ બની ગયા છીએ. એ આળસ છોડવા નથી માગતા. અને એ પણ સમજવા નથી માગતા કે આપણી રહેણી કરણીના પાયામાં ઘણો મોટો સામાજિક અન્યાય ભરેલો પડયો છે.

લડાઈની વાત તો આપણે રોજ વાંચીએ છીએ. કાલ શું થશે એની રાતદી ચિંતા કરીએ છીએ. આ બધું જો આપણે છોડી દઈએ અને આપણાથી રોજ થતા સામાજિક અન્યાયો ઉપર વિચારણા કરીએ અને વિશુદ્ધ જીવન તરફ આગળ વધીએ તો આપણે-આપણી ફરજ અદા કરી ગણાય.

*

ભરતી આવી રહી છે—હિંસાની, લડાઈની, અનીતિની, આંધળા સ્વાર્થની અને અહંકારની.

આ બધું જોતાં જ રોજબરોજનાં જીવન પ્રત્યે એક જાતની ઉદાસીનતા છવાઈ જાય છે, ફરજ બજાવવામાંથી મન ઊઠી જાય છે. ભરતી તો એવડી મોટી છે કે એના ઉપાયનો વિચાર પણ કોઈને આવતો નથી નસીબમાં જે હશે એ થશે એવી મનની તૈયારી થઈ જાય છે.

આવા કપરા કાળમાં સનાતન સિદ્ધાંતોને જ વળગી રહીને ચાલવું જોઈએ. માનવતાનું હિત અને ભલી વૃત્તિ એ બે જ આપણાં પ્રેરક આદર્શ હોવા જોઈએ, કેમકે એ જ તારક છે.

['મંગલ પ્રભાત'માંથી]

★

# અંટસ

પીતાંબર પટેલ

મનસુખ મારામાં આટલો બધો વિશ્વાસ મૂકશે એવી તો હું કેવી રીતે કલ્પના કરી શકું ? એમ તો ઑફિસમાં સાથે કામ કરનારા અમે બધા સાથે ચાપાણી કરતા, ક્યારેક સાથે ફરવા પણ જતા. એકબીજાની મશ્કરી પણ કરી શકીએ, અંગત વાત પર હસી શકીએ એટલા અમે નજીક પણ આવ્યા હતા. સામાન્ય અર્થમાં જેને મિત્રો કહેવાય છે એવા અમે મિત્રો બની ગયા હતા, પણ મનસુખે તેના ખાનગી જીવનની વાત કહી ત્યારે મને થઈ ગયું કે મનસુખ શું જોઈને મારામાં વિશ્વાસ મૂક્યો હશે ?

એણે જે વાત કરી તે હું નહોતો જાણતો. અને મારો ખ્યાલ છે ત્યાં સુધી તો અમારી ' મંડળી ' પણ નહોતી જાણતી. એક બીજાના ખાનગી જીવનમાં ખણખોતર કરવાનો અમારામાંથી કોઈનો સ્વભાવ ન હતો. કદાચ અમે એટલા નજીક પણ ન આવ્યા હોઈએ, ઑફિસ પૂરતી જ અમારી દોસ્તી હતી એમ જ ગણો ને !

એકવાર ઑફિસમાંથી છૂટીને અમે ફરવા નીકળ્યા. બીજાઓને કામ હતું એટલે ચાલ્યા ગયા. હું પણ ઘેર જવાનો વિચાર કરતો હતો. પણ મનસુખે આગ્રહ કરીને કહ્યું:

' શું ઉતાવળ છે. ઘેર જઈને પણ બેસી રહેવાનું છે ને ! ચાલને મારે ઘેર. ચા પીને જજે. '

અગાઉ એકવાર હું મનસુખના ઘેર ગયેલો હતો. પણ ઘરમાં કોણ છે ને કોણ નથી એની પૂછપૂરછ પણ કરેલી નહિ. તેમ એવું કૌતુક પણ મને થયેલું નહિ. આમે હું કોઈની વાતમાં માથુ મારતો નથી. તેમ કોઈના ખાનગી જીવનમા ડોકિયું પણ કરતો નથી. આ રામને બીજી ક્યાં ઓછી વાતો વાગોળવાની છે તે પારકી પંચાતમાં પડે !

પણ મનસુખે તો ચા પીવાના બહાના નીચે મારી આગળ તેનું હૈયું ઠાલવી લીધું. કદાચ એ આમ તો આ વાત ન કરત, પણ મારાથી સહેજ પૂછાઈ ગયું.

એના ઘરમાં (ખરું જોતાં તો એ નાની ઓરડી જ હતી.) મેં બીજા કોઈને જોયું નહિ. મનસુખ પરણેલો છે એ તો અમે બધા જાણતા હતા, કારણ કે તેણે એકાદ વર્ષ પહેલાં અમને બધાને લગ્નનિમિત્તે પાર્ટી આપી હતી. મેં તેની પત્ની જોઈ ન હતી. પણ સામે દિવાલ પર મનસુખ કોઈ નવયૌવનાની સાથે બેઠો હોય તેવી છબી લટકતી હતી. એટલે મેં પૂછ્યું;

'આ તારી પત્ની કે ?'

'હા.' પ્રાઈમસમાં પંપ મારતાં મારતાં તે બોલ્યો.

'હમણાં અહીં નથી કે શું !'

'એવું જ છે.'

પ્રાઈમસ ઝટ સળગતો ન હતો અને ઘાસતેલનો ધૂમાડો થતો હતો તેથી મોં બગાડીને મનસુખે મારી સામે જોયા વગર જ જવાબ આપ્યો.

હું સામેની છબી સામે તાકી રહ્યો. અમારા બધામાં મનસુખ જ દેખાવડો હતો. કપડાંનો પણ એવો જ શોખીન. રંગીલો અને ગમ્મતી પણ એવો જ. એની ટાપટીપ અને કપડાંના શોખને લીધે અમે તેને વરણાગીઓ પણ કહેતા. અમે પાંચ સાત સાથે ફરવા નીકળ્યા હોઈએ તો મનસુખ પર જ કોઈ સુંદરીની નજર મંડાય એવો એ રૂપાળો હતો. પણ તેની પત્નીનો ફોટો જોઈને તો થયું મનસુખ એની આગળ ઝાંખો લાગે છે. જાણે પેટ્રોમેક્સની બાજુમાં ફાનસ ન બેઠું હોય ! પરસ્ત્રીનાં વખાણ કરવાં એમાં જોખમ છે. તેમાંય તેનો પતિ સાંભળતો હોય તે રીતે વખાણ ન કરવાં એવા ગુરુમંત્રનો હું અમલ કરતો આવ્યો છું. મનસુખ ચા મૂકવાની ધમાલમાં હતો ત્યારે મારી નજર ફોટા પર, તેની પત્નીના ફૂલગુલાબી ગાલ પર જડાઈ ગઈ હતી. નજર ઝટ પાછી ન વાળી શકીએ એવી તે રૂપાળી હતી. એની આંખોમાંથી જાણે સ્નેહ વહી રહ્યો હોય એમ લાગતું હતું. છબીકારે બંનેને એવી ખૂબીથી બેસાડ્યા હતાં કે જાણે એકબીજાને મુગ્ધતાથી જોઈ રહ્યાં છે. જુએ છે છતાં ધરાતાં નથી. બંનેની આંખો જાણે પ્રેમગીત ગાઈ રહી હોય એવી દેખાતી હતી. કોઈ કુશળ ચિત્રકારનું પ્રણય-સંગીતનું ચિત્ર જોતા હોઈએ એવી એ છબી હતી.





હું અનિમેષ નેત્રે છબી સામે તાકી રહ્યો હતો. જાણે મનસુખની પત્ની હમણાં મલકાઈ જશે, હમણાં બોલી ઊઠશે એમ પણ થવા માંડ્યું. મને થયું, મનસુખ રૂપાળો છે તો તેની પત્ની સવાઇ રૂપાળી છે. આવું જોડું ભાગ્યે જ જોવા મળે છે. અને સહજ મારાથી કહેવાઈ ગયું:

'મનસુખ જોડું તો સારું ગોઠવાયું છે હો.'

મેં આમ કહ્યું છતાં મનસુખ ચૂપ રહ્યો એ જોઇ મને નવાઈ લાગી. એ ચા ઉતારતાં ચંપાયો હોય તેમ આંગળીને ફૂંકવા માંડ્યો.

'પ્રાયમસ પર તો નથી ગયાં ને!'

મારી વાતથી ખુશ થવાને બદલે મનસુખ ગમગીન બન્યે જતો હતો. તે નીચે મોં રાખી ચા ગળતો હતો.

'મનસુખ! એટલું તો કહેવું પડશે કે તું પૂરો ભાગ્યશાળી છે. આવી સુંદર પત્ની...!

'હાં હવે એકવાર ચા પીલે, પછી જે કહેવું હોય તે કહેજે!,'

અધવચ્ચેથી મારી વાત કાપી નાખીને મનસુખ બોલ્યો.

'તું હમણાં એકલો છે એવી ખબર હોત તો હું આવત જ નહીં.'

'કેમ, ચા બરાબર નથી થઇ?'

'ભાભીસાહેબના હાથની ચા જેવી તો કયાંથી થાય!' અને છેલ્લી રકાબી ખાલી કરી પાછું મેં કહ્યું:' કયારનો એકલો છે?'

'એ કહેવા જ મેં તને બોલાવ્યો છે.'

મનસુખ એવી ગંભીરતાથી બોલ્યો કે જાણે તેને કંઇક કર્મકથા કહેવાની છે. એથી તો હું ચૂપ રહ્યો.

'મને ઘણા વખતથી થયા કરતું હતું કે જયદેવને બોલાવીને વાત કરું. સારું કહું છું જયદેવ, આપણા બધામાં મને તારા પર પૂરો વિશ્વાસ છે. ભાઈ, આપણે બધા હસીએ બોલીએ, મિત્રો હોઇએ તો હરીએ ફરીએ પણ જેની આગળ દિલની વાત કરી શકીએ એવો તો તું જ લેખાયો છે.'

મનસુખ મારામાં વિશ્વાસ મકી એકરાર કરી રહ્યો હતો, ઘણા વખતથી દબાવી રાખેલી વાત કહેવા માટે જ મને અહીં ખેંચી લાવ્યો હતો. તેની વાત કરતાં કરતાં તે ગળગળો થઇ ગયો. લગભગ રડવાની અણી પર આવી ગયો. તેણે કહ્યું:

'તું એ ફોટા સામે તાકી રહ્યો હતો ત્યારથી જ મને ખાત્રી હતી કે તું એના વિશે આવો પ્રશ્ન કરીશ. અને તેં કંઇ ન પૂછ્યું હોત તોય હું વાત તો કરત, પણ હવે તો નિમિત્ત મળ્યું છે એટલે કહી દઉં.'

સહેજ અટકીને ફોટા સામે તાકીને એ બોલ્યો:

'મને એવું ને એવું યાદ છે. એ ફોટો પડાયો એ પછી દસમા દિવસે એ ગઇ છે. એ ગઈ એ ગઈ, એ પછી પાછી આવી નથી. અમે બંને જણાં ફક્ત મહિનોમાસ સાથે રહ્યાં હોઈશું.'

'ફક્ત મહિનો જ!'

'હા, એટલું જ. એ પછી કેટલાય પત્રો લખ્યા પણ જવાબ નથી. ઘેરથી મારા બાપા તેડવા ગયા તોય આવવાની ઘસીને ના પાડી. એએક મહિના પહેલા હું પોતે જઇ આવ્યો પણ મારી સાથે વાત પણ ન કરી.'

'પણ શાથી આવવાની ના પાડે છે?'

'બસ એક જ જવાબ આપે છે કે મારે ત્યાં નથી આવવું.'

'એમ તે કંઈ હોતું હશે! તારા જેવા નાવલીઆને છોડી પિયેરમાં કોઈ જુવાનજોધ સ્ત્રી રહે એ કંઇ ગળામાં ઉતરે એવી વાત નથી.'

'પણ હવે તો આ હકીકત બની ગઇ છે. આજે તો એ વાતને એક વર્ષ થઈ ગયું.'

હું કોઈ વાર્તા સાંભળતો હોઉં એવું મને લાગ્યું. પત્ની પતિના ઘેર આવવાની ના પાડે ત્યારે તો જરૂર કંઈ કારણ હશે! તેમાં ય મનસુખ જેવા રંગીલા પતિની સાથે રહેવા ન થાય એવી તે કેવી સ્ત્રી હશે!

પણ તું ખુલાસાબંધ વાત કરે તો સમજાય. પતિને મૂકી એકલી શા માટે રહે! એનાં માબાપ આડે આવે છે!'

'એને બાપ તો નથી. મા છે અને એક નાનો ભાઈ છે. એટલે એ લોકોનો તો સવાલ નથી. એની મા પણ કહે છે કે તું જા, પણ એ માનતી જ નથી.'



'પણ શાથી નથી માનતી ?'

'અંટસ પડી ગઈ છે. મેં ખુલાસા કરતા કેટલાય પત્રો લખ્યા પણ એકેનો જવાબ આપતી નથી. મારી સાથે વાત પણ કરવાની ના પાડી. એટલે ખુલાસો પણ કેમ થાય ?

'શાથી અંટસ પડી ગઈ છે ?'

'એ તો એ દિલ ખોલીને વાત કરે ત્યારે સમજાય ને! મારાથી કંઈ કહેવાઈ ગયું હોય તેનો પણ ખુલાસો થાય. પણ આમ મોં ફેરવીને બેસી ગઈ છે. જાણે એને ને મારે લેવા દેવા જ ન હોય એમ વર્તે છે.'

જરા વિચિત્ર લાગે એવી વાત સાંભળી રહ્યો હતો પતિપત્ની વચ્ચે એવી તે કેવી અંટસ પડી ગઈ હશે કે બંને વચ્ચે આટલું અંતર પડી ગયું હશે! પાછાં મહિનાથી તો વધુ સાથે રહ્યાં નથી.

'મનસુખ એમ કર.'

'શું!' જાણે હું જડીબુટ્ટી આપવાનો હોઉં તેમ મારી તરફ વળીને તે સાંભળી રહ્યો.

'તમારા બંનેના કોઈ સગાને કે ઓળખીતાને વચ્ચે રાખો તો ફેંસલો આવી જાય.'

'એક બે ઓળખીતા હતા તેમની મારફત વાત તો કરાવી પણ કંઇ ન વળ્યું, એ બધાં ય એના પક્ષમાં બેસી ગયા.

'તું તો ખરી મુશ્કેલીમાં આવી ગયો છે!'

'મુશ્કેલી...આ તો દશા બેઠી છે. એ ફોટા સામે જોઉં છું ને દિલમાં ચિરડાં પડે છે. જાણે મારી નિષ્ફળતાનું સ્વપ્ન ઊડી ગયું. એમ થઈ જાય કે મારા સંસારની ફૂલવડી પર હિમ પડ્યું. સાચું કહું છું જયદેવ, ઓરડીમાં પગ મૂકું છું ને માથું ભમવા માંડે છે. જળો જેમ લોહી ચૂસી લે તેમ સુશીલાની યાદ મારો આનંદ ચૂસી લે છે. હું તમારા સૌની સાથે હસું છું. બોલું છું એટલું જ. બાકી મારું હૃદય તો રડી રહ્યું છે. સુશી... એ કેવી પ્રેમાળ હતી! કોઈએ ભૂંસી નાખી હોય એવી તે બદલાઇ ગઇ છે.'

મનસુખની આંખમાં આંસુ ધસી આવ્યાં. તેણે સુશીલાના ફોટા સામે જોઇ ફળહતો નિશ્વાસ નાખ્યો. તેનું હૈયું ખદખદી રહ્યું હોય એમ મને લાગ્યું. આધણ આવ્યું હોય ને વરાળથી તપેલા પરનું ઢાંકણું જેમ સળવળે તેમ તેના હોઠ સળવળતા હતા પણ તે કંઈ કહી શકતો ન હતો. તેને ઘણા વખતે સહૃદયી મિત્ર મળ્યો હોય તેમ તે મારી આગળ રડી પડ્યો. હું તેના દુઃખથી ભિંજાયો. હું એને કયા શબ્દોમાં આશ્વાસન આપું ?

જીવતરને ધન્ય કરે એવી રૂપસુંદરી આવી, અને હાથતાલી આપીને ચાલી ગઈ. મનસુખનું હૈયું વલોવાઈ જાય છે તો તેને કંઈ નહિ થતું હોય! મને શંકા પડી. સુશીલા બીજા કોઇના પ્રેમમાં તો નહિ હોય!

પણ તેનો ય ખુલાસો મનસુખે કરી લીધો;

'અમારાં લગ્ન પણ રાજીખુશીથી થયાં હતાં. એમ તો મારી પાસે મોટા ઘરનાં માગાં આવ્યાં હતાં. મારા કુટુંબના મોભા કરતાં ય ચડી જાય એવાં કુટુંબ તરફથી દબાણ પણ થયું હતું. પણ મને એકે કન્યા પસંદ આવતી ન હતી. મેં પહેલેથી જ નક્કી કર્યું હતું કે પરણવું તો કોઈ રૂપાળી છોકરીને જ હું ઘણાને ના પાડતો એથી મારા પિતાજી પણ કંટાળ્યા હતા. ત્યાં સુશીલાની વાત આવી. એ કુટુંબમાંથી તો અમે કન્યા પણ ન લઈએ અને લઈએ તો કન્યાના પિતાને ખૂબ ખર્ચ કરવું પડે. સુશીલાની આર્થિક સ્થિતિ સામાન્ય, તદ્દન સામાન્ય હતી. તેને તો કમાનાર પિતા પણ ન હતા. પણ પહેલી જ મુલાકાતમાં મને એ ગમી ગઇ. એ મારા હૃદયમાં વસી ગઈ અને મેં એની સાથે જ પરણવાનો મારો નિર્ણય જણાવી દીધો. મારે જોઇતી હતી તેવી રૂપના ચાંદ જેવી પત્ની મળી. અમે બન્ને રાજીખુશીથી લગ્ન કર્યાં છે. હું મારા પિતાને પણ સમજાવી શક્યો હતો. એ પણ મારા પર વારી જતી હતી. એ વખતની આ છબી છે. બસ, એ ગઇ પછી શું ભૂત ભરાયું છે કે જાણે એ બદલાઇ જ ગઇ છે.'





સુશીલા શાથી અહીં આવવાની ના પાડતી હશે! હું મનમાં અનુમાનો કરવા માંડ્યો. પણ એથી એનો ઓછો ભેદ મળે છે?

મનસુખે મોં સાફ કર્યું. જરા સ્વસ્થ થયો અને બોલ્યો.

'જયદેવ. એક કામ ન કરે!'

'કહે ને...'

'તું સુશી પાસે ન જાય! તું મારી સ્થિતિ બરાબર સમજાવી શકીશ, એના મગજનું ભૂત પણ કાઢી શકીશ.'

'પણ હું તો એમને ઓળખતો પણ નથી.'

'હવે તો ઓળખી ગયો છે ને! એના મનમાં મારા માટે રોષ હોય તો સમજાવીને કાઢી શકીશ. મને વિશ્વાસ છે કે તું આ કામ સફળતાથી પાર પાડી શકીશ.'

'તારું કામ થતું હોય તો હું તો સુશીલાબેન પાસે જાઉં.'

'હું જવા તૈયાર થયો એમાં ઊંડે ઊંડે તો રૂપસુંદરીને જોવાની ઇચ્છા પણ હતી. એ સાથે આ પતિપત્ની વચ્ચેની અંટસ પણ જાણવી હતી. સુશીલા શા માટે મનસુખ પાસે નહોતી આવવા માગતી એ રહસ્ય જાણવા માટે પણ હું આતુર બન્યો હતો.

અને વિરહમાં ઝૂરતાં આ નળદમયંતીનો દૂત બનીને હું સુશીલાબેન પાસે ગયો.

મનસુખે એમના સરનામા પ્રમાણે હું સુશીલાબેનના ઘેર ગયો ત્યારે એ ઘેર ન હતાં. તેમની બા એકલાં જ હતાં અને તે ખાટલામાં બેઠાં બેઠાં માળા ફેરવી રહ્યાં હતાં. ઘરની શીકલ તેમની સાધારણ આર્થિક સ્થિતિની જાહેરાત કરી દેતી હતી.

ત્યાં ગયા પછી જ ખબર પડી કે સુશીલાબેન નિશાળમાં ભણાવવા જાય છે. માજીની વાત પરથી જાણવા મળ્યું કે સુશીલા જ ઘર ચલાવે છે. તેનો નાનો ભાઈ હજુ તો ભણતો હતો. ડોશીએ સુશીલાના જકકી સ્વભાવની વાત કરતા કહ્યું:

'ભાઈ, મેં એને સમજાવવામાં આકાશપાતાળ એક કર્યું. પણ એ માનતી જ નથી. એનામાં એના બાપનો સ્વભાવ ઉતર્યો છે. એમને વાળો તે ભાંગીને કકડા થઈ જાય પણ કદી વળે નહિ. સુશીલાનું પણ એવું જ છે. એણે મનમાં જે ગાંઠવાળી એ કદી છોડશે નહિ.

અને સુશીલાબેનને મળ્યો ત્યારે એમના એ સ્વભાવની પ્રતીતિ પણ થઈ ગઈ. કોઈએ ખબર આપ્યા હશે કે તમારે ત્યાં કોઈક આવ્યું છે એટલે તે નિશાળેથી વહેલા ઘેર આવ્યાં હતાં. મેં મનસુખના ઘેર ફોટો જોયો હતો એટલે હું તેમને દૂરથી જ ઓળખી ગયો. એમ તો તેમને માત્ર વર્ણનથી પણ ઓળખી શકાય એવાં એ સુંદર, અતિ સુંદર છે. તે જે શેરીમાં રહે છે એ જોઈને તો કહેવાનું મન થઈ ગયું જાણે કાદવમાંથી કમળ ઊગ્યું. કમળ જેમ તેની સુરેખતાથી, તેની કુમાશથી, તેના રંગથી, તેની પાંખડીઓની સુડોળતાથી શોભી રહે એમ જ સુશીલાબેન શોભી રહ્યાં હતાં. જેમ કમળ શાથી રૂપાળું લાગે છે એમ સુશીલાબેન શાથી રૂપાળાં લાગે છે એમ કહેવું મુશ્કેલ છે. એમનો સુડોળ દેહ, અંગેઅંગની સપ્રમાણતા, ચામડીનો ગોરો વાન જાણે કોઈ ચિત્રકારે રંગોની અપૂર્વ મિલાવટથી ચિત્ર દોર્યું હોય તેવા દેખાતા હતાં તેમના મોં પર ગુલાબની સુરખી હતી અને ચંદ્રમા જેવું શાંત તેજ હતું. એ મારી સામે જોઈ મલકાઈ ગયાં: આકાશનો તારો મલકાય છે તેમ.

વગર કહે એ સમજી ગયાં કે હું મનસુખનો દૂત બનીને આવ્યો છું.

'હું જાણતી જ હતી કે એ પત્રોથી થાકીને આ પગલું પણ ભરશે.' મારી વાત સાંભળી તે બોલ્યાં.

સુશીલાબેનના દિલમાં મનસુખ માટે તિરસ્કાર છલોછલ ભર્યો હતો છતાં તેમણે મારો જે રીતે સત્કાર કર્યો એ જોઈને હું તાજુબ થયો.

એમના મોં પર અલકલટ રમતી હતી તેમ સ્મિત પણ પવનની લહરની પેઠે રમી જતું હતું. એમની આંખોમાં પણ અમીવર્ષણ ચંદ્રરાજ જેવું તેજ ફેલાઈ રહ્યું હતું. એ તેજના રૂપને વિશિષ્ટ





નથી, તેમ સ્ત્રી પણ સહી શકતી નથી. તમારા મિત્ર મારું સ્વમાન હણીને અટકયા નથી. પણ મને બદનામ કરવા અને મારા ચારિત્ર્યને હલકું પાડવા માટે ગારજુડ કરવામાં પણ બાકી રાખ્યું નથી. એવા પુરુષની લક્ષ્મી બનીને પાછી તેના ઘરમાં આવું એવી વકીલાત કરવા તમે આવ્યા છો ?'

સૂર્ય જેમ મધ્યાહ્નને આવે અને જેવો તપી ઊઠે એમ સુશીલાબેન તપી ગયાં હતાં. તે શબ્દોનાં અંગારા વેરતાં હતાં. હું તેમની આંખમાં પ્રજળી ઊઠતી આગ જોઈ શકતો ન હતો. હું નીચે મોંએ સાંભળી રહ્યો હતો.

'એમને પૂછયું તો હતું કે સુશીલાને લગ્ન પહેલાં જોઇ હતી, તેમને ગમી હતી. તો પછી એવું શું બની ગયું કે ઉંદર ચૂંથે તેમ તેના શીયળની વાત ચૂંથવા બેઠા હતા ! હું એમને બરાબર ઓળખી ગઇ છું. એ રૂપનાં ભૂખ્યા છે, તેમને પ્રેમની, વહાલની ચારિત્ર્યની કોડીનીય કિંમત નથી. જે પોતાના અંગત મિત્રને પણ છેતરી રહ્યો છે એ માણસ બીજી કઈ બનાવટ કરતાં અટકે ? એવા ખોટા માણસની સાથે રહી હું મારી જિંદગી બરબાદ કરવા માગતી નથી.'

મનસુખે આ સ્ત્રીના હૈયાને એવો તે કેવો આઘાત પહોંચાડયો છે તે આવો લાવારસ કાઢી રહી હશે!

'મને ગોળ ગોળ વાત કરતા નથી ફાવતી.' ગળુ સાફ કરીને સુશીલાબેન બોલ્યાં, 'જે કહેવાનું છે તે ટુંકમાં જ કહી દઉં. હું પરણીને તેમની સાથે ગઇ. એકાદ અઠવાડિયું થયું હશે અને એક રાત્રે તેમણે મને વિચિત્ર સવાલ કર્યો. એ સાંભળીને મને તમ્મર આવી જાય એવું થઇ ગયું. એમણે મને પૂછયું: મેં સાંભળ્યું છે કે તને દિવસ રહ્યા છે એ સાચી વાત છે?'

'આવો ભયંકર સવાલ ?' મારાથી જાણે ચીસ પડાઈ ગઈ.

'મારું માંસ ચૂંથતા હોય તેમ ફરીફરીને તે પૂછવા લાગ્યા. આનો જવાબ શો આપવાનો હોય? મેં કહ્યું તમને આ શું સૂઝયું છે? આવો તે સવાલ પૂછાતો હશે ? તમને મારા ચારિત્ર્ય માટે અવિશ્વાસ હોય તો થોડા દિવસ રાહ જુઓ, આપોઆપ દેખાઇ આવશે !'

સુશીલાબેનને આ વાત કહેતા વેદના થતી હોય એમ તેમના મોંના બદલાયેલા ભાવ પરથી લાગ્યું.

'આ પળ આટલેથી અટકી નહિ. તેમના મનમાં શંકાનો કીડો સળવળ્યા કરતો હતો. હું રૂપાળી છું એથી જ કદાચ એમના મન પર એવી શંકા સ્વાર થઇ હોય કે પછી કોઇએ તેમના કાનમાં ઝેર રેડયું હોય. પંદરેક દિવસ પછી પાછી તેમણે એ જ વાત કાઢી. ગરમ, લાલચોળ સોયા મારા હૈયામાં ભોંકતા હોય એમ મને લાગ્યું. હું આ અપમાન ન સહી શકી. મેં તેમને મોં પર સંભળાવ્યું: તમને આવો સવાલ કરતાં શરમ નથી આવતી? નીચતાની પણ હદ હોવી જોઈએ.

'આ મારા સ્વમાનનો પ્રશ્ન હતો. મારા ચારિત્ર્યનો સવાલ હતો. હું ઘેટાની પેઠે કઈ રીતે મૂગા મોંએ સાંભળી શકું ?

'મેં આમ કહ્યું એટલે તેમનું વીરત્વ જાગી ઊઠયું. તેમણે હાથમાં સોટી લીધી અને વરસાદની પેઠે સોટીની ઝડી વરસાવી. જાણે હું તેમનાથી વાત છૂપાવી રહી છું એ રીતે મને ઝૂડી નાખી. બોરડી પરથી બોર ઝૂડતા હોય તેમ મને જેમ ફાવે તેમ સોટીઓ ફટકારી. મારાથી ચીસ પડાઇ ગઈ. જીભ દબાવી રાખી હતી તોય બૂમ મરાઇ ગઈ. આડોશીપાડોશી ભેગાં થઇ ગયાં અને તેમની આગળ તેમણે મને કોડીની કરી મૂકી.'

જાણે એ દશ્ય તેમની આંખ આગળ ખડું થયું હોય તેમ સુશીલાબેન વાત કરતાં કરતાં ઢીલાં થઇ ગયાં.

'મને એમણે મારી. બદનામ કરી. મારા શિયળની કૂરમાં કૂર ફજેતી કરી. આવા પુરુષની સાથે એક ક્ષણ પણ કેવી રીતે જીવી શકાય!

'મારો બરડો સૂઝી ગયો હતો. લોહી બાઝી ગયું હતું. વીંછી ચટકા ભરતા હોય એવી વેદના થતી હતી. છતાં હું તેમને ડોકટરને ત્યાં લઇ ગઇ. મારા



શરીરની તપાસ કરાવી. ડૉક્ટરે તેમને કહ્યું: ગર્ભ રહ્યો નથી અને હજી છ મહિના સુધી તો ગભરાવાની જરૂર નથી.

'બસ હું દવાખાનાથી સીધી સ્ટેશન તરફ આવી. બોલો હવે તમારે કંઇ કહેવું છે?'

હું આંખ જ ઊંચી કરી શકતો ન હતો ત્યાં જીભ તો ક્યાંથી ઊપડે!

'જયદેવભાઈ, તમારા મિત્ર રૂપના ભૂખ્યા છે, દિલના નહિ. અને મારે તો દિલ જોઈએ છે. એ ન જોયું એટલે હું ચાલી આવી. હવે મને એનો અફ-સોસ નથી. મેં મારા સંસાર પર પડદો પાડી દીધો છે એમ એ પણ પાડી દે. બીજાું લગ્ન કરી લ્યે અને સુખી થાય. એમને કહેજો કે તમારી સાથે લગ્ન કરીને આવી હતી તે સુશીલા તો તેને મારી તે દિવસે જ મરી ગઇ છે.'

'આ બધી વાત હું જાણતો હોત તો તમારી પાસે દૂત બનીને ન જ આવત.' મારા મનમાં જે વાત રમતી હતી તે કહેવાઇ ગઇ. એ પછી હું સુશીલાબેનને એક પણ પ્રશ્ન ન પૂછી શક્યો. તે કટાક્ષ કરતાં હોય તેમ બોલ્યાં:

'હજીય કંઇ ખુલાસો કરવો હોય તો કરી જોજો. પાછળથી એમ ન થાય...'

'બેન, મને માફ કરો. અને વધુ ન શરમાવો.'

અને મારે વળતી ગાડીનો સમય થવા આવ્યો હતો એટલે ઊભો થયો. પણ સુશીલાબેને સમ ખવ-રાવીને ચા પીવા બેસાડ્યો. ચાનો કપ આપીને સામે બેઠાં:

'પેલું ફાનસ જોયું?' ખીંટી ભરાગેલા ફાનસ સામે આંગળી કરીને સુશીલાબેન બોલ્યાં. મેં હકારમાં માથું હલાવ્યું.

'એના ગોળાનો કાચ જોયો?.એ તૂટી ગયો છે. એ જેમ સાંધ્યો સંધાતો નથી તેમ માનવીનું દિલ પણ તૂટી ગયા પછી સાંધ્યું સંધાતું નથી.'

જેનું દિલ તૂટી ગયું છે એ સ્ત્રીની વેદના કેવી હશે! હૈયામાં નરી કરુણતા ભરી હતી છતાં તે મોં પર હાસ્ય લીંપીને ફરતી હતી.

સુશીલાબેનને અંતરથી નમન કર્યાં અને ઊભો થયો.

ગાડીનો સમય થઇ ગયો હતો એટલે મેં જોરથી પગ ઊપાડ્યા પણ પગલાં સ્થિર પડતાં નહોતાં. જાણે આ શરમનો ભાર પગ ઉપાડવાને ના પાડતા હતા.



નબળું પડી ગયેલું હૃદય કાઢીને એ જગ્યાએ જીવતા માંકડાનું હૃદય મૂકીને માણસને ફરીને જીવતો બનાવવાની વૉરોનોફ નામના દાક્તરે જે શોધ કરી છે એની ટીકા કરતાં દાક્તર બેચે કહ્યું હતું કે એ શોધથી તો માંકડાની ક્રૂરતા, કામાસક્તિ વગેરે દોષો માણસમાં આવશે. માંકડાને ક્રૂર અને કામાતુર જેવા સંબોધવાથી શૉએ માંકડાના ઉપનામથી એક લેખ લખ્યો: 'હે માનવો, તમે માંકડાને ક્રૂર કહો છો? કોઇપણ જીવતા માણસનું હૃદય કાઢીને મરતા માંકડાને જીવાડવા તમે કદી પ્રયત્ન કર્યો છે? ધર્મને નામે માંકડાએ ક્યારે ય જૂલમો ગુજાર્યા છે! ચારે બાજુ ઝેર ફેલાવનાર માણસ કે માંકડાં?—અને અમારી ક્રૂરતાથી તમે બીવો છો. તો યે તમારા શરીરમાં વેક્સિનેશન અને એંટીટૉક્સિઝશનને લીધે ગાય અને ઘોડાના સદ્દગુણ ક્યાં આવ્યા છે? માણસ ઉપર ગમે તેમ સંસ્કાર રેડો, એ તો ક્રૂર અને રાક્ષસ જેવા કામાતુર રહેવાના. દાક્તર વૉરોનોફ અમારું હૃદય બદલીને માણસને અમે તેવા આગળ વધેલા, માંકડા બનાવવા પ્રયત્ન કરે તોપણ માણસની ક્રૂરતાનો નાશ થવાનો નથી!'



શરીરની તપાસ કરાવી. ડૉક્ટરે તેમને કહ્યું: ગર્ભ રહ્યો નથી અને હજી છ મહિના સુધી તો ગભરાવાની જરૂર નથી.

'અને હું દવાખાનાથી સીધી સ્ટેશન તરફ આવી. બોલો હવે તમારે કંઈ કહેવું છે?'

હું આંખ જ ઊંચી કરી શકતો ન હતો ત્યાં જીભ તો ક્યાંથી ઉપડે!

'જયદેવભાઈ, તમારા મિત્ર રૂપના ભૂખ્યા છે, દિલના નહિ. અને મારે તો દિલ જોઈએ છે. એ ન જોયું એટલે હું ચાલી આવી. હવે મને એનો અફસોસ નથી. મેં મારા સંસાર પર પડદો પાડી દીધો છે એમ એ પણ પાડી દે. બીજું લગ્ન કરી લ્યે અને સુખી થાય. એમને કહેજો કે તમારી સાથે લગ્ન કરીને આવી હતી તે સુશીલા તો તેને મારી તે દિવસે જ મરી ગઈ છે.'

'આ બધી વાત હું જાણતો હોત તો તમારી પાસે દૂત બનીને ન જ આવત.' મારા મનમાં જે વાત રમતી હતી તે કહેવાઈ ગઈ. એ પછી હું સુશીલાબેનને એક પણ પ્રશ્ન ન પૂછી શક્યો. તે કટાક્ષ કરતાં હોય તેમ બોલ્યાં:

'હજીય કંઈ ખુલાસો કરવો હોય તો કરી જોજો. પાછળથી એમ ન થાય...'

'બેન, મને માફ કરો. મને વધુ ન શરમાવો.'

અને મારે વળતી ગાડીનો સમય થવા આવ્યો હતો એટલે ઊભો થયો. પણ સુશીલાબેને સમ ખવરાવીને ચા પીવા બેસાડ્યો. ચાનો કપ આપીને સામે બેઠાં:

'પેલું ફાનસ જોયું?' ખીટી ભરાગેલા ફાનસ સામે આંગળી કરીને સુશીલાબેન બોલ્યાં. મેં હકારમાં માથું હલાવ્યું.

'એના ગોળાનો કાચ જોયો?.એ તૂટી ગયો છે. એ જેમ સાંધ્યો સંધાતો નથી તેમ માનવીનું દિલ પણ તૂટી ગયા પછી સાંધ્યું સંધાતું નથી.'

જેનું દિલ તૂટી ગયું છે એ સ્ત્રીની વેદના કેવી હશે! હૈયામાં નરી કરુણતા ભરી હતી છતાં તે મોં પર હાસ્ય લીંપીને ફરતી હતી.

સુશીલાબેનને અંતરથી નમન કર્યાં અને ઊભો થયો.

ગાડીનો સમય થઈ ગયો હતો એટલે મેં જોરથી પગ ઊપાડ્યા પણ પગલાં સ્થિર પડતાં નહોતાં. જાણે આ શરમનો ભાર પગ ઉપાડવાને ના પાડતા હતા.



નબળું પડી ગયેલું હૃદય કાઢીને એ જગ્યાએ જીવતા માંકડાનું હૃદય મૂકીને માણસને ફરીને જીવતો બનાવવાની વૉરોનૉફ નામના દાક્તરે જે શોધ કરી છે એની ટીકા કરતાં દાક્તર જોયે કહ્યું હતું કે એ શોધથી તો માંકડાની ક્રૂરતા, કામાસક્તિ વગેરે દોષો માણસમાં આવશે. માંકડાને ક્રૂર અને કામાતુર જેવા સંબોધવાથી શૉએ માંકડાના ઉપનામથી એક લેખ લખ્યો: 'હે માનવો, તમે માંકડાને ક્રૂર કહો છો? કોઈપણ જીવતા માણસનું હૃદય કાઢીને મરતા માંકડાને જીવાડવા તમે કદી પ્રયત્ન કર્યો છે? ધર્મને નામે માંકડાએ ક્યારે ય જુલમો ગુજાર્યા છે? ચારે બાજુ ઝેર ફેલાવનાર માણસ કે માંકડાં?—અને અમારી ક્રૂરતાથી તમે બીવો છો. તો યે તમારા શરીરમાં વેક્સિનેશન અને ઍન્ટીટૉક્ઝિશનને લીધે ગાય અને ઘોડાના સદ્‌ગુણ ક્યાં આવ્યા છે? માણસ ઉપર ગમે તેમ સંસ્કાર રેડો, એ તો ક્રૂર અને રાક્ષસ જેવા કામાતુર રહેવાના. દાક્તર વૉરોનૉફ અમારું હૃદય બદલીને માણસને અમે તેવા આગળ વધેલા, માંકડા બનાવવા પ્રયત્ન કરે તોપણ માણસની ક્રૂરતાનો નાશ થવાનો નથી!'

# મહુવા તાલુકાની જનતાની પરિસ્થિતિ [૨]

મનુ મો. શાહ એમ. કોમ.

[ દારૂબંધી, ખાદીકાર્ય તથા હાળીપ્રથા( જમીનદારી )ને લક્ષ્યમાં રાખી કરેલા વડોદરા રાજ્યના નવસારી પ્રાંતના મહુવા તાલુકાના કાર્યક્ષેત્રનો અહેવાલ. જાન્યુઆરીના અંકમાં જેના પહેલા હપ્તામાં એ તાલુકાનો પ્રદેશ, લોકોનાં રહેઠાણું, એમના વેડફાતા જીવનનાં ઉપાય, આવક અને ખોરાક, દારૂસેવન, બદીનાં પ્રસારનાં કારણો, કાયદો અને દારૂબંધીની અસર, દારૂતાડીના ખર્ચની બચત વગેરે મુદ્દાઓ ચર્ચ્યા પછી આ બીજા હપ્તામાં એ રસપ્રદ તપાસ આગળ વધે છે. ]

### કાર્યકર્તાઓ :

દારૂબંધીને આટલા ઝડપથી અમલી રૂપ આપવામાં રાતદિવસ ઘૂમનારા સેવાભાવી કાર્યકરોએ નાનુંસુનું કામ કર્યું નથી. ઠેર ઠેર સભાઓ ભરી દારૂતાડીના ગેરલાભો સમજાવવા, કાયદાનો ભંગ કરનારને થતી સજાઓની માહિતી આપવી, દારૂતાડીના દૈત્યોને દફનાવવા અને ગરાડી ગણુતી પ્રજાની માનસને પલટાવી નાખવું એ એક ભવ્ય સ્વપ્નને મૂર્ત કરવાથી ય કપરું કામ હતું. સમયના ભોમ સાથે પજવણી ને જાસાના ઝઝુમતા જોખમોને આવકારવાના પ્રસંગો ઓછા નથી.

બીજાં ઘણાં ગામોમાં ગ્રામસમિતિઓ નીમાઈ છે. તે જાપ્તો રાખે છે, અને આબકારી નિરીક્ષકને ગુનાની ખબરો આપે છે. પકડવા વગેરેમાં મદદ પણ કરે છે.

પ્રજા જાતે જાગ્રત છે. ખાસ કરી મૂળના ન પીનારા, મોક્ષમાર્ગીઓ વગેરે સુગને લઈને આ આ લોકો પર ચોકી રાખવાનું કામ કરે છે.

### ૨. જમીનદારો અને પીઠાંદારો

જમીનદારો અને પીઠાંદારોને અજ્ઞાન પ્રજામાં જાગ્રતિ આવે એ ગમે નહીં એ સ્વાભાવિક હતું. દારૂતાડીમાં ખુવાર કરી જમીનો પડાવી લેવામાં કે નફો કમાવામાં એમનો સ્વાર્થ હતો. શેર તાડી પાઈ જમીન નામફેર કરી આપ્યાની ભૂતકાળની વાતો સાંભળી છે, એટલે એમણે જાગૃતિના આવતા જુવાળને રોકવા અનેક પ્રયત્નો કરેલા. શ્રી. ચીનુભાઈ શાહે પ્રજામંડળના પ્રમુખ તરીકેની એમની ફેરણીમાં અનાવલમાં પહેલી સભા ભરી ત્યારે એમના વિરોધી પ્રચારને લીધે એમાં જુજ જ સંખ્યામાં જનતા હાજર રહેલી એ જાણીતી વાત છે.

ઈજારા અપાઈ ગયેલાને સરકાર ઉપર દાવા માંડવાની દમદાટી પણ કેટલાકે આપેલી. પણ કાર્યકર્તાઓએ સમયસૂચકતા વાપરી. નશેબાજોની જાગૃતિને સદ્ધર બનાવવા પીઠાંદારોના સહકારની જરૂર હતી. એટલે એમને રાજીનામાં અપાવવા કાર્યકર્તાઓએ પ્રયત્નો કર્યા. અંધાત્રીના શ્રી શાવકશા શેઠ, બરવાળના શ્રી ભીખાજી શેઠ તથા શ્રી જમશેદજી શેઠ તથા ઉમરાના શ્રી કુંવરજી શેઠ વગેરેએ રાજીનામાં પેશ કરવાની શુભ શરૂઆત કરી. વિરોધીઓ ઉપર યુક્તિઓ અજમાવ્યાનું પણ સાંભળવામાં આવેલું. ચોથાઈની રકમ શ્રી સરકાર પાસે જપ્ત કરાવવાની, તરવાડાને ભગાડી મૂકવાની, મજૂરી છોડી નાંખવાની, ઘડિયા ફોડી નાખવાની ને જેલમાં જવું પડે તો ય નાકેબંધી કરી ગમે તે રસ્તે પ્રજાને દારૂતાડી પીતી અટકાવવાની સખત ચળવળ ઉપાડવાની વગેરે સૂચનાઓ પણ આપવાનું કહેવામાં આવ્યું હતું. પ્રજાના આ મક્કમ નિરધારે અને શ્રી. સરકારની સંપૂર્ણ સહાનુભૂતિએ આ કલાલોના દિલ પીગળાવ્યાં અને દારૂબંધીની શરૂઆત થઈ.

આમાં એક બીજા ભયે પણ ભાગ ભજવ્યો છે. ગઈ બેંતાળીસની "ચલે જાઓ"ની ચળવળમાં અહીંની પ્રજામાં એક અજબ જુવાળ આવેલો. ત્યારે ટોળેટોળાં રોજ નીકળતાં અને ખજુરીએ લટકાવેલા લડીઆ ફોડી નાખતાં તથા દારૂતાડીનાં ભરેલાં પીપડાં ઢોળી નાખતાં. માલિકોને તેથી ઘણું નુકશાન થયેલું. આવું કંઈ ફરી ન થાય એ પણ સલાહથી રાજીનામાં દઈ દેવાનું કારણ હતું.




હાલ તો દારૂબંધીમાં બીજી કોઈ રીતે એ દખલ કરી શકે તેમ નથી. માત્ર અહીંના તાલુકામાં વસતા જે પારસીઓ પરહદમાં દુકાનોના ઇજારા ધરાવે છે તે કોઇવાર દારૂતાડી ઘુસાડવામાં ફાવી જાય ખરા. ગાંગડિયાના પટેલ પારસીએ એક આવી દુકાન રાખી છે અને તેમાં આવું થવાનો સંભવ છે એમ વાયકા જણાવે છે.

### સરકાર

માત્ર પ્રજાકીય સરકારની હસ્તી જ દારૂબંધીના અમલમાં ઘણી સહાય બની છે શ્રી. સરકારે કાયદો આપ્યો. આજલગીના સરકારના જે તંત્રનો મૂડીવાદીઓ પ્રજાને દબાવવામાં ઉપયોગ કરતા હતા તે તંત્ર હવે પ્રજાનું બન્યું. અને આબકારી નિરીક્ષક અને તેમનું મહેકમ વધારે ચોકસાઈથી દારૂબંધીનો અમલ કરવા માંડયું. આ નાના ફાયદા નથી.

### કાયદેસર કેસો

દારૂબંધી પહેલાં ઑગસ્ટથી નવેમ્બર માસ સુધીમાં ૯ કેસો થયેલા. ડિસેમ્બરથી માર્ચના અન્ત સુધીમાં બીજા ૨૧ કેસો થયેલા. તેમાં ૧૭ ગાળવાના થયેલા, જ્યારે ચાર લાવવાના. ગામવાર તપાસતાં સાત કેસ ઝરીવાવરામાં, ચાર નળવરામાં, ત્રણ કુકરબૈડામાં, ત્રણ ખરવાણમાં, થયેલા અને બીજા છુટક છુટક થયેલા. દારૂનિષેધ સમિતિના કાર્યકરો તથા પ્રજાએ પણ આમાં મદદ કરેલી.

કેસોની આ સંખ્યા જુજ જણાય છે એ પ્રજામાં દારૂબંધીની પ્રિયતાની સાક્ષી પૂરે છે, તો બીજી તરફ ગુનાઓ પકડયા વિના બનતા હોવાનો સંભવ પૂરો પાડે છે. એ માટે આબકારી નિરીક્ષકના મહેકમની મર્યાદિતતા જવાબદાર છે. મહુવામાં આબકારી નિરીક્ષક સમેત માત્ર ૭ જણ છે. અનાવલમાં જે મહેમક છે તેમને ખબર કરી બોલાવવાનું શકય બનતું નથી. એટલે વધુમાં વધુ એ એક સાથે બે મકાનો ઘેરી તપાસ (Search) કરી શકે. કેટલાંક ગામોમાં આ જીવનું જોખમ હોય છે. એટલું જ નહીં, પણ એક સાથે એક જ ગામમાં ઘણાં ઘરોમાં દારૂ ગળાતો હોવાની જાણ થાય તો ય પૂરતા માણસોને અભાવે તેમાં છાપો મારી શકાતો નથી. અને ઘેરેલાં મકાનો સિવાયનાં બીજાં સામાન વગેરે ખસેડી દે છે. આમ આવા પ્રસંગો બન્યા હશે. (પણ હોળીના દિવસે ખાસ. ૧૦–૧૫ સ્થળોએ ગળાવાની ખબર મળેલી. એ બધાં સ્થળોએ નિરીક્ષકથી નહિ પહોંચી શકાયેલું.)

વળી, જંગલોનો પ્રદેશ હોવાથી જંગલની ભીતરમાં દારૂતાડીની નાનકડી ભઠ્ઠીઓ ચાલતી હોવાની પૂરી શકયા છે. અને કૃત્રિમ કેફ માટે મહુડાં વગેરે ઉકાળી દારૂતાડીથી ય ખરાબ ગણાય ને રોગિષ્ઠ બનાવે તેવાં પીણાં લોકો પીતા હોય તેનો પણ સંભવ છે.

### જરૂરી પગલાં

દારૂબંધીના વધુ નક્કર અમલ માટે હજી ઘણાં પગલાંની આવશ્યકતા છે. એ પગલાંના બે વિભાગ પાડી શકાય : ૧. બંધીનો અમલ જોરદાર રીતે કરવા અટકાયત પગલાં, ૨. માનસપલટા માટે આવશ્યક પગલાં.

### ૧. અટકાયત પગલાં

(ક) આખા તાલુકામાં રેલવે નથી તથા મોટર સર્વિસ પણ નહીં જેવી જ ગણાય એટલે ગુનાના સ્થળેથી નિરીક્ષકને ખબર મળે અને તે સ્થળે પહોંચે તે પહેલાં ગુનેગારો પેચ રમી લે. તેથી નિરીક્ષકના મહેકમમાં વધારો થવો જોઇએ તથા એ મહેકમ જુદાં જુદાં કેન્દ્રોમાં વહેંચી દેવું જોઇએ. દા. ત મહુવા ગામ તાલુકાની મધ્યમાં આવ્યું હોવાથી મુખ્ય કેન્દ્ર ત્યાં રહે અને ત્યાં દશ માણસો રહે. બીજા કેન્દ્રો ગુણસ્વેલ, દંદવાસણ, નવધરા, ઉમરા, અનાવલ વગેરે રહે. ત્યાં ત્રણથી ચાર માણસો રહે. બનતા ગુનાની ખબરો રાખવામાં તથા એકબીજાને પકડવામાં મદદથી ઝડપી કામ થઇ શકે. દરેક કેન્દ્રમાં મોટર સાયકલ (કેરીયર સાથે) આપવી જોઇએ. આથી દૂર દૂર બનતા કિસ્સા પકડવાનું પણ સુલભ થઇ શકે. એ કોયડાના ઉકેલનો આ જ એક માત્ર ઉપાય છે.





(ખ) દારૂબંધી સમિતિના નક્કર ગણાતા કાર્યકર્તાઓને છાપો મારી કેસ પકડવાની માનનીય સત્તા આપવી જોઇએ.

(ગ) ઉપરની વ્યક્તિઓને રક્ષણ મળવું જોઇએ. તે માટે બંદૂક કે રીવોલ્વર સારું સાધન છે.

(ઘ) સરહદનાં પીઠાં તત્કાળ બંધ થવાં જોઇએ. બારા સરહદે જે ત્રણ દિવસ પીઠાં ઉઘાડાં રહે છે તેમાં ભલીવાર નથી. તે સદંતર નાબૂદ થવાં જોઇએ. અથવા ચાલુ રાખવાં જ હોય તો પંદર દિવસને આંતરે બે દિવસ જ ઉઘાડાં રાખવાની પરવાનગી અપાવી જોઇએ. ઇજારદારો એમ કરવાનું ન માને તો જનતાના ભલા માટે તેમના ઇજારા રદ કરવા જોઇએ, દુકાન સિવાય બીજાં સ્થળે એ દારૂતાડી ન વેચાય તે માટે પૂરા જાપ્તા રાખવા જોઇએ. આને પરિણામે પીનારાની સંખ્યા ઘટી જશે. સાથે સાથે ખજૂરા ને તાડ સુકાતા જશે. ફરી તેમાંથી તાડી મેળવવાનું દુર્ઘટ હોવાથી દિવસે દિવસે એ ઓછું થતું જશે. જેઠ માસથી દિવાળી સુધી વરસાદની ઋતુમાં તાડી ઉતરતી નથી એમ દેહાતાસણ જાણ્યું હતું. એટલે આ મુદ્દાનો નિકાલ સવેળા થવો હિતાવહ છે.

જલાલપુર અને ચીખલી તાલુકાની દુકાનો તત્કાળ બંધ કરવાનો પ્રબંધ મુંબઇ પ્રાન્તની સરકાર સાથે કરવો જોઈએ. નહીં તો તાલુકામાં ૬૯ ગામોમાંથી માંડ ૨૫–૩૦ ગામોમાં દારૂબંધીનું ચલણ રહ્યું કહેવાય. દારૂબંધીના વિસ્તારો છુટક રહે તે તે કરતાં સળંગ જૂથમાં હોય તો જ આખાં ગામોમાં ય જલદ અસર થાય. જોડાણ પછી તુરત આ કાયદો જરાંય તકલીફ વિના ઉકલી શકે તેમ છે.

ઉપરાંત, જ્યાં પીઠાં સદંતર બંધ થઇ શકે તેમ ન હોય ત્યાં પીઠાની સંખ્યા ઘટાડી દેવી જોઈએ. અને આખા તાલુકામાં માત્ર એક બે જગ્યાએ જ દુકાનોને પરવાના આપવા જ જોઇએ. આ દુકાનો હાટવાડાને દિવસે, રજા–પગારને દિવસે બંધ રહે. એટલું જ નહિ, એના વાર નક્કી ન રાખતા એ દર માસે એ સરકાર તરફથી પ્રગટ થાય દારૂતાડી પીનારનાં નામ નોંધી વહેંચણીના જથ્થા તેમના નામ સાથે નોંધી પત્રક રાખવાનું પણ પીઠાદારને માટે ફરજિયાત રાખવામાં આવે. આ નોંધણી માટે સમય મુકરર થાય. તે પછી, નોંધેલા નામ સિવાય કોઈને પણ, આબકારી નિરીક્ષકની પરવાનગી વિના વેચાણ કરવામાં ન આવે. નોંધેલા આદમીઓને પણ દારૂતાડી દુકાને પીવડાવવામાં આવે, બહાર લઇ જવાની છૂટ મળે નહીં.

(ઙ) વરસાદમાં ખજુરી ઉપર માંડવા બાંધી ગાળવાનું ચાલુ રહે એમ જાણ્યું છે. અને ચોમાસામાં એકથી બીજે ઠેકાણે જવામાં મુશ્કેલીઓ ઘણી હોય તે પ્રસંગે દારૂ ગાળવાના ગુના વધુ બનશે એવો સંભવ છે. આ માટે આબકાર્યકરોને ગુના પકડવાની છુટ મળવી જોઇએ. તથા છુપી પોલિસના પહેરાનું જાળું પણ ઠેકઠેકાણે ગૂંથી લેવાવું જોઇએ.

(ચ) હવે મહૂડાંની ઋતુ શરૂ થઇ છે એટલે (૧) પરવાનગી સિવાય મહુડાં વીણવાં તથા ભેગા કરવાં એ ગુનો ઠરાવવો જોઈએ. (૨) મહૂડાનો ઇજારો એક જ જણને આપવો જોઇએ. અને જાવક માટે સંરક્ષિત ગોદામ ( Bonded warehouse ) જેવી રીત દાખલ કરવી જોઇએ. તથા મહુડાને મીઠું દીધા પછી જ વેચવાની છુટ આપવી જોઇએ જેથી દારૂ ગાળવા માટે તે નકામા બને.

(છ) હજી પણ ઘણે સ્થળે–ઇજારદારોને ત્યાં ખાસ દારૂ તાડી સંઘરાતી હોવાનો શક રહે છે. તેની તપાસણી થવી જોઇએ

(જ) દારૂબંધી કાયદા અંગેના કોઇ પણ ગુનાં અંગે ભારેમાં ભારે સજા ફરમાવવી જોઇએ— ઓછામાં ઓછો રૂ. ૨૦૦નો દંડ અને બે માસની કેદ. આ સિવાય કરપ બેસાડવા માટે દંડ વગેરે નાકામિયાબ નીવડે છે.

(ઝ) ગુના પકડનારાઓને ઉત્તેજન આપવા માટે ઇનામો વહેંચવા જોઇએ.




(ટ) ઈનામદારોને વેચાણની રકમ કરતાં વેચાણના જથ્થા ઉપર કમિશન આપવું જોઈએ. આથી સાચું વેચાણ જણાઈ આવશે.

**માનસપલટો આણનાર પગલાં**

અટકાયત પગલાં ગમે તેટલાં જલદ હોય, એ ટૂંકા ગાળા માટે જ મદદગાર નીકળવાનાં. એટલે જલદ પગલાં સાથે પ્રજામાનસ કેળવવા પ્રયત્નો કરવા જોઈએ.

(ક) દારૂ–તાડી અતિપરિશ્રમને થાકને શમાવવાના સાધન તરીકે વાપરવામાં આવે છે. આર્થિક નબળાઈ આનું કારણ છે. પુરતા પોષક અન્નને અભાવે કેફીપણાથી તાત્કાલિક રાહત મળે છે. પણ શરીરની તંદુરસ્તીને નુકશાન થાય છે. એટલે લોકોની આર્થિક સ્થિતિ સુધારવા માટે ખેતી સાથેના ઉપઉદ્યોગોનો પ્રચાર કરવો જોઈએ. કાંતણ, પીંજણ, વણાટ, તાડગોળ, મધમાખ–ઉછેર, લાખકામ, તાડ અને ખજુરીનાં પાંદડાંની સાદડીઓ વણવી, દોરડા ભાગવાં, વાંસકામ અને હાથકાગળ બનાવવા આ બધાને ઉત્તેજન આપવામાં આવે તો ગરીબ પ્રજાને હજારોની સંખ્યામાં પૂરક રોજી મળે, ગરીબ વર્ગમાંય અમુક ટકા તદ્દન આળસુ જણાય છે તેમને ઉદ્યોગો તરફ વાળવા જોઈએ.

(ખ) આ પીણાંને બદલે માદક ને કેફી ન હોય તેવાં પીણાં, છાશ, લસ્સી, શેરડીનો રસ વગેરે અપાય તો ઠીક થાય. તમાકુ અને ચા ઉપર પ્રતિબંધ મૂકાવો જોઈએ.

(ગ) ફરતાં રેડિયો, સીનેમા નાટિકાઓ, સરકસો, નૃત્યપ્રયોગો, રામલીલા, ભજનમંડળીઓ, વગેરેમાં દારૂબંધીના પ્રચાર માટેના ખાસ કાર્યક્રમો રજૂ કરી જનતાને આનંદ સહ દોરવણી આપવી જોઈએ.

પણ આમ છતાં જનતાએ હૃદયથી દારૂબંધી સ્વીકારી છે, અને હવે એ બાબતમાં મક્કમ છે એમ જણાય છે. આનો બધો યશ મજૂર અને ગ્રામપુનર્ઘટના-પ્રધાન માનનીય શ્રી ચુનીભાઈ શાહને જાય છે એમ, જ્યાં ને ત્યાં એકી અવાજે જનતાએ અમને કહ્યું છે. પ્રજામંડળના પ્રમુખ થતાંની સાથે એમણે આ તાલુકા તરફ જે પ્રેમઅમી વરસાવવાં શરૂ કર્યાં તેને પરિણામે ત્રણચાર વર્ષના ગાળામાં તાલુકાની પ્રજાનો પાયો મજબુત થયો છે. પ્રજાને કમતાકાત બનાવનાર દારૂબંધીના કાળદૈત્યનો સદા માટે નાશ થયો છે.

**પ્રજા ઉપર દારૂબંધીની સાંસ્કારિક અસર**

દારૂબંધીથી પ્રજાના સમગ્ર જીવન ઉપર ઘણી અસર થઈ છે; આર્થિક સ્થિતિ સુધરી છે. સાથે જ સંસ્કારનું સીંચન પણ થયું છે. એક તરફ રેંટિયા-પ્રચાર તથા કેળવણીથી જીવનમાં સુધારો થતો જાય છે તો બીજી તરફ જે દરૂના રોગે વર્ષોથી મૂળ નાખેલાં ને જેણે પ્રજાના જીવનની ખાનાખરાબી કરી તેના નાશની સાંસ્કારિક પ્રભાવ પણ ઘણે અંશે થઈ છે. એકેએક ગામમાં આનું દર્શન થયું છે. ચાર ગામોમાં તો અમે નિયમિત, યોજનાપૂર્વક આ તપાસ્યું હતું : ૧. કૌટુંબિક જીવનમાં દારૂ પીવાથી જે રોજબરોજના ટંટા થતા હતા હતા, પડોશી પડોશી વચ્ચે જે વેર ઊભતાં હતાં તે ઘણે અંશે નાબૂદ થયાં છે. સ્ત્રીઓ ઉપર જુલમ થતો હતો તે નષ્ટ થવાથી એમની સ્વતંત્રતા વધી છે. લગભગ ૯૦ થી ૯૫ ટકા સ્ત્રીઓ પહેલાં કરતાં સુખી જણાય છે. ૨. સ્ત્રીઓના સ્વભાવમાં પણ હસમુખાપણું, રસ અને ચાતુર્ય અમને માલુમ પડયું છે. ઠેરેઠેર મળેલા ભાવપૂર્વકના સત્કાર અને જવાબોમાંથી આની ખાત્રી મળે છે. એમની તંદુરસ્તી પણ સુધરી છે. અને એમની પ્રજા તંદુરસ્ત ને બળવાન બનશે એ પણ ફાયદો છે. ૩. છાપરીઓ ઘણી સ્વચ્છ દેખાય છે. લોકો દારૂ પીતા ત્યારે એમની વેરવીખેર હાલત રહેતી. ઘરમાં વસ્તુઓ આડાઅવળી પડી રહેતી અને ઘર જંગલ કે શાકમારકીટ જેવું જણાતું. આજે લગભગ મોટા ભાગના ઝૂંપડાંમાં સ્વચ્છતા ને ગોઠવણી અમે જોઈ શકયા છીએ. વાતાવરણની અસર માનવીના સંસ્કાર ઘડવામાં મહત્ત્વનો ફાળો આપે છે. પહેલાંના પીનાર વર્ગ જાતે એમના આ સ્વચ્છ ઝૂંપડામાં વધુ





આનન્દથી રહી શકે છે એમ કહે છે. ૪. આ સ્વચ્છતા અને દારૂબંધીની અસર રોગ ઘટાડવામાં પણ થઈ છે. ખોરાકની ઓછપને પરિણામે થતા રોગ દારૂના સેવનથી વધી જતા અને શરીર ખોખાં થઈ જતાં. આજે સામાન્ય રોગો થાય. પણ દારૂને લીધે જે જે સુસ્તપણું વગેરે આવતાં ને મનશરીર મેલાં થઈ જતાં તે ઘટી ગયાં છે. આજે ન પીનાર શરીરોમાં ચેતન, સ્ફૂર્તિ ને સૌષ્ઠવ ચોખ્ખું દીપી આવે છે. ૫. વડીલો સાથે બાળકો પણ નાનપણથી દારૂનું સેવન કરતાં હતાં. એટલે મોટપણે તેઓ ગરાડી બનતાં અને તેમની શકિત નાનપણથી જ હણાઈ જતી તે શકિતનો વિકાસ થવાનો માર્ગ હવે ચોખ્ખો થયો છે, બાળકો પણ સ્વચ્છ અને ક્રમ્મતી જણાયાં છે. ૬. દારૂ પીવાનો મોટામાં મોટો ગેરલાભ વિચારશકિત ઉપર એનાથી થતી અસર હતો. પીનાર વર્ગની સ્વતંત્ર વિચારશકિત રૂંધાઈ જતી અને કાળી મજૂરીથી એ બોયડ થઈ જતો. દારૂમાં માલિકો મજૂર થયાના અસંખ્ય દાખલા અમને મળ્યા છે. દારૂબંધી પછી જનતા જાગ્રત ને સ્વતંત્ર વિચાર કરતી થઈ જણાઈ છે. અમે પૂછેલા સવાલોના વિચારપૂર્વક જવાબો અમને ગામે ગામથી મળેલા. વળી ત્રાસિત ભાઈઓ જાતે ફરિયાદ કરવામાં પણ પદ્ધતિસર માહિતી આપી શક્યા છે. એ વિચાર કરવાની ગયેલી શકિત એમને પાછી મળી એ નાનીસૂની સિદ્ધિ નથી. એમનામાંનું ડરપોકપણું પણ દૂર થયું છે. ૭. આ ઉપરાંત, દારૂના ખર્ચની રૂકાવટથી થયેલો આર્થિક બચતથી કપડાંલત્તાં, ઘરવખરી, જીવનધોરણ વગેરેમાં પણ ફેરફાર થયેલો જણાય છે. માણસો વધુ સુઘડ બન્યા છે. ૮ સામાજિક રીતરિવાજોમાં પડેલાં દારૂની રેલમછેલ થતી. એ સદંતર અટકી જવાથી લગ્ન વગેરે વ્યવહારવિધિઓમાં શાંતિ જણાય છે. ખોટા ખર્ચની બચત તો થઈ છે જ. ૯. એક દારૂનું વિરોધી અને દારૂબંધી પળાવનાર જૂથ ઉભું થયું છે તે મારફત હવેથી ઘણાં રચનાત્મક કાર્યોનો સ્વીકાર અને પ્રચાર એમાં કરવાનું સુલભ થયું છે. સાંસ્કારિક પ્રગતિનું આ નક્કર પગથિયું એ દારૂબંધીનો મોટો ફાયદો છે. ૧૦. દારૂબંધી થવાથી ગુનાના કિસ્સાનું પ્રમાણ પણ ઘટયું છે. એનું કારણ ગામડાંમાં થયેલ સંપ છે. સમસ્ત જનતાના એક દુશ્મન સામે થયેલ આમ-એકતા આ સંસ્કારપ્રદાનનો અમોલ મુગટ છે.

આ અસરની માત્રા જુદા જુદા વર્ગોમાં વધારે-ઓછા પ્રમાણમાં છે. ઉજળિયાત ગણાતી કોમો છે તેવી જ છે. તદ્દન જંગલી—ધોળકા, કુંકણા વગેરેમા સુધારો ઓછા પ્રમાણમાં માલુમ પડે છે. સંસ્કાર પામવાની કક્ષા સુધી આવ્યાં હોય એમ એ જણાય છે. જેમ વખત જશે તેમ ઉપરનાં તત્ત્વો એમનામાં વધુ દર્શન દેશે. વચલો વર્ગ—ચોધરી, ઢોળિયા, નાયકાં, દુબળા વગેરેમાં આ તત્ત્વો વધુ ખીલેલાં છે. પહેલી બે જ્ઞાતિઓમાં પ્રમાણ વધુ છે. સ્થાનની દષ્ટિએ કરચલિયાથી નીચેનો ભાગ ઉપરના કરતાં વધુ સંસ્કારી જણાય છે. જ્યાં કાર્યકર્તાઓ છે ત્યાં બીજાં ગામ કરતાં અસર વધુ જણાય છે.

પુના, અલગટ, મહુવરિયા અને ભોરિયામાં આની તપાસ વધુ પદ્ધતિસર કરી હતી. પુનામાં વીસમાંથી પાંચ છ છાપરીઓ સિવાય બીજી સ્વચ્છ જણાઈ હતી. એમાં રહેતી સ્ત્રીઓ, સુઘડ, ચોખ્ખી ને સ્વચ્છ જણાઈ હતી. બાકીનામાં અસ્વચ્છતાનું કારણ ગરીબાઈ જણાયું હતું, છોકરાં વગેરે પણ ઠીક દશામાં હતાં. બે ધોળકાની ઝૂંપડીઓ તદ્દન જંગલી અવસ્થામાં હતી. એ બે માસથી જ જંગલમાંથી આવ્યાં છે. જ્યારે એની જ સરખામણીમાં દારૂ ન પીનાર વર્ગની રહેણીકરણી સુધરેલી જણાઈ હતી, હવે દારૂ ન પીનારાઓના છોકરાં કેળવણી લેતા થયાં છે. પહેલાંના દારૂડિયાં માબાપ હવે સમજતા થતાં છોકરાંને કેળવણી આપવામાં રસ લેતાં થયાં છે.

આ બધું દારૂબંધીના પ્રતાપે છે. જનતા એ અમૃતના રસ ચાખી અમર બનવા માંડી છે.

**બીજા વહેમો અને દોષો**

દારૂને મહાનદી ગણીએ તો આ અનિષ્ટો તેમાંથી ફૂટતી નદીઓ અને ઝરણીઓ ગણાય. એ મુખ્ય

ચક્રની આસપાસ ઉપચક્રો રૂપે અનેક વહેમો હજી ચાલુ છે જો કે દારૂ બંધ થતાં તેમની સત્તા ઘટી ગઇ છે અને એ વહેમો પણ ૫૦ ટકા ઘટી ગયા છે છતાં તેની અસર જોતાં એને વિષે ટૂંકી નોંધની આવશ્યકતા રહે છે.

૧. આ લોકો **ભૂતપ્રેતમાં** માને છે, દેવીવર્ષથી છોડનાર, શિક્ષિત કે મોક્ષમાર્ગી બનેલા સિવાય ઘણી વસ્તી ભૂતપ્રેતોમાં માને છે, અહીંનો એક ખાસ રિવાજ ખતરાં પાળવાનો છે. ઘરમાંથી કોઇ માણસ મરી જાય કે તુરત પાછળ વાડામાં કે દિવાલને અડકાડી એના નામની એક લાકડાની ઢીંગલી કે પથ્થર મૂકવામાં આવે છે. દર વર્ષે શ્રાદ્ધને બદલે એ ખતરાંનું પૂજન કરવામાં આવે છે અને બકરાં, મરઘાં વગેરે વધેરી, સેંદીના ચાલ્લા કરી એ પ્રસાદ વહેંચવામાં આવે છે. દારૂના જમાનામાં લોકો ચકચૂર બનીને આ પર્વો ઉજવતાં. ૪૦–૫૦ ટકા વસ્તી હજી આ માન્યતા ધરાવે છે. લગભગ દરેક ગામની રાનીપરજ વસ્તીમાં આ રિવાજ માલુમ પડ્યો છે.

પૂર્વજોની સ્મૃતિ કાયમ રાખવા આપણે ફોટા કે ચિહ્નો રાખીએ છીએ તેમ એ ખતરાં રાખે તેનો વાંધો કોઇને ન હોય; પણ આ અમાનુષી કૃત્યો સહી ન શકાય. જંગલો પાસે છે ને પજવતાં હિંસક પ્રાણીઓનો ભોગ આપે તો તો વીરતા કહેવાય. પણ મૂંગા પ્રાણીને મારવાથી પૂર્વજોની દેવી કેમ રાજી થતી હશે ? હસવા જેવું તો એ છે કે જ્યાં આ ખતરાં મૂકી રખાય છે. ત્યાં ચોખ્ખાઈ જેવું ય નથી હોતું, માત્ર બે ત્રણ ઠેકાણે જ ખતરાં ઉપર મંદિર જેવી છાપરીઓ (આખા ક્ષેત્રમાં મળી) અમે જોઇ શકેલા ! આ તત્ત્વો સમજાવી આ રિવાજ ચાલુ રહે તેવો ઉપાય કરવો જોઇએ.

૨. બીજી તરફ ગામની કે સ્થળની **દેવી અને ચોસઠ જોગણીઓને** લોકો સામુદાયિક રીતે માને છે. રોગ થાય, બાધા આખડીઓ મનાય ને માટલાં ચડાવી ભોગ અપાય. દારૂ બંધ થયો. પણ વહેમ ચાલુ છે. જો ખતરાંને કે દેવીને ભોગ ન આપે તો એમનું સત્યાનાશ વળી જશે એ બીક હોય છે. કેટલાંક કુટુંબો ન માનતાં હોય તો ય દેખાદેખી ને વહેવારને લીધે આમ કરવું પડે છે એમ મહુવરિયા, કઢૈયા, ધડોઇ, વાવરા વગેરે સ્થળોએ એમને કહેવામાં આવ્યું હતું. "દેવલી માડી" આ ભાગમાં ઘણી પ્રખ્યાત છે. ને ત્યાં તૂટેલાં ને લોહીમાંસ છાંટેલા માટલાના ઢગલે ઢગલા પડ્યા છે. કોઈ એના ઉપર છાપરું ય બાંધતું નથી. આ દાલ્લાં પાછળ મોટો આર્થિક વ્યય થાય છે. ને ખાવાના સાંસા પડે છે એવાં કુટુંબોની ભાંગીતૂટી બચત પણ આમાં જતી રહે છે.

૩ **ભુવા** : રોગ મટાડવા દેશી, વિલાયતી કે ઘરગથ્થુ દવાઓ વાપરવાને બદલે હજી ય ભુવા બોલાવે છે ને મંતરાવે છે. દારૂ બંધ થવાથી એમનું જોર ઘટ્યું છે. છતાં ય હજી ઘણો ય ભાગ ભુવા ઉપર આધાર રાખે છે. વલવાડામાં અમને આનો પ્રત્યક્ષ અનુભવ થયેલો, ત્યાં એક નાના બે વર્ષના છોકરાને તાવ આવેલો. તે તદ્દન ફિક્કો પડી ગયેલો. પણ ત્રીજે ઘેર દવાખાનું છતાં ભુવો આવેલો ને ગણુગણુતો. અમે પૂછ્યું તો ય સહજ હોય તેમ, ભુવાને કંઇ આપતો નથી. સગો છે વગેરે કહી એની તારીફ કરી. પણ હવે દારૂ ન મળવાથી ચા આપવામાં આવે છે, અને ભુવાનો ધંધો ભાંગી પડ્યો છે. પહેલાં છ સાત રૂપિયાનો ખર્ચ થતો તે બચત આથી થઇ છે.

૪ **ડામ**: નાનાં છોકરાંને બીજે ત્રીજે દિવસે પેટે ડામ દેવામાં આવે છે. શિક્ષિત કાર્યકર્તાઓને ત્યાંય આ પ્રથા અમે જોઇ છે. સ્ત્રી કેળવણીની આવશ્યકતા અહીં વધુ જણાઇ આવે છે.

[ ક્રમશઃ ]



જે વસ્તુ આપણે મેળવી હોય છે એ તો થઈ ગયેલી હોય છે : આનંદનો આસ્વાદ તો વસ્તુ મેળવવા માટે મચ્યા રહેવામાં છે. [ મિરર ]





ધર્માંધતાનો ભોગ બન્યું, અને એ દેવનગરીની રહી-સહી જાહોજલાલી નષ્ટ થઈ ગઈ. અહમદશાહ અબ્દાલીના આ વિજયોથી સર્જાયેલું એનું અફઘાની રાજ્ય આજના પશ્ચિમ પાકિસ્તાનના પ્રદેશ પૂરતું મર્યાદિત હતું. વીસમી સદીમાં એ જ રાજ્યનો પાકિસ્તાનના રૂપમાં પુનર્જન્મ થયો.

મોગલાઈની કેન્દ્રસ્થ સત્તા નબળી પડતી હતી. એટલે દિલ્હીપતિ થવા માટે દખ્ખણમાંથી મરાઠાઓ અને વાયવ્યમાંથી અફઘાનોએ પોતાનો પુરુષાર્થ શરૂ કર્યો, અને એક દસકા સુધી આક્રમણો અને પ્રત્યાક્રમણોની પરંપરા બંને પક્ષે ચાલુ રહી.

અહમદશાહ અબ્દાલીની દિલ્હી પરની ચડાઈના સમાચાર દખ્ખણમાં પહોંચ્યા, એટલે પેશ્વાએ પોતાના નાના ભાઈ રાઘોબાને ઉત્તરમાં મોકલ્યો. એણે દિલ્હી કબજે કર્યું, પંજાબમાંથી અફઘાન સત્તા હઠાવી અને ઠેઠ અટક સુધી સ્વારી લઈ ગયો. એણે હિંદમાંથી અફઘાનોને હાંકી કાઢીને અટક પર ભગવો ઝંડો ફરકાવ્યો, ને મરાઠાઓનાં ઘોડાઓએ કાબુલનાં પાણી પીધાં. હિંદુ આક્રમણના પૂરની આ પરાકાષ્ટા હતી.

પણ વાસ્તવિક પરિસ્થિતિ શું હતી ?

શ્રી. જદુનાથ સરકાર કહે છે તેમ “રાઘોબાની આ ગૌરવભરી સિદ્ધિ વાસ્તવિક દૃષ્ટિએ તપાસતાં, રાજકીય રીતે એક પોકળ અને આર્થિક રીતે એક વાંઝિયો તમાશો હતો.” એનાથી પૂનાની તીજોરીમાં એક ફુટી બદામ ન આવી અને લશ્કરના ચડી ગયેલા પગાર ઉપરાંત પેશ્વા સરકારને એંશી લાખનું દેવું થયું.” રાજકીય રીતે અબ્દાલી સાથે નવી લડાઈ અનિવાર્ય બની.

રાઘોબાના વિજયોથી અહમદશાહ ખીજાયો અને એણે હિંદ પરની નવી સ્વારીની તૈયારી શરૂ કરી. રોહીલા સરદાર નજીબખાન જે મરાઠાઓનો કટ્ટો શત્રુ હતો એણે અબ્દાલીને હિંદ પર ફરી ચઢાઈ કરવાનું આમંત્રણ આપ્યું. ઈ. સ. ૧૭૫૯માં એ અહીં પાંચમી વાર ચઢી આવ્યો. એણે પંજાબમાંથી મરાઠાઓ ને મોગલોને હાંકી કાઢયા. એની આગેકૂચ રોકવા દત્તાજી શિંદે ગયો, એ શરૂઆતમાં ફાવ્યો. પણ ઈ. સ. ૧૭૬૦માં બરૌનના ઘાટની લડાઈમાં માર્યો ગયો, અને મરાઠાઓ પાછા ભાગ્યા.

અહમદશાહ અબ્દાલીની આગેકૂચ અટકાવવામાં જનકોજી શીંદે અને મલ્હારરાવ હોળકર જેવા કસાયલા સરદારો નિષ્ફળ નીવડયા છે, એ સમાચાર પૂના પહોંચ્યા, એટલે પેશ્વા બાલાજી બાજીરાવે પોતાના ભાઈ સદાશિવરાવ ભાઉ અને મોટા દીકરા વિશ્વાસરાવને મોટું લશ્કર અને તોપખાનું આપી ઉત્તર હિંદમાં મોકલ્યા. સદાશિવરાવ ભાઉએ ઉદગીરમાંથી તાજો જ વિજય મેળવેલો હોવાથી, એનું માથું ગર્વથી ફરી ગયું હતું. બાલાજી બાજીરાવની ટૂંકી દૃષ્ટિની રાજનીતિથી મરાઠાઓ, પોતાના પુરુષાર્થમાં રજપૂતો, જાટો કે શિખોનો સહકાર મેળવી શક્યા નહિ. એ ઉપરાંત ભાઉએ વૃદ્ધ અને અનુભવી સરદારોની સલાહની અવગણના કરી. એ વખતના સૌથી શાણા હિંદુ રાજપુરુષ સુરજમલ જાટનું એણે અપમાન કર્યું અને કહ્યું કે, “સુરજમલ ખેડૂત છે અને હોલ્કર ભરવાડ છે.—એમની સલાહથી લડાઈઓ ન લડાય.” મરાઠા લશ્કર શિવાજીના જમાનાની શિસ્ત ગુમાવી બેઠું હતું. મરાઠાઓ ખુલ્લા મેદાનમાં લડતા હતા. અને એમની છાવણી મોગલ છાવણીની નઠારી નકલ બની ગઈ હતી. ભાઉએ ૩જી ઑગસ્ટ, ૧૭૬૦ ને દિવસે દિલ્હીનો કબજો લીધો. કબજો લીધા પછી મરાઠાઓએ દીવાનેખાસની ચાંદીની છત ઉતારી એમાંથી ૧૭ લાખ રૂ. મેળવ્યા. તેમ જ મરાઠા સૈનિકોએ દિલ્હીમાં શિસ્તરહિત લૂંટફાટ કરીને સ્થાનિક પ્રજાની સહાનુભૂતિ ગુમાવી. દિલ્હીમાંથી ભાઉને ધાર્યા પ્રમાણે પૈસા મળ્યા નહિ, અને એના કબજાથી ઉલટી એની મુશ્કેલીઓ વધી ગઈ. ઑગસ્ટની વચમાં એણે દિલ્હીથી ઉત્તર દિશામાં પ્રયાણ કર્યું અને ૨૯ ઑક્ટોબર ૧૭૬૦ને દિવસે એ પાણીપતના ઐતિહાસિક મેદાનમાં પહોંચ્યો. સામે પક્ષે અફઘાન લશ્કર મરાઠા લશ્કર કરતાં સંખ્યાબળમાં ચઢિયાતું હતું. મરાઠાઓ પાસે પાયદળ અને ઘોડેસ્વારો થઈને ૪૫,૦૦૦ સૈનિકો હતા, જ્યારે અફઘાન લશ્કરનું સંખ્યાબળ ૬૦,૦૦૦



નું હતું. એમાં ૨૩,૦૦૦ ઘોડેસ્વાર અને ૭,૦૦૦ પાયદળ એ રીતે અબ્દાલીના પોતાના ૩૦,૦૦૦ સૈનિકો હતા, જ્યારે એને મદદ કરવા આવેલ હિંદી મુસલમાનોનું સંખ્યાબળ ૭,૦૦૦ ઘોડેસ્વાર અને ૨૩,૦૦૦ પાયદળ એ રીતે બીજા ૩૦,૦૦૦નું હતું. અબ્દાલીની પાસે ઊંચી જાતના ઘોડાઓ હતા, અને એનું તોપખાનું મરાઠાઓના તોપખાના કરતાં વધુ કાર્યસાધક અને ગતિશીલ હતું. એના અમલદારો બખ્તરો પહેરતા, જ્યારે મરાઠાઓને એની જરૂર જણાઇ નહોતી. શિસ્ત, સંગઠન અને સુવ્યવસ્થાની બાબતમાં અહમદશાહ અબ્દાલીના લશ્કરની સાથે સરખાવી શકાય એવું એક પણ લશ્કર એ જમાનામાં આખા એશિયામાં નહોતું, અને આ બધા તત્ત્વોના ફળરૂપ એ સેનાના નાયકનું પ્રભાવશાળી વ્યક્તિત્વ હતું. નાદીરશાહની પેઠે અહમદશાહ પણ પોતાના પુરુષાર્થથી જ સૈનિકમાંથી સમ્રાટ થયો હતો.

હિંદુ નેતાઓમાં જ્યારે ફાટફુટ હતી ત્યારે મુસલમાન નેતાઓમાં એકસંપી હતી.

સદાશિવરાવ ભાઉએ રજપુતો અને જાટોનો સહકાર ગુમાવવા ઉપરાંત બીજી બે ગંભીર ભૂલો કરી. એણે અહમદશાહને જમના ઓળંગવા દીધી અને પાણીપતના મેદાનમાં નાહકના અઢી મહિના નાની નાની ઝપાઝપીઓમાં વેડફી નાખ્યા. આ સઘળા સમય દરમ્યાન અબ્દાલી એક બાજુ સુલેહની વાટાઘાટો ચલાવતો હતો અને બીજી બાજુ એના લશ્કરે મરાઠાઓને ત્રણ બાજુથી ઘેરી લઇને એમના દાણા-પાણી અને બળતણ બંધ કર્યાં હતા. છેવટે મરાઠા લશ્કરમાં ભૂખમરો ફાટી નીકળ્યો અને ભાઉએ આખરી ફેંસલો કરવાનો નિર્ણય કર્યો. ઇ. સ. ૧૭૬૧માં જાનેવારીની ૧૩મી તારીખે મકરસંક્રાંતિનો ઉત્સવ કરીને મરાઠાઓએ બીજા દિવસના છેવટના સંગ્રામ માટે તૈયારીઓ કરવા માંડી. એ રાત્રે રોહિલાઓના સરદાર નજીબખાને મરાઠી તોપખાનાના ઉપરી ઇબ્રાહીમ ગાર્દીને પોતાની પાઘડી મોકલાવી. સાંકેતિક સંદેશો કહેવડાવ્યો કે આપણે બન્ને પાઘડીભાઇ છીએ. તું અમારા ભેગો ભળી જા. એના જવાબમાં એ મુસ્લિમ વીરે પાઘડીમાં દારૂ ભરીને પાછી મોકલાવી. એને એવી જ સાંકેતિક ભાષામાં સૂચવ્યું કે મારો ધાર્મિક સ્વધર્મ ઇસ્લામ, પણ રાજકીય સ્વધર્મ તો વફાદારી. એટલે આપણો મેળાપ તો રણક્ષેત્ર ઉપર જ હોઇ શકે.

ભાઉએ છાવણીમાંનું તમામ અનાજ એકઠું કરી, પોતાના લશ્કરને વહેંચી દેવાનો હુકમ કર્યો. અને છતાં ય અનેક સૈનિકો અર્ધભુખ્યા રહ્યા અને હજારો સૈનિકો તદ્દન ભૂખ્યા રહ્યા.

૧૪મી જાન્યુઆરીએ મરાઠાઓએ પ્હો ફાટતાં જ પોતાનું આક્રમણ શરૂ કરી દીધું. મરાઠાઓને ભાઉએ ત્રણ પાંખોમાં ગોઠવ્યા હતા. કેન્દ્ર એની સરદારી નીચે હતું. ડાબી પાંખ ઇબ્રાહીમ ગાર્દીના, અને જમણી પાંખ મલ્હારરાવ હોલ્કર ને જનકોજી શીંદેના હાથ નીચે હતી.

સામી બાજુ અહમદશાહ અબ્દાલીએ કેન્દ્રમાં ૧૮,૦૦૦ અફઘાનો પોતાના વજીર શાહ વલીખાનની સરદારી હેઠળ મુકયા હતા. એની ડાબી જમણી બાજુ પાંચ પાંચ હજાર ઘોડેસ્વારો હતા. નજીબ અને સુજા ડાબી બાજુ હતા, જ્યારે જમણી પાંખ રહમતખાનની સરદારી હેઠળ હતી. અફઘાન સૈનિકો, તાજા, ધરાયલા ને ઉત્સાહી હતા. અબ્દાલીએ કટોકટીના વખત માટે ૧૫,૦૦૦ સૈનિકો અનામત રાખ્યા હતા. જ્યારે ભાઉએ પોતાની આખી યે સેના લડાઇમાં ઝીંકી હતી.

મરાઠાઓએ તોપમારાથી આક્રમણ શરૂ કર્યું. અને ઘેરાયલા વાઘના વિકરાળ ઝનુનથી અફઘાનો ઉપર તૂટી પડ્યા. મધ્યમાં ભાઉનો ધસારો એટલો ભારે હતો કે એની અડફેટમાં આવતું સૌ કોઇ ઊડી જતું. અબ્દાલીની જમણી પાંખ ઉપર ઇબ્રાહીમ ગાર્દી એટલા ઝનુનથી ત્રાટક્યો કે એના માણસોથી આઠથી નવ હજાર રોહિલાઓ માર્યા ગયા કે ઘાયલ થયા. બપોર સુધીમાં તો વિજય મરાઠાઓના હાથવેંતમાં હોય એમ લાગ્યું. અફઘાન લશ્કરની શિસ્ત શિથીલ થઇ ગઇ અને ચોમેર નાસભાગ શરૂ થઇ. શાહ વલી





ખાન અને બીજા અફઘાન સરદારો, ચોમેર ઘુમીને, "ભાઈઓ, ભાગ્યે આપણો આરો નથી. આપણો દેશ દૂર છે, જ્યારે મરાઠાઓનો દેશ પાસે છે." એમ કહીને મહામુશીબતે પોતાના લશ્કરનું ધૈર્ય ટકાવી રહ્યા હતા. આ સઘળા સમય દરમ્યાન અફઘાન સેનાના આત્મા જેવો એનો સેનાનાયક પોતાના શ્વેત અશ્વ ઉપર બેસીને, શાંત ચિત્તે બે મહાશક્તિઓનું તાંડવ નીહાળી રહ્યો હતો. હવે પ્રજાઓના ભાગ્ય નિર્ણય કરનારી સૈકામાં એકાદ વાર આવતી કટોકટીની પળ આવી પહોંચી. અને અહમદશાહ અબ્દાલીએ પોતાના એ પળ માટે અનામત રાખેલા ૧૫,૦૦૦ સૈનિકોને યુદ્ધમાં ઝંપલાવવાનું ફરમાન કર્યું. આ તાજા સૈનિકોએ યુદ્ધમાં ઝુકાવ્યું અને લડાઈની આખી બાજી ફરી ગઇ. ભાઉ અપૂર્વ શૌર્યથી ઝઝુમતો હતો, પણ એ શૌર્યનો હવે કાંઇ અર્થ રહ્યો નહોતો. સવા બે વાગે વિશ્વાસરાવ ગોળાથી વીંધાઇ ગયો. ભત્રિજાના મરણથી ઝનુને ભરાએલો ભાઉ હાથી ઉપરથી ઘોડા ઉપર બેઠો અને પોતાનો ઘોડો અફઘાન સેના ઉપર નાખ્યો. ઠેઠ સીકંદરના વખતથી હિંદુઓને દગો દેનાર હાથીએ ફરી એકવાર અહીં આગળ પણ દગો દીધો. ભુખ્યા, થાકેલા, લોહીલોહાણ અને હતાશ મરાઠાઓની બાવરી આંખો પોતાના માલીકને શોધી રહી. પણ એમણે ભાઉ કે વિશ્વાસરાવ બેમાંથી એકેને ન જોયા, એટલે એમનું ધૈર્ય ખૂટી ગયું, અને પોણા ત્રણ વાગે "એક આંખના પલકારામાં મરાઠા લશ્કર રણક્ષેત્રમાંથી કપુરની પેઠે અદ્રશ્ય થઇ ગયું."

ત્યારપછી હારેલા મરાઠા–લશ્કરના હજારો સૈનિકો, સ્ત્રીઓ અને બાળકોની અફઘાનોએ નિર્દય કતલ ચલાવી. મરાઠાઓના ઉત્તમોત્તમ નેતાઓ સદાશિવરાવ ભાઉ, વિશ્વાસરાવ, જનકોજી શીંદે, બળવંતરાવ મહેંદળે, ઇબ્રાહીમ ગાર્દી, અને સમશેર બહાદુર (મસ્તાનીનો પુત્ર) ઉપરાંત મહારાષ્ટ્રના મોટા ભાગના યૌવનધનને પાણીપતની લોહીતરસી ભૂમિ ભરખી ગઇ. અફઘાનોના હાથમાં ઘણી મોટી લૂંટ આવી.

આ ભયંકર વિપત્તિથી મરાઠાઓની આખા હિંદમાં હિંદુ સામ્રાજ્ય સ્થાપવાની યોજના ધુળધાણી થઇ ગઇ. પેશ્વાને દિલ્હીથી એક વેપારીએ સમાચાર મોકલ્યા કે: "બે મોતીનો નાશ થયો છે. બાવીસ સોનામહોરો ગુમ થઇ છે. અને ચાંદી ને ત્રાંબાના સિક્કાઓની નુકશાનીનો તો અંદાજ જ આવી શકે તેમ નથી." આ સમાચાર મળતાં જ પેશ્વા ભગ્ન હૃદયી થઇને ઈ. સ. ૧૭૬૧માં પૂના મુકામે મરણ પામ્યો. મહારાષ્ટ્રમાં ઘેરઘેર રડારોળ થઈ રહી, હજારો કુંટુંબો પોતાના આધારસ્થંભો જ ગુમાવી બેઠાં.

અઢારમી સદીના ઉત્તરાર્ધમાં હિંદની ભૂમિ પર એક પ્રશ્ન ઊભો થયો કે હિંદનો માલીક કોણ? હિંદુ કે મુસલમાન? એ પ્રશ્નનો જવાબ ખોળવા માટે, ઠેઠ કૌરવપાંડવોના વખતથી બંધુ–હત્યામાં રાચનારી, પાણીપતની લોહીતરસી ભૂમિ ઉપર, હિંદની બે સંસ્કૃતિઓ પોતાની સમસ્ત તાકાત સાથે એક બીજાની ઉપર ત્રાટકી અને એ પ્રશ્નનો ઇતિહાસે જવાબ આપ્યો: "હિંદનો માલીક હિંદુ કે મુસલમાન બેમાંથી એકકેય નહીં! બન્ને સંસ્કૃતિઓ એટલી બધી નિર્વીર્ય થઈ ગઇ છે કે બેમાંથી એકકેયના હાથમાં હિંદનું ભાવી સોંપી શકાય નહિ. પશ્ચિમ યુરોપથી આવેલી એક નવી વીર્યવાન સંસ્કૃતિ હિંદના સમાજ જીવનના પ્રવાહોને હવે પછી દોરવશે."

[ આવતે અંકે: **મરાઠા અને અંગ્રેજ** ]



## પ્રેમની પળે

આત્મતૃપ્તિઓ બધી અમે અતૃપ્ત રાખતાઃ
અમોલ પ્રેમની અનેક મૂલ્યવન્ત સિદ્ધિઓ.
અમે સુપ્રાપ્તિઓ બધી પળેકમાં જ પામતાઃ
સુસિદ્ધિઓ તણી સુઆશ પ્રેમની પળે જતી.

**જયન્ત પરમાર**

# માટીના ચહેરા

જીવરામ જોષી

## [૪]

થાક પછીનો આરામ મીઠો. એવી જ મીઠી પરિશ્રમ પછીની ઊંઘ. ભૂખ પછીનું ભોજન મીઠું. તરસ્યાને મીઠું પાણી. તેમજ અનુભવ પછીનું જ્ઞાન મીઠું. એ જ જીવનમાં ઊતરી શકે છે.

એક તો રાતનો ઉજાગરો. અને દિવસનો પૂરો થાક. હું એક જ ઊંઘે જાગ્યો. દિવસ ચઢી ગયો હતો. જાગેલાને જ પ્રકાશ છે, ઊંઘતાને તો અંધારું જ. જ્ઞાન એ પ્રકાશ છે, અને અજ્ઞાન એ જ અંધારું છે. અજ્ઞાનમાં બધા વિકારો ઠરે છે. દુઃખ, સંતાપ, દારિદ્રય, હીનતા એ બધાં અજ્ઞાનનાં અંગો છે. જ્ઞાનનાં ગુણ છેઃ સુખ, આનંદ, વિકાસ અને પરમશ્રેય. સતત સાધના એ જ્ઞાન પામવાનો એક જ માર્ગ છે. પ્રમાદ અને વિલાસ એ અજ્ઞાનનો માર્ગ છે. આ બન્ને માર્ગે થતા અનુભવો ભાવિની સમજ આપે છે. અનેક વિષયોનો બોધ કરાવે છે. અનુભવ વિનાનું જ્ઞાન કોરો ઉપદેશ બની જાય છે અને એવો ઉપદેશ તદ્દન નિરર્થક છે. એવા ઉપદેશની મારા પર ગાઢ અસર હતી.

મારા જાગ્યા પછી સાધુજી અને સંન્યાસીજી સાથે ઘણી ચર્ચા થઈ. અનુભવને અંતે હું સમજી શક્યો કે કેવળ ભાવનાઓ અને કલ્પનાઓનું જીવન જીવવા મથવું એ કેવળ અસંતોષનું જ કારણ બને છે. સાચી સમજ વિનાની ભાવનાઓ અને કલ્પનાઓ જીવનને ભમાવી મૂકે છે. ભમી જાય એ ત્યારે, સેવાના નામનો, સુધારાના નામનો અને ધર્મના નામનો ખળવો જગાડે છે કે એવા કોઈ મંતવ્યનો પ્રચારક બનીને પોતાના મિથ્યા અહંને પોષે છે, પરંતુ એનું અંતર તો અસંતોષની આગમાં બફાતું જ હોય છે. એવાં અસંતોષથી આત્માઓ સુધારકને નામે બુદ્ધિભેદ ખડો કરી સમાજને પીંખી નાખે છે. એ રીતે મુસ્લિમ, ઇસાઈ, બૌદ્ધ, આર્ય અને યહુદી આ પાંચ જથ્થામાં વહેંચાઈને માનવજાતિ અત્યારે ભયંકર ભાગલામાં છિન્નભિન્ન થઈ ગઈ છે. ક્યારે એક થશે એ તો પ્રભુ જાણે. પરંતુ આખી માનવજાત એક જ પિતાનું કુટુંબ છે, એ નિર્વિવાદ વાત છે છતાં ભાગલા.

આ બોધ મને લાંબે ગાળે થયો. સુધારક કે દેશસેવક હોવાના કે બનવાના આવેશમાં મેં અનેક ફૂદકા માર્યા હતા. બધા સુધારકો કે દેશભક્તો પોતાને સામાન્ય સમાજ કરતાં વધારે ઊંચા કે સમજદાર માનતા હોય છે. તેમ હું પણ મારી જાતને માનતો હતો. અંતે મારી એ અજ્ઞાન અવસ્થા હતી, એ હું સમજ્યો ત્યારે એ બાલીશ ભાવનાઓ ઉપર હસવું જ આવ્યું.

સાધુજી સાથે આખો દિવસ ચર્ચા ચાલી. મારા એક પણ તર્કને એમણે ટકવા ન દીધો. હું આશ્ચર્યમાં ગરક થઈ ગયો. જંગલમાં પડેલા આ નાગડા બાવાઓ આટલા બુદ્ધિમાન! મારા એ આશ્ચર્યનો ઉત્તર આપતાં પ્રેમથી મને સાધુજીએ કહ્યુંઃ જ્ઞાનને કોઈ વિષય અગમ્ય નથી. જ્ઞાન એ શાળામાં ભણવા માત્રથી મળતું નથી. તે માટે સાધના જોઈએ. એ વિના જ્ઞાન પમાતું નથી. તમારી બધી રાજનીતિ અને ધર્માચાર અમારે મન બચ્ચાંઓના ખેલ છે.

પણ મારે મન તો રાતનો હત્યા ખેલ હતો. આવા જ્ઞાનવાન સાધુ બલિદાનના નામે નિર્દોષ પ્રાણીનો વધ કરે, એ મને કોઈ રીતે સંગત ન લાગ્યું. અને દારૂ! ઉફ્ કેવું પાતક કર્મ!

મેં પૂછ્યુંઃ પણ આપનો ધર્માચાર મને અતિ વિચિત્ર લાગે છે. એક બાજુ તો આપ કહો છો કે, આચાર વિચાર એ વ્યવસ્થા ધર્મ છે. એને જડ રૂઢિ માનીને આચરનારો સમાજ અધોગતિ પામે છે.





તો પછી આપે બલિદાનના નામે જ બકરો હણી નાખ્યો, એ રૂઢિ નથી તો શું છે?

સાધુજી બોલ્યા : ના, સમજ વિનાનું ધર્માચરણ રૂઢિ છે. ઉચિત કે અનુચિત સમજ્યા વિના કંઈપણ કરવું એ જડતા છે. અમારું બલિદાન સંપૂર્ણ વૈજ્ઞાનિક પ્રયોગ છે.

હું દંગ થયો. હત્યા એ વૈજ્ઞાનિક પ્રયોગ? શાક્ત પંથ વિષે બીજો કશો બોધ નહોતો. કેવળ સત્યાર્થ-પ્રકાશમાં એનું ખંડન વાંચ્યું હતું, શાક્તપંથ એટલે મત્સ્ય, માંસ, મદિરા ઈત્યાદિ પંચ પ્રકારના ઉપાસક દુરાચારીનો પંથ, એવી માત્ર સમજ હતી.

તરત જ મેં સુણાવ્યું : તો તો મુસલમાનનો ગૌ-વધ એ પણ વૈજ્ઞાનિક યોગ જ હશે! અને આ બધાં કતલખાનાં પણ વૈજ્ઞાનિક પ્રયોગશાળા?

સાધુજી કહે : ના અને હા.

આટલું બોલીને સાધુજી ચૂપ થઈ ગયા. હું વધારે ઉત્તેજિત બન્યો. એમ કેમ!

સાધુજી બોલ્યા : એ ભાગવત તો મોટું છે. કહેવાથી સમજાય પણ નહિ. ટૂંકમાં કહું કે, આ જગતની સપાટી ઉપર આજથી દસ–વીશહજાર વર્ષો પહેલાં કેવળ ભારતમાં જ માનવજાતિ ઉચ્ચ ભૂમિકામાં હતી. ધીમે ધીમે આર્ય પ્રજાની જ્ઞાન–સંપત્તિ જગતના બીજા માનવોએ અપનાવી હતી. તેમાં અરબસ્તાન અને ઈરાન ઇત્યાદિ દેશોના લોકો આર્ય લોકો સાથે વધારે સંપર્કમાં આવવાથી આર્ય પ્રજાના સંસ્કારને અનુસર્યા. તેમાં શાક્ત સંપ્રદાયની બલિદાન-પ્રથા પણ તેમણે અપનાવી હતી. પરંતુ તેમાં જ્ઞાન નહોતું, દેખાદેખી હતી. તે જૂના સમયથી બકરાના અને ગાયોનાં બલિદાન દેવાતાં રહેલાં. તે રૂઢિરૂપે હજી પણ ચાલે છે. બીજુ કાંઈ નથી.

આ વિષય ઉપર મારે ઘણો વિવાદ થયો. અંતે સાધુજીએ મને પૂછ્યું : તારે ખરેખર, શાક્તપંથનું રહસ્ય જોવું છે?

મેં કહ્યું : હા.

સાધુજી કહે : તો વિવાદ છોડી દેવો પડશે. અને હું બતાવું તેમ કરવું પડશે.

મેં કહ્યું : ભલે.

પ્રાણીઓનો વધ એ પુણ્ય અને દારૂ પીવો એ સત્કર્મ શી રીતે કહેવાય! મારે એ સમજવું હતું. મને એટલો તો વિશ્વાસ બેઠો કે આ સાધુઓ સામાન્ય નથી. એમની બુદ્ધિમત્તા સ્વામી દયાનંદ કરતાં જરાય ઊતરે એવી નથી.

ત્યારે સાધુજીએ કહ્યું : કાંગડા જિલ્લો પંજાબમાં છે. તેનો મોટો ભાગ હિમાલય પ્રદેશમાં આવ્યો. ત્યાં જ્વાલામુખીનું દેવીસ્થાન છે. ત્યાંની સફર કરી નાખ. તારા બધા પ્રશ્નોનું નિરાકરણ થઈ રહેશે.

મેં કહ્યું : ક્યાં થઈને જવું. ત્યાં ક્યાં રહેવું? એ બધું મને વિગતવાર સમજાવો. હું અવશ્ય જાઉં.

સાધુજી કહે : મરજીવાએ તો ડૂબકી જ મારવાની હોય, કેટલું પાણી હશે ને ક્યાં મોતી મળશે, એની માહિતી આપવા કોઈ ભોમિયા એની સાથે નથી જતા. "સ્વે સ્વે કર્મણ્ય, ભિરતઃ સંસિદ્ધિમ્ લભતે નરઃ"

મૂળે તો હું સાહસી, મને આટલું જ બસ હતું. નિર્ણય કરી લીધો. કાંગડા જિલ્લો અને જ્વાલામુખીનું નામ સંભારીને સાધુજીની વિદાય માગી.

સાધુજી કહે કુશલમસ્તુ! પણ જોજે હો, માર્ગમાં પ્રલોભન અને અડચણોનાં વિઘ્નો છે. એને પાર કરીશ તો જ પહોંચીશ.

આ તો પેલી લોકવાર્તામાંના માનકુમાર રાજકુંવરી માટે સોનાનું કમળ લાવવાની હોડમાં ચાલતાં, કોઈ બાબીબાવાને પૂછે છે ત્યારે જેવો ઉત્તર તે આપે છે, તેવો જ આ ઉત્તર.

હું ચાલી પડ્યો. ચઢીને ઊતરવું સહેલું છે. ચડવામાં જ પરિશ્રમ છે. સાધુજીએ બતાવેલી દિશા પકડીને પાછો વળ્યો. એ પહાડી માર્ગ! માર્ગ શાનો? કેવળ પગલાં મૂકીને આગળ જઈ શકાય તેવી સરળતા જ. ન ચીલો કે કેડી. એમ ને એમ ચાલતાં સાંજ થવા આવી. ન ગામ કે વસતિ. ન કોઈ ઢોરઢાંખર ચરાવનાર ગોવાળીઆ. સૂરજ આથમવાની અણી ઉપર આવ્યો ત્યારે ચિંતા થઈ. ક્યાંક ભૂલો તો નથી પડ્યો ને! ભલું પૂછવું. દિવસ હોય ત્યારે તો કોઈ ગામઠામ




પહોંચવાની આશામાં ધપ્યે જવાય. રાતે તો પડી જ રહેવાનું. આવી નિર્જન અને ઘેરી વનરાઇમાં.

ત્યાં કૂતરું ભસવાનો બોલ સંભળાયો. તે દિશામાં ચાલ્યો. આડ ધડ કોતર ને ટેકરી પાર કરતાં એક કૂવે પહોંચ્યો. ત્યાં પાણિયારી પાણી ભરે. મને જોતાં જ પાણિયારીએ એમને એમ દોરડું મૂક્યું છૂટું અને ઝડપ કરતી ચાલી પડી. વાડની છીંડીમાં પગ મૂકતાં એણે મારી સામે જોયું અને તરત મોં ફેરવી લઈને જતી રહી. તેના આ અભિનયમાં ચોખ્ખું દેખાઇ આવ્યું કે તે મારાથી ચેતી ગઇ છે. હું કોઇ હાનિકર માનવી હોવાની આશંકા ગઇ હશે.

હું તો જઇને કૂવાને ફરતા પડેલા પથ્થરોમાંના એક ઉપર બેસી ગયો. ત્યાં દૂર વાડ હતી. એની મેળે ઊગેલા થોરિયા ને બીજા એવા છોડની. જરા વાર થઇ કે છીંડામાં બેત્રણ ડોકાં વારાફરતી ડોકિયાં કરતાં દેખાયાં. મારો સ્વભાવ છે કે, પરિસ્થિતિ આવીને ઘેરી ન વળે ત્યાં સુધી તેને વટાવી જવા ફાંફાં જ મારવાં. વાર થાય તો જ પ્રતિકાર કરવો. મારે મન તો સંતોષનો પ્રસંગ હતો. આ અઘોર પહાડીમાં કોઇ રહેઠાણ ન મળ્યું તો રાત વીટમણામાં ગાળવાની હતી. આમ બેઠો છું ત્યાં ગાયોનું ટોળું હંકારતો એક માનવી આવતો દેખાયો. તે સાથે જ કૂતરો ભોંકારા કરતો આગળ ધસી પડ્યો પહેલાં તો તે જોશભેર દોડ્યો કે જાણે ઝટ ઝટ મારા જેવા શહેરી બેવકૂફને બચકે બચકે કરડી ખાય. પણ તેને ય પેલી બાઇની પેઠે ડર લાગ્યો હોય તેમ બેચાર ગજ દૂર અટકીને પાછે પગે ખસતાં ભસવાનું ચાલુ રાખવું પડ્યું. ગાયો લઇને ડોસો નજીક આવ્યો. વૃદ્ધપુરુષે મારી પાસે આવીને ક્યાંથી આવું છું એટલું જ પૂછ્યું. અંબાજી જવું છે પણ મોડું થતાં અહીં આવવાની મેં વાત કહી. મારો પોષાક અને બોલી ઉપરથી ડોસાને આદર ઊપજ્યો. હું કોઇ ચડિયાતો હોવાનું તેણે માન્યું. આદરથી મને તે પોતાને ઝૂંપડે લઇ ગયો. છીંડું વટાવીને મેં જોયું તો સપાટ ખેતર હતું. થોડે દૂર આ ખેડુની ઝૂંપડી હતી. જાતે રજપૂત હતા, બે દીકરા. બે ય પરણેલા. એક દીકરી હતી. ચારેક બળદ ને દસપંદર ગાયો. તેમાં હું એક વધ્યો. મકાઇના રોટલા ને દૂધ આવાં મીઠાં લાગે એ પહેલો જ અનુભવ આજે થયો. મકાઇ કદી ખાધેલી નહિ. મઝેથી જમીને ખાટલે પડ્યો.

ડોસાએ વાત માંડીઃ સાયબ, આ દીકરીનું સગપણ કીધેલું છે. તે વર પરણવા જ નથી આવતો. તે કેમ કરવું ?

ઓહ ! અહીં પણ એક નવલકથા જ રમતી લાગે છે ! એકેએક કુટુંબની પોતાની ભિન્ન નવલ-કથા જ હોય છે. કેવળ લખાવી જ બાકી હોય છે.

"કેમ ના પાડે છે ?" મેં પૂછ્યું.

ડોસો કહે : વરના મામાને મેં મારી નાખેલો.

અમદાવાદ જિલ્લાનો આ ડોસો હોત તો આમ કહેતાની સાથે જ એ પકડાયો હોત.

"હેં ?"

ડોસો કહે : તે નવરાતરામેં દુચકો કરીને ભાગેલો. મેં પાછળ પડીને તેને પકડ્યો. પછી અમે બંને લડ્યા. તેમાં તે મરી પડ્યો

"એમ કોઇને મારી નખાય ?" મેં કહ્યું.

ડોસો કહે : મેં મારેલો નહિ. હું કંઇ જાણું નહિ કે આ વરનો મામો છે. અંધારામાં ઓળખાયું નહિ. તેમાં તે મરી ગયો. મેં માર્યો નથી.

અંધારામાં નહિ ઓળખવાથી માર પડતાં મરી જનારને પોતે માર્યો છે, એવું ડોસો માનતો નથી. અજવાળામાં અને ઓળખ્યા પછી માર્યો હોય તો જ માર્યો ગણાય. ડોસાની આ કથા લાંબી ચાલી. ઊંઘ આવતા સુધી વાત ચાલતી રહી. ડોસાનો એવો આગ્રહ થયો કે હું કોઇ અમલદાર હોઉં તો એ વરરાજાને ડરાવી ધમકાવીને પરણવા તૈયાર કરું. જેમ તેમ ઉત્તર આપીને હું ઊંઘ્યો. એક ઊંઘે સવાર. દાતણપાણી કરીને ચાલવાની તૈયારી કરી. તાજું દૂધ દોવાતું હતું. ... ધમકારાએ સ્વાદ છોડ્યો.





શેરેક દૂધ પીધું. ચાલવાની તૈયારી કરી કે ડોસાએ વળી રાતની વાત કાઢી. મનેય મમ્મત સૂઝી. વિચાર કર્યો કે, લાવને થતું હોય તો કરી દઉં.

મેં પૂછ્યું : ક્યાં રહે છે વર?

ડોસો કહે : આ ડુંગરાની પાર.

મેં કહ્યું: ચાલો મારી સાથે.

ડોસાને લઈને હું વરને નેસડે ગયો. ત્રણ ચાર ઘરની આ વસાહત હતી. તેમાં વરનું ઘર અમીર ગણાતું. વરના બાપને મળ્યો.

મેં ધમકી આપી: એકવાર સગપણ કીધા પછી તોડી નંખાય જ નહિ. તમે છો રાજપુત. દાંતાના મહારાણાય રાજપૂત છે. આ તો ઠીક છે નહિ તો તમને પકડીને દાંતા જ લઈ જાય. રાજપૂત થઈને આવું કરાય જ કેમ? માટે પરણાવી દો. નહિ તો મારે મહારાણાઓને વાત કહેવી પડશે.

બિચારા અબોધ માનવીઓ! મને રાજાનો કોઇ કર્મચારી માની લઈ વરનો બાપ ડરી ગયો. વરનેય બોલાવ્યો. તેની પાસેય હા કહેવરાવી. પછી તો વરના બાપે ઘોડા પર બેસાડીને અંબાજી પહોંચાડી દીધો. વરનું ઘર મંડાયું અને આપણે સુખરૂપ અંબાજી પહોંચ્યા.

[ક્રમશઃ]



## ઉત્તરાયન

સખે, તુજ ગૃહે સખી પ્રિય પધારતી તાહરી
સલજ્જ નિજ અર્ધ્ય–આત્મ તનનો ધરી ભાવથી,
અને તું ય વધાવતો સહચરી તણી ઝાંઝરી
ઉદાત્ત નવયૌવને, સપનશીલ સૌહાર્દથી.

થતી સરલ માતની નયનપાંદડી આર્દ્ર ને
પિતાઉર ભિંજાય ધન્ય ક્ષણના સુધાવર્ષણે,
અહીં હરખઘેલ દ્વાર નવ ખોલવાનું વદે
તહારી ભગિની, હસે સૂચક ભાભીના ઓષ્ઠ એ.

સહર્ષ પુલકે ધરાવપુ અહીં સદા જેહણે
ઉછેરી નિજ ગોદમાં તુજ કુટુમ્બની વેલને,
અને મુજ સમો સખા તવ નવીન આ સખ્યને
પ્રસન્ન પ્રણયે નિમગ્ન ચિર આશુ પ્રાર્થી રહે.

સખે, મનુજને મળ્યું પરમ મિષ્ટ સૌભાગ્ય આ,
સખે, જીવ–નનાવનું અયન ઉત્તરે ભવ્ય આ.

**હસિત બૂચ**

# સાહિત્ય-કલા પરિશીલન

અંબુભાઇ પુરાણી

### કેટલાક વિચારવાના મુદ્દાઓ

સાહિત્ય અને કળાના કોઈપણ સર્જનમાં એનો વિષય યાને એની વસ્તુનું શું સ્થાન છે એ પ્રશ્ન વિચારવા જેવો છે. જીવનમાંનું અને જગતમાંનું સઘળું જ કલાની અને સાહિત્યની સામગ્રી થઇ શકે છે એમ અત્યારે તો સ્વીકારાયું છે. અધમમાં અધમ વસ્તુ, શુષ્કમાં શુષ્ક હકીકત, વ્યવહારમાં રોજ બનતી નિર્જીવ ઘટનાઓ સઘળું કલાનો—સાહિત્યનો વિષય બની શકે છે. નાનું સરખું પતંગિયું, કે પર્વતની ધાર ઉપર ઊગતું વનપુષ્પ સુંદર છે, તો અપરિમેય નીલમહાસાગર, ગગનચુમ્બી ધવલગિરિ કે કાંચન ગંગાનું શિખર, બપોરનું તરવરતું અસીમ આકાશ, સહરાનો અફાટ રણ–પ્રદેશ, એમનું પણ સૌંદર્ય છે. અત્યારે અતિઆધુનિક—મોડર્નીસ્ટ—ગણાતી કલા નિર્જીવ વિષયોને લઇને પોતાનાં સર્જનો કરવા ભારે પ્રયત્નો કરી રહી છે. વળી, આપણે એ સ્વીકારવું પણ પડશે કે વિષયની મહત્તાથી કાંઇ કલા–વિધાયકનું સર્જન મહાન ગણાવાને પાત્ર ઠરતું નથી. ઉદાહરણ તરીકે આપણા મહાન કવિ સ્વ. નાનાલાલે પોતાનાં ઘણાં સર્જનો માટે ઉચ્ચ કે મહાન ગણાય એવા વિષયો પસંદ કર્યા છે એમ ગણી શકાય. પરંતુ તેટલા ઉપરથી એમની એ કૃતિઓ કલા–સર્જનો તરીકે મહાન ગણી શકાય ખરી? વધારામાં સર્જકની પ્રતિભાને આપણે અમુક વિષય પસંદ કરવાનું ફરમાન કરી શકતા નથી. ઘણીવાર તો સર્જક પોતે પણ પોતાના વિષયની કે વસ્તુની પસંદગી બુદ્ધિ કે તર્ક વડે ભાગ્યે કરતો હોય છે. કેટલીક વાર તો વિષય એના માનસના ઉપર સવાર થઇ જાય છે અને સર્જન કરાવીને જંપે છે. આમ ઉત્તમ કે મહાન વિષયના સામાન્ય અને અધમ વિષયનાં ઉત્તમ ગણી શકાય એવાં સર્જનો સાહિત્યના ક્ષેત્રમાં ચર્તાં જોવામાં આવે છે.

આમાંના અધમ વિષય લઇને કરેલા સર્જનનું એક ઉદાહરણ અંગ્રેજ કવિ સી. ડી. એચ. લૉરેન્સ પૂરું પાડે છે. એણે સ્ત્રી–પુરુષના જાતીય સંબંધનો વિષય લઇને પોતાની કાવ્યરચના કરી છે. આના વિષે કેટલાક એવી ટીકા કરે છે કે એણે પોતાની કાવ્ય–પ્રતિભાનો દુરૂપયોગ કર્યો છે!—આ કથન કોઇ સર્જન વિષે મને અપ્રસ્તુત લાગે છે. હા, એમ કોઇ કહે કે "મને એ કલા રસાસ્વાદ નથી આપતી"—તો તે સમજી શકાય એવી ટીકા છે. કેટલાક એમ પણ કહે છે કે લૉરેન્સે પોતાની કવિતા માટે કોઇ બીજો વિષય પસંદ કરવો જોઇતો હતો. તો, એ પણ કલા-સર્જનની પ્રક્રિયાનું ભારે અજ્ઞાન જ સૂચવે છે. લૉરેન્સ જ્યાં સુધી લૉરેન્સ રહે ત્યાં સુધી બીજું સર્જન કરી શકે નહિ. અને એણે કરેલા સર્જનને પણ બીજા રૂપમાં વ્યક્ત કરી શકે નહિ. આવા ફરમાનો કલા અને સાહિત્યના ક્ષેત્રમાં અસ્થાને છે. સર્જકની કૃતિ જેવી હોય તેવી લઇને તેનું મૂલ્યાંકન કરવું એ જ યોગ્ય માર્ગ છે. વળી, કેટલાક સર્જકના જીવન વિષે જાણવાની કે ચર્ચા કરવાની જરૂર જુવે છે તે પણ વધારે પડતી છે, રા. જ્યોતિન્દ્ર દવેએ આ વિષે "રેખા"માં સચોટ રદીયો આપતાં દલીલ કરી હતી તે બરાબર છેઃ જો આપણે મોચીના હિંસા–અહિંસાના, નીતિ અનીતિના અભિપ્રાય કે આચાર જાણ્યા સિવાય એની પાસેથી જોડા લઇ શકીએ છીએ. અને જોડા વિષે અભિપ્રાય પણ આપી શકીએ છીએ તો કલા-સર્જકની કૃતિને પણ એ જ રીતે જોવી એ જ બરાબર છે. વળી, લૉરેન્સના સર્જનમાં સમાજના હિતની દૃષ્ટિનો અભાવ છે એવો આક્ષેપ પણ કરવામાં આવે છે એ મુદ્દા ઉપર વિચાર કરતાં પહેલાં રસાસ્વાદને માટે અધિકાર આવશ્યક છે અને પ્રત્યેક સહૃદયે એ અધિકાર માટે ફરી એવી તટસ્થતા કેળવવી જોઇએ. સમાજના બાહ્યાચારમાં જાતીય વિષય સામાન્ય રીતે ત્યાજ્ય ગણાય છે, એના ઉપર એક જાતનો ઢાંકપિછોડો પણ કરવામાં આવે છે. પરંતુ જીવનના સમગ્ર ક્ષેત્રનું તટસ્થ અવલોકન કરનારને જણાશે કે જીવનમાં—કેવળ ગ્રામ્ય, કેવળ અધમ કે પાશવ જીવનમાં જ નહિ પરંતુ સામાન્ય સંસ્કારી જીવનમાં અને શુદ્ધ દાંપત્યમાં તથા સ્ત્રી પુરુષના સંબંધોમાં જાતીય આકર્ષણનો, જાતીય સંબંધનો અનુભવ એક અગત્યનું સ્થાન લે છે. જેમની દૃષ્ટિ તટસ્થ અને નિર્વિકાર છે તેમો





એ પણ જોઈ શકે છે કે સમાજના એ ઢાંકપિછોડાની પાછળ જેમ સંકોચ, વિનય, સાંસ્કારિક મર્યાદા અને સંયમ રહેલાં છે તેમ દંભ પણ ઓછો હોતો નથી. એટલે કલાસર્જકના ઉપર જીવનની એ પ્રચંડ શક્તિના કાર્ય પ્રતિકાર્યવાળા ક્ષેત્રનો ત્યાગ કરવાનું ફરમાન આપણે છોડી શકતા નથી. સર્વમાન્ય એવા મહાકવિ કાલિદાસે કુમારસંભવ અને અન્ય કૃતિઓમાં એવો શૃંગાર વર્ણવ્યો છે, અર્થાત્, એ વિષયનો સ્વીકાર કર્યા પછી પ્રશ્ન રહે છે તે એની રજૂઆતનો, એની રીતનો છે. એટલે કે લૉરેન્સે એક કલાસર્જક તરીકે જાતીય આકર્ષણના વિષયને ગ્રામ્ય રીતે આલેખ્યો છે. અથવા તો, એની રજૂઆતમાં અસ્વાભાવિક અતિશયતા કે વક્રતા રહેલી છે એવી ટીકા કરી શકાય છે.

અને લૉરેન્સે પોતાપૂરતો, એ વિષયને અતિશયતા પૂર્વક રજૂ કર્યો છે એમ જરૂર કહી શકાય. પરંતુ એ વસ્તુને પણ આપણે અન્ય દૃષ્ટિબિંદુથી જોઈશું તો કદાચ આપણને જણાશે કે સમાજની સેવા કરવાનો સીધેસીધો હેતુ રાખ્યા વિના પણ એણે અજાણ્યે એ સેવામાં પોતાનો ફાળો આપ્યો છે. ઉપર આપણે જોઈ ગયા કે માનવ જીવનમાં, જેમ જીવન માત્રમાં સ્ત્રી-પુરુષના જાતીય સંબંધનું એક સ્વાભાવિક સ્થાન સર્વસ્વીકૃત છે. પરંતુ વાસનાની વૃત્તિ અતિ બળવાન હોવાથી જુદા જુદા સમાજોએ અને ધર્મોએ પણ એક પત્નીવ્રત ઉપર, લગ્નની સંસ્થાની પવિત્રતા ઉપર, તથા લગ્નને કેવળ સ્થૂલ શરીરના નહિ પરંતુ આત્માના સંબંધ તરીકે સ્થાપન કરવા ઉપર ભાર મૂક્યો છે જેથી તેના ઉપર સંયમ કેળવાય. વળી, સ્ત્રી-પુરુષનો જાતીય સંબંધ પ્રજાતંતુના રક્ષણ માટે, એટલે કે સમાજની પોતાની હયાતીને માટે—પણ આવશ્યક હોવાથી વાસનાનો સંયમ કરવા ઉપર ભાર દેવા છતાં કોઈ પણ સમાજે એનો સમૂળો ઇન્કાર કે ઉચ્છેદ કરવાની હિમાયત નહિ એ દેખીતું છે. અને છતાં, એકમાત્ર પાશવ વૃત્તિની તૃપ્તિ કોઈ લગ્નનો ઉદ્દેશ નથી એ મુદ્દાના ઉત્તર દેવા માટે ગૃહસ્થાશ્રમના ધર્મોનો સ્વીકાર કરવા ઉપરાંત બાળકનાં પાલન અને વિકાસની જરૂરનો, તથા પ્રત્યેક કુટુંબમાં કે કુળમાં રહેલો કોઈ શીલની, ચારિત્રના ઉત્કર્ષની ભાવના ઉપર, પતિ-પત્નીના સહધર્માચરણ ઉપર પ્રાચીન સમાજનેતાઓએ ભાર મૂક્યો છે અને તે યોગ્ય છે.

પરંતુ કામવાસના પોતે દુર્ધર્ષ છે, વાયુ જેમ નાવને બળપૂર્વક ધસડી જાય છે તેમ માનવના સમગ્ર ચિત્તતંત્રને એ વૃત્તિ આકર્ષક છે અને તેની સંકલ્પશક્તિની, સંયમની શક્તિની મર્યાદાનું એને ભાન કરાવે છે. મોટા મોટા મુનિવરોને એણે પોતાના એ બળ વડે ચળાવ્યા છે. લૉરેન્સ અને એના જેવા કલાકારો એ જાતીય આકર્ષણનું અને સંબંધનું જે સ્વાનુભવ-રસિક સર્જન કરે છે તેમાં એ ઉત્કટ, ઉદ્દંડ અને ઉગ્ર વાસના પોતાના લાલ ચટક અને બીજા ઘેરા રંગોમાં પણ રજૂ થાય છે. એવું સર્જન વાસ્તવિક હોવા ઉપરાંત અસરકારક પણ હોય એ સંભવિત છે. એટલું જ નહિ પરંતુ એ કલાસર્જનમાં રજૂ થયેલા પ્રબળ આકર્ષણના પડદાની પેલી પાર વિરાટ વિશ્વમાં એ વાસનાના સ્થાનને, એની શક્તિને એનાં જુદાં જુદાં પાસાંઓને તે એવી રીતે ચીતરે છે કે જાતીય આકર્ષણ પણ કેવું સમર્થ બળ હોઈ શકે છે તેનો સુંદર ખ્યાલ વાંચનારને મળે છે.

એમ કહેવામાં આવે કે સામાન્ય વાચક તો એ આકર્ષણની મધલાળમાં જ લપટાઈ જવાનો. જાતીય આકર્ષણ જો સ્વભાવથી જ દુર્ધર્ષ છે તો એને કોઈ પણ કલાસ્વરૂપમાં રજૂ કરવાની શી જરૂર છે? એના ઉત્તરમાં સૌથી પ્રથમ તો રસાસ્વાદના સમગ્ર ક્ષેત્રમાં અધિકારનું સ્થાન છે એ આપણે સ્વીકારવું પ્રાપ્ત થાય છે. એટલે જે વ્યક્તિ અધિકારી હશે તે એવા વાંચનથી એનામાં જે આકર્ષણ હશે તેના કરતાં ખાસ વિશિષ્ટ પ્રમાણમાં વધી જવાનો સંભવ બહુ ઓછો છે. કોઈ કોઈ વ્યક્તિની બાબતમાં તો એ આકર્ષણ વાંચનને લઈને ઓછું પણ થઈ જાય એ સંભવિત છે. પરંતુ વાંચનાર અધિકારી ન હોય

એમાં લોરેન્સનો વાંક ખરો ? જાતીય આકર્ષણ વિષે જો માનવ અધોમુખ હશે તો એને ઉત્તેજક સામગ્રીની ખોટ ભાગ્યે નડશે. કારણ કે એવા માટે તો પક્ષીની નરમાદાને। કે શ્વાનો જેવાં પ્રાણીઓનો જાતીય સંબંધ પૂરતી સામગ્રી આપનારો નીવડશે. વળી, એ વૃત્તિ દુર્ધર્ષ છે એટલા ખાતર કલાના ક્ષેત્રમાંથી એનો બહિષ્કાર યથાર્થ ગણી શકાય ખરો એ પણ વિચારવું જોઇએ. સમાજ એના પર અંકુશ મૂકે છે, નીતિ એનો સંયમ કરવાનો બોધ આપે છે અને આગ્રહ કરે છે છતાં ક્યાં એ સમાજમાંથી તે અદ્રશ્ય થઈ ગઈ છે ? વળી એક વસ્તુ દુર્ધર્ષ છે એમ જાણવું એ એક વસ્તુ છે, અનુભવવું એ બીજી વસ્તુ છે અને પોતાની અનુભૂતિમાંથી કલાનું સ્વરૂપ સર્જવું એ જુદી જ વસ્તુ છે !

લોરેન્સના ટીકાકારોના આક્ષેપોમાં સકારણતાનો જે અંશ છે તે કલાની દૃષ્ટિએ એ લાગે છે કે એણે જાતીય જીવનની પ્રવૃત્તિ જાણે કે માનવ ચૈતનાની એકમાત્ર પ્રવૃત્તિ હોય એ રીતે જોઈ છે, અનુભવી છે અને સર્જી છે. એને લઈ ને એનું સર્જન એક પક્ષવાળું થયું છે. તો સાથે સાથે તાદૃશ્યતાવાળું, તીવ્રતાવાળું અને વાસ્તવિકતાની ભભકવાળું પણ બન્યું છે. એવી પક્ષપાતી દૃષ્ટિને લઈ ને રસાસ્વાદમાં અંતરાયો ઊભા થાય છે. પરંતુ કલાસર્જકની સૃષ્ટિ એની અનોખી સૃષ્ટિ છે એટલું જાણ્યા પછી હું ધારું છું કે વાચનાર એવી તટસ્થ ભૂમિકા પર પહોંચી શકે છે જેમાંથી તે એવી પક્ષિલ રજૂઆતમાં રહેલી કલાત્મકતાનો આસ્વાદ કરી શકે. અને વિરાટ વિશ્વમાં કાર્ય કરી રહેલી કામવાસનાની એ પ્રબળ રજૂઆતમાં થઈને પણ અનંત સર્જકશક્તિનાં, તેની દિવ્ય રહસ્યમયતાનાં અને અપૂર્વતાનાં દર્શન પણ કરી શકે.

× ×

સઘળી વસ્તુઓ કલાનો વિષય થઈ શકે છે. એથી ફલિત થાય કે પાંચ વર્ષની યોજના, ડીસ્ટ્રીક્ટ બોર્ડનો ઠરાવ, દવાની ગોળીની જાહેરાત વગેરે પણ કલાના વિષયો થઇ શકે. આ ઉપરથી આપણે એ સ્વીકારવું પડે કે સૌંદર્ય સર્વત્ર છે અને કલાસર્જકની દૃષ્ટિ એને જ્યાં જુવે છે ત્યાં પોતાના સર્જન વડે અન્યને પણ બતાવી શકે છે.

એ મુદ્દામાં પણ બે વસ્તુઓ અધ્યાહાર રહે છે. એક તો એ કે કલાસર્જક 'સૌંદર્ય' જુવે છે—ભલે તેની દૃષ્ટિ આગળ પદાર્થ ગમે તે હોય. અને બીજું કે, તે આપણને એ 'સૌંદર્ય' બતાવે છે—વસ્તુ નહિ. આવી સર્વત્ર સૌંદર્ય જોનારી દૃષ્ટિ કેવળ કલા સર્જકની જ હોય છે એવું નથી. ભક્તની અને યોગીની દૃષ્ટિ પણ એ સર્વ સુંદરના દર્શન કરે છે. "જ્યાં જ્યાં નજર મારી પડે યાદી ભરી ત્યાં આપની"—એ પ્રમાણે કવિ જુવે છે તો "સહજ સમાધ ભલી, સંતો.

આંખ ન મુંદુ, કાન ન રૂંધું, કાયા કષ્ટ ન ધારૂં;
ખુલે નયન મેં હંસ હંસ દેખું, સુંદર રૂપ નિહારૂં."

એમ કબીર કહે છે અને ઉમેરે છે. "સબહી મૂરત બીચ અમૂરત, મૂરત કી બલિહારી"—

શ્રી અરવિંદ એમના "કલાને ખાતર કલા" એ વિષયના પત્રમાં પણ આ વિષે લખે છેઃ "યૌગિક ચેતનાની એક એવી અવસ્થા રહેલી છે જેમાં દૃષ્ટાની નજરે તે કાંઈ જુવે છે તે સઘળું સુંદર લાગે છે, કારણકે રેખા અને રૂપમાં તથા ગુણમાં અને શક્તિમાં આ વિશ્વનું શાસન કરનાર સચ્ચિદાનંદનાં શક્તિનાં જ આવિર્ભાવો છે,—કારણકે સર્વત્ર ગુપ્ત રહેલા પ્રભુના એ પદાર્થો છે. માનવની સામાન્ય સૌંદર્યગ્રાહક બાહ્ય ઇન્દ્રિયોને એ વસ્તુ સુંદર નથી લાગતી,—અને ખરેખર એ દૃષ્ટિએ સુંદર હોતી પણ નથી,—તેની અંદર બાહ્ય દૃષ્ટિ જે તત્ત્વ જોતી નથી તેવું વસ્તુના પોતાના સ્થૂલ સ્વરૂપથી "કાંઇક વધારે",— એવું "કિમપિ" તત્ત્વ યોગી જુવે છે. એટલે કે એ વસ્તુના સ્થૂલ સ્વરૂપની પાછળ રહેલા એના આત્માને, એના સૂક્ષ્મ તત્ત્વને જુવે છે. અલબત્ત, એ વસ્તુની રેખાઓ, રંગો અને સંવાદો અને આવિર્ભાવનાં બીજાં ન





જે પહેલી નજરે દેખાતાં નથી. તેમને પણ તે જુવે છે. તમે એમ કહી શકો કે યોગી પોતાની અંદરથી તે તત્ત્વ પદાર્થમાં મૂકે છે અને એ પ્રમાણે ઉમેરો કરીને તે પદાર્થનું રૂપાંતર કરી નાખે છે—જેમ કલાસર્જક પણ એવા જ પ્રકારનું કાંઈક કરે છે, પણ તેની તેમ કરવાની રીત ફક્ત જુદી હોય છે. ખરું જોતાં, એ તત્ત્વ એ પ્રમાણે દ્રષ્ટામાંથી ઉમેરાય છે એ વિચાર બરાબર નથી. યોગી જ જુવે છે, કલાસર્જક જે સૌંદર્ય જુવે, તે છે. એમની દૃષ્ટિ પદાર્થોનું રૂપાંતર કરી નાખે છે કારણ કે એ દૃષ્ટિ કાંતિનું દર્શન કરાવનારી છે. એટલે કે પદાર્થ દેખાતો હોય છે તે એના બાહ્ય દેખાવની પાછળ જે 'કિમપિ' તત્ત્વ વધારાનું રહ્યું છે અને જે પદાર્થ પોતે જ છે તે "કાંઈક વધારે" ને પણ જુવે છે.

આમ કલાવિધાયકની તેમ યોગીની દૃષ્ટિએ એક પરમ સંવાદ સર્વત્ર વ્યાપેલો હોઈ સર્વ પદાર્થો સૌંદર્યની અભિવ્યક્તિના વિષયરૂપ બની શકે છે. આ તો આપણે મૂળ પ્રશ્નની વિચારણામાં પાછા એ સ્થાને પહોંચ્યા છીએ કે સઘળું સુંદર હોઈ શકે છે, દરેક વસ્તુમાં સુંદરતા છે, એટલે પછી એમાં ચડતા ઉતરતી કક્ષા કે પ્રકારને સ્થાન જ નથી રહેતું !

આનો ઉત્તર શ્રી. અરવિંદ એ જ પત્રમાં આ પ્રમાણે આપે છે: "યોગી જે વિશ્વવ્યાપી સૌંદર્યનું દર્શન કરે છે તેમાં સઘળું સુંદર બને છે એ ખરું છે પરંતુ તેથી બધી વસ્તુઓ એક જ ભૂમિકા પર આવી જતી નથી. આ સર્વવ્યાપી સૌંદર્યમાં ચડતાઉતરતી પાયરીઓ રહેલી છે. અને એના મૂલ્યનો આધાર ચેતનાની જે વિભૂતિ પ્રગટ થાય છે તેના ઉપર રહેલો છે. એટલે કે ઊર્ધ્વગતિ કરી રહેલ શક્તિ અને આનંદ જેટલે અંશે વસ્તુમાં અભિવ્યક્તિ પામે છે તેના ઉપર એનો આધાર રહે છે. સઘળું જ પ્રભુમય છે, પરંતુ કેટલીક વસ્તુઓ બીજી કરતાં વધારે દિવ્ય હોય છે.

કલાસર્જકના દર્શનમાં પણ મૂલ્યોની ચડતા-ઉતરતી શ્રેણી હોઈ શકે છે. ડોગબેટી અને માલ્વોલિયોનાં પાત્રોમાંથી શેક્સપિયર પોતાના નાટક પૂરતું અને તેથી સૌંદર્યનું મૂલ્ય ઉપજાવી લે છે. અને મેકબેથ અને લીઅરના પાત્રોની રચનામાં તે જેટલો સાદ્યંતપૂર્ણતા સાધનારો કલાવિધાયક છે તેટલો જ કાળજીવાળો તે એ પાત્રોના સર્જનમાં રહે છે. પરંતુ શેક્સપિયરની પ્રતિભાની સાક્ષી પૂરવા માટે આપણી પાસે ફક્ત ડોગબેરી અને માલ્વોલિયો જ હોત, મેકબેથ ન હોત, લીઅર ન હોત તો એ અત્યારે જેટલો મહાન નાટ્યકલાનો સર્જક ગણાય છે તેટલો મહાન ગણાત ખરો? એક યા બીજા વિષયમાં પોતાનામાં જે વિવિધ શક્યતાઓ રહેલી હોય છે તેમાં જ એમની વચ્ચે ઘણો મહાન ફેર પડી જાય છે. એપેલ્સની "દ્રાક્ષ"નું ચિત્ર એવું હુબહુ હતું કે પંખીઓ તેને ચાંચો મારવા આવ્યાં એમ કહેવાય છે. પરંતુ ફીડીયાસે ઝયુઝની જે પ્રતિમા બનાવી છે તેમાં સૌંદર્યનો—કહો રસનો વધારે સંભાર રહેલો છે. એટલે કે એમાં ચેતનાનું જે તત્ત્વ પ્રગટ થયું છે તે પોતે જ દ્રાક્ષમાં પ્રગટ થતા તત્ત્વ કરતાં ઘણું મહાન છે. આમ હોવાથી તેની અભિવ્યક્તિ કરનાર આનંદનું તત્ત્વ પણ વધારે છે, અને સૌંદર્યનું મૌલિકતત્ત્વ પણ વધારે મહાન બને છે,—જો કે સૌંદર્ય નામનો સાર એ બન્ને કલાસર્જકો સરખા સૌંદર્ય સર્જક પૂર્ણતા સાથે કદાચ સાધી શકતા હશે.

"એનું કારણ એ છે કે જેમ આયોજનના પ્રયોગનું પાટવ કલામાં સર્વસ્વ નથી, તેમ સૌંદર્ય પણ કલાનું સર્વસ્વ તત્ત્વ નથી. એટલે કે કલા એટલે કેવળ આયોજન, યા તો, કલા એટલે સૌંદર્ય મંડિતરૂપ કેવળ એ વિચાર સંપૂર્ણપણે સાચો નથી. કલા એટલે સૌંદર્યનું સર્જન કરનાર દર્શનની અને એ સર્જનના કાર્યવાહનમાં સંપૂર્ણતાવાળી, પરિસ્થિતિમાં ચેતના પોતાની જે અભિવ્યક્તિ કરે તે, બીજી રીતે એમ કહી શકાય કે કલામાં કેવળ સૌંદર્યના તત્ત્વનું જ મૂલ્ય જોવાનું હોતું નથી. પરંતુ એમાં પ્રગટતું જીવનનું મૂલ્ય, બુદ્ધિતત્ત્વનું અને આત્મતત્ત્વનું મૂલ્ય પણ જોવાનું હોય છે. કલાસર્જક કેવળ પોતાની ચેતનાથી શક્તિઓને જ રૂપમાં પ્રગટ કરે છે

# રસિકા

મ. ઉ. મહેતા

સુંદરલાલ માસ્તરે જ્યારે પોતાની ત્રીજા માળની ઓરડીનું તાળું ખોલી, સાંકળ ઉઘાડી, તાળું પાછું નકૂચામાં સાવચેતીપૂર્વક બંધ કરી, ચાવી ખિસ્સામાં મૂકી બારણું ઉઘાડ્યું ત્યારે પોતાની ગેરહાજરીમાં પોસ્ટમેને નાખેલા એક પત્ર પર લાગલી જ નજર પડી. સહજભાવે કાગળ ઉપાડી ક્યાંથી આવ્યો છે એ જ માત્ર જોઈ તેને બારી પર મૂકી કોટ ટોપી ઉતાર્યાં. પછી એક ખાલી પડેલા ગ્લાસમાં ઝીણવટભરી નજર ફેંકી, એકાદ ફૂંક મારી પાણી ભરી પીધું. બારી પરથી કાગળ ઉઠાવી, પોતાના નિયત આસને જઈ બેસીને પત્ર વાંચવામાં જીવ પરોવ્યો.

તમે કહેશો નામ ભલે લોભાવે તેવું રાખ્યું, પણ જે રીતે તમે એને ઓળખાવ્યો તે જોતાં ઘરડો ખખ થઈ ગયો હોવો જોઇએ. ભલેને તમે એની ઉમર ન જણાવી પણ તેથી ય એના વર્તનમાં જે ઠરેલપણું દેખાડ્યું તે કોઇ હિસાબે એમ કહેતું નથી કે એ જુવાન હોય! પણ હું કહું છું તમારી માન્યતા ખોટી છે. સુંદરલાલ જુવાન હતા અને એ પણ ૨૦–૨૫ વર્ષના જુવાન. કાઠિયાવાડના કોઈ નાના ગામડામાંથી પાંચેક વર્ષ પહેલાં મેટ્રિક પાસ કરી અમદાવાદ આવેલા.

આવેલા ત્યારે એક પેટી લાવેલા, તેમાં ઘણું કરીને થોડાં લુગડાં અને થોડી ચોપડીઓ હતી. આજે એની નાની ઓરડીમાં બે ત્રણ ખુરસીઓ, એક નાનું ટેબલ અને ટેબલ પરનું એલાર્મવાળું ઘડિયાળ વગેરે વસ્તુઓનો ઉમેરો થયો હતો. ઓરડીમાં જ ફેરફાર થયો એમ નહિ, ખુદ પોતામાં ય ખૂબ ફેરફાર આ પાંચ વર્ષના ગાળામાં થઇ ગયો હતો. ધોતિયાને બદલે પાટલુન, સ્લીપરને બદલે બાટા કંપનીના ચકચકતા કાળા બૂટ અને ચોટલી વિનાના સંભાળપૂર્વક ઓળેલા વાળ જોઇને હું ચોક્કસ કહું છું કે તમે એ સુંદરલાલ જ છે એમ ખાત્રીપૂર્વક નહિ કહી શકો! રજાઓમાં ઘેર જતા ત્યારે કોઇને ભૂલેચૂકે ય એમ ન કહેતા કે પોતે માસ્તર છે. પોતાની આબરૂ જાળવવા માટે આમ તેને કરવું પડતું. આપણે એને ઑફિસર માસ્તર કહીશું તો ચાલશે. પણ જો જો, "માસ્તર" શબ્દ નરો વા કુંજરો વા જેમ બોલવો પડશે, નહિતર તેઓનો મુખચંદ્ર વિલાઈ જશે, કહી દઉં છું!

ગામડાની ગરીબી દેખેલી એટલે જે કંઇ પૈસા કમાતા તેને કદી ય ખોટી રીતે વાપર્યા નથી એ હું શરત લગાડીને કહી શકું છું. સિનેમા પોતે ન જોતા પણ કદિ ય કોઈ સિનેમાનો શોખીન મહેમાન કે સંબંધી આવતા તો તેને સિનેમા સુધી લઇ જઇ. મોટાં મોટાં પાટિયાંઓ વંચાવી ફોટાઓ દેખાડી કહેતા—"ચાલો, હવે બીજું સિનેમા જોઈએ."

તમે કહેશો તેવું ભણતર ગણતર બધું ય ફોક! હોઇ શકે છે. પણ છતાં ય "ગણતર" શબ્દ તમારે કાઢી નાખવો પડશે. પૈસા સાચવવાની ગણત્રી તેનામાં ખૂબ હતી. હું જે વખતની વાત કરી રહ્યો છું તે વખતે છોકરાની સગાઈ કરતી વખતે છોકરીના મા–બાપના ખિસ્સા ભરવા પડતાં છતાં શરૂઆતમાં

---

એમ નથી, પરંતુ જે ચેતનાએ આ વિશ્વો અને તેમાંના પદાર્થો બનાવ્યા છે તે ચેતનાની શક્તિઓને પણ કલા રૂપમાં પ્રકટ કરે છે વેદાંતની દૃષ્ટિએ એ ચેતના સર્વત્ર સરખી વ્યાપીને રહેલા છે એ સ્વીકારવા છતાં પણ એના આવિર્ભાવમાં એની શક્તિ એકસરખી પ્રગટ થતી નથી. એક પ્રાકૃતજનમાં હોય છે તેના કરતાં એક વિભૂતિની અંદર એ ચેતનાની દિવ્યતાનો આવિર્ભાવ વધારે પ્રમાણમાં હોય છે. જીવનનાં અમુક સ્વરૂપોમાં આત્મતત્ત્વની અભિવ્યક્તિની શક્યતા જ બીજાં રૂપો કરતાં ઓછી રહેલી હોય છે." ("કલાને ખાતર કળા" પત્રમાંથી)

ઉપર જે વિચારસરણી રજૂ કરવામાં આવી છે તે ઉપરથી કલાસર્જનમાં વસ્તુનું યાને વિષયનું સ્થાન નક્કી કરવામાં આપણને પૂરતો પ્રકાશ મળી રહે છે.

★





જે પહેલી નજરે દેખાતાં નથી. તેમને પણ તે જુવે છે. તમે એમ કહી શકો કે યોગી પોતાની અંદરથી તે તત્ત્વ પાદાર્થમાં મૂકે છે અને એ પ્રમાણે ઉમેરો કરીને તે પદાર્થનું રૂપાંતર કરી નાખે છે—જેમ કલાસર્જક પણ એવા જ પ્રકારનું કાંઈક કરે છે, પણ તેની તેમ કરવાની રીત ફક્ત જુદી હોય છે. ખરૂં જોતાં, એ તત્ત્વ એ પ્રમાણે દષ્ટામાંથી ઉમેરાય છે એ વિચાર બરાબર નથી. યોગી જ જુવે છે, કલાસર્જક જે સૌંદર્ય જુવે, તે છે. એમની દૃષ્ટિ પદાર્થોનું રૂપાંતર કરી નાખે છે કારણ કે એ દૃષ્ટિ ક્રાંતિનું દર્શન કરાવનારી છે. એટલે કે પદાર્થ દેખાતો હોય છે તે એના બાહ્ય દેખાવની પાછળ જે 'કિમપિ' તત્ત્વ વધારાનું રહ્યું છે અને જે પદાર્થ પોતે જ છે તે "કાંઈક વધારે" ને પણ જુવે છે.

આમ કલાવિધાયકની તેમ યોગીની દૃષ્ટિએ એક પરમ સંવાદ સર્વત્ર વ્યાપેલો હોઈ સર્વ પદાર્થો સૌંદર્યની અભિવ્યક્તિના વિષયરૂપ બની શકે છે. આ તો આપણે મૂળ પ્રશ્નની વિચારણામાં પાછા એ સ્થાને પહોંચ્યા છીએ કે સઘળું સુંદર હોઈ શકે છે, દરેક વસ્તુમાં સુંદરતા છે, એટલે પછી એમાં ચડતા ઉતરતી કક્ષા કે પ્રકારને સ્થાન જ નથી રહેતું!

આનો ઉત્તર શ્રી. અરવિંદ એ જ પત્રમાં આ પ્રમાણે આપે છે: "યોગી જે વિશ્વવ્યાપી સૌંદર્યનું દર્શન કરે છે તેમાં સઘળું સુંદર બને છે એ ખરૂં છે પરંતુ તેથી બધી વસ્તુઓ એક જ ભૂમિકા પર આવી જતી નથી. આ સર્વવ્યાપી સૌંદર્યમાં ચડતાઉતરતી પાયરીઓ રહેલી છે. અને એના મૂલ્યનો આધાર ચેતનાની જે વિભૂતિ પ્રગટ થાય છે તેના ઉપર રહેલો છે. એટલે કે ઊર્ધ્વગતિ કરી રહેલ શક્તિ અને આનંદ જેટલે અંશે વસ્તુમાં અભિવ્યક્તિ પામે છે તેના ઉપર એનો આધાર રહે છે. સઘળું જ પ્રભુમય છે, પરંતુ કેટલીક વસ્તુઓ બીજી કરતાં વધારે દિવ્ય હોય છે.

કલાસર્જકના દર્શનમાં પણ મૂલ્યોની ચડતાઉતરતી શ્રેણી હોઈ શકે છે. ડૉગ્બેરી અને માલ્વોલિયોનાં પાત્રોમાંથી શેકસપિયર પોતાના નાટક પૂરતું અને તેથી સૌંદર્યનું મૂલ્ય ઉપજાવી લે છે. અને મેકબેથ અને લીઅરના પાત્રોની રચનામાં તે જેટલો સાદ્યંતપૂર્ણતા સાધનારો કલાવિધાયક છે તેટલો જ કાળજીવાળો તે એ પાત્રોના સર્જનમાં રહે છે. પરંતુ શેકસપિયરની પ્રતિભાની સાક્ષી પૂરવા માટે આપણી પાસે ફક્ત ડૉગ્બેરી અને માલ્વોલિયો જ હોત, મેકબેથ ન હોત, લીઅર ન હોત તો એ અત્યારે જેટલો મહાન નાટ્યકલાનો સર્જક ગણાય છે તેટલો મહાન ગણાત ખરો? એક યા બીજા વિષયમાં પોતાનામાં જે વિવિધ શકયતાઓ રહેલી હોય છે તેમાં જ એમની વચ્ચે ઘણો મહાન ફેર પડી જાય છે. એમેલેની "દ્રાક્ષ"નું ચિત્ર એવું હૂબહૂ હતું કે પંખીઓ તેને ચાંચો મારવા આવ્યાં એમ કહેવાય છે. પરંતુ ફીડીયાસે ઝયુસની જે પ્રતિમા બનાવી છે તેમાં સૌંદર્યનો—કહો રસનો વધારે સંભાર રહેલો છે. એટલે કે એમાં ચેતનાનું જે તત્ત્વ પ્રગટ થયું છે તે પોતે જ દ્રાક્ષમાં પ્રગટ થતા તત્ત્વ કરતાં ઘણું મહાન છે. આમ હોવાથી તેની અભિવ્યક્તિ કરનાર આનંદનું તત્ત્વ પણ વધારે છે, અને સૌંદર્યનું મૌલિકતત્ત્વ પણ વધારે મહાન બને છે,—જો કે સૌંદર્ય નામનો સાર એ બન્ને કલાસર્જકો સરખા સૌંદર્ય સર્જક પૂર્ણતા સાથે કદાચ સાધી શકતા હશે.

"એનું કારણ એ છે કે જેમ આયોજનના પ્રયોગનું પાટવ કલામાં સર્વસ્વ નથી, તેમ સૌંદર્ય પણ કલાનું સર્વસ્વ તત્ત્વ નથી. એટલે કે કલા એટલે કેવળ આયોજન, યા તો, કલા એટલે સૌંદર્ય મંડિતરૂપ કેવળ એ વિચાર સંપૂર્ણપણે સાચો નથી. કલા એટલે સૌંદર્યનું સર્જન કરનાર દર્શનની અને એ સર્જનના કાર્યવાહનમાં સંપૂર્ણતાવાળી, પરિસ્થિતિમાં ચેતના પોતાની જે અભિવ્યક્તિ કરે તે, બીજી રીતે એમ કહી શકાય કે કલામાં કેવળ સૌંદર્યના તત્ત્વનું જ મૂલ્ય જોવાનું હોતું નથી. પરંતુ એમાં પ્રગટતું જીવનનું મૂલ્ય, બુદ્ધિતત્ત્વનું અને આત્મતત્ત્વનું મૂલ્ય પણ જોવાનું હોય છે. કલાસર્જક કેવળ પોતાની ચેતનાથી શક્તિઓને જ રૂપમાં પ્રગટ કરે છે





લક્ષ્મી તરફ પૂરતી ઉદાસીનતા સેવી સરસ્વતી પર જ મુસ્તાક રહ્યા હતા. માનતા હતા કે મૅટ્રિકની સફળતાથી પોતાનામાં એક જાતનું જોરદાર આકર્ષણ તત્ત્વ દાખલ થઇ ગયું છે જેના જોરે કન્યાનાં મા-બાપો એક પછી એક અગર તો અસંખ્ય સંખ્યામાં પોતાના પગ ચૂમતા આવશે. પણ એમાં ય કંઈ વળ્યું નહિ. લક્ષ્મીનો પ્રભાવ જણાયો અને એ જણાતાં જ સુંદરલાલની વ્યવહારૂ બુદ્ધિએ સરસ્વતી પરનો ભરોસો છોડયો, અને એની સાથે આજ સુધી સંઘરી રાખેલો પૈસા આપીને તો ન જ પરણવું એ વિચાર પણ હાથમાંથી છૂટું છૂટું થઇ રહ્યો હતો.

જે ગણત્રી માટે આટલી તનતોડ મહેનત કરતા હતા તે જ બાબત આજનાં પત્રમાં હતી. પત્ર વાંચતા વાંચતા શરૂઆતમાં મોં પર આનંદના ભાવ ઠીક ઠીક ઊગતા હતા પણ એકાએક કોણ જાણે શું થયું કે પત્ર પૂરો કરી નીચે મૂકતાં એક ઊંડો દર્દભર્યો નિઃસાસો નીકળી ગયો! પત્ર પોતાના કાકાનો હતો. શરૂઆતમાં કન્યાનાં ભારોભાર વખાણ લખી છેવટના ભાગમાં જણાવ્યું હતું કે કામ કરવા જેવું છે. તું ભણેલ છે એટલે એકાદ હજારમાં પણ કદાચ પતી જાય. આ વખતે ના પાડતો નહિ. ભાઇ, જેટલું બચાવ્યું હોય તેટલું લઈને તુરત આવી જા. સિદ્ધાંતની પાછળ હેરાન ન થતો. સિદ્ધાંત વગરની દુનિયામાં તારા સિદ્ધાંતની કિંમતે ય કેટલી? વગેરે વગેરે.

આથી જ કહું છું કે પત્ર નીચે મૂકવાની સાથે દિલનાં ઊંડાણમાંથી એક નિઃસાસો પણ નીકળી પડ્યો.

પાણી પીવાની ઇચ્છા નહોતી છતાં ય માટલી પાસે જઇ થોડું પાણી પી, ટેબલ પાસે આવી ઊભો રહ્યો. ચારે તરફ જોયું, બધું ય સ્વચ્છ, સુઘડ હતું. ઘરમાં ક્યાંય રજનું નામ ન હતું. ગઇ દિવાળીએ પોતે હાથે જ રાતો રાત કરેલું છેલ્લું વ્હાઈટવૉશ હજી ય એવું ને એવું જ હતું. ક્યાંય ધૂળ સરખી ય બાઝી નથી. બધું જ સાફ—સ્વચ્છ. ટેબલ પરની ચોપડીઓ ઠેકાણે મૂકતાં બબડ્યો, મારે શા માટે પરણવું જોઇએ? મારે એવી કઇ જરૂર છે? રૂપિયા કંઇ મફત નથી આવતા, લોહીનું પાણી કરીને પૈસા મેળવીએ છીએ તે કંઇ બીજાના ગજવા ભરવા નહિ! છોકરીનો બાપ અને છોકરી પડે ચૂ...

હા, આટલો બધો સુંદરલાલ ખીજાઇ ગયો હતો. એમાં જરાય ખોટું નથી.

આરીસા સામે ઊભા રહી ટોપી પહેરી, વાળ બરાબર સરખા કરી બહાર નીકળ્યો. તાળું મારતાં મારતાં મનમાં બોલ્યો: "નાતના જુવાનો જ નમાલા છે. બધા ય નક્કી કરે કે પૈસા આપીને પરણવું જ નહિ તો બેટાઓને ખબર પડી જાય, નાલાયકો... છેલ્લો શબ્દ આવેશપૂર્વક દેવાયેલા તાળાના અવાજમાં ભળી ગયો.

બહાર નીકળી થોડે દૂર આવેલી પાનવાળાની દુકાને જઇ પાન કેવું બનાવવું એની સૂચનામાં બધી બેચેની ખંખેરી નાખી. હમણાં હમણાં તમાકુ ખાવી શરૂ કરી હતી. તમાકુવાળી પાનપટ્ટી મોંમાં ચઢાવી. થોડીવાર ચાવી છેવટે સમસ્ત બેચેની, સારા નરસા વિચારો, સુખદુઃખને જાણે દૂર કરતો હોય તેમ જોર પૂર્વક થૂંકી નાંખ્યું.

પા કલાક ચાલીને પછી એક નાનકડી ગલીમાં જઈ એક મકાન સામે ઊભો રહી રાડ પાડી, જેના જવાબમાં એક ચારેક વર્ષની છોકરીએ રવેશમાંથી મોં બહાર કાઢી, કોણ છે જોઈ મલકાઈ, ધડધડ કરતી નીચે ઉતરી, સુંદરલાલનો હાથ પકડી ઉપર લઈ ગઇ.

'સુંદર કાકા છે બાપુ, સુંદરકાકા, આ દાખલો કેમે ય મળતો નથી જરા જુઓને! બાપુને બતાવી જોયો તો કહે છે, મને આવા ટચૂકડા દાખલા ન આવડે—મોટા મોટા હોય તો આવડે. તે કાકા, નાના દાખલા ન આવડે તો મોટા ક્યાંથી આવડે? કહે છે, તારા સુંદરકાકા આવીને ગણી દેશે. ગણી જ દેશે તો, એ તો સાહેબ છે. તમે વેપારી છો. તમને દાખલા



ક્યાંથી આવડે? હે સુંદરકાકા, તમને મારું આખું'ય ગણિત મોઢે છે!

સુંદરે મરક મરક હસતાં છોકરીને કહ્યું, 'હં', આખું'ય મોઢે.'

છોકરી વિસ્મયથી આભી બની સુંદર સામે જોઇ રહી તે ત્યાં સુધી કે માએ લગભગ ઉપાડી તેને જમવાની થાળી પર બેસાડી ત્યારે ભાન આવ્યું.

સુંદર પોતાના વેપારી મિત્ર વિનોદ, તેની સ્ત્રી કુસુમ અને નાની બાળકી સત્યવતીને જમતાં જોઇ રહ્યો, તેને પણ જમવાનો ખૂબ આગ્રહ કર્યો પણ, તમે જમી લો, હું બેઠો છું.' કહી ચોપડીમાં મોં ઘાલી સામે જે લોકો જમવા બેઠાં હતાં તેના પર નજર રાખી વાંચી રહ્યાનો ઢોંગ કરતો રહ્યો. કેવું સુખી કુટુંબ હતું?' પુરુષ અને સ્ત્રીની જે આંખેથી વાતો થતી હતી તે તેણે આજે જ જોઇ. તે આજે જ આમ બેઠો હતો એવું કંઇ નથી. ઘણી ય વખત પોતે આમ સામે જ બેસી આ લોકોને જમતાં જોયાં હતા. કાકાનો કાગળ યાદ આવ્યો. 'કન્યા પોપટડી જેવી છે.' 'પોપડી જેવી' તે મનમાં બબડ્યો.

વિનોદ જમીને સુંદર પાસે આવી આડો પડ્યો, કુસુમે વાસણ કાઢ્યાં. તેની ચકોર આંખોએ કંઇક જોયું અને હાથ ધોઇ, એક ઓશીકું લાવી વિનોદના માથા નીચે રાખી પાછી કામે વળગી, સત્ય પાછી પોતાનાં લેસનમાં ગૂંચવાઇ.

ઓસીકું મૂકવાના પરિણામે વિનોદના મોં પરનો આછો સંતોષ સુંદરની આંખે આજે ચડ્યા વિના રહ્યો નહિ.

'ગમે તેમ, બે પાંચ હજારનું પાણી કરી આવી સગવડતાઓ નથી જોઇતી. એકદમ ઊઠી, "પછી કોઇ વખતે આવીશ, હજી જમવાનું બાકી છે" કહી સડસડાટ કરતો દાદરો ઊતરી ગયો.

લૉજમાં જઇ અધું' ભાણું મંગાવ્યું. લાવનારની સામે આજે જ તેણે ઘૃણાની નજરે જોયું. પછી નીચી મુંડીએ ખાવા માંડયું. થોડીવારે દાળવાળો દાળ આપવા આવ્યો સુંદર તેના મેલાં લુગડાં તરફ, તેના શરીર તરફ અને તેણે પકડેલા વાસણ તરફ જોઇ રહ્યો વાટકીમાં દાળ દેતાં એક છાંટો પાટલુન પર પણ પડ્યો.

'દેખતો નથી શું?'

'હોય જાય એવું' કહી જે બન્યું એ કંઇ નવીન નથી એવું હાસ્ય મોં પર લાવી તે ચાલ્યો ગયો.

સામે જ એક અમદાવાદી ગૃહસ્થ જમતા હતા. અને પાસે બેઠેલાને સમજાવતા હતા કે, લૉજ એ લૉજ—કહેવું પડે. મારે ઘર છે, સ્ત્રી છે, છોકરાં છે, બધું ય છે. ઘેર જમવાનું પણ સારું થાય છે પણ મહિનામાં એકાદ વખત તો "પેટમાં દુઃખે છે" કહી અહીં જમ્યા સિવાય ચેન પડતું નથી. કહી હો હો કરીને હસી પડી બધા જમનારનું પોતાના તરફ ધ્યાન ખેંચી, પાસેથી પસાર થતા ભાતવાળાને કહ્યું, ભાત આલ. વાડકી સરખી ભરજે. થોડા ઉપર તો આલ.

"વધારે ની આવે."

'મારા બેટા, નોકરો ય ફાટયા છે. ખવડાવ્યને, ક્યાં તારા બાપને આલવાનું છે! કેમ ખરું ને?' કહી પાસે બેઠેલાની સામે આંખ મીચકારી.

સુંદરને પહેલીવાર જ વિચાર આવ્યો, 'જેટલું આપે એટલું જ ખાવાનું', એથી વધારે જરાય નહિ! વધારે ખાવું હોય તો વધારે પૈસા.'

થોડીવાર પહેલાનું દશ્ય આંખ સામે ખડું થયું.

કુસુમ વિનોદને કહેતી હતી, 'હમણાં તમે ભાત ઓછો ખાવ છો!'

વિનોદે કહ્યું હતું, 'રોજના કરતાં આજે ચમચો વધારે લીધો એનો તું એવો અર્થ કરે છે?'

"ના, એ કંઇ નહિ. આટલો વધારે લેવો પડશે. ના પાડયે નહિ ચાલે."

બારે દિસે સુંદરલાલે હાથ ધોયા. હાથ લોતાં લોતાં આસપાસ નજર કરી. સેંકડો માણસો અહીં આવે છે. કોઇ ઘૃણા લઇને પણ આવે છે. કોઇ શોખથી ય આવે છે. ઉપરાંત કોણ કયા કારણે આવતું હશે શું કહી શકાય? જમી જમીને માણસો ' " ઉ—



ક્યાંથી આવડે? હે સુંદરકાકા, તમને મારું આખુંય ગણિત મોઢે છે!

સુંદરે મરક મરક હસતાં છોકરીને કહ્યું, 'હં, આખું ય મોઢે.'

છોકરી વિસ્મયથી આભી બની સુંદર સામે જોઇ રહી તે ત્યાં સુધી કે માએ લગભગ ઉપાડી તેને જમવાની થાળી પર બેસાડી ત્યારે ભાન આવ્યું.

સુંદર પોતાના વેપારી મિત્ર વિનોદ, તેની સ્ત્રી કુસુમ અને નાની બાળકી સત્યવતીને જમતાં જોઇ રહ્યો, તેને પણ જમવાનો ખૂબ આગ્રહ કર્યો પણ, 'તમે જમી લો, હું બેઠો છું.' કહી ચોપડીમાં મોં ઘાલી સામે જે લોકો જમવા બેઠાં હતાં તેના પર નજર રાખી વાંચી રહ્યાનો ઢોંગ કરતો રહ્યો. કેવું સુખી કુટુંબ હતું? પુરુષ અને સ્ત્રીની જે આંખોથી વાતો થતી હતી તે તેણે આજે જ જોઇ. તે આજે જ આમ બેઠો હતો એવું કંઇ નથી. ઘણી ય વખત પોતે આમ સામે જ બેસી આ લોકોને જમતાં જોયાં હતા. કાકાનો કાગળ યાદ આવ્યો. 'કન્યા પોપટડી જેવી છે.' 'પોપટડી જેવી' તે મનમાં બબડ્યો.

વિનોદ જમીને સુંદર પાસે આવી આડો પડ્યો, કુસુમે વાસણ કાઢ્યાં. તેની ચકોર આંખોએ કંઇક જોયું અને હાથ ધોઈ, એક ઓશીકું લાવી વિનોદના માથા નીચે રાખી પાછી કામે વળગી, સત્ય પાછી પોતાનાં લેસનમાં ગૂંચવાઇ.

ઓસીકું મૂકવાના પરિણામે વિનોદના મોં પરનો આછો સંતોષ સુંદરની આંખે આજે ચડ્યા વિના રહ્યો નહિ.

'ગમે તેમ, બે પાંચ હજારનું પાણી કરી આવી સગવડતાઓ નથી જોઇતી. એકદમ ઊઠી, "પછી કોઇ વખતે આવીશ, હજી જમવાનું બાકી છે" કહી સડસડાટ કરતો દાદરો ઊતરી ગયો.

લોજમાં જઈ અધું ભાણું સંભાળ્યું. લાવનારની સામે આજે જ તેણે ઘૃણાની નજરે જોયું. પછી નીચી મૂંડીએ ખાવા માંડ્યું. થોડીવારે દાળવાળો દાળ આપવા આવ્યો સુંદર તેના મેલાં લુગડાં તરફ, તેના શરીર તરફ અને તેણે પકડેલાં વાસણ તરફ જોઇ રહ્યો વાટકીમાં દાળ દેતાં એક છાંટો પાટલુન પર પણ પડ્યો.

'દેખતો નથી શું?'

'હોય જાય એવું' કહી જે બન્યું એ કંઇ નવીન નથી એવું હાસ્ય મોં પર લાવી તે ચાલ્યો ગયો.

સામે જ એક અમદાવાદી ગૃહસ્થ જમતા હતા. અને પાસે બેઠેલાને સમજાવતા હતા કે, લૉજ એ લૉજ—કહેવું પડે. મારે ઘર છે, સ્ત્રી છે, છોકરાં છે, બધું ય છે. ઘેર જમવાનું પણ સારું થાય છે પણ મહિનામાં એકાદ વખત તો "પેટમાં દુઃખે છે" કહી અહીં જમ્યા સિવાય ચેન પડતું નથી. કહી હો હો કરીને હસી પડી બધા જમનારનું પોતાના તરફ ધ્યાન ખેંચી, પાસેથી પસાર થતા ભાતવાળાને કહ્યું, ભાત આલ. વાડકી સરખી ભરજે. થોડા ઉપર તો આલ.

"વધારે ની આવે."

'મારા બેટા, નોકરો ય ફાટયા છે. ખવડાવ્યને, કયાં તારા બાપને આલવાનું છે! કેમ ખરું ને?' કહી પાસે બેઠેલાની સામે આંખ મીચકારી.

સુંદરને પહેલીવાર જ વિચાર આવ્યો, 'જેટલું આપે એટલું જ ખાવાનું, એથી વધારે જરાય નહિ! વધારે ખાવું હોય તો વધારે પૈસા.'

થોડીવાર પહેલાનું દશ્ય આંખ સામે ખડું થયું.

કુસુમ વિનોદને કહેતી હતી, 'હમણાં તમે ભાત ઓછો ખાવ છો!'

વિનોદે કહ્યું હતું, 'રોજના કરતાં આજે ચમચો વધારે લીધો એનો તું એવો અર્થ કરે છે?'

"ના, એ કંઈ નહિ. આટલો વધારે લેવો પડશે. ના પાડયે નહિ ચાલે."

બારે દિશે સુંદરલાલે હાથ ધોયા. હાથ ધોતાં ધોતાં આસપાસ નજર કરી. સેંકડો માણસો અહીં આવે છે. કોઈ ઘૃણા લઈને પણ આવે છે. કોઈ શોખથી ય આવે છે. ઉપરાંત કોણ કયા કારણે આવતું હશે શું કહી શકાય? જમી જમીને માણસો જતાં જાય છે—





નવાં તેની જગ્યા લેતાં જાય છે. અર્ધા કલાકમાં તો કાણુ જાણે કેટલાં માણસો આવી ગયાં! આજ પહેલાં કદી ય આવો વિચાર આવ્યો નહોતો, પણ આજે આખાં લૉજનો કાર્યક્રમ, તેમાં કામ કરવાવાળાઓ, અને અપાતા ખોરાક તેનું મન ભરી દીધું. અને આ જમવાવાળાઓનો પ્રવાહ! માણસજાત ખરેખર સુખી છે કે દુઃખી એ કાયડો અહીં વધુ ગૂંચવાતો લાગ્યો.

સુંદર ઘેર પહોંચ્યો ત્યારે નીચે રહેતા એક ભાડૂતની જુવાન છોકરીએ કહ્યું, 'સુંદરભાઇ, સામેની શેરીમાં રહેતાં રસિકાની મા તમને મળવા આવ્યાં હતાં. કહેતાં હતાં રસિકાનું ભણતર કાચું છે એટલે તમારૂં ટ્યુશન રાખવું છે. કહી ગઈ છે એટલે કાલે સવારે આવશે. જો, જો, ના પાડતા

'ગજબની પૈસાદાર છે. આ તમારું દુધ લઇ રાખ્યું છે. સાથે લઇ જશો કે મૂકી જાઉં?'

ક્ષણભર સુંદર વિચારમાં પડી ગયો. આ પહેલી વાર એના મનમાં થયું, આવીને મૂકી જાય તો સારું.

આટલા પરથી તો તમે સમજ્યા હશો જ કે સુંદર કંઈ નાલાયક છોકરો તો ન જ હતો. ક્ષણભરમાં પોતાની જાતને સંભાળી, દૂધની તપેલી લઇ ઉપર ચઢી ગયો. ચઢતાં ચઢતાં પેલી છોકરીની માનો અવાજ આવ્યો. 'સુંદરલાલ માસ્તર શરમાળ બહુ, આટલી શરમાળ તો મારી આવડી છોકરી ય નથી બાઇ, બે શબ્દ ઊંચે અવાજે બોલવા છે?'

સુંદરને કાણુ જાણે કેમ આજે પોતાની જાત પર ચીડ ચડી. ઓરડી ઉઘાડી સીધો જ ગાદલાં ગોદડાંના ઢગલા પર ફસ દઇને બેસી પડ્યો. પડ્યાં પડ્યાં નક્કી કરી નાખ્યું કે ઘરના આજે એકે ય નિયમ પોતે નહિ પાળે. પથારી નહિ કરે, આમ ને આમ સૂઈ રહેશે. સગડી નહિ સળગાવે, દૂધ ગરમ નહિ કરે, નવને ટકોરે સૂઈ નહિ જાય અને આવતી કાલે સવારે ચાર વાગ્યે ઊઠશે પણ નહિ. આજે આ નિયમોની સંપમાલાને વીંખી, ચૂંથી, છિન્નભિન્ન કર્યે જ જંપ વળશે.

તેણે સુખથી આળસ મરડી. કાકાનો પત્ર ફરીથી હાથમાં લીધો.

ફરી વાંચ્યો. વાંચતા વાંચતા પોતાની નાની ઓરડીમાં પોતાના સિવાય બીજી કોઇ નાનકડી આકૃતિ ફરી રહી. પોતે ઘડી પહેલાં છિન્નભિન્ન કરી નાખેલી માલાના પુષ્પોને એકઠાં કરી એક દોરે બાંધી રહી છે અને પોતે આછા સંતોષપૂર્વક એ બધું જોઈ રહ્યો છે.

ચાર વાગ્યાથી ઊઠીને નવ વાગ્યા સુધીની ક્રિયાઓ એક પછી એક જાણે મગજને કોરી ખાતી હોય એવું લાગ્યું. થોડા દિવસ પહેલાંની વાત છે. નીચે રહેતી સ્ત્રીએ એક વખત પૂછ્યું, 'માસ્તર, હવે વહુ કે'દિ લાવો છો?'

પોતે તો જવાબ શોધતો હતો ત્યાં જ તેની જુવાન છોકરીએ જવાબ આપ્યો, 'સુંદરભાઈ તો બાયડીને ય આંટી દે તેવું ઘર રાખે છે!'

'મર મૂઇ, તું કે'દિ જોઈ આવી'તી રળી!'

પણ આ વાત આજે તેના દિલને કરવતની જેમ કાપી રહી, 'બાયડીને આંટી દે' એવા વ્યવસ્થિત રાખેલા ઘરને આજે ઊંધાચત્તું કરી નાખવાની—બધી વસ્તુઓને વેરણછેરણ કરી નાખવાની પ્રબળ મનોવાંછના ઊઠી.

[ ૨ ]

સવારે રસિકાની માએ સુંદરને નમસ્કાર કરતાં કહ્યું, 'તમારાં વખાણ સાંભળી આવી છું. રસિકાનું ભણતર કાચું છે એટલે તમે એને ભણાવવા આવશો?'

સુંદરલાલને વિચારમાં પડી ગયેલા જોઇ બાઈ બોલી, 'પહેલાં તમે હા પાડો. પૈસા બાબતનો વિચાર નહિ કરતા, બીજી એક વાત કહી દઉં. તમે અમારી જ નાતના છો. મને એવી ભાળ મળી છે.'

સુંદરલાલ તો વિચાર જૂદો કરતા હતા. 'રસિકા'—ખરેખર નામ સુંદર છે. નામ માત્રથી આખુંય મન ખળભળી ઊઠ્યું.

તેણે ખચકાતાં પૂછ્યું, 'શું ભણે છે એ ?

'ત્રીજી અંગ્રેજી.'

'ઉમર...'

'ઉમર તો આ ભાદરવો ગયો તેની અંધારી

ચૌદશે તેને ૧૪મું ઉતરી પંદરમું બેઠું. ઉમરના પ્રમાણમાં ભણતર ઓછું કહેવાય પણ અમે આફ્રિકા હતાં. રસિકાના બાપુ ગુજરી ગયા તેથી દેશમાં આવવું પડયું. અહીં પણ કોઈ સંભાળે તેવું જોઈએ ને? કારભાર હું ગંડીરાંડ બાઈ કેમ ચલાવી શકીશ એનો ય જાનારાળાએ ખ્યાલ ન કર્યો.' કહી બાઈએ પાલવ વડે આંખો લૂછી.

સુંદરલાલને કંઈનું કંઇ થઈ ગયું.

પૂછયું, 'તમારે બાળકો કેટલાં ?'

મારે દીકરી ગણો કે દીકરો—એ એક જ છે. મારા જેવી અભાગણીનો એ ટેકો છે.

'સારૂં, કાલથી આવીશ.'

'ભગવાન તમને સો વરસના કરે.'

તેના ગયા પછી સુંદર કંઈક અદીઠ સુખ માણતો હોય એમ લાગ્યું.

'રસિકા', એકની એક વારસદાર, ૧૪–૧૫ વર્ષની, પોતાની જ નાતની, આ બધાં વિચારપુષ્પોની માલા પોતાને કેન્દ્રસ્થાને રાખી ગૂંથતો હશે !

'તબિયત સારી નથી' તે દિવસની રજા મંગાવી લીધી

"મનને ય ઠપકો આપવો નકામો છે. એનો અવાજ ક્યારેક તો સાંભળવો જ જોઇએ." બબડી કાગળ કલમ લઇ કાકાને કાગળ લખવા બેઠો.

વિચારતો હતો 'ભાગ્ય'માં શું લખ્યું છે કોને ખબર ? અને હજી ય શું શું નહિ બને ? હાથલા તરીકે આ રસિકાનું ય કોણે ધાર્યું હતું ? તેની માનો મારા પર કેટલો ભાવ !

કાગળ નથી લખવો. ઓચિંતા ધડાકાથી જ કાકાને ચકિત કરી દેવા. ઓચિંતુ જે જે કંઈ થાય છે એની જ કિંમત વધારે અંકાય છે.

કાગળ કલમ દૂર હડસેલી મૂકયાં.

બીજા દિવસે જ્યારે પેલા આલીશાન મકાનના બારણે આવી ઊભો ત્યારે વિધવા માસ્તરને આવકાર આપવા નીચે જ ઊભી હતી. સુંદરને પોતાનું નશીબ આજના પ્રભાતની જેમ પૂર્ણકલાએ ખીલતું લાગ્યું. પાસે ઊભેલા, નોકર જેવા લાગતા એક છોકરાને કહ્યું, 'જા; સાહેબને ઉપર લઇ જા, હું હમણાં આવી.'

છોકરો એને એક સુસજ્જિત ઓરડામાં લઈ આવ્યો, છોકરાએ ખુરસી સાફ કરી કહ્યું, 'બેસો.'

શું ઓરડો હતો ? રસિકા ખરેખર રસિકા જ છે. જ્યાં જુઓ ત્યાં કલા કલા અને કલા જ. અને શાંતિ કેવી ! આખા દિવસના ઘોંઘાટનો મગજમાં ભરાયેલો ખીચડો એક ક્ષણમાં હતો ન હતો થઇ જાય. સુંદર, તારું નશીબ પણ સુંદર જ છે. અરે સદા અવિશ્વાસુ મન, જરા ધીરજ રાખ, જે કોઇ સદ્ભાગ્ય આજે ચર્મચક્ષુ વડે જોઇ શકું છું તેને છીનવી લેવાની હવે કોઈમાં તાકાત નથી.

રસિકાના રૂપની કલ્પના આ ઓરડા પરથી જ આવી ગઈ હતી. રૂપ વિના આવો રસ હોય જ નહિ.

સુંદર વારે વારે બારણા તરફ જોતો હતો. પેલો છોકરો પણ હજી બહાર ગયો ન હતો, બેચેની વખતની સાથે વધતી જ ગઇ. ટેબલ પર પડેલા એક ફિલ્મી અઠવાડિકને ઉપાડી એકાદ બે પાના ફેરવી પેલા છોકરાને પૂછયું: 'આ કોણ વાંચે છે ?'

'હું વાંચું છું.'

'ઓહ, તું વાંચે છે,' પછી, મનમાં બોલ્યો: 'રસિકા આવું વાંચે જ નહિ.'

છાપામાંથી મોં ઊંચુ કરી પેલા છોકરાને કહ્યું: 'તું જા તારે જવું હોય તો.'

થોડી ક્ષણ પછી નજર કરી તો છોકરો ત્યાંનો ત્યાં જ ઊભો છે. બોઘા જેવો લાગે છે.

નીચેથી એક ધીમો પણ સ્પષ્ટ અવાજ આવ્યો: 'રસિકા, આ લે. થોડી મીઠાઇ સાહેબ માટે લઈ જા.'

જે ઘડીની રાહ જોતો હતો તે હવે આવી. હમણાં એ રસની રાણી આવવી જોઇએ. એમાં જો કે એક વિઘ્ન હતું. તે પેલો બોઘો. અને એની યાદ આવતાં જ મન કડવાશથી ઉભરાઇ ગયું. પણ વાહરે નશીબ ! પાછું ફરીને જોયું તો એ ય નહોતો.





ભાગ્યના સપાટાએ તેને બીચારાને કોણ જાણે ક્યાં ધકેલી કાઢયો હશે? ખેર, લપ ગઈ.

દાદરા પર પગલાં સંભળાયાં. મનમાં કંઈક અસુખ હતું. ધબકારા કેમેય શમતા નહોતા. રસિકાની મા ઓરડામાં દાખલ થઈ. હાથમાં મિઠાઈની રકાબી હતી, પાછળ જ પેલો "બોઘો" કોણ જાણે ક્યાંથી આવી ચડયો.

સુંદરે મનમાં ધાર્યું, રસિકા શરમાતી હશે. એમ શરમાય એ કેમ ચાલે? ફરીફરી બારણાં તરફ નજર ફેરવી, કાન સરવા કર્યા, ક્યાંયથી બંગડીનો ઝીણો અવાજ, સાડીનો ફરફર અવાજ, પણ એ બધું ફોગટ.

રસિકાની માએ કહ્યું, અમારે ત્યાં તો રિવાજ જ એવો. સાહેબ આવે ત્યારે પહેલાં નાસ્તો કરાવવો, ઘરના જ એક માણસ છે એમ ગણવાનો. ના, બધું જ ખાઈ જવું પડશે. એમ ન ચાલે. તમારામાં ને રસિકામાં હું ફેર ગણતી જ નથી. ચાલો પૂરું કરી નાખો.

'અરે ફેર નથી જોતી એ તો સમજાયું પણ એનું જરા મોં...

ખાલી કરેલી રકાબી લેતાં લેતાં પૂછ્યું, 'કેમ, કંઈ અભ્યાસ બાબત પૂછયું? કેવો છે અભ્યાસ?'

કંઈક રોષથી સુંદરે પૂછયું:

'કોને? કોને પૂછું?'

રસિકાને હું જાણું ને રોયો ચોર છે તે. ભણવાનો પાકો ચોર, પાસે બેઠો જ નહિ હોય ને! ફરી પેલા 'બોઘા'ને કાન પકડી સુંદર પાસે લઈ આવી.

સુંદરનું ગળું સુકાતું લાગ્યું. માંડમાંડ થુંક ગળે ઉતારી બોલ્યો: આ રસિકા...

'અરે નામ તો છે ખાસ્સું રસિકચંદ્ર—મારો ઓરમાન છોકરો. પણ અમે બધાં રસિકા કહીને જ બોલાવીએ છીએ, હું કહું છું, છોકરી થઈ હોત તો ય સારું હતું!

સુંદર કંઈક બોલવા ગયો પણ શું બોલ્યો એ હું નહિ કહી શકું.

ઘેર આવી ખિન્ન બની, વિધાતાએ કરેલી આવી ક્રૂર મશ્કરીની અસર ઓછી થતાં કાકાને પત્ર લખ્યો. સાર નીચે પ્રમાણે હતો: જેટલું બચાવેલું છે તેટલું લઈને પોતે પહેલી જ ટ્રેનમાં આવે છે. તા. ક. માં લખ્યું હતું કે મારા આવ્યા સિવાય કંઈ કરશો નહિ.



## છટકબારી

સંત એકઝયુપેરીના એક ચુસ્ત અનુયાયીએ એમની વિધવાને એક વાર કહ્યું: 'માજી, ગુરુજીના લખાણોમાં એક ઠેકાણે એમ લખેલું છે કે, પ્રેમનો અર્થ સામસામા મોં વકાસીને બેસી જ રહેવું જોઈએ એવો નથી, પણ એક જ દિશામાં બન્ને સાથે રહીને લાંબી નજર પણ કરે.'

માજીએ આછું હાસ્ય રેલાવતા એમાં એટલું ઉમેર્યું: 'એ જ એમની વિશેષતા હતી...જ્યારે પુરુષને પેલી સ્ત્રી તરફ મીટ માંડવાની જરૂર પણ નહોતી દેખાતી ત્યારે દીન બનેલી સ્ત્રી આગળ પુરુષને માફી માગતો એમણે રજૂ કર્યો હતો!'

[ ભ્રમર ]

ઑસ્ટરમિલ્કનો
નિયમિત પુરવઠો
મળી શકે છે

**OSTERMILK**




બચ્ચાઓ માટે દુગ્ધજ ખાદ્ય

દરેક પ્ર. પત્રની પ્રવેશ ફી ફક્ત ૧૦ આના } **કસોટી સુવર્ણ વ્યૂહ ૧૪૮** બંધ તારીખ ૨૧ માર્ચ, બુધવાર

એકંદર ઈનામો **રૂા. ૫૦,૦૦૦**

પ્રથમ ઈનામ **૨૭૫ તોલા સોનું** અથવા **રૂા. ૩૦,૦૦૦** રોકડા

| બીજું ઇનામ | ત્રીજું ઈનામ | ચોથું ઇનામ |
|---|---|---|
| રૂા. ૮,૦૦૦ | રૂા. ૬,૦૦૦ | રૂા. ૪,૦૦૦ |

સંપૂર્ણ વિગતો માટે 'અક્રમ' અઠવાડિક જુઓ

### આડી ચાવીઓ:

(૧) ફક્ત દશ આનાનાં પોણા ત્રણસો તોલા સોનું જીતવાની આ...તક જવા દેશો નહિ.

(૪) તુંડમિજાજી માણસ...ની પણ ઠેકડી કરશે.

(૭) દાક્તરના ધંધાનો ઘણો વિકાસ તેને દરદીઓ તરફથી મળતા...પર અવલંબે છે.

(૮) બેકારી એ મધ્યમવર્ગ માટે...નો એક સૌથી વધુ સળગતો પ્રશ્ન છે.

(૯) અંકુશ.

(૧૦) ગરજ વિનાનું.

(૧૨) કામ કરતાં...કર્યા કરવી એ કામચોર નોકરોની એક ખાસિયત હોય છે.

(૧૩) આ દાયકામાં પુરસ્કાર માટે ...ની વૃત્તિ તમે ઘણા લેખકોમાં જોશો.

(૧૪) રીસમાં હશે તો સ્ત્રી ઘણુંખરું...મા બોલશે.

(૧૫) કેટલીકવાર . ના જોરે જ શેરોના ઊંચા ભાવ ટકી રહે છે.

૧૭) લાંબો સમય ..રહેવાને પરિણામે માણસ કયારેક સાવ બદલાઇ જાય છે.

(૧૯) ઘરકામમાં માથું મારતો પુરુષ ગૃહિણીનો...વધારે છે એમ ઘણી સ્ત્રીઓનું દૃઢતાથી માનવું છે.

(૨૦) વિકટ મોરચે લડવા માટે સૈનિકો...સેનાપતિની દોરવણી સૌથી વધુ પસંદ કરશે.

(૨૧) રસજ્ઞતા

(૨૩) કિન્નાખોર ણાગસ નજીવા વેરનો પણ...બદલો લેશે.

### ઊભી ચાવીઓ:

(૨) વારંવાર આંસુ વહાવતી સ્ત્રીનો પતિ કયારેક ખૂબ...બની જાય છે

(૩) ...માં માણસ સહેજે આજ્ઞાંકિતપણાની અપેક્ષા રાખે છે.

(૫) 'જગત...છે' એવો સંતજનો ડગલે ને પગલે ઉપદેશ આપતા રહે છે.'

(૬) વેદિયા પ્રોફેસરને...ની વૃત્તિ ટીખળી કૉલેજિયનો ભાગ્યે જ દબાવી શકે છે.

(૯) છળપ્રપંચ.

(૧૦) સમાજ સામે ફરિયાદ કરવામાં...માણસો તમને ઘણુંખરું મોખરે જણાશે.

(૧૧) એના ઉત્પત્તિ અને વિલયને જલ સાથે સબંધ છે એમ કહી શકાય.

(૧૪) ...વિનાના માનવીની શિષ્ટ સમાજમા ભાગ્યે જ પ્રતિષ્ઠા થાય છે (અક્ષરો ઊંધેથી વાચજો)

(૧૬) કુબેર.

(૧૭) ...થી પોતે પકડાઇ જશે એવી નાસતા ચોરને ઘણી ધાસ્તી રહે છે

(૧૮) રીઢા શત્રુ પ્રતિ...દાખવનાર સંભવત. મૂર્ખમા ખપશે.

(૧૯) સંસ્કારી માબાપો બાળકોના...પ્રતિ ખાસ લક્ષ આપે છે.

(૨૨) પુરુષો સ્ત્રીઓનું...નથી માનતા એવી ઘણીખરી પત્નીઓની પોતાના પતિ સામે ફરિયાદ હોય છે.

અને આજ પ્રમાણે દરેક પ્ર. પત્રના દશ આના લેખે ફી ગણવી. જ્યારે અક્રમના ગ્રાહક માટે દર ૧૬ પ્ર. પત્રની ફી રૂા. ૫-૦-૦ છે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ઉ | મ | દા | | વિ | ન | | | |
| | જ | | ઉમો | | | | | જ |
| | બૂ | | બે | | ર | જ | | વ |
| વા | | | | | | લ | | વા |
| દા | | મ | ર | | | | | |
| વા | ય | | | | પ | ર | | શ |
| | | | ઉ | | ગ | ૧૪૮ | | |
| | રા | | | | ર | | ક | તા |
| | જ | | ર | | | | | |


| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ઉ | મ | દા | | વિ | ન | | | |
| | જ | | ઉમો | | | | | જ |
| | બૂ | | બે | | ર | જ | | વ |
| વા | | | | | | લ | | વા |
| દા | | મ | ર | | | | | |
| વા | ય | | | | પ | ર | | શ |
| | | | ઉ | | ગ | ૧૪૮ | | |
| | રા | | | | ર | | ક | તા |
| | જ | | ર | | | | | |


અમદાવાદના કલેકટરે તા. ૨૬-૪-૪૯ ના લાયસન્સ નંબર ૧ થી મંજૂર કરેલી હરીફાઈ

કસોટી હરીફાઇનાં સર્વ શરતો-નિયમો મને કબૂલ મંજૂર છે.

નામ

ગુજરાતનું પ્રથમ
નિસર્ગોપચારની દૃષ્ટિએ
જીવનઘડતરનું માસિક

# તંદુરસ્તી



તંત્રીઓ :
ભૂપતરાય મો. દવે
શંકરલાલ મો. દવે

**ફેબ્રુઆરી માસની સામગ્રી**








ઊર્મિ નવરચના સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૨૦ : 'નવરચના' વર્ષ ૧૫ : અંક ૧૨ મો

માર્ચ : ૧૯૫૧


ક્રમ




: વાર્ષિક લવાજમ :

દેશમાં : ૭–૮–૦ :: પરદેશમાં : રૂ. ૧૦–૦–૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ ૧

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી ઈશ્વરલાલ મો. દવે :
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ ૧
મુદ્રક : જયંતી ઘેલાભાઈ દલાલ : વસંત પ્રેસ, ઘીકાંટા રોડ, ઘેલાભાઈની વાડી : અમદાવાદ



**સાહિત્ય સમાજ અને [illegible]**

જીવન વિકાસનું પ્રથમ સોપાન

## કર્મયોગ

એક વિદ્વાને કહ્યું છે કે મૃત્યુ શું છે એનો વિચાર કરવા કરતાં, જીવન શું છે એનો વિચાર કરવાની વધારે જરૂર છે. જીવનનો વિચાર માણસ કરે, એટલે એ પોતાના શરીરનો વિચાર કરે, મનનો વિચાર કરે, પોતાની બુદ્ધિ વિષે વિચાર કરે, કલ્પના શું છે એનો વિચાર પણ કરે. આવી રીતે સમગ્રતાથી જે માણસ જીવનને જોવા મથે એને જ્ઞાનની ભાષામાં જિજ્ઞાસુ કહી શકાય. જ્ઞ એટલે જાણવું તે. પણ જાણવું એટલે બધી રીતે જાણવું તે.

આટલી વિશાળતાથી અને સમગ્રતાથી જ્યારે માણસ, જીવનનો ખ્યાલ લેવા મથે ત્યારે એના મનમાં વહેલે મોડે એક પ્રશ્ન આવવાનો: 'જીવન દેખાય છે એટલું જ છે કે એથી વિશેષ એનામાં કાંઇ છે?'

આ પ્રશ્નનો ઉત્તર એને કોઈ શાસ્ત્ર આપી નહિ શકે. કોઇ વિદ્વાન આપી નહિ શકે. એ પ્રશ્નનો ઉત્તર એણે પોતે જ મેળવવો રહ્યો. એ પ્રશ્નનો ઉત્તર એ કેવળ પોતાના મન પાસેથી જ મેળવી શકે. શાસ્ત્રાભ્યાસ, વિદ્વદ્‌ચર્ચા એ બધાં તો એને માર્ગદર્શન આપી શકે. પણ જેવું તેવું મન આવા મહાન પ્રશ્નનો ઉત્તર આપી શકે નહિ. એટલે એની પાસે કેળવાયલું મન હોવું જોઈએ.

મન કેળવવા માટે જે જે સાધન છે તે સાધનમાં એક સાધન 'યોગ' પણ છે.

એટલે જેવી રીતે અન્ન પચાવવા માટે, માણસ બે ડગલાં હરેફરે તો એને કોઈ અવ્યવહારુ ગણતું નથી, પણ તંદુરસ્તી માટે એવું હલનચલન આવશ્યક ગણે છે, તેવી જ રીતે માણસ કેળવાયલું મન મેળવવા, યોગનો આધાર લે તો એ કોઈ વાહિયાત કે અવ્યવહારુ વાત ગણાવી ન જોઇએ. જીવન માટે જરૂરી એવી એ વાત છે.





એટલે પહેલી વાત તો એ છે કે જેમ અન્ન એ માણસનો ખોરાક છે, તેમ ધર્મ, પ્રાર્થના, સંયમ, મનશુદ્ધિ, એ માણસનો નિત્યનો વ્યવહાર છે. એ વ્યવહાર જે માણસ ન કરતો હોય તે માણસ કહેવાય નહિ. એને એટલો અપૂર્ણ માનવ ગણવો રહ્યો. ખરાબ ખોરાકનો ઉહાપોહ કરનારા માણસો, માનવજાતની ખરાબ રીતભાતનો કે પોતાના ખરાબ વિચારનો કોઇ દિવસ ઉહાપોહ કરતાં દેખાતાં નથી. એ બતાવે છે કે માણસ, વ્યવહારના જીવનને જ જીવન માને છે ને અંદરના જીવનને ભ્રમણા ગણે છે. એમાંથી એને જાગ્રત કરવા માટે જ ભગવાન શંકરે કહ્યું કે બહારની બધી ભ્રમણા છે, અને અંદરની વાત જ સાચી છે.

ભગવાન શંકરાચાર્યે જે વાત કહી હતી તે જ વાતને દરેક શ્રેષ્ઠ સર્જક પોતપોતાની રીતે કહે છે. એ કહેવાની રીત નવી છે. પણ વાત એકની એક છે. જે દેખાય છે. તે જ સાચું લાગે, ત્યારે જાણવું કે જીવન ખોટું છે. જે દેખાય છે તે ખોટું લાગે ત્યારે પણ જાણવું કે જીવન ખોટું છે; પણ જે દેખાય છે તે ખોટું લાગે અને છતાં પોતાનો વેષ ભજવવા પૂરતું, એ સાચું લાગે, ત્યારે જાણવું કે જીવનનો રણકો બરાબર છે. ગીતાની પરિભાષામાં આને જ કર્મયોગ કહ્યો છે એમાં વપરાયલો યોગ શબ્દ ખાસ ઉપયોગી છે એ 'યોગ' વિષે આપણને નવી દૃષ્ટિથી વિચાર કરતાં મહર્ષિ અરવિંદ ઘોષે શીખવ્યું છે.

એમણે 'યોગ' વિષે શો નવો વિચાર આપ્યો છે તે જોઈએ.

યોગ વિષેની આપણી જડ માન્યતા કાંઈક વિચિત્ર છે. યોગીને આપણે પથ્થર જેવો કલ્પીએ છીએ. એના ઉપર કોઇ વાતની અસર ન હોય. એ શોકમાં દ્રવે નહિ. હર્ષથી નાચે નહિ. સંસારમાં રાચે નહિ. એની ઉદાસીનતાનો પાર નહિ, એની વિચિત્રતાનો છેડો નહિ, એના ચમત્કારનો અંત નહિ. એ પટ્ટણ દટ્ટણ કરી નાખે. યોગી વિષે આપણો ખ્યાલ કાંઇક આવો છે. આપણો એટલે કે સામાન્ય માણસનો.

પણ યોગ શબ્દ પોતે પોતાની વાત કહે છે. એ વાત એવી છે કે માણસના અંતરમાં ક્યાંક કાંઈક બેઠું છે એ કાંઇક એવું છે કે એની પાસે માણસની શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ બુદ્ધિ પણ પાણી ભરે!

સામાન્ય જનની ભાષામાં એને પ્રેરણા કહી શકાય

આ પ્રેરણા જ્યારે માણસના કામને દોરે ત્યારે એ જે કામ કરે તે કામ કર્મયોગીના જેવું, સ્વાર્થરહિત અને ફલરહિત હોય. આવું ફલત્યાગી કામ એ કર્મયોગની પ્રાથમિક ભૂમિકા. જેને સંયમ વર્યો હોય તે જ આવી ભૂમિકા પ્રાપ્ત કરે. શેક્સપીઅરની મેકબેથ વિષે લખતાં ચેસ્ટર્ટને એક જગ્યાએ લખ્યું છે કે મેકબેથ અંદરની 'મેકબેથ'ને કાંઈ સમજાવી શકતી નથી એમાં કરુણતા રહી છે! અને આજે એ કરુણતા સ્પર્શે છે એ પણ એટલા જ માટે! ગોલ્ડસ્મિથે માણસની વૃત્તિનાં જુદ્ધને ભયંકર ગણ્યાં નથી? વૃત્તિનાં જુદ્ધમાં કરુણતા રહી છે! મહર્ષિ અરવિંદ ઘોષના શબ્દનો હવે રણકો પકડીએ: There are two things in the transformation of man into God-Man. The aspiring Call from below and the mother's response from above. આ વાતને બરાબર રીતે મૂકીએ તો આ

જુદું ન હોય એવા હરેક નિષ્કામ કર્મને પ્રેરણા મળે જ છે. એટલે કે પથદર્શન મળતું જ રહે છે. માણુસને કર્મનું બંધન ત્યારે થાય છે જ્યારે, એમાં એનો 'અહમ્' ભળે છે! માણુસનું જીવન 'અહમ્'થી વ્યાપ્ત થાય ત્યારે જ એને મૃત્યુનો ભય. જો અહમ્ નથી તો મૃત્યુનો ભય નથી. પછી વિચાર માત્ર જીવનનો જ કરવાનો રહે. અને એ જીવનને, વિજ્ઞાનશક્તિ Supramental Force મળે ત્યારે માણુસનું હરેક કાર્ય દૈવી બને. દિવ્ય આત્મા, દેવત્વ, વિજ્ઞાનશક્તિ, Supramental Force એ સામાન્ય મનથી મેળવાય તેવો પદાર્થ નથી. જીવતા, જાગતા, વિચાર કરતા, વ્યવહાર કરતા સામાન્ય શક્તિ વડે આવવાનો છે.

પણ રાધાકૃષ્ણ કહે છે તેમ, આ superman, દિવ્યપુરુષ, એ માણુસમાં રહેલ દેવત્વનો વિકાસ દર્શાવે છે. એ પોતે જાણે કે કોઈ દિવ્ય ચેતનાને વહન કરનાર સાધન થઈ રહે છે, એ કેવળ શકિત તરીકેનો આવિર્ભાવ નથી.

પણ એનો અર્થ એમ નથી સમજવાનો કે આ દિવ્યપુરુષોની વળી એક જુદી જ જ્ઞાતિ બનશે. આ વિચારસરણી તો એક નવી જ વસ્તુ બતાવે છે ઈશ્વરી ઇચ્છાને વહન થવાનું મોટામાં મોટું સાધન માણુસ છે. એ માણુસ, જીવનને જેટલું ઉન્નત બનાવે તેટલું જ ઇશ્વરેચ્છાનું પોતે સાધન રહે. અને એમ સાધન થવાની ધન્યતા જ એ જીવનની પરમ ધન્યતા છે! ભકત અને જ્ઞાનીના કરતાં, મહર્ષિ અરવિંદનો દિવ્યપુરુષ, જરાક જુદી જ દષ્ટિથી જોવાવો ઘટે છે, પણ માણુસે આ દિવ્યતા અનુભવવા માટે જગતના અનેક સાથે એકતા અનુભવવાની છે ત્યાર પછી જ એને દિવ્યતાનો અનુભવ થાય.

હવે આ એકતા શી રીતે અનુભવાય?

મનના સંયમથી એ ખરું. પણ જેમ મનની છાપને દઢ કરવા માટે વારંવાર એ છાપના સંસ્મરણની જરૂર પડે છે, તેમ મનનો સંયમ દઢ કરવા માટે, એ કામમાં—કાર્યમાં રોકવાની જરૂર પડે છે. એ કામ નિષ્કામ હોય તો જ જીવનને ઉન્નત કરે. એટલે આ પ્રમાણે માણુસ ભક્તપંથ તરફ વળતો હોય, જ્ઞાનપંથ તરફ જતો હોય, દિવ્યપુરુષનો પંથ પકડી રહ્યો હોય, કે આત્મા પરમાત્માના યોગનો માર્ગ ગ્રહણ કરતો હોય, પણ એની પ્રાથમિક ભૂમિકા તો કર્મયોગથી જ શરૂ થઈ શકે, અને એ કર્મયોગ એટલે ફલત્યાગ વૃત્તિ.

વિકાસક્રમની દૃષ્ટિએ વિચાર કરીએ તો પણ સર રાધાકૃષ્ણ કહે છે તેમ, "The highest has developed out of the lower. But the lower on that account is not lost in the life of the higher." એટલે એવી કોઈ દુનિયા કલ્પવાની નથી કે જેમાં તમામ માણુસો દિવ્યશક્તિ જ ધરાવતાં થઈ જશે. માણુસની આ શ્રેણી રહેવાની જ છે. માત્ર જે દિવ્ય શક્તિનો વારસો માણુસો ખોઈ બેઠા છે, તે દિવ્ય શક્તિનો અવિર્ભાવ શકય છે, એટલી વસ્તુ સિદ્ધ થતાં જ, માનવ જાતની માનસિક શક્તિમાં અસંખ્ય ફેરફારો થવાનો સંભવ છે.

આપણે તો આ બધી ફિલસૂફી સાથે આટલો જ સંબંધ છે કે ગમે તે પંથ દ્વારા માણુસ વિકાસક્રમને પંથે પડે—પણ એનું પહેલું નિશ્ચલ સોપાન તો આ જ હોઈ શકે: યોગઃ કર્મસુ કૌશલમ્—અને એનો અર્થ ફલત્યાગથી કરેલું કર્મ. ઉપનિષદમાં કહ્યું છે કે





કર્મ કરતાં કરતાં સો વર્ષ જીવવું. એટલે માણસે પોતાની શક્તિનો શ્રેષ્ઠતમ અંશ આપતો રહેવો. અલબત્ત, આ શ્રેષ્ઠતમ અંશ, આપણે મેળવેલ છે એના કરતાં એક હજાર ગણો વધારે શ્રેષ્ઠ હોવાની શક્યતા છે, અને એને માટે પૂર્ણ વિકાસની જરૂરિયાત પણ છે, પણ એ પૂર્ણ વિકાસનું પહેલું સોપાન આ છે, એ પણ ભૂલવા જેવું નથી. શ્રી. અરવિંદઘોષે પોતે જ કહ્યું છે કે : "Since the Conscious manifestation of the transcendent in the individual, is the means by which the Collective, the universal is also become Consbious of itself, the Continuation of the illumined in individual, the action of the world, is an imperative need of the world play."

તત્ત્વજ્ઞાનનો ખરો મહિમા તો આ છે કે એ માણસમાં સત્ય જાગ્રત કરે છે. એટલે એનું હરેક કર્મ–બંધન **થવાને બદલે એને માટે મુક્તિદાતા બને છે.** પણ એ જ બતાવે છે કે કર્મત્યાગ નહિ, "કર્મણ્યેવાધિકાર સ્તે મા ફલેષુ કદાચન," એ જ સર્વ શ્રેષ્ઠ વિચારકો અને સર્જકોની પ્રધાનવૃત્તિ રહી છે. અને રહેવી જોઈએ. આપણે જાણવું જોઈએ કે Nature herself is engaged in a vast Yoga—કુદરત પોતે પણ યોગની જ એક ક્રિયા કરી રહેલ છે, ઋત પ્રમાણે ઋતુ જાળવીને, અને માણસ પણ એ કુદરતને અનુસરે એમાં એનું કલ્યાણ છે. એણે ઋતુ સાચવવાની છે. ને ઋત પણ જાળવવાનું છે.

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेत्।



રાજહંસ

### સ્મારકમાં ઝુંબેશ આવશ્યક છે

ઉસાયેલા કાર્યકરોની એક પેઢી વિદાય લેવા બેઠી છે. કાળ એનું કાર્ય કરતો જાય છે. ગુજરાત ઉપર જેમની અસર હતી અને જેમણે ગુજરાતીઓના વિચાર અને જીવન ઉપર સફળ પ્રયોગો કર્યાં હતા એવા પુરુષો એક પછી એક જવા લાગ્યા છે. અને નવા કાર્યકરો તેમની તાલીમ, તેમનાં કાર્યક્ષેત્રો, તેમના સંબંધો એવું બધું તપાસવાનું કોઈ કરતા હશે કે નહિ તે તો કોણ જાણે પરન્તુ કૃતજ્ઞતાથી કે પછી વીરપૂજાની ભાવનાથી આપણે સ્મારકોની એક હારમાળા સામે રાખીને બેઠા છીએ.

જેમણે જીવનમાં સફળતા મેળવી હતી એવા ચિંતનશીલ, કર્તવ્યપરાયણ અને વ્રતધારીઓ પ્રત્યે પ્રજાનું ઋણ રહેલું છે એમાં શંકા નથી. કોઈએ દીવાદાંડી જેમ પ્રકાશ ફેંક્યો તો કોઈએ ઘરઆંગણે અજવાળાં પાથર્યાં—એમનાં જીવનમાંથી ઘણાને માર્ગ ને બળ મળ્યાં. સ્વાભાવિક છે કે એમની સ્મૃતિઓ જળવાઈ રહે તે સારુ અત્યારે લાગણીપૂર્વક યત્નો થાય.

તૈલચિત્રો, પ્રતિમાઓ, રાજમાર્ગો, નવી વસાહતો, સ્ટેડીયમો, ઇસ્પીતાલો વગેરે સાધનો દ્વારા સ્મારકો રચવામાં આવે તે ઉચિત છે. જો કોઈ કાર્ય સાથે મહાન વ્યક્તિઓનાં નામ સંકળાયેલાં હોય કે તેમના જીવનકાર્યને આગળ ધપાવવામાં આવે તો તે પણ એટલું જ જરૂરનું છે.

પરન્તુ, સ્મારકનો વિચાર કરતી વેળા એ દ્વારા પ્રજામાં એક ઝૂંબેશ ઉઠાવવાનો ખ્યાલ આગળ પડતો ન હોય તો એ સ્મારક રૂઢિ અનુસારનું અને અર્થવિહીન બની રહે છે. પ્રજાના સદ્ધર વર્ગમાંથી મોટી રકમોનો ફાળો લઈ સ્મારક ઊભું કરવામાં પણ એ જ જોખમ રહેલું છે; પ્રજામાં જાગૃતિ આવે નહિ અને ફાળાની બદનામી ઊભી થાય.

આમ શ્રી છોટુભાઈ પુરાણીના સ્મારકમાં ગુજરાતભરમાં 'મર્દ બનો'નું પ્રચંડ આંદોલન થવું જોઈએ. ભલે એક આખું સપ્તાહ એને માટે મુકરર થાય અને વિદ્યાર્થીઓ–યુવકોમાં વ્યાયામ જેવી પ્રાથમિક જરૂરીઆતને આગળ ધપાવવામાં આવે.

આમ શ્રી ઠક્કર બાપાના સ્મારકમાં ભીલ પ્રજા તરફ આપણી સહાનુભુતિ વધે, ભીલપ્રજામાં પ્રાથમિક અધિકારો તરફ જાગૃતિ વધે–એ ઝૂંબેશરૂપે જોર પકડે તો સ્મારક થયું લેખે લાગે.

આમ શ્રી અરવિંદના સરદારસાહેબના કે વામનરાવ મુકાદમના સ્મારકો પાછળ એક આંદોલન હોવું આવશ્યક છે. સ્વર્ગવાસી એ બિરાદરોની કીર્તિરક્ષા કરવી યોગ્ય છે પણ એની ચિંતા ભગવાનને સોંપી દઈએ અથવા એના મહત્ત્વને ગૌણ માની લઈએ અને સ્મારકના હેતુઓ સ્પષ્ટ કરી જોરશોરથી એનો પ્રચાર કરતા થઈએ એ જ યોગ્ય છે.

### ગાંધી–પ્રતિમા મૂકવા દો

ગાંધીજીના અવસાન પછી નેતાઓએ એમની પ્રતિમાઓ ખડી કરવાની વૃત્તિ તરફ નાપસંદગી જાહેર કરી હતી. કેટલેક ઠેકાણે તેમ છતાં એમનાં ચિત્રો કે પ્રતિમાઓ મુકાઈ છે અને હજુ તે વિષે લોકાગ્રહ ચાલુ છે.

દિલ્હીમાં એક વિશાળ અર્ધપ્રતિમા મૂકવાની વાતચીત હમણાં ચાલે પણ છે. એની આંતરિક યોજના હેરતભરી છે. પરન્તુ, તેમ ન હોય તો યે એમની પ્રતિમા મૂકવાનું રોકી શકાય એમ નથી, જરૂરનું પણ છે.

પ્રતિમાઓથી મૂર્તિપૂજા કે અંધશ્રદ્ધા વધે છે એવો ખ્યાલ સામાન્યપણે પ્રચલિત છે. પરન્તુ, એ વ્યક્તિ વિસારે પડી જાય, એના પ્રત્યેનું માન ઊડી જાય ત્યારે જ આમ બને છે. ગાંધીજી વિષે પ્રજામાં દિવસે દિવસે આદર વધે છે, પછી એ પ્રતિમા શી રીતે જડ બનવાની છે? ગાંધીજી એક ભાવનારૂપે છે અને એટલે જ બીજા કોઈ કરતાં એમની પ્રતિમા વાજબી ઠરે છે.

### માનસિક ભુખની અવગણના

ગુજરાતનાં જાણીતાં માસિકોને સુંઝવણ થાય, કોઈકને પાનાંની સંખ્યા કાપવી પડે, કોઈને ભાવ વધારવા પડે, કોઈને પ્રકાશન બંધ કરવું પડે એ





દુઃખદ ઘટના છે. આમે ય સાહિત્યને સ્વાશ્રયી બનાવવું આપણે ત્યાં કઠિન છે. પરન્તુ, કાગળની અછત અને મોંઘવારીને લીધે આવું પગલું ભરવું પડે એ શોચનીય છે.

એવાં કેટલાંય છાપાં–ફરફરિયાં–સામાયિકો પ્રકટ થાય છે કે જેમની સમાજમાં કશી જરૂર નથી, ઉલટું નુકશાન છે. પરન્તુ, લોકશાહીના સિદ્ધાંતોથી કે કોર્ટ–કાયદાની જંજાળથી એમને અભયદાન મળી જાય છે. આપણે લાચાર છીએ કે પ્રજાનો થોડો ભાગ જે લખી વાંચી શકે છે એમના ઉપર વિનાકારણનું ભારણ આવી પડે અને માનસિક ખોરાક પણ કમી થતો જાય.

એવો સમય ક્યારનો આવી ગયો છે કે અંકુશ નહિ તો અંકુશના જેવી કોઈ પદ્ધતિથી, કોઈ પ્રતિષ્ઠિત કમિટિની રચનાથી આપણે કાગળની યોગ્ય અને સરતી વહેંચણી કરી શકીએ અને એનો બગાડ અટકાવી શકીએ. આપણા માનસિક વિકાસની ખાતર આટલું તો થવું જોઈએ. ચોપડીઓના અને છાપાં–માસિકોના ભાવ વધારતા જવાથી કોઈનું ભલું થવાનું નથી.

બીજું ના થઈ શકતું હોય તો સારાં પુસ્તક–માસિકો, જેઓ ઓછી કિંમતમાં પ્રજાને યોગ્ય વાચન પૂરું પાડે તેમને સારું વળતર આપી મની ખોટ ભાંગવી જોઈએ. નવજીવન ટ્રસ્ટ જેવી વગદાર પ્રકાશન સંસ્થાએ આવો પ્રશ્ન ઉપાડી લેવો જોઈએ અને આ બાબતમાં ઘટતી સૂચનાઓ અધિકારીઓને–પ્રધાનોને ગળે ઉતારવી જોઈએ. નહિ તો જ્યારે વાચનની ભૂખ ઉઘડવાનો સમય થયો ત્યારે એના ભાવ વધી જવાથી આવેલી તક જતી રહેશે.

**'રાયે મંડપ રચાયો'**

જેમ પરીક્ષાઓ અને પરિણામોની ઋતુ બેઠી છે તેમ વિવાહ અને લગ્નની મોસમ પણ ચાલુ થઈ છે. સારું છે કે વિદ્યાર્થીઓને માથેથી લગ્નનો બોજો કંઈક ઉતર્યો છે, પરન્તુ બીજા પરણે એથી એની દોડધામ તો રહેવાની. તેમાંય સગાંઓમાં કે મિત્રોમાં આ પ્રસંગ આવ્યો એટલે ગામ પરગામ પહોંચી જવાની આપણી પ્રવૃત્તિથી આપણે હજુ થાક્યા નથી, એટલે ગીરદી, તાપ, ઉજાગરા, ખર્ચ—એ બધું આપણે ઉપાડી લઈએ છીએ; પેલી પરીક્ષાઓને પણ ઘડીભર મનાવી લઈએ છીએ.

જે પરણે છે એમને પુરતો આનન્દ હોતો નથી એટલે એ બીજાને ભેળવીને એને પાકો કરે છે. નહિ તો, મોટી વય થઈ છતાંયે ભપકાદાર કંકોતરીઓના, વરઘોડાના ને વાજાંના, બહુ મોટું સાજન એકઠું કર્યાના એવા વિવિધ પણ બાહ્ય સાધનો દ્વારા મળતા આનન્દ પાછળ આપણે શીના દોડીએ! વર કન્યા પોતાના પ્રયત્નથી મળ્યાં હોતાં નથી, કોઈકે ચોકઠું બેસાડી આપેલું હોય છે. એમને પરિચય હોય તોયે નામનો, પ્રેમ હોય તો યે જુજબાજ, સ્વાશ્રયી થવાનો મોકો હજુ મળ્યો ના હોય—કુટુંબના આધારે ઉથલવાનું હોય ત્યાં આનન્દ કેટલો હોય! મોટે ભાગે તો હરખાવું જોઈએ એવી માન્યતા જ વધરે કામ કરતી હોય છે, હરખ ઝાઝે નહિ.

આપણા હરખ–શોકને અંગત રાખવાને બદલે જાહેરના લાભાર્થે છૂટા મૂકી દેવાનું સૂઝે, એ પણ આપણું છીછરાપણું જ સુચવે છે.

**લગ્નની વય વધ્યા પછી—**

યુવકોને માથે જવાબદારી વધી છે. જેમ એમને પસંદગીની છૂટ મળી તેમ તેનો બોજ ઉઠાવી લેવાનું સ્વાભાવિક રીતે આવી પડ્યું: પસંદગીનાં જોખમ પોતે ઉકેલવાનાં અને ધંધે વળગી જતાં સુધી રાહ જોવાની. તે પછી હકનો આનંદ ભોગવી શકાય.

છોકરીની સ્થિતિ જરા જુદી છે. પહેલાં વયનું મથાળું બાંધેલું હતું. એ તોડી નાખ્યું તે ફરીથી બાંધ્યું બંધાવાનું નથી. પહેલાં એ એક ડગલું પાછળ ચાલતી, હવે સમાનતા મળી છે એટલે માતૃત્વ સાથે, આર્થિક બોજ ઉઠાવવાનો વખત આવ્યો છે. મોટી

ઉમરે લગ્ન થાય એટલે સ્વભાવની બાંધછોડ પણ મુશ્કેલ બની છે.

એની સામે ખરી મુશ્કેલી આવી છે તે પેલા પ્રેમના દાવાથી. પ્રેમનો મહિમા અખૂટ રહ્યો. પરંતુ એ કયાં ને ક્યારે થશે તે કહેવાય નહિ. નવા અપ્સરાઓમાં કોક પરણેલો પુરુષ મળી જાય પરન્તુ, હવે કાયદાથી એ દ્વાર બંધ થઇ ગયું. સમાજે વિધવાના તપની કિંમત હજુ ઘટાડી નથી એટલે કેટલાંકને એ તપશ્ચર્યા જકડી રાખે છે. કુંડળીઓ પણ હજુ જોરમાં છે અને એ પણ એનો ભાગ ભજવે જ. ગામ કુળ અને આર્થિક હાલત પણ જોખી માપીને તપાસી જવાની. આટલી ભુલભુલામણીમાંથી મર્યાદા જાળવીને પ્રેમનો પંથ ખોળી કાઢવો કે સંસાર ચલાવવો દોહ્યલો છે.

વય વધારી આપી આપણે એના સંગાથી સંસ્કારોને આવકાર્યા નથી. શુકન-અપશુકનથી ઘેરાઇ ગયેલો ધર્મ ઘડી ઘડી 'નીતિ જોખમમાં છે' એવું બુમરાણ મચાવી મૂકે છે.

## પ્રેમને માર્ગ આપીએ

નવી સમાજ રચના તો થતાં થશે, હાલ તો જૂનાં રિવાજોમાં છેદ પડતા જાય છે અને એની મરામત પણ થતી જાય છે. નવા ચીલા તો નામના જ પડયા છે અને એ રસ્તે જાણે હવાઇ મુસાફરી થતી હોય એમ બધા ભડકી ઉઠે છે.

જો પ્રેમની વાત આવકારવી હોય તો આપણે એનો માર્ગ મોકળો કરવો જોઇએ. એમ કરતાં થોડું સાહસ પણ ખેડવું જોઇએ. બે પત્ની વાળો પ્રતિબંધ પ્રેમલગ્નને બાધક નીવડે એ દેખીતુ છે—ખાસ કરીને શરૂઆત થય છે ત્યારે. ખરું જોતાં એક પત્નીત્વ એ હિંદુ આદર્શ હતો જ નહિ, એ ખ્રીસ્તી આદર્શ ભલે હોય.

પ્રેમને આવકારવો હોય તો એક વાતમાંથી બીજે કુદકો મારે તો એ પણ આવકારવું જોઇએ. હિંદુ-મુસલમાન-ઇસાઇ-પારસીમાં આવનજાવન કરનારને ય અભિનંદવા પડશે. મોટી ઉંમર સુધી સ્વેચ્છાએ કુંવારા-કુંવારી રહેનારને માનના અધિકારી ગણવા જોઇશે. અનીચ્છાએ કે વિના લગ્ને આવી પડેલું માતૃત્વ દોષરહિતનું ગણવું પડશે. મોટી વયે થતા સહચર્યને અનુમોદન આપવું પડશે. આવી રીતે પ્રણાલિકાઓ તૂટશે નહિ તો પ્રેમલગ્નો શું કદીયે સાધારણ બની શકવાનાં છે?

પરન્તુ આપણે તો બાળકો ઉપર ધરી રાખેલી છત્રી એ મોટાં થઈ જાય તોયે રાખી મૂકીએ છીએ. આપણી સુઝ સુજબનો આનન્દ એમને ભાગે રાખીએ છીએ, એમને એ જ ગ્રહણ કરાવીને છોડીએ છીએ. મૂળ પ્રવાહો કયા છે એ પારખી એમાંથી પાણી વાળવાને બદલે નાહક ઊંડા ઉતરી ગયેલા કે સુકાયેલા કુવાઓમાં ઠામ ઉતારી થાળા ઉપર ફરિયાદો કર્યા કરીએ છીએ.

## જૂની પ્રથાઓની મશ્કરી?

સરકારી ઢબે પણ પ્રણાલિકાઓને જાળવી રાખવાની કાળજી દેખાય છે તેનું શું? હમણાં અફઘાન વડાપ્રધાનને મેજબાની આપી ત્યારે રાજાજીએ 'પાણી'થી ટોસ્ટ-શુભેચ્છા કરી. એ વખતે પાણીના સનાતન તત્ત્વનાં ઉલ્લેખ પણ કર્યો છતાં જે પ્યાલામાં પહેલાં વાઇન રહેતો ત્યાં પાણી રાખી એમણે એક પ્રથા જાળવી રાખી. શું રોટલીના બે ભાગ કરી મહેમાનનું માન જાળવી ન શકાત? કોઇ ખાસ પ્રકાશની યોજના દ્વારા શુભેચ્છા વ્યકત કરી ન શકાત? શાથી પ્યાલો જ ઉઠાવી પ્રથાનું સ્થુળ સ્વરૂપ કાયમ રાખ્યું? અતિથિના પાદપ્રક્ષાલન કે આરતિ સુધી આપણે જેમ ન જઈ શકીએ તેમ 'પાણીથી ટોસ્ટ ન લઇએ તો?

## કે નવી પ્રથાની ઉતાવળ?

અને છતાં આપણે ક્રાંતિયે કરવી છે. સંપૂર્ણાનંદે કહ્યું કે હરીફાઇમાં જીતનારને 'કપ' શા સારૂ, ભાલા આપવા જોઇએ. રાજાઓ ખુશ થતા ત્યારે તલવાર બંધાવતા એના જેવું. કે પાઘડી બં-

પંપ





શેલુ આપે, પોષાક આપે એના જેવું. પરન્તુ આ વાતે કાંઇ જોર પકડ્યું લાગતું નથી.

ચાંદ–કપ–ઢાલ–રીબન–એવાં પ્રતીકોમાં આપણે પ્રદર્શની તત્ત્વ જોઇએ છીએ. એવું જ રાવ સાહેબોમાં હતું ને તે તો ગયું. એમાં જો કે હરીફાઇ ન હતી પણ કદર તો હતી, પછી ભલે એની ઢબ આપણને ન રૂચતી હોય.

હાલતાં ને ચાલતાં આપણા ગુણ–અવગુણોનું પ્રદર્શન આપણે જાણે અજાણ્યે કરતા જ હોઈએ છીએ. એમાં ચાંદ કાઢી નાખી બચી જવાના નથી. તેમ એમાં ઉમેરો કરવાની યે જરૂર નથી. જેમ પ્રદર્શની માનસ સારું નથી તેમ ઉત્તેજનનો અભાવ પણ વિકાસને રૂંધે છે. શું લશ્કરમાં કે શું નાગરિકોમાં કર્તવ્ય બજાવનારની પીઠ થાબડનાર જોઇએ છે. એનું સંભારણું સચવાઇ રહે એવી ઇચ્છા રહે છે.

ચાંદ–કપને બદલે ભાલા આપવામાં પ્રણાલિકા બદલવાની ઇચ્છા છે, પ્રદર્શન ટાળવાનો હેતુ દેખાતો નથી. જેમ સર અને રાવસાહેબના ઈલકાબો રદ કરી નાંખ્યા છે તેમ ચાંદ પણ ગયેલા જ સમજવા જોઇએ, પરન્તુ, કપ, ઢાલ વગેરે બદલવાનું ફાવે એમ નથી કેમકે એગનો આંતરરાષ્ટ્રીય દરજ્જો ઘણી રીતે આપણે કબુલ રાખ્યો છે. આમ છતાં નાના મેળાવડામાં એ પણ રદ કરી શકાય. અને એને બદલે ઉપયોગી ચીજોનો વપરાશ વધે તો સારું, સારી, ટકાઉ ને કામની ચીજો ન મળે ત્યાં તો જૂની પ્રથા ચાલુ રાખવામા ખોટું શું?

### ઈનામ પછી : કૃતિ પહેલી

ઇનામી હરીફાઇમાં ગુજરાતી લેખકોને–વાર્તાકારોને ઉતરવાનો એક અવસર હમણાં ગયો. અને એમાં દુનિયાની હરીફાઇ સુધી પહોંચવાનો અવકાશ રહેલો હતો. પરન્તુ, હરીફાઇમાં ભાગ લેવા કેટલાક તૈયાર થતા નથી એ આપણાથી અજાણ્યું નથી. આમાં કોઇકવાર બીજાઓને તક આપવાની ઇચ્છા હોય છે કોઇકવાર હરીફાઇમાં ઇનામ ન મળે તો નામના ઘટી જવાનો પણ ભય રહેલો હોય છે. એથી તો ઇનામનો હક કાઢી નાખી કેટલાક હરીફાઇમાં ઉતરે છે.

આમ તો ગુજરામાં દર વર્ષે કેટલીય વાર્તાઓ લખાય છે. એમાંથી જ પસંદ કરવાની હોત તો ક્ષોભ ના રહેત પરન્તુ, ઇનામ મળવાનું એ જાણીને કેટલાક સિદ્ધહસ્ત વાર્તાકારો વિચારમાં પડી ગયા અને મેદાન છોડી દીધું. કેમ જાણે વાર્તાકારની દરેક કૃતિ ઈનામને લાયક નીવડે એવી ન હોવી જોઇએ અગર ઇનામને લાયક નીવડે એવી કૃતિ પસંદ કરી બાજુ ઉપર અલગ રાખી મૂકી હોવી જોઇએ! ઓર્ડર મુજબ તો ભજીઆં–પુરી આવે, સાહિત્યની કૃતિ ન આવી શકે. એટલે સાહિત્યની હરીફાઇમાં ભાગ લેવાની જરૂર ન રહેવી જોઇએ, અમુક સમય મર્યાદામા પ્રગટ થયેલા લખાણોમાંથી ચુંટણી થાય તો કૃતિઓ સારી નીવડવાનો સંભવ રહે છે.

### એક તક એળે ગઇ

અમદાવાદમાં મહાસમિતિની બેઠક મળી ત્યારે માર્ગદર્શનની આશા રહેલી. નેતાઓએ ઐતિહાસિક ને પ્રેરણાદાયી વાતાવરણનો ઉલ્લેખ પણ કરેલો. પરન્તુ કોન્ગ્રેસ ત્યાંની ત્યાં જ ઉભેલી દેખાઇ. અન્ન કટોકટીના તબક્કે એ જ સ્થળે બેદરકારી જોઇ ઉલટું માઠું લાગ્યું.

આ તકે ગુજરાતના કાર્યકર્તાઓએ બિન–રેશની અનાજના ભોજનો ગોઠવી આખા ભારતનું લક્ષ ખેંચવું જોઇતું હતું. જે રેશન મંજુર થયું હતું એમાં સરકારનો દોષ નથી, ત્યાંના સ્વાગત કાર્યકરોની સૂઝનો અભાવ છે. એમની સામે પૈસાનો સવાલ પણ ગૌણ હતો. એમણે ધાર્યું હોત તો કઠોળ, ઈંડા, દૂધ, ફળ, શાક એમાંથી ઘણું બનાવી શકત. આવી પહેલી વિચારવા જેવી બાબત ઉપર પણ કોન્ગ્રેસ નિષ્ક્રિય રહી એ દુઃખદ છે.

અને નેતાઓની સામે થઇને છેવટે એક ઠરાવ મહાસમિતિએ પસાર કર્યો ત્યારે એ વનસ્પતિ ઘીની બનાવટ ઉપર અંકુશ મૂકવાનો હતો. એ નુકસાન-

કારક છે એમ વારંવાર કહેવામાં આવ્યું અને કોઇ પણ જાતના ઉકેલની સૂચના સિવાય ભેળસેળના નામે ઠરાવ પસાર કરી નાખ્યો. આમ કરીને મહાસમિતિએ પોતાનું પાણી માપી નાખ્યું છે કે કશી ગંભીરતા વિના એ ઉછળ કરી શકે છે અને ગંભીર બનાવો ઉપર એની પકડ રહી નથી. આવા ઠરાવને સરકાર પણ શી રીતે ટેકો આપી શકશે?

### શુભ હેતુ પણ અવળો ઉત્સાહ

પ્રજામત કેળવવાને બદલે કાયદાથી કામ કરાવવાનો બાલિશ યત્ન સૌરાષ્ટ્રની સરકારે કરવા ધારેલો તે વખતસર પડતો મૂકવો પડ્યો છે. મડદાંઓને ખભે ઊંચકીને સ્મશાને લઇ જવાની આપણી પ્રથામાં સુધારો થવાની જરૂર તો છે જ. પરન્તુ એ માટે સરકારે કાયદા કરવાની સીમા સુધી પહોંચી જવું પડે ત્યારે તો એમની દયા જ આવે છે.

ઘણી વાર આપણે સાંભળીએ છીએ કે પ્રજાએ દરેક વાત ઉપર સરકાર તરફ નજર નાખવી વાજબી નથી. બીજી બાજુએ સરકારને ઉત્સાહ ઉભરાઇ આવે એટલે તરત કાયદો ઘડવાની વાત ઉપાડે છે. ઘણાં કરવા જેવાં કામો પ્રજા જાતે ઉપાડી લે તે ઇચ્છવા જોગ છે તેમ સરકાર, પ્રજા ઉપાડી શકે તેવાં કાર્યોમાં દખલગીરી ના કરે તે જ યોગ્ય છે.

સત્તાથી દોરવણી આપવી એક વાત છે અને તેનો ઉપયોગ કરી અમલ ચલાવવો એ જુદી વાત છે.

### સામાજીક સુધારણામાં શિથિલતા

જ્ઞાતિઓના ભેદ ભાંગવા જેમ જરૂરી છે તેમ એમાં સુધારણા માટે પ્રચાર કાર્યની ખૂબ જ જરૂર છે. આપણા આખા સમાજને સ્પર્શ કરી જતી જ્ઞાતિભાવના આજે તો એમની એમ જ પડી છે. ગાંધીજીએ એ દિશામાં ઘણું કાર્ય સાધેલું પણ આજે એ પ્રવાહ ધીમો પડી ગયો છે, અને કંઇક અંશે લડાઇની કમાણીમાંથી પાછો પડી ગયો છે અને જુનવાણી તત્વો અને વિચારો આગળ આવ્યા છે.

સારૂં છે કે લેવડ દેવડની પ્રથાઓ ઉપર સરકારી અંકુશો ખેડા નથી, નહિ તો એમાંય કાળી પદ્ધતિ આવી જાત. અને એમ ને એમ જીવનની સર્વ પ્રવૃત્તિમાં કાળાશ ભળી જાત. બાળલગ્નો સામેનો કાયદો બાળકોની લાચારીનું રક્ષણ કરવા સારૂ હતો તે આવકાર્ય ઠરે માટે મોટી વયનાં સ્ત્રી-પુરુષોમાં કેવી રીતનાં લગ્નો હોવાં જોઇએ. તેના કાયદા વાજબી ન ઠરે. આમાં કોઇનાં બંધનો ન હોવાં જોઇએ. બંધનોની મર્યાદામાં રહી ઉછરેલો સમાજ અકુદરતી રીતે ઉછરેલો હશે અને એમાં સાહસ કે સમજ ઓછાં રહેશે, *જીવનમાં અનિષ્ટો તો ઘણાં યે હોય છે* એ સામે પ્રજાનું ધ્યાન ખેંચવું, એને પ્રયત્નશીલ કરવી, એને સમજણ આપવી એ બરાબર છે. પરન્તુ એવી જાગૃતિ કે પ્રવૃત્તિ છીનવી લેવાનું કાર્ય એકંદર નુકસાનકારક છે.

### શ્રી ભાઈલાલભાઇને નહેરો સોંપો

ગુજરાતમાં નહેરોની યોજનાઓ વિશે શરૂઆત થઈ છે. પરન્તુ દેશની મોટી મોટી યોજનાઓના પાયા ડોલવા લાગ્યા છે ત્યાં ગુજરાતનો નહેરોનું કાર્ય ક્યારે ઉકેલાશે તે કહેવું વસમું છે. આ વિશે વલ્લભ વિદ્યાલયવાળા શ્રી ભાઈલાલભાઈએ સારો પ્રકાશ પાડ્યો છે અને મહી નદીની યોજના ઉપર ભાર મૂક્યો છે.

કોણ જાણે કયો બનાવ બની ગયો કે શ્રી. ભાઈલાલભાઈ ઇજનેર તરીકે જે બાહોશ હતા તે હમણાં કેળવણીની સંસ્થામાં ખૂંપી ગયા છે. એમને હાથે તો મહીની નહેર જેવાં પ્રજાની કાયમી આબાદીવાળાં કામો ઉકેલવાં જોઇતાં હતાં. હજુ યે એમની પાસેથી આ દિશામાં ઘણું કામ લઈ શકાય એવું છે, ધારે તો એ એકલા જ આખી યોજના શરૂથી તે આખર સુધી ઉપાડી લે તેવી શક્તિ ધરાવે છે, પરન્તુ, સરકારના ઉપક્રમે આવાં કાર્યો ચાલે તો એથી રૂડું શું?

અન્ન કટોકટીના વખતમાં ભરૂચ જિલ્લા





વડે પાણી ખેંચી નહેરોનો એક સફળ અખતરો કર્યો છે અને તેથી પ્રજામાં વિશ્વાસ વધ્યો છે. આપણે કંઈક કરી શકીએ છીએ એ હવા કેટલી સારી છે! આવા યત્નો ન હોય ત્યાં એકમેકની ટીકાઓ અને કડવાશ જ વધે છે, ઝઘડાળુ માનસ થાય છે, ઉત્સાહ ઓસરી જાય છે.

એ અખતરો જોયા પછી જ્યારે બંધ બાંધી નહેરોમાં વાળેલું પાણી મળતું થશે, વીજળી મળતી થશે, વહાણોની અવરજવર વધશે ત્યારે પ્રજાની શિકલ ફરી જશે એની કલ્પના કરવી અઘરી નથી.

'નહિ' અને 'ખરું'

આવું તો ઘણું કરવા જેવું છે, ત્યારે આપણે ત્યાં મોટે ભાગે મનાઈહુકમોથી સંતોષ લેવામાં આવે છે. દારૂ ન પીશો. અમુક સ્થળોએ બીડી ન પીશો. જુગાર ન રમશો, બીજી સ્ત્રી ન કરશો વગેરે તે કાયદાથી બંધ થયાં ને થતાં રહેશે. બાકી સેવાધારીઓ એમનાં વ્રતો રજૂ કરીને એવી બીજી મનાઈઓ ફરમાવી જાય છે—ખાંડ ન ખાશો કે ચા ન પીશો કે શોખ ન કરશો. આમ આપણી પ્રવૃત્તિ નકારાત્મક વલણ લેતી થઈ છે.

આવી પ્રવૃત્તિઓથી યે ફળ તો મળવાનું છે પણ જે રીતે એની અસર લાવવામાં આવે છે તે યોગ્ય નથી. આપણી કુટેવો સુધારવી જોઈએ એમાં કોઈની ના નથી. પણ એના ઉપર ધ્યાન કેન્દ્રિત કરીને આપણે એ જ કુટેવને ઉશ્કેરી મૂકતા નથી શું? પહાડની ખીણોમાં જે અણદીઠાં જોખમો હોય તો એમાંથી બચવાનો બીજો રસ્તો શિખરો તરફ વળવાનો છે. એની લગની લાગી એટલે પેલાં જોખમો આપોઆપ ટળી જાય છે. એ રીતે આપણી નજર આગળથી બંધ થયેલી ક્ષિતિજો ખોલવામાં આવે તો આવી નકારાત્મક વલણ દાખવવી ન પડે. અને કંઈક નવીનતાથી ભરપૂર, કલ્પનાને ઉત્તેજી શકે એવું, નવો વિશ્વાસ પ્રેરનારું આપણે સહેલાઈથી મેળવી શકીએ.



## મને સમર્પું

પડ્યો રહ્યો કાગળ છો લખ્યા વિના,
ભલે કમાણીથી જીત્યા ન પૈસા,
પડ્યું ભલેને અભરાઈ પુસ્તક
ઊઘાડ્યું ના છો હજી હોય બીલ્કુલ.
છો કારખાનાનું અપૂર્ણ કાર્ય
અપૂર્ણ ને એમનું એમ હોય,
તમા નહીં શિક્ષક પાઠની જરી
વ્યાખ્યાનની સાધુ તણા તમા શી?
વકીલ ન્યાયાલયમાં દલિલની
રેલાવતો હોય નવી રસાવલી,
ન્યાયાધીશે વા સમજાવી ન્યાયના
ખંડો, ભલે ન્યાય દીધો તમા ના.

મારા કરોમાં તુજ ગૂંથશે કરો?
પૈસાથીયે કિંમતી પ્રેમ મારો.
કાનૂન, વ્યાખ્યાનથી સાધુના વા,
મને સમર્પું તુજના કરોમાં.
મારી મહીં શું તુજને સમાવશે?

પ્રવાસ મારી સહનો સ્વીકારશે?
ગૂંથાશું શું આપણ એક મેકમાં
આ જિંદગી ને પછી યે ન છૂટતાં?

ભગીરથ મહેતા

[ Walt Whitmanના એક કાવ્ય ઉપરથી.

# સાંસ્કૃતિક ઐકયની રમ્ય ગાથા : આસ્તિક*

રાસુ પંડિત : હર્ષિદા પંડિત

"જગતને પ્રેમ અર્પો સૌ"ની ભાવના વ્યક્ત કરનાર ને એને પોષનાર સ્વ. સાને ગુરુજીનો માનવપ્રેમ મહારાષ્ટ્રમાં જ નહીં, પણ ગુજરાતમાંય એટલો જ જાણીતો છે. આથી જ કદાચ શ્રી જયંત પરમારે ગુજરાતી જનતા સમક્ષ એમની એક પછી એક નવલકથાઓ અનુવાદ કરીને રજૂ કરવા માંડી છે. 'કરુણાદેવી', 'સંધ્યા' ને 'પુનર્જન્મ' પછી 'આસ્તિક' એ એમનો ચોથો અનુવાદ છે ને સાને ગુરુજીની ગુજરાતીમાં અનુવાદ પામેલી નવલકથાઓમાં આ નવલકથા શ્રેષ્ઠ છે એ નિર્વિવાદ છે. લેખકે પોતે જ પોતાની બધી કૃતિઓમાં આ કૃતિને શ્રેષ્ઠ ગણી છે.

'આ દેશ દરેક ધર્મ ને સંસ્કૃતિના માણસને એક સરખા પ્રેમે વધાવી લે એવી મને હોંશ છે. મારા માનવ જીવનમાં આ સ્વપ્નને હું રાતદિવસ મનમાં રાખું છું. આ ભવ્ય કલ્પના જ મને આનંદ આપે છે. એવા ભારતનું મનોહર ચિત્ર મારી આંખો સામે નાચે છે. ગમે એવી વિકટ પરિસ્થિતિમાં પણ હિંદુ મુસલમાનનું ઐક્ય મૃગજળ જેવું જ લાગે એ તો નિરાશા કહેવાય. પણ એ વાસ્તવિકતા તરત જતી રહે છે...આસ્તિકનો એ પ્રયોગ આ દેશમાં એક પરિપૂર્ણ થશે, એ માટે જ આ પ્રાચીન દેશ છે એવી મને શ્રદ્ધા છે"...આ મહાન આશા માટે જીવનાર સાને ગુરુજીનો જીવન-દીપ આજે ઓલવાઈ ગયો છે; ને એમણે 'આસ્તિક'માં વ્યક્ત કરેલું સાંસ્કૃતિક ઐક્યનું સ્વપ્ન પણ છૂંદાઈ ગયું છે. એ છૂંદાઈ ગયેલું સ્વપ્ન કાળ વળતાં જ પાછું ઊભું થાય અને ધર્મ ને સંસ્કૃતિના સંકુચિત વાડામાંથી દેશને બહાર આણી શકે તો સ્વર્ગમાં બેઠાં પણ શ્રી ગુરુજી 'આસ્તિક'ને પુષ્પાંજલિ અર્પશે; પરંતુ આજે જ્યારે 'ઇસ્લામ ખતરેમેં હૈ' ને 'હિંદુ લોગ, ઉઠો, જાગો ! ધર્મકી રક્ષા કરો'નાં સૂત્રો, ગંદા રાજકીય હેતુઓ ઉપર સંસ્કૃતિના સુંદર વાઘા ઓઢાડીને, પોકારવામાં આવે છે ત્યારે દરેક વિચારકના મનમાં પ્રશ્ન ઉદ્ભવે છે કે જે ઉદાત્ત ધ્યેય માટે આધુનિક યુગના આસ્તિકે—મહાત્મા ગાંધીજીએ—જાન આપ્યો એ ધ્યેય પરિપૂર્ણ થવાની આશા શું આકાશકુસુમવત્ જ રહેવાની ? કોણ નહીં ઇચ્છે કે 'આસ્તિક'ની ઉદાત્ત ભાવના દરેક હિંદી ને પાકિસ્તાનીના શરીરની રગેરગમાં પ્રવેશે ?

'કલાને ખાતર કલા'ના અનુયાયીએ આ નવલકથા નથી લખી; આદર્શની સિદ્ધિ અર્થે કલાની સાધના કરનાર એક આદર્શવાદીની અંતરભાવના જ આ કથામાં આવિર્ભાવ પામી છે. ધર્મ ને સંસ્કૃતિની ભિન્નતાને કારણે જે વાડા દુનિયાના જુદા જુદા દેશોમાં પડ્યા છે એ મિટાવી દઈ પ્રેમ અને ત્યાગની ભાવના ફેલાવવાનો ઉચ્ચ આદર્શ આ નાનકડી નવલકથામાં ખૂબ સુંદર રીતે વ્યક્ત થાય છે. લેખક કથાનું વસ્તુ મેળવવા માટે આપણી પૌરાણિક કથાઓમાં ઊંડા ઉતર્યા છે ને નાગ અને આર્ય સંસ્કૃતિ વચ્ચે ચાલેલા ગજગ્રાહનો એમણે સુંદર સમાધાન વડે સૂચક અંત આણ્યો છે.

તપસ્વી આસ્તિકનું વ્યક્તિત્વ આધુનિક યુગના તપસ્વી ગાંધીજીને દૃષ્ટિ સમક્ષ રાખીને જ જાણે આલેખાયું લાગે છે. એમની વાણીમાં નવો બોધ છે. પરંતુ એ બોધ એવી સુંદર વાણીમાં ને અદ્ભુત દૃષ્ટાંતો વડે દેવાયો છે કે એ ફક્ત કર્ણપ્રિય જ ન નીવડતાં હૃદયના તાર પણ ઝણઝણાવી જાય છે. આ નવલકથા ગમે તેવા નિરાશાવાદીના હૈયામાં પણ હિંદુ-મુસ્લિમ સંસ્કૃતિના ઐક્ય વિશે ઘડીભર માટે તો શ્રદ્ધા ઉત્પન્ન કરી જ જાય છે.

નાગજુવાન 'નાગાનંદ'ને આર્યકન્યા 'વત્સલા'નાં પાત્રો ખૂબ આદર્શ છે; માનવ માત્રમાં સ્વભાવિક રીતે જન્મતી આકર્ષણવૃત્તિને કચડી નાખી વાર્તાને અવાસ્તવિક વાતાવરણમાં ખેંચવા જેટલા 'વેદીયા' ગુરુજી નથી બન્યા એ અભિનંદનીય ગણાય. ઘરડી સુશ્રુના માતાનું પ્રેમાળ વર્તન વાચકના હૃદયમાં માતૃપ્રેમની સુંદર ઝાંખી કરાવે છે. કાળો પુરુષ ને ગોરી સ્ત્રી વચ્ચેનો પ્રેમ, એ પ્રેમને ગમે તે ભોગે નિભાવવાની ઉત્કટ ભાવના ને આદર્શપ્રાપ્તિ અર્થે ઘણું

* પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ લિ૦; ફરનાન્ડીઝ પુલ: ગાંધી રસ્તો: અમદાવાદ ૧. કિંમત રૂપિયા





કરેલો એખ કથાને ધ્યેયલક્ષી સાબીત કરવામાં સર્વાંશે સફળ નીવડે છે. દોલાયમાન વૃત્તિવાળો "કાર્તિક" દ્વિધામાં અટવાતો ને વાચકમાં પણ દ્વિધા ઉત્પન્ન કરતો હોવા છતાં સાંગોપાંગ ઉતરે છે. "આસ્તિક" મુનિના પાત્રાલેખનમાં તો લેખકે જાણે છે કે હૃદય નીચોવ્યું હોય—હૈયે હોય એવું જ હોઠે આવ્યું હોય—એમ ભાસે છે આખી ય નવલકથામાં વસ્તુગૂંથણી પણ સરસ પ્રકારની છે.

આવી ઉત્તમ નવલકથા ગુજરાતીમાં અનુવાદરૂપે રજૂ કરવા બદલ શ્રી. જયંત પરમારને અભિનંદન ઘટે છે અનુવાદકાર્યમાં એમની હથોટી પહેલી ત્રણ નવલકથા કરતાં આમાં વધુ બેઠી છે એમ ચારેય નવલકથાઓ વાંચનારને લાગ્યા વિના રહેતું નથી. આસ્તિકના લાંબા પ્રવચનો લખતી વેળાએ ગુરુજીએ પાત્ર સામે જે તાદાત્મ્યના અનુભવી હશે, લગભગ એટલી જ તાદાત્મ્યતા અનુવાદકે પણ અનુભવી હોય એવું એમના રસપ્રદ અનુવાદ પરથી લાગે છે; પરંતુ નવલકથાને લોકભોગ્ય બનાવવાની ધૂનમાં એમણે ગુજરાતી–કાઠિયાવાડી બોલીનો શંભુમેળો કરી નાખ્યો છે. 'વઢવેડ', 'માં,' 'નોખનોખી,' 'હેઠો', 'મોટમોટાં,' 'જોવે', 'તું છો', 'વેંઢાર્યો', 'દાધી', 'ધરોબો' વગેરે શબ્દોનો વારંવાર થનો ઉપયોગ ભાષાની સુંદરતાને કોકકોક સ્થળે વિકૃત કરી નાખે છે.

કથાના અનુવાદમાં રસક્ષેપ ન થાય એ વિષે કાળજી રાખવામાં અનુવાદકે વ્યાકરણને ભયંકર અન્યાય કર્યો છે. ૧૯૨ પાનાંની નવલકથામાં જ્યાં અનુસ્વાર મૂકવા જોઇએ ત્યાં ન મૂકાયા હોય એવી ભૂલો લગભગ ૬૨૮ છે ને જ્યાં અનુસ્વાર ન મૂકવા જોઈએ છતાં મૂકાયા હોય એવી ભૂલો લગભગ ૬૯ છે. જોડણીની એક પણ ભૂલ ન થાય એ વિશે વિદેશોના પ્રકાશકો ને લેખકો જેટલી કાળજી રાખે છે એમાંથી આપણા પ્રકાશકો ને લેખકોએ ધડો લેવા જેવો છે. આ નવલકથામાં જોડણીની ભૂલો પણ ઠીકઠીક સંખ્યામાં નજરે ચડે છે. વાક્યની શરૂઆત 'તમે'થી કરીને 'તું' ઉપર ઉતરી પડયા હોય એવાં દૃષ્ટાંતો પણ એક કરતાં વધારે જડી આવે છે. નવલકથા ઝટ છપાવવા મોકલવાની ઉતાવળમાં, વાક્યોમાં યોગ્ય સ્થળે અલ્પવિરામ ને અર્ધવિરામ મૂકવા જેટલો વિરામ પણ, એમણે લીધો નથી. કોઈકાઈ વાક્યોની રચના પણ કઢંગી ને વ્યાકરણના નિયમોથી વેગળી છે:

(૧) "આપણે આપણી લડત એ રીતે લડીએ કે જેને લીધે ઉદાર આર્યો પણ આપણા પડખે ઊભા રહેશે, આપણો પક્ષ લઇને એ બોલે. એવા મહિયારા પ્રયાસથી વક્રતુંડ પણ જરા ઠેકાણે આવશે."

(૨) "એમના સ્વાગતની તૈયારી કરો, એને લેવા આપણે બધા જશું"

(૩) "નરવીર પાર્થનો મહિમા બધા જાણે છે. અને એમની માતા કુંતીના વ્રત–સમાપ્તિવેળા તમે મોકલેલ સફેદ અંગવસ્ત—એવો આપણો સંબંધ."

આ અને આવી બીજી ઘણી ક્ષતિઓ સહેજ વધુ કાળજી સેવવામાં આવી હોત તો જરૂર સુધારી શકાત, પરંતુ સહેજ ઉતાવળને કારણે કથાનું થોડું હીર ચૂસાઈ ગયું છે. બીજી બધી દૃષ્ટિએ અનુવાદ સફળ ને રૂચિકર છે એ વિષે શંકા નથી. પુસ્તકનું સુશોભન પણ ઊડીને આંખે વળગે એવું સરસ છે. આશા રાખીએ કે શ્રી પરમાર હવે જે કોઇ અનુવાદો રજૂ કરશે એમાં આ ક્ષતિઓ ટાળીને ગુજરાતી સાહિત્યને વધુ સમૃદ્ધ બનાવવામાં યથાશક્તિ ફાળો આપશે.

☆

નવા લેખકો મનમાં એટલી ગાંઠ વાળે કે નિષ્ઠા, આત્મનિષ્ઠા, સાહિત્યનિષ્ઠા, ઇમાનદારી સૌથી શ્રેષ્ઠ નીતિ છે. જેનામાં આ નિષ્ઠા છે તે કદી કોઇ જુથ કે વાડાબંધીમાં ફસાતો નથી. એને દુર્વિદગ્ધ વિવેચકોના ગમે તેવા દુરાશયી વિવેચનોથી પણ ચિંતા થતી નથી. સાહિત્ય જગતમાં જલદી જલદી કીર્તિ પ્રાપ્ત કરી લેવા તે અધીરો થતો નથી. એને ખાત્રી છે કે એની કૃતિઓમાં સત્ય હશે તો હજારો વિવેચકોની નિંદા છતાં તેનું સાહિત્ય જીવી જશે. આવી પ્રબળ નિષ્ઠા લેખક માટે આવશ્યક છે.

'વિવેચના'માં ઈલાચંદ્ર જોષી

# કુમારી ચિપલુણકર

સિદ્ધાર્થ


હું એની પડખોપડખ જ બેઠી હતી. આગગાડી તો પૂરપાટ આગળ ને આગળ દોડયે જતી હતી. એક તો ત્રીજા વર્ગનાં ખીચોખીચ ભરેલાં ઉતારુઓ, અને તેમાંયે સ્ત્રીઓના ડબ્બાથી તો તોબા! એના ખોળામાં અધવચ્ચેથી ઉઘાડેલી એક ચોપડી ઊંધી પડી હતી અને એવી ભારે ગીરદીમાં પણ એ તો ધસઘસાટ ઘોરતી હતી.

એની એ ઊંઘમાં ખલેલ પાડવાનું મને મન થયું હતું એ તો પેલી ચોપડી લેવા માટે! પણ ફરી પાછું થઇ આવ્યું કે બાપડી માંડમાંડ આજે જ નિરાંત મેળવી શકી હોવી જોઇએ; એટલે તો નફકરી થઈને ઊંઘે છે! ખોળામાં પડેલી ચોપડીનું નામ વંચાય એવી રીતે એ પડેલી હતી એટલે મને એનામાં વધારે રસ જાગ્યો. એના ખોળામાં ખય્યામની અંગ્રેજી રુબાઈયત પડી હતી, એ પણ પેલી 'જયકો'ની નાનકડી આવૃત્તિ નહિ, પણ ખાસ્સી મોટી સુશોભિત —De Luxe આવૃત્તિ હતી. એટલે એ ચોપડી ઉપરથી પણ એની એ માલિક વિશે થોડોક ખ્યાલ આવી શકે એવું હતું.

મુંબઈથી નાગપુર જનારાં ઉતારુઓમાં ગુજરાતી બહુ ઓછાં હોય. વળી ત્રીજા વર્ગના સ્ત્રીઓના ડબ્બામાં તો મરાઠી સ્ત્રીઓની પણ સાવ સંસ્કારવિહોણી સોબત મળે. એટલે જ્યારે બોરીબંદરથી મેઈલ ભાયખલા ને દાદર વટાવીને કુર્લા આવીને ઓચીંતો ઊભો રહ્યો ત્યાં સુધીમાં મારી નજર ડબ્બાનાં બધાં ઉતારુઓનું ઊડતું અવલોકન કરી એ ઊંઘતી સ્ત્રી પર સ્થિર થઇ હતી. હું વિચારમાં જ હતી કે કોઇવાર નહિ ને આજે આ ગાડી કુર્લા કેમ ઊભી રહી?

પણ ગાડી ત્યાં ઊભી રહી ત્યારે એવો સખત આંચકો લાગેલો કે મારી પડખે બેઠેલી બહેનને પણ ન છૂટકે ઊંઘમાંથી જાગી જવું પડયું!

એની પડખે બેઠી હતી હતી ત્યારે અજાણતાં જ એના પાલવનો છેડો મારી નીચે દબાઇ ગયો હશે એ તો જ્યારે ગાડી ઊભી રહી ત્યારે સફાળી ઊભી થઇ ગઇ ત્યારે જ મને જણાયું. ખૂબ ભલમનસાઇથી અને સફાઇપૂર્વક એનો છેડો ખેંચી લેતી વેળાએ મને આપેલી તકલીફ માટે સંસ્કારી વાણીમાં મારી પાસે માફી માગવાનો શિષ્ટાચાર કરતી એની આકૃતિ દેખાઇ ત્યારે એના માટે ધાર્યા કરતાં પણ વધારે માનની લાગણી મને થઈ આવી.

થોડી વારમાં એ સ્વસ્થ થઇને પાછી મારી પાસે ગોઠવાઈ ગઈ ત્યારે વળી પાછી હું એના વિશેની કલ્પનાએ ચડી ગઇ. એની વાચાળતા હવે છુટ્ટીદોર વહેવા લાગશે એમ મને તરત જણાઈ ગયું હતું. અને હું સ્ત્રીઓના ડબ્બામાં બેસીને મારી આ નાગપુર મેઇલની લાંબી મુસાફરી શી રીતે પાર પાડીશ એવી મને થયેલી શંકા તો સાવ નિર્મૂળ બની ગઇ હતી.

દેખાવે, પહેરવે–ઓઢવે તો એ દક્ષિણી લાગતી હતી. મેં પણ આજે પાછળ છેડો લટકતો રાખીને સાડી પહેરી હતી એટલે મને જોઇને કોઇ પહેલી નજરે તો ગુજરાતણ ન કલ્પી લઇ શકે એની મને ખાતરી હતી. છતાં આ દક્ષિણી જેવી લાગતી સ્ત્રી મારી સાથે ગુજરાતીમાં વાત કરવા લાગી ત્યારે મારું અભિમાનભર્યું એ અનુમાન સાવ ઊંધું વળી ગયું.

ગાડી શા માટે ઊભી રહી છે એ જાણવા એ બહાર ડોકાઇને તરત મારી પાસે આવીને બેસી ગઇ. ત્યાં તો ખબર પડી કે હજુ ચાલીસેક મિનિટ સુધી ગાડી ત્યાંથી ઉપડી શકે એમ નથી. કુર્લાની ખાડીની દુર્ગંધવાળી હવા ખાતાં ત્યાં ચાલીસ મિનિટ શી રીતે વિતાવાશે એનો ખ્યાલ તો તરત આવી ગયો હતો એટલે મનમાં ને મનમાં હું બળી રહી હતી.

પણ ત્યાં જ કલકલ નિનાદ કરી ઊઠતી પંખિણી જેવી એની ચોખ્ખા ઉચ્ચારણવાળી સંસ્કારી ગુજરાતી ભાષા સાંભળવા મળી. ખૂબ જ ઝડપથી છતાં જરા પણ વ્યાકરણ–ભૂલ વગરની એ ભાષા બોલનાર ગુજરાતણ ન હતી એ તો છેક અમે નાગપુર પહોંચ્યાં ત્યારે જ મને ખબર પડી.

'કેમ બહેન, ક્યાં સુધી જવું છે?' એણે વાતની શરૂઆત કરી,





'નાગપુર.'

'ત્યારે તો આપણને ઠેઠની સોબત મળી ગઈ.' એ જરા લહેકો કરીને ગરવી બનતી બોલી ઊઠી.

'તમારે પણ નાગપુર જ જવું છે?'

'હા, નાગપુર તો મારું ઘર છે. મહાલરોડ ઉપર હું રહું છું, મારી સાથે જ તમે સ્ટેશનેથી મારે ઘેર આવજો. ત્યાંથી નાહી-ધોઇ, આરામ કરીને પછી હું તમને તમારે ઘેર પહોંચાડી જઇશ.'

'પણ મને તો સ્ટેશને મારા 'હસબંડ' લેવા આવવાના છે એટલે હું સ્ટેશનેથી જ છુટ્ટી પડીશ. આપણી ઓળખાણ થઈ છે એટલે કોઈવાર મળશું તો ખરાં જ. ત્યાં મારા સસરાની મોટી પેઢી છે અને મારાં લગ્ન પણ નાગપુરમાં જ થયાં છે.'

'તમે પરણેલાં પણ છો?' એણે વિસ્મય પામતાં પૂછ્યું.

'હા, ગયે વરસે બરોબર માગશરમાં જ મારાં લગ્ન થયાં હતાં. હજુ ગઈ કાલે જ મને લગ્ન કર્યાને એક વરસ પૂરું થયું.'

'ત્યારે તો એકાદ બાબો-બેબી જેવું કંઇક હશે, ખરું!' એણે હસતાં હસતાં ટકોર કરી.

'ના રે ના. એક વરસમાં તે એવી શી ઉતાવળ ઉભરાઈ ગઈ હોય?'

'ગુજરાતી છોકરીઓનું તો ભલું પૂછવું! અહીં મુંબઇમાં મારી એક ગુજરાતી બેનપણી છે. અમે બન્ને એક જ માલિકોની કંપનીમાં કામ કરીએ છીએ. એ અહીંની ઓફિસમાં મુખ્ય હોદ્દે છે અને હું નાગપુરની ઓફિસ સંભાળું છું. ચાર છ મહિને એકાદ અઠવાડિયા માટે અમે બેઉ ભેગાં થઈએ છીએ. ઘણું ખરું તો એ જ નાગપુર આવે અને પછી અમે કોઇક ફરવાના સ્થળે ઉપડી જઇએ. પણ આ વખતે મને એણે જ ખાસ આગ્રહ કરીને મુંબઈ બોલાવેલી. કારણ તો કંઇ જણાવ્યું નહિ એટલે હું તો ચાલી આવેલી. પણ અહીં આવીને જોયું તો હજુ દશેક મહિના પહેલા એની એક સોળ-સત્તર વરસની નાની વયમાં લગ્ન થયેલાં એ બેન એને ઘેર સુવાવડ માટે

'તે તમને એમાં આટલી બધી નવાઇ કેમ લાગે છે?'

'કારણકે હું પરણેલી નથી!'

'ઓ હ...હો!' હું પણ એની સાથેની વાતોમાં રંગે ચઢી.

'એટલે હું એમ નથી કહેવા માગતી કે મને દુનિયાદારીનું કંઇ ભાન નથી! વગર પરણ્યે મેં લગ્ન જીવનની એક સરસ કલ્પના કરી રાખી હતી. મારા લગ્નજીવનને ઉચ્ચતર બનાવવાની અમે એવી તો ઉચ્ચ વિચારસરણી યોજી રાખી હતી કે મારો દુષ્યન્ત .....'

'કેમ અટકી ગયાં, બહેન?'

'ઓહ! હું ખૂબ જ લાગણીવશ છું, મને માફ કરજો બહેન. મારી લાગણી એવે તો કવખતે અને કઠેકાણે હું છુટ્ટીદોર મૂકી દઉં છું કે શરમની મારી ઊંચું મો પણ નથી કરી શકતી!'

'તમે દુષ્યન્તભાઇનાં પ્રેમમાં પડ્યાં હતાં?'

'હા, પણ એ પ્રેમ નિભાવતાં મને ન આવડ્યો. મારા પ્રેમને આડે મારું અભિમાન, સ્વાતંત્ર્ય અને વ્યક્તિત્વ આવી ગયાં અને આજે હું એ ત્રણેયની પકડમાં એવી તો અકળાઇ મરું છું કે હવે ગમે ત્યારે એક હરફ પણ ઉચ્ચારતાં મને એ ત્રણેય—અને ચોથો હજુ સુધી મારો રહેલો એ દુષ્યન્ત—રોકી દે છે. મારી આંખ તો ત્યારે જ ઊઘડી ગયેલી કે જ્યારે દુષ્યન્તે મોટમોટા ઘેરથી છોકરીઓનાં આવેલાં માગાંને ઠોકરે માર્યાં, અને કોઇની પણ અદબ-આમન્યા રાખ્યા વગર એ એના કામમાં આજે પગથી તે માથા સુધી ડૂબી જઈ શક્યો છે!'

'તો પછી તમે એમને કેમ હવે સ્વીકારતાં નથી?'

'પણ હવે તો એ જ મને સ્વીકારવા જેટલી ફુરસદ નથી મેળવી શકતો ને! આખા દિવસના કામથી થાકીને લોથ થઇ જ્યાં સાંજે ઘેર જાય ત્યાં હું રાતે એને ઘેર મળવા જાઉં. પણ એ તો ઊંધું ઘાલીને કાં તો કંઇક લખતો હોય કે કાં તો મોઢું થોથું એકાગ્ર ચિત્તે વાંચતો પડ્યો હોય. એની એક



ઘરડી મા છે એ એને માટે કાળું કલ્પાંત કરે છે પણ એ એકનો બે નથી થતો. હું રાતે જાઉં ત્યારે મારી તરફ એટલા જ ભાવથી જોવે. મને એ જ લાડકા 'શકુ' નામે બોલાવે. હું એની પડખે બેસીને જરાક મનનો ઊભરો ઠાલવું તો મારા વાંસે હાથ ફેરવી મને એટલું જ લાગણીભર્યું આશ્વાસન આપે. પણ જ્યાં હું લગ્નની વાત ઉચ્ચારું ત્યાં એનું શરીર જાણે દાઝ્યું હોય એમ એ ઝબકીને મારી પાસેથી ઊભો થઈને ખુરશી ઉપર બેસી જાય!'

'શકુબેન, તમારી થયેલી ભૂલ એમને તમે બરોબર સમજાવી શક્યાં નહિ?'

'અરે, એની જ આ બધી મોકાણ છે ને! હવે તો એ જ મારા સ્વાતંત્ર્યનો—વ્યક્તિત્વનો ભોગ લેવા તત્પર બન્યો છે. કેટલીયે રાતોની રાતો મેં થાક્યા વિના એની સામે બેસીને ગાળી છે, પણ એ એકનો બે નથી થતો. આમ ને આમ તો આજે આ વાતને અગિયારમું વરસ બેઠું. દુષ્યન્તની તો મેં આશા જ છોડી દીધી છે. હું પણ એની જેમ આત્મલક્ષી અને કામમાં જ એકરૂપ બની જવા મથું છું, એમાં મને થોડીક સફળતા પણ મળી છે,—ત્યારે જ તો આજે આટલી નિશ્ચિંતતાથી ઊંઘી ગઈ હતી. મારો ને દુષ્યન્તનો સંબંધ તો મેં એવો ને એવો જાળવી રાખ્યો છે. ક્યારેક દુષ્યન્તને સ્ત્રીઓનાં ટોળામાં જોઈને મારામાં દ્વેષ કે ઈર્ષાગ્નિ ફેલાયો હશે, પણ દુષ્યન્તે મને ક્યારે ય શંકાની નજરે જોઈ નથી. એની એ ઉદારદિલી માટે તો મને ભારોભાર માનની લાગણી છે અને એ જ મારી લાગણી, મારા હૃદયમાં બીજા કોઈ પુરુષને દુષ્યન્તનું સ્થાન દેતાં મને અટકાવી દે છે.'

'પણ, આમ ને આમ તે કંઈ જિંદગી આખી કઢાશે?'

'એનાથી કઢાય છે તો મને તે શા ઝાટકા વાગવાના હતા? અને હવે તો એવા ઝાટકા વાગી વાગીને આ દેહ પણ, એવો રીઢો થઈ ગયો છે કે અંદરના મનને એની સાથે ખેંચાવામાં પણ ખૂબ મૉજ આવે છે. મારી ઑફિસના કામમાં પણ હું ખૂબ એકાગ્રતા કેળવી શકી છું. મારા કામની કદર કરીને કંપનીએ મને ત્રીસ ટકાની ભાગીદારી કરી દીધી છે. મહાલ રોડ ઉપર મેં એક નાનકડો બંગલો બંધાવ્યો છે. હું દુષ્યન્તને ઘેર કોઈક વાર આંટો જાઉં છું, તો દુષ્યન્ત પણ મારા એ 'દુષ્યન્ત મહાલ' (મારા બંગલાનું મેં એ નામ રાખ્યું છે)ની મુલાકાતે આવે છે.

'અમે મળીએ છીએ ત્યારે હવે ભૂતને ઊખેળતાં નથી કે ભવિષ્યના હવાઈ કિલ્લા બાંધતાં નથી. છતાં અમે મળીએ છીએ ત્યારે બેઉ એક જાતની સંપૂર્ણતા અનુભવીએ છીએ અને પાછાં પોતપોતાનાં કામમાં એવાં જ એકરૂપ થઈ જઈ શકીએ છીએ. કેટલીયે રાતો એ 'દુષ્યન્ત મહાલ'માં વીતાવે છે ને હું કેટલીયે રાતો એની પડું પડું થઈ રહેલી બાપીકી મઢૂલીમાં વીતાવું છું. ત્યારે અમારા બેમાંથી એકેયને લગ્ન ન કર્યાનો અસંતોષ જણાતો નથી.'

'આ રૂબાઈયતો લખી જનાર ખય્યામ પણ આવી જ મસ્ત જિંદગીમાંથી આવું સર્જન કરી શક્યો હશે નહિ, વારુ!' મેં એના ખોળામાં પડી હતી એ ચોપડીનું એ જ પાનું અને એના ઉપરનું 'આજ'—એ વિષય ઉપરની ચાર લીંટીને આબેહૂબ રજૂ કરતું એ ચિત્ર બતાવતાં કહી દીધું.

આમ વાતોમાં ને વાતોમાં આખી રાત ક્યાં પસાર થઈ ગઈ એ ન તો કુર્લાથી ગાડી ઉપડી ત્યારે ખબર પડી કે ન કોઈ વચ્ચેના સ્ટેશને ગાડી ઊભી રહી ત્યારે! પણ હવે જ્યારે ગાડી ઊભી રહી ત્યારે મારી સામે નાગપુરનું સ્ટેશન ખડું હતું! સામાનમાં તો અમારી બન્નેની સાથે એક હેન્ડબેગ સિવાય કશું વધારે નહોતું એટલે હાથમાં લઈને તરત પ્લેટફૉર્મ ઉપર અમે ઊતરી પડ્યાં. મારા 'હસબંડ' સાથે શકુબેનનું ઓળખાણ કરાવ્યું ત્યારે ખબર પડી કે એમને તો પેઢીનાં કામને અંગે શકુબેનની ઑફિસનાં પગથિયાં કેટલીયે વાર ઘસવા પડેલાં! મારા વેપારી પતિની વેપારી દૃષ્ટિ મને તરત પરખાઈ ગઈ અને એમણે ઓળખાણનો બને એટલો ફાયદો ઉઠાવવા મનમાં ગાંઠ પણ વાળી લીધી.

# મહુવા તાલુકાની જનતાની પરિસ્થિતિ [૩]

મનુ મો૦ શાહ એમ. કોમ.

[ વડોદરા રાજ્યના નવસારી પ્રાંતના મહુવા તાલુકાના દારૂબંધી, ખાદીકાર્ય અને હાળીપ્રથા (જમીનદારી)ને લક્ષ્યમાં રાખી કરેલા કાર્યક્ષેત્રના અહેવાલના બે વિગતપૂર્ણ હપ્તા જાન્યુ૦ અને ફેબ્રુ૦ના અંકમાં આવી ગયા પછી એ જ વિગતની વધુ છણાવટ કરતો આ હપ્તો આ વિષયના રસિક અભ્યાસીને વધુ રુચિકર નીવડશે. આવતે અંકે આ લેખનો છેલ્લો હપ્તો પ્રગટ થશે. ]

**દારૂતાડી પીવાય છે એ લત્તાની પરિસ્થિતિ સાથે મહુવા તાલુકાનાં ગામોની સ્થિતિની તુલના :**

જ્યાં લગી દારૂતાડી પીવાય છે એ લત્તાની પરિસ્થિતિનો દારૂબંધીના ક્ષેત્ર સાથે તુલનાત્મક અભ્યાસ ન થાય ત્યાં લગી દારૂબંધીની ચોખ્ખી અસર માપવી મુશ્કેલ કામ છે, એટલે ગાડા મારફત વ્યારા તાલુકાના આંબિયા ગામે હું ગયો અને આંબિયા, ઉમરવાવ, ગડત, વેંગણકચ્છ, ધંતુરી વગેરે સ્થળોએ લગભગ ૧૨–૧૩ માઈલના વિસ્તારમાં ફર્યો. લગભગ ૭૫ થી ૮૦ ટકા દારૂતાડી પીએ છે. કાંતનાર વર્ગ જે પૂ. ગાંધીજીના સિદ્ધાંતો અનુસરે છે તે અને શિક્ષિત વર્ગ આ બદીથી દૂર છે. કેટલાકે ગઈ દિવાળીએ પણ લઈ પીવાનું છોડેલું; પણ ફરી તે શરૂ કરેલું. ચૌધરી કોમ પીએ છે. તાડી ખાસ કરી જંગલ ભીલ, કોટવાળિયા જેવી ગરીબ જનતા પીએ છે. પીઠાંનો પ્રચાર ઓછો છે. પણ સારી સ્થિતિના, સાયકલવાળા, હાટવાડે જનાર વગેરે પીએ.

દારૂતાડીની સીધી અસરો ઘણી જણાઈ છે. ૧. વસ્તીમાં સંપ અને સહકારની ભાવના જણાતી નથી. દારૂ ન પીનાર ને સુરક્ષિત વર્ગના પ્રયાસો સફળ ન બને તેવી ઈચ્છા દારૂ પીનારાઓ સેવે છે ને તે માટે પ્રયાસો પણ કરતા સાંભળ્યા છે. આંબિયામાં આ વાતાવરણ ખાસ જણાયું હતું. વાતચીત માટે ગામલોકોને ભેગા કરવાનું શક્ય નહોતું બન્યું. બીજો એક પ્રસંગ એ જ અરસામાં બનેલો પણ આ કુસંપની સાક્ષી પૂરે છે. એક આગેવાન ગણાતા સદ્‌ગૃહસ્થે દારૂ પી ભજનમંડળના ભજનિક છોકરાઓ પાસેથી તબલાં કંઈ પણ કારણસર ખૂંચવી લીધાં ને તે માટે કનડગત શરૂ કરી હતી. આવાં ઘણાં દૃષ્ટાંતો સાંભળ્યાં હતાં. ૨. છાપરીઓ સ્વચ્છ જણાઈ નહિ. એમાંનું રડ્યુંખડ્યું રાચરચીલું પણ વેરવીખેર દશામાં પડેલું જણાતું હતું. ગોઠવણી જેવું કંઈ હતું નહિ. સંસ્કારી અને અણઘડ વર્ગ વચ્ચે પડતું અંતર અહીં પણ જણાતું હતું. ૩. આર્થિક સ્થિતિ નબળી લાગે છે. તંદુરસ્તી પણ એવી જ. લોકો સુસ્ત, એદી ને આળસુ બન્યા લાગે છે. ૪. શિક્ષણનો વિકાસ પણ મર્યાદિત છે. ખાસ કરી ભીલોનાં છોકરાં ભણવા જતાં નથી. એમને એ ખ્યાલ જ આવતો નથી. ગમે ત્યાં, જંગલ વગેરેમાં, રખડે ને જે હાથ ચડે તે ખાવાનું લાવી પેટ ભરે. આમ રમી ખાય તોય નિશાળે મોકલતાં નથી. સામાન્ય રીતે હાજરી માત્ર ૫૦ થી ૬૦ ટકા હોય છે. ચૌધરી કોમમાંય શિક્ષણ પ્રત્યે નફરત હોવાનો દાખલો મળેલો છે. ઉમરવાવમાં લગભગ ૧૮–૨૦ ઘર ભીલોનાં હશે પણ એમાનાં નિશાળે જાય તેવાં ૩૫–૪૦ બાળકોમાંથી એકનું પણ નિશાળે નામ ઘલાવેલું જણાયું નથી. અહીંના એ લોકો કાયમના વાસી જ છે. એ જ ગામમાં "તાડ" ફળિયામાં ચૌધરીનાં કેટલાંક કુટુંબો બે વર્ષથી દંડ ભર્યા કરે છે પણ છોકરાંને નિશાળે મોકલતાં નથી. ૫. રેંટિયા પ્રવૃત્તિ વિષે પણ આમ જ કહેવાય. આંબિયામાં લગભગ ૭૫ રેંટિયા પહેલાં કંતાતા હવે તેના માત્ર

---

સ્ટેશન બહાર નીકળતાં જ શકુબેનની નાનકડી 'ટુસીટર'નું જ્યાં ડ્રાઈવરે બારણું ઉઘાડ્યું ત્યાં મેં એમનું પૂરું નામ પણ પૂછ્યું.

જવાબમાં ફક્ત 'કુ. શકુન્તલા ચિપલુણકર' બોલીને પોતાની ગાડીનું 'સ્ટીઅરીંગ' પકડીને બેસી ગયાં. અને ગાડી 'સ્ટાર્ટ' કરતાં બોલ્યાં પણ ખરાં કે: 'કોઈ રવિવારે જરૂર નમે સજોડે 'દુષ્યન્તમહાલ' ઉપર આવી ચડજો.' અને ડ્રાઈવર એમની બાજુમાં ગોઠવાઈને હજુ બારણું બંધ કરે ન કરે ત્યાં જ એ 'બેબીકાર' સડસડાટ કરતી જતી રહી !

★





૨૦-૨૫ રહ્યા છે. સ્વાવલંબી ખાદીધારીઓ માત્ર ૫-૭ હશે. રીંગણકચ્છમાં માત્ર બાવળી (Bavali) ફળિયામાં રેંટિયા જ કંતાય છે જ્યારે ઉમરવાવમાં નહીં જેવી સંખ્યામાં કંતાય છે અને ધંતુરીમાં કંતાતા જ નથી. ગડતમાં માત્ર ૨૨ રેંટિયા જ છે. આની પાછળ દારૂની ખુવારી, એદીપણું ને રસનો અભાવ જ મુખ્ય ભાવ ભજવે છે. ૬. સામાન્ય સંસ્કારની દૃષ્ટિએ સ્ત્રીવર્ગ તથા બાળકો ખાસ કરી પછાત ને નીચલાં થરનાં ગણાય. નગ્ન, અર્ધનગ્ન અવસ્થા; ઉંદર, મરેલા ઢોરનું માંસ વગેરે ખોરાક; રહેણીકરણીમાંનો ગંદવાડ વગેરે જોતાં એ પશુ-જીવનમાં હજી જીવતાં હોય તેમ લાગે છે. ભૂતપ્રેત, તાડી વગેરેના ગુલામો છે. બીકણ પણ એટલા, મંગળિયાં તરફની ડુંમરીનાં જંગલો વટાવતાં રસ્તે કાગદોડી વીણતી ત્રણ સ્ત્રીઓ અમને જોતાં પવનવેગે અદૃશ્ય થઈ ગઈ હતી. ભાષા તેમ જ આવકારમાં પણ ઘણો ફેર અમને લાગ્યો.

આ હિસાબે દારૂબંધીની મહુવા તાલુકામાંની અસર જનતાની સાંસ્કારિક પ્રગતિને ખૂબ જ પોષક જણાઈ છે. જીવનની રહેણીકરણી આખી પલટાઈ ગઈ છે. ને દારૂબંધી કાયમ રહે તો પ્રજા ટૂંક વખતમાં શહેરી સમાજની અવગુણવંચિત સંસ્કારિતા પામે તેવો પૂરો સંભવ રહે છે.

(આંબિયા વગેરેમાં શાળો ચાલે છે ખરી— ડોલવણમાં બે, જેસીંગપુરમાં ચાર-પાંચ, ઉમરકસમાં એક, વેંગણકચ્છમાં ત્રણ, વગેરે. આ ધંધો ખેતી સાથે ચાલે છે. પણ પૂરતું સૂતર મળતું નથી. નિશાળોમાં શિક્ષકો સારા છે. પણ ઉમરવાવમાં ૫૭ની (જુદા જુદા ધોરણો વચ્ચેની) સંખ્યામાં એક જ શિક્ષક છે. વેંગણકચ્છ, ધંતુરી ને પાલખડીમાં નિશાળ જ નથી. બે માઈલ દૂર જાય તો નિશાળ છે. નાનાં છોકરાં એટલે દૂર જઈ શકે નહીં. વચ્ચે ધંતુરી વર્ગ ખોલાય તો સવલત થાય. તેવી જ રીતે ડૉક્ટરો પણ સેવાભાવી જોઈએ. ગડતમાં ફરિયાદ મળેલી કે ગરીબ જનતાને ડૉક્ટર તુચ્છકારે છે.

### શિક્ષણ અને કેળવણી

પ્રજા વધુ ને વધુ શિક્ષણપ્રિય થતી જાય છે તે તાલુકામાં થયેલી દારૂબંધીની એક વ્યાપક સંસ્કારિક અસર ગણાય, માબાપોને લાગવા માંડ્યું છે કે એમનો ઉદ્ધાર જેમ દારૂતાડી છોડવામાં છે તેમ એવી કૂટેવોમાંથી એમનાં બાળકો બચે તે માટે એમને આજથી શિક્ષણ આપવામાં પણ છે. આછીસાદડા નામના ગામમાં પ્રજા ઉઘરાણું કરી ત્રણ વર્ષથી નિશાળ ચલાવે છે. જનતા એટલી ગરીબ છે કે હવે ઉઘરાણાથી શિક્ષકોના પગાર આપી શકે તેમ પણ નથી. શ્રી. સરકાર આ વર્ગોને સરકારી શાળામાં ફેરવી નાખે એવી એમની વિનંતી છે. આમ છતાં, આ વર્ગો ગમે તે પ્રયત્ને પણ ચલાવાય છે અને છોકરાઓ ગોવાળિયા ન થતાં નિશાળે જાય એવા સતત પ્રયાસો થાય છે. દારૂતાડીની બદીના નાશનું જ આ પરિણામ છે. અનાવલમાં રાનીપરજ વિદ્યાર્થીઓનું વસતિગૃહ છે. શ્રી. સરકાર પહેલાં ૪૦ વિદ્યાર્થીઓનો રહેવા-જમવાનો ખર્ચ ઉપાડતી હતી. હવે એ સંખ્યા ૨૦ની કરી છે. આ સંખ્યા મૂળ જેટલી, અને બને તો વધારે રાખવા પ્રજાની વિનંતી છે. બીજાં ઘણાં સ્થળોએ વધુ વર્ગો, વધુ શિક્ષકોની માગણીઓ અમારી સમક્ષ રજૂ કરવામાં આવેલી.

### જરૂરી સુધારાઓ :

પ્રજાને જ્યારે શિક્ષણ માટે ભૂખ ઉઘડી છે ત્યારે શિક્ષણવિકાસની એક વ્યવહારુ યોજના કરી નિશાળો ને વર્ગોની સંખ્યામાં વધારો કરવો જોઈએ. ગામોના કાર્યકર્તાઓની મદદ આમાં લઈ શકાય. બીજી તરફ અત્યારની જે સવલતો છે તેમાંની ગલતીઓ દૂર કરી તેમનો પૂરો લાભ જનતા ઉઠાવી શકે તેવાં પગલાં લેવાવાં જોઈએ. ૧. ઘણા ભાગની નિશાળોના મકાનો જર્જરિત હાલતમાં જણાયાં છે. માથે છાયેલાં છાપરાં, આજુબાજુ પોલાં કમઠાણ કે તૂટક દિવાલો, બે ચાર ધોરણો હોય તો ય વચ્ચે અંતરપટ (partition) ન હોય. આ સ્થિતિમાં અભ્યાસક્રમનું શિક્ષણ પદ્ધતિસર કેમ આપી શકાય? સ્વતંત્ર હવામાં રહેનારા [illegible] કોને સમગ્ર કચકચાટ પસંદ ન આવે ?





ગેરહાજર રહે એ શક્ય છે. બેસવાની કે પીવાની પાણીની પણ સગવડ નથી હોતી. ખરવાણની નિશાળ આવો એક નમૂનો છે. ને શ્રી. સરકાર તરફથી એને રૂા. ૬૭નું ઘડીઆળ સમય માટે અપાયું છે! ભીંતોનું ઠેકાણું નહીં. વાંકા સિવાય થાંભલા નહીં ને રક્ષણની ય શક્યતા નહીં. ત્યાં લોલકની સમતા (Balance)થી ચાલતું આ ઘડીઆળ એક મિનિટ પણ ચાલી શકતું નથી. આને બદલે એ મકાનમરામતમાં રૂા. ૬૭ ખર્ચ્યા હોત તો ઘણી સવલત મળત એમ અમને લાગ્યું હતું. ૨. શિક્ષકો: કોઇ ગામોમાં શિક્ષકો પણ નિયમિત હાજર રહેતા નથી એમ રૂપવેલ, દેવાસણ, અંધાત્રી વગેરે સ્થળોએ સાંભળેલું. ક્યાંકક્યાંક તો બે શિક્ષકો હોય તેમાંથી એક જ વારાબંધી સૌ નિશાળિયાને ભણાવતો હોય. અને તપાસણી અચાનક આવે તો હાજર શિક્ષક બીજાના તારીખ વગર લખી રાખેલા રિપોર્ટનો ઉપયોગ કરે. આવું મહિનાઓ સુધી બને. ગામલોક જાગૃત થાય એ જ રસ્તો છે. પણ શ્રી. સરકારે પણ અચાનક તપાસણી વગેરે મારફત જલદ પગલાં લેવાં જોઇએ. વાછાવડ જેવે બીજે ઠેકાણે પાંચ વર્ગના પચાસ છોકરાઓને શીખવવા માટે માત્ર એક જ શિક્ષકની સગવડ છે એમ વાત મળેલી. આ સાચું હોય તો શિક્ષકની ઠેકડી જેવું લાગે. ૩. હાજરી : ફરજિયાત શિક્ષકના કાયદા અનુસાર નિશાળિયાની સંખ્યા ઠીક ઠીક હોય છે. પણ હાજર સંખ્યા ૬૫ થી ૭૦ ટકાથી વધુ નથી હોતી. ખેતીની ઋતુમાં આ સરાસરીના આંક નીચે પડે છે. કપાસ વીણવાનું કે મહુડાં ભેગાં કરવાનું હોય ત્યારે નિશાળિયા નાસી જાય છે. આ ઉપરાંત બારે માસનો એક પ્રશ્ન ગોવાળિયાનો છે. છોકરાં પોતાનાં કે શેઠનાં ઢોર ચારવા જાય છે. એટલે નિશાળિયા આવતા નથી. આમાંથી એમને જોડા, કપડાં, પથારી, જમવાનું ને બાર મહિને "કુંઇક" રોકડ મળે એટલે રોજની પાઈનો દંડ નાકામિયાબ નીવડે છે. માસિક બે અઢી આના એ સહેજે ભરી શકે છે અને આમ મહિનાઓ સુધી એ ગેરહાજર છે. રૂપવેલ, વહેવલ, ધડોઈ ગાંગડિયા, ભુવનેશ્વર વગેરે સ્થળોએ આ હકીકત મળેલી. વળી ખોટી હાજરી પણ પુરાય છે. અહીં સુધારણાર્થે ત્રણ જ ઉપાય છે. શિક્ષકોએ જાતે સમજાવટથી ને પ્રયત્નોથી રસ ઉત્પન્ન થાય તેવા કાર્યક્રમ તેમ જ શિક્ષણપદ્ધતિથી ગેરહાજર રહેનારાઓને આકર્ષવા જોઇએ. માટે એમને વાર્તાઓ, રમતગમત વગેરેનો એકએક પીરીઅડ લેવાની અભ્યાસક્રમમાં જોગવાઇ આવવી જોઇએ. ૪ પ્રૌઢોને માટે ખાસ યોજના અમલમાં નથી. *પ્રૌઢ-શિક્ષણ દાખલ થવાથી પણ સંસ્કાર રેડાશે. રાત્રિશાળાઓ, અક્ષરજ્ઞાન યોજનાઓ સમૂહવાચન કે સમાચારશ્રવણ અને ગમ્મત સાથે જ્ઞાન આપી શકાય તેવી રીતિઓ અખત્યાર થવી જોઇએ. આ માટે જે કાર્યકરો તૈયાર થાય તેમને સાધનો તથા કંઇક વળતર આપવું જોઈએ. ૫. એકલાં શિક્ષણ કરતાં ગામડામાં આર્થિક સ્થિતિ સદ્ધર બનાવે એવું શિક્ષણ આપવું જોઇએ. ગ્રામોદ્યોગનું શિક્ષણ ચોપડી પછી દાખલ થાય તો વિદ્યાર્થીઓ રસથી ભણે અને તેમને પાછળથી ધંધો પણ મળે, ખેતરો અને જંગલોના જ પેદાશને મહત્ત્વ અપાય, તાડગોળ, મધમાખ-ઉછેર, લાખકામ, તાડ-ખજૂરીના પાંદડાંની સાદડીઓ, દોરડાં ભાંગવા, વાંસકામ, હાથકાગળ બનાવટ, વગેરે ઉદ્યોગો ખાદીકામ ઉપરાંત મુખ્ય ગણાય.

**ખાદી અને રેંટિયા-કામ:**

પૂ. ગાંધીજીના રચનાત્મક કામોમાં દારૂબંધી ઉપરાંત રેંટિયાપ્રચારની પ્રવૃત્તિને પણ અહીંની પ્રજાએ અપનાવી છે. સમયના પ્રમાણમાં દારૂબંધીનો કાર્યક્રમ તાજો અપનાવેલો ગણાય, જ્યારે રેંટિયાપ્રવૃત્તિનાં મૂળ અઢી દાયકા જૂનાં ગણાય. આ વિભાગમાં પહેલાં બારડોલી આશ્રમ તથા વેડછી આશ્રમ દ્વારા ખાદીકામ ચાલતું. ઇ. સ. ૧૯૨૪ શરૂઆતનું વર્ષ ગણાય. ૧૯૨૮માં પુના આશ્રમની સ્થાપના થઈ. ૧૯૪૭ સુધી આ આશ્રમ તાલુકાના

*પુના અને વહેવલ કેન્દ્રોમાં રાત્રિવર્ગો ચાલે છે. વહેવલના બે વર્ગોમાં કુલ ૫૦ પ્રૌઢોને લખવાં-વાંચવાનું શિક્ષણ મળેલું.



ખાદીકાર્યનું કેન્દ્રસ્થાન હતો. પ્રવૃત્તિઓના વધુ વિકાસ માટે ૧૯૪૭ના એપ્રિલ માસની ૪થી તારીખે ખાદી અને ગ્રામોદ્યોગ સહકારી સંઘ લિ. પુના,ની સ્થાપના કરવામાં આવી. અને એ જ વર્ષના મે માસમાં વહેવલનો આશ્રમ શરૂ થયો. અને આશ્રમોમાં નક્કર કાર્યકર્તાઓ બેસી ગયા છે.

આશ્રમોમાં કપાસ લોઢવાથી માંડી વણાટ સુધીની બધી ક્રિયાઓ થાય છે. અહીં યંત્રપીંજણોનો વાપર છે. પુનામાં બે છે, કરચલિયામાં એક છે અને બીજી એક ખાનગી ચાલે છે. પુના આશ્રમમાં ચારેક શાળો છે, વહેવલમાં આઠ આશ્રમમાં અને ચાર ગામમાં છે. મહુવરીઆમાં ચૌદ જેટલી શાળો છે. બીજાં ગામોમાં એકએક બબ્બે જણાય છે. તાલુકામાં કુલ ૮૦ શાળો છે. આશ્રમો અને કરચલિયા કેન્દ્ર ખાદી સરંજામ વેચે છે. સાથે સાથે સરકાર તરફથી તેમ જ વેડછી વગેરે આશ્રમો તરફથી મળતી મદદોની યોજનાઓનો લાભ પણ પ્રજાને અપાવવાનું કામ એ કરે છે. અધી કિંમતે રેંટિયા આપવા, રેંટિયાઓની નોંધો કરી મંજૂરી આપી વહેંચણી કરવી, વણકર તરીકે કામ કરનારને મફત શાળો આપવી વગેરે કામ એ કરે છે. તા. ૧-૧-૪૮થી ગુજરાત ચર્ખા સંઘની સહાયથી વહેવલમાં વણાટશિક્ષણ વર્ગ ચાલે છે. છ-સાત માસની કેળવણી પછી કામ કરવા શાળો અપાય છે. શરતમાં માત્ર એ શાળો ન ચાલે તો પાછી લઈ બીજાને આપી દેવાનો હક આશ્રમનો હોય છે. આજ લગી વહેવલના નવ, લસણપોરના બે અને ઓંગડિયાના ચાર મળી કુલ ૧૫ ભાઈઓને તાલીમ મળી છે. ધંધાદારી ખાદીના ઉત્પાદનમાં ૮૧ વણકર, ૨૦૦ કાંતનાર અને ૧૫ પીંજનારનાં નામ જાન્યુઆરી સુધીમાં નોંધાયેલાં હતાં. ૧૯૪૮માં કુલ ૧૬૭૯ાા ચો. વાર ધંધાદારી ખાદી ઉત્પન્ન થયેલી. આ સામે સ્વાવલંબી ખાદીનું ઉત્પાદન ૧૭૨૫૨ાા ચો. વારનું ગણાયેલું છે. એમાં બારા તાલુકાના કેટલાક ભાગ ઉપરાંત મહુવા તાલુકાનાં મળી ૯૩ ગામમાંથી ૬૬૦ સ્વાવલંબી કુટુંબોએ ભાગ લીધો હતો.

આ ઉપરાંત ખાદી અને ગ્રામોદ્યોગ સહકારી સંઘ મારફત દારૂતાડીત્યાગ, રાષ્ટ્રિય ઉત્સવો, ગ્રામોદ્યોગો, યુવક-પ્રવૃત્તિ વગેરેનું કાર્ય ચલાવવામાં આવે છે.

આશ્રમોની નોંધો પ્રમાણે પુના વિભાગમાં ૬૦૦-૭૦૦ તથા વહેવલ વિભાગમાં ૮૫૦ રેંટિયા કાયમના ચાલે છે. લગભગ ૩૦૦૦ રેંટિયા ખાદી યાત્રા પહેલાં ચલાવવાની નેમમાં આટલી સંખ્યા ચાલુ થઈ છે. બીજાં ઘણાં ભાઈ-બહેનોએ નામ નોંધાવ્યાં છે. આ રીતે જોતાં ખાદી પ્રવૃત્તિ ઘણી આગળ વધેલી ગણાય. આનો બધો યશ શ્રી ચુનીભાઈ પુ. શાહને જાય છે. એમની પરોક્ષ અને અપરોક્ષ સહાયથી કેન્દ્રો નભ્યા છે અને આ પ્રવૃત્તિનો આટલો વિકાસ થયો છે.

### હાલનું કાર્ય અને જરૂરી સુધારા

પણ કાર્યકર્તાઓને પોતાનો અંતિમ હેતુ બર આવ્યો જણાતો નથી. અમને પણ લાગે છે કે દારૂબંધીના કાર્યમાં એમણે અને પ્રજાએ મેળવેલી સફળતાના પ્રમાણમાં આ પ્રવૃત્તિની પ્રગતિ થઈ નથી. તપાસ ઉપરથી એમાં નીચેનાં કારણો હોવાનો સંભવ ગણાય છે: ૧ અહીંની પ્રજાને આર્થિક દૃષ્ટિએ ત્રણ વિભાગમાં વહેંચી શકાય: જમીનદારો અને પૈસાદાર વર્ગ, ઢેડિયા ચૌધરી અને મધ્યમ વર્ગ, અને અત્યંત ગરીબ—જેમને આવકનું સાધન રોજબરોજની મજૂરી સિવાય બીજું કંઈ છે જ નહીં. પૈસાદાર વર્ગને આવકની મણા ન હોવાથી એમાંના કાર્યકરો સિવાય અન્યને કાંતવામાં કે ખાદી પ્રચારમાં રસ નથી. બુટવાડા, ભોરિયા, મહુવા, ગુણસવેલ, કરચલિયા, વડોઈ વગેરેમાં અમને આની ખાસ પ્રતીતિ થઈ હતી, કેટલાક કાર્યકર ભાઈઓ પણ અન્ય પ્રવૃત્તિઓની અતિશયતામાં નિયમિત કાંતતા જણાતા નથી. બીજી બાજુ માત્ર મજૂરીમાંથી પેટિયું રળનારને, ધંધાદારી કાંતણ પોસાતું નથી. એ બીજી મજૂરી કરવા જાય એટલે એમને બીજો વખત ફાજલ પડતો જ નથી. ફાજલ વખત મળે તો એ થાકને લઈને કાંતી શકતા નથી કેટલોક ભાગ વળી આળસુ છે. ખાટલામાં [illegible] પડ્યા કંઈ કામ ન કરવામાં વખત ગાળ-





વૃત્તિ થઇ પડેલી જણાય છે. કેટલોક ભાગ ખેતીના સમય પૂરતો અહીં રહી બેચાર માસ જંગલમાં ઝાડકાપણીની મજૂરીએ જાય છે. એ બરાબર કાંતી શકતો નથી. ભોરિયા, વાંસકોઇ, વલવાડા વગેરે ઠેકાણે આવી પરિસ્થિતિ છે. હવે બાકી રહેલા મધ્યમવર્ગમાંથી ઘણાં ભાઈબહેનો ફાજલ સમયમાં ખાદીકામ કરે છે અને તેને ઉત્તેજન આપી આવક પણ વધારે છે.

આના ઉપાય તરીકે: ઉપલા થરને ખાદી દૃષ્ટિની સજાવટ આપી આ કામ તરફ વાળવા જોઇએ, અહીં ખાદી પાછળની આર્થિક ભાવના ન રહેતાં જીવનભાવના રહે, પણ વધુ મહત્ત્વનું ગરીબોને ખાદી ને રેંટિયાપ્રેમી બનાવવાનું કામ છે. ઝૂંપડાઓમાં ખાસ કરીને આનો પ્રચાર કરવો જોઇએ, જે નીચલા થરના ગણાયા છે તેમને સમજાવી, તેમની મુશ્કેલીઓ દૂર કરી, નવરાશના વખતમાં એ કાંતવાપીંજવાનું કામ કરે તેવો સતત પ્રચાર થવો જોઇએ, એમનું આળસ દૂર થાય એમ એમની વૃત્તિ કેળવાય એવા શક્ય તે બધા પ્રયાસો થવા જોઇએ. ઝૂંપડે ઝૂંપડે ફરવા ઉપરાંત સામુદાયિક વ્યાખ્યાનો, પ્રદર્શનો, સમૂહકાંતણો વગેરે માસ બે માસે ગામેગામ યોજાવાં જોઇએ, પ્રૌઢ શિક્ષણ વર્ગનો પણ આમાં ઉપયોગ થઇ શકે:

આ મુખ્ય મુદ્દા ઉપરાંત કેટલીક મુશ્કેલીઓ છે તે દૂર થવી જોઇએ.

૨. કાંતનાર વણનારામાંનો ૨૦ ટકા જેટલો ભાગ તો જાતે ખાદી પહેરતો નથી. સંપૂર્ણ ખાદી વ્રતધારી કુટુંબો કે વ્યક્તિઓ ઓછાં છે. નિયમિત કાંતનારનો અર્થ પોતાની વાર્ષિક જરૂરીઆત પૂરનાર એટલો અહીં થાય છે તે સંજોગો જોતાં બરાબર છે.

૩. માછીસાદડા, સીંગાડ, ક્રાસ, ધામખડી, બારતાડ, દેરાસણ, કરચલિયા, ખીલખડી, વાછાવડ, કઢૈયા, અનતધાત્રી વગેરેમાં રેંટિયાની સંખ્યા બહુ [illegible]જ છે. ત્યાં વધુ જોમથી પ્રચાર થવો જોઇએ.

[illegible] કેટલાક ગામોમાં નામો નોંધાયાં છે, છતાં [illegible]પા નથી.

૫. કેટલાંક કુટુંબો કાંતવા તૈયાર હોવા છતાં પૈસાને અભાવે રેંટિયા મેળવી શકતાં નથી. બામણિયા, દેદવાસણ, નડધરામાં કેટલાકે કહ્યું હતું કે અડધી કિંમતે ય રેંટિયા ખરીદવા જેટલી બચત તેમની પાસે નથી, માંડ બે ટંકનું અનાજ કાઢે છે. એમને રેંટિયા પૂરા પાડી લવાજમ લેખે આંટીઓ લેવાની યોજના કરી રાહત આપવી જોઇએ.

૬. લગભગ $\frac{1}{4}$ થી $\frac{1}{3}$ ભાગના રેંટિયા માળિયે કે અણુવપરાયેલા પડી રહ્યા છે, એ પાછા શરૂ થાય એવા પ્રયત્નો થવા જોઈએ, અથવા જ્યાં રેંટિયા ન હોય ત્યાં એ અપાય એવી તજવીજ થવી જોઇએ. આ માટે માસ બે માસે નોંધાએલી યાદી મુજબના રેંટિયા ચાલે છે કે નહીં તેની તપાસ નિયમિત થવી જોઈએ, નહીં તો પાછળ જોવા વિના આગળ ચાલવામાં પાછળનું કામ બગડશે જ. જે ઘરોમાં બેથી વધુ રેંટિયા હોય તે પાછા લઇ લેવા જોઇએ. અને જરૂરીઆતને સ્થળે આપવા જોઇએ.

૭. ઘણા રેંટિયા પૂણીને અભાવે બંધ રહે છે. પોતાની જમીન ન હોય કે હોય તો કપાસ ન હોય તો પૂણીને અભાવે રેંટિયા પડી રહે છે. વલવાડા, વાછાવડ, મુડત વગેરે ઠેકાણે અમે આ જોયું હતું. આ માટે આશ્રમ તરફથી વેચાતી પૂણીઓ અપાવી જોઈએ. પણ ખાસ કરી પૂણી ખરીદવા પૈસા નથી હોતા. એ માટે સૂતરના બદલામાં પૂણીઓ અથવા કપાસ આપવાની પ્રથા અમલમાં આણવી જોઇએ.

૮. લોઢવા, પીંજવા, પૂણી બનાવવામાં પણ મજૂરીના દામને બદલે પૂણી આપવામાં આવે તો કાંતવા વગેરેનો પ્રચાર થાય.

૯. હમણાં સ્વાવલંબી કાંતનારાઓને શ્રી. સરકાર તરફથી વણાઈમાં મદદ મળે છે. તેની અથવા તેને બદલે કંતાઇમાં કસ પ્રમાણે મદદ મળવી જોઇએ. તો સૂતરનું ઉત્પાદન વધશે, ગરીબોને ય સરંજામ મેળવવામાં બચત રાહત મળશે અને સૂતર ક્યાંક નકામું રહે છે તે નહીં રહે ને કસવાળું બનશે.

૧૦. બેનોમાં રેંટિયાનો પ્રચાર ઘણો ઓછો છે. જે કાંતે છે તેમાંની ઘણી ખાદી પહેરતી નથી. આ




પરિસ્થિતિ દૂર કરવા એમને સમજાવટ થવી જોઈએ. પુરુષો જંગલમાં મજૂરીએ જાય ત્યારે આ બહેનોએ કામનું ભારણ ઓછું હોય છે ને નવરાશ મળે છે. ત્યારે તો એ કાંતે જ એવો પ્રબંધ થવો જોઈએ.

૧૧. યંત્રપીંજણે ઝડપી કામ કરે. પણ તુનાઈ દ્વારા પૂણી બનાવી સ્વાવલંબનનો સિદ્ધાંત પ્રસરે અને ઉપઉદ્યોગ તરીકે એની મહત્તા તથા આવશ્યકતા સ્વીકારાય એવા પ્રયત્નો થવા જોઈએ.

૧૨. તાલુકામાંની ૮૦ શાળાઓમાંથી ઘણીખરી માત્ર ૬-૭ માસ ચાલે છે. ખેતીના કામ સાથે કામ કરનાર આપમેળે ઓછા માસ શાળા ચલાવે છે એ તો ઠીક, પણ પૂરતા સૂતરને અભાવે ઘણી શાળા અટકી પડે છે. એટલે આશ્રમો સૂતર લઈ વહેંચણી કરે તો કંઈક રાહત થાય. કંતામણ ઉપર મદદ આપવાની ઉપરની કલમ '૯' માંની સૂચના પણ અહીં ખૂબ મદદગાર થઈ પડે. અને શાળાનો પ્રચાર કાંતણના પ્રચારના પ્રમાણમાં થવો જોઈએ એ ભૂલાવું ન જોઈએ. નહીં તો મૂડી નકામી પડે. દા. ત. પચીસ રેંટિયા આઠ કલાક કંતાતા હોય તો એક શાળ આઠ કલાક ચલાવવાનો સૂતરનો જથ્થો મળે એમ પ્રમાણ હોય તો એક શાળ ત્યારે જ મંજૂર થાય જ્યારે પચીસ રેંટિયા બરાબર ચાલતા થાય. આમ ખાદી ઉત્પાદનનું સળંગ માપ નક્કી થવું જોઈએ.

૧૩. આ ઉપરાંત બીજા ગ્રામ-ઉદ્યોગોનો પ્રચાર પણ સાથોસાથ હાથ ધરાવો જોઈએ.

૧૪. વડેવલ આશ્રમના સંચાલક શ્રી. બાપુભાઈએ એમની કુમારાશ્રમની એક સુંદર યોજના બતાવી હતી. ખાદીપ્રચાર અને ગ્રામોદ્યોગોના પ્રચારમાં એને સારું સાધન બનાવી શકાય, તેની રૂપરેખા નીચે મુજબ છે :

જ્યાં ખાદી કેન્દ્રો ચાલતાં હોય ત્યાં બાળક-બાળકીઓ માટે કુમાર-કન્યા આશ્રમ પણ ચલાવવામાં આવે. બાળકો ખાવાપીવાનું ઘેર રાખે, અને પોતપોતાનું ભણતર કે ધંધો ચાલુ રાખે. બાકીના વખતમાં તેઓ ઉદ્યોગમંદિરના કાર્યકર્તાઓના સહવાસમાં રહે. દૈનિક કાર્યક્રમમાં વહેલા જાગવું, પ્રાર્થનાઓ, ભજનગીતો વગેરે ગાવાં, સ્વાવલંબી કાંતણ કરવું, શાકભાજીની વાડી કરવી, નહાવું ધોવું, આશ્રમ અને ગ્રામસફાઈ કરવી, અવારનવાર પ્રવાસો, પર્યટનો, ઉત્સવો વગેરે ઉજવવાં. આથી આશ્રમ પગભર થાય, ઉદ્યોગ-કામ થાય અને સંસ્કાર રેડાય.

આ માટે ત્રીસ વિદ્યાર્થીઓ લાભ લે તો સરંજામ વગેરેની રૂા. ૨૬૦૦ની અંદાજી રકમ શ્રી. સરકારે પ્રાથમિક મદદ તરીકે આપવી પડે.

### સાંસ્કારિક અસર

રેંટિયા અને ખાદી-પ્રચારને પરિણામે પ્રજાના એ વિભાગની આર્થિક પરિસ્થિતિ તો સુધરી જ છે. પણ તેમની સંસ્કારિતા પણ ઓપાઈ છે. પહેલાંના ગંદા ઘર, ગંદા શરીર, ગંદાં મનમાં ફેરફાર માલુમ પડે છે. ખાદીકામ કરનાર વર્ગ અને બીજામાં આજેય તફાવત જણાય છે. જાણે ગાંધીજીના અનુયાયી ન હોય તેમ મન, શરીર ને વાતાવરણવાળા ખાદીપ્રેમીઓ જણાય છે. સમાજ ને રાજ્ય, કુટુંબ ને પોતાની સ્થિતિ અંગે તે વિચાર કરતાં થયાં છે એ મોટામાં મોટો સાંસ્કારિક ફાયદો છે. જીવન પ્રત્યે એમની દૃષ્ટિ ફેરવાઈ છે. તે સુઘડ ને સુઘડ બન્યા છે. એમનાં ઓબાળકો પણ સ્વચ્છ ને વિચારવંતાં બન્યાં છે. અને કેળવણી ને સારા જીવન તરફ એમને આકર્ષણ જાગ્યું છે. સંસ્કાર આર્થિક સ્થિતિ ઉપર અવલંબે છે. પેટમાં ખાડા હોય ને રસસૌન્દર્યની વાત કેમ નભી શકે? અહીં પણ આર્થિક સ્થિતિમાંના સુધારાએ ઘણી સુન્દર અસર ઉપજાવી છે. સુધરેલા અને અણઘડ વચ્ચે જણાતો રહેણીકરણીનો ભેદ અહીં પણ ઠેરઠેર જણાઈ આવે છે, ખાદી પાછળની ભાવનાની આ સિદ્ધિ છે, જેમ જેમ ખાદીપ્રચાર વધશે તેમ-તેમ સંસ્કારિતા વધશે જ. ટંટા ઓછા થયા છે, શિક્ષણપ્રિયતા વધવા માંડી છે, પ્રજા સમજણી થઈ છે. કાયદા, ફરજો વગેરે બધું જાણતી ને સમજતી થઈ છે. ને સાથે જ નિર્દોષ હોવાને લીધે પારકી ગુલામીમાં ફસાતી, તેમાંથી મુક્ત છે. જંગલજીવન ને સંસ્કૃતજીવનનો તો સગી આંખે નીરખવાથી જ માણી

# મારો મંદિર

જીવરામ જોષી

[૫]

અંબાજી આવ્યો અને સીધો કોટેશ્વર ચાલ્યો ગયો. અંબાજીથી ત્રણેક માઇલ દૂર મહાદેવજીનું આ સ્થાન રમણીય છે. સરસ્વતી નદીનું મૂળ અહીં છે. ઝરણા સમું એનું સ્વરૂપ. થોડે દૂર બંધ બાંધ્યો છે. ત્યાં મઝાનું પાણી છે, મારી આગળ બે ચાર સ્ત્રીઓ અને બે પુરુષો બાળકો સાથે જતાં હતાં.

એક આધેડ બાઇ બોલીઃ અહીં કુંડમાં નાહી લઇએ. નાહ્યા વિના મંદિરે ના જવાય.

પુરુષે કહ્યું: આ તો બંધ બાંધેલો છે. કુંડ તો આગળ છે. ત્યાં નાહીશું.

ઓહો! કેવી નમ્ર ભાવના. નાહીને પછી જ મંદિરે જવું. કેવી સ્વચ્છ ભાવના! મંદિર જેવા સ્થાનમાં જડ દેહ પણ અશુદ્ધ ન જોઇએ. નિર્મળ થવાની આ ધર્મભાવનાને અજ્ઞાન કેમ કહેવું?

મારું અંતર મને નવી સમજવાળું દેખાયું. વિદ્રોહની જલન ઠરી ગઇ કે શું? કાશીમાં દસ વરસ ગાળ્યાં. હજારો વાર ગંગામાં નાહ્યો, કોઇ દિવસ એવો નહોતો ગયો કે, પ્રાતઃકાલે ચાર વાગે ઊઠીને હું ગંગાના ઘાટે નહાવા ન ગયો હોઉં. એ કડકડતી ટાઢ ને એ ચોમાસાના દિવસો. નિયમિત હું ગંગા નહાતો રહ્યો. હર ગંગે!—ના ઘોષ સાથે, ડગમગતા દેહે કાંપતા અને પરાણે નહાતા બીજા સાધુઓ અને બ્રાહ્મણોને ય મારી સાથે નિયમિત નહાતા જોતો. પરંતુ મારા નહાવામાં ને એમના સ્નાનમાં આકાશ પાતાળનું અંતર હતું. હું નહાતો હતો એક સ્વાસ્થ્યની સ્વસ્થ દૃષ્ટિથી અને ગંગાના મનોરમ સૌંદર્યના આકર્ષણથી. એ બાવા, એ પંડિતો અને એ લાખ લાખ યાત્રીઓના સ્નાનને હું મૂર્ખતા અને જડતા જ સમજતો હતો.

આજ મારું અંતર કશાક અકળ પ્રવાહીથી ધોવાયું હતું. એની સપાટી જાણે સ્વચ્છ બની હતી. અને અંતરની સ્વચ્છતાના પ્રભાવે બુદ્ધિ, વિચાર અને કલ્પના જુદો જ નાદ કાઢતાં સંભળાયાં, જાણે આજના લોકશાહી અધિકારીઓ. દર પાંચ વરસે પ્રધાનમંડળ બદલાય. કોઇ વાર કોંગ્રેસી પ્રધાનમંડળ તો કોઇ વાર સમાજવાદી પ્રધાનમંડળ આવે. અધિકારીઓ એના એ. પણ પ્રધાનો જે જાતના તે માન્યતાને એ નમે. તેમની આજ્ઞાઓને માને. બુદ્ધિ, વિચાર અને કલ્પના પણ એવા કર્મચારી નોકરો છે. અંતર—ચિત્તની આધીનતામાં એને કામ કરવાનું છે. જેવું અંતર એવાં એ, એને જ અનુસરે.

આજ મને સમજાયું કે સાચું અને ખોટું એ કેવળ માન્યતા છે. સમજફેરમાં જ ખોટું સાચું છે. સમજફેર બદલે કે સાચું તે ખોટું ને ખોટું તે

---

જમીનદારી પ્રથા

આ તાલુકાની પ્રજાની પાયમાલીનું મુખ્ય શોષણનું દારૂતાડી હતું. એની [illegible]થી અહીં જમીનદારી ફૂલીફાલી છે. અમે જ્યાં [illegible]યાં અમને એના સીતમોની કહાણીઓ મળી [illegible]ોંધ અહીં ન લઇએ તો દારૂબંધી અને ખાદીપ્રચારે મહુવા તાલુકાની જનતાનું જેટલું ભલું કર્યું છે તેની ગુણવત્તાનું સાચું માપ આપણે ન આંકી શકીએ. અને આ બદી નાબુદ નહીં થાય ત્યાં લગી રચનાત્મક પ્રવૃત્તિઓના મૂળ પણ સ્થાયી ન થાય એ એટલું જ સાચું છે.

[ આવતે અંકે પૂરું થશે ]

★

સાચું. વાસ્તવિક રીતે સાચું સમજવાનો સમય આવે છે ત્યારે બધા વિગ્રહ શમી જાય છે. નથી કોઈ પાપી દેખાતું કે ન પુણ્યાત્મા.

ગંગામાં નહાઈને પુણ્ય થયું સમજતા મૂર્ખ અને અજ્ઞાન લોકો મને આજ સમજાયા. દેહને સ્વચ્છ નહિ પણ પવિત્ર કરવાની એમાં ભાવના છે. એ ભાવના કોઈ મહાન આત્માની છે. જ્ઞાનની છે. પણ આ અબોધ લોકો પુણ્યના નામે એનું પાલન કરે છે. એને એટલી જ સમજ છે. એની સમજ વિકાસ પામશે અને દેહની સ્વચ્છતા એ પુણ્ય નહિ પણ પરમ પ્રસન્નતાનું કારણ છે, એમ સમજશે ત્યારે સુસંસ્કારી જીવન જીવવાની એને ઉત્કંઠા રહેશે. એ જ ઉત્કંઠા જીવંત રહેશે તો આત્મિક નિર્મળતા જાગશે, ત્યારે એ સાધક કે યોગીને માર્ગે પ્રયાણ કરનો કોઈ મહનુભાવ હશે. એ મહાન જીવનપંથે જવા માટે પ્રાથમિક નિર્મળતા દેહની જોઈએ. એ પુણ્યની લાલચથી કે પાપના ભયથી અબોધ લોકોમાં ટકાવી રાખવાનું એક કારણ જીવન દર્શન પામેલા મહાપુરુષોએ રૂઢિમાં ગુંથી મૂક્યું એ ય નહિ હોય તો એમનાં અસંસ્કારી જીવનમાં હશે શું ? આંધળાને દોરડું આપ્યું છે. એને સહારે એ યથાસ્થાને જશે. દેખતો એને હસે નહિ.

મંદિર કે જ્યાં દેવનો વાસ હોવાનું મનાય છે, ત્યાં નિર્મળ દેહે જવાનું આવો અબોધ સ્ત્રી-પુરુષો માને છે, તો હું સંસ્કારી હોવાનો દાવો કરનાર ગંદા દેહે કેમ જાઉં ? મારે ય નહાવું જોઈએ.

નહાવા માટે હું બંધના કાંઠે ગયો. ત્યાં એક જટાધારીનો બખેડો જોયો. માથે જટા, કેવળ એક લંગોટી, નાહીને ભભૂત રગડે છે. પાસે દસ વીસ માણસો નમ્ર ભાવે બેઠા કે ઊભા છે. હું નહાઈ રહ્યો અને બાવાજી ભભૂત રગડી રહ્યા. તુંબડું લીધું ને ચાલ્યા. પાછળ માણસોનું જૂથ. હું ય ભળ્યો. જૂથમાંથી કોઈ બાપજી બાપજી કહે છે અને કશુંક બોલે છે તો બાવાજી કેવળ હસે છે, "ન છૂટકે કંજુસાઈથી જરા બોલે છે. એના હસવામાં બાળક શી નિર્મળતા મેં જોઈ. બેચાર દિવસ પહેલાં એ હસવું જોયું હોત તો ઢોંગ જ સમજ

તો એ કે બાવાજી અઢારેક વર્ષના હશે. બધાની સાથે હું ય કોટેશ્વરના મંદિરમાં ગયો. "નમઃ શંભવાય ચ "થી સ્તુતિ થઈ.

બાવાજીને આવ્યા જાણી મંદિરના પૂજારી બાવા પણ સાદર નમ્યા. પ્રેમથી આવકાર દીધો. એ ય જટાધારી હતા. એમનું વય ચાલીશેકનું હશે. એવી મોટી વયના બાવા આ જુવાનિયાને કેમ નમે ? જુવાન છે પણ ગંભીરતા પ્રૌઢ શી.

મારે એને ઢોંગી કહેવો ? મફતિયા માલમલીદા ઉડાવનાર પોંગાપંથી કહેવો ? બધું પત્યું. બાવાજી ચાલ્યા. અંબાજી સુધી મોટર જાય છે. તે ય મોટરમાં બેઠા અને હું ય બેઠો.

પૂછતાં જણાયું કે, બાવાજી બેચાર માનાથી આવ્યા છે. દરવાજા બહાર એક વડ નીચે ટેલ-

શેખાદમ આબુવાલા



બાવાજી : ચાલત તો અવશ્ય. તારી સાથે મને મઝા આવે છે.

" કેમ ? "

" તું બાળક જેવી વાતો કરે છે, મને એ ગમે છે. "

મારી અશ્રદ્ધા મારા અજાણ્યા પ્રશ્નો, એ બધું એને મન બાળક જેવું હતું. મારી બુદ્ધિમત્તા આટલું મૂલ્ય રાખે છે ? આ કિશોર યુવાન પાસે ?

મેં કહ્યું : તો ચાલો.

બાવાજી કહે : જવાલાજી મારું જન્મસ્થાન છે. મને
જી કે ચાલું પણ પોલિસ પકડી જાય ત્યારે
પાધિ થાય ને ?

પોલિસ ? કોઇ અપરાધી આ જીવડો ?

અર્ધ
મેં પૂછ્યું : પોલિસનો ડર તમારે શાનો ?
બાધ્યે
બાવાજી કહે : વાત લાંબી છે. માબાપનું વાત્સલ્ય
ચાર
નો પ્રેમ છે. હું એનો અપરાધી છું, એક
જતાં હ
ં હત્યા કરી છે. એનું ભૂત મારી પાછળ
એક
મને ડરાવાને બદલે એ મારા તાપે બળી
લઈએ. ના
ે કશો ભય નથી. એ ભૂતને એક
પુરુષે દ
નાઓનું વળગી રહ્યું છે. કાળ ક્રમે એ
આગળ છે. ત્ય
ઓહો ! કે ત્યારે હું એને મારી પાસે
મંદિરે જવું. કેવી
સ્થાનમાં જડ દેહ પ ?
થવાની આ ધર્મભાવના ભૂતની વાત તું ભલે ના
મારું અંતર મને જીવનમાં માનવા કે કલ્પવાનું
વિદ્રોહની જલન ઠરી ગઈ ોય તેને જ અમે માનીએ.
ગાળ્યાં. હજારો વાર ગંગામાં નથી. અમને સત્ય જ
એવો નહોતો ગયો કે, પ્રાતઃ આંખો રાખીએ છીએ,
હું ગંગાના ઘાટે નહાવા ન ગ ાય.
ટાઢ ને એ ચોમાસાના દિવસો. ાવો ! મને, તેનાથી
વાત કોઈ સાધક

જમીનદારી પ્રથા ારી માન્યતાઓ

આ તાલુકાની પ્રજાની અનુભવવું. હું
મુખ્ય રોમજન્તુ દારૂતાડી ાતો. આવી
દથી અહીં જમીનદારી ફૂલીફાલી છે. અમ જ્યા
યાં અમને એના સીતમોની કહાણીઓ મળી
ાંધ અહીં ન લઇએ તો દારૂબંધી અને

તો એક દિવસે પૂછ્યું: પેલી વાતનો મને વસવસો રહે છે. તમે સ્ત્રીની હત્યાની વાત કરેલી. હું સમજ્યો નહિ. સ્ત્રીની હત્યા કેવી રીતે થઈ ?

બાવાજી સાથે મનમેળ થઈ ગયો હતો. અમે ક્યારેક બાળકો જેવો ઠઠ્ઠો પણ કરી બેસતા. એમાંથી આ વાત મેં ઉપાડી. અને બાવાજીએ વાત માંડી:–

સાતેક વર્ષનો હું હોઈશ. મારા માબાપને એકનો એક દીકરો. રાજપૂત જાત. અમારામાં કુળની રૂઢિ છે કે બાળકને સાતમે વર્ષે ચિત્તપુરની દેવીના મંદિરે લઈ જાય. ત્યાં એ વાળ ઊતરે. ત્યાં સુધી ન ઓળાય કે તેલ નંખાય. મારા વાળ કોઇ જોગીની જટા શા બની ગયેલા. લટો વણાઇ ગયેલી. ભૂખરા એટલે મેળ પણ મળી ગયો. લઇને સાતમે વર્ષે ચિત્તપુરની× દેવીના સ્થાનકે મને લઈ ચાલ્યાં. સાથે બીજા સંબંધીઓ પણ હશે. એક રાત પડાવ પડે એમ હતું. લગભગ સાંજે અમે પડાવે પહોંચ્યા. ત્યાં પીપળાનું એક ઝાડ હતું. પાસે ઠીક ઠીક એવું બાંધેલું જળાશય હતું. પીપળાને ફરતો ઓટલો. તે ઓટલા ઉપર એક બાવો પડેલો. અમે પહોંચ્યા ત્યારે એના મોંમાંથી નીકળેલો ધૂમાડાનો ગોટો હજી મને સાંભરે છે. લાંબી એ ચલમ, જે લેવા મેં ફાંફા મારેલાં. ઘોડા પર જ અમારી યાત્રા ચાલેલી. હું ઘોડા પરથી મારી મેળે જ કૂદી પડ્યો અને દોડતોકને ઓટલે ચડીને બાવાજીની ધૂણી પાસે ઊભો રહ્યો. ચલમ તો મારા પિતાજી પણ પીતા. છતાં આ બાવાજીના જેવા ગોટા કાઢતાં જોયા નહોતા. જોરથી ચલમ ફૂંકવી, ફૂંકાર મારીને ઊંચે ઊંચે ધૂમાડાના ગોટા કાઢવા અને તે સાથે ચલમમાં ભડકો ઊઠે, એ ક્રિયા મારે મનમોહક રમત શી હતી.

'બેઠ જા બચ્ચા !' બાવાજીએ કહ્યું અને હું બેઠો.

---

× કાંગડા જિલ્લો પંજાબમાં છે. હિમાલયનો પ્રદેશ આ જિલ્લામાં સમાય છે. આ જિલ્લામાં અને હિમાલય પ્રદેશમાં ત્રણ ે થાનો ઘણાં પ્રસિદ્ધ છે. જ્વાલામુખી, પ્ર ાનાં દેવીસ્થાનો. કાશીની જાત્રા સમાં એટલું જ સારું. ાયતા પણ એવી જ મોહક છે.




જાણે મારું કુતૂહલ બાવાજી સમજી ગયા હોય તેમ "દેખ!" કહીને બે ત્રણવાર ચલમ ખેંચીને ધૂમાડાના ગોટા ઉડાડ્યા. હું પ્રસન્ન થઈ ગયો. બાવાજીએ મને ઊંચકીને ખોળામાં બેસાડ્યો. મને એવો આનંદ થયો કે બસ. મને એમની ગોદમાંથી ખસવાનું મન થાય નહિ. માંડ માંડ માએ મને લીધો. બાટી ને દાળ બનાવેલાં. હું ઊંઘ્યો.

ઊંઘ્યા પછી ઊઠ્યો. આંખ ઊઘડી તો મારાં માબાપ નથી. એ જળાશય અને પીપળો પણ નથી. એ પથારી પણ નથી. હું બાવાજીના મૃગચર્મ ઉપર છું. પહાડની કોઈ ગુફામાં.

રાતે, કોઇ ન જાણે તેમ, બાવાજી મને ઉઠાવી ગયા હતા. મારા માબાપની આંખોએ જગતને પ્રકાશથી નહાતું જોયું હશે ત્યારે, મને નહિ જોતાં, આંખો અંધારાથી લપેટાઇ ગઇ હશે. એમનું કરુણ કલ્પાંત કેવું હશે, એ તો એ જ જાણે.

પણ બાવાજી પ્રસન્ન હતા અને હું ય પ્રસન્ન હતો. મને એક જરા સરખીય માતાપિતાથી વિખૂટા પડવાની ગ્લાનિ કે સ્મરણ પણ થયું નહિ. જ્યાં બાવાજી ત્યાં હું 'જાણે એ જ મારા પિતા છે, માતા છે એમ જ એ મને પાળતા અને પુત્રભાવે અમે પરસ્પર વર્તતા.

પછી અગિયારમે વર્ષે મારું જીવન આરંભાયું અને સમજ પડવા માંડી. બાવાજીની સાથે ફરતાં ઘણો ઘણો પ્રદેશ જોયો. મારે મન એ બધું સ્વપ્નમાં ઈંદ્રપુરીની સફર જેવું સુખદ હતું.

હાપૂરમાં અમે એક મંદિરમાં રહેતા હતા. મારું કામ સેવાનું જ. લંગોટી વાળું. આખો દિવસ ટેલ-ટપ્પો કર્યા જ કરું. એવામાં એક દિવસે પોલિસ આવી પહોંચી.

[ ક્રમશઃ ]



## મન! ગાવું હો તે ગા!

મન! ગાવું હો તે ગા!
જે કંઈ તુજમાં હોય છતું તું તેને કરતું જા!
સરવર લહરી સર....સર.... કરતી
ગૂંજી રહે સંગીત!
ડોલી ડોલી કમળ વહે કંઇ
વાય સમીરણ શીત!
પ્રીતની ઘેરી મસ્તી થઇને અંતર અંતર છા!
મન! ગાવું હો૦

કોમળ હૈયાં ઘાયલ થઈને
છલકાવે નિજ પ્રીત!
અમરત દેવું પીને હલાહલ
એ ય તો તારી રીત!
પહેલાં પૂર્ણ છલોછલ થા ને, પછી ભલે છલકા!
મન! ગાવું હો૦

[illegible]

# કાળપુરુષનો છેલ્લો વિદ્યાર્થી

ચંદ્રભાઈ ભટ્ટ

"કુરુ, પંચાલ, વત્સ, કોસલ, મગધ...કુરુ પંચાલ, વત્સ, કોસલ, મગધ, હસ્તિનાપુર" ...એણે એક નામ ઉમેર્યું અને જોરથી માથું હલાવ્યું, "એક પર મારી નજર ઠરતી નથી, ભગવતી!"

ભગવતી લોમા, આ યુગયુગની વેદના પામેલા પરશુધરની વિશાળ કાયા પર દેખી રહ્યાં. રાજાઓના ઉચ્છેદની રણહાક બની ચૂકેલું આ કલેવર પરાજય પામીને છેલ્લાં વરસો પસાર કરવાનો કોઈ વિસામો શોધતું ભરતોની ભોમપરથી ઝંખી રહ્યું હતું, "જોત-જોતામાં વૈરાજયોનો યુગ આથમી ગયો છે...રાજાઓના તાજ ગોઠવાઈ ગયા છે. મંત્રોનો દ્રષ્ટા બ્રાહ્મણ રાજધુરાને વહેનારો પુરોહિત બન્યો છે, આપણે આ ભૂમિ પરથી..."

"પણ ક્યાં!" ભગવતી લોમા બોલ્યાં.

"ક્યાં?" એ સવાલ તો હું જ પૂછતો હતો, "કુરુ ને પંચાલ, વત્સ ને કોસલ, ને મગધ, કોઈ પ્રદેશ આપણે કામના નથી પણ મારી નજર ઠરે છે...આપણે ઊગતી ઉષામાં જ નીકળી પડીએ."

"ક્યાં જવા?" ભગવતી લોમાએ શ્વાસ ખેંચ્યો. એ ઉષાને જલદી ઉગાડવાની આતુરતાથી દેખી રહ્યાં, "હસ્તિનાપુરથી ઉત્તરે...ઉત્તરકુરુના પ્રદેશ પાસે મામા વિશ્વમિત્રે પણ એ જ કહ્યું 'તું મરતા મરતા."

"પણ મહર્ષિ કણ્વ તો ગયા..."

"પણ આશ્રમ છે. આપણે ત્યાં તપોવન બાનાવશું. અને..."પરશુરામે શ્વાસ ખાધો, "ત્યાં હું આશ્રમના છાપરામાં આ પરશુને ભરાવી દઈશ. આ સમરાંગણોથી હવે હું કંટાળી ગયો છું. અને ત્યાં..." પરશુરામ કંઈ સંતાડતા હોય તેમ અટકી ગયા.

ભગવતી લોમાથી હસી દેવાયું, "કેમ કહી પડતા નથી?" અને આથમી ગએલા યુગ નીચેથી કંઈ એકઠું કરતો હોય તેમ એ બોલ્યો, "ત્યારે મહર્ષિને મેનકા મળી હતી. વિશ્વમિત્રને વરીને એ શકુન્તલાની ભેટ ધરીને ચાલી ગઈ. કણ્વના આશ્રમમાં ઉછરેલી ભેટ ધરીને ચાલી ગઈ. કણ્વના આશ્રમમાં ઉછરેલી એણે દુષ્યન્ત સાથે મનોમય મેળવ્યાં."

"હા, યાદ આવે છે, મામા જ કહેતા'તા, એકવાર કે રાજાઓની જાત...એ દુષ્યન્તે એને નકારી દેવજાતિની મેનકાને સોંપેલી એ પાછી કણ્વને આશ્રમે ...ક્યાંથી હોય?" લોમા જોઈ રહી.

"એ ત્યાં નથી."

"ત્યારે ક્યાં છે?"

"મેનકા આવીને એને બંન્નેને..."

"બન્ને કોણ?"

"શકુન્તલાને સોંપડેલો...ભરત"

"એ બન્ને ઉત્તરકુરુમાં ગયાં એમ ને?"

"હા, પણ..."

"તમે શું સંતાડો છો?" ભગવતી લોમાએ બૂમ પાડી.

"વિશ્વમિત્રનું વચન." પરશુરામની નજરમાંથી તેજ ઝર્યું: "મરતા મરતા એણે કહ્યું છે કે... ભરતને ભણાવજો"

"રાજા દુષ્યન્તના દીકરાને?"

"પણ હું નથી ભણાવવાનો...પણ એ આવી જ પહોંચે તો કોઇવાર...ક્યારેક એવો બનાવ અચાનક બની જાય છે,...પણ"

પરશુરામે આંખો મીંચી, "એ આવશે ત્યારે હું નહિં હોઉં, હું રાજપુત્રોને નથી ભણાવતો."

ભગવતી લોમા બીતાં હોય તેમ ચૂપ રહ્યાં. એક મૌન ઘડીભર આ બંન્નેનાં દિલમાં શુન્યશાંતિ ઉભરાવી રહ્યું.

*

પછી સમરાંગણોને સમેટી લઈને એક પુરુષ અને એક નારી આથમી જતા યુગને ઝાલી રાખવાની મમતા ત્યજીને અહીં આવી પહોંચ્યાં. યમુનાના પ્રદેશ પર એમને કોઈ ઓળખતું નહોતું. એ બન્ને પોતાનું ઓળખાણ દીધા વિના આગળ ને આગળ વધ્યે જતાં હતાં.

એમણે ઇંદ્રપ્રસ્થ આગળ યમુનાને ઓળંગી અને પછી આ બન્ને મહાન નર–નારીએ હસ્તિનાપુર આગળ ગંગાને કિનારે ઊગતા સૂરજને અંજલિ



આપતાં વિશ્વમિત્રે ઉચ્ચારેલો શબ્દ યાદ કર્યો, "અમારી બુદ્ધિ શુદ્ધ કરો!"

અને પછી એ બંન્ને ગંગાને કિનારે કિનારે જ હિમાલયની દિશામાં આગળ વધ્યાં. એમની પાછળ દેખાતાં હસ્તિનાપુરનાં નિશાનો તરફ આંગળી ચીંધતો પેલો પુરુષ બોલ્યો. "ભગવતી! હસ્તિનાપુરનાં પેલાં ભવનોમાં રાજાઓ વસે છે."

"રાજાઓ કેમ?"

"એક રાજાના સો દીકરા ને બીજાના પાંચ... કૌરવો ને પાંડવો, ત્યાં એકસો ને પાંચના જ્યારે રાજ-દંડો ઉછળશે, ત્યારે આ ગંગામૈયાનાં પાણી કેવાં લોહી ઝરતાં હશે!"

અને બંન્ને ખિન્ન બનીને ગંગાની લહર પર ક્યાં સુધી મીટ માંડી રહ્યાં. લોમાએ હસ્તિનાપુરની રાજાઓની દુનિયાની પેલે પારની ભૂમિ પર નજર નાખી.

"પણ આપણે દેવજાતિની પડોશમાં વસીશું એ વિચાર જ મને પુલકિત કરી મૂકે છે, એ વિચિત્ર ભૂમિ અને આપણાથી પણ ગોરાંગોરાં દેવ દેવીઓ આપણા આશ્રમમાં આવ્યા કરવાનાં."

"ના, ના, આપણો ગંગાકિનારો જ્યાં મહર્ષિ કણ્વનો આશ્રમ હતો ત્યાંથી તો આપણે એ દેવભૂમિનાં એકમેકથી ઊંચાં હિમાચળના શિખરો જ દેખી શકવાનાં...કોઇ દેવ કોઇ દેવી તો કોઈક જ વાર...એ જાતિ આપણા રીતરિવાજો પસંદ નથી કરતી. એ લોક આપણા રાજાઓને ધિક્કારે છે. આપણામાં, આપણા સંસારમાં એમાંનું કોઈપણ સમાઇ શકતું નથી...એમનું પર્વતોનું આઝાદ જીવન એમને વધારે પસંદ છે."

"એટલે જ ને!" લોમાએ સ્મિત કર્યું.

"શું!"

"મામાનો સંગ કરીને મેનકા ચાલી ગઇ. શાન્તનુનો સંગ કરીને ગંગા પણ ન રહી શકી... પણ કોઈનાર આવી પડે હો!" ભૂલથી બોલાઇ ગયું હોય તેમ લોમાએ સમેટી લીધું.

"કોણ!" પરશુરામની નજરમાં ઘેરી છાયા ઉભરાઈ.

"કોઈ નહિ."

"શકુન્તલા અને એનો ભરત...પણ એ બેમાંથી એકે દેવ જાતિનાં નહિ...શકુન્તલા ખરી, પણ રાજાના દીકરાવાળી. પણ હું ત્યારે નહીં હોઉં, આ આપણાં વૃદ્ધ કલેવરો કેટલાં ટકવાનાં હવે?"

"હું પણ?" લોમાએ ઉતાવળથી પૂછ્યું, અને હસી.

"હું રાજાના...હું રાજપુત્રને નહિ ભણાવું" પરશુરામે વિચાર વાંચતા હોય તેમ કહી નાખ્યું.

*

ગંગાનો પ્રવાહ અહીં સાંકડો હતો. એ પ્રવાહના કિનારા પર પાછું જીવન અહીં ગુંજી ઉઠયું હતું. ભગવાન પરશુરામ અને ભગવતી લોમા ગંગાને કિનારે આખરી સમય ગાળવા જતાં રહ્યાં છે તેવી વાત હસ્તિનાપુરથી મહિષ્મતી સુધી પહોંચી ગઇ હતી. પણ રેવાના કિનારાથી ગંગાના, યમુનાનાં રાજમહાલયોમાં પરશુરામની ચિંતા કરવાની કોઇને પડી નહોતી.

પણ અચાનક જેવો એ આવી પહોંચ્યો. પારૂષની પ્રતિમા જેવો ઉન્નત ડોક પર વાળની લટોવાળો, આરપાર જોતી નજરવાળો, સુકુમાર પણ સુદૃઢ દેખાતો એ ઉપવનમાં પેઠો. શિલાપર બેઠેલાં બંન્ને વૃદ્ધો અચાનક જેવા આભાસને દેખી રહ્યાં, કોઇ કંઈ બોલ્યું નહિ.

અને એણે બન્નેને નમન કર્યું.

"શતંજીવ" બંન્નેના હોઠ ફફડયા. બંન્નેની નજર આશંકાથી દેખી રહી, "ભલે આવ્યો...તું કોણ છે, કુમાર!"

"હું રાજપુત્ર નથી" એણે હોઠ ભીડીને મક્કમતાથી કહ્યું.

"ભાગ્યવાન...તું કોણ છે તો પછી?"

"હું હસ્તિનાપુરથી આવું છું...આપની પાસે શસ્ત્રવિદ્યા શીખવા...અને હું રાજપુત્ર નથી."

"તારાં મા-બાપ, બેટા!" ભગવતી લોમાએ કહ્યું.

"મેં નથી જોયાં અને જાણ્યાં પણ...હું સારથિને ઘેર ઉછર્યો છું."





"ભલે આવ્યો" બન્ને એક સાથે બોલ્યાં.

"મને સ્વીકારવા માટે...મને સારથિપુત્રને," આભારથી ઉભરાતી આંખે નમન કર્યું અને શિલા-પર આસન લીધું.

"હું સારથિપુત્ર ... રાજાઓ, પુરોહિતો, ઊંચાઓ નીચાઓ... આર્યો, અનાર્યો, સમાજની ઘટના પણ બંધાય છે; આ કમનસીબ ધરતી પર!" પરશુરામ અંતરિક્ષને સંબોધતા બોલતા હતા, "એક પર બીજો ચિરાગનો થર આર્યોની આ સંસાર ઘટનાને એક દિવસ..." અને પરશુરામની ગમગીન આંખો કોઇ ભયાનક ભાવિમાં ગરકાવ થતી હોય તેવી દુઃખી દેખાઇ. થોડીવારે એ ભાવિમાં ઉતરેલી નજરને ઉઠાવી લઇને કર્ણ પર સ્થાપતા હોય તેમ બોલ્યા, "બેટા. તું ભલે આવ્યો... અમને બન્નેને એકલતા સાલતી હતી. તું ગમે તે હો... તને ઉછેરનાર પર આપણા જીવનના વહીવટે ગમે તે નામ નાખ્યું હો... અમારે તેથી શું... જન છે. માનવ માતાને માનવી પિતાથી સાંપડેલો...પણ"

"ભગવન!" કર્ણ ગભરાતો હોય તેમ દેખી રહ્યો.

"ઇન્દ્રપ્રસ્થ અને હસ્તિનાપુરનાં રાજભવનો-માંથી આવેલો તું... તું શું લાવ્યો છે બેટા!" પરશુરામ દેખી રહ્યા. કર્ણ ઘડીભર ગુંચવાયો. વચમાં લોમાનો અવાજ આવ્યો, શા સમાચાર લાવ્યો છે, બેટા!"

"ગંગા, યમુનાના કિનારાઓ કૌરવ પાંડવોના કાવાદાવાથી ખળભળી ઊઠ્યા છે. ત્યાં જુગાર ખેલાય છે, ત્યાં નશાખોરી થાય છે, ત્યાં...હું ત્યાંથી, હું ત્યાંથી શું લાવું? ત્યાં લાવવા જેવું શું છે તે!"

"ત્યાં ભીષ્મપિતામહ છે, ત્યાં ગાંધારી છે, ત્યાં વિદુર છે, દ્રોણ છે ત્યાં..."

"તો ય ત્યાં જુગારના પાસા, નશાખોરી", કર્ણ વચમાં બબડ્યો અને આગળ બોલ્યો.

"ભીષ્મ હવે પિતામહ રહ્યા છે, ભીષ્મ નથી, દ્રોણ તો પુરોહિત છે, વિદુર, ભલા માણસ ખરા પણ શુદ્ર માતાના પેટે સાંપડેલા એટલે તેમને કોઇ ગણતું નથી."

"પણ ગાંધાર...! હવે વૈરાજ્ય નહિ હોય અને ગાંધારી રાણી થવાની લાયકાત કેળવી શકી પછી!" પરશુરામે કહ્યું.

"ગાંધાર હવે વૈરાજ્ય નહિ હોય?" લોમા ચિંતાતુર નજરે દેખી રહી.

"આનર્ત સુરાષ્ટ્રમાં આર્યત્વની શુદ્ધિ કર્યા પછી સરયુના કિનારા પરથી પેલા મુનિઓમાં શ્રેષ્ઠ ક્યારના ય ત્યાં પહોંચીને ગાંધારરાજાને અંજલિ આપી ચૂક્યા છે." પરશુરામે કહ્યું.

"ગાંધાર રાજા?" લોમાની મુદ્રા ખિન્નતા ધરી ઊઠી.

"અને ગાંધારથી જીતમાં આણાયલાં ગાંધારી ધૃતરાષ્ટ્રની સેવામાં આંખે પાટા બાંધનારાં સતી છે" તેણે કહ્યું.

"રાણી ગાંધારી!" લોમા, કાળના મણકા ગણતી હોય તેમ બબડી, "જાણે આ બંન્ને શબ્દો એક સાથે હોઇ જ ન શકે એમ લાગે છે."

"એ બન્ને શબ્દોએ દેહ બદલ્યા છે. શબ્દો જેમાં હાલે ચાલે છે તે શરીરો પલટાય છે ત્યારે શબ્દોના પુરાણા અર્થો પણ પલટાય" બોલતા પરશુરામની નજર સામે બે શબ્દો દેખાયા, એ મનોમય ચિત્રોને ઉપરતળે કરતા બબડ્યા, "નહિ તો, ભીષ્મ...દ્રોણ..." અને તેમણે કર્ણ પર નજર સ્થાપી, "બેટા તું એમની શાળામાં...!"

"એ તો એકલા રાજકુમારો માટે છે...તો ય મને તેમાં પ્રવેશ મળ્યો'તો પણ અપમાન પામેલો હું..."

"કેમ?"

"કારણકે હું રાજકુમાર નહોતો."

"તેનું તને દુઃખ છે?"

"શું જવાબ આપવો તે સમજ્યા વિના કર્ણ એક ઘડીભર દેખી રહ્યો અને બોલ્યો, "તમને તેનું દુઃખ છે...મારા કાનમાં હજુ ય એ અવાજ અથડાય છે,...કે હું રાજપુત્ર નથી...જ્યારે પિતામહના હોઠ પરથી એ જ શબ્દો સંભળાયા ત્યારે મારા દિલમાં ભયાનક કંપ થયો. અને હું ભાગ્યો...હું એકલવ્ય જેવો સુકોમળ હોત તો, ભીષ્મપિતામહની પ્રતિમા



ઘડીને ય નિશાન તાકતાં એકલો એકલો શીખી શક્યો હોત પણ...”

“એકલવ્ય કોણ !”

“રાજકુમાર...પણ એક અનાર્ય રાજકુમાર. એણે પિતામહની પ્રતિમા રચી અને એ એકલો એકલો શીખ્યો; પણ પછી પિતામહના સૈનિકો એના આવાસને ઘેરી વળ્યા. તેમણે એ અનાર્યે કરેલા અપરાધની શિક્ષા તરીકે માથું માગ્યું અને માથું બચાવવું હોય તો ભીષ્મપિતામહની પ્રતિમાને પૂજવા માટે એ ગુરુએ એની આંગળીઓ ગુરુદક્ષિણા તરીકે માગી.”

“ત્યારના એ દેવવ્રત !” લોમા કંપી ઊઠી, ગંગા જેવી આઝાદ દેનારીની કૂખે સાંપડેલા ..પછી ભીષ્મ બનેલા !”

“આજના સમયના વહેણ પર એ પિતામહ છે” પરશુરામે પતાવ્યું અને પૂછ્યું, “પછી એકલવ્યે શું દીધું ?”

“ગુરુદક્ષિણા તરીકે આંગળીઓ, અને માથું બચાવ્યું” કર્ણે કહ્યું.

અને હિમાલયનાં ઊંચા શિખરોની છાયામાં વહેતી ગંગામૈયાના કિનારા પરનો ભગવાન પરશુરામનો આશ્રમ કર્ણના ધનુટંકારથી પ્રાણનાં સ્પંદન ગજવતો થયો.

ભગવાન પરશુરામનું વૃદ્ધ કલેવર પણ આ જુવાનને પ્રાણ પાતુ પાછું પોતાનાં વૃદ્ધ નયનોમાં નવી રોશની ધરતું હતું. ભગવતી લોમા આ યુવાનના માથા પર હાથ ફેરવતાં પેટના દીકરાનો સ્પર્શ, આહ્‌લાદ અનુભવતાં હતાં.

પણ એકલો એ જ ગંભીર અને ઉદાસીન ભાવ છોડતો નહોતો. કોઈ કોઈવાર કર્ણનો ચિંતાતૂર નજરનું તેજ ભગવાન પરશુરામને ચિંતા ઉપજાવતું હતું.

સંધ્યાની છાયા કિનારા પરના આશ્રમ પરથી ગંગાનાં જળ પર પથરાઈને આથમેલા સૂરજની રતાશ એક ઘડીભર ધરતી હતી. આશ્રમના આંગણામાં પરશુરામ, લોમા અને કર્ણ શિલા આસન પર બેઠાં હતાં.

ત્યારે બરાબર આ સમયે તું આવી પહોંચ્યો. તેને આજે ઠીકઠીક સમય થઈ ગયો... અને તારે વિદાય લેવાનો દિવસ તો દોડતો આવે છે.”

“મારા મનમાં એ ખૂબ ધીમો આવે છે, પિતા !”

“એ તારી આતુરતા...” પરશુરામ દેખી રહ્યા, અને પોતે એવું ન બોલ્યો હોત તો ઠીક એમ કર્ણને લાગ્યું

‘ત્યારે મેં તને એક સવાલ પૂછ્યો’ તો !”

“શો ?”

“કે તું શું લઈને આવ્યો છે !” પરશુરામનો અવાજ સંભળાયો.

“મને તે યાદ છે.”

“તું હસ્તિનાપુર પહોંચે અને કોઈ તને એ જ સવાલ પૂછે તો !”

“હું શસ્ત્રવિદ્યા ભણ્યો છું... આપ જેવા ઇતિહાસપુરુષ પાસે ઇતિહાસ ભણ્યો છું.”

“ઇતિહાસદૃષ્ટિ !” પરશુરામ જોઈ રહ્યા, “મને બીક છે, કે તારા દિલમાં તે બેઠી નથી.”

કર્ણ કંપી ઊઠ્યો.

“તારે તો વૈર જ લેવું છે ને ! રાજકુમારો સામે, રાજાઓ સામે... રાજાઓની સંસ્થા ઉચ્છેદ નથી જોઈતો... તારા દિલમાં એ વાત શમાઈ શકી નથી.”

“એટલું મારું દિલ સ્વસ્થ...”

“ના, ” પરશુરામે માથું હલાવ્યું ” આજની સંસારઘટના એ જ પાયા પર બંધાવા માંડી છે... પાયામાં રાજા છે... પુરોહિત છે... એ બંધાવા માંડી ત્યારે મેં પરશુને ધારણ કરીને ભૂતકાળનો આશરો લીધો... ભાવિમાં મારી નજર ગોઠવાતી નથી... એમાં તારો વાંક નથી... આ આશ્રમના છાપરામાં ખોસેલી પરશુ હું તને આપી શક્યો નથી... આજે આપણી સૌની ઇતિહાસ દૃષ્ટિ રાજાઓની દુનિયાથી... આગળ દેખી શકતી નથી.

“ભગવન્ !” કર્ણે હાથ જોડ્યા.

“કાળ ભગવાન્ !” ઇતિહાસના વિરાટ રૂપને આરાધતું હોય તેવું પરશુરામનું કાળકલેવર અનિમિષ નજર નાખતું અદૃષ્ટમાં દેખી રહ્યું : એમની નજર કર્ણ પરથી હસ્તિનાપુર પર ફરી વાળી ત્યાંથી દૂર દૂરથી ઊભરાતા ગોતના પડછાયા એમને હસ્તિનાપુર પર ઊછળતા દેખાયા.



"પણ મુઘલાઇ સાથેની લડાઈ અને પેશ્વાઈની દિલ્હી પ્રતિ ચડાઇઓ શરૂ થઇ ત્યારથી ઉપલા સૈકાઓ કરતાં અવળા પ્રવાહનો આરંભ થયો, ને ઈ. સ. ઓગણીસમી સદીના આરંભ લગી—પેશ્વાઇના પતન લગી—ચાલુ રહ્યો. દાયકાઓને હિસાબે આ ગાળો ઠીકઠીક લાંબો ગણાય પરંતુ મરાઠી પ્રજા ભોંય પર ઉગેલાં ઝાડવેલાને ઝડવામાં અને તેનાં ફળ પાંદડાં ડાંખળાંને કરડની ગળતી અને બગાડતી આગળ આગળ આગળ ઝડપથી વધવાની નીતિ—અવ-નીતિ—માં પડી ગઇ. મૂળ નાખવા કે પાયા ખોદીને ટકા વહીવટી તંત્ર ચણવાની કર્તવ્યશીલ રાજકર્તાની ફરજો તેણે સ્વીકારી જ નહીં. તેમના લશ્કરી સરદારોનો મોટો ભાગ દુશ્મનને જમીનદોસ્ત કરતી લડાઇઓ ('બેટલ્સ')માં પણ માનતો નહીં. ધાડપાડુઓનાથી અન્ય રીતે–વિજેતા રાજ્યસ્થાપકોની રીતે–વર્તવાનું ગજું તેમનામાં વિકસવા પામ્યું જ નહીં, એવું મત આપવામાં ઇતિહાસ તેમને જરા પણ અન્યાય કરતો નથી."

—પ્રો. બળવંતરાય ક. ઠાકોર

## પ્રકરણ ૧૨ મું

## મરાઠા અને અંગ્રેજ

### પાણીપત પછીની પેશવાઈ

પાણીપતના ભયંકર પરાજયથી મરાઠી સત્તાનું શિખર તૂટી પડ્યું, અને તે જ વખતે ઈશ્વરેચ્છાથી પ્લાસીના વિજયથી બંગાળમાં બ્રિટીશ સત્તાનો પાયો નંખાયો.

પાણીપતના કારી ઘાથી અનિરુદ્ધ વિકાસ પામતી મરાઠી સત્તાની વિજયી આગેકૂચ અટકી ગઈ, અને ત્યારપછીના પાંચ વર્ષ સુધી તો ઉત્તર હિંદમાં મરાઠી સત્તા તદ્દન નિષ્પ્રભવ થઇ ગઈ.

સામે પક્ષે મુસલમાનોએ પણ હિંદુઓ સામે સંગઠન જમાવવાને કાંઇ ખાસ કાંદા કાઢ્યા નહિ. પાણીપતમાં અફઘાનો અને રોહીલાઓનો પણ સખત કચ્ચરઘાણ નીકળી ગયો હતો. એ વિજયથી નિર્બળ બનેલી અફઘાન સત્તાનો સૌથી વધારે લાભ શીખોએ ઉઠાવી પોતાની નવી સત્તા પંજાબમાં સરસ રીતે જમાવી. દિલ્હીના રાજકુળને અને સ્થાનિક મુસલમાનોને અફઘાનોનો બહુ કડવો અનુભવ થયો, અને "પથ્થર કરતાં ઈંટ સુંવાળી" એ ન્યાયે એમણે અફઘાનો કરતાં મરાઠાઓ વિધર્મી હોવા છતાં ય પાછળથી વહાલા લાગ્યા.

પાણીપત પહેલાં હિંદના સ્વામીત્વ માટે મોગલો અને મરાઠાઓ વચ્ચે હરીફાઈ હતી. પાણીપત પછી એ હરીફાઇનું સ્વરૂપ બદલાયું, અને મરાઠા અને અંગ્રેજ એ હરીફાઇ બન્ને વચ્ચે શરૂ થઇ.

પાણીપતના પરાજયના આઘાતથી બાલાજી બાજીરાવ ઈ. સ. ૧૭૬૧માં મરણ પામ્યો. એના પછી એના સગીર પુત્ર માધવરાવને પેશ્વા તરીકે જાહેર કરવામાં આવ્યો. પણ બધો રાજ્યકારભાર એનો કાકો રાઘોબા કરતો હતો. એણે પેશ્વા થવા માટે ખૂબ ખટપટ કરવા માંડી. અને પોતાના સ્વાર્થી સ્વભાવથી મરાઠાશાહીના મૂળમાં જ વિષ સીંચ્યું. એણે શરૂઆતમાં માધવરાવને કેદ કર્યો. પણ પાછળથી એ પેશ્વાએ સ્વતંત્ર રીતે વર્તવા માંડી રાઘોબાને કેદ કર્યો. અને ત્યારપછી પોતાની તેજસ્વી કારકિર્દી શરૂ કરી. એણે મજબૂત હાથે કામ લેવા માંડી જાનોજી ભોંસલે અને ગાયકવાડ પાસે પેશ્વાની સર્વોપરિતા સ્વીકારાવી. નિઝામને યુદ્ધમાં હરાવ્યો. એ ઉપરાંત એણે હૈદરના રાજ્ય ઉપર પાંચ વાર ચઢાઇ કરી, અને એને વારંવાર હરાવી દક્ષિણમાં મરાઠા સત્તા સ્થિર કરી. પાણીપતના પરાજયથી નાહિંમત થઈ ગયેલા મરાઠાઓને એણે પ્રેરણા આપી, ઉત્તર-હિંદ પર સવારીઓ શરૂ કરી અને ત્યાં આગળ મરાઠાઓએ ગુમાવેલ સત્તા, સમૃદ્ધિ અને પ્રતિષ્ઠા ફરી પાછાં પ્રાપ્ત કર્યાં. ઇ. સ. ૧૭૭૧માં મહાદજી શિંદેએ મોગલ પાદશાહ શાહઆલમને ગાદીએ બેસાડી કેન્દ્રમાં સરમુખત્યારી રાજ્યવહીવટ શરૂ કર્યો. માધવરાવે નાનાફડનવીસ અને રામશાસ્ત્રી પ્રભુણે જેવા રત્નો શોધી કાઢી એમને પોતાના રાજ્યમાં ઊંચા હોદ્દાઓ આપ્યા. મરાઠા મહારાજ્યની આંતરિક અને બાહ્ય મુશ્કેલીઓનો ફતેહમંદ ઉકેલ લાવ્યા પછી એણે પોતાની નજર અંગ્રેજોની ફેલાતી સત્તાને રોકવા તરફ

દોડાવી. એને માટે એણે તોપો, દારૂગોળો અને આરમારો બનાવવાના કારખાનાઓ સ્થાપવાની યોજનાઓ ઘડી કાઢી. પણ ૨૮ વર્ષની તદ્દન યુવાન વયે ઈ. સ. ૧૭૭૨માં એનું ક્ષય રોગથી મરણ થવાથી એ બધી યોજનાઓ પડી ભાંગી. ગ્રાંટ ડફ કહે છે કે આ યુવાન પેશ્વાના અકાળ મરણથી પાણીપતના પરાજય કરતાં પણ મરાઠા મહારાજ્યને મોટો ફટકો પડ્યો, માધવરાવની લશ્કરી કારકિર્દી બહુ જ સરસ હતી. તેમ જ રાજ્યકર્તા તરીકેના એના ગુણો એના પૂર્વજો કરતાં ચઢિયાતા હતા.

આ પેશ્વા જો વધુ જીવ્યો હોત તો સઘળા પેશ્વાઓમાં સર્વશ્રેષ્ઠ ગણાત એમ લાગે છે.

માધવરાવ પેશ્વાના અકાળ મરણ પછી ગાદીએ આવેલ એના ભાઈ નારાયણરાવનું રાઘોબાની સ્રી આનંદીબાઈએ ખૂન કરાવ્યું.

નારાયણરાવના ખૂન પછી, એની પત્નીએ જન્મ આપેલ પુત્ર સવાઈ માધવરાવને નામે ઓળખાયો. એને નામે "બાર ભાઈઓ"નો કારભાર ચાલ્યો. એમાં આગેવાન નાના ફડનવીસ હતો. ઈ. સ. ૧૭૮૩ થી ઈ. સ. ૧૭૯૫ સુધી નાનાએ પેશવાઈનો કારભાર બહુ જ બાહોશીપૂર્વક ચલાવ્યો.

મરાઠાશાહીના અસ્તકાળમાં ત્રણ મહાન વ્યક્તિઓ થઈ ગઈ. મહાદજી શિંદે, નાના ફડનવીસ અને અહલ્યાબાઈ હોલ્કર.

મહાદજી શિંદેએ ઉત્તરહિંદમાં મરાઠાઓની વીરહાક વગાડી પાણીપતના પરાજયનું કલંક ધોઈ નાખ્યું અને મરાઠા સત્તાની સર્વોપરિતા ફરી પાછી સ્થાપી. ઈ. સ. ૧૭૯૪માં આ વીર પુરુષ મરણ પામ્યો. એના અને બીજા સરદારોના મરણથી નિઝામને લાગ્યું કે મરાઠાઓની ધુંસરી ફગાવી દેવા માટે આ સુંદર તક છે. એટલે પેશ્વાના એલચીએ જ્યારે નિઝામ પાસે જૂનું લેણું માગ્યું ત્યારે એના દીવાન મશીર ઉલ્મુલ્કે એવો ઉદ્ધતાઈભર્યો જવાબ આપ્યો કે: "પેશ્વાને અમે લંગોટી અને લોટા આપીને કાશી મોકલી દઈશું." નિઝામની આ તુંડમિજાજીથી નાનાનો પિત્તો ગયો. એણે બધા મરાઠા સરદારોને બોલાવ્યા. અને એ બધાએ એકઠા થઈને ઈ. સ. ૧૭૯૫માં નિઝામને ખર્ડા આગળ જબ્બર હાર આપી. નિઝામને એનો મિજાજ ભારે પડી ગયો. દંડ પેટે ત્રણ કરોડ રૂપીઆ અને મોટો પ્રદેશ પેશ્વા અને ભોંસલેને સોંપીને એણે સુલેહ કરી.

ખરડાની લડાઇ એ એવી છેલ્લી લડાઈ હતી કે જેમાં બધા મરાઠા સરદારો ભગવા ઝંડા હેઠળ એકત્ર થઈને સર્વસામાન્ય શત્રુ સામે લડયા હતા. ઈ. સ. ૧૭૯૫માં મરાઠા સત્તા ઉન્નતિને શિખરે પહોંચી હતી. અને એની અધોગતિ પણ એ જ વર્ષમાં શરૂ થઈ. મોગલાઈમાં જે મહત્ત્વ ૧૬૯૦ની સાલનું છે તે જ મહત્ત્વ પેશ્વાઈમાં ૧૭૯૫ની સાલનું છે.

નાના ફડનવીસે પોતાનું આખું જીવન પેશ્વાઈના ઉત્કર્ષ પાછળ ખર્ચ્યું હતું. તળેગાંવ સુધી અંગ્રેજ સેના આવી પહોંચેલી ત્યારે પણ એનું ધૈર્ય ડગ્યું નહોતું. "જરૂર પડશે તો પૂનાને બાળીને ભસ્મ કરી નાખીશ. પણ પરદેશીઓને ઘરમાં પગ નહિ મૂકવા દઉં." એવી એણે પ્રતિજ્ઞા લીધેલી.

મરાઠા મહારાજ્યના "સાડાત્રણ ડાહ્યા માણસો"—માંનો આગેવાન ડાહ્યો પુરુષ નાના ફડનવીસ ઈ. સ. ૧૮૦૦માં મરી જતાં મરાઠાઓનું ડહાપણ મરી ગયું. પરાક્રમ તો મહાદજી શિંદેની સાથે ગયું હતું. એટલે પરાક્રમ અને ડહાપણ વિનાના મરાઠાઓમાં બાકી રહી નાદાની. બાજીરાવ બીજો ગાદીએ આવ્યો. એણે માણુકેશ્વરી અંધેર ચાલુ કર્યું અને ઈ. સ. ૧૮૧૮માં હિંદના નકશા ઉપરથી પેશ્વાઈ અલોપ થઈ ગઈ.

"૧૮મી સદીનો અંત આવતાં જ હિંદુઓની બુદ્ધિશક્તિને ગ્રહણ લાગ્યું અને માત્ર પાંચ છ વર્ષ જેટલા ટૂંકા ગાળાની અંદર જ મહાદજી શિંદે, હરિપંત ફડકે, અહલ્યાબાઈ, સવાઈ માધવરાવ, તુકોજી હોલ્કર, જીવબા બક્ષી, બાલોબા તાત્યા, પરશુરામ ભાઉ, અને એ સૌ કરતાં વિશેષ મહત્ત્વના એવા નાના ફડનવીસનાં મરણો થયાં, અને મરાઠાઓનું આખુંયે રાજકારણ બાજીરાવ બીજા અને દોલતરાવ શિંદે જેવા કાચા ખેલાડીઓના અણઘડ હાથોમાં આવી પડ્યું.

સામે પક્ષે હિંદની રાજકીય રંગભૂમિ ઉપર અંગ્રેજ





નેતાગીરી અને મુત્સદ્દીગીરીનો ઉદય પણ એટલો જ આશ્ચર્યકારક હતો. ગવર્નર જનરલ રીચાર્ડ વેલસ્લી, અને એના ભાઈઓ આર્થર (ડ્યુક ઓફ વેલીંગ્ટન) અને હેન્રી, મેટકાફ, બેરી કલોઝ, માલ્કમ, એલ્ફીસ્ટન મનરો, જેન્કીન્સ અને કર્કપેટ્રીક જેવા અંગ્રેજ નેતાઓના અજીત સંગઠન સામે ટકવાની આ દેશના એક પણ હિંદુ કે મુસલમાન નેતામાં તાકાત નહોતી. બે સદીઓના સંધિકાળે ઉત્પન્ન થએલી આવી વિલક્ષણ અને વિરોધી પરિસ્થિતિએ, અંગ્રેજ સર્વોપરિતાની તરફેણમાં હિંદનો ભાગ્યનિર્ણય કરી નાખ્યો.'' ×

### પેશ્વાઈની પડતીનાં કારણો*

આપણા ઇતિહાસમાં અઢારમી સદી એ મરાઠાઓની સદી છે. એ સદીના પૂર્વાર્ધમાં મરાઠા રાજ્યસંઘનો ઉદય થાય છે. અને એના પ્રભાવ હેઠળ આ દેશની એકેએક સત્તા—હિંદુ, મુસલમાન, શીખ, જાટ, રોહીલા, રજપુત, કાઠી, ગુર્જર, પોર્ચુગીઝ, અંગ્રેજ, નિઝામ અને હૈદર આવી જાય છે. જ્યારે એ સદીના ઉત્તરાર્ધમાં એ સત્તા ક્રમશઃ છિન્નભિન્ન થઈ જાય છે. આ બે યુગાર્ધોને છૂટા પાડનારી ભેદરેખા સાથે, શિવાજીના વંશજોના હાથમાંથી પેશ્વાના હાથમાં સત્તા જાય છે, તે મરાઠાશાહી અને બ્રાહ્મણશાહીની ભેદરેખા, બંધબેસતી આવે છે. શાહુના મરણથી સત્તાની ફેરબદલી થઇ અને મરાઠાશાહીનું કેન્દ્ર સતારા મટીને પૂના થયું. પાણીપતના યુદ્ધ સુધીમાં મરાઠાઓનું વિજયપુર ઊંચામાં ઊંચી સપાટીએ ચઢી ગયું, ત્યારપછીનાં ૭૦ વર્ષ રાજાપ્રજાના ચારિત્ર્યની અશક્તિઓ ક્રમશઃ એક પછી એક ઉઘાડી પાડે છે, અને અંગ્રેજોએ પેશવાઇ જીતી લીધી એ પહેલાં એ કેટલી સડી ગઇ હતી એનો આપણને ખ્યાલ આપે છે.

(૧) **રાજ્યબંધારણ.** શિવાજીનાં રાજ્યબંધારણનો એક સિદ્ધાંત હતો કે કોઇપણ નોકરી વંશપરંપરા ચાલુ રાખવી નહિ, તેમ જ નોકરીના બદલામાં જમીનજાગીરને બદલે રોકડ રકમના રૂપમાં પગાર આપવો. આ નિયમને રાજારામ અને શાહુ પણ ઓછીવત્તી વફાદારીથી વળગી રહ્યા હતા. નોકરી વંશપરંપરાની નહોતી એટલું જ નહિ, પણ એક ખાતામાંથી બીજા ખાતામાં પણ અમલદારોની ફેરબદલીઓ થતી. દા. ત. બાલાજી વિશ્વનાથના કુટુંબમાં પેશ્વાઈ ચાલુ થઈ, એ પહેલાનાં સો વર્ષમાં એ હોદ્દો ચાર જુદંજુદાં કુટુંબોએ ભોગવ્યો હતો. સેનાપતિપદ સાતથી આઠ કુટુંબોએ ભોગવ્યા પછી દાભાડેના કુટુંબમાં વંશપરંપરાનું થયું. એવી ને એવી દરેક નાનામોટા હોદ્દાની સ્થિતિ હતી.

ફડનવીસ, મજૂમદાર વગેરે નાના અમલદારોની પસંદગી પણ મધ્યસ્થ સરકાર તરફથી થતી. સેનાપતિઓને એમની મારફતે કામ લેવું પડતું, તેમ જ એમને તેઓ ખસેડી શકતા નહિ. અને એ લોકો છેવટનો હિસાબ મધ્યસ્થ સરકાર પાસે રજૂ કરતા. દરેક ખાતામાં કામની વહેંચણી એવી થઈ હતી કે અમલદારો એક બીજાની ઉપર અંકુશ રાખતા અને પરસ્પરાશ્રય અનિવાર્ય બની જતો. કિલ્લાઓ જે ત્રણ અમલદારોની દેખરેખ હેઠળ રહેતા એમાં મુખ્ય માણસ હવાલદાર મરાઠો, સબનીસ બ્રાહ્મણ અને કારખાનીસ પ્રભુ એ રીતે રહેતા, આવા મજબુત રાજ્યબંધારણને લઇને ભારે મુશ્કેલ સમય વચ્ચે પણ મરાઠા રાજ્ય સુખેદુઃખે બચ્યું. અષ્ટ પ્રધાનમંડળમાંના ૭ પ્રધાનો તો મુલકી અને લશ્કરી બન્ને પ્રકારના વહીવટમાં કામ કરતા. આ પ્રધાનમંડળમાં જ બાજીરાવે જ્યારે "ચલો દિલ્હી"ની નીતિની હિમાયત કરી, તે વખતે પ્રતિનિધિએ એનો સખત વિરોધ કરેલો એ હકીકત તો ઇતિહાસપ્રસિદ્ધ છે.

શાહુના મરણ પછી પરિસ્થિતિ બગડી. પેશ્વા ધણીધોરી થયા, અષ્ટ પ્રધાનમંડળ પડી ભાંગ્યું અને રાજાની દશા નજરકેદી જેવી થઇ ગઈ.

પેશ્વાના નમૂનાની સરદારોએ નકલ કરી. અને છત્રપતિને ઢાંકનાર પેશ્વાને પોતે ઢાંક્યા. પાણીપતના મેદાનમાં બધા મરાઠા સરદારો એકેબા મીલાવી

× જી. એસ. સરદેસાઈ

* Introduction to the peshwas diaries. By hon'ble Mr. Justice M. G. Ranade M. A. C. I. E.



હિંદપર પાદશાહીના રક્ષણ માટે લડયા હતા. ત્યારપછી અંગ્રેજો, હૈદર અને ટીપુ સામે તેમ જ ખરડાની લડાઈમાં તેઓ સૌ એક થએલા પણ જૂનું આંતરિક સંગઠન પાણીપત પછી જે તૂટયું તે કાયમને માટે તૂટયું. પેશ્વાઓની રાજનીતિથી સત્તાની સમતુલા તૂટી ગઈ, અને સમાન હિત માટે સૌ ભોગ આપતા અટકયા. આ પરિસ્થિતિમાં સુધારો કરવાનો નાના ફડનવીસે પ્રયત્ન કર્યો. પણ એક તો આ સુધારા માટે બહુ જ મોડું થઇ ગયું હતું અને બીજી વાત એ હતી કે, આપણો રાજ્યકારભાર વ્યક્તિપ્રધાન. એટલે શાહુનો રોફ નાનાસાહેબમાં નહોતો, અને નાનાસાહેબનો રોફ માધવરાવમાં નહોતો. તો પછી માધવરાવનો રોફ નાના ફડનવીસ જેવા કારભારીમાં તો હોય જ ક્યાંથી?

(૨) લશ્કર. લશ્કરની બાબતમાં પણ એવા જ ફેરફારો થયા. રાજ્યના બીજા કોઈપણ ખાતા કરતા લશ્કર મરાઠાઓની પ્રજાકીય પ્રતિભાને સાચી રીતે વ્યક્ત કરતું હતું. શિવાજીએ જ્યારે પૂનાની આજુબાજુના કિલ્લાઓ જીતવાની શરૂઆત કરી, ત્યારે એનું લશ્કર મુખ્યત્વે માવળા અને હેતકરી પાયદળનું હતું. જ્યારે મરાઠાઓ ડુંગરાળ મુલકોમાંથી મેદાનોમાં ઉતર્યા, ત્યારે એમનું આક્રમક શસ્ત્ર પાયદળ મટીને હયદળ થયું. માવળાઓ અને હેતકરીઓ કાયમ રહ્યા અને એમની કામગરી મુખ્યત્વે કિલ્લાઓ સાચવવાની રહી. શિવાજીએ સર્જેલું હયદળ મોગલો સામે ખુલ્લા મેદાનોમાં એવી તો તાકાતથી લડ્યું કે મરાઠાઓના નામનો ત્રાસ હિંદુસ્તાનના ચારે ખૂણાઓમાં ફેલાયો. એ લોકો લશ્કરમાં કાં તો એકલા દાખલ થતા કે પછી પોતાના ઘોડાઓ અને માણસો સાથે આવતા. તેઓ લશ્કરમાં આઠ મહિના લડતા અને જ્યારે વરસાદ આવવાનો થાય ત્યારે પોતાની બાપીકી જમીન ખેડવા પાછા ચાલ્યા જતા. આ વ્યવસ્થા ૧૭૫૦ ની સાલ સુધી ચાલી. ત્યારપછી અંગ્રેજો અને ફ્રેન્ચો સાથેના સંસર્ગથી મરાઠાઓ પોતાના લશ્કરમાં દાખલ કરવા લલચાયા, અને ત્યારથી મરાઠા લશ્કરમાં ગાર્દિઓનું ભાડૂતી તત્ત્વ દાખલ થયું. તોપખાનાના નવા ઉપરીઓમાં રાષ્ટ્રિય તત્ત્વ બિલકુલ નહોતું. સદાશિવરાવ ભાઉએ પોતાના લશ્કરમાં દાખલ કરેલા પહેલા ગાર્દિઓ, જેમનો નેતા ઈબ્રાહીમ ગાર્દિ હતો, તેઓ ફ્રેન્ચ લશ્કરમાં તાલીમ પામ્યા હતા. ભાઉને એમનામાં એટલો બધો વિશ્વાસ હતો કે, અફઘાનો સાથેનો મોઢામોઢ મુકાબલો કરવાની બાબતમાં જ્યારે બીજા મરાઠા સરદારો વિરુદ્ધ હતા ત્યારે પણ ભાઉએ એમની ઉપરવટ જઈને ખુલ્લા મેદાનમાં અફઘાનોને લડાઈ આપી. આ અતિવિશ્વાસનું ભયંકર પરિણામ આવ્યા છતાં મરાઠાઓએ યુરોપીયન ઢબે કેળવાએલ સૈન્યોનો ઉપયોગ ચાલુ રાખ્યો. નારાયણરાવ પેશ્વાના ખુનથી ગાર્દિઓનું ભાડૂતી સ્વરૂપ ઉઘાડું પડ્યું, અને એમની

થોડા વખત ભારે અણગમો રહ્યો. ત્યારપછી મહાદજી સિંદેએ એમનો ઉપયોગ કર્યો અને એની ફેશનને લઈને હોલકર, ગાયકવાડ, ભોંસલે અને પેશ્વાઓએ આરબ, શેખ, સીદી અને પોર્ચુગીઝ ભાડૂતી લશ્કરો રાખ્યા. પણ આ લશ્કરો સાથે જોઈતું જરૂરી શાસ્ત્રીય જ્ઞાન અને યુદ્ધસામગ્રીની ઉત્પાદનકળા મરાઠાઓ પાસે ન હોવાથી કટોકટીને વખતે આ બધા સમય દરમ્યાન માવળાઓ નિષ્ક્રિય રહેવાથી એમનું પાણી પણ ઊતરી ગયું. શિવાજીના સમયમાં જે માવળા લોકોના નામ માત્રથી કાબુલકંદહારના પઠાણો કાંપતા તે જ માવળાઓ પેશ્વાઈના સમયમાં નાલાયક ઠર્યા. પઠાણ, આરબ અને રોહીલાનો પગાર સાતથી દસ રૂપિયા, પણ માવળા બિચારા દેશી રહ્યા એટલે એમનો પગાર ત્રણથી ચાર રૂપીઆ! પરદેશી લોકોએ અમારી ચઢાઈમાં ભાગ લેવો, અને માવળાઓએ અમારા ઘરબાર અને બૈરાંછોકરાં સંભાળવાં એવી લગભગ પેશ્વાઓની નીતિ થઈ ગઈ જૂની પરંપરા તૂટી ગઈ, અને નવી આત્મસાતના થઈ એ સ્થિતિમાં મરાઠાઓની દશા અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ જેવી થઈ.

(૩) નૌકાસૈન્યઃ નૌકાસૈન્યની બાબતમાં બાલાજી બાજીરાવે આંગ્રેની તાકાત તોડવા માટે અંગ્રેજોની સહકાર શોધ્યો. અને ઇ. સ. ૧૭૫૬માં આંગ્રેની જમીનની અને દરિયાઈ સત્તાને એણે કચડી નાખી.





આ રીતે અંગ્રેજોની મદદ લઇને પેશ્વાએ પોતાના પગ ઉપર જ કુહાડો માર્યો.

(૪) જાતિભેદનું પ્રાબલ્ય: જાતિભેદ એ હિંદુ સંસ્કૃતિનો સનાતન રોગ. મરાઠાશાહીના ઉત્તરાર્ધમાં બ્રાહ્મણોનું જોર વધી ગયું ૧૭૬૦ પછી સત્તા અને કીર્તિ મેળવનારા મોટા ભાગના સરદારો બ્રાહ્મણો હતા. તેઓ પોતાને શાસકજાતિ માનતા થઈ ગયા. અને એમણે શિવાજીના સમયમાં અજાણ્યા એવા અનેક હક્કો છુટથી ભોગવવા માંડયા. એમનું જમીન-મહેસુલ અડધું થયું, માલ પરથી જકાત માફ થઇ, ફોજદારી કાયદો એમને માટે કુમળો બન્યો, અને જેલોમાં એમને ઠીક ઠીક સુખ સગવડો મળી, અને એ બધાય ઉપરાંત રાજ્યને ખર્ચે દક્ષિણા અને બ્રહ્મ ભોજનોની જ્યાફતો ઊડવા માંડી. પૂના એક ભિક્ષુકનગર થઇ ગયું, ત્યાં ૩૦ થી ૪૦ હજાર જેટલા બ્રાહ્મણો દિવસોના દિવસો સુધી રાજ્યને ખર્ચે, અત્યંત ખર્ચાળ બ્રહ્મભોજનો કરી પેશ્વાને નામે સ્વર્ગમાં પૂણ્ય જમા કરવા માંડયા.' ગાય અને બ્રાહ્મણના રક્ષણમાં જ પેશ્વાએ પોતાની રાજા તરીકેની ફરજો પુરી થઇ ગએલી માની. આવી પક્ષપાતી નીતિથી બ્રાહ્મણોનો વિનિપાત થયો, અને જુદી જુદી કોમો વચ્ચે દ્વેષ વધ્યો.‡

શ્રી રાનડેએ આપેલા ઉપરનાં કારણોમાં નીચેનાં કારણો પણ ઉમેરી શકાય.

(૫) આર્થિક ગેરવહીવટ: જેને કારણે પેશ્વાઇ કદી દેવામાંથી ઊંચી આવી જ નહિ.

(૬) પ્રાંતવાદ: મરાઠાઓના સંકુચિત પ્રદેશાભિમાનને કારણે તેઓ રજપુતો, જાટો, શીખો કે બીજા હિંદુઓનો હાર્દિક સહકાર મેળવી શકયા નહિ. એમના અમલમાં બીજા કોઇપણ પ્રાંતના હિંદુઓને આગળ આવવાની તક મળી નહિ.

(૭) રાજવહીવટની અણઆવડત: લડાઇ અને લૂંટફાટમા સદાકાળ મચ્યા રહેતા મરાઠાઓ પોતાની પ્રજાને શાંતિ, પ્રગતિ કે આબાદીનો અનુભવકરાવી શકયા નહિ, અને એને લઇને તેઓ બિલકુલ પ્રજાપ્રેમ જીતી શકયા નહિ

આ સાતે મુદ્દાઓમાં બીજો મુદ્દો ખાસ વિચારણીય છે. પેશ્વાઓના સમયની મરાઠા યુદ્ધપદ્ધતિ માટે ઇતિહાસકારોમાં બે પ્રકારના પરસ્પર વિરોધી મતો છે. પહેલો મત એવો છે કે શિવાજીની પદ્ધતિ છોડી દેવામાં પેશ્વાઓએ ગંભીર ભૂલ કરી, બીજો મત એવો છે કે પેશ્વાઓએ નવી યુદ્ધપદ્ધતિ અપનાવી એ સારૂં કર્યું. પણ એમણે એમાં કચાશ રાખી એટલી એમની ભૂલ.

હું આ પ્રશ્ન તરફ ત્રીજી જ રીતે જોઉં છું. શિવાજીની યુદ્ધપદ્ધતિ બહારવટાની યુદ્ધપદ્ધતિ હતી, એમાં સર્જક કરતાં સંરક્ષક તત્ત્વ ઘણા વિશેષ પ્રમાણમાં હતું, સ્વરાજ્ય માટે એ પદ્ધતિ આદર્શ હોય તો પણ સામ્રાજ્ય માટે એ નકામી મતી. પેશ્વાઓ એ પદ્ધતિને વફાદારીથી વળગી રહ્યા હોત, તો પણ મોગલો સામે ફત્તેહમંદ નીવડેલી એ પદ્ધતિ, અંગ્રેજોની ચઢીયાતી શિસ્ત, શસ્ત્રો અને શાસ્ત્રો આગળ, નિરૂપયોગી નીવડયા વગર ના રહેત. દેશકાળ મુજબ એમાં ફેરફાર કર્યા સિવાય છૂટકો જ નહોતો.

આ ફેરફારમાં પેશ્વાઓ પાછા પડયા, એમાં તો એક આખી પ્રજાના દોષનું પ્રતિબિંબ પડતું હતું. જેમ પહેલી હિંદુ પ્રતિક્રાન્તિ વખતે હિંદુઓને સર્જનની બાબતમાં વિનાશ જેટલી ફત્તેહ મળી નહોતી, તેમ આ બીજી હિંદુ પ્રતિક્રાન્તિમાં મોગલાઇ તોડયા પછી મરાઠાઓ સર્જનને દરેક મોરચે જે રીતે નિષ્ફળ નીવડયા તે રીતે યુદ્ધને મોરચે પણ તેઓ નિષ્ફળ નીવડ્યા. યુદ્ધનું નવું ટેકનીક તેઓ સર્જી શકયા નહિ કે યુરોપીયન ટેકનીકને તેઓ આત્મસાત કરી શકયા નહિ.

[ક્રમશઃ]

‡ હિંદુ ધર્મ સંબંધીનું શિવાજીનું ઉદાર વલણ બ્રાહ્મણ પેશ્વાઓના કાળમા સંકોચાયું, શિવાજીના એક સરદાર મહાદજી નીબાલકરને બળાત્કારે મુસલમાન કરવામાં આવ્યો હતો. શિવાજીએ એની શુદ્ધિ કરાવી એને પોતાની પુત્રી પરણાવી સમાજ આગળ દાખલો બેસાડયો. પણ એના પછી પેશ્વાઓ એટલા ધર્માંધ બન્યા કે, શનવારવાડાની મરજાદી ડોશીઓથી ત્રાસીને બાજીરાવે પોતાની પ્રિયતમા મસ્તાનીને પૂનાની બહાર ઢીવાઘાટ પાસે જુદો મહેલ બાંધી આપ્યો. એના પુત્ર સમશેર બહાદુરને જનોઈ આપવા માટે બાજીરાવે ઘણાંય માથાં પછાડયાં, પણ એનું કાંઇ વળ્યું નહિ. છેવટે પાણીપતના મહાસંહારમાં સ્વધર્મીઓને હાથે કતલ થઇ ગયો. આજે પણ મસ્તાનીનાં વંશજો મુસલમાન છે!'

# વિવેચનમાં પ્રમાણિકતા

વિશ્વનાથ મ. ભટ્ટ

સાહિત્યના તટસ્થ વિવેચનમાં સામાજિકતા એ ભારે અનિષ્ટ ઉત્પન્ન કરનારું તત્ત્વ છે એ અન્યત્ર[1] સવિસ્તર ચર્ચા કરીને બતાવ્યું છે, અને તેથી દરેક પ્રમાણિક વિવેચક તેનાથી વિદૂર રહી, આપણા એક સત્સંગી કવિએ ગાયું છે તેમ, 'અનુભવીએ આનન્દમાં એકલા રહેવું રે' એ બોધને અનુસરવા જ યત્ન કરશે. વિવેચકની તટસ્થતામાં વિકાર ઉત્પન્ન કરનારું એક બીજું અનિષ્ટ તત્ત્વ છે તે એની સર્જકતા. સામાન્ય રીતે એમ માની શકાય કે કોઇ પણ કાર્યની ખરી કદર તેમ કસોટી એ કાર્ય જાતે કરી જાણનો હોય તે જ કરી શકે, જેને એનો જાતઅનુભવ ન હોય તે બરાબર ન કરી શકે. એટલે કાવ્યની પરીક્ષા બહારનો કોઇ વિદ્વાન કરી શકે એ કરતાં જાતે કાવ્યરચનામાં કુશળ હોય તે જ વધારે સારી રીતે કરી શકે. એ જ રીતે વાર્તાનું વિવેચન પણ જેણે જાતે અનેક વાર્તાઓ લખી હોય તે જ વધુ સારી રીતે કરી શકે. એટલે એ દૃષ્ટિએ વિવેચકની સર્જકતા એના વિવેચનમાં ઉપયોગી થવી જોઇએ. પણ જો જરા શાન્તિથી અને ઊંડા ઊતરીને વિચાર કરી જોઇશું તો જણાશે કે આ વાત સાહિત્યની આયોજનકલા કે કારીગરી પૂરતી જ સાચી છે. કાવ્ય, નાટક, વાર્તા આદિમાં જેટલા અંશે કારીગરીના આરે છે તેટલા અંશે એ કારીગરીથી તદ્દન અનભિજ્ઞ વિદ્વાન જેટલા સમજી શકે તેના કરતાં એ કારીગરીમાં જાતે પ્રવીણ હોય તેવો વિદ્વાન એટલે કે કાવ્ય, નાટક, વાર્તા આદિ જાતે સમર્થ રીતે રચી શકતો હોય તેવો સર્જક વધારે સારી રીતે સમજી તેમ જાણી શકે એ ખરું છે. પણ સાહિત્યકૃતિમાં આયોજનકલા એ કંઇ સર્વસ્વ નથી, એટલું જ નહિ પણ આયોજનકલા એ તો તેનો કેવળ ઉપલક, ગૌણ, ને સાધનરૂપ ભાગ જ છે, અને મુખ્ય વસ્તુ તો એ આયોજકલાદ્વારા એણે જે સૌન્દર્ય સિદ્ધ કરેલ હોય, જે રસ નિષ્પન્ન કરેલ હોય, જે અભિનવ કલાકૃતિ નિર્માણ કરેલ હોય, ને એકંદરે એ બધામાં જે પ્રતિભાશક્તિ મૂર્ત કરેલ હોય તે જ છે. અને આ મુખ્ય વસ્તુ તથા સાધન સાધ્ય ઉભયના સરવાળાને અન્તે પરિણમતી સમગ્ર સાહિત્યકૃતિના આસ્વાદન તેમ મૂલ્યાંકનમાં વિવેચક જો જાતે સર્જક હોય અને તેમાં યે એ જ વર્ગનો સર્જક હોય તો તેની એ સર્જકતા ઘણીવાર વ્યવધાનો ઊભાં કરે છે.

આમાં સૌથી મોટું વ્યવધાન તો એની અહમહમિકા તરફથી જ ઊભું થવાનું. આ અહમહમિકા માનવમાત્રમાં રહેલી છે, પ્રકૃતિએ એનામાં મૂકેલી જિજીવિષાનો જ એ આવિર્ભાવ છે, જીવન ટકાવી રાખવાને માટે જન્મથી એને જે રસાકસી કરવી પડે છે તેને પરિણામે એના સ્વભાવમાં જામી ગએલી એ એની અનિવાર્ય વૃત્તિ છે. માણસે જો જીવવું હોય તો એને પોતાની જાત, પોતાના આચારવિચાર, અને પોતાની નીતિરીતિ આદિ વિશે અભિમાનનો ભાવ અખંડ રીતે રહેવાનો જ. આવો અહંભાવ અને મમત્વવૃત્તિ હશે તો જ એ જીવનનો ભાર વહી શકશે, સતત રીતે ચાલી રહેલા જીવનકલહમાં ટકી શકશે, અને થોડુંઘણું યે જીવ જેવું કંઇક જીવનમાં કરી શકશે. તેથી જેની જિજીવિષા જેટલી પ્રબળ તેટલી એની અહમહમિકા પણ ઉત્કટ હોવાની, અને તેટલા પ્રમાણમાં એને પોતાના ક્ષેત્રમાં પોતે પહેલો ને પોતાનું કાર્ય ઉત્તમ કોટિનું એવી બુદ્ધિ પણ રહેવાની. એટલે જેના જેનામાં કંઇ યે વ્યક્તિત્વ, વિશિષ્ટતા, કે સ્વકીયતા જેવું હશે એવા એકેએક માનવીને પોતાની જાત અને પોતાની પ્રવૃત્તિ એ બન્નેને માટે ઓછોવત્તો આદરભાવ અવશ્ય હોવાનો. સર્જક પણ આવો વિશિષ્ટ માનવી છે, એટલે એકેએક અભિનિવેશવાન ગણનાપાત્ર સર્જકને મનમાં તો પોતાની જાત જ શ્રેષ્ઠ લાગવાની તેમ પોતાની સર્જનપદ્ધતિ જ સૌથી સમુચિત જણાવાની. 'સીદીભાઇને સીદકાં વહાલાં' એ પ્રાકૃત કહેવત આમ આ સંસ્કૃત સર્જકોના સંબન્ધમાં પણ સાચી જ છે. આનું એક રમૂજી દૃષ્ટાન્ત આપણા સુગર્ભિ વાર્તાકારે પૂરું પાડ્યું છે. કહેવાય છે કે દસબાર વરસપરની કોઇ કોલેજની

---

૧. 'વિવેચનની પવિત્રતા' નામે લગભગ બે વરસ ઉપર 'નવચેતન'ના દિવાળી અને તે પછીના અંકોમાં પ્રકટ થએલા લેખમાં.





અક્ષોત્તરીપ્રસંગે એક વિદ્યાર્થીએ એમને પ્રશ્ન કરેલો કે 'વાર્તાકાર તરીકે મુનશી અને તમે એ બેમાં ચઢિયાતું કોણ ?' આનો એમણે વિનોદી ઢબે ઉત્તર આપેલો કે 'જાહેરમાં મુનશી, ખાનગીમાં હું.' આ વિનોદી ઉત્તરમાં સર્જક માત્રની સાચી મનોદશાનું તાદશ પ્રતિબિંબ પડેલું છે. એને વિનોદનો આકાર આપેલો છે તે તો આત્મરક્ષણની ઇચ્છાથી–પોતાની વાત કોઈને ધૃષ્ટતાભરી અને હાસ્યાસ્પદ ન લાગે માટે જાતે જ પહેલેથી તેને હાસ્યમય રૂપમાં રજૂ કરવી એવી સાહજિક શાણપણની વૃત્તિથી. બાકી રા રમણલાલ દેસાઈને એકલાને જ નહિ પણ એકેએક વ્યક્તિત્વસંપન્ન સર્જકને મનમાં તો પોતાનું સર્જન જ સૌથી ચઢિયાતું લાગે છે. એ જાહેરમાં એમ નથી જણાવતો તે તો પોતાનું એ મન્તવ્ય જનતા કદાચ ન સ્વીકારે ને તેથી પોતે એકલો પડી જઈ ઉપહાસપાત્ર બને એવી બીતિથી. પણ જેવી એને જરા હિંમત આવવાની અને પોતાની સરસાઈના સાર્વજનિક સ્વીકારનો થોડો ઘણો પણ સંભવ દેખાવાનો કે તરત એનું ખરું પોત એ પ્રકાશવાનો અને પોતાના વર્ગના સકળ સર્જકવૃન્દનો શિરોમણિ તો પોતે જ એમ છડેચોક એ કહેવાનો. જૂના વખતના રાજદરબારમાં નવો આગન્તુક અત્યન્ત સંકોચ સાથે બીતો બીતો જ પ્રવેશ કરતો, અને એના કોઈ છેવાડાના ખૂણામાં જરા સરખી જગા પોતાને બેસવાને મળે તો જાતને ભાગ્યશાળી ગણતો, પણ પછી એ દરબારની રીતરસમોનો તેમ અન્ય દરબારીઓની શક્તિ અશક્તિઓનો અભ્યાસ કરીને કુનેહથી ક્રમેક્રમે આગળ માર્ગ કરતો છેક સિંહાસન સુધી જઈ પહોંચતો અને લાગ મળે તો એ સિંહાસન પણ કબજે કરી આગલા પાછલા સૌને પોતાના દરબારીઓ બનાવી દેતો, એવો જ ખેલ અન્ય સર્વ સૃષ્ટિઓની પેઠે સાહિત્યસૃષ્ટિમાં પણ ચાલી રહ્યો છે. આનાં ઉદાહરણો જોઈતાં હોય તો આપણા વિદ્યમાન સર્જકોમાંથી જ કવિતા, નવલકથા, અને નવલિકા એ ત્રણ ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં રા. ઠાકોર, રા. મુનશી, અને રા પાઠક એ ત્રણની મનોદશાનો વિચાર કરો. આજથી પિસ્તાળીસેક વરસ ઉપર 'કાવ્યમાધુર્ય' પ્રકટ થયું ત્યારે નરસિંહરાવ ન્હાનાલાલનાં કાવ્યો સાથે પોતાના કાવ્યપ્રયોગોને પણ તેમાં સ્થાન મળતાં કૃતકૃત્યતા અનુભવનાર અને એ બદલ રા. અંજારિયાનો જીવનભર આભાર માનનાર રા. બલવન્તરાવ ઠાકોરનું આજે જો ચાલે તો ગુર્જર કવિતાનું સિંહાસન પોતે જ પચાવી પાડે અને નરસિંહરાવ ન્હાનાલાલને પોતાના દરબારીઓ જ બનાવી દે. એવું જ રા. મુનશીનું 'વેરની વસૂલાત'માં ગોવર્ધનરામને ચરણે બેસીને વાર્તાલેખન શરૂ કરનાર આજે ગોવર્ધનરામને નિઃશંક ગૌણ જ ગણવાના અને ગુજરાતના સર્વોત્તમ નવલકથાકાર પોતાને જ માનવાના. અને એક વાર 'યુગધર્મ'માં વાર્તા આપવનું માથે આવી પડતાં ફરજિયાત નવલિકા લખવાનો આરંભ કરનાર રા. રામનારાયણ પાઠકને આજે જો કોઈ મનની વાત પૂછે તો નવલિકાક્ષેત્રનું સર્વોત્તમ સર્જન એમનું પોતાનું જ એવો એમનો અભિપ્રાય જણાવાનો. 'જાહેરમા મુનશી, ખાનગીમાં હું" એ સૂત્ર આમ આ ત્રણેના સંબન્ધમાં સાચું છે. અને એમાં આશ્ચર્ય પામવા, અફસોસ કરવા, કે દોષ કાઢવા જેવું પણ કશું નથી પ્રકૃતિએ પ્રાણીમાત્રમાં મૂકેલી જિજીવિષાનું જ એ અનિવાર્ય પરિણામ છે, એટલે એવી અપરિહાર્ય વસ્તુમાં શોક કરવો મિથ્યા છે. સર્જક કેવળ સર્જક રહે ત્યાં સુધી એ વૃત્તિથી કોઈને ખાસ હાનિ થવાનો પણ ભય નથી, એટલે એ રીતે પણ શોક કરવાની જરૂર નથી. પણ એ સર્જક જેવો વિવેચનમાં પગ મૂકવાનો કે તરત એની આ અહમહમિકાની વૃત્તિ નિઃશંક નુકસાનકારક થઈ પડવાની. સાક્ષરા વિપરીતા રાક્ષસા ભવન્તિ એવો જ કોઈક ચમત્કાર–સ્વ. ન્હાનાલાલ કવિએ 'ફૂલપાંદડી' અને 'કેકારવની પુરવણી'ના પ્રવેશકોમા કરી બતાવ્યો છે એવો જ કોઈક ચમત્કાર–પછી એ સર્જકના વિવેચનમાં નજરે પડવાનો. આથી જ એક વિદ્વાને કહ્યું છે કે 'The critic as artist may be



all very well, but the artist as critic is frequently the devil.'[૨] કેમકે એવો સર્જક વિવેચકરૂપે જે વિવેચનસિદ્ધાન્તોનો સ્વીકાર કરવાનો, જે સાહિત્યમીમાંસા રચવાનો કે જે શાસ્ત્રતન્ત્ર નવેસર ગૂંથવાનો, તેમ અન્ય સર્જકોની કૃતિઓની જે મૂલવણી કરવાનો તે સર્વમાં જાણ્યે કે અજાણ્યે, પ્રકટ કે પ્રચ્છન્ન રૂપમાં, એની પોતાની જાત અને એની સર્જનરીતિ જ અવશ્યમેવ કેન્દ્રમાં રહેવાની, એ જાત તેમ એ રીતિનું પુરસ્કરણ, સમર્થન, બચાવ, કે વકીલાત કરે એ પ્રકારની વિચારસરણીનું જ એ પ્રતિપાદન કરવાનો, અને અન્ય સર્વ સર્જકોને એ પોતાની સર્જનપદ્ધતિને ત્રાજવેતોલે જ જોખવાનો.[૩] ત્યારે સામી બાજૂએ સર્જક જેટલો પ્રબળ પ્રતિભાવન્તો તેટલી એની સર્જનપદ્ધતિ અન્ય સર્જક માત્રથી ભિન્ન એવો કોઇ નવો જ ચીલો પાડીને અપૂર્વ પ્રકારની રમણીયતાનું સર્જન કરનારી હોવાથી, તેથી એવા પ્રગલ્ભ કોટિના વિશિષ્ટ સર્જકનું વિવેચન બીજો કોઈ સર્જક પોતાની સર્જનપદ્ધતિના ત્રાજવાતોલાથી કરે તે સ્વાભાવિક રીતે જ ઊણું ઊતરવાનું, અને તેથી એ સર્જકને અન્યાય કરનારું તથા વાચકવર્ગને એના સમ્બન્ધમાં વિમાર્ગે દોરનારું જ નીવડવાનું. સ્વસ્થ નિખાલસ મનોદશામાં હોય તો અન્ય સર્જકબંધુના કાર્યનું વિવેચન માથે આવી પડતાં પ્રમાણિક સર્જક આ

---

૨. P. P. How: Criticism (Art and Craft of Letters series)

૩. ક્રોચેએ આ વાત વીગતવાર સમજાવી છે. જુઓ એના શબ્દો : 'But for the honour of criticism we must add that those capricious critics are not so much critics as artists: artists who have failed and who aspire to a certain form of art, which they are unable to attain, either because their aspiration was contradictory, or because their power was not sufficient and failed them; and thus preserving in their soul the bitterness of the unrealised ideal, they can speak of nothing else, lamenting everywhere its absence, and everywhere invoking its presence. And sometimes, too, they are artists, who are anything but failures, indeed, most Celicitous artists, –but owing to the very energy of their artistic individuality, incapable of emerging from themselves in order to understand forms of art different from their own and disposed to reject them with violence; they are aided in this negation by the **odium figulinum**, the jealousy of the artist, which is without doubt a defect, but one with which too many excellent artists appear to be stained for us to refuse to it some indulgence similar to that accorded to the defects of women, so difficult, as we know, to separate from their good qualities. Other artists should calmly reply to these aritst critics: "Continue doing in your art what you do so well, and let us do what we can", and to the artists who have failed and improvised themselves critics: "Do not claim that we should do what you have failed in doing, or what is work for the future, of which neither you nor we know anything."–**The Essence of Aesthetics**, pp. 84-5.





વાતનો સ્વીકાર પણ કરે છે. ઉદાહરણ તરીકે મોરિસ-ની એક કાવ્યકૃતિની સમીક્ષા શરૂ કરતાં સ્વિનબર્ન-ને આવા જ વિચારો આવેલા,[૪]

નરસિંહરાવને રા. ખબરદારે પ્રથમ સાહિત્ય-પરિષદ પ્રસંગે 'વિલાસિકા'ની પ્રત ભેટ આપીને તેનું વિવેચન કરવાની વિનંતિ કરેલી ત્યારે, 'ગુજ-રાતી'માં થોડા વખત પર પ્રકટ થએલી એમની રોજનીશીમાં[૫] કરેલી નોંધ પરથી જણાય છે તેમ,

---

૪. જુઓ એના શબ્દો : 'The hardest work and the highest that can be done by a critic studious of the right is first to discern what is good and then to discover how and in what way it is so. To do this office for any man during his life is a task always essentially difficult, sometimes seemingly ungracious. We demand of the student who stands up as a judge to show us as he best may how and why this man excels that, what are the stronger and what are the weaker sides of his attempted or achieved work when set fairly by the work of others. For if in some one point at least it does not exceed theirs, it is not a work of a high kind, and worthy of enduring study. Who is to say this, who is to prove it, we have first to find out; and found out it must be if criticism is to be held of more account than the ephemeral cackle of casual praisers and blamers; if it is to be thoughtful and truthful, worthy the name of an art, handmaid of higher arts. Now, as a rule, men are mistrustful of one who takes leave to judge the work of a fellow-workman. And not without reason or show of reason; for no verdicts more foolish or more false have been delivered than some of those passed by poet upon poet, by painter upon painter. Nor need this be taken as proof of anything base, or partial or jealous in the speaker's mind. It is not easy to see at once widely and well. For example, could Byron and Wordsworth have judged better of each other's work, each might have lost something of fitness for his own. It is a hard law, but a law it is........" –A Book of English Essays, p- 350.

૫. નરસિંહરાવની આ ડાયરી મોડી મોડી પણ પ્રકટ થઈ એથી ગુજરાતના સર્વ સાહિત્યરસિકોને આનન્દ થયા વિના રહેશે નહિ. મણિલાલની આત્મકથાની પેઠે એને પણ દાબી દેવા જૂનવાણી દૃષ્ટિના કેટલાક ચોખલિયા નીકળેલા, પણ સદ્‌ભાગ્યે એના સંપાદકો તથા પ્રકાશકો આનન્દશંકર ધ્રુવ કરતાં વિશેષ નિશ્ચયબળ દાખવી શક્યા, એટલે એ ચોખલિયાઓના કકલાણ છતાં ડાયરીનું પ્રકાશન ચાલુ રહ્યું. આનન્દશંકરે તો પેલા ટટ્ટુ વેચવા નીકળેલા બાપદીકરા જેવો જ ખેલ મણિલાલની આત્મકથાના પ્રકાશન વિષયમાં કરી બતાવ્યો. સાહિત્યરસિકોએ પૂર જોરથી શોરબકોર કર્યો એટલે નમતું મૂકીને એ પ્રકટ કરવા માંડી, પણ પાછા જૂનવાણી ચોખલિયાઓએ સામો વિરોધનો શોર કર્યો એટલે એ પ્રકાશન તરત બંધ કરી દીધું. કેમ જાણે એમને પોતાને તો એ બાબતમાં સ્વતન્ત્ર મત



એમણે એમ જ કહેલું કે દરેક કવિની રચનારીતિ વિશિષ્ટ પ્રકારની જ હોય અને તેથી એક કવિ બીજા કવિની કૃતિનું વિવેચન યોગ્ય રીતે કરી ન શકે, અને એમની આવી દૃઢ પ્રતીતિ હોવાથી જ કદાચ

જેવું કંઈ હોય જ નહિ! નહિ તો એ આત્મકથા જો એમને કોઈ રીતે પ્રકટ કરવા જેવી લાગતી જ નહોતી તો એમણે સાહિત્યરસિકોની માગણીની સામે થઈને પણ એ પ્રકાશન શરુ જ કરવું નહોતું જોઈતું, અને એકવાર જો શરુ કર્યું તો પછી ચોખલિયાઓ ગમે તેટલી બૂમો પાડે છતાં आरब्धस्यान्तगमनम् એ द्वितीयबुद्धिलाक्षण એમણે બતાવવું જોઈતું હતું. પણ આપણી એ 'પરમ વન્દ્ય વિભૂતિ'ની પરમ નિન્દ્ય નિર્બળતા જ આ એમની પરપ્રત્યયનેયબુદ્ધિ, અને તેને લીધે એ આત્મકથાનું ટટ્ટુ પ્રકાશનના પુલની અધવચ આવતાં જ અદૃશ્ય થઈ ગયું. અમારું સાંભળેલું-તેમ એ આત્મકથા જો ગુમ ન થઈ ગઈ હોય અને એની હાથપ્રત જો હજુ મોજૂદ હોય તો–હવે તો ધ્રુવભાઈના અકાળ અવસાનથી–એ સદાની લુપ્ત થવાની દહેશત રહે છે, તેથી કોઈક સાહસિક પત્રકારે કે પ્રકાશકે તે વેળાસર હાથ કરીને સત્વર સાદ્યન્ત–આનન્દશંકરે ગાળી કાઢેલા તે ભાગો સહિત–નવેસરથી અખંડરૂપમાં પ્રકટ કરી દેવી જોઈએ. મણિલાલ જેવા सत्यं परं धीमहि એ મન્ત્રના આજીવન ઉપાસકે પોતાના જીવનની સત્ય હકીકત ભાવિ જનતાને એટલે કે આપણને સૌને જણાવવાના જ હેતુથી ખાસ શ્રમ લઈને લખી રાખેલી એ આત્મકથા હવે કોઈએ પળવાર પણ દબાવી રાખવી ન જોઈએ. સંભવ છે કે એના પ્રકાશનથી એમની તેમ બાલાશંકર જેવા એમના મિત્રોની રહેણીકરણી વિશે કેટલીક અજુગતી વાતો ઉઘાડી પડી જાય. પણ એ ઉઘાડી પડી ગયા પછી પણ મણિલાલની જે સાચી મહત્તા છે તે તો (આનન્દશંકરે નોંધેલું તેમ) નર્મદની પેઠે અબાધિત જ રહેવાની. કેમકે સ્ત્રીપુરુષસંબન્ધોની વિશુદ્ધિ એ માનવીના ચારિત્ર્યનું અતિમહત્ત્વનું અંગ હોવા છતાં એકંદરે જોતાં એક એમાં જ એનું ચારિત્ર્યસર્વસ્વ

'વિલાસિકા'નું વિવેચન તે પછી બહુ લાંબા વખત સુધી એ હાથ પર લઈ શકેલા નહિ,[૬] અને ર. મુનશીએ પણ એમના 'રસાસ્વાદના અધિકાર'માં સ્પષ્ટ શબ્દોમાં કબૂલ કર્યું છે કે 'કલાકાર, વર્ષો જતાં, પોતાના શીવાય ભાગ્યે જ કોઈની કૃતિઓનો રસાસ્વાદ લઈ શકે છે.[૭] વિવેચનનાં મુખ્ય બે કામો: (૧) પૂજા અને (૨) પરીક્ષા. આમાં પહેલી પૂજા અને પછી પરીક્ષા. વિવેચન માત્ર સર્જક પ્રત્યે પૂરેપૂરા પ્રેમ દરભર્યા સદ્‌ભાવ સહિત તેની જે કંઈ સર્જનપદ્ધતિ હોય એની સાથે પૂર્ણ તાદાત્મ્ય સાધીને, આત્મવિલોપનપૂર્વક શરણાગતિની મનોદશામાં–ચિત્તને સર્વ પ્રકારના પૂર્વગ્રહો અને રાગદ્વેષોથી મુક્ત કોરી પાટી જેવું બનાવી સર્જક એના પર જે કંઈ સંસ્કારો પાડે તે નિર્બાધ રીતે ઝીલી શકાય એવી મનોદશામાં–શરૂ થવું જોઈએ. તો જ સર્જક વિવેચકના હૃદય પર ધાર્યા સંસ્કાર પાડી શકે, અને તો જ વિવેચક એની કૃતિનો જેવો હોય તેવો રસ માણી શકે તેમ તેની ખૂબીઓ પિછાની શકે. પણ સર્જક જ્યારે વિવેચક બને છે ત્યારે પોતાના જ વર્ગના ને સમયના અન્ય સર્જક પ્રત્યે આવો આત્મવિલોપનયુક્ત શરણાગતિનો ભાવ જવલ્લે જ ધારી શકે છે, તેની કૃતિઓ સાથે પૂર્ણ તાદાત્મ્ય જવલ્લે જ સાધી શકે છે, અને તેથી તેનો રસ એ નિરપેક્ષ રીતે ભાગ્યે જ માણી શકે છે. એના રસાસ્વાદમાં

આવી જતું નથી, એટલે એ બાબતમાં એમનાં સ્ખલનો સ્વીકાર્યા પછી પણ, યૂરોપના રૂસોવોલ્ટેર આદિ મહાપુરુષોની આવી અનેક નિર્બળતાઓ સ્વીકાર્યા પછી પણ એમની મહત્તા જેમ અખંડિત રહી છે તેમ, મણિલાલની પણ સાચી મહત્તા અખંડિત જ રહેવાની. તેથી એ વિષયમાં ખોટી દહેશત રાખ્યા વિના એ આત્મકથા હવે વગર વિલંબે પ્રકટ થઈ જવી જોઈએ.

૬. જુઓ 'મનોમુકુર' ગ્રન્થ પહેલાનું નિવેદન, પૃ. ૭–૯.

૭. 'આદિવચનો,' પૃ. ૧૦૬,





એનું પોતાનું અહમ્, એની પોતાની સાહિત્યભાવના ને સર્જનપદ્ધતિ, તેમ એના પોતાના પૂર્વગ્રહો ને રાગદ્વેષો ડગલે ડગલે આડે આવે છે. એટલે તેની કૃતિઓનું સાચું દર્શન ને યથાર્થ મૂલ્યાંકન એ કરી શકતો નથી. આમ વિવેચનનું પહેલું કામ જે પૂજાનું તે તો કોઈપણ સર્જક પોતાના જ વર્ગના સમકાલીન વડેરા કે સમવયસ્ક સર્જકના સંબન્ધમાં પૂરી સન્તોષકારક રીતે ભાગ્યે જ કરી શકે છે. દૂરના ભૂતકાળના સ્વવર્ગીય સર્જકો પ્રત્યે એ પૂજાનો ભાવ રાખી શકે, પોતાની પછીની પેઢીના નાનેરા સ્વવર્ગીય સર્જકો પ્રત્યે પણ જો તેઓ એના વિરોધી ન હોય તો એ વાત્સલ્ય કે મુરબ્બીપણાની વૃત્તિથી કંઈક કદરદાની દાખવી શકે, પણ જેમની સાથે એની તુલના થવાનો સંભવ કે પ્રતિષ્ઠાની રસાકસી થવાનો [થોડો ઘણો પણ અવકાશ એવા પોતાની જ પેઢીના વડીલ કે સમોવડિયા સ્વવર્ગીય સર્જકો પ્રત્યે એ પૂજાનો ભાવ ભાગ્યે જ અનુભવી શકે છે. અને એથી એક એક સમર્થ પ્રતિભાશાળી સર્જકના સંબન્ધમાં વિવેચનનું પહેલું અચૂક કર્તવ્ય જે એનું સૌન્દર્યદર્શન કરાવવાનું તે તો સર્જક જ્યારે વિવેચક બને છે ત્યારે મોટે ભાગે કરી શકતો જ નથી. તેમના તરફ તો એ બહુધા પ્રતિસ્પર્ધી, દોષદર્શક, છિદ્રાન્વેષકના જેવું જ વલણ દાખવી શકે છે. અલબત્ત, પોતે કોઈ રીતે એનો પ્રતિસ્પર્ધી નથી અને ગુણદર્શનમાં કોઈ રીતે આનાકાની કરતો નથી એવો દુનિયા આગળ દેખાવ કરવા માટે એ તે સર્જકના સૌએ સ્વીકારેલા હોય એવા ગુણોમાંથી કેટલાકનો ઔપચારિક સ્વીકાર જરૂર કરવાનો, પણ તેમાં એનું હૃદય સાચો ઉલ્લાસ જવલ્લે જ અનુભવી શકવાનું, અને તેથી તેમાં અપૂર્વ દર્શન જેવું પણ જવલ્લે જ બતાવી શકવાનો. એ અપૂર્વદર્શન તો એ દોષપક્ષે જ કરાવી શકવાનો, એ વિષયમાં એની બુદ્ધિ અસાધારણ વેધકતાથી કામ કરવાની, એટલે સામાન્ય દૃષ્ટિથી અછતી રહી ગએલી એની ઘણી ક્ષતિઓ એ તે સર્જકની પહેલીવાર જ પ્રકટ કરી બતાવવાનો—એ સર્જકના અનુરાગીને પણ કાનપટ્ટી પકડવી પડે એવી સમર્થ રીતે પ્રકટ કરી બતાવવાનો. અને એટલા પૂરતી એની પરીક્ષા અવશ્ય ઉપયોગી પણ થઈ પડવાની. પણ સાહિત્યની મૂલવણીમાં स्याद् वपुः सुन्दरमपि श्वित्रेणैकेन दुर्भगम् એ દંડીનું સૂત્ર છૂટક મુક્તકના સંબન્ધમાં સાચું હોય તો ભલે, પણ કોઈ પણ સર્જકના સમસ્ત કૃતિસમૂહના એકંદર મૂલ્યાંકનની બાબતમાં તો એ ખોટું જ છે. એ સમગ્ર મૂલ્યાંકનમાં તો ભામહપ્રોક્ત

कीटानुविद्धरत्नादिसाधारण्येन काव्यता ।
दुष्टेष्वपि मता यत्र रसाद्यनुगमः स्फुटः ॥

એ જ સાચો સિદ્ધાન્ત છે. કેમકે લૉંજાઈનસે વિસ્તારપૂર્વક ચર્ચા કરીને પ્રતિપાદિત કર્યું છે તેમ દોષોનો

---

૮ યૂરોપના પ્રાચીન વિવેચનનો ઇતિહાસ લખનાર એક વિદ્વાને લોંજાઈનસનાં એ વચનોનો સાર આ રીતે રીતે આપ્યો છે: '...to this question he addresses himself with enthusiasm and zest, declaring without hesitation in favour of the work of genius, even though it be not flawless, as compared with work which correct in all its details, never succeeds in rising to the loftiest heights. For one thing, he explains, great flights of necessity involve great risks from which on the other hand pedestrian natures are free, so that soaring genius is often found to lose her way while moderate talent travels safely. Thus Homer, he points out, is occasionally found tripping; but is he for that reason inferior to Apollonius? Or is the neatness of Eratasthenes to be preferred to the inspiration of Archilochus, the lyric utterance of Bcchylides to that of Pindar, or the tragedies of

અભાવ નહિ પણ ગુણોનો ઉદ્રેક, કંઉં કસેજે મહેનત કરીને રચેલી faultly faultlessicily regular, splendidly null જેવી આયાસસંપાદિત અનઘતા નહિ પણ પ્રેરણાની ધોધમાર ગતિએ રચાઈ ગએલી, સૌંદર્યના સર્વોચ્ચ શિખરોને સ્પર્શવા ગગનગામી ફાળો ભરતી, અને એ ગગનગામી ફાળોમાં ક્યાંક લથડ્યા છતાં એણે સિદ્ધ કરેલી અસાધારણ સુન્દરતાના અંબારમાં ગુણદોષ સર્વનું ભાન ભુલાવી આત્માને રસસમાધિમાં લીન કરી દે એવી ભવ્યતા એ જ સાહિત્યની સાચી મહત્તાનું અનિવાર્ય લક્ષણ છે. આથી જ દુનિયાના વિવેચકો શેક્સપિયરના નાના મોટા દોષો દર્શાવતાં અજ સુધી થાકતા નથી છતાં દુનિયાનો સર્વોત્તમ કવિ તો આજે પણ એ જ રહ્યો છે. તેથી જ કોઈપણ શક્તિસંપન્ન સર્જકનું વિવેચન દોષદર્શનથી નહિ પણ ગુણદર્શનથી જ શરૂ થવું જોઈએ, અને એના વિશિષ્ટ ગુણોનું વ્યાખ્યાન પૂરેપૂરું થઈ ગયા પછી જ જે કંઈ દોષો તેનામાં દેખાતા હોય તે દર્શાવવા જોઈએ એ વિવેચન માત્રનો

of Ion to those of Sophocles? In this impassioned way. with the help of rhetorical questions, does he excuse the lapses of genius. But he also does more than this when he advances definite reasons for his preference, explaining, for instance that one touch of genius can redeem multitude of faults, that unfailing accuracy savours somewhat of pettiness, that it is the fruit not of genius but of an observance of art; and that while such correctness is successful in escaping censure, it is greatness alone that compels admiration. The real gist of his argument, however, consists in the claim he makes, that grandeur in literature appeals irresistibly to man, in a way that mere 'correctness' can never do. Thus in man, he explains, there has been implanted a love for all that is great and more divine than himself. Even the universe itself cannot limit his thoughts which tend to range freely beyond the bounds of space. And this is why mankind is drawn to what is vast or great or beautiful in Nature, to the great waters of Nile, the Danube or the Rhine, to the lightning flash of heaven or the fierce fires of Etna, even though in smaller streams and in flames of man's own kindling there is much that is good and of service to the race. Such objects however are wont to be regarded commonplace, admiration being reserved for the greater phenomena of Nature. And so, argues "Longinus", it is with literature. It is loftiness and grandeur that carry man away, and supply that " more ample greatness" which affords satisfaction to something that lies deep in their nature. "Correctness" in a writer may indeed be described as a human virtue, but grandeur alone, adds "Longinus, can give to him something of the magnamimity of God.'

—J. W. H. Atkins : LITERARY CRITICISM IN ANTIQUITY, vol. II. pp. 237–9.





પ્રથમ ધર્મ[૯] છે, એટલું જ નહિ પણ ગુણો પ્રત્યે ઉદાસવૃત્તિ ધારણ કરીને દોષો દર્શાવવામાં જ રાચતું હોય એ વિવેચન જાતે જ દોષયુક્ત છે. પણ સર્જક જ્યારે વિવેચક બને છે ત્યારે એની અહમહમિકા અન્ય સર્જકના ગુણપક્ષ પ્રત્યે મોટે ભાગે ઉદાસવૃત્તિ જ ધારણ કરે છે અને તેના દોષો દર્શાવવામાં તેમ દોષપક્ષ પર ભાર મૂકવામાં જ રાચે છે, એટલે કોઈ પણ સાહિત્યકારની પ્રવૃત્તિનું સમગ્રદર્શી તટસ્થ સમતોલ મૂલ્યાંકન કરવામાં વિવેચકની આ સર્જકતા વિઘ્નકર્તા થયા વિના રહેતી નથી.

[ આવતે અંકે આ લેખ પૂરો થશે ]

---

૯. જુઓ એડમન્ડ ગોસના શબ્દો: (ક) "No critical error leads to more futility of judgment than the dwelling in the first instance upon faults and failures. The point of departure should be admiration and appreciation, and when the merits of a writer are fixed we may consider his short-comings. Every poet of consequence has written flat and awkward verses. some, like Wordsworth and Coleridge, have even abused their privilege in doing so. Yet no critic in his senses opens a study of those writers by an examination of the "Destiny of Nations" or "The Egyptian Maid," he expatiates on "Kubla Khan" or "The Affliction of Margaret".–"Silhouettes", pp. 177–8.

(ખ) There have been many critics who brought from failure in imaginative composition a cavilling, jealous and ignoble temper, who have mainly exercised their function in indulging the evil passion of envy. But so far as they have done this, they have proved themselves bad critics, and neither minute care, nor a basis of learning, nor wide experience of literature, salutary as all these must be, can avail to make that criticism valuable which is found on the desire to exaggerate fault–finding and to emphasize censure unfairly".–ENCYCLOPAEDIA BRITANNICA.

"Criticism"–[ Thirteenth Edition. ]



## કાં મથે ?

'હજી કવન ક્યાં લગી ? વહવવી બધી વૈખરી,  
શું કામ ? કુટવા બધાં કવિત–ટાયલાં આવડાં ?'

વળી કઠણ વેણ તું હરહમેશ ઉચ્ચારતી,  
તને વિનવું એટલું : હજુ લગી કુજતી તું જો  
બની સુકવિતા; કવિ મટાડવા મને કાં મથે ?

**જયન્ત પરમાર.**

વિષ્ણુ પ્રભાકર
અનુ૦ હરીશ નાયક

## [૧] ચોર પણ મનુષ્ય જ છે ને !

રાજબહાદુર એક દશબાર વર્ષનો છોકરો હતો. એકવાર તે ગંગાસ્નાન માટે જતો હતો ત્યારે તે તેની દાદીમાથી છૂટો પડી ગયો. વાત આમ હતીઃ ગંગા નદી એના ગામથી કંઈ બહુ દૂર ન હતી. લોકો પગે ચાલીને કે બળદગાડીમાં જતા હતા. પણ બળદગાડીમાં જનારા લોકો પણ પગે જ ચાલતા અને ગાડાં આગળ આગળ કે પાછળ પાછળ જતાં.

તે વખતે રાજબહાદુર એની દાદીમા સાથે જઇ રહ્યો હતો. સાથે ગામની બીજી પણ ઘણી સ્ત્રીઓ હતી. તે બધી ગીતો ગાતી હતી અને એટલે જ આખો વનપ્રદેશ ગીતધ્વનિથી ગુંજી રહ્યો હતો. ગીત ગાવાનું ધ્યેય એ હતું કે ગંગામા એમની પ્રાર્થનાથી પ્રસન્ન થતા હતાં કે નહિ તે તો કોણ જાણે પણ રસ્તો ઘણી જ સારી રીતે પસાર થઇ જતો હતો. સ્ત્રીઓ ગીત ગાઇને રસ્તો કાપી રહી હતી અને રાજબહાદુર રમતો રમતો. કોઇવાર તેની રમતમાં તે આગળ નીકળી જતો તો કોઇવાર પાછળ રહી જતો હતો. કોઇવાર આજુબાજુના ઝાડ પરનાં ફળ માટે તે ખાંચાખુંચીમાં પણ ઘુસી જતો હતો. એકવાર એવી જ રીતે તે ખરા રસ્તાથી દૂર નીકળી ગયો. અંધારાએ પૃથ્વી પર કાળી ચાદર ઓઢાડી દીધી. બાળક હતો એ તો, ગભરાઇ ગયો અને જલ્દીથી આગળ વધવા લાગ્યો. તેણે આગળ ને આગળ ચાલ્યા જ કર્યું. પણ મેળામાં જનાર કોઈ જ એને મળ્યું નહિ.

તો શું એ રસ્તો ભૂલી ગયો છે ? સામે જ એક નાળું દેખાયું. આ તો ચોરનાળું ? રાજ બહાદુર ધ્રુજી ઉઠયો. અહીં તો ચોર લોકો રહે છે. ચોર...! હવે એ અહીંથી જીવતો નહિ જઇ શકે !

તેને કંઇ જ સમજ પડતી ન હતી કે શું કરવું ? તે તો બસ, આગળ ને આગળ જ ચાલ્યા કરતો હતો. તરત જ એને કાને ભયંકર શબ્દો પડયાઃ 'કોણ છે ?'

રાજબહાદુર ગભરાઇ ગયો. તે બોલી પણ શકયો નહિ. ફરીથી અવાજ આવ્યોઃ 'ઊભો રહે !' અને તરત જ ત્રણ ચાર બુકાની વાળા માણસો આવીને ત્યાં ઊભા રહ્યા. ચારે તરફ કાળું ભયંકર અંધારું હતું. અંધારાને ચીરતી મશાલો વધારે ભયંકર લાગી રહી હતી. રાજબહાદુરે એક વાર બધાને જોઇ લીધા, પછી નીચી નજર કરી ઊભો રહ્યો. જો કે એનું હૃદય જોરથી ધડકતું હતું પણ તે છતાં એની આંખમાં આંસુ ન હતા.

આવનારાઓમાંથી એક ડાકુ કે જે સરદાર લાગતો હતો તેણે કર્કશ અવાજે પૂછ્યું : 'શું છે તારી પાસે ?'

રાજબહાદુરે કંઇ જ જવાબ આપ્યો નહિ.

ડાકુ વધારે ગુસ્સે થયોઃ 'અરે બોલતો કેમ નથી, મૂંગો છે ?'

રાજબહાદુર પૂતળાની જેમ ઊભો જ રહ્યો. તેને કંઇ જ સમજ પડતી ન હતી. તે પૂરેપૂરો બી ગયો હતો.

ડાકુએ એના સાથીઓને ઇશારત કરી. બીજાએ આગળ વધી રાજબહાદુરની ઝડતી લેવા માંડી. તેની પાસે પાંચ રૂપિયા હતા. તે તેણે લઈ લીધા.

સરદારે કહ્યુંઃ 'તારી શાલ આપ લાવ.'

રાજબહાદુરે શાલ આપી દીધી.

સરદારે ફરી કહ્યુંઃ 'કોટ પણ કાઢી નાખ'

રાજબહાદુર યંત્રવત કોટ કાઢવા લાગ્યો. પહેલાં એક એક કરતાં તે બધા બટન ખોલવા લાગ્યો. પછી બાંયમાંથી હાથ કાઢવા જાય છે ત્યાં જ સરદારે કહ્યુંઃ 'ઊભો રહે.'

કોટ હાથમાં પકડી રાખી રાજબહાદુર ચુપચાપ ઊભો રહ્યો. તેણે સરદારની સામે જોયું સરદારની આંખોમાં એક અનોખી ચમક હતી, પણ તેમાં ક્રૂરતા ન હતી, કરુણા હતી.

સરદારે કહ્યુંઃ 'રહેવા દે, આજે ઠંડી વધારે છે. તને ટાઢ વાશે.'

અને પછી સરદારે પોતાના એક સાથીને કહ્યુંઃ 'એના પાંચ રૂપિયા પાછા આપી દે, અને એને રસ્તો બતાવી જલદી પાછો ફર."





## [૨] શિક્ષા

તેમનો વહાલો નેતા જરા અચકાયો, પછી બોલ્યો: 'આજે હું તમને એક એવી વાત કહેવા માગું છું કે જે એટલી અદ્ભૂત છે, એટલી પવિત્ર છે કે કદાચ તમને વિશ્વાસ પણ નહિ બેસે, આ વાત બંગાળના મહાન સપૂત હાજી મોહંમદ મોહસિનની છે. તલવાર વાપરવામાં તેઓ એક્કા હતા, તેમના શરીરમાં અખૂટ તાકાત હતી, વિદ્વત્તામાં તેમની સામે ટક્કર ઝીલી શકે એવા બહુ જ ઓછા માણસો તે વખતે હતા, અને તેમના અક્ષર તો એટલા સુંદર હતા કે તેમણે હાથે લખેલી કુરાનની પ્રતો એક એક હજારમાં વેચાઈ હતી. તેઓ ધનવાન હતા, દાની હતા, દયાળુ હતા, સાચું તો એ છે કે તેઓ શું ન હતા?

એક રાતની વાત છે. જ્યારે તેઓ આરામથી ઊંઘી રહ્યા હતા ત્યારે એક ચોર ધનની લાલચે એમના ઘરમાં ઘૂસી ગયો. તે અભાગી હજી સુધી કોઈ વસ્તુ લે, તે પહેલાં જ હાજી સાહેબ જાગી ગયા. બીજી જ ક્ષણે એક નિર્ભય સૈનિકની જેમ તેમણે તે ચોરને પકડી લીધો. પણ જેવું અજવાળામાં તેમણે તેનું મોઢું જોયું તો તેમને એકદમ નવાઈ લાગી. તે ચોર તેમનો જ પાડોસી હતો. તે પાડોસી બુરી આદતોને લીધે પોતાનું સર્વસ્વ ખોઈ બેઠો હતો, અને હવે એક શેતાનનું રખડેલ જીવન વિતાવી રહ્યો હતો. તેને જોતાં જ હાજી સાહેબ ગુસ્સે થઈ ગયા: 'તું...? તું મારે ઘેર ચોરી કરવા આવ્યો છે?'

પાડોસી નીચી નજર ઢાળી ઊભો રહ્યો.

તેઓ કહેતા ગયા: 'તને શરમ નથી આવતી? તારું આટલું પતન થઇ ગયું છે? તને તારી જાત, તારું કુળ, તારી પ્રતિષ્ઠાનો કંઇ જ ખ્યાલ નથી રહેતો? તું માનવતાના કલંકરૂપ છે.' તેમનો ગુસ્સો વધતો જતો હતો, અને અપરાધીનો જીવ ગભરાઈ રહ્યો હતો. તે રડવા લાગ્યો તેણે હાજી સાહેબના પગ પકડી કહ્યું: 'મને માફ કરો, હું ફરીથી આવું નહિ કરું' 'માફી', તેમણે વધારે ગુસ્સે થતાં કહ્યું: 'તને માફી માગતા શરમ નથી આવતી? તું માફીને લાયક નથી. તને શિક્ષા કરવી પડશે, એવી શિક્ષા કે તું તે મરતાં સુધી નહિ ભૂલી શકે. ભૂલવાનો પ્રયત્ન કરવા છતાં પણ નહિ ભૂલી શકે.'

એમ કહી તેઓ તેમની તિજોરીની પાસે ગયા. તિજોરીમાંથી રૂપિયા કાઢી તેમણે તે ચોરના હાથમાં મૂકી દીધા અને પછી તેનો હાથ પકડી તેઓ તેને દરવાજા સુધી મૂકી આવ્યા.

તેમણે કહ્યું: 'આજથી હું તારો રખેવાળ છું. તારે એ જ કરવું પડશે જે હું કહીશ સમજ્યો? જા, અને શાંતિથી સૂઈ જા' અને તે ચોર એક પણ શબ્દ બોલી શકે તે પહેલાં જ તેમણે બારણું બંધ કરી દીધું.'

આ પ્રમાણે વાત કહેતો તે નેતા જરા રોકાયો. પછી પાછું તેણે શરૂ કર્યું: "મને લાગે છે તમને એ ચોરની અદેખાઇ થઇ રહી હશે, નહિ? પણ શું તમે એ ચોરને ઓળખો છો?"

તે ફરીથી જરા અચકાયો. શ્રોતાઓનાં કાન સાંભળવા વધારે સતેજ થયા.

"તમે નથી જાણતા. હું જાણું છું તે કોણ હતો? તે ચોર હું જ હતો. હું જ એ રાતના હાજી સાહેબને ઘેર ચોરી કરવા ગયો હતો."

જાણે ધરતી હાલી ઊઠી, સભા ચકિત થઇ પોતાના વહાલા નેતાને એકી નજરે જોઇ જ રહી હતી.



### કોડમાં

મારે જીવવાનાં કોડ, મારે જીવવાનાં કોડ;
જીવનનાં કોડ મારા મૃત્યુમાં હો!
મારે મરવાનાં કોડ, મારે મરવાનાં કોડ:
મૃત્યુનાં કોડમાં હું જીવ્યા કરું!

# સ્વીડનનું સામાજીક ઉત્કર્ષ કાર્ય

મોહનલાલ વ્યાસ

સ્વીડન એક નાનો પણ નમૂનેદાર દેશ છે. અહીંનું સામાજીક ઉત્કર્ષકાર્ય ખૂબ વ્યવસ્થિત અને દૃષ્ટાંતરૂપ હોવાથી દુનિયાના અનેક દેશોમાંથી વિદ્યાર્થીઓ અભ્યાસ માટે આ દેશમાં આવે છે. દરેક દેશની ભૌગોલિક સ્થિતિ અને પ્રજાની ખાસિયતો સામાન્ય રીતે તે દેશના સામાજીક હિતકર્યોના વિકાસમાં મહત્વનો ભાગ ભજવે છે. સ્વીડન ફક્ત ઉત્તર બાજુએ જ યુરોપની સાથે જમીનદ્વાર જોડાએલો છે. જ્યારે બાકીની બધી દિશાઓ ફરતો દરિયો હોવાથી તેની ભૌગોલિક સ્થિતિ લગભગ બેટ જેવી છે. આ દેશની લંબાઈ લગભગ હજાર માઈલ જેટલી છે, જ્યારે પહોળાઈ વધારેમાં વધારે ત્રણસો માઈલની છે. વિસ્તારની દૃષ્ટિએ સ્વીડનનું સ્થાન યુરોપમાં પાંચમું આવે છે. પરંતુ જો વસ્તીની દૃષ્ટિએ જોઈએ તો પંદરમું છે. આનું મુખ્ય કારણ એ છે કે આ દેશમાં સરોવરો ને ડુંગરાઓ મોટા પ્રમાણમાં છે. મધ્ય અને દક્ષિણ પ્રદેશ સપાટ હોવાથી ખેતી સારી થાય છે.

સ્વીડનનું રાજતંત્ર ઘણુંખરું ઈંગ્લેંડને મળતું છે. ત્યાંની રાષ્ટ્રીય સંસદ બે ધારાગૃહોની બનેલી છે. રાજા બંધારણીય વડો છે અને અગિયાર પ્રધાનોના બનેલા મંત્રીમંડળની મદદથી રાજ્ય ચલાવે છે. ધારાઓ ઘડવાનો અધિકાર રાજા સહિત રાષ્ટ્રીય સંસદનો છે, પરંતુ કર નાખવાનો હક સંસદ એકલીનો જ છે. નીચલી ૧૫૦ સભ્યોની ધારાસભા સીધી ચૂંટણીથી નથી થતી, પરંતુ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ તરફથી થાય છે. ઉપલી ધારાસભામાં ૨૩૦ સભ્યો છે. તેની ચૂંટણી દેશના ૨૩ વર્ષ કે તેથી ઉપરની ઉંમરના તમામ મતદારો કરે છે. સ્વીડનને વહીવટી કાર્ય માટે ૨૪ પરગણાંઓમાં વહેંચી દેવામાં આવ્યું છે. આ પરગણાંઓના તાલુકા પાડવામાં આવ્યા છે. નાના મોટા કુલ ૨૫૦૦ તાલુકાઓ છે. આ તાલુકાઓ સ્થાનિક સ્વરાજ્ય ભોગવે છે પરંતુ જેની વસ્તી ૨૦૦૦ કરતાં ઓછી હોય તેને આ પ્રકારનો અધિકાર નથી. આવા લગભગ પચાસ ટકા તાલુકાઓ હશે. એક લાખ કરતાં વધારે વસ્તી હોય એવાં શહેરો પરગણાંઓથી સ્વતંત્ર પોતપોતાનો સ્થાનિક વહીવટ કરી શકે છે. આવાં ૭ શહેરો છે.

સ્વીડનની મુખ્ય કુદરતી સંપત્તિ ખેડવા લાયક જમીન, જંગલો અને લોખંડની ખાણો છે. આ દેશના કુલ ૪,૪૮,૯૬૦ કીલોમીટર ક્ષેત્રફળમાં અડધો ભાગ જંગલી છે. બાકીના અડધા ભાગમાં ૩૧ ટકા વણખેડાએલી જમીન, ૧૦ ટકા ખેતીની જમીન અને ૯ ટકા સરોવરો, નદીઓ વગેરે. સ્વીડનની મુખ્ય નિકાસ ઇમારતી લાકડાં, કાગળનો માવો અને લોખંડ છે. દેશની ૬૭, ૬૩, ૭૦૦ની પ્રજામાંથી ૨૮ ટકા ખેતી અને તેની સાથે સંબંધ ધરાવતા ધંધાઓમાં, ૩૮ ટકા ઉદ્યોગમાં, ૨૦ ટકા વેપાર અને વાહન વ્યવહારમાં અને ૯ ટકા નોકરીમાં રોકાયેલા છે. પ્રજાનો ૫૧ ટકા ભાગ ૨૦૦૦ કરતાં વધારે વસ્તીવાળા શહેરોમાં વસે છે. આ દેશમાં જન્મપ્રમાણ હજારે ૧૯.૬, મરણપ્રમાણ ૧૦.૫ અને બાળમરણ પ્રમાણ ૨૬ છે.

[ ૨ ]

આવતી કાલે મારું, મારા કુટુંબનું મારા બાળબચ્ચાંઓનું શું થશે એવી ચિંતા જ્યાંસુધી માણસને સતાવતી રહે ત્યાં સુધી સુખશાંતિ ભોગવી ન શકાય. મનુષ્યજીવનમાં અનેક અણધારી આફતો અને મુશ્કેલીઓ આવે છે. જેવી કે માંદગી, બેકારી, અકસ્માત, મૃત્યુ, વૈધવ્ય, અંધાપો, અશક્તિ, ઘડપણ વગેરે. આ ચિંતાઓમાંથી મુક્તિ આપવી એ આધુનિક રાજ્યોનું એક કર્તવ્ય સ્વીકારવામાં આવ્યું છે. જ્યાં આ પ્રકારની વ્યવસ્થા સર્વોત્તમ હોય એ આદર્શ રાજ્ય ગણાય. સ્વીડનમાં આ અંગે કાયદાઓ ઘડવામાં આવ્યા છે.

માંદગીમાં સહાય આપવા એક કાયદો સ્વીડનની સરકારે સન ૧૯૪૬ માં ઘડ્યો. એનો અમલ ચાલુ સાલથી થાય છે. આ ધારાથી માંદગીમાં મદદ મેળવવા માટે ફાળો આપવાનું ફરજીયાત કરવામાં આવ્યું છે. આ અગાઉ સન ૧૯૩૧ થી માંદગીમાં સહાય





આપવા માટેની મંડળીઓ કામ કરતી હતી. આ મંડળીઓ બે પ્રકારની હતી. મધ્યસ્થ અને સ્થાનિક. સ્થાનિક મંડળીઓ તાલુકાઓમાં અને મધ્યસ્થ મંડળી એક કરતાં વધુ જિલ્લાઓમાં કામ કરતી. સ્થાનિક મંડળીઓ દાક્તરી ખર્ચનો બે-તૃતીયાંશ ખર્ચ અને ૧૮ થી ૯૦ ક્રોનર રોકડા આપતી. દાક્તરની પસંદગી દરદી પોતે જ કરે. મધ્યસ્થ મંડળીઓ હૉસ્પિતાલનો ખર્ચ, સુવાવડની મદદ, અને રોકડ સહાય આપતી. પંદરથી પંચાવન વર્ષની ઉંમરના કોઈપણ સ્ત્રીપુરુષ આ મંડળીઓના સભ્ય થઈ શકે. આ મંડળીઓને સરકાર ખર્ચના ૫૦ ટકા જેટલી રકમ મદદ તરીકે આપતી. આ યોજના મરજીયાત હતી ત્યારે ૨૫ લાખ જેટલા સભ્યો જોડાયા હતા એ સૂચવે છે કે સ્વીડનની પ્રજા આ યોજનાનો કેટલો સુંદર લાભ લેતી હતી. અત્યારે જ્યારે આ યોજના ફરજીયાત બની છે ત્યારે તેનો વહીવટ આ મંડળીઓ દ્વારા જ ચાલે છે. બેકારીમાં મદદ માટે આવી જ મંડળીઓ અસ્તિત્વ ધરાવે છે અને રાજ્ય ખર્ચના ૫૫ ટકા જેટલી રકમ મદદ તરીકે આપે છે.

અકસ્માતમાં નુકશાની આપવા માટે એક ધારો છે. આમાં માલિક અને રાજ્ય બંને ફાળો આપે છે. જો કોઈને અકસ્માતથી દશ ટકા જેટલી કાયમી ખોડ રહી જાય તો તેટલા પ્રમાણમાં કાયમી વર્ષાસન આપવામાં આવે છે.

માબાપની ગમે તે આવક હોય છતાં બાળક દીઠ વર્ષે ૨૬૦. ક્રોનરનું કૌટુંબિક ભથ્થુ અપાય છે. વિધવાઓ, આંધળાઓ, અશક્તો અને માંદાઓ માટે ખાસ વિશિષ્ઠ પ્રકારનાં વર્ષાસન અને મદદ અપાય છે.

ઘડપણમાં મદદ આપવા અંગેની યોજના સન ૧૯૧૩ થી ચાલે છે પરંતુ તે અંગેનો સર્વગ્રાહી કાયદો સન ૧૯૪૮ માં ઘડવામાં આવ્યો. આ કાયદા અનુસાર ૬૭ વર્ષના કોઈપણ માણસને વર્ષે ૧૦૦૦ ક્રોનર મળે છે. જો પતિપત્ની બંને હોય તો ૧૬૦૦ ક્રોનર મળે. આ ઉપરાંત જો સ્થિતિ ન પહોંચતી હોય તો ઘરભાડામાં વધારાની મદદ પણ મળે.

[ ૩ ]

પ્રજાસ્વાસ્થ્ય એ લોકકલ્યાણનું એક મહત્વનું અંગ છે. નિરોગી પ્રજા જ જીવનનો ઉલ્લાસ માણી શકે. એ સત્ય સ્વીડન બરાબર સમજે છે. એટલે પ્રજા-આરોગ્યની સ્વીડને જાળવણી માટે વિસ્તૃત પ્રબંધ કર્યો છે.

ક્ષય-નિવારણ માટે ખાસ પ્રયત્નો થાય છે. દેશભરમાં સંપૂર્ણ સાધનસજ્જ ૪૬૨ જેટલાં ક્ષયનિવારણ આરોગ્યભવનો છે, ખાનગી દવાખાનાં ચલાવતા દાક્તરોના લક્ષમાં કોઈ ક્ષયરોગી દર્દી આવે તો તેની ખબર સરકારી દવાખાનામાં આપવી ફરજીયાત છે. સરકારી દવાખાનાં મફત દવા આપે છે. દૂરથી આવતા દરદીઓને મુસાફરી ખર્ચ પણ અપાય છે. શાહી તબીબી મંડળશાળામાં ભણતાં વિદ્યાર્થીઓ અને કારખાનાના કારીગરોની દાક્તરી તપાસ કરે છે. સ્વીડનનું ક્ષયનિવારક મંડળ દરેક વિભાગમાં વ્યક્તિ તપાસ ચલાવે છે. ક્ષયથી થતાં મરણોનું પ્રમાણ સન ૧૯૪૬માં એક લાખે પચાસનું હતું. ક્ષયનિવારણ આરોગ્યભવનોમાં ૧૦,૦૦૦ ખાટલાઓની વ્યવસ્થા છે અને હજુ વધારવાના પ્રયાસો ચાલુ છે. ક્ષય રોગોમાંથી મુક્ત થયેલા દરદીને તેના આરોગ્યની દૃષ્ટિએ અનુકુળ પડે એવા ધંધાની તાલીમ અપાય છે. સામાજીક કાર્યકરો દરદીના કુટુંબની વખતોવખત મુલાકાત લે છે અને સલાહસૂચન આપે છે.

દરેક તાલુકામાં એક એક અદ્યતન હોસ્પીટલ હોય છે. વડી હોસ્પીટલ સંપૂર્ણ સાધનસજ્જ છે. તેમાં જુદા જુદા દર્દોના નિષ્ણાતો સેવા આપી રહ્યા છે.

રોગનિવારણ ઉપાયો અને આરોગ્યવર્ધક યોજનાઓ સંબંધી તલસ્પર્શી સંશોધન કરવા માટે એક રાષ્ટ્રીય આરોગ્ય સંશોધન સંસ્થા કાર્ય કરી રહી છે. પ્રજા આરોગ્યના અનેક પ્રશ્નોનો અભ્યાસ અને સંશોધનકાર્ય આ સંસ્થાના આશ્રયે ચાલી રહ્યું છે.

[ ૪ ]

બાળહિત કાર્ય માટે એક શાહી સમિતિની દેખરેખ નીચે દરેક તાલુકામાં અને જિલ્લામાં બાળસંરક્ષણ અને હિતકાર્ય માટે સમિતિઓ કામ કરી રહી છે.

માબાપો બાળકો પ્રત્યે યોગ્ય વર્તાવ ન રાખતા હોય, બાળકો અનીતિને માર્ગે ચડી ગયા હોય અને રખડુ જીવન વિતાવતાં હોય, બાળકોની કોઈ સંભાળ લેનાર ન હોય, કે બાળકો અનાથ હોય તો એ બધાની રક્ષા માટે આ સમિતિઓ કામગીરી બજાવે છે. અનાથ બાળકોને દત્તક આપવા માટે એક કાયદો છે. દત્તક આપેલાં બાળકોના હક અને હિત સંબંધી આ કાયદામાં વિસ્તૃત જોગવાઈ છે

[ ૫ ]

અપંગ, આંધળા, બહેરાંમુંગા અને નબળા મનનાં બાળકોને ફરજીયાત શિક્ષણ અપાય છે.

નબળા મનના બાળકો માટે એક સંસ્થા સ્થાપવામાં આવી છે. આ સંસ્થા આવા બાળકો અંગેની ચોક્કસ કામગીરી બજાવે છે. જે બાળકો શિક્ષણ લઈ શકે તેમ હોય તેઓને ઘરશાળાઓમાં મોકલાય છે. જે બાળકો શિક્ષણ લેવા અશક્ત હોય તેઓને માટે ઉછેરઘરો સ્થાપવામાં આવ્યાં છે. આવા ઉછેરઘરોમાં બાળકોને અચોક્કસ મુદત સુધી રાખવામાં આવે છે. જે બાળકો શિક્ષણ પૂરું કરી પાછાં પોતાને ઘેર જાય તેઓની ત્યાર પછી જો જરૂર પડે તો સંભાળ લેવામાં આવે છે. રાજ્ય તરફથી ચાલતી ઘરશાળાઓમાં ૧૧,૦૦૦ બાળકો માટે રહેવાની, ખાવાપીવાની અને ભણવાની સગવડો છે અને તેમાં હજુ વધારો થયા કરે છે. મોટા શહેરોમાં નબળા મનના બાળકો પોતાને ઘેર રહીને પણ ઘરશાળાઓમાં અભ્યાસ કરી શકે છે. ઠોઠ નિશાળીયાઓ માટે સહાયવર્ગો કાઢવામાં આવ્યા છે. તાલીમ લીધેલા શિક્ષકોને અભાવે આવા વર્ગો હજુ પૂરતા પ્રમાણમાં નથી શરૂ થઈ શકયા એટલે આવા વિદ્યાર્થીઓના માત્ર પચીસ ટકા જ અત્યારે લાભ લઈ શકે એટલો પ્રબંધ છે. અપંગ બાળકો માટે આશ્રમિક શિક્ષણ સંસ્થાઓ સ્થાપવામાં આવી છે.

[ ૬ ]

આજથી એકસો આઠ વર્ષ પહેલાં સ્વીડનમાં ફરજીયાત શિક્ષણ દાખલ કરવામાં આવ્યું હતું. બાળક સાત વર્ષનું હોય ત્યારે શાળામાં દાખલ થાય, પંદર અગર સોળ વર્ષે શાળા છોડે તે અગાઉ છેલ્લા બે વર્ષોમાં તેની પસંદગીના ધંધા અંગે મુખ્યત્વે માર્ગદર્શન અપાય છે. સિદ્ધાંત તરીકે સ્વીકારવામાં આવ્યું છે કે નવે વર્ષ ફરજીયાત શિક્ષણ આપવું. પ્રાથમિક શિક્ષણ મફત અપાય છે.

સાત વર્ષથી ઓછી વયનાં બાળકો માટે શિશુશાળાઓ છે. આ શાળાઓને સરકાર મદદ આપે છે. શિશુશાળાઓ માટેના શિક્ષકોને તાલીમ આપવા માટે છ સંસ્થાઓ ચાલે છે. જે બાળકોની માતાઓ કામે જતી હોય તેવાં બાળકો શાળામાંથી છૂટી વિનોદવિહારોમાં જાય છે. ત્યાં આનંદપ્રમોદ, ઉપાહાર અને ગરગથ્થુ કામકાજ શીખવવાની ગોઠવણ હોય છે.

સ્વીડનમાં ચાર યુનિવર્સિટીઓ છે. આમાંથી બેમાં ૬૦૦૦ વિદ્યાર્થીઓ ધર્મશાસ્ત્ર, કાયદા, વૈદક અને તત્વજ્ઞાનનો ઉચ્ચ અભ્યાસ કરી રહ્યા છે. બાકીની બે યુનિવર્સિટીઓ વિજ્ઞાનનું ઉચ્ચ શિક્ષણ આપે છે. વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક સંશોધનમાં સ્વીડન ખૂબ આગળ વધેલું છે. કૃષિ, વાસ્તુશાસ્ત્ર, જંગલ, જંતુશાસ્ત્ર વૈદક અને ભૌતિકજ્ઞાનના વિષયોનું સંશોધન ખાનગી અને સહકારી સંસ્થાઓ કરે છે.

સમાજશિક્ષણની પ્રવૃતિ સ્વીડનમાં સહજ વિકસી છે. કામદાર શિક્ષણ સંઘ નાનાં નાનાં ૨૦,૦૦૦ અભ્યાસવર્તુળો દ્વારા પ્રતિ વર્ષ ૧,૨૫,૦૦૦ વિદ્યાર્થીઓને શિક્ષણ માટે સિત્તેર જેટલી લોકશાળાઓ છે. આ શાળાઓનો ૬૦૦૦ જેટલા વિદ્યાર્થીઓ લાભ લે છે. પુસ્તકાલયો, વ્યાખ્યાનો, અભ્યાસવર્તુળો અને પત્ર વ્યવહારથી શિક્ષણનો પ્રચાર થાય છે. યુનિવર્સિટીઓ પણ આ કાર્યમાં રસ લે છે. અને તેમના વિદ્યાર્થીઓ મારફત શિક્ષકોને તાલીમ આપવાના વર્ગો ચલાવે છે.

પ્રવાસ દ્વારા લોકશિક્ષણ અસરકારક રીતે આપી શકાય. આ હેતુથી કેટલાંક પ્રવાસમંડળો નહેરાર અને





રજાઓમાં મુસાફરીની ખાસ ગોઠવણો કરે છે. વાર્ષિક આઠી હજાર કરતાં ઓછી આવક હોય તેવાં કુટુંબોને મફત પ્રવાસ કરવાની સગવડ રેલ્વે તરફથી અપાય છે.

[૭]

સ્વીડનમાં સહકારી પ્રવૃત્તિએ સુંદર વિકાસ અને સમન્વય સાધ્યો છે. સન ૧૯૪૬માં સહકારી ધોરણે ચાલતી છુટક માલ વેચતી ૧૭૯૯૩ દુકાનો હતી. આ દુકાનો મોટે ભાગે ખાધા ખોરાકીનો સામાન, કપડાં અને ઘરવખરી ચીજોનો વેપાર કરે છે. આ દુકાનોમાં ગોઠવણી અને વ્યવસ્થા ખૂબ આકર્ષક હોય છે કે આ કામ માટે નિષ્ણાતો રોકવામાં આવે છે. કેટલીક દુકાનોમાં એની ગોઠવણ હોય છે કે ગ્રાહકો પોતાને જોઈતી ચીજો જાતે જ લઈ લે છે. સંચાલક બિલ બનાવી આપે અને ગ્રાહક ચીજો લઇ ચાલતો થાય. સહકારી મંડળીના સભ્ય હોય કે નહિ પરંતુ ખરીદનારને નફામાં ભાગ મળે, આ ભાગમાંથી ગ્રાહક ધારે તો સહકારી મંડળીનો સભ્ય થઇ શકે.

કેટલીક મોટી સહકારી મંડળીઓ પોતાના કારખાનાં ચલાવે છે. સહકારી મંડળીઓનું એક રાષ્ટ્રિય મહામંડળ છે. આ મહામંડળ ૩૦ જેટલાં કારખાનાંઓ ચલાવે છે. "આપણે" નામનું અઠવાડિક પ્રગટ થાય છે. આની ૬,૪૦,૦૦૦ નકલો ખપે છે. સન ૧૯૪૫માં આ મહામંડળની ૧૩ કરોડની થાપણ અને ૩૧ કરોડનું વેચાણ હતું. એક સહકારી આયાત મંડળ છે. આ મંડળ દેશને જરૂરી ચીજ વસ્તુઓ આયાત કરે છે. ઘરો બાંધવા માટે પણ સહકારી ગૃહમંડળીઓ છે.

સ્વીડન નાના ખેડૂતોનો દેશ છે. ગ્રામ્ય વિસ્તારમાં ઉત્પન્ન થતી ચીજોનું ખેડૂતો સહકારી ધોરણે વેચાણ કરે છે. સ્વીડનના "ડેરી મંડળ"માં બધા જ ખેડૂતો સભાસદ છે. ઉત્પાદનના ૯૫ ટકા દૂધ, ૮૭ ટકા પનીર, અને ૯૬ ટકા માખણનું વેચાણ આ સહકારી મંડળ મારફત થાય છે. "ડેરી" માટેનાં જરૂરી યંત્રો આ મંડળ તરફથી ચાલતાં કારખાનામાં જ બને છે. સન ૧૯૪૫માં ૩૦ જિલ્લા મંડળોમાં ૪૮૮ સ્થાનિક સહકારી "ડેરી" મંડળીઓ જોડાયેલી હતી અને તેમાં ૨,૫૪,૦૦૦ સભ્યો હતા. ખરીદ અને વેચાણની સહકારી મંડળીઓ દ્વારા ખાતર, ઢોર માટે ખાણ, બી, ખેતીનાં ઓજારો વગેરે ખેતી ઉપયોગી વસ્તુઓની જથ્થાબંધ ખરીદી અને છૂટક વેચાણ થાય છે. આવાં જુદા જુદા પ્રકારનાં ચૌદ સહકારી મંડળોનું એક રાષ્ટ્રિય ખેડૂત મહામંડળ સ્થાપવામાં આવ્યું છે. ખેડૂતોને ધીરધાર કરનારી બે લાખ સભ્યોની ૬૮૫ સહકારી ધીરધાર મંડળીઓ છે. આ મંડળીઓના દસ સંઘો છે. આ દસ સંઘોએ સાથે મળીને એક મોટી ધીરધાર બેન્ક સ્થાપી છે.

સહકારી શિક્ષણના પ્રસાર માટે "આપણે કરીશું", "સહકારી" અને "આપણું સામયિક" એ નામના પત્રો ચાલે છે. આ બધામાં સહકારી પ્રવૃત્તિના સમાચારો અને વિવિધ પ્રશ્નો ચર્ચાય છે. પત્ર વ્યવહારના અભ્યાસક્રમો, પરિષદો, પુસ્તકો, પત્રિકાઓ, ચર્ચાસભાઓ, વ્યાખ્યાનો, અને ફિલ્મો દ્વારા સહકારી પ્રવૃત્તિ અંગેનું શિક્ષણ અપાય છે.

[૮]

સ્વીડનમાં કામદારોના કામના કલાક અઠવાડિયાના ૪૮ છે. વરસમાં વધારાના ૨૦૦ કલાક કામ લઇ શકાય પણ એથી વધારે માટે મજૂર અદાલતની મંજૂરી જોઇએ. ખાણિયાઓના કામના કલાક ૪૦ અને કેટલાક જમીનની અંદરનાં કામો માટે ૪૪ છે. ખેતમજુરો અંગે ખાસ કાયદાથી કેટલીક છૂટછાટો આપવામાં આવી છે. વહાણો, દુકાનો, હોટેલો અને ઘરકામમાં રોકાયેલાઓ માટે અલગ ધારો ઘડવામાં આવ્યો છે.

કામદારોને મહિને એક દિવસની ચડતા પગારે રજા મળે છે. ખાણિયાઓને અને અઢાર વર્ષ નીચેનાઓને વરસે અઢાર ચડતા પગારની રજાઓ મળે છે. જેઓને "એક્સ-રે" અને "રેડિયમ"ની



અસર તળે કામ કરવાનું હોય તેઓને વરસની છ અઠવાડિયાની ચડત પગારની રજાઓનો અધિકાર છે.

તેર વરસની નીચેના બાળકોને કામે રાખવાની મનાઈ છે. ચૌદથી ઓછી વયના બાળકોને કારખાના કે ખાણોમાં કામે રાખી ન શકાય. અઢારથી ઓછી ઉંમરના માટે દાક્તરી પ્રમાણપત્ર જોઈએ. સ્ત્રીઓને રાતપાળીમાં કામે ન રખાય.

સ્વીડનનું રાષ્ટ્રિય ગ્રામ્ય મહામંડળ ખેડૂતોનું પ્રતિનિધિત્વ ધરાવે છે. તેના ૧,૬૫,૦૦૦ સભ્યો છે. આ સભ્યો ખેતી ઉપરાંત છૂટક મજૂરી અને કબાડીનું કામ કરે છે. આ સંસ્થાની વિલક્ષણતા એ છે કે જ્યારે પગારનો પ્રશ્ન આવે ત્યારે આ સંસ્થાના પ્રતિનિધિઓ માલિકોને પક્ષે રહે છે. પરંતુ માલિક મજુરના અન્ય પ્રશ્નોમાં મજૂરપક્ષની તરફેણ કરે છે.

મજૂર અને માલિકના મહામંડળો વચ્ચે સન ૧૯૩૮માં એક રાષ્ટ્રિય કરાર થયો છે. આ કરાર અનુસાર તમામ ઔદ્યોગિક ઝગડાઓના નિકાલ માટે બંને મંડળોના માન્ય ત્રણ સભ્યોની એક સંયુક્ત સમિતિ સ્થાપવામાં આવી છે. આ સમિતિમાં એક મજૂરપક્ષના પ્રતિનિધિ અને એક તટસ્થ સભ્ય છે. પરસ્પર વાટાઘાટ, સમાધાનના પ્રયાસો અને સંયુક્ત સમિતિ સમક્ષ ઝગડો રજૂ કર્યા સિવાય હડતાળ કે તાળાબંધી થઈ શકે નહિ.

[ ૯ ]

સ્વીડનમાં ભવ્ય મહેલાતો અને દુનિયાના કેટલાક અજોડ કલા કારીગરીના નમૂનાઓ જોવા મળે છે. બીજા દેશોની જેમ સ્વીડનને મકાનોનો પ્રશ્ન મૂઝવતો નથી. સ્વીડનને નગર રચનાના અદ્યતન સિદ્ધાંતો અપનાવ્યા છે. શહેરનાં પરાંઓ સ્વતંત્ર ઉદ્યોગ નગર બની રહ્યાં છે. શાળા, પોસ્ટ ઓફિસ, સીનેમાઘરો, બાગ બગીચા, રમતગમતના મેદાનો, બજારો અને કારખાનાંઓ એમ બધી જ સગવડો લક્ષમાં રાખીને નગર યોજના થાય છે.

હમણાં તો કારખાનાંઓમાં તૈયાર થતાં ઘરોનો વપરાશ વધતો જાય છે. સ્વીડનના જંગલોમાં ૫૦ કારખાનાઓ તૈયાર ઘરો બનાવે છે. આ ઘર કોઈપણ વ્યક્તિ ખરીદ કરી જાતે જ ઊભું કરી શકે એટલું સરળ બનાવાય છે. અત્યારના બંધાતા ઘરોમાં ૪૦ ટકા તો કારખાનામાં તૈયાર થતાં ઘરો છે. ગરીબ કુટુંબો માટે મ્યુનિસિપાલીટી જમીન ખરીદી વિરસાઓ પાડી આપે છે. અને તૈયાર મકાનો ઊભા કરવા માટે નાણાં ધીરે છે. કેટલીક સહકારી ગૃહમંડળીઓએ પણ આવી યોજનાઓ હાથ ધરી છે.



# परिचय नो परिचय

काका कालेलकर

વૈદિક ઋષિઓએ સૂર્યનું નામ રાખ્યું પૂષન્ અથવા પૂષા. પોષણ આપે તે પૂષા. પ્રાણ રેડે તે પૂષા. સૂર્ય પૃથ્વી પરની તમામ પ્રજાને પ્રાણ અને પોષણ આપે છે એટલું જ નહીં પણ બુધથી માંડીને પ્રાન્તક સુધીના, પૃથ્વી જેવા નવે ગ્રહને એ પોષણ આપે છે. એ ગ્રહોની આસપાસ ફરનારા ચંદ્રોને પણ એ પોષણ આપે છે. એ ગ્રહો વચ્ચે ફરનારી ઉલ્કાઓને પણ એ પોષણ આપે છે. આ બધા ગ્રહો, ઉપગ્રહો, ઉલકાઓ અને અતિથિ-રૂપી ધૂમકેતુઓ મળીને સૂર્ય નારાયણનું વિશાળ કુટુંબ થાય છે. અત્યાર સુધી આપણે જ્યોતિષને નામે આ સૌર પરિવારની વાતો જશીખતા હતા. પણ આ વિશ્વમાં અસંખ્ય સૂર્યો છે. સૂર્યોના ઝુમખાઓ છે, આપણી પૃથ્વીના રજકણો જો મપાય તો આ વિશ્વમાં ફેલાયેલા સૂર્યોની સંખ્યા મપાય. આપણે માનતા હતા કે આ બધા સૂર્યો મળીને જ વિશ્વ બને છે. તે એક જ વિશ્વ હશે. હવે છેલ્લા અને તાજા સમાચાર કહે છે કે વિશ્વની સંખ્યા નાની સૂની નથી. ભગવાનની સ્તુતિ કરનાર કવિઓએ બોલી નાખ્યું કે અનંત કોટિ બ્રહ્માંડનાયક છે. જે આકાશના ઘુમ્મટ ઉપર ગ્રહો ફરે છે, જેને દહાડે સૂરજ ધોળી કાઢે છે અને રાત્ર અજવાળે છે, તે આકાશનો પરિચય પ્રાપ્ત કરતા જણાયું છે કે ખરેખર એ આકાશમાં અસંખ્ય કોટિ બ્રહ્માંડો ફેલાયેલા છે

વાચકે જોયું હશે કે મેં 'અનંત કોટિ બ્રહ્માંડ' કહેવાને બદલે 'અસંખ્ય કોટિ બ્રહ્માંડ' કહ્યું છે. કેમકે અસંખ્ય વિશ્વો વિષે વિગતવાર માહિતી આપનાર જ્યોતિષ શાસ્ત્રીઓ કહે છે કે આ અસંખ્ય વિશ્વોની સૃષ્ટિ અનંત નથી પણ સાંત છે. એ લોકો સાથે ઝગડામાં ક્યાં ઉતરીએ એવો વિચાર કરીને અનંતને બદલે 'અસંખ્ય' શબ્દ મેં વાપર્યો એટલું જ.

આ અસંખ્ય કોટિ બ્રહ્માંડોની સહેજસાજ પણ રોચક હકીકત આ નાનકડી ચોપડી 'આકાશપોથી'માં આપી છે. કલ્પનાશક્તિને ઉત્તેજિત કરીને તરત થકવી નાખનારી આ બધી હકીકત છે. આમાં આપેલી બધી વિગતો કાલ્પનિક નથી પણ વૈજ્ઞાનિક છે. એ બધી સહેલી ભાષામાં મૂકી છે એ એની ખૂબી છે આ ચોપડી વાંચીને કોઈને એમ ન થાય કે 'બસ ઘણું જાણ્યું'. ઉલટું એમ જ થાય કે આટલો રોચક વિષય છે તો આને વિષે ઘણું ઘણું જાણવું જોઈએ. સ્વાદિષ્ટ વાની સહેજસાજ ચાખ્યા પછી જેમ ભૂખ ઉઠે છે અને રસ છૂટે છે, તેવી જ અસર આ ચોપડી વાંચીને થવાની છે. અનંત કોટિ બ્રહ્માંડનો પરિચય આપનાર ચોપડીનો આટલો પરિચય બસ છે.

નિરંજન વર્મા:જયમલ્લ પરમારકૃત ભારતી સાહિત્ય સંઘ લિ. અમદાવાદ, તરફથી પ્રગટ થયેલ 'આકાશ પોથી' (કિંમત રૂ. બે)ની પ્રસ્તાવના.



આકાશ કાળી રાતને પોતાની પાછળ છુપાવે છે અને માણસની ઉપર ઝઝુમી રહેલી આફતો વડે એને પોતાની નીચે રાખીને હંફાવે છે.

'શેલ્ટરીંગ સ્કાય'માં પોલ બાઉલ્સ

# આપણાં મૃગો: સામ્બર

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

આપણાં ગુજરાતી ધોરણમાં સાબર શબ્દ શીખવવામાં આવતો અથવા આવે છે તો આ શબ્દ સેમર અથવા સામ્બર વાપરવો વધારે શુદ્ધ નથી લાગતો?

સામ્બરનાં કુટુમ્બીઓ પૃથ્વી ઉપર ઘણે ઠેકાણે પથરાએલાં છે. તેમાં દક્ષિણ પૂર્વ એશિયા ખાસ છે. આ પ્રાણીને બરાબર ઓળખવા માટે આપણે તેને હિન્દી સામ્બર કહેવું પડે. સીલોનમાં પણ એક જાત વસે છે તે આ હિન્દી સામ્બર જ છે. તે સિવાય મલાયા અને પૂર્વમાં ફીલીપાઈન્સ અને તેથી પણ આગળ આ જાત વસે છે.

હિન્દી સામ્બર બીજાં બધાં દેશનાં સામ્બર કરતાં સૌથી ઉંચું છે તેની સાથે તેનાં શીંગડાંનો મોડીઓ પણ બહુ ગૌરવવાળો છે. પુખ્ત વયના સામ્બરના નરની ઉંચાઈ પાંચ ફૂટની આસપાસ થાય છે. અને વજનમાં બારથી પંદર મણ સુધી પહોંચી જાય છે. સૌથી રૂવાબદાર ગૌરવશાળી શીંગડાં નર્મદા અને તાપીની ખીણોમાં વસતાં સામ્બરનાં હોય છે. અને મધ્ય પ્રદેશમાં પણ ઘણા મજાનાં શીંગડાં જોવા મળે છે. મને-માઈસોર અને મદ્રાસ પ્રાન્તમાં થતાં સામ્બરનાં છત્રીશ ઇંચનાં શીંગડાં જોવા મળ્યાં છે અને મધ્યપ્રદેશના પન્નાના મહેલમાં એક મોડીઓ લગભગ પીસ્તાળીશ ઇંચનો જોવા મળ્યો છે.

સામ્બરના શરીર ઉપર વાળની ગોદડી બહુ બરછટ હોય છે અને નરની ગરદન ઉપર તે લાંબી હોવાને લીધે યાળ જેવી લાગે છે. ઉનાળામાં આ રૂંવાટી બિલકુલ ખરીને આછી થઈ જાય છે. આ પ્રાણીનો રંગ કથ્થાઈ પીળાશ પડતો અને પેટાળ આછા રંગના અને માદા પણ આછા રંગની હોય છે. પણ પુગી ઉંમરના નરોનો રંગ બહુ ઘેરો થઈ જાય છે તે એટલી હદ સુધી કે કાળા માલુમ પડે છે. શીંગડાં મજબુત અને ખડબચડાં તથા કપાળ ઉપરનું ફડસવું તરત ઉપર થઈ જવાને લીધે અણીવાળો ખુણો પાડે છે. અને મુખ્ય શીંગડાને છેડે પાછું એક ફાસવું નીકળે છે. જેની લબાઈ લગભગ સરખી રહે છે. જ્યારે બચ્ચું નર ચાર વરસની ઉમ્મરે પહોંચે ત્યારે સાફ ફડસવાં નીકળે છે. અને પુરતી જુવાનીમાં તો નર પાકા નવ વરસે આવે છે. આ શીંગડાં જ્યારે નર પાકટ થઈ જાય ત્યારે ટૂંકા થવા લાગે છે. આપણે ત્યાં ગિરનાં જંગલ બરડાના ડુંગર ગિરનારમાં આ જાત વસે છે. અને એક વખત શેત્રુંજા ઉપર એક નર સામ્બર આવી ચડ્યાનો દાખલો છે અને ગુજરાતમાં દક્ષિણ અને ઉત્તર બાજુ, દાંતા ઈડર વગેરે સ્થળોએ આ પ્રાણીઓ વસે છે પણ મારા જોવામાં તેના મોડીયા કોઈ વખત આવ્યા નથી.

વનરાજી વાળી ગિરિમાળ અને વળી નજીકમાં ખેતી હોય એવી જગ્યામાં સામ્બરનો વસવાટ હોય છે. તેનો સ્વભાવ તો ડુંગરામાં ઊંચે જ રહેવાનો છે. જ્યાં તેઓ ઘાસ પાંદડાં અને વન્યફળો ખાય છે. નિશાચર વૃત્તિવાળું એટલે સૂર્યોદય થાય કે તરત જ ગીચ ઝાડીમાં ભરાઈને આરામ કરવા બેસી જાય અને સૂર્યાસ્ત થાય કે તરત ચરવા બહાર આવે છે. આ કદાવર કાયાવાળું પ્રાણી ગીચ ઝાડી વીંધીને ચાલે ત્યારે જરાપણ ખખડાટ થતો નથી. એવી અજબ તેની ચાલવાની ખાસીયત છે. ગીચ વગડામાં વસે એટલે આંખ વાપરવાની ટેવ ઓછી. પણ તેની સાથે નાક અને કાન બહુ સતેજ રાખે છે. સામ્બરને પાણીનો બહુ શોખ એટલે ઉનાળામાં ઠંડક માટે જરૂર પાણીમાં પડીને બેસે પણ જો બીંસ પડી હોય તો તરીને સામે પાર જવામાં જરાપણ વિચાર કરતું નથી. તરતી વખતે તેનું નાક અને શીંગડાં જ ફક્ત પાણીની સપાટી ઉપર દેખાય છે.

જુદા જુદા પ્રદેશમાં વસતાં આ પ્રાણીનો પ્રજનન કાળ અને શીગડાં ખેરવવાનો સમય પણ જુદો જુદો હોય છે. મને આ પ્રાણીનો અનુભવ ઉટાકામન્ડની નીચે આવેલાં જંગલમાં વસતાં પ્રાણીઓનો છે. અહીં તેઓ માર્ચ માસ પુરો થયે કે એપ્રિલની અધવચમાં જરૂર શીંગડાં ખેરવી નાંખે છે. આ શીંગડાં પાછાં મે માસમાં ઊગવાં શરૂ થઈ જાય છે અને વર્ષામાં હજુ તેની ઉપર મખમલી ચામડીનું પડ જોવામાં આવે છે. વર્ષા લગભગ પુરી થવા આવે ત્યારે એટલે સપ્ટેમ્બર ઓક્ટોબરમાં તેઓ





પોતાનાં શીંગડાં વૃક્ષના થડ સાથે ઘસવા લાગી જાય છે. તેઓ કપાળનું ફડસવું અને મુખ્ય શીંગડાંની વચ્ચે વૃક્ષને લે અને પછી ઊંચે નીચે માથું કરીને પોતાના શીંગડા ઉપરની મખમલી ચામડીને ઉખેડવામાં ગરત બની જાય છે. આ વખતે ઘણા વૃક્ષની છાલ પણ સાથે સાથે ઊખડી જવાથી સુકાઈ જતા માલુમ પડે છે. અને નવેમ્બર માસમાં તમામ નરો નવાં નક્કર ગૌરવવન્તાં શીંગડાંથી શોભી રહે. બરાબર પાકયાં કે નરો એક બીજા હરીફને લડાઈ માટે મગરૂરી ભરેલો અવાજ કાઢીને આહ્‌વાહન આપે છે. આ યુદ્ધને નોતરવાનો તીક્ષ્ણ "ભોઓઓ" અવાજ કર્યા કરે છે. પણ જ્યારે ભડકીને ભાગે ત્યારે "પોન્ક" અવાજ કરી નાસે છે. સામ્બરનાં નરો માદાના ટોળાને હાથ કરવા યુદ્ધ ખેલતા નથી પણ સારી જગ્યાની માલીકી માટે યુદ્ધ ખેલે છે. અને હરીફને યુદ્ધમાં હરાવીને પોતાનો ભોગવટો કાયમ રાખે છે. આ જગ્યામાં જે માદાઓ ચરવા ફરવા આવે તેઓને પછી તે જગ્યાની બહાર જવા દેતો નથી અને પોતે ધણી છે એમ રાખે છે. પ્રજનન નવેમ્બર ડિસેમ્બરમાં થાય છે. અને વીયાંજણ વર્ષાની શરૂઆતમાં જોવામાં આવે છે. અપકવ નરો માદાના ટોળામાં ફરવાનુ પસંદ કરે છે. આ પ્રાણી બહુ મોટી સંખ્યામાં ભાગ્યે જ ભેળાં થાય છે. સાધારણ રીતે ચાર છનું ટોળું દેખાય છે. ૧૯૫૦ના જૂન માસમાં મુદુમલાઈના જંગલમાં રાતે મોટરમાં ફરતાં મારા જોવામાં સામ્બરનું બાર પંદર પ્રાણીનુ ટોળું જોવામાં આવ્યું હતું. ઘણી વખત એકાકી નર કે માદા પણ જોવામાં આવી જાય છે. છતાં ઘણે ભાગે માદા પોતાનાં બે ત્રણ વીયાંજણનાં બચ્ચાં સાથે જોવામાં આવે છે. માદા એક વીયાંજણમાં માત્ર એક જ બચ્ચાને જન્મ આપે છે.

સામ્બરની માદાઓ જ્યાં બારાશીંગ એનાં જેવાં જ બીજાં મૃગ થાય છે તેના ટોળામાં જઈ સાથે વિચરે છે પણ તેના નરો કોઈ વખત એમ બારાશીંગના ટોળામાં ભળતા જોવામાં આવ્યા નથી.

સામ્બર માટે એક બહુ પ્રચલિત માન્યતા છે કે તેઓ પોતાનાં શીંગડાં વૃક્ષની ડાળમાં ભરાવી હિંચકે છે. આ માન્યતાનો જન્મ એવી રીતે થયો લાગે છેઃ આ પ્રાણીને અમુક ખાસ વૃક્ષનાં પાંદડાં ખાવાનો શોખ થઈ જાય છે તેનાં પાંદડાંને પહોંચવા માટે તે તે પોતાના પાછલા પગ ઉપર તદ્દન ઊભું થઈ જાય છે. તે એટલી હદ સુધી કે તેના પાછલા પગની ખરીઓની અણીઓ જ જમીન ઉપર ટેકાએલી દેખાય એ તો પોતાના શોખને પુરો કરવા આમથી તેમ પાંદડાં ખાવા એ જ સ્થિતિમાં હિલોળા ખાય અને પોતાના પગથી હિંડાળાને ચલાવીએ એમ ધક્કો આપ્યા કરે. આ ધક્કાથી જમીનની માટી પણ ઉખડી જાય છે. આ કાર્ય દૂરથી જોનારને તો એમજ લાગે છે કે સામ્બર પોતાનાં શીંગડાં વૃક્ષમાં ભરાવી ઝુલે છે. પણ ખરી વસ્તુ તો ઉપલી છે. મારા જોવામાં ચિતળ પણ આ પ્રમાણે કરતાં આવ્યાં છે.

સામ્બર ચિતળનું માંસ ઘણા લોકો જમવા માટે વખાણે છે પણ સામ્બરનું ચામડું તો બધા વખાણે છે તેની નરમાઈ અને સુંવાળપ આપણું દિલ ખુશ કરી નાખે છે તેનાં જોડા અને મુસાફરીમાં કપડાં ભરવાની પેટીઓ બહુ આકર્ષક બનાવવામાં આવે છે.

ના. ભાવનગરના અમારા મહારાજા સાહેબના સંગ્રહમાં રાખેલી એક સામ્બરની માદાએ ચિતળના નરથી છંટાઈ બચ્ચું આપ્યું હતું. આ બચ્ચું કદમાં એટલું નાનું હતું કે માદાને તેને ધવડાવવા માટે સાવ પોતાના પગોને આમળ પાછળ લંબાવીને નીચા થઈ જવું પડતું હતું. થયેલ બચ્ચું માદા હતી. આવો દાખલો હજુ કયાંઈ બન્યો જાણવામાં નથી.

*

### ચિતળ અથવા પસ્સુ

આ અતિ મનોહર મૃગે સૌરાષ્ટ્રની ગિર તેમજ દક્ષિણ તથા ઉત્તર ગુજરાત ઈડર અને દાંતાની વનરાજીને ખૂબ સમૃદ્ધ બનાવી છે. ચિતળના સુઘાટ દેહ, રંગ, અને ગૌરવવન્તા શીંગડાએ ઘણા રાજવીઓને પોતાના વનની શોભા વધારવા માટે પ્રેરિત કર્યા હતા



તેમાં અમારા ના. ભાવનગરના મહારાજા સાહેબે તો ભાવનગરમાં આવેલા પોણા સેકા જૂના વિક્ટોરીયા પાર્કની નાની એવી કાંટને આ સુંદર પ્રાણીઓને ખરીદીને ખુલ્લા વિહાર કરતાં બનાવી હતી. પોતે પ્રજાને રાજ્યનો અમલ સોંપ્યો અને એકમ થયું ત્યારે આ કાંટમાં ઓછામાં ઓછાં ત્રણસો ચિતળો પથરાએલાં રહેતાં હતાં. સવાર સાંજ ફરતાં લોકોને તેઓના ચોત્રીશથી છત્રીશ ઇંચના સુઘાટ શીંગડાના મસ્ત નરો જોવામાં આવતા દિલમાં અનેરો આનંદ પ્રગટ થતો. અને એપ્રિલ માસથી તો આખી કાંટ રાતદિવસ તેઓના "પુહુહુ" "પુહુહુ" અવાજથી ગાજી ઊઠતી હતી. પણ આ સૌન્દર્ય બહુ લાંબો વખત નભ્યું નહિ કારણ કે જ્યાં બિલકુલ બંદૂકનો અવાજ થતો નહિ ત્યાં બંદૂકધારી શિકારબાજોએ ગુપ્તપણે ગોળીઓ ચલાવી તેનાં માંસ અને ચામડાંમાંથી કમાણી કરી અને પ્રકૃતિની સુંદરતાનો નાશ કર્યો. અફસોસ?

મને ગિરમાં ચિતળનાં ચાળીશથી સાઠ સુધીનાં ટોળાં જોવા મળ્યાં છે. ગિરનાં ચિતળનાં ટોળાં મોડીયા મને બહુ આકર્ષક લાગ્યા છે. અને તેની ઊંચાઇ પણ પ્રમાણમાં ઠીક લાગી છે. એ જ પ્રમાણમાં મસ્તીગુડી અને મુદુમલાઇના દક્ષિણ હિન્દનાં જંગલોમાં પણ તેઓના મોટાં ટોળાં તેમજ ત્રણ પાંચના ટોળાં પણ જોયાં છે ત્યાં થતાં શીંગડાં મારા જોવામાં લગભગ ચોત્રીશ સુધીનાં આવ્યાં છે અને અઠ્ઠાવીશ ઇન્ચની લંબાઇનો ચિતળનો નર મારી શકવાની પરવાનગી આપવામાં આવે છે.

આ પ્રાણીનો વસવાટ ખુલ્લા સપાટ પ્રદેશ સિવાય જ્યાં પાણી અને ચરાની સહેલાઇ હોય ત્યાં તેઓ વસે છે. ચિતળની ઉંચાઇ સવા બે ફૂટની અને લગભગ વજન સાડા ચાર મણનું થાય છે. આ માપ બધું પુખ્ત વયના નરનું છે બહુ નામી શીંગડા લગભગ ચાળીશ ઇન્ચનાં હોય છે. ગિરનાં મારાં પોતાનાં માપેલાં શીંગડાં પાંત્રીશના રતાશ પડતા પીળાં દેહનાં રંગીન, અંદર આબે ડીલે સફેદ ચાંદલા શોભી રહે છે જે રંગ જન્મથી આખર સુધી હંમેશ માટે રહે છે પેટાળ ઉપર આવતા ચાંદલા લંબગોળ અને નજીક નજીક ગોઠાયેલા હોવાથી આખી લીંટી બની ગયેલી દેખાય છે.

ચિતળ પણ સાબરની માફક ત્રણ ફડસવાવાળાં શીંગડાં ધારણ કરે છે. તેની જાડાઇમાં ફેર પડે છે. જેમાં નીચલું ફડસવું બરાબર કપાળ ઉપર જ નીકળે છે એટલે મુખ્ય શીંગડાને કાટખૂણે કુમ્ભી ઉપર આવે છે. અને મુખ્ય શીંગડાં ઉપર જતાં એક ફડસવું બે લાખાની માફક કાઢે છે. જેમાં મુખ્ય શીંગડા ઉપર આવતું ફડસવું હંમેશાં મોટું હોય છે.

આપણા સાહિત્યમાં કે ચિત્રોમાં જ્યાં મૃગ તરીકે ચીતરાયું કે લખાયું છે ત્યાં આ મૃગને જ લેવામાં આવ્યું છે, કારણકે જ્યાં સુંદર આછી વનરાજીને જીવન્ત બનાવવા ચિતળ જેવાં સુશોભિત પ્રાણીને આલેખવામાં જરાય ભૂલ દેખાતી નથી. એનો રંગ એના વસવાટને આબાદ અનુકૂળ છે. આ પ્રાણી દશથી પચાસ સુધીના જુથમાં વસે છે. જેમાં છથી આઠ મોટા મેડ નરો હોય છે. વનની કિનારી ઉપર આવેલાં ગામડાંની નજીક વસતાં તેઓ જરાય ડરતાં નથી સ્વભાવે નિશાચર ઓછાં એટલે લાગ મળે વાવેલી ખેતીમાં ઘુસી આવે છે. એનાં સંગાથી તરીકે લંગુર વાંદરાં કામ કરે છે. કારણ કે તેનો ચરવાનો સમય અને વાંદરાનો પણ ચરવા ફરવાનો સમય મોડી સવાર અને વહેલી સાંજ છે. અને વચ્ચેનો સમય કોઇ છાંયાવાળી જગ્યામાં બેસીને આરામ કરવાનો છે.

નરો ઘણું કરીને પોતાનાં શીંગડાં ઓગસ્ટ-સપ્ટેમ્બરમાં ખેરવે છે અને નવાં શીંગડાં ઉપર મખમલી ચામડી ડિસેમ્બરના છેડા સુધી જોવામાં આવે છે. પણ ઉમ્મર ફેરવાળા નાના નરોનાં માથાં ઉપર પાકાં જુદા જુદા પ્રમાણમાં વિકાસ પામેલાં શીંગડાં ગમે તે ઋતુમાં વરતાય છે. ઉનાળામાં માદાઓ છંટાઈ જાય છે. એ પહેલાં માદાના ભોગવટા માટે ટોળાના હરીફો સામે સામે " પુહુહુ પુહુહુ "નો પડકાર કરીને માદાની હાજરીમાં જ પોતાની તાકાત નક્કી કરી તેઓના ધણી બને છે. આ પ્રાણીનાં બચ્ચાં ગમે તે ઋતુમાં જોવામાં આવે છે અને વિચારથી કહે છે કે એકથી ત્રણ બચ્ચાં એકી સાથે એક વિયાજણમાં જન્મે છે.





આનંદ=તલ્લીનતા=સમાનભાવ=અનુભાવનાશક્તિ એ શ્રી. ત્રિવેદીના સમીકરણની અસ્પષ્ટતા તેમણે બતાવી છે.

આ પછી મૂકેલી ત્રણ નોંધોમાં પહેલીમાં ઊર્મિકાવ્યો અને પ્રસંગકાવ્યો લખતા આધુનિક ગુજરાતી કવિઓને મહાકાવ્યના સર્જન તરફ વળવા સૂચના કરી છે. બીજીમાં અઘરાં કાવ્યો સામેની ફરિયાદની પોકળતા બતાવી છે અને ત્રીજીમાં ગેય કાવ્યો પણ સહૃદયની નજરે વિચારપ્રધાન કાવ્યો જેટલાં જ આદરપાત્ર છે એમ એમણે બતાવ્યું છે. આ નોંધો સંગ્રહમાં ન લીધી હોત તો ચાલત.

અલંકાર, દોષ આદિ સંબંધી છ લેખોમાં એકમાં બે ગુજરાતી કાવ્યખંડોના અલંકાર કર્તાએ તપાસ્યા છે, બેમાં Irony અને Metaphorની અંગ્રેજી વ્યાખ્યાઓ તપાસી તેના પર્યાય સંસ્કૃત અલંકારોમાંથી તેમણે શોધ્યા છે, અને એકમાં 'શેષનાં કાવ્યો'નાં કેટલાંક કાવ્યોમાંની સંતત કે ત્રિવર્ષિત કે પરિપોષિત વાક્યની ઉપમાઓ બતાવી તેને 'ઉપમાચિત્રો' એવું નવું નામ આપ્યું છે. આ સર્વ કરતાં વધુ નોંધપાત્ર લેખ છે.

'ઊર્મિજન્ય ભાવાભાસ.' એમાં Pathetic Fallacyની રસ્કિને અને મણિલાલ, આનંદશંકર અને રમણભાઈએ કરેલી ચર્ચાને સંભારી, નરસિંહરાવે કરેલા તેના સબળ પૃથક્કરણને સંક્ષેપમાં ભૂમિકા લેખે રજૂ કરી, પરલક્ષી કાવ્યમાં એ દોષ ન આવે એવો પોતાનો ભિન્ન મત એક બાબતમાં વ્યક્ત કરી 'ધ્વન્યાલોક'માં આવતી આ વિષયને લગતી ચર્ચાનો કર્તાએ વાચકોને પરિચય કરાવ્યો છે, અને Pathetic Fallacyના અન્ય પર્યાયોને મુકાબલે પોતે યોજેલા પર્યાયનું ઔચિત્ય દર્શાવ્યું છે.

આ બધા લેખોમાં સંસ્કૃત અલંકારશાસ્ત્રીના જેવું ઝીણું કાંતતા અને માથાઝીકથી ન કંટાળતા કર્તા કોઈ શુષ્ક શાસ્ત્રકાર લાગી જવાનો જે સંભવ છે. તેને અમુક પ્રમાણમાં હળવો કરે એવી સામગ્રી છે. સંગ્રહમાં અન્તે મૂકેલી ચાર કાવ્યોની અને બે કાવ્યગ્રંથોની સમીક્ષા. ચાર કાવ્યોની સમીક્ષા કર્તાએ સંસ્કૃત કાવ્યવિવેચનની પદ્ધતિએ એટલે કાવ્યપ્રકાર, છંદ, પદાવલિ, શબ્દાર્થાલંકાર, ગુણ, રીતિ, રસ, ધ્વનિ, એ બધાની દૃષ્ટિએ એ પરિભાષાનો જ ઉપયોગ કરીને કરી છે, અને 'પારિજાત' તથા 'પ્રાચીના'ના અવલોકનમાં પણ સંસ્કૃત પરિભાષાનો ઉપયોગ એમણે કર્યો છે, એ રીતે પેલું અલંકારશાસ્ત્રીનું જ વલણ એમણે દેખાડ્યું ગણાય, તેમ છતાં કૃતિઓના અંતરતત્ત્વના અર્થપ્રકાશન તેમજ સૌંદર્યપરીક્ષણમાં એમણે ઊંચી સહૃદયતા અને નોંધપાત્ર રસજ્ઞતા દાખવી આપી છે.

પુસ્તક ગુજરાતી વિવેચનસાહિત્યમાં ગણનાપાત્ર ઉમેરો કરનાર ગણાશે.

## વૈતરણીતીરે

[ અનુ. રમણિક મેઘાણી; પ્રકા. એસ. કે. મેઘાણી, અમરતલ્લા, કલકત્તા ૧; સવાબે રૂપિયા ]

આ પુસ્તકમાં આધુનિક બંગાળના જાણીતા લેખક શ્રી. બલાઈચંદ મુખોપાધ્યાયની 'વૈતરણીતીરે' તથા 'તૃણખંડ' એ બે કૃતિઓનો શ્રી. રમણિક મેઘાણીએ કરેલો સુવાચ્ય પણ જેને માટે અનુવાદક જવાબદાર નથી એવા અનેક ગંભીર મુદ્રણદોષોવાળો અનુવાદ છે. બીજી કૃતિનો અનુવાદ તો અગાઉ બે વાર અલગ પુસ્તિકારૂપે 'તણખલાં' નામથી પ્રગટ થઈ ચૂકેલો છે.

બેઉ અનુવાદ એક પુસ્તકમાં મૂકાયા તે એક રીતે ઉચિત થયું છે. બંનેનું વસ્તુ કર્તાના દાક્તરી અનુભવે પૂરું પાડ્યું છે. પહેલી કૃતિમાં આપઘાતના અનેક કિસ્સાએ અને બીજીમાં લોકોના તનમનના અનેક રોગોએ દાક્તર બલાઈચાંદમાં વસતા સંવેદનશીલ સાહિત્યકારને એનાં મૂળ તપાસવા પ્રેર્યો છે. એ પ્રવૃત્તિએ એમને આપણા સમાજજીવનનાં દુઃખ–દર્દોના ચિકિત્સક બનાવ્યા છે. 'તણખલાં'નું સ્વરૂપ દાક્તરની ડાયરી જેવું છે, પણ 'વૈતરણીતીરે'ની લખાવટ પ્રેમમાં નિરાશા, પ્રિયપાત્રની બેવફાઈ, સંતાનનો ત્રાસ, વૃદ્ધાવસ્થા આદિ અનેક કારણોથી જીવતર અસહ્ય થઈ પડતાં જેમણે આપઘાત



ઘરને રસ્તે

ચિત્રકાર : શ્રી ચંદ્ર ત્રિવેદી

વડે એમાંથી છૂટકારો મેળવ્યો છે એવાં માનવીઓનાં પ્રેત આવી આવીને દાક્તરને પોતપોતાના મરણકથા કહી જતાં હોય એવી રીતની રખાયેલી છે. જેમ 'તણખલાં'નાં રોગીઓના તેમ આ આપઘાતિયાંના કિસ્સા છે તો જુદા જુદા વ્યક્તિગત કિસ્સા, છતાં સરવાળે તો એ સમાજદર્શન જ ઠરાવી જાય છે. 'વૈતરણીતીરે'ની પેલી લખાવટને નિમિત્તે પેલાં મરેલાંઓને જીવનની કાયમી સ્મૃતિનો પીછો અનુભવતાં અને એની એ કામનાઓ, વ્યથાઓ અને રાગદ્વેષોના વંટોળમાં મૃત્યુ પછી ય ઘુમરાતાં નિરૂપીને મૃત્યુ પછીની જીવોની સ્થિતિનો એ વિશેનાં પુસ્તકો આપે છે તેવો જે ચિતાર તાદૃશતાથી કર્તાએ આપેલો છે તે એ કૃતિની એક સંભારવાપાત્ર વિશિષ્ટતા ગણાશે.

કર્તાની માનવતાભરી સંવેદનશીલતા અને એમનું કવિહૃદય બંને કૃતિમાં, તેમાં આગલીમાં વિશેષે કરીને, જે સુંદર રીતે પ્રગટ થાય છે તે એની એવી જ બીજી વિશિષ્ટતા છે. બંને કૃતિઓમાં નિરૂપાતા કિસ્સાની વચમાં વચમાં નિયમિત રીતે બંનેમાંના દાક્તર પોતાનાં સંવેદનો કાવ્યમય છટાથી વેદનામધુર વાણીમાં રજૂ કરતા ગયા છે. 'વૈતરણી તીરે'માં આ તત્ત્વ વિશેષ પ્રમાણમાં છે. તેમાં દીવા-પતંગિયાનો, સાપ વડે ગળી જવાતા દેડકાનો અને કેલેન્ડરમાંના યુવતીના ચિત્રનો ઉપયોગ વર્ણવાતા કિસ્સા પર ભાષ્ય માટે પ્રતીક તરીકે વખાણપાત્ર કૌશલથી થયો છે. પ્રકૃતિ દૃશ્યોનાં બંનેમાં થયેલાં વર્ણન અને દર્શન–સંવેદન કાવ્યમય છે.

'તણખલાં'માં લોકમાનસનો દાક્તર તરીકે પોતાને થયેલો અનુભવ જેમ કર્તાએ કહી નાખ્યો છે તેમ પોતાના ધંધાને અંગે થોડું નિખાલસ આત્મનિરીક્ષણ પણ એમણે જ કર્યું છે તે વાચકોનું ધ્યાન ખેંચશે: ખાસ કરીને એમનો આ એકરાર :—

'માણસનાં દરદોનો કંઈ પાર છે! અને અમારા અજ્ઞાનનો ય ક્યાં પાર છે? અમે છીએ એ હતભાગી તણખલાં, જેને હાડચામનાં બનેલાં માનવી સંસારપૂરમાં ડૂબતાં ડૂબતાં તણખલાં જાણવા છતાં યે હાથ લંબાવી પકડે છે.'

પુસ્તક ગુજરાતના દાક્તરો, વકીલો અને પોલિસ અમલદારોને તેમના માનવ–અનુભવોને શબ્દદેહ આપવાની પ્રેરણા કે આહ્વાન આપે તેવું હોઈ આપણે ત્યાં આવકારને પાત્ર છે.

**મેઘપન્થ**

[ અનુ. જયન્તિ દલાલ; ગતિ પ્રકાશન લિ. અમદાવાદ; મૂલ્ય, ચાર રૂપિયા.]

હાલ ઇંગ્લાંડનિવાસી જુવાન આફ્રિકન હબસી લેખક પિટર અબ્રાહામ્સની ઘણી વખણાયેલી નવલકથા 'પાથ ઑફ થન્ડર'નો શ્રી. જયન્તિ દલાલકૃત આ અનુવાદ ગુજરાતને દક્ષિણ આફ્રિકાની કોઈ ગોરાએ લખેલી નહિ પણ ત્યાંની જ ભૂમિના સંતાને લખેલી એક પ્રાણવાન કથાનો આસ્વાદ કરવાની સગવડ કરી આપે છે.

દક્ષિણ આફ્રિકા એટલે કાળા, રંગીન અને ગોરા ત્રણ જાતનાં માનવી જ્યાં રહે છે એ દેશ. રંગીન એટલે એશિયાવાસી એમ સામાન્ય રીતે સમજીએ છીએ, પણ આ નવલકથા પૂરતો રંગીન એટલે ગોરા અને આફ્રિકન લોહીનાં યુરેફ્રિકન નામે ઓળખાતાં સંતાન એવો અર્થ કરવાનો છે. તેમનો દેશ પચાવી પાડી પોતે દેવના દીકરા હોય એવી રીતે કાળા તેમજ રંગીનો પ્રત્યે ગોરા તુમાખીથી વર્તે, રંગીનો આપણે ત્યાં ઢેઢ ભંગીને હલકા ગણે તેમ કાળાને તિરસ્કારે અને કાળા અને ગોરા બેમાંથી ગોરા પ્રત્યે ઢળી તેમનું અનુકરણ કરે, આવું ત્યાંનું પરિસ્થિતિચિત્ર કથામાં આરંભમાં સારું બતાવાયું છે. કાળા વતનીઓ તેમજ રંગીનોમાં આવતી જાગૃતિ અને અસ્મિતાનો પણ કાળાના પ્રતિનિધિ જેવા માકોના અને રંગીનના પ્રતિનિધિ લેની સ્વાર્ટ્ઝના વિચારો અને સંવેદનો દ્વારા અચ્છો ખ્યાલ અંદર આપવામાં આવ્યો છે. કથાનાયક લેની સ્વાર્ટ્ઝ કેપટાઉનમાં ગોરા જેટલું ભણી આવી પોતાના વતન સ્ટીલકેલ્ડની ગરીબડી રંગીન પ્રજાને પોતાના ગુરુ પ્રો. સ્મિથના આદેશથી એ શિક્ષણ આપી તેનામાં





જીવનનો સંહાર કરવા વતનમાં નિશાળ ખોલે છે. ગોરા ગર્ટ વિલિયરનો વિરોધ છતાં એમ કરે છે, ત્યારે આપણને લાગે છે કે કથા રંગીન પ્રજાની જાગૃતિ અને તેની સામેના ગોરાઓના વિરોધના સંઘર્ષની કથા બની જશે.

પણ એને બદલે કથા બની ગઈ છે રંગીન લેની અને ગોરી યુવતી સારી વિલિયરના પ્રેમની કથા. પ્રેમ કાળા–ગોરાનો ભેદ ઓળખતો નથી, આ રંગીન જુવાન અને ગોરી યુવતીના આગળ વધતા પ્રેમ વિશે ડાહ્યા માણસોના ઉદ્ગાર કર્તાનું તે પરનું ભાષ્ય જ રજૂ કરે છેઃ 'નિશાળનો અંત આવશે. આફત અને આંધી આવશે પણ એમાંય ભારે બોધપાઠ હશે.' (પૃ ૨૮૩). એ બોધપાઠ તે માનવીએ રચેલા ભેદો પર માનવતાનો વિજય, રંગદ્વેષ પર અને મૃત્યુ પર (કારણ, લેની અને સારી ભાગી છૂટી ન શક્યાં અને ગોરાઓની સામે લડતાં લડતાં લેનીને ખપી જવું પડ્યું) પ્રેમનો વિજય, સનાતન સ્ત્રી અને પુરુષના પવિત્ર પ્રેમનો વિજય.

અનુભવની શાળામાં ઘડાયેલ નવજાગ્રત સ્વદેશ-પ્રેમી સંવેદનશીલ રંગીન લેખકની આ કથા તેના વસ્તુથી, તેમાં સંભળાવેલા ઉપરના સંદેશથી અને તેની ટૂંકા સજીવ વાક્યોથી ધ્યાન ખેંચતી તાઝગી-વાળી શૈલીથી એ જ્યાં જ્યાં પહોંચશે ત્યાં વાચકોને ગમી જશે. એ ભલે ગુજરાતીમાં ઊતરી.

### મધલાળ

[ લે. ઇશ્વર પેટલીકર; પ્ર. એન. એમ. ત્રિપાઠી લિ૦, મુંબઇ ૨. ત્રણ રૂપિયા ]

આ નવલકથાનો નાયક કર્તાની જ કોમનો પાટીદાર યુવક છે. ઊંચા કુળનો વિલાયતથી બેરિસ્ટર થઈ આવેલો ત્રીસની ઉમરનો એ મુકુન્દ વિલાયતમાં લ્યુસી નામની અંગ્રેજ કન્યા સાથે પ્રીત બાંધી તેને લગ્નનું વચન આપીને આવ્યો છે પણ અહીં તો તે હિંદને કાંઠે પગ મૂકે છે કે તરત તેને જમાઇ તરીકે ઝડપી લેવા ન્યાતના અનેક માણસો સ્પર્ધાભરી પ્રવૃત્તિ આરંભી દે છે. પાટીદાર કોમમાં તો ઊંચા કુળના મુરતિયાના પિતાઓ વેવાઇઓ પાસેથી જંગાવર રકમની પરઠણ મેળવે. મુકુંદની માતા કેવળ એ આર્થિક લાભની જ દૃષ્ટિએ દીકરાના વિવાહનો વિચાર કરે છે. પાટીદાર સમાજની આ પહેરામણી કે પરઠણનો રિવાજ, કન્યાનાં અને યુવકોનાં માતપિતાનું માનસ, ભણેલા યુવક માટે થતી કન્યાઓ અને તેમનાં વડીલોની પડાપડી અને ખટપટ—આ સર્વનું અંતરમાં સમાજસુધારકની વૃત્તિ ધરાવતા વાર્તાકારે સજીવ વાસ્તવલક્ષી આલેખન આ મિષે કથામાં કર્યું છે. એ આલેખન કરવા ખાતર જ આ કથા લખાઇ લાગે છે. આવી સામાજિક પરિસ્થિતિ મુકુંદને જે અનુભવ કરાવે છે તેમાં લેખકે તેને ભાવના–નિષ્ઠા અને આત્મબળના અભાવવાળો ચીતર્યો હોવાથી તે પોતાની જાતને તણાવા દે છે, કન્યાનું રૂપ તથા મળનારા પૈસાની મધલાળ તેને પણ અવશ બનાવે છે, અને તિલોત્તમા જોડે તે પરણી બેસે છે. આ તિલોત્તમાનુ હૃદય અન્ય યુવકમાં બદ્ધરાગ હતું પણ એના પિતાએ અજમાવેલા દાવપેચે તેના પ્રેમનો ભોગ લીધો. તિલોત્તમા અને મુકુંદના લગ્ન જુવાન હૈયાના વિશુદ્ધ મંગલ પ્રણયને નઠોરતાથી અવગણતું ચાલુ સામાજિક પરિસ્થિતિનું પરિબળ બતાવે છે. પણ સમાજના અને વડીલોના વાંક કરતાં મજકૂર કિસ્સામાં મુકુંદની નબળાઈ પર વાચકો ખીજાવાનો પૂરતો સંભવ છે. ભારતવાસી ગુજરાતી મુકુંદ કરતાં આંગ્લ યુવતી લ્યુસી વાચકોનો આદર એટલો બધો જીતી જશે કે તેઓ પણ મુકુંદે છુપાવેલા તેના લ્યુસી જોડેના પ્રેમસંબંધની વાત લ્યુસીના સુંદર પત્રથી અચાનક જાણવા પામેલી તિલોત્તમાની જ પેઠે બોલી ઊઠશેઃ 'લ્યુસી! દેવી! મુકુંદ તારે લાયક નથી. ક્યાં તારી ભવ્યતા, ક્યાં એની પામરતા!'

કથા સુવાચ્ય છે. પણ વાર્તા માટે પર્યાપ્ત વસ્તુની જરા ફુલાવીને કથા બનાવવામાં આવી લાગે છે. મુકુંદ લ્યુસી સંબંધી વાત માતપિતાને છેક લગી કરે જ નહિ અને નારણભાઇના પ્રપંચનો ભોગ બની તિલોત્તમા પોતાના પ્રેમાસ્પદ લક્ષ્મણને બડીકમાં



હૃદયમાંથી કાઢી નાખે, એ બહુ સ્વાભાવિક લાગતું નથી. લ્યુસીનું વર્તન પણ મુકુંદની પામરતાને કે હૈયાદૂબળાપણાને પડછે એને મૂકવા માટે યોજાયેલું હોય તેવું અને ભાવનારંગ્યું લાગે છે તેટલું સ્વાભાવિક કદાચ ન લાગે કથામાં સમાજદર્શન અને લગ્નચર્ચા વધુ આમળ આવ્યાં છે, એનો વણાટ બહુ ઘટ્ટ નથી, અંત ઉતાવળો છે અને સમગ્ર કથા ઉતાવળે લખી કઢાઈ હોય એમ લાગે છે. આ બધું છતાં કથાએ શ્રી. પેટલીકરનો ઉદ્દેશ સાર્યો છે એમ કહેવું પડશે.

## કાલભોજ

[ લે. રમણલાલ વ. દેસાઈ; આર. આર. શેઠની કં. મુંબઈ ૨; સાડાચાર રૂપિયા ]

મેવાડના ઇતિહાસ તરફ વળેલા શ્રી. રમણલાલ દેસાઈની આ ઐતિહાસિક નવલકથાનો નાયક જેનો રાજસમય ઈ. સ. ૭૩૪થી ૭૫૩ સુધીનો મનાય છે એ કાલભોજ કે બાપા રાવળ છે. ચિતોડમાં ગુહિલવંશની સ્થાપના કરનાર બાપા રાવળની ઐતિહાસિક વ્યક્તિની આસપાસ ઊભી થયેલી અનેક દંતકથાઓનો, ઇતિહાસનો અને પ્રાચીન કથાનો ઉપયોગ કરી, કલ્પનાનો પણ છૂટથી આશ્રય લઈ, આજનું માનસ બારસો વર્ષ પહેલાંના યુગને સમજી શકે તેવું તત્કાલીન યુગચિત્ર આલેખી, કર્તાએ કાલભોજ—બાપા રાવળની મૂર્તિ પોતાના મનમાં જે આકાર પામી તે આ કથામાં રજૂ કરી છે. ઇડરના રાજા મહેન્દ્રના પુત્ર ભોજને પિતાનું રાજ્ય ભીલ દુદાએ લઈ લેતાં તેના પિતાના ધર્માધિકારી પરાશર અને તેની સ્ત્રી શ્રીલેખાએ કેવી રીતે બ્રાહ્મણો વચ્ચે ઉછેરી બધું ક્ષત્રિયોચિત શિક્ષણ આપ્યું, કેવી રીતે ભોજે દેશભરનું એક વર્ષનું પર્યટન કર્યું, કેવી રીતે તેણે ચિતોડ પર આવતા મુસ્લીમ આક્રમણને પરાક્રમથી ખાળ્યું, કેવી રીતે ચિતોડની ગાદી તેને મળી, કેવી રીતે તેણે તે એકલિંગજીને સોંપી પોતે તેનો પ્રધાન જ બન્યો, કેવી રીતે એક મુસ્લીમ અને એક હિંદુ એવી બે પ્રેયસીઓમાંથી હિંદુ મીનાક્ષી સાથે તેનાં લગ્ન થયાં અને અંતે તેણે કેવી રીતે સંન્યસ્ત લઈ પોતાના પાલક–ગુરુ પરાશર–હારિતમુનિએ લીધી તેવી સમાધિ લીધી—એ, પ્રસંગોની અને ઈતર ગૌણ પાત્રોની ઈષ્ટ યોજના કરી, પોતાને ફાવતી વાર્તાશૈલીથી શ્રી. રમણલાલે વાચન પછી બહુ ચિરસ્થાયી છાપ મૂકી ન જતી આ કથામાં વિગતે વર્ણવ્યું છે. બે યુવતી નાયકને ચાહે ને અંતે તેમાંથી એક બીજી માટે ખસી જાય એવું પોતાને ફાવતું પ્રણયાલેખન આ કથામાં નરગીસ–મીનાક્ષી અને ભોજની ત્રિપાત્રી પ્રણયકથામાં કરવાની ઠીક તક લીધી છે. વાંચનાર નરગીસને કદાચ નહિ ભૂલે.



# કલાની ચિરંજીવતા

ધૂમકેતુ

આપણે કોઈપણ મહાન 'કલાકૃતિ' વિષે બોલીએ તે પહેલાં આટલું જાણી લઈએ કે, એની પાસે, દરેક યુગને માટે કાંઈ ને કાંઈ જુદો જુદો સંદેશો હોય છે, કારણ કે એ પોતે ચિરંતન છે. અને સાથે સાથે આ વસ્તુ પણ આપણે સમજી લઈએ કે, આવી મહાન કલાકૃતિ, વર્તમાન યુગને સંદેશો આપે ત્યારે વર્તમાન યુગની વિશેષતાઓનો નબળાઈઓનો કે વિપત્તિઓનો એને સ્વાભાવિક રીતે જ ખ્યાલ ન હોય. ઉદાહરણ તરીકે મધ્યયુગી કોઈ નાટ્યકૃતિ રાજ્યપરંપરાનો પ્રશ્ન ઉપાડે, અને એ સમયે એની જેટલી અસર પડે, તેટલી આજ ન પડે. પણ એ કૃતિના હાર્દમાં કોઈ એવી ચીજ છુપાઈ રહેલી હોય છે કે જે આજે પણ એટલી જ અસર પાડે. આ છુપાઈ રહેલી ચીજ એજ કલાકૃતિનો અમર સંદેશ છે.

એ રીતે આપણે શેક્સપીઅરનું 'મેકબેથ' તપાસીએ. 'મેકબેથ'નો આ જમાનાને શું ઉપયોગ? રાજા, રાણી, ખટપટો, સરદારો. એ બધો ઠઠારો આજે શી અસર કરવાનો હતો?

પણ આ બધો ઠઠારો એક મહાન વિચારને શણગારવા પૂરતો ત્યાં રહ્યો છે. તમામ કરુણ કૃતિઓ જે એકાદ મહાન વિચારના અવલંબનને આધારે અસરકારક બને છે, તે મહાન વિચાર, આંહી પણ હાજર છે. એ મહાન વિચાર, આ: 'માણસો, યુગના આદિથી આજ દિવસ સુધી, જે પ્રકારનું જીવન જીવતા હતા તે જ પ્રકારનું જીવન જીવે છે! ફેર એમની બાહ્ય પરિસ્થિતિમાં થયો હશે, પણ માણસ એનો એ રહ્યો છે!

'મેકબેથ'ના કરુણ જીવનનું ખરું રહસ્ય ક્યાં રહ્યું છે?

માણસને ઘણી વખત એના મહત્ત્વાકાંક્ષી કે તૃષ્ણા ભર્યા જીવનની ટોચે પહોંચતાં એમ વિચાર આવે છે કે હવે એક જ નિશ્ચયાત્મક પગલું અને એનો બેડો પાર!

'મેકબેથ'ની મહત્ત્વાકાંક્ષા તદ્દન નિર્દોષ નથી, છતાં તે ચલાવી લેવાય એટલી નિર્દોષ જરૂર છે. પણ પછી એ સ્થિતિની ટોચે આવીને, જે એક ભયંકર ભૂલ એ કરે છે–એના એ છેલ્લા પગલામાં, કરુણતાની અવધ રહી છે!

એને એમ લાગે છે કે સ્કોટલાંડનો મુગટ મેળવવા માટે હવે તો એક જ પગલું લેવું એ બસ થાય તેમ છે! 'ડંકન'ના સૂતેલા શરીરને ખતમ કરે તો સ્કોટલાંડનો 'રાજમુગટ' એના માથા ઉપર આવે! કેટલું નાનું કામ? અને એનું પરિણામ કેટલું મહાન?

માત્ર આ એક જ નાની ક્રૂરતા એને રાજમુગટ અપાવી દે તેમ છે! ચેસ્ટરટન લખે છે તેમ Make a morbid decision and you will only become more morbid; The lawless man never break out, he breaks in, Where he ends, You may read in the end of macbeth."

આ કરુણતાનું સર્જન માણસના પોતાના પોતે ઉપજાવી કાઢેલા ભાગ્યવાદમાં રહ્યું છે! 'આપણું નસીબ એવું!' એ વાત માણસ જાત હજારો વર્ષથી બોલતી આવી છે, અને છતાં હજી એ બોલતી અટકી નથી. 'મેકબેથ' પહેલાં નસીબનો વાંક કાઢે છે, અને પોતે મેળવેલો રાજમુગટ એ પણ એ નસીબને આધારે જ લટકે છે! માણસ જાત હજી આ વસ્તુ મેળવી શકી નથી કે No man can be superstition who loves his God, even if the god be Mumbo Jumbo માનવ જાતની આ કરુણતા હજી ટકી રહી છે, અને એમાં જ કલાની ચિરંજીવતા રહી છે કે એ માનવ સમાજ અમુક પરિસ્થિતિનું ફોટોગ્રાફીક ચિતરામણ નહિ પણ માનવહૃદયનું ચિતરામણ મૂકે છે અને તેથી એનો સંદેશો ચાલુ રહે છે!

અત્યારની 'ફોટુગ્રાફીક' કલાકૃતિઓ આ માંથી કાંઇ શીખે તો સારું!

આખી નવલકથા વાંચો અને અંદરથી ત્રણ વાક્યો સ્મરણમાં રહે તેવાં મળે નહિ! આ નવલકથા! 'ફોટુ ચીતરામણ!'

# આસ્તિક



સાને ગુરુજી

તમારી નકલ માટે લખો

હોશકોશ ઊડી ગયા. એટલાં બધાં તેતરો વચ્ચે એ રહેતો પણ તેની અસલ જોડી વિના તો પળભર રહી નહોતો શકતો. એ જોડી ખાતર તો એ દેશ-માંથી આવીને નોકરી ન મેળવી શક્યો, એ જ જોડીએ તેને આજે લોકજીભે રમાડતો કર્યો હતો.

રામસિંહ પાસે જેટલાં તેતરો હતાં તે બધાં તેણે છોડી મૂક્યાં. મોટું ઓરડા જેવડું પાંજરું તોડી નાખ્યું. નવાં પીંજરાંઓ બનાવવાં બંધ કર્યાં. વૈરાગી શો રામસિંહ પોતાનાં તેતરના વિરહમાં ભટકવા લાગ્યો. પણ ક્યાંય તેનો પત્તો ન લાગ્યો તે ન જ લાગ્યો.

*

નદી કિનારે એક દિવસ રામસિંહ બેઠો હતો ત્યાં તેની જ બાજુમાં એક તેતર-જોડી આવીને ટહેલવા લાગી. રામસિંહને તો તેતર તરફ બિલકુલ વૈરાગ આવી ગયેલો એટલે તેતર સામે તેણે જોયું સુદ્ધાં નહિ. પણ ધીમે ધીમે બન્ને તેતર તેના ખભા ઉપર બેઠાં અને રામસિંહના મગજમાં એકાએક સ્મૃતિ તાજી થઈ: મારાં જ તેતર નહિ હોય? સાંકેતિક ભાષામાં તેણે તેતરને સંબોધ્યાં અને સામેથી એવો જ જવાબ મળ્યો એટલે એ તો ખુશખુશાલ થઈને ઊભો થયો. ઘેર જવા લગભગ દોડતો જ ચાલતો હતો ત્યાં બરોબર તેની બાજુમાં જ આવીને એક મોટર ઊભી રહી. છતાંય રામસિંહ તે તરફ ધ્યાન આપ્યા વિના ચાલતો હતો. મોટરનું બારણું ઉઘાડી શેઠ ઊતર્યા અને રામસિંહ પાસે માફી માગતા આર્જવસ્વરે બોલ્યા: 'રામસિંહ, તારાં તેતરને મેં બદલાવી લીધેલાં, પણ હું જીરવી શક્યો નહિ. લઈ ગયો તે જ દિવસથી તેતરોએ તો ખાવા-પીવાનું બંધ કરેલું. મારો સાત ખોટનો દીકરો પણ ગુજરી ગયો—મારી મીલમાં મોટી નુકસાની આવી ગઈ અને હવે બાકી હતું તે શેઠાણી પણ ભયંકર માંદગીમાં પટકાયાં છે. શેઠાણીએ જીદ લીધી કે તેતરના અને રામસિંહના નિસાસા નક્કી આપણને લાગ્યા છે. એમને જલદી છોડી મૂકો.—એટલે પીંજરું લઈને તારે ઘેર મૂકવા ગયેલો. પણ ઘર તો સાવ વેરાન હતું એટલે મેં પીંજરું ખુલ્લું મૂકી દીધું ને તેતર ઊડી ગયાં. ગણ્ અત્યારે એ બન્નેને તારા ખભે બેઠેલાં જોઈને મને આનંદ થયો. મને માફ કર રામસિંહ.'

રામસિંહ કશું બોલ્યા વિના બાઘાની જેમ ઊભો રહ્યો છે ત્યાં જ બીજી મોટર આવીને ઊભી રહી. તેમાંથી ઊતરેલાં શેઠાણી જાણે ક્યારેય માંદાં જ ન પડ્યાં હોય તેમ રામસિંહના પગ પાસે નીચા નમ્યાં અને ચરણરજ લઈને માથે ચડાવતાં શેઠને સંબોધીને બોલ્યાં: 'આપણી મીલમાં ગોટાળો કરનાર મેનેજર ગુનેગાર ઠર્યો છે, તમને બોલાવવા આવી છું. આ રામસિંહને પણ આપણી સાથે લઈ લો.'

શેઠના હર્ષનો પાર ન રહ્યો. પણ રામસિંહને સાથે આવવા ન તો શેઠ મનાવી શક્યા કે ન શેઠાણી. એણે તો ઊભી વાટે ચાલતી પકડી. ત્યારથી રામસિંહ તેતરવાળો ગામમાંથી અદૃશ્ય થઈ ગયો છે. બધાં બંગલાઓવાળા પોતપોતાની તેતર-જોડી જોઈ જોઈને રામસિંહને આજેય યાદ કરે છે. અને પેલાં શેઠ-શેઠાણી તો સાત ખોટના દીકરાની ખોટ પણ ભૂલી જઈને રામસિંહને ભગવાનની જેમ પૂજે છે!*

* અમદાવાદ આકાશવાણીના સૌજન્યથી.

★

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# જળચર પેંણ

છેલ્લા થોડા અંકોથી ઊર્મિના વાચકોને જળચર પંખીઓનો પરિચય આપતા જાણીતા પ્રાણી-પંખી-વિશારદ લેખક આ વખતે એક વધુ જળચર પંખીનો પરિચય કરાવે છે. આ લેખમાળા કેટલાય અભ્યાસુઓમાં પ્રાણી-પંખી પ્રત્યેનો પ્રેમ અને શોખ જન્માવી ગઈ છે તે લેખકની સાચી સફળતા ગણાય........

## ગુલાબી પેંણ

આ ગુલાબી પેંણ કદમાં ઘેરા કરતાં મોટી હોય છે. આ પંખી જ્યાં મોટાં પાણી હોય ત્યાં જણાય છે એટલે તે પાકું જળચર છે. પણ એટલું ખરું કે તે પાણીમાં તેને માછલીઓ પેટ ભરવા માટે મળવી જોઈએ. ઘણી વખત તે એકાકી હોય છે પણ વધારે તો તેઓ સમુહચારી છે. જમીન ઉપર ચાલે છે ત્યારે જાણે તેને ફાવતું ન હોય એમ બેડોળ ચાલે તે ચાલે છે. પણ પાણીમાં તે સુંદર રીતે અને જાણે તરવા માટે જ હોય એમ અદ્ધર દેહે તરે છે. શિયાળામાં આપણા તળાવ તથા દરિયાકાંઠા પેંણના સમુહથી બહુ આકર્ષક બને છે. તે ખોરાકમાં બનતાં સુધી માછલી સિવાય બીજાં જંતુ બહુ ઓછાં લે છે. જે માછલીઓ તે ડુબકી મારીને પકડતાં નથી કારણ કે ડુબકી મારવા તે અશક્ત છે. પણ તે પોતાની નીચલી ચાંચમાં લટકતી આછી ચામડીની થેલીમાં પોતાની ચાંચ ઉઘાડીને માછલીને અંદર લઈ લે છે. આ થેલી જેમ માછલીના શિકારી માછલી કાઢવા માટે જાળની થેલી રાખે છે તેના જેવું કામ કરે છે. જ્યારે પેંણનો સમુહ માછલીઓ પકડવામાં રોકાયો હોય ત્યારે તે એક કતારમાં અથવા પાણી આડા ગોઠવાઈ જાય છે. પછી પોતાના શિકારને હાંકો કરી છીછરા પાણી તરફ લઈ જાય છે અને જો શિકાર આડો અવળો ભાગવા પ્રયત્ન કરે તો પોતાની પાંખોને પાણીમાં પછાડે છે. એટલે વળી શિકાર ભડકીને સીધો ચાલે છે.

પેંણને ઉડાનમાં નીરખવાની બહુ મજા આવે છે. તેની ઉડાન ખૂબ સુંદર અને આકર્ષક હોય છે. જે વખતે તે પોતાની ગરદનને વાળી દે છે અને સરખી તાલબદ્ધ પાંખો વીંઝે છે. જ્યારે આખો સમુહ ઊડે છે ત્યારે બરાબર કતારમાં અથવા તો અંગ્રેજી Vના આકારમાં ઊડે છે. અને ઘણી વખત ખૂબ જ ઊંચા ચઢી જાય છે.

ગુલાબી પેંણનો રંગ દૂધ જેવો ધોળો, તેના પગ ટૂંકા જાડા અને જાળવાળા હોય છે. પાંખો પ્રમાણમાં લાંબી અને પુંછડી પ્રમાણમાં ટૂંકી જણાય છે. આ પેંણ સૌરાષ્ટ્ર, ગુજરાત અને કચ્છમાં યાયાવર પંખી ગણાય છે. અને એથી તેનો રંગ આપણને ધોળો લાગે છે. પણ અમુક પ્રકાશમાં તેમાં ગુલાબી ઝાંય વરતાય છે. છતાં કેટલીક પાકટ પેંણમાં ગુલાબી રંગ સારી રીતે જોવામાં આવે છે. તેની પાંખની શાંના પીંછાં કાળા રંગના હોય છે. પણ પુખ્ત ઉંમરની ન થઈ હોય એવી ગુલાબી પેંણનો રંગ પીઠ ઉપર મટોડીયો કથ્થાઈ અને પેટાળ ધોળા રંગનું હોય છે. પુખ્ત ઉંમરની પેંણની આંખનો રંગ ચળકતો રાતો અને પગો ગુલાબી પીળા રંગના હોય છે.

પેંણનો વસવાટ આપણી દરિયાની ખાડી, નદીનાં મુખ અને મોટાં સરોવર ઉપર હોય છે. પણ આ પંખીઓને એકાંત વધારે ગમે છે એટલે આપણે તેની બહુ નજીક જઈ શકીએ નહિ. પેંણનું દુરબીનથી અવલોકન કર્યું હોય તો આપણી પહેલી નજર તેની ચાંચ તરફ જ જાય છે. એનો રંગ ઉપર આછો પીળો અને છેડો વળેલો હોય છે. આ વળેલા છેડાનો રંગ રાતો અથવા નારંગી હોય છે. આ વળાંકનો ઉપયોગ લપટી જાય એવી ચીકાશવાળી માછલીને બરાબર પકડવા માટેનો છે. નીચલી ચાંચ પાતળી હોય છે તેને પાતળી ચામડીની લટકતી થેલી હોય છે. મધ્યાહ્ને આ પેંણ સૂર્યના તાપમાં તપારો લે છે. જેમાં કોઈ

અથવા તો પાણી કાંઠે આરામ કરતા જોવામાં આવે છે. પણ આખા સમુહમાં ચોકીદારો રાખે છે જેથી ભયને સમયે સૌને ચેતવણી આપી દે. જ્યારે આરામ કરતાં હોય છે ત્યારે પોતાનું માથું પીઠ ઉપર નાખી દે છે. ભાલમાં ધેલડીના મુખ આગળ કેટલીક વખત આ ગુલાબી પેંણનો મોટો સમુહ આવી પહોચે છે અને ત્યાં થતી ગાંધીયા નામની માછલીનો મોટા પ્રમાણમાં ખોરાક તરીકે ઉપયોગ કરે છે. પણ સામાન્ય રીતે તો ચાર છની મંડળીમાં તે જરૂર દેખાય છે.

આ પંખીનો દેહ વજનદાર છે છતાં પાંખો મોટી હોવાને અંગે તેને ઊડતી વખત દોડવું પડતું નથી. અને દેહને તાકાતથી પાંખો વીંઝીને તરત જ હવામાં સરતો કરી દે છે. જરા ઊંચાઈએ પહોંચે પછી તેને પાંખો વીંઝવાની જરૂર પડતી નથી અને આસાનીથી હવામાં સર્યા કરે છે. આ પંખીની બીજી ખાસ શક્તિ એ કે જમીન ઉપરથી ઊંચા ચઢતા હવાના પ્રવાહને તરત પારખી લઈ તેનો ઊંચે ચઢવામાં બરાબર ઉપયોગ કરે છે. આથી કરીને જોતજોતામાં તે ખૂબ જ અદ્ધર ચઢી જાય છે. તેના દેહમાં ચરબી સારા પ્રમાણમાં હોય છે અને તે ચરબીનો માણસો વાના દરદ ઉપર ચોળવા માટે ઉપયોગ કરે છે એમ સાંભળવામાં આવ્યું છે.

ગુલાબી પેંણનું પ્રજનન આપણા દેશમાં થતું નથી. પણ નજીકમાં ઈરાન અને ઈરાકના અખાત ઉપર થાય છે. આ પંખીઓ બચ્ચાં મોટાં કરીને ઓકટોબર માસમાં આપણા દરિયાકાંઠા અને સરોવરોને જીવન્ત કરવા આવી પહોંચે છે.

માછલી ઉપરાંત તે ઝીંગાનો પણ ખોરાક તરીકે ઉપયોગ કરે છે. જો નજીકમાં મોટું સરોવર હોય તો આ પંખીના સમુહને પોતાનાં માથાં એક સાથે પાણીમાં ડુબાડીને માછલીનો શિકાર કરતાં જોવાનો લ્હાવો લેવા જેવો છે.

ગુલાબી પેંણને અંગ્રેજીમાં The rosy અથવા White Pelican કહે છે અને Pelecanus Onocrotalus એ એનું વિજ્ઞાનિક નામ છે.

## ચોટીલી પેંણ

ગુલાબી પેંણથી સહેજ મોટા કદની આ ચોટીલી પેંણની ખાસીયતમાં જરાય વરતાય એવો ફેર નથી. માત્ર તેનો રાખોડી સફેદ રંગ જેમાં જરાય ગુલાબી રંગની ઝાંય પણ નહિ. તેની આંખનો રંગ મોતીયો ધોળો. અને પાનખર ઋતુ આવે ત્યારે તે નારંગ રંગની બની જાય છે. ચાંચ ટપકાંવાળી રતાશ પડતી, ચાંચનો છેડો વળેલો અને તે રાતા અથવા પીળા રંગનો હોય છે. આ પેંણ તેના પગના રાતા રાખોડી રંગ ઉપરથી તરત જ વરતાઈ આવે છે. જ્યારે તેની ચાંચ નીચેની થેલીનો ચામડીનો રંગ પીળાથી માંડી નારંગી અને પાનખર ઋતુમાં તે બદલાઈને પરવાલના રાતા રંગનો બની જાય છે. જો તેના માથાનું બરાબર અવલોકન કરીએ તો ગરદન પાછળનાં પીંછાં એટલે ઓડ ઉપરનાં પીછાં ચોટી જેવાં જણાશે. શાના પર કાળાં પણ મૂળમાં સફેદ હોય છે. નાની ઉંમરની ચોટીલી પેંણનો રંગ પીઠ ઉપર કથ્થાઈ હોય છે. નર-માદા સરખાં હોય છે પણ જો બારીક અવલોકન કરીએ તો બંને જાતમાં માદા નાના કદની જણાય છે.

ચોટીલી પેંણનો વસવાટ પણ દરિયાકાંઠા ઉપર પણ જ્યાં ભરતીનાં પાણી આવતાં હોય એ જગ્યા માટે ખાસ મમત્વ રાખે. એ ઉપરાંત સરોવરો ભાઠા અને ભાલ પ્રદેશ છે. તે કોઈક વરસમાં વધારે સંખ્યામાં આવી લાગે છે તો કોઈ વરસમાં તેની સંખ્યા બહુ જુજ માલુમ પડે છે. સ્વભાવે તે મોટા સમુહમાં વસવાવાળાં છે. છતાં કાંઈ થોડી સંખ્યામાં દેખાતાં નથી એવું નથી.

ચોટીલી પેંણનું પ્રજનન આપણા દેશમાં થતું નથી. એ તો દક્ષિણ યુરોપ એટલે હંગરીથી માંડી ડાલમેશીયા અને કાસ્પીયન સમુદ્ર અને ઉત્તર ચીન સુધી થાય છે. અને શિયાળો ગાળવા ભારતની મુલાકાત લે છે એટલે ગુજરાત સૌરાષ્ટ્રમાં વસવા આવે છે જેથી જોવા દુર્લભ નથી અને કચ્છમાં પણ જણાય છે.





ખોરાકમાં ખાસ તો માછલી તેમાં ઝીંગાં અને બીજાં જળચર જંતુનો સમાવેશ થાય છે. આ પેણ ખારા પાણીમાં ફરવાનું વધારે પસંદ કરે છે છતાં મીઠાં પાણીમાં ખોરાક શોધવા આવતાં નથી એવું નથી આગળ જોઈ ગયા તે ગુલાબી પેણ માફક જ તે ખોરાક શોધે છે. જ્યારે પેટ ભરી લે પછી રેતીના કાંઠા ઉપર બેસી રોગની કરે છે અને તે થઈ રહ્યા પછી આરામ કરે છે. તરવામાં તે સારી ઝડપ દેખાડે છે અને ક્યારેક પાણી ઉપર જ આરામ કરતાં નજરે ચઢે છે અને માથું પીઠ ઉપર ગોઠવી મોજાં સાથે તણાયા કરે છે. તેની ઉડાન પણ ખૂબ જ આકર્ષક છે. ચોટીલી પેણને અંગ્રેજીમાં The Dalmatian અથવા grey pelican અને pelicanus crispus એ વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે નામ વપરાય છે.



બળદેવ મહેતા

## જોબનિયાંનો જનમ

જોબનિયાંનો જનમ થયો છે.
શૈશવમાંથી નહિ, જીવનના વૈભવમાંથી નહિ,
આજ તો, પાનખરોમાંથી પાછો આ
જોબનિયાંનો જનમ થયો છે.

જોબનિયાંનો જનમ થયો છે,
અમે બધું ખંખેરી બેઠાં.
શણગારોને વેરી બેઠાં,
શિશિરતણી અંધારી રાતે
કાળતણા પણ નહોતા નેઠા.
પવન પલટશે નહિ, ઋતુ આ છેલ્લી એવું લાગ્યું,
ઓઢણ પોઢણ ગયાં,
જીવનને અતિશય વસમું લાગ્યું.

સહસા બદલે હવા, મૂળમાં અમૃત ધરતી પાતી,
અંગ અંગ રોગાન બદલતાં, સૂતું જોબન જાગ્યું.
જાજરમાન અમારી કાયા, તરૂપણું સંચાર થયો છે
જોબનિયાંનો જનમ થયો છે.

છેડયા નવા સવાલ, પુરાણી પ્રીતતણા પરખંદા,
દૂર દિશા પર, મૂક અધર પર બજે ભાવિના છંદા.
સૂણે નહીં જમાનો, કંપન રોમરોમમાં થાતાં,
ધરણીનાં રોમાંચ, ઋતુમાં નવલ બની ઉભરાતાં.
ટશરો ફૂટે, વૃક્ષ વૃક્ષનાં છિદ્ર છિદ્ર સંચાર થયો છે,
જોબનિયાનો જનમ થયો છે.
જર્જર જેની કાય, પાનખર જેને જેને લાગી,
મરતાં મરતાં, નવજીવનની તાલાવેલી લાગી.
હારીને જે ઢળ્યાં નહિ ને સ્થિર બનીને ઊભા,
ધરતીનાં ઊંડાણ મહીં જે મૂળ સચવી ઊભા.
એવાનાં જીવતરમાં તો,
આ ચેતનનો ચમકાર થયો છે.
ઋતુરાજનાં રંગ આવતાં,
ધરણીનો ખમકાર થયો છે.
પાનખરોનાં રાજ હતાં ત્યાં,
જોબનિયાંનો જનમ થયો છે.
જોબનિયાંનો જનમ થયો છે.



'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.



રમણલાલ એન્જિનીઅર

# ગર્ભસ્રાવના બે કેસ

જાણીતા નિસર્ગોપચારક અહીં જે વિગતભરપૂર બે કેસ રજૂ કરે છે તે નિસર્ગોપચારકો અને તેમાં રસ લેતા દરેકને માટે ખૂબ મહત્ત્વના છે. વધુ મહત્ત્વ તો એટલે આપી શકાય કે કોઈપણ જાતની પોતાની જાહેરાતની ઇચ્છા ન રાખનાર એક પ્રયોગશીલ છતાં અનુભવી લેખક લખે છે……

[ આ સાથે મારી સારવાર હેઠળ આવી ગયેલા બે કેસોની નોંધ છે. આવા કેસો પ્રગટ કરવા પાછળનો ઉદ્દેશ, જેની મારે જરાય જરૂર નથી એવી જાતજાહેરાતનો તો નથી જ, જે સૌ કોઈ સમજી શકશે. આ અને આના પછીના લેખો પ્રગટ કરવા પાછળની દૃષ્ટિ એ છે કે —

ઘણા વાચકો અને ચિકિત્સકો તરફથી મને વારંવાર વિનંતી કરવામાં આવી છે કે, વૈજ્ઞાનિક નિસર્ગોપચારની જે પદ્ધતિમાં તમે અચળ શ્રદ્ધા ધરાવો છો તે પદ્ધતિ વ્યવહારમાં કઈ રીતે અમલી બને એનો અમને ખ્યાલ આવે એટલા માટે તમારી સારવાર હેઠળ આવી ગયેલા કેસોના વૃત્તાંતો અવારનવાર પ્રગટ કરતા રહો તો સારું.

સામાન્ય પદ્ધતિ એવી છે કે લગભગ બધા જ ચિકિત્સકો પોતાની સફળતાઓ પ્રગટ કરે છે. અને નિષ્ફળતાઓ યુક્તિપૂર્વક દબાવી રાખે છે. આમ કરવાથી દુઃખી દર્દીઓનો સમાજ સહેલાઈથી ભ્રમિત થઈ જાય છે. પણ નિસર્ગોપચારની કે બીજી કોઈ પદ્ધતિની સાચી પ્રગતિ થઈ શકતી નથી. આ પદ્ધતિ મને બિલકુલ પસંદ નથી. એટલે હવે પછી પ્રગટ થતા કેસોમાં હું જેમ મારે હાથે થયેલા અદ્ભુત ઝટાકા રજૂ કરીશ તેમ સાથે સાથે મારી સરીયામ નિષ્ફળતાઓ પણ વર્ણવતો રહીશ. અને એના મારી સમજ મુજબનાં કારણો આપતો રહીશ.

આમ કરવાથી સામાન્ય વાચકને નિસર્ગોપચારની શક્યતાઓ ને મર્યાદાઓનો ચોખ્ખો ખ્યાલ આવશે. એટલું જ નહિ. પણ શિખાઉ નિસર્ગોપચારકોને માર્ગદર્શન મળશે. તેમજ રોગનિવારણની રમતના રીઢા ખેલાડીઓ સાથે અનુભવની આપલે થશે, અને બીજી પદ્ધતિઓવાળાને નિસર્ગોપચાર ઉપર આક્ષેપ કરવાની તકો પ્રમાણમાં ઓછી થશે.

—લેખક ]

આ જમાનામાં સ્પેશ્યાલિઝમનો બજાર બહુ ઊંચો છે. સામાન્ય રીતે રૂઢ વૈદકમાં જ્યારે કાયચિકિત્સક કોઈ પણ કેસમાં મુંઝાઈ જાય કે તુર્ત જ પોતાના દર્દીને કોઈ ને કોઈ સ્પેશ્યાલિસ્ટને ત્યાં મોકલી આપે છે. અને એ રીતે પોતાની જવાબદારી અદા કર્યાનો સંતોષ મેળવી લે છે. એમનું જોઈને ઘણી વખત દેખાદેખીથી બીજી પદ્ધતિઓના ચિકિત્સકો પણ પોતાના દર્દીઓને આંખ, કાન, નાક ગળાના કે બીજા સ્પેશ્યાલિસ્ટો કે સર્જનો પાસે મોકલી દે છે. અને પ્રસૂતિ કે કેન્સર જેવા અનેક પ્રશ્નોને હાથ સરખો લગાડવાની હિંમત કરતા નથી. અલબત્ત કેટલાય કેસો એવા હોય છે કે જેમાં અર્વાચીન વિજ્ઞાનનાં સાધનો અને સગવડો (જે આજે કમનસીબે માત્ર એલોપેથી પાસે જ હોય છે) ગૂંચવણભરેલા કેસો ઉપર સારો પ્રકાશ પાડે છે. પણ એનો અર્થ એવો નથી કે રોગનું યોગ્ય નિદાન થયા પછી એલોપેથી એ જ એક માત્ર સાચી સારવાર છે. ઉલટપક્ષે ઘણી વખત યોગ્ય નિદાન પછી નિસર્ગોપચારની સારવાર વધુ તીવ્ર અને અસરકારક બની શકે છે.

પ્રસૂતિની બાબતમાં મારો એવો અનુભવ છે કે ગર્ભાધાનની શરૂઆતથી જ જો નિસર્ગોપચારના નિયમો મુજબ દિનચર્યા ગોઠવવામાં આવે તો આપણા દેશની સ્ત્રીઓ જેને મોટી ઘાત માને છે તે પ્રસૂતિની ક્રિયા સાવ સરળતાથી પતી જાય છે.

પ્રસૂતિ સબંધીની અનિયમિતતાઓ અનેક છે પણ મુખ્ય ત્રણ છે. ગર્ભસ્રાવ, ગર્ભપાત અને અકાળજન્મ.

ગર્ભાધાનથી ત્રણ મહિના સુધી થતું ગર્ભનું પતન ગર્ભસ્રાવને નામે ઓળખાય છે. ચોથાથી છઠ્ઠા મહિના સુધી ગર્ભપાત કહેવાય છે. અને ત્યાર પછી અધૂરા માસે થયેલ જન્મ કહેવાય છે. સામાન્ય રીતે અકાળ-જન્મ, ગર્ભપાત, અને ગર્ભસ્રાવની શક્યતાનું પ્રમાણ ૧ : ૪ : ૧૬ : નું હોય છે.

હમણાં જ મારી પાસે આવી ગયેલા બે કેસોની ટૂંકી નોંધ અહીં રજૂ કરું છું.

પહેલો કેસ મારા એક મુરબ્બી ડૉક્ટર અને સજ્જનનો છે. તેઓ વર્ષો સુધી પોતાનું પ્રસુતિગૃહ પણ ચલાવતા હતા. હવે નિવૃત્ત થયા પછી એમને નિસર્ગોપચારમાં રસ જાગ્યો છે, અને મારી દેખરેખ હેઠળ કેટલાક પ્રયોગો પોતાની જાત ઉપર કરી ચૂક્યા છે.

એમનાં પુત્રીને સગર્ભાવસ્થાનો બીજો મહિનો પૂરો થયો અને રક્તસ્રાવ શરૂ થયો, એટલે સાસરેથી પિયર આવી. સાસરીમાં બે દિવસ અને પિયરમાં ત્રણચાર દિવસ. એ રીતે રક્તસ્રાવ ચાલ્યો. એ જ અરસામાં મારી પાસે એક વિચિત્ર અને ગંભીર કેસ આવ્યો. એ કેસમાં તુલનાત્મક દૃષ્ટિએ નિસર્ગોપચારની સારવાર શરૂ કરતાં પહેલાં હું એમને બતાવવા માટે એમને બંગલે લઈ ગયો. એ કેસ વિષે ચર્ચા કરતાં કરતાં એમની પુત્રીની માંદગી વિષે જાણ્યું. તે વખતે એની સારવાર કેલ્શિયમનાં ઇન્જેક્શનો અને બીજી એલોપેથિક દવાઓથી થતી હતી. આ કેસમાં જો હું કોઈ રીતે સહાયભૂત થઈ શકું તો થવાની મેં ઇચ્છા બતાવી. એમણે અને એમનાં પત્નીએ મારી માગણી સહર્ષ સ્વીકારી એટલે એલોપેથિક દવાઓ બંધ કરી નિસર્ગોપચારની સારવાર શરૂ કરવામાં આવી.

આવા કેસોની શરૂઆત હું સામાન્ય રીતે ઉપવાસથી કરાવું છું. પણ આ કેસમાં દર્દીનું શરીર ખૂબ પાતળું હોવાથી તેમજ લોહી સારી રીતે વહી ગયું હોવાથી પહેલે દિવસે ફળોપવાસ કરાવ્યો. એમાં પેટ ભરીને ફળરસો આપવામાં આવતા. એ ઉપરાંત નબળાઈ લાગે તો એકાદ ગ્લાસ દૂધ લેવાની છૂટ આપી હતી. બીજે દિવસથી દર બબ્બે કલાકે દૂધ અથવા ફળના રસો પેટ ભરીને રૂચિ મુજબ આપવામાં આવતા.

કમનસીબે યોગ્ય પરિચારિકાને અભાવે જલોપચારની સારવાર આપવાનું શક્ય નહોતું. એ જ રીતે સાધનને અભાવે વર્ણોપચારની સારવાર પણ આપી શકાય તેમ નહોતી. હવે બાકી રહી હોમીઓપેથીની સારવાર. પણ કેસ અધવચથી લીધો હોવાથી તેમજ કુદરતી રોગ અને દવારોગનાં લક્ષણો સેળભેળ થવાથી, એમાં ઘણી મહેનત કરવા છતાં સૂચક સામ્યૌષધ શોધી શકાયું નહિ. 'થીંગ્સીંગનું મેન્યુઅલ' કાળજીપૂર્વક ઉથલાવી જોયું પણ વ્યર્થ !

આવા કેસોમાં સામાન્ય રૂઢિ 'સલ્ફર' કે 'નક્સ' આપી 'સ્લેટ સાફ કરવાની' છે. પણ 'નક્સ' સગર્ભાવસ્થામાં આપવાથી પ્રસંગોપાત ગર્ભપાત થઈ જાય છે એ પ્રકારની એક જાણીતા ક્લીનીશીયનની ચેતવણી મારા ખ્યાલમાં હોવાથી આવે કટોકટીને વખતે એ જોખમ ખેડવા હું તૈયાર નહોતો. એટલે લાચારીથી જીવન રસાયનવિદ્યાનો આશ્રય લેવો પડ્યો.

એમાં ડૉ. વૉન ડર ગોલ્ટઝ નામના જર્મન-અમેરિકન ચિકિત્સકોની સૂચનાઓ મુજબ સારવાર શરૂ કરી.

સૌથી પહેલાં 'સ્લેટ સાફ કરવા માટે' કાલી ફૉસ ૩૦× ની એક માત્રા આપી.

ત્યારપછી બે કલાકે એક ગ્લાસમાં પાંચે 'ફૉસ'ની ૬× ની પાંચપાંચ ગોળી નાખી પાણી બનાવ્યું અને બીજા ગ્લાસમાં 'કેલ્કર ફ્લુર' ૧૨× ની દસ ગોળી નાખી પાણી બનાવ્યું. બન્નેમાં બે જુદીજુદી ચમચી મૂકી. અને એ પાણીમાંથી વારાફરતી દર પંદર મિનિટે એક ચમચી પાણી આપવાનું કહ્યું. લક્ષણો હળવાં થાય એટલે બે માત્રા વચ્ચેનો ગાળો વધારી એક કલાક સુધી કરવાનું કહ્યું. મારાં બીજાં રોકાણોને કારણે મારાથી નિયમિત મુલાકાત લેવાનું બને એમ નહોતું, એટલે મેં બેનના પિતાને સૂચના આપી કે



સવાર-સાંજ કેસની પ્રગતિની માહિતી મને ચિઠ્ઠી દ્વારા આપવી જેથી હું દર્દીના સતત સંપર્કમાં રહું.

ત્યારપછી એ કેસ પાંચ દિવસ ચાલ્યો. એકંદર પરિસ્થિતિ જોતાં દરદીને આરામ થઈ જશે એમ લાગતું હતું. જો કે વચ્ચે વચ્ચે પરિસ્થિતિ બગડતી હતી. છેલ્લે છઠ્ઠે દિવસે સાંજે ડૉક્ટર મારે ત્યાં આવ્યા અને એમણે જ્યારે ગર્ભસ્રાવ થઈ ગયાના સમાચાર આપ્યા ત્યારે મેં દુઃખ અનુભવ્યું.

અગાઉ આ પ્રકારની મળેલી નિષ્ફળતાઓની પેઠે આ નિષ્ફળતામાં પણ મને એ બોધપાઠ મળ્યો. કે, (૧) સારવારની અસર મોટેભાગે લક્ષણ સમૂહ ઉપર થઈ. રોગની વિક્રિયા ઉપર ના થઈ. લક્ષણશાસ્ત્રની કસોટીમાં સફળ નિવડેલી સારવાર રોગશાસ્ત્રની કસોટીમાં નિષ્ફળ નિવડી. (૨) અનેક અસાધ્ય કેસોમાં અને કરુણ નિષ્ફળતાઓમાં મેં એ પણ જોયું છે કે જ્યાં નિસર્ગોપચાર નિષ્ફળ જાય છે ત્યાં બીજી કોઈ પણ પદ્ધતિ કામયાબ નિવડતી નથી. રોગની છેલ્લી અસાધ્ય ભૂમિકાઓમાં નિસર્ગોપચારથી દર્દી જે શરીર અને મનની શાંતિ અનુભવે છે તેવી શાંતિ બીજી કોઈ સારવાર હેઠળ અનુભવવાની મળતી નથી. આ સબંધી મારા કેટલાક દમ, ક્ષય, કેન્સર, વગેરેના કેસો સબંધી કદીક ભવિષ્યમાં લખીશ. આ કેસમાં પણ નિસર્ગોપચારની સારવારથી રક્તસ્રાવ ઓછો થયો. અને એકંદરે દર્દીની શકિત જળવાઈ રહી.

આ કેસમાં નિષ્ફળતાનાં કારણો મારી સમજ પ્રમાણે અગાઉ એલોપેથીની સારવાર લેવાઈ, નિસર્ગોપચારની સારવાર મોડી શરૂ થઈ. તેમજ પૂરતી સાધન સામગ્રીનો અભાવ હતો એ છે.

હવે આવો જ એક બીજો કેસ જોઈએ.

મારા એક મિત્રને ત્યાં રાત્રે ભોજન સમારંભ હતો. એને અંગે હું ત્યાં જમવા ગયો હતો. જમી રહ્યા પછી બધા શાંતિથી તડાકા મારતા બેઠા હતા. ત્યાં કુટુંબના ગૃહિણીએ મને અંદર એકાન્તમાં બોલાવ્યો. અને કહ્યું કે અમારા ભત્રીજાની પત્નીને કસુવાવડ થઈ જાય એમ લાગે છે. એટલે તત્કાળ પાસેના ગામમાં હૉસ્પિટલમાં ખસેડવાનો વિચાર કરીએ છીએ. તો આવા કેસમાં તમારી સારવાર સહાયરૂપ થઈ શકે કે કેમ? મેં જવાબ આપ્યો કે કેસ જોયા પછી હું ચોક્કસ જવાબ આપી શકું. ત્યારપછી દર્દીને જોઈ શારીરિક પરીક્ષા કરી નીચે મુજબની ટૂંકી નોંધ લીધી. ઉંમર ૨૦ વર્ષ. ઊંચાઈ ૪'-૧૧". વજન ૯૦ રતલ. પ્રથમપ્રસૂતા. શ્વેત—કફપ્રધાન, શરીરબંધારણ (અં, ल्युकोफ्लेगमेटीक कॉन्स्टीटयुशन) શરીરબંધારણીય ઇલાજ મોટેભાગે કેલ્કરકાર્બ હોવાનો સંભવ હતો. લોહીનું દબાણ લીધું ન હતું.

આ કેસનો ઇતિહાસ સાદો હતો. સગર્ભાવસ્થાનો ચોથો મહિનો ચાલતો હતો. તે દિવસ સવારમાં નવ વાગે પેટમાં થોડું થોડું દુઃખવાની શરૂઆત થઈ. સાંજે પાંચ વાગે દર્દ બહુ વધી ગયું અને રાતના નવ વાગ્યા સુધીમાં તો એ દર્દે ગંભીર રૂપ પકડ્યું. બપોરે દાળભાત, રોટલી, શાક જમ્યાં હતાં. સાંજે કાંઈ ખાધું ન હતું.

પરિસ્થિતિને આટલી હદે બગડવા દેવા બદલ મેં ગૃહિણીને ઠપકો આપ્યો. અને કહ્યું કે હમણાં જ મારે ત્યાં ડ્રાયવરને મોકલો, જેથી તત્કાળ ઔષધો મોકલાવી આપું. ત્યાર પછીની સારવાર નીચે મુજબ છે.

૨૪ મી માર્ચ ૧૯૫૭ સારવારનો પહેલો દિવસ. રાત્રે નવ વાગે સંપૂર્ણ ઉપવાસની સૂચના આપી. અને મારે ઘેરથી બાયોકેમીક ઔષધો મોકલાવી આપ્યાં. જ્યારે સારવાર શરૂ કરી ત્યારે કમ્મર અને પગ ફાટતા હતા. ખરી રીતે કમ્મરની નીચેનું આખું શરીર ખૂબ ફાટતું હતું. અને બેહદ પીડા થતી હતી. રક્તસ્રાવ હજી શરૂ થયો ન હતો. મેં મોકલેલાં ઔષધોમાં ફેરમ ફૉસ ૩૦x કલેકર ફ્લુર ૬x અને કાર્લાફૉસ ૬x એ ત્રણ ઔષધો હતાં. એમાંથી માત્ર આગલાં બે ઔષધો વારાફરતી આપવાની સૂચના આપી હતી. ઔષધો દર પંદર મિનીટે આપવાના હતાં. દરેક માત્રા ૩ ટીકડીની હતી. જો જરૂર પડે તો જ કાર્લાફૉસ વાપરવાની સૂચના આપી હતી. રાત્રે ૯-૨૫ વાગે સારવાર શરૂ





કરી. ચાર જ માત્રામાં ચમત્કારિક ફાયદો જણાયો. એક કલાકમાં સુધારો જણાયો. અગીઆર વાગે ઊંઘ આવી ગઈ. આખી રાત શાંતિથી ઊંઘી બીજે દિવસે સવારે સાડાઆઠ વાગે ઊઠયાં.

તા. ૨૫ માર્ચ, દર અડધા કલાકે ઔષધપ્રયોગ. સાંજે માત્ર બે મોસંબીનો રસ. સૂઈ રહે ત્યારે જ દુખે છે, બેઠાં હોય કે હરેફરે ત્યારે દુખતું નથી. પણ દુઃખ બહુ જ હળવું થઈ ગયું છે.

તા. ૨૬ માર્ચ. સવારથી સંપૂર્ણ આરામ. દર કલાકે ઔષધો. બપોર પછી દર બે કલાકે ઔષધો આપ્યાં. ખોરાકમાં સવારે બે કેળાં અને સાંજે બે કેળાં. સવાર–સાંજ બબ્બે મોસંબી.

તા. ૨૭ માર્ચ. ઉપવાસ અને ફળાહાર છતાં નબળાઈ સહેજે નથી. દર ૪ કલાકે ઔષધો. ખોરાકમાં દૂધ થોડા પ્રમાણમાં ઉમેર્યું.

તા. ૨૮ માર્ચ. કેલકર કાર્બ ૨૦૦. બબ્બે કલાકને અંતરે બે માત્રા. શારીરિક તપાસથી સંપૂર્ણ સંતોષ થયો. કસરતમાં ચાલવાની કસરત અને બીજી કેટલીક કસરતો બતાવી. ખોરાકમાં, દૂધ, શાકભાજી, કંદમૂળ અને ફળોના સરંક્ષક ખોરાક ઉપર વિશેષ ભાર મૂકી મિતાહારની ભલામણ કરી.

છેલ્લા મહિનામાં હોમિયોપેથિક ઔષધોનું સેવન કરવા જણવ્યું, જેથી પ્રથમ પ્રસૂતિ સરળતાથી અને સફળતાથી પાર પડે.

આજસુધી કશી જ ફરિયાદ નથી.



પ્રો. ડૉ. ભાનુ પંડયા

## રફૂગર જોઈએ

મારે એક રફૂગર જોઈએ.
હું શેરીએ પાડું સાદ,
ઝીલાશે કોઈથી મારી વાત ?
એક રફુગર જોઈએ,
જે તાણે તાણો, વાણે વાણો, ભાત્યથી ભાત્ય;
ને રંગથા રંગ મીલાવે એવો
કસબીને કીમિયાગર સાજન જોઈએ—મારે એક
ઉરનુ અંબર શીતઇ ગ્યું ને ચારણી જેવા
પડયાં કાણાં,
ઢાળેલ રંગમાં ભંગ પડયો ને પી ખાઈ ગ્યા સૈ
તાણાવાણાઃ
ઢાંકયું ઢુમ્યુ રાખ્યું એને વાપરવાની રીત ન જાણી,
અદકા સંયમ-નિયમથી ભરલોકમાં
ભૂંડે હાલ લૂંટાણી.
પ્રીતના રંગમાં રંગનારો કો' જીગરી વાલ્યમ
જોઈએ—મારે એક
ફાટફાટુ મારી જુવાન કાયમાં સાડલે સદાય
ઢાંકેલ રે'તું,
કોઈની આળી નજર બીકે કસકસાવી ચોળીએ
બાંધ્યું;
ઝોક લાગે એને એટલી બીકે ઉતાવળી કદી
ચાલી ન્હોતી,
નેણ મારામાં કો નેણ ઝાંકે તેથી મીટ કો
સામે માંડી ન્હોતી.
તો ય બળ્યું ! આ ઉરનું અંબર શીતઈ ગ્યું
ને સાવ ખવાણું.
જીવંત કાવ્યમાં ગુંથનારો કો
અમર ગાયક જોઈએ,
મારે કસબી ને કીમિયાગર સાજન જોઇએ,
મારે એક રફૂગર જોઈએ.





ઈશ્વરભાઈ પટેલ

# સાગરવીર [૨]

ગયા અંકથી શરૂ થયેલી દરિયાઈ સાહસોની આ સાહસકથા આપણને વાંચવા અને આગળ શું થશે તેની જિજ્ઞાસા જગાવવા એક પછી એક રોમાંચક પ્રસંગો આપી જાય છે કે તે સળંગ પુસ્તક રૂપે હોય તો—એવો પ્રશ્ન જગાડી જાય છે........

એવામાં શિયાળો બેઠો ને ચાર-પાંચ માસ કાફલાને એક સ્થાને ગાળવા પડ્યા ત્યારે એ વહાણને ઉપર તળે કરી એની પાકી મરામત કરવામાં મેગેલને સૌને રોક્યા. આ બધો સમય એ આખો પ્રદેશ વેરાન અને માનવ કે પશુવિહીન ભાસ્યો હતો. પણ વસંતઋતુની એક સવારે પાસેની એક ટેકરી પર એક પડછંદ ઊંચી માનવકાયા નજરે પડી. એ એટલો ઊંચો હતો કે આ બધા તો એની કમરે માંડ પહોંચતા! એનું શરીર કાળજીપૂર્વક સંધાયેલા ચર્મથી વીંટળાયેલ હતું.

એના રાક્ષસી મોટા પગ જોઈને સૌ સ્પેનિયાર્ડો મોંમાં આંગળાં નાખી ગયા અને એના આ 'મોટા પગ' પરથી એ પ્રદેશનું નામ એમણે પાડ્યું, 'પેટેગોનિયા.' આ રાક્ષસી આદમી હસતો હસતો ને નાચતો, કૂદતો, ગાતો એમની નજદીક આવવા લાગ્યો. મેગેલને પોતાના એક આદમીને એનું અનુકરણ કરતા કરતા એના તરફ જવા ઈશારો કર્યો એટલે એ જંગલી આદમીએ એને આવકાર ચિહ્ન ગણી પોતાની ગતિ ચાલુ રાખી. આ લોકોએ એને થોડું ખાવાનું ધર્યું એટલે એણે તો એક આખું બિસ્કિટ પેકેટ એક સાથે એવું મોંમાં પધરાવી દીધું ને બે ઉંદરડા એને ધર્યા ત્યાં તો એ એણે જીવતા જ સ્વાહા કરી ગયો.

મેગેલને એમને થોડીક ઘંટડીઓ ભેટ આપેલી એટલે એ દોડતો જઈને થોડાક 'રાક્ષસો' ને બે એક 'રાક્ષસણી' ઓને બોલાવી લાવ્યો. એ ભલાભોળા કુદરતના બાળને ક્યાંથી સ્વપ્નેય ખ્યાલ હોય કે આ તો યમરાજનું નોતરું હતું. કોલમ્બસની માફક મેગેલનને પણ સમ્રાટની સૂચના હતી કે એમની મુસાફરી દરમિયાન માનવજાતના જે નવ્ય નમૂનાઓ નજરે પડે એમને, શક્ય હોય તો, રાજા પાસે લઈ આવવા. એમાંના બે જણને કેદી બનાવવાના હેતુસર મેગેલનના માણસોએ એમના હાથ ભેટથી ભરી દીધા ને પછી લોખંડની બેડીઓ ધરી. એ બેડી એ પોશમાં રાખી શક્યા નહીં એટલે એમને પગે પહેરવાની કરામત આ સુધરેલા લોકોએ બતાવી ને એ અજ્ઞાન, અબૂધ જોડાએ એ પગમાં પહેરી 'એક નવું ઘરેણું પ્રાપ્ત કર્યાનો આનંદ માણ્યો. બેડીઓને રીવેટ ચઢાવી દીધા એટલે પછી એમને એમણે ધૂંસરીએ જકડાયેલા બળદ માફક ઢસરડી વહાણમાં લઈ લીધા. સેંટ જુલિયનનું આ બંદર એમને માટે આફતકારક નીવડ્યું. શિયાળુ તોફાનો શમતાં જ મેગેલને સૌથી નાના વહાણ 'સાંતિયાગો' ના કપ્તાનને ઉપસાગરની તપાસ કરી અમુક દિવસોમાં રિપોર્ટ કરવા કહ્યું. મુદત વીતી ગઈ છતાં કોઈ પાછું ન ફર્યું એટલે મેગેલનની ચિંતા વધી ને આતુર નયને એણે આખો દી ડોકાયા કર્યું. ત્યાં એક દિવસ બાજુની ટેકરી પરથી પડતી આખડતી લથડતી બે માનવ આકૃતિઓ એણે જોઈ. પોતાના વહાણના બે ખલાસીઓ હતા. એમણે આવી દુઃખદ સમાચાર આપ્યા કે તોફાનમાં વહાણના ફુરચા ઊડી ગયા હતા ને ખલાસીઓ કિનારે ફંગોળાઈ પડ્યા છે. મેગેલને હોડી મોકલી માણસોને બચાવ્યા પણ એનું સૌથી ગતિશીલ વહાણ ગુમાવ્યાનું એનું દુઃખ નાનુંસૂનું નહોતું.

આખરે ૧૫૨૦ ના ઑગસ્ટની ૨૪ તારીખે એણે આ કમનસીબ બંદર છોડવાનો હુકમ કાઢ્યો. એને નીકળ્યે વરસ એક વીતી ગયું હતું અને એ વરસ દરમિયાન એની સિદ્ધિ જોઈએ તો ઉધાર બાજુએ એટલું જ નીકળે કે એક વહાણ ડૂબ્યું, બે કપ્તાન મરાયા, માખેય મારી નહીં ને ચકલુંય શોધ્યું નહીં.





એણે ઝડપથી આગળ વધવા કોશિષ કરી પણ એ ઉજ્જડ કિનારાનાં તોફાનોએ એને પૂરા બે માસ પજવી નાખ્યો, થકવી નાખ્યો. એના જીવનના આ સૌથી દુઃખદ ને અંધકારમય દિવસો હતા પણ એને ક્યાંથી ખ્યાલ કે એ દિવસો દરમિયાન જ સામુદ્રધૂની શોધવાના એના ધ્યેયની એ સાવ નજદીક પહોંચી ગયો હતો ?

ઑક્ટોબરની એકવીસ તારીખે એણે વાંકાચૂંકા કિનારા પર તરી આવતી હિમધવલ ટેકરીઓ જોઈ ને અંદર પ્રવેશતાં, એક ઊંડા કાલિંદી જળવાળા ઉપસાગરમાં એનાં વહાણ તરવા લાગ્યાં. છતાં આશાનો સંચાર થાય એવાં લક્ષણોનો અહીં સદંતર અભાવ હતો. ન મળે માનવ કે ન મળે ઝાડપાન. રાત દિવસ કાને પડે પવનના સૂસવાટા. શંકાની નજરે સૌ આ જળમુખ પ્રતિ જોવા લાગ્યા ને સૌએ સર્વાનુમતે જાહેર કર્યું કે નોર્વેના કિનારે જોવા મળતાં સમુદ્રમુખ જેવું એક આ હશે !

પણ અદૃશ્ય એવી સામુદ્રધૂનીના વિચારથી ઘેરાયેલા મૅગેલને આ ઉપસાગરને જોઈ આવવા આગ્રહ કર્યો જ કર્યો. અને મહાપરાણે બે વહાણને પશ્ચિમ તરફ પ્રયાણ કરવું પડ્યું. એ સૂચના સહ કે મોડામાં મોડા પાંચ દિવસમાં તો એમણે કોઈ ઉપાયે, પાછા ફરવું; જરૂર પડે તો કામ અધૂરું છોડીને. કાફલો આમ વહેંચાયો, ના વહેંચાયો ત્યાં તો સમુદ્રના પાણીએ માઝા મૂકી. જોરથી ફૂંકાતા પવને એમના વહાણને ઉપર તળે કરી દીધાં ને મૅગેલનને સફરે ઉપડેલાં એ વહાણની સહીસલામતી વિશે ગળાબૂડ ચિંતામાં ડૂબાડી રાખ્યો. એને લાગ્યું કે સાંકડા ઉપસાગરમાં તો આ ઝંઝાવાતે વહાણોના ભુક્કા જ ઉડાવી દીધા હશે.

ચાર દિવસની સતત ચિંતાને અંતે એમની નજરે એક સઢ ચઢ્યો ને એમણે પ્રભુનો આભાર માન્યો કે એક વહાણને તો બચાવ્યું ! થોડી ક્ષણોમાં તો બીજું વહાણ પણ દેખાયું ને તત્કાલ એ વહાણોમાંથી એક, બે, ત્રણ, ચાર એમ ધડાકા થયા ! અરે, આ તો, આ વહાણો સફળતાનો સંદેશો લાવ્યા ! સાંકડી સમુદ્રપટીમાં બાજુના ખડકો સાથે અથડાઈ પડવાની તૈયારીમાં એ વહાણો હતાં ત્યાં જ એમણે સામી બાજુએ ખુલ્લી થતી એક વિશાળ ખાડી જોઈ અને એમને ખાત્રી થઈ કે એમની મહેનતનું ફળ એમને મળ્યું છે. આ જ એ સામુદ્રધૂની જેની શોધ માટે છેલ્લા ચૌદ ચૌદ મહિનાની તપશ્ચર્યા એમણે આદરી હતી !

આથી વધુ આનંદદાયક સમાચાર એમને માટે શા હોઈ શકે? મૅગેલને એક બાર તોપધડાકો સમ્રાટ ચાર્લ્સના માનમાં કરાવ્યો. પ્રભુની પ્રાર્થના કરી ને એ સામુદ્રધૂનીની ભૂલભુલામણીમાં પોતાનાં વહાણને પેસાડ્યાં. એને એણે નામ આપ્યું 'ટોડોસ લોસ સન્તોસ' પણ ભાવી પેઢીઓએ એને ઓળખી 'મૅગેલનની સામુદ્રધૂની'થી.

આ સાંકડી દરિયાઈ પટ્ટીની એ ચાર વહાણની મુસાફરી, કેવી એકાકી ને આતંકભરી નીવડી હશે ! દૂર સુદૂર નજરે પડતી બરફાચ્છાદિત ટેકરીઓ ને એના પરથી આવતો હિમાળુ પવન ગાત્રને ઠારતો તો બાકી ક્યાંય નામ નિશાન નહોતું જીવસૃષ્ટિનું. બધું વેરાન, ભેંકાર, ખાવા ધાય એવું લાગતું. વળી રાત્રિના ઓળા ઊતરતાં, એ નીરવ અંધકારમાં નજરે પડતી અગ્નિશિખાઓ. એટલે આ લોકોએ આ પ્રદેશને નામ આપ્યું 'અગ્નિ પ્રદેશ.' સૈકાઓ સુધી અહીંથી પસાર થતા સૌને આ અગમ્ય અગ્નિ દેખાતો એનું કારણ તો એ હતું કે ત્યાંના આદિવાસીઓને અગ્નિ પુનઃ પ્રગટાવવાની આવડત નહોતી એટલે એ કાયમ એને પ્રજ્વલિત રાખતા !

અને આ સામુદ્રધૂનીનાં પાણીને પાર કરવાં એ ય કેટલું કઠણ ! ઠેકાણે ઠેકાણે એ રસ્તો ચીપિયા આકારનો બનતો તો જગા જગાએ વહાણ ધરતીને અડકતું. સ્થળે સ્થળે મોટા મસ ખડક રસ્તો રોકતા તો પુનઃ પુનઃ પવન આવીને વહાણને ફંગોળી જતો.

મૅગેલનની વહાણવટાની શક્તિનો બેનમૂન પુરાવો તો



એ છે કે એના નામની આ સામુદ્રધૂનીને, કશીય હાનિ સિવાય વરસો સુધી પસાર કરનાર, પહેલો ને છેલ્લો વહાણવટી એ હતો. આ જળમાર્ગને પસાર કરતાં એને શોધતાં એને એક માસ લાગ્યો પણ એનાં ખંત, ચીવટ ને આગ્રહને કારણે એ જીત્યો અને જ્યારે એની નજર સામે એક અફાટ સમુદ્રનો જળરાશિ વિસ્તરી રહ્યો ત્યારે એની આંખમાંથી વહેતાં હર્ષાશ્રુ એની કાળી દાઢીના વાળ ભીંજવી નીચે વહેવા લાગ્યાં !

પોતાના પંથનો એક તબક્કો પૂરો થયો એટલે મેગેલને પોતાના સૌ કપ્તાનોને બોલાવી સામગ્રી અંગે પૂછપરછ કરી અને આગળની યોજના અંગે સલાહ પૂછી. એણે એ વાત સ્વીકારી કે સામગ્રીની ખેંચ એ બહુ મોટું જોખમ છે છતાં એ પોતે તો મસાલાના ટાપુ તરફ હંકારવા જ રાજી હતો. ગોમેન્ડ નામના એક કપ્તાને એને ઘેરી ચેતવણી આપી કે જો એ સૌ આ જ સામગ્રીથી આગળ ખેંચશે તો સૌની સામે પગ ઘસી ઘસીને ભૂખે મરવા સિવાય કોઈ આરો દેખાતો નથી. ગોમેન્ડની સલાહમાં વ્યવહારુપણું હતું જ પણ મેગેલનને તો પોતાના અમર એવા પરાક્રમમાં જેટલો રસ હતો તેટલો પોતાના જાનમાં નહોતો એટલે એણે સૌ કપ્તાનોને સૂચના આપી કે સામગ્રીની ખેંચ ખલાસીઓને વરતાવા ન દેવી ને આગેકૂચ આદરવી.

થોડે જ જતાં વળી પાછો એક સમુદ્રખાંચો આવ્યો એટલે એને જોવા ગોલેન્ડના વહાણને એણે મોકલ્યું. નિયત સમયે એ પાછું ન ફર્યું એટલે એની શોધમાં કેટલાય દિવસ વ્યર્થ ગુમાવી એણે જંપીને બોલાવ્યો. ગોલેન્ડના અંતિમ શબ્દો યાદ કરી, એણે દૈવવાણી ઉચ્ચારી કે એ ઘરભણી ભાગી ગયો છે ને સ્પેનને પંથે વળ્યો છે.

એ જ વહાણમાં એની સૌથી વધુ સામગ્રી હતી. એ ગઈ! એટલે હવે આગળ વધવું એ મોતના મુખમાં ડગ માંડવા બરાબર હતું છતાં એને માટે તો એ જ માર્ગ નિશ્ચિત હતો. ઈ. સ. ૧૫૨૦ ના નવેમ્બરની ૨૮ તારીખે એ ત્રણ વહાણ એ અજાણ્યા સમુદ્રમાં વાયવ્ય દિશાએ સમુદ્ર સપાટી પર સરવા લાગ્યાં—એ ગણત્રીએ કે ક્ષિતિજને પેલે પાર દોલતદ્વીપ જેવા મસાલાના ટાપુઓ આવ્યા હશે ને એથી આગળ વિસ્તરેલા હશે ચીન ને હિંદુસ્તાનના મહાન દેશો; અને એથીયે આગળ ઘણે આગળ હશે એમનું માદરેવતન સ્પેન..નવા પ્રયાણની આનંદમય જાહેરાત કરવા એણે થોડી તોપો ફોડી અને એ એકાકી વહાણો એ અણજાણ સમુદ્રની સપાટી પર લીસોટા પાડવા લાગ્યાં.

*

આજ સુધી અપરિચિત અને અનામી એવા આ મહાન સાગરનું સર્વ પ્રથમ ખેડાણ એ માનવજાતનું એક અમર કર્તવ્ય છે. કોલમ્બસની સફરને આપણે અતિ અદ્ભુત હિંમતભરી ગણીએ છીએ પણ એ તો સાવ નવાંનકોર ત્રણ વહાણ લઈ ઊપડેલો ને એની સફર પહોંચી માત્ર છત્રીસ દિવસ ઉપરાંત એના વહાણમાં એટલી ખાદ્ય સામગ્રી ભરેલી હતી કે જરૂર પડયે એ પાછો ફર્યો હોત તો ય સુખેથી ઘેર પહોંચી શક્યો હોત.

મેગેલનની પ્રશાંતની મુસાફરી એ અનંત પોલાણની સફર જેવી હતી. એના આદમીઓ લોથપોથ થયેલા હતા. એમણે ભૂખ ને તંગી આજસુધીય અનુભવ્યાં હતાં ને સામે તો દુકાળના ઓળા ભડકાવતા હતા. એમનાં કપડાં ચીંથરેહાલ હતાં, શઢ ધાગા જેવા હતા ને વહાણનાં ખપાટિયા ખટપટી ગયાં હતાં. એમાંના ઘણાને તો પેલા ભાગેડુઓની ઈર્ષા પણ આવતી હશે, છતાં એમણે હંકાર્યે રાખ્યું. ચાલીસ દિવસ નહીં, સાઠ પણ નહીં, સો દિવસ વીત્યા તો ય ભૂમિનાં દર્શન દુર્લભ હતાં, મેગેલને માન્યું કે એ જાપાન પાર પહોંચી ગયો હશે પણ ખરેખર તો એ વિશાળ શાંત સમુદ્રનો ત્રીજો ભાગ પણ એ પાર કરી રહ્યો નહોતો. એ સમુદ્રની અપાર શાંતિ અનુભવી એટલે એનું નામ પાડ્યું પ્રશાંત મહાસાગર.





આ મહાસાગર શાંત હતો પણ એની શાંતિ ઠંડી ઘાતકી હતી. હંમેશ એ જ ભૂરા આકાશનું નીરવ પ્રતિબિંબ ઝીલતો એ સમુદ્ર જળરાશિ ને કાયમ તપતું વાદળવિહીન અનંત આકાશ! વહાણના અંતઃભાગમાંથી એ જ પ્રકારની ગંધ ઊઠતી—આમાં કશો જ ફેર નહીં! ભૂખ, થાક ને આ ખાઈ જાય તેવી એકરૂપતાથી સૌની આંખો ઊંડે ઊતરવા લાગી, ચહેરા બિહામણા થવા માંડ્યા. દરેક વહાણમાં જાણે ભૂતાવળ ફરવા લાગી અને આખું દૃશ્ય ભયાનક તંગી ને ભૂખ રજૂ કરતું હતું.

રસોયા ખોરાકને બદલે જીવાત વધુ પીરસતા. સતત તપતા સૂર્યભગવાનની અવકૃપાથી મીઠું પાણી તો વરાળ થઈ ગયું હતું! બિસ્કિટ તાપથી શેકાઈ ભુક્કો થઈ ગયાં હતાં ને તેમાં ઉમેરો કર્યો હતો પાર વિનાની જીવાતે. આ અધૂરું હોય તેમ ઉંદર પડ્યા હતા, જો કે એ તો સૌને માટે એક નવી વાનગી પૂરી પાડતા. એટલે આખો દિવસ વહાણના ખૂણે ખૂણે પૂંછડીની શોધમાં બધા ફરતા. છતાં યે ભૂખ ન શમે ત્યારે ખલાસીઓ લાકડાનો વેર કે ચામડાના કકડા ચાવતા ને ચૂસતા! આ ભૂખમરાના ખપ્પરમાં ઓગણીસ જણ તો હોમાયા!

આખરે ૧૫૨૧ ના માર્ચની છઠ્ઠી તારીખે ડોલ પરના ખલાસીની બૂમ સંભળાઈ, 'અરે, જમીન, જમીન!' અણીની ઘડી આવી પહોંચી હતી. બે ત્રણ દિવસ વધુ થયા હોત તો આ વીરત્વભરી ગાથા દુનિયાના ઈતિહાસને પાને ચઢી જ ન હોત!

એઓ એક ટાપુ નજદીક આવી પહોંચ્યા હતા. એમને જોતાં જ તાડના પાનના શઢવાળી નાની નાની હોડીઓ કિનારા પરથી છૂટીને એમના વહાણને ઘેરી વળી. વહાણમાં કૂદતાકને એ દિગંબર આદિવાસીઓએ જે હાથ લાગ્યું તે ઓહિયાં કરવા માંડ્યું.

અરે! વહાણની હોડી પણ એ લોકો વિજયચિહ્ન તરીકે કિનારે હંકારી ગયા.

મેગેલને આ લોકોને પાઠ શીખવવાનું નક્કી કર્યું. ચાલીસ હથિયારસજ્જ આદમીઓ સાથે એ એમના પર તૂટી પડ્યો. તેમનાં ઝૂંપડાંમાં આગ લગાવી, બધું જમીનદોસ્ત કરી દીધું ને ફળ, માછલી કે પક્ષી જે હાથ લાગ્યું તે બધું મારી લાવ્યા. વધુ શિક્ષા તરીકે એણે આ ટાપુનું નામ પાડ્યું 'ચોર ટાપુ' યા 'તસ્કર દ્વીપ.'

આ લૂંટે એમને વિનાશમાંથી બચાવ્યા. ત્રણ દિવસના આરામ ને તાજાં ફળ, માંસ ને પાણીએ એમને પુનઃ તાજામાજા કરી દીધા અને નવા જોમ સહ તેમણે પશ્ચિમ તરફ હંકારી દૂર પૂર્વની સફર શરૂ કરી. એક અઠવાડિયામાં તો એક પછી એક ટાપુ એમની નજરે પડવા લાગ્યા એટલે મેગેલન સમજ્યો કે એ હવે બચી ગયા છે. એની ગણત્રી મુજબ એ મસાલાના ટાપુને પૌર્વાત્ય અંતે હતો. અને એટલે પોતાના ધ્યેય નજદીક પહોંચ્યાથી એનું મન રાચતું!

પણ એની ગણત્રી ખોટી હતી. એ તો અથડાઈ પડ્યો હતો એક સાવ અજાણ દ્વીપસમૂહને કિનારે. એનું નામ ફિલીપાઈન્સ ટાપુ. અને આમ એણે સ્પેનના રાજ્યને એક નવા સંસ્થાનનો સમ્રાટ બનાવ્યો હતો! ખૂબી તો એ રહી કે કોલમ્બસ કે કોર્ટેઝ કે બીજા કોઈ સાહસિકે પ્રાપ્ત કરેલ સંસ્થાન કરતાં આના પર જ સ્પેનનું આધિપત્ય વધારે લાંબો સમય તપતું રહ્યું.

માર્ચની ૨૮ મી તારીખે કાફલો ફીલિપાઈન્સના એક નાના દ્વીપ મઝાવાને કિનારે પહોંચ્યો અને મેગેલનને એક અવનવો અનુભવ અહીં થયો. એનાં વહાણ કિનારા લગભગ પહોંચ્યાં એટલે ત્યાંના વાસીઓ કિનારે એકત્ર થયા. મેગેલને પોતાના અંગરક્ષક એન્રીકને વાટાઘાટો માટે કિનારે ભેજ્યો, અને એ લોકો બોલતા બોલતા એને ઘેરી વળ્યા ત્યારે એને સમજ પડી કે એમની ભાષા તો એને ગમ્ય હતી.

[ વધુ આવતે અંકે ]





સેવકરામ

# ધર્મ એટલે શું ?

ધર્મને નામે અજ્ઞાન ગ્રામજનો કેવી રીતે ભોળવાતા હોય છે તે વિષે સચોટ આલેખન કરતો આ વખતનો આ હપતો બન્યો છે. થોડીક વિચાર શક્તિ, સમજ અને સાચી દૃષ્ટિ માણસને કેટલી જરૂરી છે તે આ હપતામાં ગ્રામજનો અને મંદિરના મહંત સાથેની ચર્ચામાં આપણને દેખાય છે........

દેશભરમાં ૧૯૫૭ નો પ્રથમ શતાબ્દિ મહોત્સવ ઉજવાઈ ગયો. ૧૫ મી ઑગસ્ટના દિવસે આ શતાબ્દિ મહોત્સવનું પણ નિયોજન કર્યું હતું એટલે તેને ગૌરવ સારું મળ્યું.

બીજી રીતે પણ આ પંદરમી ઑગસ્ટનો દિવસ ધ્યાન ખેંચે તેવો હતો. આ પંદરમીએ આપણા ભારતે દસ વર્ષ પૂરાં કર્યાં. આ દાયકામાં આપણા ભારતે કેવું અને કેટલું કામ કર્યું તેની સમીક્ષા કરવાનો પણ સારો અવસર મળ્યો. મને આ તાલુકાની એક શાળાના શિક્ષકભાઈ આ દિવસે મારા હસ્તે ધ્વજવંદન કરાવવાની વિનંતી કરતા આવ્યા હતા. હવે તો મોટા ગામડામાં અંગ્રેજી પાંચ–છ ધોરણની ઘણી જગ્યાએ શાળાઓ શરૂ થઈ છે. સંખ્યા અને સાધન સામગ્રી વધતાં ત્યાં મેટ્રિકનો વર્ગ પણ શરૂ થશે. આમ કેળવણીનું પ્રસારણ વધી રહ્યું છે. એટલે આ પ્રવૃત્તિને વેગ મળે, વિદ્યાર્થીઓમાં સંપર્ક સધાય અને શિક્ષકભાઈઓને મળવાનું થાય તે માટે મેં એ પંદરમી ઑગસ્ટના દિવસે જવાનું કબૂલ કર્યું.

વરસાદના કારણે હમણાં એસ. ટી. ચાલતી નથી. એટલે ચાલીને ગયા સિવાય બીજો ઉપાય નહોતો. આમે મને તો ચાલવું ગમે છે. વચ્ચે ગમે તે ગામમાં રહેવું હોય તો યે કંઈ વાંધો નહિ. એવાં કામ નીકળી પણ આવે છે. આ ફેરે ચાલીને જવાથી બે વસ્તુઓએ ધ્યાન ખેંચ્યું. એક તો પહેલા વરસાદના કારણે વાવેતર સારું થયું હતું. ખેતરો હરિયાળાં બની ગયાં હતાં. બાજરીઓ ઢીંચણ સુધી આવી હતી. પણ હવે વરસાદની કાગના ડોળે રાહ જોવાતી હતી. ખેડુતોએ રોપડીઓ ફેરવી દીધી હતી. જુવારના વાવેતરની પણ રાહ જોવાતી હતી. પણ મેઘરાજા ક્યાં છે!

આકાશમાં જુઓ તો રોજ સવારે વાદળ ઘેરાય. હમણાં પડશે, હમણાં મેઘ તૂટી પડશે એમ લાગે. પણ બપોર સુધીમાં તો વાદળો પવનમાં ખેંચાઈ જાય. ખેડૂત મોં વકાસીને આકાશ સામે તાકી રહે. આ ચોમાસુપાક વરસાદ પર જ આધાર રાખે છે. વરસાદ જો સમયસર ન આવે તો ખેતી નિષ્ફળ જાય. તો ખેડૂતની બારે માસની મજૂરી એળે જાય. એને દાણા ન મળે, ઘાસ ન મળે, કંઈ ઉપજ પણ ન મળે. બારે માસ તેને અન્નની ખેંચ રહે. ઢોર માટે ઘાસની ખેંચ રહે. પાસે રોકડ તો હોય નહિ અને વ્યવહારમાં પણ ખેંચ રહે. ખેડૂત શું કરે! કુદરત રૂઠે તો એને પછી જીવવાવારો ન રહે. આવું મેં ઘણીવાર જોયું છે. ખેડૂતની કાળી મજૂરી આંખ આગળ એળે જતી જોઈ છે. એની નજર સામે તેનાં ખેતર કરમાતાં હોય ત્યારે તેને કેવું થતું હશે! પણ આવી બાબતમાં ખેડૂત અસહાય છે.

હું જતો હતો. વચ્ચે, ખેતરના શેઢે ચાલતાં કોઈ ખેડૂત ભેટી જતા હતા. મને ઓળખતા તે 'જય જય સેવકરામ...ક્યાંથી આ બાજુ...!'

તો કોઈ વળી મને પૂછતા :

'સેવકરામ! હવે વરસાદ ક્યારે આવશે! છાપાબાપામાં કાંઈ આવ્યું છે! જુઓને...અમારો તો પાક ચેંમળાઈ રહ્યો છે.'

આવા સવાલનો જવાબ શું આપું! હું જ મારા મનમાં સવાલ પૂછી રહ્યો હતો : 'વરસાદ ક્યારે આવશે! આ ચિમળાઈ રહેલા મોલને આવીને ક્યારે સંજીવની છાંટી જશે...અરે આ ધરતીને ક્યારે રસબસ કરી જશે!'

એમ તો છાપામાં વાયુશાસ્ત્રીની આગાહીઓ તો આવે જ છે કે ગુજરાત, કચ્છ અને સૌરાષ્ટ્રમાં છૂટાં-





છવાયાં ઝાપટાં અને ક્યાંક ભારે વરસાદ પડશે. પણ અહીં તો ભારે તો શું પણ ફોરા કે છૂટાંછવાયાં ઝાપટાંયે પડ્યાં નથી. ખેડૂતો તો કાગના ડોળે વરસાદની રાહ જુએ છે.

આગળ જતાં, ત્રણ ગાઉ છેટે ગામ આવતું હતું. ગામના નાકા પર જ મંદિર છે. મને થયું, લાવને કલાક બે કલાક આરામ કરું. હજુ વખત હતો અને ચાલતાં એક જગ્યાએ છોલાયું હતું. ચાલતાં જરા દુઃખાવો વધ્યો હતો. કામ હોત તો ગામમાંયે આંટો મારી આવત. એક બે જણ ઓળખીતા પણ છે. પણ મારે તો થોડોક આરામ કરવો હતો એટલે હું મંદિરમાં ગયો. જઈને જોઉં છું તો ગામના મુખી, સરપંચ અને થોડાક આગેવાનો બેઠા છે. મહારાજ ચલમ પીતાં પીતાં આ આગેવાનોને સમજાવી રહ્યા હતા.

આ રામજી મંદિર આટલામાં જાણીતું છે. મહંત પણ પ્રસિદ્ધ છે. તે ત્રણ ઊભાં તિલક તાણીને ધુણી પાસે બેઠા હતા. માથાની જટા ફણીધરની પેઠે વીંટળાયેલી હતી. કાનમાં તુલસીના હીરા લટકી રહ્યા હતા. એ લોકોને કહી રહ્યા હતા :

'મુખી, મૈં ઠીક કહતા હું. જબ પાપ બઢ જાતા હૈ તબ ઈશ્વર ભી રૂઠ જાતા હૈ. મનુષ્યોંને દયા ધર્મ છોડ દીયા. યજ્ઞ હવન છોડ દીયા, પ્રભુકી કૃપા કૈસે હો. શાસ્ત્રોંમેં સાફ લીખા હૈ કે ઈશ્વર કો પ્રસન્ન કરને કે લીયે યજ્ઞ કરના ચાહીયે. ગામમેં બારીસ ચાહતે હો તો હવન કરાઓ...બ્રહ્મભોજન દો... દયા ધર્મ કરો. તબ ઈશ્વર પ્રસન્ન હોગા ઔર વૃષ્ટિ હોગી.'

મહારાજનો આ બોલ સાંભળી એક બે ઘરડા હતા તેયે બોલી ઊઠ્યા, 'બાપજી ખરું કહે છે. ધરતી પર કેટલું બધું પાપ વધી ગયું છે! એ તો ભલું થજો એ શેષનાગનું કે હજુ આટલો ભાર વહી રહ્યો છે. નં'ક આ પૃથ્વી પર કાંઈ પાપાચાર ઓછો થાય છે.'

'પહેલાં તો હવન કરાવતા. કથા કીર્તન થતાં... ધર્મ પળાતો. હવે તો એમાંનું કાંઈ રહ્યું નથી. પછી ભગવાને શું કરે!'

આવી વાતો ચાલતી હતી અને હું મંદિરમાં ગયો. ગામના સરપંચ મને ઓળખતા હતા. લોકલબોર્ડનું કંઈ કામ હતું તે મારી પાસે આવેલા. મને મંદિરમાં પ્રવેશતો જોઈ તે જ બોલી ઊઠ્યા :

'કોણ સેવકરામ...આવો આવો...ઠીક મોકા પર આવી ગયા.'

અને પછી તો મને સૌની વચ્ચે જગ્યા કરી આપી. પાણી પાયું. બધા આગેવાનોને અહીં બેઠેલા જોઈ મેં જ સહજ સવાલ કર્યો.

'શાની મંત્રણા ચાલે છે?'

ત્યાં તો એક ડોસાએ અકળામણ કાઢી.

'તમારે ઠીક છે...એક ગામથી બીજે ગામ ફર્યા કરવું છે. પણ અમારે સંસારીને કેટલી વીસે સો થાય છે એની કાંઈ ખબર છે!'

એ ડોસાના અવાજમાં કરડાકી હતી એટલે સરપંચ અધવચ્ચે બોલી ઊઠ્યા :

'ડોહા તમે તો શું જેમ ફાવે તેમ બકે જાઓ છો! આમ સેવકરામ આપણા ખેડૂ લોકોની તકલીફ નથી સમજતા!'

'પણ એમાં શું વળ્યું. એમના જેવાએ તો અધરમ વધારી દીધો છે ને! ઢેડને ભેળભેળ કરીને તો ધરમ અભડાવી માર્યો. તમે જોયા કરો...એવો સમો આવશે કે મૂઠી ધાન ખાવા નહિ મળે. છતિયે પડે તો મને કહેજો ને...'

'કાકા, ઢેડને અને વરસાદને શો સંબંધ!'

'અરે ધરતી રસાતાળ થવા બેઠી તોયે જુઓને કહે છે ઢેડને શો સંબંધ...મારા ભાઈ...તમારા જેવા સેવા કરનારે જ અમારી તો દશા બગાડી દીધી છે. એના કરતાં તો તમે તમારું ઘર સંભાળીને બેસી રહેતા હો તો સારું. અમારે તો કાંઈ સેવા નથી જોઈતી.'



'એમા ડોસા ઠીક કહતા હૈ...ધર્મ સબસે બડી ચીજ હૈ..વો નહિ તો ફીર કુછ નહિ હૈ...શાસ્ત્રમેં ભી ભગવાનને યહ કીયા હૈ...' ગાંજાનો ધુમાડો કાઢતાં કાઢતાં મહંત વચ્ચે બોલી ઉઠયા.

'હું પણ એ જ કહું છું.' મેં મહંત સામે જોઈ ને કહ્યું : 'ધર્મ મોટી વસ્તુ છે. દરેક મનુષ્યે પોતાનો ધર્મ પાળવો જોઈએ. ધર્માનુસાર આચરણ કરવું જોઈએ.' મારા આ ઉદ્દ્ગાર સાંભળી બધા ખુશ થયા હોય એમ લાગ્યું. પણ મેં ધીમે રહીને મહત્ત્વની વાત ઉમેરી, 'પણ ધર્મ એટલે શું ? ટીલાં ટપકાં કરવાં, માળા ફેરવવી, ઢેડને ન અડવું...માણસ જેવા માણસનો તિરસ્કાર કરવો એ ધર્મ છે! જો એવું જ હોત તો...તો અમેરિકા, રશિયા અને યુરોપમાં ભૂખમરો જ થવો જોઈએ. કારણ કે તમારા કહેવા પ્રમાણે તો ત્યાં ધર્મ રસાતાળ ગયો છે.'

'અરે આપ દુસરે દેશોકી બાત લાતે હૈ... અપના દેશકી બાત કરો ના ?'

'હા, આપણા દેશની વાત કરીએ...ચેરાપુંજી, આસામમાં અને ઘાટ પર હર ચોમાસામાં વરસાદ થાય છે. મુંબઈ બાજુ દર વર્ષે ધાર્યો વરસાદ પડે છે. ત્યાં પણ તમારા કહેવા પ્રમાણે તો ધર્મ રસાતાળ ગયો છે. એમ તો ગુજરાતમાં છપ્પનો દુકાળ પડ્યો હતો. એવામાં બીજા પણ નાના મોટા દુકાળ પડ્યા હતા. પણ ત્યારે તો કોઈ ઢેડની છાયાયે લેતું નહોતું. એટલે ઢેડને અડવાને અને વરસાદને કંઈ સંબંધ નથી. સંબંધ છે આબોહવા પર...'

'સેવકરામનું કહેવું યે ખરું છે.' એક આધેડ વયના ભાઈએ કહ્યું, 'તે દા'ડે છાપામાં પણ આવ્યું હતું કે અણુ બોંબના ધડાકાઓથી આબોહવા બદલાઈ ગઈ છે. એની અસર વરસાદ પર પણ થઈ છે.'

'અને ગુજરાતમાં નથી જંગલ, નથી પર્વત, નથી નજીકમાં દરિયો...એટલે વરસાદ કઈ રીતે ખેંચાઈ આવે! વરસાદનો બધો આધાર હવામાન પર રહે છે. તમે કે હું હવામાન કેવી રીતે બદલી શકવાના હતા!'

'બાપજી તો કહે છે કે હવન કરાવો તો વરસાદ આવે' સરપંચે ધીમે રહીને વાત જાહેર કરી. તેમના અવાજ પરથી એમ તો લાગ્યું જ કે તેમને યજ્ઞ હવનમાં વિશ્વાસ નહોતો.

'તો બાપજી હવન કરીને વરસાદ લાવે. જો એ રીતે ધાર્યો મેઘ આવતો હોય તો તો કદી દુકાળ પડે જ નહીં! બાપજીને જ પૂછો ને કે અત્યાર સુધીમાં તે હવન કરાવીને કેટલીવાર વરસાદ લાવ્યા છે! આ તો એવું બને કે કાગનું બેસવું અને ડાળનું પડવું એવો ક્યારેક ઘાટ થાય અને લોકો અંધશ્રદ્ધામાં હવનના પ્રતાપે વરસાદ આવ્યો એમ કહે. બાકી એને અને વરસાદને કંઈ સંબંધ નથી. જો હવનથી વરસાદ આવતો હોય તો ચોમાસામાં જ શું કરવા! ઉનાળામાં, શિયાળામાં શા માટે વરસાદ ન આવે! બાપજી જો એ રીતે વરસાદ લાવી શકતા હોય તો ચાલો હું જ ગામેગામ હવન કરાવવાનો પ્રચાર કરું. પણ આ તો ધર્મના નામે પાટા બંધાવવાની વાત છે. ધર્મ આવા ક્રિયાકાંડમાં સમાઈ જતો નથી. ધર્મ તો દયાભાવમાં, માણસાઈમાં અને પરોપકારમાં દેખાવો જોઈએ. હું તો સાદો મંત્ર સમજું છું કે કર ભલા હોગા ભલા...ભલાઈનું કામ કરો એ ધર્મ. કોઈનું બૂરું કરીએ તે અધર્મ. બધા ધર્મોનો આ સાર છે. પૂછો બાપજીને...'

'વો બાત તો ઠીક હૈ. હર ધર્મ જીવ માત્ર પર દયા રખનેકી બાત કરતા હૈ...પર શાસ્ત્રમેં ધર્મ પાલન કી બાત ભી આતી હૈ...ઉસમેં વર્ણાશ્રમ ભી આતા હૈ. શુદ્ર કો અસ્પૃશ્ય ગીના હૈ...'

'કયા શાસ્ત્રમાં આવી વાત લખી છે! લાવો એ શાસ્ત્ર મારી સામે. હું સંસ્કૃત બરાબર વાંચી શકું છું!' લોકોને ઉંઠા ભણાવતા આ મહંત પ્રત્યે મને જરા રોષ ચડ્યો. 'શાસ્ત્રને નામે તમે લોકો ગામડાની પ્રજાને ખોટી ભ્રમજાળમાં નાખો છો. અંધશ્રદ્ધાનાં પડળ ચડાવી લોકોને લૂંટી રહ્યા છો. બાપજી! તમે લોકો જ ધર્મના નામે અધર્મ ચલાવી રહ્યા છો. તમે રામાનંદી મહારાજ છો ને!'





'હા બાપજી રામાનંદી છે.'

'તો રામાયણમાં શું આવે છે! ભગવાન રામચંદ્રે શબરીનાં એંઠાં બોર ખાધાં હતાં કે નહિ! એ શૂદ્ર નહોતી! રામચરિતમાનસના કવિ તુલસીદાસજી શું કહી ગયા છે!

'દયા ધરમકા મૂલ હૈ, પાપ મૂલ અભિમાન...એનો શો અર્થ કરો છો? માણસ પ્રત્યે તે દયા બતાવવી જોઈએ કે અભિમાન? હું ઊંચો અને તું નીચો... એ દયા થઈ કે અભિમાન થયું? ભગવાને તો પ્રાણી માત્ર પ્રત્યે દયા રાખવાની વાત કરી છે. ત્યારે આપણે તો માણસ જેવા માણસ પ્રત્યે જ તિરસ્કાર બતાવીએ છીએ! ઢોરને અડી શકાય.

'કૂતરાને અડી શકાય, વિધર્મીને અડી શકાય...એક ન અડી શકાય હરિજનને! કારણ કે એ તમારા ધર્મનો છે. માટે! એ મુસ્લીમ થઈ જાય તો તેને અડો! ખ્રિસ્તી થઈ જાય તો પણ અડી શકાય અને સાહેબ થઈને આવે તો સલામ પણ કરો...આવી સંકુચિત મનોવૃત્તિને કારણે તો દેશના ભાગલા પડયા. હજી આવું વર્તન રાખશો તો આ છે તેટલાયે હિંદુઓ ખ્રિસ્તી ધર્મમાં કે બૌદ્ધ ધર્મમાં વટલાઈ જશે. બોલો બાપજી...આને તમે હિંદુ ધર્મની સેવા કહો છો કે કુસેવા!'

બાપજી પાસે કોઈ દલીલ નહોતી. એ વારંવાર શાસ્ત્રની, ધર્મની, પરંપરાની રૂઢિની ઢાલ ધરતા હતા. પણ અસત્યનું ઓઢું કેટલો વખત ચાલી શકે! લોકો કાંઈ બોલ્યા નહિ પણ મનમાં તો વસી ગયું કે બાપજીની વાત દેશકાળને અનુકૂળ નથી. એવી મતલબનો ઉદ્‌ગાર પેલા ભાઈએ કાઢયો પણ ખરો!

'બાપજી! તે દિવસે તમે જ નહોતા કહેતા કે સમય સમય બલવાન હૈ, નહિ પુરુષ બલવાન! આજે વિજ્ઞાનનો જમાનો આવ્યો છે. એ વખતે જૂના જમાનાની રીતભાત કેવી રીતે ચાલે! બધું બદલાય છે એટલે રહેણીકરણી પણ બદલાય કે નહિ?'

ત્યારે તો હવનની વાત લગભગ ઊડી ગઈ હોય એમ લાગ્યું. એટલે એક જણાએ સવાલ કર્યો:

'સેવકરામ! તમારી બધી વાત સાચી પણ આ વરસાદ નથી આવતો એનું શું?'

'હું પણ તમને એ સવાલ કરું છું કે શું કરીએ તો વરસાદ આવે?' અને તે ભાઈની સામે જોઈને કહ્યું, 'સૌને વરસાદ જોઈએ છે. એકલા તમારા ગામનો સવાલ નથી, ચોમેર વરસાદની ખેંચ દેખાય છે. પણ એમાં આપણે નાઇલાજ છીએ. કુદરત પર એનો આધાર છે. કુદરત આગળ માનવી લાચાર છે' પછી તો સરપંચે વાતનો દોર હાથમાં લીધો.

'એ તો ખરું જ ને કે કુદરત આગળ કોણ ડાહ્યું છે! વરસાદ આવે છે ત્યારે બંધ થતો નથી. ગઈસાલ એવો પડયો કે વાવવાયે દેતો નહોતો. આ સાલ વળી મોં વાળીને ગયો તે કદી દેખાતો જ નથી. એમાં સેવકરામે શું કરે...અને આપણેયે શું કરીએ.'

'વધુ વધુ તો આપણે ભગવાનને પ્રાર્થના કરી શકીએ ...અને આવી પ્રાર્થના તો રોજ કરવી જોઈએ. પ્રભુ સૌનું કલ્યાણ કરે અને સૌને સુખી કરે...'

'હા, એ ઠીક છે. સેવકરામે આ પ્રાર્થનાની વાત ઠીક કરી. ચોવીસે કલાકની ભજન મંડળી શરૂ કરો. અખંડ સ્તુતિથી જરૂર ભગાવાન અરજ સાંભળશે...' અને બાપજી ફેરવી નાખતા હોય તેમ બોલ્યા,

'મૈં ભી કભી સેં યહ કહતા હું...કે ઈશ્વર–સ્તવન કરો. રામનામ કે જપ કરો...સચ્ચી બાત ઉનકો જરૂર સુનની પડેગી...'

'એમ તો એમ...પણ કાંક શરૂ તો કરો. નહિ તો આમ ને આમ બધું સૂકાઈ જશે.'

ને ગામે અખંડ ભજન કીર્તન શરૂ કરવાનો નિર્ણય કર્યો. તે સાંજના તો હું ગામમાંથી નીકળી ગયો. પણ રસ્તામાં મને એ જ વિચાર આવ્યા કર્યો કે કુદરત આગળ માણસ કેવો લાચાર છે. અને કુદરતને રીઝવવા એ કેવા પ્રયત્નો કરે છે! પહેલાં યજ્ઞ હવન



ભૂપત વડોદરિયા

# સત્તાવનનું માતબર પ્રકાશન

[ ૧૯૫૭ની સાલનું મેણું મીટાવે એવો મનોહારી અભ્યાસલેખ ' આપણી લોકસંસ્કૃતિ ' ભારતી સાહિત્ય સંઘ લિ. તરફથી તાજેતરમાં પ્રગટ થયો છે. એના લેખક છે જાણીતા લેખક અને લોકસાહિત્યના મર્મજ્ઞ શ્રી. જયમલ્લ પરમાર. લોકસાહિત્યના પ્રખર સમર્થક–સમીક્ષક સ્વ. ઝવેરચંદ મેઘાણીએ સ્પષ્ટ નથી કર્યા એવા લોકસંસ્કૃતિના કેટલાક અંશોનું અહીં પદ્ધતિસર અધ્યયન થયું છે. ને તેના સજીવ આલેખનને કારણે તે અનોખું બન્યું છે. એ અભ્યાસગ્રંથનું રસદર્શન અહીં નીચે આપ્યું છે. —તંત્રી ]

ગુજરાતી લેખકોમાં અભ્યાસ ઘટયો છે, ઉદ્યમ ઘટયો છે, ખંત અને પરિશ્રમ માગતી સંશોધનવૃત્તિ ઘસાઈ ગઈ છે ને હળવી વાર્તાઓનો અને નવલકથાનો ફાલ વધ્યો છે તેવી ફરિયાદ આપણે ત્યાં અવારનવાર થાય છે. આ ફરિયાદમાં ઘણું તથ્ય છે તેની ના પાડી શકાય તેમ નથી. લલિત સાહિત્ય બજારૂ કથાઓના ઢાળમાં ઢળ્યું છે તો વિવેચન સંશોધન કે અધ્યયન પણ પાઠયપુસ્તકોના ફરમાસુ ઢાળામાં ઢળ્યું છે તેમ કહેવાનું મન આપણને ઘણીવાર થાય છે. પ્રશ્ન વિવાદાસ્પદ બની શકે તેવો છે ને છતાં બધા વિવાદ પછી તેમાં રહેલું સત્ય નકારી શકાય તેવું નથી. દૃષ્ટિની આવી પંગુતા અને અભ્યાસના દારિદ્રયથી મુક્ત એવાં પુસ્તકો મુદ્દલ લખાતાં નથી કે છપાતાં નથી એમ તો કેમ કહેવાય પણ તેનું પ્રમાણ એટલું જૂજ છે કે તેનાં મૂલ્યાંકનોમાં સમતુલા સાચવવાનું પણ ભારે પડી જાય એમ છે. સ્થિતિ આવી છે ત્યારે સંશોધન કે અભ્યાસની દૃષ્ટિએ પ્રાણવાન ગણાય તેવા પુસ્તકનું પ્રકાશન ' સમાચાર ' બનવા જોઈએ. પણ આપણે ત્યાં સાહિત્ય–પ્રકાશન વિષે આવો ઉત્સાહ પ્રગટતાં હજુ વાર લાગશે એમ કહેવું જોઈએ. સાચોસાચ સમાચારની કંડિકા તો નહીં બનેલું તો પણ સાહિત્યરસિકોની દૃષ્ટિમાં તરત જ વસી ગયેલું ' આપણી લોકસંસ્કૃતિ ' પુસ્તક ૧૯૫૭ની સાલ માથેનું મેણું મીટાવે તેવું છે. '૫૭નું આખું વર્ષ તો હજુ નથી વીત્યું પણ ' આપણી લોકસંસ્કૃતિ ' અને એવા બીજાં થોડાં પ્રકાશનો વર્ષભરની દરિદ્રતાને જરૂર ઢાંકી શકે એમ છે. બીજાં થોડાં પ્રકાશનો એમ તો કહ્યું પણ તે આ વિષયના નહીં જ હોય તેમ અત્યારથી જ કહેવામાં કશો વાંધો નથી. જાણે કોઈ સાદ્યંત રસિક વાર્તા વાંચતા હોઈએ તેવો ભાવ ભૂગોળ, ઇતિહાસ, લોકકલાઓ અને વિવિધરંગી લોકજીવનના સમગ્ર પરીઘને આવરી લેતા લોકસંસ્કૃતિ જેવા અગાધ વિષયને સ્પર્શતા કોઈ અભ્યાસલેખને વાંચીને હૃદયમાં જાગે ખરો ? ' આપણી લોકસંસ્કૃતિ ' વાંચીએ તો જવાબ હકારમાં જ આપવો પડે. ' આપણી લોકસંસ્કૃતિ 'ના સર્જક છે શ્રી. જયમલ્લ પરમાર. કિશોર કથાઓ અને લોકકથાઓ, પક્ષીવિજ્ઞાન અને આકાશ વિજ્ઞાન, નવલિકાઓ અને નવલકથાઓ, જીવનચરિત્રો અને નાટક એવી એમની બહુવિધ સર્જકતાને કારણે એકલા નવલકથાકાર કે વાર્તાકાર તરીકે તેમને ઓળખાવી શકાય તેમ નથી. મૌલિક સર્જક તરીકેની તેમની પ્રતિભા એમની નાની મોટી રચનાઓમાં તો

---

કરતા. પશુનો ભોગ આપતા ! હવે પ્રાર્થના કરીએ છીએ પણ આ બધાની અસર કુદરતના ક્રમમાં થાય છે ખરી ! કે પછી માણસ ફરી ફરીને આ રીતે ઈશ્વરનું શરણું શોધે છે ! કરુણતા તો એ છે કે જે કંઈ થાય છે તે ધર્મના નામે થાય છે ! એક કહે છે કે આ ધર્મની આજ્ઞા છે. બીજો કહે છે કે ધર્મમાં આવું આવતું નથી. તો ધર્મનો અર્થ શો ! એ સાચો અર્થ આ ગ્રામ સમાજને કોઈ સમજાવશે ખરા !







જરૂર ઉપસી જ આવે છે. પણ જેમ 'ખંડિત કલેવરો' કટાક્ષ અને હાસ્યથી વેધક રીતે ઉત્તમ ધ્યેયોને વરેલાં વ્યક્તિત્વોનું માટીપગાપણું બતાવનારી અદ્વિતીય નવલકૃતિ તરીકે જુદું જ તરી આવે છે તેમ 'આપણી લોકસંસ્કૃતિ' પણ તેની દૃષ્ટિની અભિનવતા, શૈલીની પ્રવાહિતા, ભાષાની અભિવ્યક્તિ-શક્તિ અને સંશોધનની મૌલિકતા માટે જુદું જ તરી આવે છે. વિવેચન–સંશોધનને રસાળ અને જીવંત કરનારી સ્વ. ઝવેરચંદ મેઘાણીની લેખિની પછી એવું બીજું નામ શોધવામાં મુશ્કેલી પડે તેવું હતું.—'આપણી લોકસંસ્કૃતિ' એ આવું બીજું નામ પૂરું પાડ્યું છે.

રાષ્ટ્રના સમકાલીન રાજકીય પ્રવાહોને લીધે આપણી લોકસંસ્કૃતિ, એટલે કોની લોકસંસ્કૃતિ, સૌરાષ્ટ્રની કે ગુજરાતની એવો પ્રશ્ન કેટલાકના મનમાં જગાડે તો નવાઈ નહીં. પણ આ પુસ્તક વાંચ્યા પછી આવો પ્રશ્ન શમી ગયા વિના રહેશે નહીં. તે માંહેનાં અવલોકનો બેશક સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિને અનુલક્ષીને થયેલાં છે પણ તેનાં તારતમ્યો આવી સ્થાનિક ભૂમિકાથી પર રહીને મૂલવી શકાય તેવાં છે ને તેમાં સ્થાનિક રંગ અને પ્રાદેશિક હવામાન હોવા છતાં તે તેની મર્યાદાઓ નથી એમ ભારપૂર્વક કહેવું જોઈએ. જેમ કોઈ સમર્થ નવલકથાકાર પોતાની કથામાં કોઈ ચોક્કસ ભૂમિને પોતાની લીલાભૂમિ તરીકે પસંદ કરે ને કોઈ ચોક્કસ સમાજને તેની વાર્તાસૃષ્ટિમાં આવરી લે છતાં તે માંહેનું જીવનદર્શન વિશ્વવ્યાપી અને બધા માનવસમાજો માટે સાચું હોઈ શકે તેવું જ કાંઈક આમાં પણ છે. લેખક કહે છે: 'સૌરાષ્ટ્રમાં ગુજરાત કે ભારતથી વિભિન્ન નહીં પણ વિશિષ્ટ એવું સાંસ્કૃતિક સ્વરૂપ સર્જાયું અને તે લોકસંસ્કૃતિ સ્વરૂપે. એ લોકસંસ્કૃતિ વિશિષ્ટ સ્વરૂપે સૌરાષ્ટ્રની, એક સ્વરૂપે સમસ્ત ગુજરાતની, અનેકના એક સ્વરૂપે સમસ્ત ભારતની.' લેખકના આ કથનમાં સમાયેલો દાવો પુસ્તકનું છેલ્લું પાનું પૂરું થતાં સુધીમાં સબળ બનીને ઊભો રહે છે, શંકાસ્પદ ઠરતો નથી.

પુસ્તકના આમુખમાં આપણા વિદ્વાન વિવેચક શ્રી ડોલરરાય માંકડે આ ગ્રંથને 'મન ભરાય એવો અભ્યાસલેખ' કહ્યો છે. એમાં અભ્યાસ તો છે જ પણ અન્વેષણ પણ છે ને સામાન્ય રીતે મૌલિકતા વિનાની પાંગળી વિદ્વત્તાની જે નિપજે વિવેચન અને સંશોધનને નામે તરી જાય છે તેના કરતાં જુદી જ માટીનું અને જુદી જ ઘાટીનું આ પુસ્તક છે. તેમાં ખરું મહત્ત્વ કંઈ સ્વીકારી શકાય તેવા ઐતિહાસિક વિધાનોનું નથી કે પ્રતીતિકર રીતે ગોઠવેલા ઇતિહાસક્રમનું નથી પણ તેનું સાચું મહત્ત્વ સંસ્કૃતિનો વડલો લોકજીવનની ધરતીમાં કેટલી વ્યાપક રીતે અને કેટલે ઊંડે સુધી મૂળ નાખે છે ને લોકજીવનથી સમૃદ્ધ થઈ તે લોકજીવન ઉપર જ તેની શીતળ અને શાતાદાયક છાયા કઈ રીતે વિસ્તારે છે તેનું જે સચોટ દર્શન આપણને કરાવે છે તેમાં જ છે.

સામાન્ય રીતે માનવસંસ્કૃતિની ચડતી–પડતીનાં રહસ્યો સમજતી કે સમજાવતી વખતે આપણી દૃષ્ટિ સમક્ષ શિષ્ટ સંસ્કૃતિ જ રહે છે. શિષ્ટ સંસ્કૃતિ એટલે શહેરોની સંસ્કૃતિ અને શહેરોની સંસ્કૃતિ એટલે ઔદ્યોગિક ક્રાંતિ અને વૈજ્ઞાનિક પ્રગતિએ આણેલાં પરિવર્તનોની સંસ્કૃતિ. સંસ્કૃતિના ભૌતિક મૂલ્યાંકનોની આખી જડ ત્યાં જ છે. પણ શિષ્ટ સંસ્કૃતિ એ માનવસંસ્કૃતિનો સર્વાંગી ખ્યાલ કદાપિ આપી ન શકે—માનવસંસ્કૃતિને શરીરરૂપે આલેખીએ તો શિષ્ટ સંસ્કૃતિ તેનું મગજ હશે પણ તેનું હૃદય તો લેખક જેને ગ્રામસંસ્કૃતિ કે લોકસંસ્કૃતિ કહે છે તે જ છે. માનવસંસ્કૃતિનાં ભૌતિક પરિણામો સાથે માનવ–સમાજના નૈતિક આચારોનો તાળો મળતો નથી કારણ કે શિષ્ટ સંસ્કૃતિની સાથે લોકસંસ્કૃતિનો વિચાર થતો નથી. માનવસંસ્કૃતિનો આધ્યાત્મિક અર્થ સાચવીને બેઠી છે આ લોકસંસ્કૃતિ. શિષ્ટ સંસ્કૃતિ અને ગ્રામસંસ્કૃતિ છેવટે તો પરસ્પરાવલંબી ને એક જ સંસ્કૃતિનાં જુદાં જુદાં સ્વરૂપો છે તેવા લેખકના વિધાનને મનનીય ગણવું જોઈએ.

માનવસંસ્કૃતિના આ પ્રાણ ધબકારને લેખક જાણે છે

એટલે જ તો સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિને ઓળખાવતો આ ગ્રંથ ક્યાંયે પ્રાદેશિક અસ્મિતાના ભેદ ઊભા કરતો નથી, એ રીતે તેને ઓળખાવતો નથી પણ ભારતના ભાતીગળ સંસ્કૃતિ–કલાપમાં ઇતિહાસ–ભૂગોળની ભિન્નતાએ સર્જેલી, ઉપસાવેલી લોકસંસ્કૃતિઓ સુસંવાદી રીતે કઈ રીતે ગોઠવાઈ જાય છે, સમાઈ જાય છે તેનું રહસ્ય બતાવે છે. સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિ એ નામભેદ છે, ગુણભેદ નથી એ આમાં સમજાય છે ને એટલે જ આ અભ્યાસલેખને પ્રાદેશિક ઇતિહાસ કે પ્રાદેશિક ભૂગોળની મર્યાદા બાંધી લેતી નથી.

પણ આથી રખે કોઈ માને કે તેની શાસ્ત્રીય ચોકસાઈમાં ક્યાંયે ઊણપ છે. એની શાસ્ત્રીય ચોકસાઈ જો પાકી છે તો એ જે પ્રદેશની વાત કરે છે તેના લોકજીવનનો રંગ ફટકિયો નથી, બનાવટી નથી કે ભેળસેળિયો નથી. એમ નથી કારણ કે લેખકનો લોકસાહિત્ય અને લોકકલાનો પરિચય પુસ્તકિયો નથી. લોકસંસ્કૃતિનાં ચિરંતન તત્ત્વોનું વિવરણ અને સંકલન તેઓ સફળતાથી કરી શક્યા છે તેનું રહસ્ય પણ આ જ લાગે છે. સંસ્કૃતિને સ્થળ અને કાળ જાણે બાંધે છે અને નથી બાંધતા. સ્થળ અને કાળ સંસ્કૃતિના કિનારા બને છે, સંસ્કૃતિના પ્રવાહની સમાંતર ચાલે છે, તેને આડા કાપતા નથી. બે કાંઠા વચ્ચે જાણે લોકજીવનનો પ્રવાહ તો અખંડ વહ્યો જાય છે. સમયચક્રની પરિવર્તનશીલતા અને ગતિથી નિર્લેપ રહેતું માનવસંસ્કૃતિનું કેટલુંક અચલ અને સનાતન તત્ત્વ ઓળખવાની ચાવી લેખકે અહીં આપી છે.

'આપણી લોકસંસ્કૃતિ'ની ગ્રંથરચના જોઈએ તો લેખકે પહેલા પ્રકરણમાં સૌરાષ્ટ્રની સંસ્કૃતિની પશ્ચાતભૂ રૂપે તેના સાંસ્કૃતિક ઇતિહાસને બતાવ્યો છે અને તેને સિંધુ સંસ્કૃતિ સાથે જોડી છે. સૌરાષ્ટ્રની સંસ્કૃતિના ઉગમને સિંધુમાં જોવા–બતાવવા માટે લેખકે પુરોગામી ઇતિહાસકારોના જ આધારો લીધા નથી પણ લોકજીવનના જીવંત વહેવારને પણ ટાંકી બતાવ્યો છે. લેખક જાણે અહીં સચોટ રીતે એમ બતાવે છે કે ગમે તેટલો પ્રમાણભૂત હોય તોયે લખેલો ઇતિહાસ એ લખેલો ઇતિહાસ—સાચો ઇતિહાસ તો લોકજીવનમાં આપોઆપ બોલી જ ઊઠતો હોય છે.

સિંધુ સંસ્કૃતિના કલાસંસ્કારો, વેશભૂષા, રહનસહનનું સામ્ય સરસ રીતે તેમણે બતાવ્યું છે. સૌરાષ્ટ્રની સંસ્કૃતિને અસૂર સંસ્કૃતિ અને સંભવતઃ અનાર્ય તરીકે ઓળખાવતા લેખકે આગળ ચાલીને ઋગ્વેદના કાળથી તે આજ સુધીના સૌરાષ્ટ્રના સાંસ્કૃતિક ઇતિહાસપટ પર વિહંગદષ્ટિ ફેરવી લીધી છે. આ પ્રકરણમાં સૌરાષ્ટ્રના ઇતિહાસની કેટલીક મહત્ત્વની વિગત તેમણે આપી છે તે તેમની સંશોધક દૃષ્ટિનો જ પ્રસાદ કહેવાય. સૌરાષ્ટ્રને પોતાના ઇતિહાસ જેવું જ કંઈ ન હોય તેવો ભ્રમ પેદા કરે એટલી હદે તેને વિષે જ્ઞાન–માહિતીનો અભાવ પ્રવર્તે છે.

આધુનિક સંસ્કારિતાને હવે લોકકલાઓમાં રસ જાગ્યો દેખાય છે ને લોકગીતો દેશી કલાકારીગરીની આકર્ષક વસ્તુની જેમ શહેરના બજારોમાં આવવા માંડ્યાં છે ત્યારે રાસરાસડા અને ગરબીગરબાના ભેદ કોઈ જાણતું નથી ત્યાં તે જાળવવાની પછી વાત જ ક્યાં રહી? લેખકે આ ચારેયના લક્ષણોનો ભિન્નતા સારી રીતે સમજાવી છે.

એ પછીના પ્રકરણમાં લેખકે આપણા જુદાં જુદાં લોકનૃત્યોની વિગત આપીને પઢારોના રાસ, કોળીઓ, ભરવાડોના ને આયરોના રાસ, ટિપ્પણી, રાસ અને મટકા, સીદીઓની ધમાલ આજે જે રીતે પ્રયોજાય છે તેનું સવિસ્તર વર્ણન કર્યું છે. આ કલાઓના ઘડતરમાં સાગર સંસ્કૃતિ, ગોપસંસ્કૃતિ, કૃષિસંસ્કૃતિ ને ક્ષાત્ર સંસ્કૃતિએ કેવું વૈવિધ્ય આણ્યું છે તે પણ લેખકે અભ્યાસી રીતે દર્શાવ્યું છે.

સંતવાણીમાં સૌરાષ્ટ્રના કેટલાક તળપદા સંતોની ગુરુશિષ્ય પરંપરા અપાઈ છે તે ભેત્રણ વિશિષ્ટ પ્રકારોની પિછાન પહેલીજ વાર અહીં મળે છે.

મુસ્લિમોના મહાપર્વ મોહર્રમ વિષે લેખકે એક સ્વતંત્ર પ્રકરણ આપ્યું છે ને તેમાં તેનું વિગતવાર વર્ણન





મળે છે. આવાં લોકપર્વોમાં લોકજીવનના કેટલાક પાસાંઓ છતા થયા વિના રહેતાં નથી ને તેનો અભ્યાસ સંસ્કૃતિ-વિકાસની દૃષ્ટિએ કેટલો ઉપયોગી થઈ પડે તે પણ આમાંથી સમજાય છે.

'આપણું લોકસંગીત' એ નામનું પ્રકરણ જેટલું સુલિખિત છે એટલું જ માહિતીપ્રદ અને માર્ગદર્શક છે. લેખકે અહીં તેનો અભ્યાસી પરિચય આપ્યો છે ને તેના ભયસ્થાનો બતાવ્યા છે. સંઘયુગની નૂતન ભાવના આરોપીને નવા સંઘગીતો આપવાની આવશ્યક્તા તેમણે યોગ્ય રીતે જ દર્શાવી છે.

'પ્રકૃતિપરાયણ લોકજીવન'માં લેખકે લોક હૃદયમાં છલકાતી પ્રકૃતિના મનો અને લોકજીવનને પ્રકૃતિ પાસેથી સાંપડતા પ્રેરણા-પીયૂષનો ખ્યાલ આપ્યો છે.

સૌરાષ્ટ્રના લોકજીવનમાં જે ભક્તિભાવ, શૌર્યતેજ અને સૌંદર્યદૃષ્ટિ વિલસે છે તેનો રસમય પરિચય લેખકે 'ભક્તિ શક્તિ અને સૌંદર્ય' નામના પ્રકરણમાં વિગતપૂર્વક આપ્યો છે. કવિશ્રીકંઠે સુયોગ રીતે જ પંચરત્નોના પ્રદેશ તરીકે સૌરાષ્ટ્રની પ્રશસ્તિ ગાઈ છે. એ પંચરત્નો એટલે નદી, નારી, તુરંગ, સોમનાથનું શિવલિંગ અને દ્વારકાધીશ નદી એ સમૃદ્ધિનું, નારી સૌંદર્યનું, તુરંગ એટલે અશ્વ એ શક્તિનું અને સોમનાથ તથા દ્વારકા એ ભક્તિનું પ્રતીક છે. સૌરાષ્ટ્રના સાધુસંતોએ જે ભક્તિભાવ જગાડ્યાં તેમાં તરંગી ઈશ્વ-નિષ્ઠા ન હતી પણ ઉન્નત માનવનિષ્ઠા હતી. શૌર્યનો જે સંસ્કાર સૌરાષ્ટ્રે ઝીલ્યો અને જાળવ્યો તે સમરાંગણની શૂરવીરતા જ ન હતી, જીવનસંગ્રામની છે ને સૌંદર્ય તે માત્ર નારીશરીરનું નહીં પણ જીવનસમગ્રનું. એ સૌરાષ્ટ્રના લોકજીવનને તાણેવાણે કઈ રીતે વણાયેલું છે ને તેમાં રંગ મિલાવટમાંથી છેવટની ભાત્ય કેવી ઉપસી આવે છે તે લેખકે સારી રીતે દર્શાવ્યું છે.

લેખકે લોકજીવનમાં સાહજીક બની ગયેલી કપડાંની ભરતની કલા, ગૃહસુશોભનની કલા, જુદીજુદી જાતિઓના પહેરવેશ અને આભૂષણનું વૈવિધ્ય ઝીણવટથી વર્ણવેલ છે ને બધી કલા પાછળ સંસ્કૃતિની જે ભૂમિકા છે તેમાં લોકજીવનની પ્રકૃતિ પરાયણતા કઈ રીતે ઊતરી છે તે દર્શાવ્યું છે.

સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિના વિશિષ્ટ અંશોની ઓળખાણ આપવા માટે ઇતિહાસના અને ગીત-નૃત્ય-સંગીતના જે જ્ઞાન અને જાણકારી જોઈએ તે તેમની પાસે છે એટલે આ કામમાં તેઓ ખૂબ સફળ થયા છે ને લોકસંસ્કૃતિના કેટલાક અંગોનું સજીવ અને સુભગ નિરૂપણ કરી શક્યા છે. લોકસંસ્કૃતિના સારા-માઠા અંશોની તારવણી કરતી વિવેકદૃષ્ટિ ન હોત તો આવા વિષયોમાં જે બનવું ખૂબ જ સ્વાભાવિક છે એ જ બનત—લોકસંસ્કૃતિની અંધશ્રદ્ધાળુ વંદના. લેખક તેમાંથી બચી ગયા છે.

શ્રી. ડોલરરાય માંકડે આ લેખમાં કહ્યું છે: 'મેઘાણી પછી મન ભરાય એવો અભ્યાસલેખ આટલે વર્ષે એમના શિષ્ય જેવા જયમલભાઈનો લખેલો આ પહેલો મળે છે. મેઘાણીએ સ્પષ્ટ નથી કર્યાં એવા કેટલાક અંશોનો અહીં પદ્ધતિસર અભ્યાસ થયો છે.'

ગુરુ કરતાં શિષ્ય સવાયા થાય છે ત્યારે સાચું ગુરુપદ ગૌરવ લે છે. નાનપ કે ઓછપ અનુભવતું નથી. મેઘાણીભાઈ આજે જીવતા નથી પણ જીવતા હોત તો જરૂર એ આ ગ્રંથ જોઈને આનંદનો ઉદ્રેક અનુભવત.

'આપણી લોકસંસ્કૃતિ' લેખકની એક અંગત કલાસિદ્ધિ કરતાં વધુ મહત્ત્વની ગ્રંથરચના છે ને અર્વાચીન ગુજરાતી સાહિત્યના રત્નો માંહેનું એક એ ગણાશે તેમાં શક નથી. સંશોધનની કેડી ભૂલેલી કંઈક કલમોને પાછી વાળે એવા આ દોહ્યલા પુસ્તકને આવકારતાં આનંદ થાય એવું છે. પ્રાંતપ્રાંતના સાહિત્યોનો વિનિમય ઉત્તેજવાનો આશય સેવતી દિલ્હીના સાહિત્ય અકાદમી જેવી સંસ્થા જ આવાં પ્રકાશનોને ઝાઝા હાથો સુધી પહોંચાડી શકે. લેખકને અને પ્રકાશક-સંસ્થાને બન્નેને એ અભિનંદન અપાવે તેવું છે.*

*આપણી લોકસંસ્કૃતિ: લેખક: જયમલ્લ પરમાર. પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ લિ., ગાંધીરોડ, અમદાવાદ કિંમત રૂા. ૬/૦

★






સમાજની આર્થિક અસમાનતા, મોંઘવારી અને શારીરિક પોષણના અભાવે ઘસાઈ ગયેલાં શરીર તેમજ કુટુંબનિયોજનની સમજણનો અભાવ આજે કેટલાંય કુટુંબોને તારાજ કરી રહ્યો છે. કોડભરી યુવતીઓનાં શરીર સાવ નંખાઈ ગયેલાં દેખાય છે. ઉપરાઉપરી બાળકો રીતસર લાદવામાં જ આવે છે ત્યારે જે કરુણતા વ્યાપેલી જોઈએ છીએ તે કરુણતા આત્મઘાત જેટલી જ ગંભીર અને વિચારણીય છે.

જાતીય ભૂખ એ કુદરતી છે એ વાત સાચી. પણ એ ભૂખ સંતોષવામાં જ્યારે અમર્યાદિતપણું અને એકાભાવસ્થા આવી જાય છે ત્યારે તે પતિ અને પત્ની બન્ને માટે હાનિકારક બને છે. તેમાંય જ્યારે ટૂંકી આવક હોય અને પતિ, પત્ની કે બાળકોને પૂરું ખોરાકનું પોષણ ન આપી શકાતું હોય ત્યારે તો કરુણતા માઝા જ મૂકે છે. એક તો આને કારણે સ્ત્રી નંખાઈ જાય છે. ઉપરાઉપરી બાળકો જન્મે અને પૂરતું પોષણ ન મળે, ઉપરથી માનસિક અશાંતિ, વિચારભેદને કારણે અવારનવાર ઊભી થતી અશાંત પરિસ્થિતિ—આ બધું બાળકોને સંસ્કાર આપવાનું તો ક્યાંથી જ સૂઝાડે? તેમાંય એકાદ બે બાળક હોય તો હજુય કંઈક કેન્દ્રિત થઈ શકાય. પણ આ બધીયે વિટંબણાઓ ઉપરાંત પાંચ છ બાળકો હોય ત્યારે એ બાળકો નથી શારીરિક પોષણ મેળવી શકતાં, નથી માનસિક પોષણરૂપી સુસંસ્કાર પામી શકતાં. સાવ નંખાઈ ગયેલી તેમની માતામાં તો બાળકોને કેળવવાની, તેમને ઉછેરવાની, તેમનામાં સારા સંસ્કાર રેડવાની કે બાળકો માટે ગૌરવ લેવાની હોંશ જ નથી રહી હોતી. પછી પતિની જાતીય ભૂખ સંતોષવાની એ સ્ત્રીમાં કઈ રીતે પ્રેરણા જાગે? અને છતાંય પતિને સમજાવવામાં એ નિષ્ફળ નીવડે, પતિનો સામનો ન કરી શકે ત્યારે એ પત્નીની કેવી કરુણ દશા થાય છે?

આપણે સામાજિક અસમાનતા દૂર કરવાની વાતો કરીએ છીએ તે આમ દૂર ને દૂર રહેવા પામે છે. સંસ્કાર અને સમજણનો અભાવ એકલો અભણોમાં જ છે એવું કહી આપણે કેળવણીને વખાણીએ છીએ. પણ ભણેલાં ગણેલાંઓ પણ સમજપૂર્વક ઘણુંય નથી કરતાં ત્યારે કેટલીય વિષમતાઓ ઘૂસી જાય છે. સ્ત્રીને આમાં અડધોઅડધ પુરુષના સાથ સહકાર ને હુંફની જરૂર છે. આ માટે આપણી કેળવણીમાં પદ્ધતિસરનું શિક્ષણ દાખલ કરવાની પણ એટલી જ જરૂર છે.





## વિચારોની કચાશ

નીના મારી પાસે જ્યારે જ્યારે આવતી ત્યારે તેનું હૈયું ઠાલવી દેતી. મારી બેનપણી હતી એ તો સૌ કોઈ જાણતું હતું. ગ્રેજ્યુએટ પણ અમે સાથે જ થયાં. ગ્રેજ્યુએટ થયા પછી તેણે અભ્યાસ છોડી દીધો અને પોતાના ઇચ્છિત પતિ સાથે પરણી ગઈ.

એ વાતનેય દશેક વરસ તો થઈ ગયાં. પ્રેમ-લગ્ન હમેશાં સુખી નીવડે એ આપણે દરેક ઇચ્છીએ છીએ. પણ નીનાની બાબતમાં એ લગ્ન સુખી કહેવું કે દુખી તે કોઈ કહી નહોતું શકતું. પરણીને બીજે જ વરસે નીના માતા બની. માતા બનવામાંય કંઈ ગુનો નથી. પણ ગ્રેજ્યુએટ થયેલી સ્ત્રી હોય, પતિ પણ એટલી જ કેળવણી પામેલા હોય, કંઈક જાતીય જ્ઞાનથી પણ જાણકાર હોય છતાં જ્યારે નીનાનું પહેલું સંતાન દોઢેક વરસનું થાય ન થાય ત્યાં બીજા સંતાનને તેના પર લાદવામાં આવે તે માટે તો પતિની જાતીય ભૂખ સંતોષવા સિવાય બીજું શું કહેવાય? નીનાનું પતિ પાસે કશું ચાલતું નહિ તેમ નહિ. પણ એ એક જ કારણે તેમનામાં એકમેક વચ્ચે ઠીક ઠીક અંતર પડી ગયું.

કંઈપણ વાત બન્નેમાંથી એકેય ક્યારેય સમજપૂર્વક વિચારતું જ નહિ. અને બહારની દુનિયા સાથે પુરુષ તો ઓતપ્રોત થઈ શકે, કંઈક ઘરની વાત ભૂલી પણ શકે. પણ બાપડી નીના શું કરે? અને તેમાંય ઉપરા ઉપરી આવતી સુવાવડોથી તેની કાયા કંતાઈ ગઈ. કૌટુંબિક ઝઘડાઓથી ઘરનું વાતાવરણ પણ સદાય કંકાસિયું રહેતું. આર્થિક રીતે પણ ચાર-પાંચ બાળકોને—અને તેય દોઢ-દોઢ વરસનાં જ અંતરવાળાંને—પૂરતું પોષણ, સંસ્કાર કે વ્યક્તિગત ધ્યાન ન જ આપી શકાય. અને તે કારણે બાળકો યોગ્ય પોષણથી તો વંચિત રહે જ. સંસ્કાર તેમની ઉપર રેડવાની તો વાત દૂર રહી, પણ આપોઆપ પડ્યા તેય જાણે નિવારી ન શકાય તેવા. નીનાની જાણે તે માટે જરાય જવાબદારી જ ન હોય!

ગ્રેજ્યુએટ થયેલી માતા બાળઉછેર વિષે વાંચે, બાળકોના સંસ્કાર માટે વિચારે, તેના પોષણ માટે સતત ચિંતાતુર રહે. પણ ઉપરાઉપરી થયેલાં પાંચ બાળકોએ નીનાનું શરીર કાંતી નાખ્યું હતું. તે સાવ હતોત્સાહ બની ગઈ હતી. શારીરિક નબળાઈ અને તકલીફોએ તેને સાવ નિરાશ બનાવી દીધી હતી. અને જ્યારે જ્યારે નીના મળતી ત્યારે એ જ જૂની પુરાણી રામાયણ મારી પાસે રજૂ કરતી.

નીનાનું બધું સાચું હશે તેમ માની લેવાની ભૂલ આજેય હું નથી કરતી. છતાં તેના પતિની તેના તરફની જે ભલી લાગણીઓ, પ્રેમની સતત વહેતી સરવાણી, નીનાની પ્રગતિ વિષેના વિચારો તેના લગ્ન થયા પહેલાં મેં જાણેલા તે બધાંમાંથી કશું જ નહિ રહ્યું હોય? નીના તરફનો અસંતોષ ભૂલવા જ જાણે આ બધી વૃત્તિઓ દાબી દેવાને બહાને તે આમ સાવ બેફામ બની ગયા હશે? નીના ગ્રેજ્યુએટ છે છતાં આર્થિક રીતે પોતાને કશી જ મદદરૂપ નથી થતી એવું તેમના મનના ઊંડાણમાં ડંખતું હશે?

નીનાના પતિ સાથે મળવાનું તો ઘણીયવાર થાય છે, પણ તેમની સાથે આવી



અંગત વાતો કરેલી જ નથી એટલે તેમને આ બધું પૂછવાનું મન જ નથી થતું. પણ નીનાનો આ પ્રશ્ન હંમેશ મને વિચારમાં તો મૂકી દે છે. પ્રેમલગ્ન, લાગણીવશતા, પતિ સાથે કે પત્ની સાથે નિખાલસ બનવાનો અભાવ, આર્થિક મર્યાદા, કૌટુંબિક ફરજોનું ભાન, બાળઉછેર અને જાતીય જ્ઞાન એ બધું લગ્ન પહેલાં જ પૂરેપૂરું વિચાર્યું હોત તો નીના જેટલી હેરાન થાય છે તેટલી ન જ થઈ હોત. આપણા સમાજમાં આટલું જ થવું ખૂબ મુશ્કેલ છે ને!

## અંધાપાની ઓથ

ઓગણચાલીસ વર્ષનાં કમળાબહેન સાવ નિરાધાર. તેમાંય વળી પાછાં અંધ એટલે પોતાના પગ ઉપર ઊભાં રહી શકે તેવી એક પણ બારી એમને માટે ખુલ્લી ન હતી. કદાચ કોઈ રડ્યું ખડ્યું સગું મળી આવે. પણ તે પણ બેઠા બેઠા પણ કંઈ કામમાં ન આવે તેવી વ્યક્તિને સંઘરવા, અરે સાજીસમી, કામ આપી શકે તેવી વ્યક્તિને પોષવા પણ કોણ તૈયાર થાય છે તે કમળાબહેનને માટે કોઈ તૈયાર થાય! બહુ લાગતું હોય તો તેમને આશ્રમના દરવાજા સુધી વળાવી જાય.

કમળાબહેનનું પણ એવું જ થયું. આશ્રમમાં આરામથી રહેવા લાગ્યાં. ધીમે ધીમે તેમને ત્યાંનું વાતાવરણ સદી ગયું. નાની મોટી બધીય જાતની બહેનો—તેમાં તોફાની ટોળકી પણ જુદી તરી આવતી હોય. ફાવે તેમ પોતે વર્તે અને બીજાને પણ પોતાની ટોળકીમાં ખેંચવા પ્રયાસ કરે. અને તેમાંય આશ્રમનું વાતાવરણ કેટલેક અંશે એવું સ્વતંત્ર બની જાય છે કે કોઈ કોઈને માટે એકબીજાને પડી નથી હોતી. ઝાઝી સંખ્યામાં વ્યક્તિગત દેખરેખ ઓછી રખાય. તેનો લાભ કમળાબહેનને પણ ઠીક મળ્યો. શરૂઆતમાં સીધાં સાદાં લાગતાં મોટી ઉંમરનાં કમળાબેન નાની તોફાની છોકરીઓ કરતાં પણ ચડી જાય તેવાં નીકળ્યાં. આશ્રમનાં સુપ્રિન્ટેન્ડન્ટ પાસે રોજેરોજ તેમની ફરિયાદ પહોંચતી, પણ આ તો વાતાવરણની સદી ગયેલી અસર હતી તે કેમ નાબુદ થાય! એ પણ જાણે મોટાબહેનને પજવવા જ ત્યાં પહોંચ્યા હોય તેમ તેમને બરાબર કંટાળો આવે એટલી હદે પહોંચ્યાં.

સુપ્રિન્ટેન્ડન્ટ બહેને તેમને અંધ આશ્રમમાં મોકલવાનું નક્કી કર્યું. તેમના જેવાંની સાથે જ રહે તો તેમના કાર્યમાં પણ તે રસ લેતાં થાય. કારણ તેમના આશ્રમમાં તો અંધ કમળાબહેન જાણે કોઈ નવતર વ્યક્તિ હોય તેમ તેની પાછળ પાછળ નાનેરાં તોફાની ટોળાં પજવણીમાં બાકી નહોતાં મૂકતાં. એટલે તો કમળાબહેન પણ એ ટોળકીને પહોંચી વળે તેવાં જ થઈ ગયાં!

કમળાબેન હવે તો નાનકડા અંધ આશ્રમમાં રહે છે. અને તેમને માથે જ શરૂથી ભાર નાખવામાં આવ્યો છે. પોતે ઉંમરમાં સૌથી મોટાં છે. એટલે બધાં જ ભાંડુઓ જાણે તેમનાં જ બાળકો હોય તે રીતે તેમને રાખે છે. તેમની સાથે આનંદથી રહે છે અને બધીય ફરિયાદ કોણજાણે કેવીરીતે ઊડી ગઈ અને ડાહ્યાંડમરાં થઈ ગયાં. વાતાવરણની અસર તેમના ઉપર મોટી થઈ. અહીંનાં બાળકો કોઈ જ તોફાની કે મુંઝવતા નહોતાં. અને બીજું પોતે કંઈક છે એ ભાવના

અહીંઆ તેમને શરૂઆતથી જ મળી હતી. સૌનું વડીલપદું તેમને મળી ગયું પછી સૌ પોતાનાં બાળકો છે, વાત્સલ્ય ભાવથી કામ કરવાને તે શક્તિમાન થયાં. અને આજે તે ખૂબ જ આનંદથી રહે છે અને બીજાને પણ પોતાના સમજી એટલા જ જતનથી જાળવે છે.

## બાળકની પિતૃઝંખના

નીતા સાત વરસની અને રીટા તેનાથી દોઢ વરસે નાની હતી. નીતા બે વરસની થઈ ત્યારથી જ તેના પિતાના મગજમાં કોઈ એવા તરંગ (Whims) ઘૂસી ગયેલા કે તેમનું મગજ કંઈક વિચિત્ર દશામાં ઘૂમરાઈ રહેતું. બે વરસનું બાળક પિતૃપ્રેમ પારખતાં શીખે, પિતા માટે સહેજે સમજતું થાય ત્યારે જ તેના પિતાની આ હાલતથી નીતાની બા ખૂબ અકળાઈ ઊઠયાં. એ વખતે તો રીટા પણ જન્મી ચૂકી હતી.

આ બન્ને બાળકીઓના ભવિષ્યની ચિન્તા કરતાં કરતાં ભરયૌવનમાં જ વસુબેન ચિન્તા-ઓથી ઘેરાઈ ગયાં. ધીમે ધીમે કરતાં બન્ને બાળકીઓની ઉંમર વધવા લાગી. સાતેક વરસની નીતાની સમજણ, તેની વિચારશક્તિ, તેની જિજ્ઞાસા, તેની અભ્યાસુ વૃત્તિ, અને બાળકોમાં સહજ એવી અનુકરણશક્તિ કોઈ ઓર ભાત પાડતાં હતાં. રીટા પણ નાની છતાં ઠીક ઠીક ચબરાક હતી. અને આ બન્ને બાળકીઓ એવા સમાજમાં વસતી કે જયાં દરેક બાળકોને માતા-પિતાનું બેવડું વહાલ મળે. તેમાંય આપણા સમાજમાં તો બહારની દુનિયા પુરુષ વગર ન જ ડહોળી શકાય ત્યાં નીતા-રીટાને એનો લાભ મળે જ શી રીતે?

છતાંય વસુબેન બન્ને બાળકીઓને લઈને હંમેશ ફરવા જતાં, કયાંય પણ જોવાલાયક સ્થળે તેમને લઈ જતાં. બહારગામ પણ સાથે જ લઈ જતાં. સમોવડિયાં મિત્રો સાથે ઉજાણીએ કે એવા કોઈ મહત્ત્વના સ્થળે જવાનું ખાસ વસુબેન જ ઊભું કરતાં અને બન્ને બાળકીઓને સાથે પણ લેતાં.

વસુબેન સંસ્કારી હતાં. બાળકોને પિતાની હયાતીમાં પણ પિતાની ખોટ ન લાગે તે માટેના સંસ્કાર રેડવા મથતાં. પણ અતિજ્ઞાન અને વધુ પડતી સમજ માણસને હેરાન કરે છે તેમ વસુબેન પણ હેરાન થતાં. બાળકોની ચિંતા કર્યા કરતાં. બધી સગવડ હોવા છતાં બાળકોને પિતૃપ્રેમ જ નથી મળતો એ વાતે તે સદાય ચિંતાતુર રહેતાં. અને બુદ્ધિશાળી માતાની બન્ને ચબરાક બાળકીઓ માતાની આ વિમાસણ કયારેક જોઈ જતી ત્યારે પૂછી પૂછીને દમ કાઢી નાખતી. હાસ્ય વેરતાં વસુબેન બન્ને બાળકીઓને બીજી વાતે ચડાવીને બધું હસવામાં ઉડાડી દેતાં.

પણ જ્યારે તે એકલાં પડતાં, બન્ને બાળકીઓ ઊંઘી જાય ત્યારે રાતના નિરવ એકાન્તમાં તેમનું મન ગડમથલોમાં અટવાતું. તેમનું અંતર મન હમેશાં તેમને પૂછયા કરતું કે આ બન્ને પુત્રીઓને પિતાનો લહાવો શો? કયારેક પોતે બિમાર પડે તો બન્નેને સાચવે કોણ? બન્ને પુત્રીઓને જરાય ઓછું ન આવે તેની સતત કાળજી રાખતાં વસુબેનનું મન હમેશાં આવા આવા પ્રશ્નોમાં અટવાયેલું રહેતું. પણ તેનો માર્ગેય તેમણે એકલાંને જ શોધવાનો હતો ને? એટલે જ વસુબેન બાળકોમાં ખોવાઈ જતાં. બાળકોને પિતાની ઉણપ ન સાલે



તેની કાળજી રાખતાં. વસુબેન પોતે પણ હંમેશાં જાગૃત રહેતાં. પતિ તરફના પ્રેમનાં ભૂખ્યાં વસુબેન પોતાનું મન પણ એવું કામમાં પરોવી રાખતાં કે એ ભૂખ જાણે ક્યારેય ઊઘડતી જ નહિ. બાળકીઓમાં ખોવાઈ જતાં અને બધું ભૂલી જતાં. ત્યારે નીતા ને રીટાને લાગતુંય ખરું કે જાણે તેમને કશીય ખોટ નથી. પિતૃપ્રેમ પણ માતા પાસેથી જ મળી રહેતો લાગતો.

## ઉછેરની ખામી

રૂઢિચુસ્ત માબાપ અને કુટુંબમાં જન્મેલી વનિતા ઉપર નાનપણથી જ એક જાતનો જાપતો રાખવામાં આવતો. દશ બાર વરસની ઉંમરથી તેનામાં જે સભાનતા આણવામાં આવી હતી તેમાં કુટુંબ અને માત-પિતાનો મોટો ભાગ હતો. તે છોકરી છે, તેને મર્યાદામાં રહેવું જોઈએ, એકલાં ક્યાંય નીકળવું નહિ, કોઈ પુરુષ કે છોકરા સાથે છૂટથી રમવું કે વાત કરવી નહિ આવાં તો કેટલાંય બંધનો તેને બાંધી લેતાં હતાં.

અને આમ વનિતા ઉપર નાનપણથી દબાણો, હુકમો અંકુશો રહ્યાં જ કર્યાં. અને છતાંય, તે બધાંને અવગણીને વનિતામાં વિરુદ્ધ સ્વરૂપે પ્રગટવા મંડયાં. તેનામાં ઈર્ષા, અનુકરણ, દરેકની વાતમાં માથું મારવાની ટેવ અને એવું કેટલુંય પ્રવેશ્યું. પુરુષો અને છોકરાઓના સહવાસની તેની ઝંખના તો એટલી બધી પ્રબળતમ બની કે જો તેનાં લગ્ન વહેલાં ન કરી નાખ્યાં હોત તો તેની વૃત્તિઓ પણ બેફામ બની જાત. પણ રૂઢિચુસ્ત કુટુંબમાં બહુ મોટી ઉંમર સુધી છોકરી કુંવારી ન રહી શકે એટલે વનિતા પણ સત્તર-અઢાર વરસની થાય ન થાય ત્યાં તો તેને પરણાવી દીધી.

લગ્ન પછીય તેની અધૂરી સમજશક્તિ અને દ્વેષીલા સ્વભાવે ખૂબ ખૂબ સહન કરવું પડયું. કોઈ વાતને ગંભીરતાપૂર્વક લેતાં તે શીખી જ નહિ. અને તે કારણે તે શરૂઆતથી હેરાન થવા લાગી. પતિ પાસે પણ વાત કરવાનો તેનામાં ધડો જ નહોતો.

અધકચરું જ્ઞાન, આંધળું અનુકરણ, ઈર્ષાળુ સ્વભાવ અને પારકી પંચાતમાંથી ઊંચી જ ન આવતી વનિતા તેના આ દુર્ગુણો દૂર તો ન જ કરી શકી, પણ વધારતી જ ગઈ. અને તેને કારણે તેને શોષાવું પણ પડયું. તેને કોઈ સાચું માર્ગદર્શન કે સૂઝ આપે તેય તેને કડવું લાગવા માંડયું એટલે કોઈ તેને કશી વાત જ ન કરતું. જીવનનો આનંદ અને જીવનનું સાચું સુખ તે ન જ મેળવી શકી.

## જામફળની જેલી

કાચા લીલા જામફળના કટકા કરી ડૂબે તેટલા પાણીમાં સહેજ સાઈટ્રીક એસિડ નાખી ઉકાળવું. (લીંબુ પણ નાખી શકાય).. કટકા સહેજ નરમ થાય એટલે ઉતારી નાખી ચાયણીથી ગાળી લેવું. ચમચાથી હલાવી તેનું પાણી નીતરવા દેવું. ગાળી નાખેલું પાણી ૧ કપ થયું હોય તો તેની અંદર તેનો ¾ ભાગ ખાંડ નાખવી. ખાંડ મીલાવેલા પાણીને ખૂબ ઉકાળવું. જરાક ઘટ્ટ થાય અને તેનો રંગ બદલાય ત્યાં સુધી ઉકાળવું. લગભગ લાલ જેવો થઈ જાય એટલે ગરમ ગરમ જ

# સર્જનની રાહે — સહજ



**આશાભરી :**

[લે. પીતાંબર પટેલ, પ્ર. આર. આર. શેઠની કંપની, મુંબાઈ. રૂ. ૪/૫૦ ]

શિક્ષણ ક્ષેત્રમાં વ્યવસાય સ્વીકારવાની વૃત્તિ ગુજરાતી સ્ત્રીઓમાં વધતી જતી હોવા છતાં હજુય નર્સ બનવા વિષે ઠીકઠીક પૂર્વગ્રહો સમાજમાં પ્રચલિત છે. મુંબાઈ રાજ્યમાં નર્સના ધંધામાં ખ્રિસ્તી ને મરાઠી સ્ત્રીઓ જેટલી સંખ્યામાં છે એટલી સંખ્યામાં ગુજરાતી સ્ત્રીઓ નથી એ હકીકત પ્રત્યે ઘણા સમાજહિતચિંતકોનું લક્ષ દોરાયું છે ને દિનપ્રતિદિન એ ધંધા તરફ ગુજરાતી સ્ત્રીઓને વાળવા પ્રામાણિક પ્રયત્નો થઈ રહ્યા છે. શ્રી. પીતાંબર પટેલે પણ નર્સજીવનની સારીનરસી બંને બાજુ તટસ્થતાથી જોઈને એ ધંધાની પ્રતિષ્ઠા વધારવા ઉપરાંત એક રસમયી કથા ગુજરાત સમક્ષ રજૂ કરી છે. લેખકની સૌથી નોંધપાત્ર વિશિષ્ટતા એ છે કે એમણે નર્સજીવનની પ્રતિષ્ઠા વધારવા માટે એકપક્ષી પ્રચાર નથી કર્યો. એ ધંધામાં રહેલાં અનેક ભયસ્થાનો એમણે છતાં કર્યાં છે, સેવાના નામે ચાલતો પાખંડ ખુલ્લો પાડ્યો છે, હોસ્પિટલ બંધાવવા માટે લાખો રૂપિયાનું દાન કરતા શેઠસાહેબો રૂપાળી નર્સો સાથે કેવાં ચેડાં કરે છે ને સ્વમાન ને ચારિત્ર્ય જાળવવાં સ્ત્રી માટે કેટલાં કઠણ છે એવી કાંઈક તલસ્પર્શી વિગતો વાચક કંટાળી જવાનો ભય ગણી જઈને પણ રજૂ કરી છે. માત્ર ખટકે એવી હકીકત હોય તો એ કે ગુજરાત પ્રત્યેના ગૌરવથી દોરવાઈને એમણે ચારિત્ર્યનો સઘળો ઇજારો ઉષાબેન, શાંતાબેન ને મંજુને આપી દીધો છે; ગુજરાત ને ગુજરાતની ભાવના વારંવાર રજૂ કરી નવલકથાની વ્યાપકતા મર્યાદિત કરી મૂકી છે. ખ્રિસ્તી સ્ત્રીઓનાં પાત્રોનો ઉપયોગ એમણે કાળજીપૂર્વક કર્યો છે— સોન્સને વ્યભિચારમસ્ત ને છતાં સુંદર ગુણોવાળી ચીતરી, એની બેન બેનીને આદર્શ નર્સ બનાવી છે, આથી ખ્રિસ્તી ધર્મ ઉપર અનૈતિકતાની મહોર મારનારા ઘણા રૂઢિચૂસ્તોને કાંઈક વધુ મોકળા મને તારણો બાંધવાનો આડકતરો અનુરોધ કર્યો છે. ૨૮૬ પાનાંની આ નવલકથાનાં વિશેષ પાનાં ( પા. ૧૨૨–૨૫૪ ) નર્સ જીવનનું ચિત્રણ જ રોકી લે છે અને તે પણ સળંગ રીતે; એથી વાર્તારસને હાનિ પહોંચે છે ને શરૂઆતમાં પ્રવેશેલાં પાત્રોને અણમાનીતી સ્થિતિમાં લગભગ છેલ્લાં પ્રકરણ સુધી બેસી રહેવું પડે એ સ્થિતિ ખૂબ વાચકને ખૂંચે છે.

નર્સજીવન ચીતરવાના પ્રધાન હેતુથી લેખકે વાર્તા શરૂ કરી હોય એમ લાગતું નથી; ધીમે ધીમે એ એમાં એવા ખૂંચી ગયા છે કે એમાંથી બહાર આવવાની આવશ્યકતા એમને 'શાક સહેજ દાઝી' ગયા પછી સમજાઈ છે.

---

બરણીમાં ભરી લેવું. હલાવવું નહિ અને ઠંડું પડે એટલે બરણી બંધ કરવી.

ફળમાં પેકટીન જેટલું હોય તેટલી ખાંડ નાખવી. બફાયેલા પાણીની ચીકાશ ઉપરથી, એટલે કે ચીકાશ વધુ લાગે તો એટલું પેકટીન ઓછું ગણાય. જેલી set કરવા માટે પેકટીનવાળાં ફળ હોવાં જોઈએ, નહિતર તે set નહિ થાય.

*



સંદેશવાહક બનવા મથતી આ નવલકથાની સૌથી ગૌરવભરી વિશિષ્ટતા તો એ છે કે ગામડાની એક ગોરી (મંજરી) ઓરમાન મા ને લાચાર પિતાએ વૃદ્ધ શ્રીમંત સાથે ગોઠવેલા એના લગ્ન સામે બળવો કરી વરરાજા ચોરીમાં પ્રવેશ્યા એ જ ઘડીએ નાસી જાય છે ને ગામ આખામાં આધેડ વરરાજા ચુનીલાલ શેઠની ફજેતી કરાવે છે. જાન ગામમાં પ્રવેશી એ પ્રસંગથી જ શરૂ થતી નવલકથા વાચકના મનની પકડ તરત જ જમાવી લે છે ને એને એ વરરાજા ચોરીમાં પ્રવેશ્યા ત્યાં સુધીનો 'આંખો દેખ્યા અહેવાલ' આપી દે છે. ગુજરાતના ગામડાંના કાંઈક જાગતા જતા ને છતાં ક્રિયાશૂન્ય યુવાનોનાં પોમલા માનસ પર એ ત્રણ તીખા ઝાટકા મારી લેખક આધુનિક યુવાન માનસ પર સુંદર કટાક્ષ કરે છે ને ઓછું ભણેલી ગામડાની મંજુ પણ ક્રાંતિ કરી શકે છે એ વિચાર માત્ર પ્રગટાવી આ નવલકથાની વાચક જુવાન ગ્રામ ગુજરાતણોમાં નવી ચેતના પ્રગટાવે છે. લગ્નની દલાલી પર જીવતા ને હજારો કોડીલી કન્યાઓની જિંદગી બરબાદ કરતા જીવણલાલો, પૈસાના જોરે ગરીબ ને લાચાર માનવીઓને ખરીદી લેતા ચુનીલાલો, પોતાના પેટે નહીં અવતરેલાં બાળકોના ભાવિ સુખ સાથે કશી નિસ્બત ન ધરાવતી ને એમને હાથે કરીને હોળીમાં નાખતી ઓરમાન માતાઓને રસ્તે જતી છોકરીઓના સૌંદર્યને જોઈ મજનુની માફક 'આર' પોકારી કલ્પિત કેફમાં રાચતા, ઓટલાટોળીઓની અર્થ વગરની વાતોમાં અનેક કલાકો બગાડતા યુવાનો વગેરે સમાજજીવનના ભયસ્થંભો લેખકે સારી રીતે રજૂ કર્યાં છે; સાથે સાથે જાગૃત સમાજનાં પ્રતીક સમાં ડૉ. સુધાકર, નયના, બેની, ઉષા દેસાઈ, નૂરજહાં વગેરે પાત્રો દ્વારા કરમાતી લાગતી માનવતાને એમણે તાજી રાખી છે.

નૂરજહાંના પાત્ર અંગે લેખકે અનુભવેલી ગડમથલ વિષે એમણે જ નિવેદનમાં સ્પષ્ટીકરણ કર્યું છે; એ પાત્ર દ્વારા મહોબ્બત ધાર્મિક મર્યાદાઓને ઓળંગી જઈ શકે છે. એ ભાવના કાંઈક અસ્પષ્ટ રૂપમાં રજૂ કરવા યત્ન કર્યો છે તો નૂરજહાંને લેખક વગે કરી શક્યા નથી. મધુસૂદનના પાત્રને તો લેખકે ખૂબ જ અન્યાય કર્યો છે; છેલ્લાં થોડાંક પાનામાં શબ્દચિત્રો દ્વારા એનું વ્યક્તિત્વ ઉપસાવવાના જેટલા પ્રયત્નો કર્યા છે એમાં પણ 'મંજરી'નું વ્યક્તિત્વ વધુ ઉપસી આવે છે. વાચકની લાગણી સંપૂર્ણપણે સર કરતી મંજરી ખૂબ સુખી થાય. એવું તો જોકું નથી જ ઊભું થતું; 'આખી રાત દળીને કોડિયું ભર્યું' જેવી લાગણી પણ કોઈ વાચકના મનમાં મંજરી વિષે જન્મવા સંભવ છે.

શ્રી. પીતાંબર પટેલની 'આશાભરી'ના વિરામચિહ્ન દોષ, મુદ્રણ દોષ ને ક્યાંક ક્યાંક અર્થમેળ વગરના શબ્દોના ઉપયોગ નિરાશા જન્માવે એવા છે. વાર્તાલાપમાં શબ્દાડંબર ઘૂસી જતો હોવાથી ક્યાંક ક્યાંક અવાસ્તવિકતાનું વાતાવરણ જન્માવે છે (પા. ૯૬). વાર્તાના વિકાસ વિષે વાચકને કલ્પનાઓ કરવાની તક આપવાનું લેખકને ગમતું જ નથી—એક તો વધુ પડતાં સ્પષ્ટ મથાળાંથી એ વાર્તારસ હણે છે ને બીજું જે હકીકત રજૂ કરવામાં કાંઈક ચમત્કૃતિની આવશ્યકતા હોય તે સાવ સાદા સ્વરૂપે રજૂ કરી દે છે. મધુની શોધ એ મંજરીનું મહામોંઘું સ્વપ્ન હતું. ૨૫૦ પાનાં સુધી તો માત્ર સંયમભરી ઇંતેજારી સેવતી એ મુગ્ધાનું માનસ જ લેખકે અવારનવાર ચીતરેલું. 'પ્રીતમ આવે' નામના અઢારમા પ્રકરણમાં 'પ્રીતમ' આવ્યાનાં કશાં ચિહ્ન બતાવવાને બદલે મંજરીના વિવાહની ખટપટ લેખકે આદરીને અંતે મધુ 'ઘાયલ થઈને હોસ્પિટલમાં તેના જ વોર્ડમાં આવ્યો હતો' એ વાક્ય દ્વારા પ્રકરણ પૂરું કર્યું. 'મંજરી' 'કાક'ને જોવા જાણવા આશાભરી પ્રતીક્ષા કરતો વાચક મધુને આટલી બિનકલાત્મક રીતે કથામાં પ્રવેશ પામતો જોઈ નિરાશ થાય છે. લેખક આ ક્ષતિ જરૂર ટાળી શક્યા હોત—કાંઈક વધુ વિસ્મયજનક વાતાવરણ સર્જીને.

આમ છતાં પીતાંબર પટેલનો પુરુષાર્થ એળે ગયો નથી. 'આશાભરી' અનેક ગુજરાતણોમાં પોતાની શક્તિ વિષે આશા પ્રગટાવશે, વૃદ્ધ લગ્નો સામે સામા-





જિક જાગૃતિ જગાવશે ને એથીય વધુ નર્સના પવિત્ર વ્યવસાય પ્રત્યે સમભાવ જગાવવા સહાય કરશે. આવી વધુ ને વધુ સંદેશવાહક નવલકથાઓ શ્રી. પીતાંબર પટેલ ગુજરાતને આપતા રહે ને એમાં થોડું વધુ ખમીર રેડતાં રહે તો ગુજરાતને લાભ જ છે.

## ગુજરાતી પર અરબીફારસીની અસર ભા. ૧ :

[ ડૉ. છોટુભાઈ રણછોડજી નાયક, પ્ર. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ. રૂ. ૪/૫૦ ]

ગુજરાતની સંસ્કૃતિનાં અંગઉપાંગો વિષેના સંશોધન દ્વારા ગુજરાતની અસાધારણ સેવા કરતી સંસ્થા ગુજરાત વિદ્યાસભાનું આ અત્યંત સરસ પ્રકાશન છે. એના લેખક ડૉ. છોટુભાઈ નાયક વિદ્યાસભા સંચાલિત શેઠ ભોળાભાઈ જેશીંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવનમાં ફારસીના પ્રાધ્યાપક છે ને આ ગ્રંથ એમના ઘણા વર્ષોના પુરુષાર્થનો પરિપાક છે. વિદ્યાસભા આવી પ્રવૃત્તિ દ્વારા ગુજરાતના ઇતિહાસને સજીવન કરવાનો પ્રયત્ન કરે છે.

આ ગ્રંથમાં ૪૩૮ પાનાં રોકાયાં છતાં હજુ એ અધૂરો જ છે ને એનો બીજો ભાગ ટૂંકમાં જ પ્રસિદ્ધ કરવાની લેખક મહેચ્છા સેવે છે. 'સ્વલ્પાંશે જ ખેડાયેલા આ વિષયને સુવ્યવસ્થિત અને ગવેષણાપૂર્વક રીતે આ ગ્રંથના વિદ્વાન લેખકે વિસ્તારથી ખેડ્યો છે, એવું સંસ્થાના અધ્યક્ષ શ્રી. રસિકલાલ પરીખનું નિવેદન સાવ સાચું છે.

ફારસી ભાષાનો ઉદ્ભવ જ્યાંથી થયો એ ઈરાન દેશના ઇતિહાસની સરસ રૂપરેખા પહેલાં સીત્તેર પાનાંમાં આપીને લેખકે શકોના ભારત આગમન વિષેનો ઇતિહાસ રસિક દૃષ્ટાંતોથી ભર્યો છે. ઈરાનનાં ભાષા, લિપિ અને સાહિત્ય વિષેનો પણ ટૂંકો પરિચય બીજા પ્રકરણમાં આપી ફારસી ભાષા ને સંસ્કૃતિ વિષે પૂરતું જ્ઞાન એ વાચકને કરાવે છે.

ગુજરાત અને આરબો વચ્ચેનો સંબંધ વેપારને કારણે બંધાય છે. ભૌગોલિક અનુકૂળતાઓને લીધે એ સંબંધ વિકસે છે અને અંતે પારસીઓ ઈરાનના ધાર્મિક ઝનૂનથી કંટાળીને ગુજરાતમાં સ્થળાંતર કરે છે. સાથે ફારસી ભાષા પણ લેતા આવે છે. ધીમે ધીમે મુસલમાન રાજ્યો પણ ગુજરાતમાં સ્થપાય છે; આથી ફારસી ભાષાની અસર ગુજરાતમાં વધતી જાય છે.

પહેલાં ૨૦૦ પાનાં સુધી સંસ્કૃતિ ને ભાષાના ઇતિહાસ વિષે રસિક માહિતી ઠાલવતું આ પુસ્તક ૨૧૧ મા પાનાથી કલેવર બદલે છે ને એ વધુ ને વધુ ભાષાશાસ્ત્રનું પુસ્તક બનતું જાય છે ને વધુ ને વધુ શબ્દો ને એના ઉદ્ભવસ્થાનની સામાન્ય વાચકને કંટાળો ચડે એવી ચર્ચામાં લેખક ચડી જાય છે. જો કે આ પુસ્તક સંશોધનાત્મક છે, સામાન્ય માનવીની માહિતી માટે નથી; આથી પુસ્તકને અરસિક બનવા દેવું એ કદાચ સંશોધન ક્ષેત્રે એક અનિવાર્ય નિયમ થઈ પડ્યો છે. સંશોધનનો વિષય જ સંશોધક ને એ ક્ષેત્રના રસિકો માટે છે; આથી વિગતો કંટાળાભરી બને તે માટેનો દોષ સંશોધકને દઈ શકાય નહીં.

ચોથા ને પાંચમા પ્રકરણમાં જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં ફારસી શબ્દો કેટલા બધા વપરાય છે એ બતાવ્યું છે. ગુજરાતી ઉપર ફારસીની ન ભૂંસી શકાય એવી અસર છે ને ગુજરાતીનું શુદ્ધિકરણ (?) કરવાનો પ્રયત્ન ભદ્રંભદ્રિય જ નીવડે એ લેખકે પુરવાર કર્યું છે. જે ખેલદિલી ગુજરાતે ફારસી પ્રત્યે બતાવી એ જ ખેલદિલી આપણે રાષ્ટ્રભાષાના ક્ષેત્રમાં બતાવવાની જરૂર છે કે જેથી ભાષા ઝઘડાનું કારણ ન બનતાં ઐક્યનું કારણ બને.

ડૉ. નાયકને આવા શ્રમભર્યા સંશોધન માટે અભિનંદન ઘટે.

## જીવનની સુવાસ

[ લલ્લુભાઈ મકનજી, પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. રૂ.—/૩૭ ]

મહાન પુરુષોના જીવનમાંથી ચારિત્ર્ય પ્રેરક દૃષ્ટાંતો વીણીને લોકભોગ્ય શૈલીમાં રજૂ કરવા બદલ શ્રી. લલ્લુભાઈ મકનજી અભિનંદનને પાત્ર ઠરે છે. બાળ સાહિત્યના વિકાસમાં પણ યત્કિંચિત્ ફાળો આપવા



નીતિ નવજીવન પ્રકાશન મંદિરે અપનાવી એ આનંદની વાત છે. મહાન પુરુષોના જીવનમાંથી આવાં સચોટ દૃષ્ટાંતો વીણીને બીજી ઘણી પુસ્તિકાઓ આપી શકાય. બાળકો અને પ્રૌઢવયે વાંચતાં શીખતા લોકોને એ ખૂબ આશીર્વાદરૂપ નીવડે.

**બૌદ્ધ ધર્મની પ્રાણી કથાઓ :**
**હિંદુ ધર્મની ,,**
**જૈન ધર્મની ,,**

[ત્રણેયના લેખક : જયભિખ્ખુ પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. દરેકના રૂ. ૧/૨૫ ]

બાળકોને રસ પડે એવી શૈલીમાં ને મોટા અક્ષરે લખાયલી આ વાર્તાપોથીઓ જુદા જુદા ધર્મોમાં પ્રાણીપાત્રો દ્વારા નીતિનો કેવો સુંદર પ્રચાર થયો છે એની પ્રતીતિ કરાવે છે. પ્રસંગોચિત ચિત્રો દ્વારા વાર્તાઓ વધુ રસિક બનાવવામાં આવી છે. આવી પ્રાણીકથાઓ ખ્રિસ્તી ને મુસ્લિમ ધર્મગ્રંથોમાંથી વીણીને પણ રજૂ કરવામાં આવે તો સદાચાર ઉપરાંત ધાર્મિક સહિષ્ણુતાની ભાવના પણ બાળકોમાં વિકસાવી શકાય. શ્રી. જયભિખ્ખુને આ પ્રવૃત્તિ હાથ ધરવા બદલ અભિનંદન ઘટે છે.

**ફિલસૂફિયાણી :**

[ લે. ચિનુભાઈ પટવા, પ્ર. એન. એમ. ત્રિપાઠી લિમિટેડ મુંબાઈ ૨. રૂ. ૪/૦ ]

શનિવારના ગુજરાત સમાચારના અંકમાં છેલ્લાં નવેક વર્ષથી 'ફિલસૂફ'ના ઉપનામે 'પાનસોપારી' શીર્ષક હેઠળ પ્રગટ થઈ ગયેલા તેમ જ ગુજરાત સમાચાર, શ્રીરંગ વગેરે દીપોત્સવી અંકોમાં છપાઈ ગયેલા ૬૬ હળવા નિબંધોને આ પુસ્તકમાં સંગ્રહિત કરવામાં આવ્યા છે. પુસ્તકની વિશિષ્ટતા એ છે કે લેખકે માનવ સ્વભાવનો—એમાંય ખાસ કરીને માનવસ્વભાવની નિર્બળતાઓનો ખૂબ ઊંડાણપૂર્વક અભ્યાસ કર્યો લાગે છે. પુસ્તક વાંચતી વખતે એમ જરૂર લાગે કે એમના પરિચયમાં આવેલ દરેક વ્યક્તિના વર્તનનું ઊંડું અવલોકન કરીને એને પાત્ર તરીકે ઝડપી છે. કેટલીક વસ્તુઓ માનવ-સ્વભાવમાં એવી વિચિત્રરીતે વણાઈ ગઈ છે કે કોઈ બીજી વ્યક્તિ એવું નિરીક્ષણ કરીને એનો નિર્દેષ કરે કે સુધારવા માટેનાં સૂચનો કરે એ કોઈનેય નથી ગમતું. શ્રી. પટવાએ આ બધાય નિબંધોમાં કટાક્ષને એવી સુંદરરીતે વણી લીધો છે કે માનવ નિર્બળતાઓ પ્રત્યે વાચકનું ધ્યાન અજાણપણે દોરીને ધાર્યું નિશાન તાકી શકયા છે.

વધુ ધ્યાન ખેંચે એવી હકીકત તો એ છે કે લેખકને વિષય માટે કયાંય ફાંફાં મારવાં પડયાં નથી લાગતાં. આજુબાજુના જીવનમાંથી—વિશાળ ચિત્રવર્તુળના અંગત તેમ જ સામાજિક જીવનમાં ડોકિયું કરીને—એમણે પ્રસંગો ઝડપ્યા છે. ખુદ પોતાના વ્યકિતગત જીવનને પણ તેઓ બાકાત નથી રાખી શકયા. લગભગ બધા જ પ્રસંગો સામાન્ય છે, વાસ્તવિક છે; અને એમાંથી હાસ્ય નિષ્પન્ન કરવાની લેખકની કળા ખરેખર પ્રશંસનીય છે.

પુસ્તકની પ્રસ્તાવના પણ ખૂબ જ લાક્ષણિક શૈલીમાં લખાઈ છે અને શુદ્ધિપત્રક એટલો હળવી રીતે રજૂ કર્યું છે કે જોડણીની ને અન્ય ભૂલો બદલ લેખકને ક્ષમા કરવાનું મન થાય. પુસ્તકમાં પ્રસંગોચિત ચિત્રો આપીને શ્રી ચંદ્રે લેખકના કટાક્ષને વધુ જીવંત બનાવ્યો છે.

**મેંદીની મંજરી :**

[ લે. વિનોદિની નીલકંઠ પ્ર. ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. મૂલ્ય : રૂ. ૧/૫૦ ]

ચૌદ બાળવાર્તાનો આ સંગ્રહ તેના નામ પ્રમાણે ગુણ ધરાવતો બન્યો છે તે તો દરેક વાર્તા વાંચીને કે સાંભળીને બાળકો જ કહી દેશે. બાળવાર્તામાં જે એકધારાપણું આવી રહ્યું છે તે સામે આપણા લેખકોએ સાવચેત રહેવા જેવું છે. પશ્ચિમના અને બીજા દેશોમાં બાળકો માટે જે વૈવિધ્યભર્યું સાહિત્ય સર્જાય છે તેનું નિરીક્ષણ અને વાચન આપણા





લેખકો માટે પણ જરૂરી છે. વિનોદિનીબેનની આ ચૌદ ચૌદ બાળ-વાર્તાઓ આપણા ચીલાચાલુ પીઢ કે નવતર લેખકો માટે એક નવો દિશાપંથ સુઝાડે છે.

બાળકો નાનાં હોય છે ત્યારે તેમને વાર્તાઓ સાંભળવી ખૂબ ગમે છે. આ સંગ્રહની બધી વાર્તાઓ લેખિકાબહેને બાળકોને સંભળાવેલી છે. અને તેમાંથીય પાછી પસંદ કરીને કાગળ પર ઉતારેલી તે અહીં પુસ્તકરૂપે રજૂ થઈ છે. જે વાર્તાઓ બાળકોને આટલી બધી ગમી ગયેલી તે પુસ્તકરૂપે રજૂ થાય ત્યારે બાળકોને વાંચવી પણ એટલી જ ગમે ને? બાળકો વાર્તા વાંચતાં હોય ત્યારે તેના વાચનરસમાંથી તેમને વાર્તા સાંભળતાં હોય તેટલો જ આનંદ મળતો હોય એવું અનુભવાય ત્યારે તે પુસ્તક બાળકો માટે સફળ ગણાય. આ પણ એવું જ એક સફળ પુસ્તક ગણાય. બાળકો હોંશે હોંશે વાંચે તેવું આ પુસ્તક દરેક બાળકોને વિના સંકોચે વાંચવા હાથમાં આપવું જોઈએ.

**મારી કહાણી :**

[ પ્રયોજક : પન્ના ઠાકોર, કલાનિયોજક : સી. નરેન. રૂ. ૨/૫૦ પ્રકાશક : પન્ના ઠાકોર, ૨૧-૨૨ પ્રીતમનગર, અમદાવાદ, ૬. ]

બાળ માનસ અંગે આપણા દેશમાં બહુ ઓછું લખાયું છે, અભ્યાસ માટે મળે છે, તેનો અભ્યાસ પણ ઘણો ઓછો છે એવે વખતે શ્રી પન્નાબહેને એક સરસ પુસ્તકની કરેલી યોજના ખરેખર આવકાર્ય છે. આ પુસ્તકમાં બાળકના જન્મથી માંડીને તે સમજતું થાય ત્યાં સુધીની ખૂબ જ ઝીણવટભરી નોંધ કરી શકાય તેવું, બાળક પોતે પણ સમજવા જેટલી ઉંમરે પોતાનું વર્ણન માબાપને પૂછીને કરી શકે તેવી કોઠાવાળી પાને પાને રચના કરી છે. તેમાં કલાનિયોજક તરીકે આપણા જાણીતા કળાકાર શ્રી. સી. નરેને જે અભ્યાસુ વૃત્તિથી સહકાર આપ્યો છે તે પણ આ સુંદર પોથીનું સારું આકર્ષણ બનવા પામ્યું છે. બાળમાનસના આછા આછા અભ્યાસુએ પણ આ પુસ્તકને વસાવીને તેનો પોતાના બાળક માટે ઉપયોગ કરાય તો બાળક મોટું થયે એ સામગ્રીમાંથી ઘણુંય જાણી શકે. બાળકો તરફની આપણી બેદરકારી એક સામાજિક ગુનો ગણાવો જોઈએ—તો જ આપણે સ્વતંત્ર રાષ્ટ્રના સાચા નાગરિકને લાયક ગણાઈએ. શ્રી. પન્નાબહેનનો આ પ્રયત્ન જરૂર પ્રશંસા માગી લે તેવો છે. કેળવણીકારો, બાળમાનસના અભ્યાસીઓ અને સંસ્કારી માતાપિતા આ પુસ્તકને વસાવવાયોગ્ય ગણાશે તો ય આ સમૃદ્ધ પ્રકાશનની સફળતા ગણાશે.



## ઊર્મિ-નવરચનાનો દિવાળી અંક

ઑક્ટોબર માસનો અંક દળદાર દિવાળી અંક તરીકે પ્રગટ થવાનો હોઈ ૧લી તારીખને બદલે ૧૯મી ઑક્ટોબરે પ્રગટ થશે તેની ગ્રાહકોને નોંધ લેવા વિનતિ છે. દિવાળી અંક ૧૯મી ઑક્ટોબરે દરેક ગ્રાહકને રવાના થશે.

—વ્યવસ્થાપક



# અર્ધવાર્ષિક અનુક્રમણિકા

## ઊર્મિ નવરચના

વર્ષ ૨૮ : અંક ૧ થી ૬ : એપ્રિલ, '૫૭ થી સપ્ટેંબર' ૫૭. સળંગ અંક ૩૨૫ થી ૩૩૦

[લેખકના નામનો પહેલો અક્ષર કક્કાવારી પ્રમાણે છે, પહેલો આંકડો સળંગ અંક નં. અને બીજો પાનું દર્શાવે છે]

## સાભાર પ્રાપ્તિ—સ્વીકાર

**ઉગા મહેતાજી** ( ચીની ચિત્રકથા ): લીઉ ચી. યુ. અનુ. મહેન્દ્ર મેઘાણી. પાનાં. ૮૨. રૂ ૧/—**ચાંગ અને ચતુરા** : ( ચીની ચિત્રકથા ): ચેન યુઆન-તુ અનુ. મહેન્દ્ર મેઘાણી . પાનાં ૪૬. રૂ. —/૭૫. બન્નેના પ્રકાશક : લોક મિલાપ કાર્યાલય, ભાવનગર. **વિવેક અને સાધના** : કેદારનાથ. પાનાં ૩૫૦. રૂ. ૩/—**હિમાલયનો પ્રવાસ** : કાકા કાલેલકર. પાનાં ૨૪૩ રૂ. ૧/૫૦.—બન્નેના પ્રકાશક : નવજીવન કાર્યાલય, અમદાવાદ : **અંબર ચરખો** : વિઠ્ઠલદાસ મ. કોઠારી. પાનાં ૧૩૯. રૂ. ૧/૫૦. **રાજા રામમોહન રાયથી ગાંધીજી** : મગનભાઈ પ્ર. દેસાઈ. પાનાં ૧૯૬. રૂ. ૧/૫૦. **સરસ્વતીચંદ્ર** : સં. ગોપાળદાસ પટેલ પાનાં ૧૬૨. રૂ. ૧/૨૫—ત્રણેયના પ્રકાશક : ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪ **ત્રિવેણી** : અનામી. પાનાં ૨૬૨. રૂ. ૪/—**બાવા આદમનો ખજાનો** : **રમણલાલ સોની** પાનાં ૧૯૮ રૂ. ૨/૫૦. **વાઘની બોડમાં** : વસન્ત નાયક. પાનાં ૭૦. રૂ. —/૭૫ **મા'રરાજ** : ગુણવંતરાય આચાર્ય પાનાં ૮૪. રૂ. ૧/—**હસતું મોં** : રમણલાલ ના. શાહ. પાનાં ૪૮. રૂ.—/૫૦.—પાંચેયના પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **સોનાનો સૂરજ** : લે. પ્ર. જયંત પંડ્યા. પાનાં ૧૦૦ રૂ. ૧/૫૦. ભક્તિનગર સોસાયટી, રાજકોટ. **મુંબઈ રાજ્યનાં કેટલાંક કૃષિ કેન્દ્રો** : માર્તંડ શિવભદ્ર પંડ્યા. પાનાં ૧૭૨. રૂ. ૨/૫૬. **દક્ષિણ કૈલાસ દર્શન** : સ્વામી પ્રણવતીર્થજી. પાનાં ૨૯૪. રૂ. ૬/૭૫—બન્નેના પ્રકાશક : મહારાજા સયાજીરાવ વિશ્વ વિદ્યાલય, વડોદરા.

*



# નૂતન ભારતનાં તીર્થ












મુદ્રક · દીપક પ્રિન્ટરી · અમદાવાદ

